Reg. No. B. 1785

૧૯૯૪ 卐 કાર્તિક

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૫ 卐 અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સૂઈ રહે પાલવશે ભલા? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઉભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાં ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણોને ખંખેરી નાખ, સદ્ગુણોને ઓપાર. તારે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવાનું છે, અને 'હિંદુ' મટી માનવી થવાનું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે તે એજ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડામાં નથી ભરાઈ રહેવું, કુતજ્ઞાનના ને ધર્મપંથના વાડા તોડી આપણે આપણું સૌન્દર્ય લેઈને વિશાળ માનવસમાજના સાગરને જઈ મળવું છે 'પાટીદાર' નાતના દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એજ શુભ હેતુએ. ભાઈબેનો સમજે:

सुलभा. पुरुषा राजन् सतत प्रियवादिन ।
अप्रियस्य च पथ्यस्य वक्ताश्रोता च दुर्लभा ॥

❧ ❧ ❧

તન્ત્રી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક-નકલના ત્રણ આના

# સમાવેશ

| લેખ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|


---

## બેનોને ઇનામ

આપણી બેનો સ્ત્રી જાતિની અને એકંદરે સમાજની સામાજિક ઉન્નતિ થાય તેવું વિચારતી થાય, માટે તેઓ એ પ્રકારના લેખો લખે તે ઇષ્ટ માનીએ છીએ. એટલા માટે જાહેર કરવામાં આવે છે કે 'પાટીદાર' માસિકના સં. ૧૯૯૪ના વર્ષના અંકોમાં બેનોએ લખેલા બધા લેખોમાં જે બેનનો લેખ ઉત્તમ ઠરશે, તેને રૂ. ૨૫નું અને તે પછી આવનાર બેનને રૂ. ૧૫નું ઇનામ પાટીદાર ભગિનીસમાજ તરફથી આપવામાં આવશે. આ લેખો નાતજાતના કે ધર્મના ભેદ સિવાય કોઇ પણ બેન લખી શકશે. પોતે લખેલા લેખો બારોબાર 'પાટીદાર'મંદિર આણંદ, એ સરનામે મોકલી આપે એવી આશા રાખવામાં આવે છે.

મણિબેન મધુભાઈ પટેલ
મંત્રી, પાટીદાર ભગિનીસમાજ

## જોઇએ છે વિધવા અથવા કન્યા

ચરોતરના અગ્રગણ્ય ગામના, આફ્રિકામાં વસતા, માસિક રૂા. ૧૭૦ની આવકવાળા, સુશિક્ષિત પાટીદારને લગ્ન માટે વિધવા અથવા કન્યા જોઇએ છે. પત્રવ્યવહાર તદ્દન ખાનગી રહેશે.

લખો નીચેને સરનામે:

શિક્ષિત *C/o* 'પાટીદાર'મંદિર, આણંદ

---

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને ઝુલાભાઇ નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૪:૧૧:'૩૭

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ } આણંદ { કાર્તિક
વર્ષ ૧૫ } { અંક ૧

પ્રિય ભાઇબેન,

નવા વર્ષને શુભપ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષના 'સપ્ત-રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐક્યમા, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે નરકમાંથી **સ્વર્ગમાં** પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ 'માસિક' માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સર્વમિત્ર
નરસિંહભાઈ પટેલ,
તન્ત્રીનાં સ્નેહવંદન

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૪

# સમાજમાં સ્ત્રીનું સ્થાન

**સમાજમાં** પુરુષ અને સ્ત્રીનું સ્થાન સરખુંજ હોવું જોઇએ, તેને બદલે અત્યારે સ્ત્રીનું સ્થાન એકદમ ઊતરી ગયું છે. સ્ત્રીઓ પોતે પણ એમ સમજતી થઇ ગઇ છે કે અમે પુરુષો કરતાં ઊતરતાં છીએ, અમારી શી કિંમત છે? પણ એવી નિર્બળતા માની લેવામાં સ્ત્રીઓ ચોક્કસ ભૂલ ખાય છે. જો સ્ત્રીઓ એમ સમજતી રહેશે, તો પુરુષો તો ચોક્કસ તેમને ગુલામડી સમજે છેજ ને સમજશે. પુરુષો કરતાં સ્ત્રીજાતિ તેમજ તેઓનું કાર્યક્ષેત્ર જરાયે ઊતરતું નથી. પુરુષોને જ્યારે પૈસા ઉપાર્જિત કરવાના હોય છે, તેમજ બહારનાં સઘળાં કામકાજ કરવાનાં હોય છે, ત્યારે સ્ત્રીઓને જનનકાર્ય, બાળઉછેર, રસોઇ વગેરે આખા ઘરની વ્યવસ્થાનાં સઘળાં કામકાજ કરવાનાં હોય છે. જોકે સ્ત્રી યોગ્ય રીતે કેળવાય તો તે પૈસા પણ કમાઇ શકે, અને ન કમાય તોપણ કરકસરથી ઘરનો વહીવટ કરી, ત્રેવડ ત્રીજો ભાઇ છે, એ સાબિત કરી આપે. અમુક દેશોમાં સ્ત્રીઓ પોતે પૈસા કમાય છે, ને બહારનાં સઘળાં કામકાજ પણ કરે છે. કુદરતી રીતેજ સ્ત્રીપુરુષના કાર્યની યોગ્ય વહેંચણી થએલી છે. સ્ત્રી ગૃહરાણી છે. તે ન હોત તો આ સૃષ્ટિજ ક્યાંથી હોત? સંસારમાં પુરુષની જેટલી જરૂર છે, તેટલીજ સ્ત્રીની જરૂર છે. અસલના વખતમાં સ્ત્રીઓ દેવીઓ તરીકે પૂજાતી હતી. પ્રાચીન સમયનાં સ્ત્રીપુરુષોના આદર્શો, વિચારો, વગેરે ઘણા સારા હતા, તેથી તે સમયનાં સંતાનો ઘણાં સુદૃઢ તેમજ બુદ્ધિશાળી પાકતાં ને મોટાં થયે મહાન નામના મેળવતાં. અત્યારે પણ સ્ત્રીઓ જો સારી રીતે કેળવાય તો સારી પ્રજા ઉત્પન્ન થઇ શકે. સમય પલટાતો ગયો, તેમ તેમ પુરુષો વિચિત્ર અને વિલાસી થતા ગયા, તેથી કરીને પ્રજા પણ નિર્બળ અને નિસ્તેજ બનતી ગઇ.

આજે તો છોકરીઓ જ્યારથી જન્મે ત્યારથી સમાજમાં ભારરૂપ તેમજ પત્થરરૂપ મનાય છે. તેમના વડીલો તેમની ઉછેર પાછળ બિલકુલ ધ્યાન આપતાં નથી. છોકરીઓને તે શા વા પડવાના છે, એમ મનાય છે. તેમની કેળવણી પાછળ પણ બિલકુલ ધ્યાન અપાતું નથી, તેથી કરીને તેમનો અજ્ઞાન રૂપી અંધકાર નાશ પામતો નથી. ને અજ્ઞાન રૂપી અંધકારથી છોકરીઓને ઘણાં ઘણાં દુઃખો વેઠવા પડે છે. ઘણાં માબાપો એમ કહે છે કે છોકરીને ક્યાં કમાવા જવું છે કે અમારે તેમનું રળેલું ખાવું છે, જેથી કરીને તેમને ભણાવવાની જરૂર પડે? છોકરાની કેળવણી પાછળ જ્યારે હજારોનું ખર્ચ કરે છે, ત્યારે છોકરીની કેળવણી પાછળ નજીવો ખર્ચ કરતાં પણ અચકાય છે ને એમ સમજે છે કે કરેલું બધું ખર્ચ વ્યર્થ જશે. પણ માબાપો ભૂલ ખાય છે. છોકરીના

આખી જિંદગીનો સવાલ જ કેળવણી ઉપર ઊભો છે. જો છોકરી ભણેલી અને કેળવાએલી હશે તો તે તેના ભાવી પતિને પોતાથી બનતી યોગ્ય મદદ આપી શકશે, તે આદર્શ મંત્રી, ગૃહિણી અને માતા બની શકશે, તેમજ પોતાની ભાવી પ્રજા ઉપર સારા સંસ્કારો પાડી શકશે. કેળવાએલી માતાને હાથે ઊછરેલાં બાળકો આગળ જતાં જરૂર સારાં નીવડી શકે. દરેક માબાપની ફરજ છે કે પોતાની છોકરીઓને ગૃહવ્યવસ્થાનું, આરોગ્યશાસ્ત્રનું, બાળઉછેરનું, પાકશાસ્ત્રનું, સંગીતનું, સંસારવ્યવહારનું, સીવણભરત આદિ કળાઓનું ઉચ્ચ નહિ તો જરૂર પૂરતું તો જ્ઞાન આપવું જ જોઇએ. તેમજ સાથે સાથે શારીરિક તાલીમ પણ આપવી જોઇએ, જેથી તેઓનું શરીર સુદૃઢ તેમજ મજબુત થાય. આજકાલ કેળવણીને અભાવે ઘણી સ્ત્રીઓ અડીઅલ, વહેમી, તેમજ અજ્ઞાન હોય છે, તેથી તેમની પ્રજા પણ તેવીજ પાકે છે અને તેથી કરીને દિવસે દિવસે ક્રમાનુગત સમાજની પડતી દશા થઇ છે ને થાય છે. હાલમાં સેંકડે ૯૫ ટકા સ્ત્રીઓ નિર્બળ, બીકણ, નિસ્તેજ ને અલ્પાયુષ્ય હોય છે, તેનાં કારણો શોધવા દૂર જવાની જરૂર નથી.

સમાજમાં સ્ત્રીને બિલકુલ સ્વતંત્રતા નથી. સમાજમાં તેનું સ્થાન તો કેવળ ગુલામડીનું જ છે. તેને સ્વતંત્ર વિચાર કરવાની પણ છૂટ હોતી નથી. તે પોતાની ઇચ્છાથી કંઇ પણ કામ કરી શકતી નથી. મનુમહારાજે કહ્યું છે કે

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने
रक्षन्ति स्थविरे पुत्रा, न स्त्री स्वातंत्र्यमर्हति । ९ : ६ ॥

સ્ત્રીઓને દબાએલી રાખવાના જ વિચારથી આમ લખાયું હશે ને? ગૃહરાણી ગણાતી સ્ત્રી કરતાં તો પગારદાર નોકરો પણ સારી સ્વતંત્રતા ભોગવી શકે છે ને વધારે સુખી હોય છે. પુરુષો સ્ત્રીને કપડાં, દાગીના, તેમજ ખાનાપીના સારૂ ખરીદેલ ગુલામડીજ સમજે છે. જો સધવાની જ આવી દશા છે, તો બિચારી વિધવાના દુઃખની તો વાતજ શી? તેની તો કૂતરા કરતાં પણ ચોક્ખી ભૂંડી દશા થાય છે. વિધવાને અપશુકનીઆળ ગણવામાં આવે છે એ શું ઓછો જુલમ છે? તેનાથી પોતાની દુઃખદ કથની વડીલોની ધાકથી કોઇ પાસે રજુ કરી શકાતી નથી. તેને તો ફક્ત ખૂણે બેસી રહ્યા સિવાય બીજો ઉપાયજ નથી. સમાજમાં તેની તો કોઇ વહાર કરનારજ નથી. જ્યાં સુધી સમાજમાં સ્ત્રીઓ ઉપર આવા સીતમો ગુજરશે ત્યાં સુધી તેનો ઉદ્ધાર ક્યાંથી થશે?

જે સ્ત્રી આજે ધનવૈભવને ભોગવનારી, વાડીબંગલામાં રહેનારી, તેમજ મોટરમાં ફરનારી હોય ને સ્ત્રી કાલે વિધવા થતાં રસ્તાની રખડતી ભિખારણ

કરતાં પણ ભૂંડી હાલત ભોગવે છે. વિધવાને તેના પતિની મિલકતનો વારસો મળતો નથી. તો તો ફક્ત તેનાં સૌભાગ્યકંકણ ઉતારવાનો, તેમજ મને કમને સઘળાં શારીરિક તેમજ માનસિક સુખોનો ત્યાગ કરીને વૈધવ્ય પાળવાનો ને સમાજમાં હડધૂત થવાનોજ વારસો મળે છે. કદાચ પુત્ર સુપુત્ર હોય તો રોટલો ખવરાવે, કુપુત્ર હોય તો લાત મારે; અને કદાચ વિધવા અપુત્ર હોય તો તેનો વારસો ખાનાર તેના સામું પણ જોતા નથી. તે ભિખારી આખો દિવસ તેમની મજૂરી કરે, તાબેદારી ઉઠાવે, ત્યારે માંડ વધ્યું ઘટ્યું ખાવાનું પામી શકે. સમાજમાં પતિ જીવતાં રાણીની પેઠે મહાલનાર સ્ત્રી વિધવા થતાં તેની ઉપર બતાવી તેવી દશા થાય છે એ જોતાં સમાજમાં વિધવાનું કોઇ છે ખરૂં? અને કાચી તેમજ નાની ઉમરે વૈધવ્ય પળાવવાની ફરજ પાડી સમાજે છૂપાં પાપો તેમજ અત્યાચારો અને બીજા અવર્ણનીય જુલ્મોને જન્મ નથી આપ્યો?

કુમારિકાઓની સ્થિતિ પણ સમાજમાં ખરાબ જ છે. તેમને તેમના વડીલો ઘરરૂપી કેદમાં ગોંધી મૂકે છે ને તેમના ઉપર પ્રતિબંધો મૂકે છે. તેમનાથી છૂટથી બહાર જવાય નહિ, કોઇ પુરુષ સાથે વાત થાય નહિ, જ્યાં પુરુષો બેઠા હોય ત્યાં હસાય નહિ કે બોલાય પણ નહિ, સમાન વયની બેનપણીઓ સાથે બહાર ફરવા પણ જવાય નહિ. જ્યારે છોકરીઓ ઉપર આવા કડક પ્રતિબંધો વડીલો મૂકે છે, ત્યારે પોતાના તેજ ઉમરના છોકરાને જાણે સર્વ કંઇ કરવાનો હક્ક તેમજ પરવાનો હોય તેમ વર્તવા દે છે. પણ માબાપોએ સમજવું જોઇએ કે પ્રભુને ત્યાંથી છોકરો અગર તો છોકરી સર્વ કોઇ સરખા હક્ક તેમજ પરવાના લેઇને જન્મ્યું છે. સરખા સંસ્કાર પામેલાં તેમજ સરખા વાતાવરણમાં ઊછરેલાં છોકરાછોકરીઓને સરખી છૂટ અપાતી હોય તો કંઇ ખરાબ પરિણામ આવવાનો સંભવ નથી. પણ પાડાને વાંકે પખાલીને ડામ દેવો એ સમાજનો તેમજ માબાપોનો સ્ત્રીજાતિ પ્રત્યેનો અન્યાયજ છે. પિતાનો વારસો જ્યારે પુત્રને બધો મળે ત્યારે તેજ ઘરમા જન્મેલી તેજ માબાપની પુત્રીને કંઇજ ન મળે. જે ઘરમા તે ઊછરેલી હોય તે ઘરની ચીજ ઉપર પણ તેનો કંઇયે અધિકાર નથી. ઘરની અંદર સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુ પણ જ્યારે ભાઇ અથવા તો માબાપ જાણે દયાદાન કરતાં હોય તેમ ઉદારતા બતાવે ત્યારેજ તે લઇ શકે છે. ખરી રીતે પુત્રીને પણ પિતાની મિલકતનો હિસ્સો મળવો જોઇએ.

સ્ત્રીજાતિ પ્રત્યે બતાવાતી કેળવણીની બેદરકારીથી સમાજમાં અજ્ઞાનતાની બદી ફેલાઇ રહી છે. એ અજ્ઞાનતાને લીધે સ્ત્રીઓ કંઇ છૂટ લેઇ શકતી નથી, તેમજ તેમને જોઇતી કંઇ છૂટ મળી શકતી નથી. તેમને ઘરકામ તેમજ

બાળઉછેરનાં કામમાં કોઇ મદદગાર હોતું નથી કે જેથી કરીને તેઓ ઊંચું માથું કરી શકે. સમાજમાં સાસુઓ તેમજ નણંદો જીવની ડાકણો કરતાં પણ ખરાબ હોવાની ગરજ સારે છે. તેઓ તો વહુને લગ્નરૂપી બજારમાંથી ખરીદેલ ગુલામડીજ સમજે છે. તેને તેઓ વધ્યું ઘટયું ખાવાનું આપે છે, અપમાન કરે છે, ગાળો દે છે, તેનાં છિદ્રો શોધ્યા કરે છે, તિરસ્કારે બેસાડે છે ને તિરસ્કારે ઉઠાડે છે. વળી માર પણ મારે છે. તેથી પણ ન ધરાતાં પોતાના હિચકારા પુત્ર પાસે પણ એ મરાવે છે. પણ સાસુઓ પોતાના પાછળના દિવસો ભૂલી જાય છે કે અમે પણ એક દિવસ વહુઓ હતી અને નણંદ પણ ભૂલી જાય કે હું પણ કોઇ ઘરની વહુ છું કે થઇશ. આવી સ્થિતિમાં સ્ત્રીઓની ઉન્નતિ ઇચ્છનારાઓએ જોવું જોઇએ કે ઉન્નતિ તેમજ બુદ્ધિવિકાસ ક્યાંથી થાય?

અત્યારે તો સ્ત્રીઓને ઘરનું સઘળું કામકાજ, બાળઉછેર ને અન્ય સાંસારિક વ્યવહારનાં કામકાજો કરવાનાં હોય છે. સ્ત્રીઓની સ્થિતિનું વર્ણન ઉપર કરી ગયાં, તે જોતાં આ કાર્યો કેવા ઉત્સાહથી તેમજ કેવી સમજણથી થતાં હશે તેનો ખ્યાલ સહેજે આવે તેમ છે. તેમજ અજ્ઞાન દશા ભોગવતી સ્ત્રીઓ પાસેથી આદર્શ કામની આશા વ્યર્થ છે. અને તેથીજ આપણે જોઇએ છીએ કે સમાજમાં સ્ત્રીઓ પોતાનું કામકાજ પોતે સંપૂર્ણ કરી શકતી નથી, ને કરે છે તે પણ ત્રાસથીજ. તેઓ ઘરકામમાં હિસાબ રાખી શકતી નથી, ખરીદી પણ કરી શકતી નથી, પોતાના કામની યોગ્ય વ્યવસ્થા પણ નથી કરી શકતી.

સમાજમાં લગ્ન વખતે છોકરીની સંમતિ બિલકુલ લેવાતી નથી. માબાપ તથા વડીલોએ પસંદ કરેલા વરની સાથે, મરજી હોય કે ન હોય છતાં, તેણે પરણવું પડે છે. કદાચ છોકરી વિરોધ કરે તો તે ગણકારવામાં આવતો નથી. સમાજમાં છોકરીને જેની સાથે પોતાની જિંદગી જોડવાની છે, તે સાથીની પસંદગી માટે તેને જરાયે હક્ક તેમજ અવકાશ આપવામાં આવતો નથી. વાલીઓએ કુળને કે ધનને લોભે પસંદ કરેલો વર ચહાય તો વૃદ્ધ હોય, કુરૂપ હોય, રોગી હોય, નાનો હોય, દુર્વ્યસની હોય કે ગમે તેવો હોય પણ છોકરીએ તેને માન્ય કરવોજ જોઇએ એવી સમાજમાં પ્રથા છે. એ શું સ્ત્રીજાતિ પ્રત્યે ઓછો જુલમ છે?

લગ્નકન્યા પોતાની મેળેજ વિવેકથી સમજીને યોગ્ય વયે યોગ્ય સાથીની પસંદગી કરે એ ઇચ્છવા યોગ્ય છે. જ્યારે આવાં સમજણપૂર્વકનાં યોગ્ય લગ્નો થશે ત્યારે સમાજ સુખી થશે ને અત્યારની જે વિષમ સ્થિતિ છે તેનો અંત આવશે.

સમાજમાં અયોગ્ય લગ્ન નીચે પ્રમાણે છે: વર વૃદ્ધ હોય ને કન્યા નાની હોય, કન્યા મોટી હોય ને વર નાનો હોય, એવાં વયનાં કજોડાં. ખરું જોતાં તો વરકન્યાની ઉમર સરખી હોવી જોઇએ. વૃદ્ધલગ્નોને પરિણામે કુમળી વયની સ્ત્રીઓની શી સ્થિતિ થાય છે તે કોઇથી અજાણ્યું નથી. વૈધવ્યનાં દુઃખો તો તેમને માથે તાકીજ રહ્યાં હોય છે. કુળને કે ધનને લોભે ખરીદાએલા વરમાં ગુણ ન હોય ને કન્યા ગુણવાન હોય તો તે ગુણનું કજોડું છે. તેવીજ રીતે રૂપનું પણ કજોડું હોય છે. કુળવાનોને તેમજ ધનવાનોને તેમના કુળના તેમજ ધનના મદમાં એક ઉપર બીજી કે ત્રીજી અગર ચોથી કન્યા દેનારા મળે છે. એવાઓને ત્યાં સ્ત્રીઓની શી કિંમત છે? એવી રીતે પરણાવેલી કન્યાઓની લગ્નયા પછી શી સ્થિતિ થાય છે તે વર્ણવવું બહુ દુઃખદાયક છે.

નાનો, પેટાનાતો વગેરેના નાના નાના વાડા પડી ગયા, કન્યાની આપલે કરવાનું ક્ષેત્ર બહુ નાનું થઇ ગયું. રૂપ, ગુણ, ને ઉમરનાં કજોડાં થશે તેની દરકાર કર્યા સિવાય એ ટૂંકાં ક્ષેત્રમાં લગ્નો કરવામાં આવે છે, અને એને લીધેજ કન્યાવિક્રય, સાટાં, તેમજ વરવિક્રય વગેરે થાય છે. તેમાં પણ કન્યાવિક્રયનું લગ્ન તો ખરાબમાં ખરાબ છે. પૈસાને લોભે છોકરીઓના વાલીઓ નથી જોતા કે વરના મોંમાં દાંત છે કે નહિ, ને રોગિષ્ટ છે કે સારો છે, લંગડો છે કે કાણો છે; તેમને નગદનારાયણ મળે એટલે તો તેઓ ગાય રૂપી છોકરીને કૂવામાં ધકેલવાનુંજ સમજે છે. છોકરીનું શું થશે તેનો તેઓ ખ્યાલ કરતા નથી. જે દીકરીને પહેલાં સારું સારું ખવરાવ્યું હોય ને હષ્ટપુષ્ટ બનાવી હોય, તેજ છોકરીની લગ્ન પછી શી સ્થિતિ થશે તેનો વિચાર પૈસાને લોભે છોકરીને વેચનાર એ વાલીઓએ કર્યો છે?

લગ્ન જ્યારે પુરુષને મરજિયાત છે ત્યારે સ્ત્રીને ફરજિયાત છે. સ્ત્રીને પોતાને કૌમાર્ય પાળવું હોય તોપણ તે પાળી શકતી નથી, તેના વડીલો તેને ફરજ પાડીને પરણાવે છે. પુરુષોને જ્યારે એક ઉપર બીજી, ત્રીજી, અગર ચોથી સ્ત્રી કરવાની છૂટ છે, ત્યારે સ્ત્રીને પરણવું એ શી ચીજ છે તેનું ભાન પણ ન હોય તેવી નાની ઉમરે ને વિધવા થઇ પડે તોપણ તેને પુનર્લગ્ન કરવાનો હક્ક હોતો નથી. તેને તો તેની મરજી હોય કે ન હોય છતાં પણ સઘળાં સુખો તજવાં પડે છે ને ફરજિયાત વૈધવ્ય પાળવું પડે છે પુરુષ તો વિધુર થતાંજ પુનર્લગ્ન કરે છે. પુરુષો સ્ત્રીને લગ્નરૂપી બજારમાથી ખરીદેલ રમકડું સમજે છે. લગ્નની પવિત્ર વેદીનો આવો અર્થ થાય તે શું સૂચવે છે?

સમાજમાં સ્ત્રીઓ ઉપર તેમના પતિદેવો બહુજ ત્રાસ વરસાવે છે. તેઓ

તેમના પ્રત્યે એવફા રહે છે, તેમને માર મારે છે, તેમ જ પોતાની સંપૂર્ણ સત્તામાં તેમને સીતમના કોરડા નીચે રાખે છે. અમુક પાશવી વૃત્તિના માણસો આપણી કલમથી લખ્યા ન જાય તેવા અત્યાચારો કરે છે. કામલોલુપ પુરુષ પોતાની સ્ત્રી કોઇ રોગને કારણે કે વધારે બાળકોને જન્મ આપવાથી નિર્બળ તેમજ નિસ્તેજ થઇ ગઇ હોય તોપણ તેને બ્રહ્મચર્ય પાળવા દેતા નથી ને પોતાની કામલોલુપતા સંતોષવા ખાતર તે સ્ત્રીનું શું થશે તેનો પણ વિચાર કર્યા સિવાય તેના શરીરની બરબાદી કરી મૂકે છે. પરિણામે તો વિનાશજ છે. સાસુઓ તેમજ નણંદો પણ પોતાથી બને તેટલો ત્રાસ આપવામાં બાકી રાખતાં નથી.

આ બધાં કારણોથી આપણે છાપાંઓમાં વાંચીએ છીએ તે પ્રમાણે સ્ત્રીઓ દુઃખથી તેમજ ત્રાસથી કંટાળી જઇને બીજો ઉપાય ન સૂઝવાથી કૂવે પડીને, બળી મરીને, ગળેફાંસો ખાઇને, ઝેર પીને, વગેરે અનેક રીતે આપઘાત કરે છે. કોઇ કોઇને તેમના પતિદેવે અગર તો બીજાં વડીલોએ મારી નાખવાના દાખલા પણ બને છે. વિધવા તેમ જ અણસમજુ કુમારિકાઓને કામલોલુપ પુરુષો પોતાની શબ્દજાળમાં કેવી કપટબાજી કરીને ફસાવે છે ને બીજી મળતાં તેની કેવી દશા કરે છે તે વિષે ઘણા પ્રસંગો સમાજમાં જાણીતા છે. સરકારના કાયદામાં પણ સ્ત્રીજાતિ પ્રત્યે હાડોહાડ અન્યાયજ જોવામાં આવે છે. જે સમાજમાં સ્ત્રીજાતિ ઉપર આવા આવા અત્યાચારો થાય તે સમાજનો ઉદ્ધાર ક્યાંથી સંભવે? સ્ત્રીજાતિએ સમાજનું શું બગાડ્યું છે તે તો કોઇ કહેશો?

સમાજમાં જ્યાં માતૃજાતિની આવી અધમ પરિસ્થિતિ છે, ડગલે ને પગલે તેની અવગણના થાય છે, ત્યાં દેશના ઉદ્ધારની આશા રાખવી વ્યર્થ છે.

સ્ત્રીજાતિ પ્રત્યે જ્ઞાનની તેમજ સન્માનની ભાવના, એ બે ઉપર દેશની તેમજ મનુષ્યજાતિની ઉન્નતિનો આધાર છે.

સ્ત્રીઓના પુરુષોને કંઇ પડી નથી. તેઓ તો વર્ષો થયાં સ્ત્રીજાતિને દબાવતા આવ્યા છે. માટે બેનોએ પોતેજ પોતાના ઉદ્ધાર માટે, જાગ્યાં ત્યાંથી સવાર ગણી, કટિબદ્ધ થવું જોઇશે ને વર્ષોથી ચાલી આવતી જુલમી ને નિંદનીય સડેલી રૂઢિને ફગાવી દઇ નવેસરથી સમાજરચના કરવાને તૈયાર થવું જોઇશે. તેમ કરતાં પુરુષોનો સામનો કરવો પડે તો તેમ પણ કરીને આત્મોદ્ધાર માટે સમજીને યોગ્ય પગલાં લેવાં જોઇશે. બેનો જો નીડર ને હિંમતવાન થશે ને પુરુષજાતિ સામે બળવો કરશે, તોજ એકબીજાની મહત્તા શી છે તે સમજાશે ને સંસારમાં સ્વર્ગ ઉતરશે. સ્ત્રીઓ કંઇ નિર્બળ ને બુદ્ધિ વિનાની નથી. અગાઉના મહાપુરુષોએ તેમની (સ્ત્રીઓની) બુદ્ધિની કસોટી કરીનેજ

સ્ત્રીઓને કાર્યેષુ મંત્રીના વિશેષણથી નવાજી છે. ગૃહસ્થાશ્રમ રૂપી જે રથ છે, તેનાં સ્ત્રી તેમજ પુરુષ એ ચક્રો છે. તે બે ચક્રો સર્વ રીતે સમાન જ જોઇએ. તે સરખાં ન હોય તો રથ ચાલી ન શકે. તેમજ સ્ત્રીપુરુષ સમાન ન હોય તો આદર્શ ગૃહસ્થાશ્રમ ચાલી ન શકે, તે બાબત અત્યારની પરિસ્થિતિ દરેક દરેક રીતે સાબિત કરી આપે છે. સ્ત્રીઓ સ્વતંત્રતાને યોગ્ય નથી તે તેમણે પોતે ભૂલી જવું જોઇએ ને ત્યારે જ તેઓ પોતાને માટે યોગ્ય સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે. સ્ત્રીઓએ પોતાના ઉદ્ધાર માટે સરકારની મદદ લેવી પડે તો તે પણ ખોટું નથી, પણ એય ન ભૂલવું ન જોઇએ કે ત્યાં કાયદા કરનાર પણ પુરૂષો જ છે, તેઓ તો કાયદામાં અન્યાય કરતા આવ્યા છે એ જાણીતી વાત છે; અને હજી પણ નહિ કરે તેની શી ખાત્રી? કાયદા ઘડવામાં પણ સ્ત્રીઓની સંમતિ લેવાવી જોઇએ.

છેવટમાં, સ્ત્રીઓએ પોતેજ પોતાની મેળે પ્રવૃત્તિઓ ઉપાડી લેવી જોઇશે ને હાલ ભગિનીસમાજો, પરિષદો વગેરે જે શોભારૂપ મંડળો છે તેમને પલટાવીને યોગ્ય સ્થિતિમાં લાવી મૂકવાં જોઇશે, ત્યારે જ તેઓ અસરકારક પ્રચાર કરી શકશે; અને સાચો પ્રચાર થશે તો જ ઉદ્ધાર જલદી થશે.

એક મહાપુરુષે કહ્યું છે કે હાલ વર્તો છો તેનાથી ઊલટી રીતે વર્તો એટલે બધું ય બરાબર થઇ જશે. આનો અર્થ એજ થાય કે સ્ત્રીઓએ પોતાની હાલની પરિસ્થિતિમાંથી છૂટવા અને આદર્શ સ્થિતિએ પહોંચવા માટે કટિબદ્ધ થવું જોઇશે અને જે ખામીઓ, અડચણો, અન્યાયો, અત્યાચારો વગેરે ત્રાસો વર્ણવ્યા તેને માટે યોગ્ય અને દઢ ઉપાયો યોજી માતૃજાતિનો ઉદ્ધાર થાય એવું કરવું જોઇશે.

મુંબઇ વિમળાબેન શાહ

---

## જ્યોતિસંઘનું પ્રદર્શન

ગયા વર્ષની માફક આ વર્ષે પણ ગાંધીસપ્તાહને પ્રસંગે જ્યોતિસંઘ તરફથી સ્ત્રીઓના હુન્નરઉદ્યોગનું એક નાનું, પણ એ બાબતનો સારો ખ્યાલ આપતું, પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. સ્ત્રીઓના ભરતગૂંથણ, સીવણ તથા હસ્ત-ઉદ્યોગના નમુના ઉપરાન્ત કન્યાશાળાનાં બાળકોએ કરેલા કેટલાક નમુના તથા જ્યોતિસંઘની બાળાઓએ દોરેલાં ચિત્રો, બાંધણીના નમુના વગેરે સારી સંખ્યામાં રજૂ કરવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત નકામી ગણાતી અને નાખી

દીધેલી કેટલીક ચીજોમાંથી ઉપયોગી વસ્તુ બનાવીને પ્રદર્શનમાં મૂકવામાં આવી હતી તે ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. કોલસાનાં તથા ચાકનાં બટન, ફાટેલાં કપડાં, સાડીઓની ફાટેલી કોરો તથા ચીંથરાનાં રમકડાં, ગાલીચા, આસનો ચાંકળા વગેરે અને દિવાસળીનાં ખોખાંની બનાવેલી ચીજો, ખાસ ધ્યાન ખેંચે તેવાં હતાં. નવરાશના વખતમાં નિરુપયોગી ગણાતી ચીજોમાંથી, ખાસ ખર્ચાળ સાધન વગર, નિરક્ષર અગર સાધારણ ભણેલી સ્ત્રીઓ ઘરશણગારની અને ગૃહઉપયોગની કેટલી બધી ચીજો છેક નજીવી કિંમતે બનાવી શકે છે તે આ પ્રદર્શનમાં ખાસ બતાવવામાં આવ્યું હતું. પરંતુ એ પ્રદર્શનમાં સ્ત્રીઓના ઉદ્યોગ અને ધંધારોજગારની આર્થિક તપાસને પરિણામે રજુ કરવામાં આવેલા આંકડા અને તે આંકડા મનમાં સારી રીતે ઠસાવવા માટે બનાવેલાં સુયોગ્ય ચિત્રો તથા નકશાનો જે વિભાગ પ્રદર્શનમાં રજુ કરવામાં આવ્યો હતો તે પ્રત્યે અમે ખાસ લક્ષ દોરવા માગીએ છીએ. આપણા શહેરમાં સ્ત્રીઓને હાથે થતાં કાર્યોમાંનાં લગભગ અઢીસો કામોના આંકડા, વિગતવાર હકીકત, તેમને મળતા પગાર, કમાણી, કલાકે મળતા દર, પતિની આવકમાં વધારો, મહેનતના પ્રમાણમાં મળતું મળતર, તાલીમની આવશ્યકતા વાળા અને તાલીમ વિનાના ધંધા, શારીરિક શ્રમ વાળા અને બુદ્ધિબળના ધંધા—એમ અનેક દૃષ્ટિબિંદુથી અને અનેક પ્રકારના ઉપયોગોની દૃષ્ટિએ આ હકીકત રજુ કરવામાં આવી હતી. શિક્ષિકા, નર્સ અને ટેલીફોન ઑપરેટરથી માંડીને રસ્તામાં ઝાડુ વાળનાર અને બજારૂ સાફ કરનાર સ્ત્રીઓના સર્વ પ્રકારના ધંધાની આર્થિક દૃષ્ટિએ તપાસ—economic survey—કરીને આ આંકડા રજુ કરવામાં આવ્યા હતા. આ સર્વ આંકડા તથા હકીકતનાં પાટીઆં અને ચિત્રો જોતાં બે ત્રણ ખ્યાલ સ્પષ્ટ રીતે ઉપસ્થિત થાય છે. (૧) સ્ત્રીઓ પાસે અથાગ શારીરિક શ્રમ કરાવ્યા છતાં તેમને આર્થિક બદલો પ્રમાણમાં બહુ જુજ મળે એવી સમાજની સ્વાર્થી યોજના છે. (૨) સ્ત્રીઓ શારીરિક શ્રમ અને બુદ્ધિબળ ખર્ચે છતાં તેને પરિણામે મળતી આવકથી માટે ભાગે કુટુમ્બની આવકમાં વધારો કરવામાં આવે છે, પણ સ્ત્રીઓની પોતાની ઇલાહીદી મિલકત તરીકે એ ગણવામાં આવતી નથી. (૩) સરખા જ પ્રકારના ધંધા અને ઉદ્યમ કરનારાં સ્ત્રીપુરુષનાં વેતન અને મજુરીના દરમાં અન્યાયી ભેદ રાખવામાં આવેલો છે. (૪) સ્ત્રીઓ કુટુમ્બની આવકમાં સારો વધારો કરતી હોય, કુટુમ્બનો લગભગ બધો આર્થિક બોજો ઉઠાવતી હોય, તોપણ સમાજમાં અને કુટુમ્બમાં તેમનો દરજ્જો ઊતરતા પ્રકારનો જ ગણાય છે—કુટુમ્બમાં રળતા દીકરાનું સ્થાન, માનપ્રતિષ્ઠા અણુકમાઉ દીકરા કરતાં વિશેષ હોય છે,

પણ રળાતી સ્ત્રીનું સ્થાન તો એ ને એજ હલકી પંક્તિનું ગણવામાં આવે છે.

સારા, યોગ્ય, આબરૂદાર અને કમાણીવાળા ધંધા ન મળવાને કારણે, તે ધંધામાં જોઇતી આવડત અને તાલીમની અનુકૂળતા ન હોવાને લીધે અને યોગ્ય માર્ગદર્શન કરાવનાર કોઇ સહાયક ન હોવાને લીધે, આર્થિક વિટંબણામાં આવી પડેલી કેટલીયે દુર્ભાગી સ્ત્રીઓ પતન પામી સ્વચ્છંદાચારી થઇ અધમ માર્ગે–ધન પ્રાપ્ત કરવાને માર્ગે ઘસડાય છે, તેઓની સ્થિતિનો અને એ જીવનમાં ઘસડાવાનાં આર્થિક અને બીજાં કારણોનો ખંત અને કાળજીપૂર્વક અભ્યાસ કરી તે અધમ માર્ગેથી એવી નિભાગી સ્ત્રીઓને યોગ્ય માર્ગે વાળવાનું કાર્ય જ્યોતિસંઘના કાર્યકર્તાઓ ઉપાડી લે એવી અમે વિનંતી કરીએ છીએ.

માત્ર બે પૈસા જેટલી જૂજ ફીમાં આવું શિક્ષણદાયી અને વાસ્તવિક સ્થિતિનું ભાન કરાવનારૂં પ્રદર્શન યોજી શહેરનાં લગભગ પચાસ હજાર સ્ત્રી-પુરુષોને તેનો લાભ આપવા માટે તેમજ પ્રદર્શનમાં સુવ્યવસ્થા અને ગોઠવણીને માટે જ્યોતિસંઘના સંચાલકોને અમે ધન્યવાદ આપીએ છીએ.

તા. ૧૬ : ૧૦ : '૩૭ 'જ્યોતિર્ધર'

—*—

## પ્રચલિત વિવાહપદ્ધતિ

**આધુનિક** પરિસ્થિતિ તપાસતાં આપણી વિવાહ કરવાની પદ્ધતિ કેવળ હાસ્યાસ્પદ તેમજ સંકુચિત બની ગઇ છે. હવે તેમાં તાત્કાલિક પલટો આણવાની જરૂર છે એમ દરેક સમજુ, વિચારશીલ વર્ગ સમજે પણ છે. માત્ર તેના ઉચ્છેદ માટે જોઇએ તેવાં ઉગ્ર પગલાં લેવાતાં નથી. જે વર્ગ પછાત–કુળહીણ છે, જે વર્ગ પોતાને અન્યાય થયાનો પોકાર કરે છે, તે વર્ગ પણ સીધી કે આડકતરી રીતે એ રૂઢિને સાથ આપી રહ્યો છે, માત્ર અંધ અનુકરણે કસાઇ કુળવાનશાહીનો પૂજક બન્યો છે!

પ્રચલિત વિવાહ કરવાની પદ્ધતિ એટલી તો ભયંકર છે કે તેમાંથી નીપજતાં પરિણામો સમાજનું પતન કરી સમાજને છિન્ન ભિન્ન કરી નાખે છે. વિવાહ કરનાર આજનો કન્યાનો પિતા ગઇ કાલનેજ પંથે ચાલી 'કુળ'ને પ્રથમ મહત્ત્વ આપે છે, ભલે તે પિતા પછી પોતે કુળવાન હોય કે કુળહીણ!

અમુક કુટુમ્બોને બાદ કરતાં લગભગ બધાંની આ સ્થિતિ છે. અને શોચનીય તો એ છે કે સુધારક માનસનો યુવાન વર્ગ પણ તેમાંથી ભાગ્યેજ છૂટવા પામે છે. પ્રથમ કુળ, ત્યાર બાદ આર્થિક સ્થિતિ અને પછીજ વરનું શરીર ને ગુણ! વિવાહમાં આ મુખ્ય વસ્તુઓ જોવામાં આવે છે. અજાયબ

થવા જેવું એ છે કે 'કુળ' સર્વશ્રેષ્ઠ હોય તો 'વર' નામનું પ્રાણી ભલે ને બુદ્ધિમાં પૂર્ણવિરામ હોય, ભલે ને તેનામાં સભ્યતા, સદાચાર કે તેવું કાંઇ તત્ત્વ ન હોય, તોપણ પેલું ભૂત તેને પાસ કરે છે! આ સ્થિતિ રૂઢિચુસ્તોનીજ છે એમ નથી, આજનો શિક્ષિત સુધારક વર્ગ પણ હજુ આગળ ધપ્યો નથી. શિક્ષિત સુધારકની સુધારક સૃષ્ટિ માત્ર કલ્પના ને આડંબરમાંજ સમાઇ જાય છે. આચારમાં તો તે રૂઢિ તરફજ દૃષ્ટિ રાખીને વર્તે છે, ત્યાં સુધારાની શી આશા રાખી શકાય?

લગ્ન એ પવિત્ર ધાર્મિક ક્રિયા હોઇ દરેક કુટુમ્બે તેની પવિત્ર ફરજે પાળવી જ જોઇએ અને તેમ કરી તેણે પોતાની જ્ઞાતિની ઉન્નતિ માટે દિનપ્રતિદિન કટિબદ્ધ થવું તે તેની પ્રથમ ફરજ ગણાવી જોઇએ. અત્યારની આપણી સ્થિતિ ભલે આપણને પ્રગતિશીલ લાગે, પણ દયાજનક થઇ પડી છે. સમાજને જે આ પડળો આવ્યાં છે તે માત્ર આમ બેસી રહેવાથી ઉઘડવાનાં નથીજ.

ગુલામોજ ગુલામી નિવારી શકે, તેમને શાહીવાદીઓ સ્વાતંત્ર્ય નજ મેળવી આપે. તેઓ કાંઇ ન કરે તો પરિણામે તેમણે ગુલામીમાંજ સડવું રહ્યું! અને જગતનો ઇતિહાસ તેની સાખ પૂરે છે.

કુળના ભયંકર ચક્ર નીચે કેટલાંયે જીવન વ્યર્થ વેડફાઇ જતાં હશે, કેટલાંયે કરુણ કલ્પાન્ત કરતાં હશે અને કેટલાંયે પ્રચલિત સમાજને શાપ આપતાં હશે, પણ વ્યર્થ! આ સમાજ જ્યાં છે ત્યાંથી તસુયે ખસવા માગતો નથી!

હમેશાં કંન્યા આપનાર દરેકે પોતાના સમોવડિયાનેજ વધુ પસંદગી આપવી જરૂરી છે. પોતે પોતાને કુળહીણ કલ્પવાથીજ આ પરિસ્થિતિ વધુ બગડી છે. અને ત્યાંજ કુળહીણાઓએ કુળવાન–કુળહીણનો ભેદ માની, મનાવી સ્વીકારી લીધો છે. હજી પરિસ્થિતિ દિનપ્રતિદિન વધુ બગડતી જાય છે. અને તે એટલે સુધી પહોંચી છે કે કુળહીણાઓને કન્યા આપવા કોઇ તૈયાર થતું નથી! હજુ તો માત્ર આ પ્રથમ દર્શન છે; ભવિષ્યમાં તો, તેમને અત્યારે પૈસા આપતાં કામ સરે છે તે પણ અશક્ય થતાં પરિણામે, તેમના પુત્રો જીવનભર વાંઢા રહે તો નવાઇ નહિ! આ વિષમ પરિસ્થિતિના ઉત્પાદક અગાઉ કહ્યું તેમ કુળહીણો પોતેજ છે, અને તે પરિસ્થિતિ સુધારવા પણ તેમણેજ કટિબદ્ધ થવું જોઇએ.

કન્યાવિક્રયનો પ્રશ્ન પણ કુળહીણાનોજ ગણી શકાય. અને નગ્ન સત્ય કહીએ તો કન્યાવિક્રયના પોષક ને ઉત્પાદક પણ કુળહીણાજ છે. દાખલા તરીકે, એક નિર્ધન કન્યાનો પિતા ધન લોભી હોય, તોપણ તેને તેની કન્યા

મારે કોઇ ધન આપનારજ ન મળે તો? અર્થાત્ તે બદી પણ કુળહીણાઓને ફાળે જાય છે. આ વસ્તુ સચોટ સત્ય છેજ. ભલે તેનાં કારણો તેનો બચાવ કરતાં હોય, પણ તે કારણોમાં જુઠાણુંજ જણાશે.

ઉપરની બધી વસ્તુસ્થિતિ કુળહીણાઓ જાણે છે. માત્ર તેમને દોરનાર તેમના મુકીસર જે 'આગેવાનો' છે તેજ નરપિશાચો છે. અને એ આગેવાનો કુળહીણા હોવા છતાં તેમની આગેવાનીમાં અંજાઇ ફસાઇને તેમને તેઓ કન્યા આપે છે. હવે તેઓ પેલા પીડિત વર્ગને, નીચલા વર્ગને કેમ અનર્થશાસ્ત્ર ન શીખવે? આગેવાનો પેલા નીચલા સમૂહને કેવા પાઠો શીખવે તે તો માત્ર તે પીડિતોજ સમજી શકે. આ સ્થિતિ કોઇ એક ગામની નથી, પરંતુ ચરોતરનાં મુખ્ય કુળવાન ગામોથી લેઇ નાના નાના એકડાનાં ને ગોળનાં ગામડાં સુદ્ધાંમાં ઘર ઘાલી બેઠી છે.

અત્યારની વિવાહપદ્ધતિ તદ્દન અજ્ઞાની ને અમંસ્કારી ભયંકર બદી છે. તેમાં કુળવાન કે કુળહીણ એકેય વર્ગનું શ્રેય નથી. કુળહીણનું તો એકંદરે શ્રેય નથીજ, પણ કુળવાનોનુંયે નથી. માત્ર કુળવાનો વર્તમાન સ્થિતિ જોઇ ફુલાય છે. પણ તે તેમની ભૂલ છે. જો તેઓ આ ભૂલ સમજે, તો અત્યારથીજ આ બદીનો નાશ કરવા તત્પર થાય. તે ભૂલ આજે નજીવી જણાતી હશે, પણ કાલે ભયંકર બનશે. સમક્ષ જણાતો લાભ પરોક્ષ હાનિને નોતરે છે, તે તેઓ નહિ સમજે, તો તેમના વારસોએ તો સમજવું પડશેજ.

હવે આ 'કુળ' વિષે આપણે વિચારીએ: 'કુળ'ની પસંદગી છેક વેદકાળની હોય તેમ મનુસ્મૃતિ વગેરેનાં પ્રમાણ જોતાં જણાય છે. પરંતુ તે 'કુળ'ની વ્યાખ્યા તે આજના જેવી નહિ! ત્યારે 'કુળવાન કુટુમ્બો' એટલે 'સદાચારી કુટુંબો' હતાં. કાળે કરી બધાનું બન્યું તેમ 'કુળ'નુંયે પરિવર્તન થયું અને 'કુળ' વંશપરંપરાનો વારસો ગનાવા લાગ્યું, કુળવાનોએ એમ માન્યું અને અગાઉ કહ્યું તેમ કુળહીણાઓએ પણ 'કુળ'ની આ નવી વ્યાખ્યા સ્વીકારી. અલબત્ત તેઓને આ અનર્થશાસ્ત્ર શીખવનાર તેમના સત્તાધારી આગેવાનોજ હતા. આમ 'કુળ' રૂઢિચુસ્ત બની ગયું! અને તે એટલે સુધી પહોંચ્યું કે તેમાં છુપેલી ભયંકરતાએ સમાજને અવ્યવસ્થિત કરી મૂક્યો!

આધુનિક કુળવાન વર્ગ ભલે પછી અશિક્ષિત હોય કે દુરાચારી હોય, ભલે પછી તે સભ્ય હોય કે અસભ્ય હોય, પણ કુળનો વારસાહક્ક તેને કુળવાનમાં ગણાવે છે! પરિણામે કુળવાન ગણાતાં કુટુમ્બોમાં કેટલીક જગ્યાએ કુળની વેદી ઉપર નિર્દોષ કુળની કન્યાઓનું બલિ દેવાય છે. તે બિચારી હોમાય છે!

કારણ કે 'કુળધેલા'ની આપણા સમાજમાં ક્યાં ત્રુટી છે? અરે, આ બદીનાં દૃષ્ટાન્તો નોંધવા બેસીએ તો પુસ્તકો ભરાઈ જાય! આધુનિક સમાજ તો હવે 'કુળ'નાગે વિભાગો પાડે છે. ઉચ્ચ કુળમાંગે નિર્ધન કુટુંબ કુળહીણ ગણાય છે અને તેમને કોઇ કન્યા આપતું નથી! તેમની સ્થિતિ પણ કુળહીણાથી વિશેષ વિષમ છે. ઇચ્છાએ કે અનિચ્છાએ તે વર્ગને પેલા શ્રીમંત વર્ગ સાથે પરાણે ઘસડાવું પડે છે! તે નિર્ધન વર્ગથી કુળહીણમાં કન્યા ન અપાય, એટલુંજ નહિ પણ પુનર્લગ્ન કે તેવું કોઇ તત્ત્વ સ્વીકારતાં પેલા કુળવાનો—તેમના ભાઇઓ તેમને ત્રાસ આપે છે!

અને મેં ઉપર કહ્યું તેમ આજના કુળવાનોની સ્થિતિ પણ તેમના આજના નિર્ધન ભાઇઓની જેવીજ થવાની છે. લક્ષ્મી કોઇની થઇ નથી, થશે નહિ. હવે આજની પરિસ્થિતિ કેમ જાણ્યું કાલે રહેશે? અને સમજુ કુળવાન વર્ગ આ બધું સમજે છે. માટે પ્રથમ આધુનિક 'કુળ'પદ્ધતિનો તો સત્વર નાશ થવો જોઇએ. એ ખરું છે, કે આ બધું ઉતાવળે થવાનું તો નથીજ, પરંતુ અત્યારથીજ તે આમે ઝૂઝવાની જરૂર છે.

ઘણી જગ્યાએ 'કુળ'ની ટીકીટ ઉપર ચૂંટાએલ લગનનો ઉમેદવાર 'પુરુષ' કહેવરાવવાનેયે લાયક હોતો નથી. પરંતુ આ સ્થિતિ અંધકારમાં વધુ વખત છૂપી નજ રહી શકે, તે સ્વાભાવિક છે. અને ખરી સ્થિતિથી જ્ઞાત થઇનેયે ઘણાં માબાપો કન્યાને આબરૂના ખરખા, ઓઢાડવા ધમકાવે છે! ઘણી જગ્યાએ બિચારી નિર્દોષ કન્યા લજ્જાથી પોતાનાં માબાપોને કાને આ વસ્તુ પહોંચાડી શકતી નથી. જો પહોંચાડે તો રૂઢિચુસ્ત માબાપો તેને ધમકાવે! આ શું બતાવે છે? આ સ્થિતિનો ઉકેલ તો માત્ર 'છૂટા છેડા'ની પ્રથાએજ આવી શકે. અને ત્યારેજ પેલા અર્ધા પુરુષોએ સત્ય વસ્તુ પહેલાં ન જાહેર કરેલી, તે પછી દુનિયા સમક્ષ ખુલ્લી જાહેર કરી શકાય, જેથી તેવા સ્થિતિના પુરુષો પછી ઉમેદવારીજ ન નોંધાવે.

એક ઉપર બીજી આપનાર પણ કયાં ઓછા છે? તેવા પિતાઓને તો કહેવુંજ શું? બીજી, ત્રીજી કે ચોથી વાર ઘોડે ચઢનારને પોતાની કુમળી કન્યા આપનાર મૂર્ખ તો ખરેખર આપણા સમાજમાં ઠેર ઠેર નજરે ચઢે છે!

વસંત ખેલતી કન્યાની કલ્પનામૂર્તિ કેવી હોય? તેની વિચારસૃષ્ટિની કલ્પનામાં તેણે કેવામે સુંદર કૃતિ ઘડી હોય, તેને ઉરે તો નવયુવાન મુખ રમતું હોય, ત્યાંજ તેનાં નૂતન સ્વપ્ન અને અભિલાષાઓને તોડી નાંખનારો પેલો પત્થરનો પાળિયો તેને કપાળે કુટાય! ત્રણ ત્રણ વાર ઘોડે ચઢેલાને કન્યા આપનાર

તે તો અસુર હૃદય પણ પસંદ ન કરે! ત્રણ કે ચાર પતિને વરેલી પત્નીને પુરુષે પરણવાનું હોય તો? નિષ્ઠુર, માબાપોએ વિવાહ જેવા ગંભીર વિષયમાં આમ છેક અજ્ઞાનતાનું પ્રદર્શન કરવું શું યોગ્ય છે?

કેટલાક દાખલાઓમાં તો 'વર' શ્વસુરથીયે ઉમરમાં મોટો હોય છે! ખરેખર યુવાન હૃદય તો આ સાંભળીનેજ કમકમે! અત્યારની પરિસ્થિતિ એટલી તો વિષમ થઇ ગઇ છે કે કેટલાંયે જીવન અકાળે બુઝાય છે! કેટલીયે કન્યાઓ પોતાનાં માબાપો ઉપર શાપ વરસાવતી હશે!

હમણાં હમણાં તો ચરોતરનાં મુખ્ય ગામોથી માંડી નાનાં નાનાં ગામડાંમાં એક નવો ચેપી રોગ લાગુ પડ્યો છે! અને તેયે વિવાહ સંબંધેજ.

તે ચેપી રોગથી ચેતવા હું દરેક કન્યાના અનભિજ્ઞ પિતાને ચેતવણી આપું તો તે અસ્થાને નહિજ ગણાય. આ રોગ એટલે 'આફ્રિકાના યુવાનો પ્રત્યેનું તેમનું અજ્ઞાન.' આફ્રિકાનું નામ સાંભળી અજ્ઞાન ભોળા ખેડુતો ગાંડા-ઘેલા થઇ જાય છે! કોણ જાણે તેમાં શું જાદુ છે? અરે, ઘણા તો આફ્રિકાનું નામ સાંભળી હર્ષાવેશમાં પોતાની વહાલસોઇ પુત્રીનો હાથ ગમે તેવા અશિક્ષિત દુરાચારીને આપે છે! તેઓ બિચારા જાણતા નથી હોતા કે આફ્રિકામાં વસતા યુવાનોનો ઘણો મોટો ભાગ માટીની ચાર દિવાલો વચ્ચે જીવન વ્યતીત કરે છે, અરે અશાન્તિમય અંધકારમય જીવન જીવે છે! ઘણા તો લગ્ન ન કરવાને લાયક જીવલેણ રોગોની કસોટીમાંથી પસાર થતા હોય છે! ઘણાને ખાવાનાયે સાંસા પડે છે! કેટલાયે બેકાર રખડે છે! અને ઘણા તો આફ્રિકાનું સર્ટી-ફીકેટ માત્ર લગ્ન માટેજ લેવા આવેલા હોય છે!

આમાં ઘણી વખત તો કન્યાનાં માબાપોનોજ દોષ હોય છે. કન્યાને પરદેશમાં વસતા સાથે પરણાવીએ તો 'લુગડાંલત્તાં'નું ખર્ચ ન થાય, તે તેમની મુખ્ય સ્વાર્થી વૃત્તિ છે!

ખરેખર આ રીતે વિવાહનો પ્રશ્ન ચોતરફથી ચર્ચાસ્પદ બન્યો છે. અને તે તપાસતાં તેનાં ઘણાં કારણો જણાઇ આવે છે. ઘણી જગ્યાએ 'વર'ની અછત જણાય છે. જોકે તેનું કારણ તો 'કુળ'ની સંકુચિત મનોદશાજ છે. ઘણી જગ્યાએ ઘણાંને 'વહુ' વિના વાંઢાજીવન વિતાવવાનાં આકરાં વ્રત ઇચ્છાએ કે અનિચ્છાએ લેવાં પડે છે? 'આવો અન્યાય શા માટે?' તેઓ બિચારા પૂછે છે! સમાજ આનો શો ઉત્તર આપે છે? આવા અર્ધદગ્ધ સમાજમાં પવિત્રતા શોધવા જતાં આપણે નસીબે વ્યભિચાર ચોમેર ફેલાયો જણાય છે.

જ્યાં ને ત્યાં ખૂણે ખૂણે ફરજિયાત વૈધવ્ય પાળતી પેલી બેનોનો પ્રશ્ન તો હજુ સામે જ છે. ખરેખર ભારતવર્ષ પતિવ્રતાના ઉચ્ચ આદર્શ માટે પ્રખ્યાત હતો. આજે તે કયાં ઊભો છે? આપણે વિચારીએ છીએ 'શાં કારણે?' કારણ આ છે: આપણાં સામાજિક અનિષ્ટો ને આપણું અંધકારમય જીવન!

વિવાહનાં અનિષ્ટો જોઇ રહ્યા બાદ આપણે વિચારદોહન કરીએ. તેમ કરતાં આપણે આધુનિક પ્રચલિત રિવાજને બાજુમાં રાખવાનો છે.

પ્રથમ તો 'વર' માટે કન્યાના પિતાએ વિદ્વાન શિક્ષિત વર્ગને સાથે લેઇ જવાની જરૂર છે. ત્યાં તેમણે 'વર'ના ગુણોની પ્રથમ તપાસ કરવાની છે. ગુણોની સાથે જ 'વર'નાં શારીરિક લક્ષણોની પણ ઝીણામાં ઝીણી તપાસ કરવીજ રહી. બેઉનો સુમેળ જોઇ તેની આર્થિક સ્થિતિ તપાસવી. આમાં કુળ કે તેવું કોઇ તત્ત્વ જરૂરનું જ નથી. ગુણોમાંજ તેનું ચારિત્ર સમાઇ જાય છે, તેનાં શારીરિક લક્ષણમાં સૌન્દર્ય વગેરેનો સમાવેશ થઇ જાય છે. ત્રીજું, તેની આર્થિક સ્થિતિ. અને છેવટે ત્રણેમાંથી બે શ્રેષ્ઠ હોય તોય તે 'વર'ને પસંદગી આપવી. યુવાન હૃદયો ભૂલ ન કરી બેસે માટેજ આ બધું તો માત્ર ટૂંક દર્શન થાય છે. ઉપરની પરીક્ષા બાદ વરકન્યાનાં માતાપિતાઓએ પરણનાર યુવકયુવતીને તેમની પસંદગી ઉપર સ્વતંત્ર છોડી દેવાં. યુવકયુવતીના મિલનની ખાસ આવશ્યકતા છે. બંને વિચાર કરતાં બની જાય તેટલો સમય યોગ્ય સહમિત્ર સાથે તેમને આપવો. આટલા ટૂંકા સમયમાં એક હૃદય બીજા હૃદયને સહજમાં તો નજ સમજી શકે, તોપણ અમુક અંશે એક બીજાનો આન્તર ધ્વનિ જરૂર સાંભળી શકે.

માબાપોએ લક્ષ રાખવું જોઇએ કે આ બધું માત્ર 'નાટકી' ઢબે ન થવું જોઇએ; જો તેમ બને તો 'હતા ત્યાં ને ત્યાં' જેવી સ્થિતિ કાયમ ઊભી જ રહે. હવે ઘણાં શરમાળ લજ્જાળુ હૃદયો આવી પ્રાસંગિક મિલનપળોમાં હૃદય ખોલી માબાપોને કહી શકતાં નથી. તે માટે માબાપોએ તેમના સહમિત્રોને —સહવાસી મિત્રોને— પૂછી સત્ય વસ્તુનું દોહન કરવુંજ જોઇએ. આ બધું સમજુ વિચારશીલ વર્ગ તો જાણે છેજ, પણ અજ્ઞાન માબાપોએ સમજવાની જરૂર છે. એ જ્યાં સુધી નહિ બને ત્યાં સુધી આ વિષમ પરિસ્થિતિ અટકવાની નથીજ.

બુકોબ્બા, પૂર્વ આફ્રિકા — રાવજીભાઇ સોમાભાઇ પટેલ

—*—

# ખેડાજિલ્લા ખેડૂતમંડળ[1]

ખેડૂત બંધુઓ,

ખેડૂતમંડળની આ સભાનું પ્રમુખપદ લેતાં મને ઘણો સંકોચ થાય છે. કારણ કે આ કાર્ય જેટલું ઉપરથી સહેલું દેખાય છે, તેટલું જ જ્યારે ખેડૂતના પ્રશ્નો અને ખેડૂતોની સ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે મહાન અટપટી-વાળું અને ભારે લાગે છે. વળી ખેડાજિલ્લો ગુજરાતના જિલ્લાઓમાં ખેતીપ્રધાન જિલ્લો હોવાથી એના પ્રશ્નોનો વિચાર કોઈ અભ્યાસી અને રાતદિવસ ખેડૂતોની જિંદગીથી વાકેફ થયો હોય એવા કોઈ પ્રમુખને હાથે છણાયો હોત તો વધુ સુંદર ગણાત. હું તો એક સિપાહી છું. જે ખેડૂતો વધુ સેવા કરી શકે તે પ્રમુખ થવાને લાયક છે. સભામાં ઘણી ઊણપો છે એ મને ખબર છે, છતાં કેટલાક સંજોગોને લીધે મને પ્રમુખપદ આપવામાં આવ્યું છે તે બદલ હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. ઘણાંયે મંડળો સ્થપાય છે અને વર્ષમાં એકાદ વખત ઉપરચોટીઉં કામ કરી બેસી જાય છે, એવું આ મંડળ ન બને તે માટે તેના વ્યવસ્થાપકોને માથે ભારે જોખમદારી છે એ સમજવું જોઈએ. મહાત્માજીના યુગમાં કોઈ પણ મંડળ જો તે સતત કાર્ય કરનારું મંડળ યોગ્ય રીતે ન નીવડે, તો તે કાંઈ કાર્ય કરી શકવાનું નથી. તેમજ ખેડૂતસમાજ પણ જાગશે નહિ અને ઊંઘતો રહેશે તો 'ઊંઘતાનો પાડો અને જાગતાની પાડી' એ કહેવત આપણને બરાબર લાગુ પડશે.

હિન્દ આજે ગામડાંની દૃષ્ટિએ વિચારતું થાય છે એ શુભ ચિહ્ન છે. પશ્ચિમના સંપર્કથી આપણે ભૂલીજ ગયા હતા કે હિન્દ ગામડાંઓનું બનેલું છે. પાશ્ચાત્ય પદ્ધતિએ કેળવાએલા આપણે એમ માનતા થઈ ગયા હતા કે શહેરનાં સુખસગવડો ગામડાંમાં દાખલ કર્યેથીજ આપણે આગળ વધીશું; પણ અનુભવને પરિણામે આપણે હવે સમજતા થયા છીએ કે આપણી મુક્તિનો ફક્ત એકજ રસ્તો ગામડાંને સમૃદ્ધ બનાવવામાંજ સમાએલો છે.

હિન્દુસ્થાન દેશજ એવો છે કે જેમાં ગામડાંઓ તરફ દુર્લક્ષ રાખવું પરવડેજ નહિ. કારણ કે ઓછામાં ઓછી ૯૦ ટકા વસતિ ગામડામાંજ વસેલી છે. અને તેમાંથી લગભગ ૮૦ ટકા લોકો કાચો માલ પેદા કરે છે. આ પરિસ્થિતિ હોવાને અંગે કોઈ પણ રાષ્ટ્રીય સંસ્થાને ગામડાંઓનો પ્રશ્ન

---

૧ આણંદ મુકામે તા. ૧૭:૧૦:'૩૭ને રોજ ભરાએલી ખેડાજિલ્લા ખેડૂતમંડળની સભામાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

હાથમાં લીધા સિવાય ચાલેજ નહિ. આપણા આખા યે રાષ્ટ્રજીવનનું મધ્યબિંદુ ગામડાં છે. શહેરો તો ફક્ત ગામડાંમાં પેદા કરવામાં આવેલી વસ્તુઓને જુદી જુદી જગ્યાઓએ પહોંચાડવાના સાધન રૂપેજ છે.

જ્યારે ગામડાંઓના પુનરુદ્ધાર તરફ જ પુરતું લક્ષ આપવું છે, તો આપણે પણ જાણવાની ખાસ જરૂર છે કે આપણું ગ્રામજીવન કયા સિદ્ધાન્ત ઉપર રચાએલું છે. જ્યાં સુધી સિદ્ધાન્તો પૂરેપૂરા આપણા સમજવામાં નહિ આવે ત્યાં સુધી તદનુસાર આપણે કાંઇ પણ કાર્ય કરી શકીશું નહિ. અલબત સિદ્ધાન્તો સમજ્યા પછી આપણી કાર્યપદ્ધતિ હાલના સંજોગોને અનુકૂળ ઘડવી પડશે.

સમાજની દરેક વ્યક્તિને પૂરતું ભરણપોષણ તો મળવું જ જોઇએ. આ માટે મજૂરવર્ગને તેનાં કામના બદલામાં તેને જરૂરતી વસ્તુઓ જ આપવામાં આવતી. આથી સમજી શકાશે કે કોઇ પણ વ્યક્તિને કોઇ પણ વખત ભૂખે મરવું પડે નહિ. સંયુક્ત કુટુમ્બની પદ્ધતિ પણ આ જ હેતુથી રચાએલી પદ્ધતિ છે.

દરેક દરેક ગામડાંને સ્વાશ્રયી બનાવવું. આને પરિણામે ગામડાનો દરેક ઉદ્યોગ બહારની કોઇ પણ જાતની દખલ વગર સપીને ચાલતો. આટલું જ નહિ પણ દરેક ગામડું પોતાનો કારભાર ચલાવવા પોતાની જ પંચાયતોને લીધે મોટે ભાગે સ્વરાજ્ય ભોગવતું.

હાલની વેપારી રાજ્યનીતિના ખાસ કારણને લીધે ગામડાંનો મુખ્ય ધંધો ખેતી, જે ઉત્તમ ગણાતો હતો, તે લગભગ નષ્ટ થવા પામ્યો છે. તે એટલી બધી અધોગતિએ પહોંચ્યો છે કે કનિષ્ટ મનાતી નોકરી હાલ તે સ્થાન ભોગવે છે. એક જમાનામાં જે ખેડૂત જગતનો તાત મનાતો તે ચાલુ જમાનામાં કંગાલિયત ભોગવી રહ્યો છે. એ પણ જમાનાની બલિહારી નહિ તો બીજું શું છે!

ખેડૂતોની હાલની કંગાલિયત મિટાવવા દેશની રાષ્ટ્રીય મહાસભા યોગ્ય દિશામાં પ્રયાસ કરી રહી છે. પણ વર્ષોજૂની કંગાલિયત કાંઇ એકલે હાથે દૂર થઇ શકે નહિ. તેમાં સરકાર, શાહુકાર અને જમીનદારોએ પણ પૂરતો સહકાર આપવો જ પડશે. તેની સાથે સાથે ખેડૂતોએ પણ કેટલીક સામાજિક રૂઢિઓને પ્રથમ તિલાંજલિ આપે જ છૂટકો છે. આ બધાનો વિચાર કરતાં પ્રથમ ખેડૂતોનું સંગઠન કરવાની જરૂર છે. એવા સંગઠન સિવાય કોઇ વર્ગ પોતાની ઉન્નતિ સાધી શકે નહિ. કોઇ પણ જાતનું કામ વ્યક્તિગત કરતાં સંઘબળથી હજાર ગણું થઇ શકે છે. એ સંઘબળને આપણે કેળવી શક્યા નથી. જે સંસ્થાઓ અને જે દેશો સંઘબળ કેળવી શક્યાં છે, તેઓ અનેક ઉપાયો કરી પોતાનાં દુઃખો ટાળીને પોતાની ઉન્નતિ સાધી શક્યાં છે.

ખેતીવાડીના હાલમાં મુખ્ય આગળ પડતા દેશોમાં અગ્રસ્થાન જાપાનનું છે. તે સિવાય અમેરિકા, ફ્રાન્સ અને ઇન્ગ્લિશ પણ ખેતીવાડીમાં આગળ પડતા છે. રૂશીઆની પહેલાંની ખેતી આ દેશના જેવીજ હતી, પણ રાજ્યે સત્તાની રૂએ સુધારા કરવાથી અત્યારે ત્યાં પણ ખેતી આદર્શ બની છે.

જમીનદારો, ઇનામદારો અને મૂડીવાદીઓથી કાંઇ કાળે દેશનો ઉદ્ધાર થવાનો નથી, પણ ખેડૂતો અને મજૂરોના સંગઠન દ્વારાજ દેશનો ઉદય થશે એમ આપણા હાલના રાષ્ટ્રપતિ વગેરે દેશનેતાઓ પણ માને છે. મજૂરોનું સંગઠન આખા દેશમાં લગભગ થઇ ગયું છે. અને ખેડૂતોના સંગઠનની પ્રવૃત્તિ હાલમાં ચાલી રહી છે. હિંદના ઘણા પ્રાન્તોમાં ખેડૂતસંગઠનને અંગે ખેડૂતસંઘો અને મંડળો સ્થાપવામાં આવ્યાં છે. ગુજરાતમાં પણ કેટલાક જિલ્લાઓમાં આવાં મંડળો સ્થાપવામાં આવ્યાં છે. અને જ્યાં જ્યાં તેવાં મંડળો સ્થપાયાં છે, ત્યાં ત્યા તે પોતાનું કામ કરી રહ્યાં છે.

આવા કાયમી મંડળની આપણા જિલ્લામાં પણ ખાસ આવશ્યકતા છે. છેલ્લાં ૧૦ વરસથી રેલ, હિમ, દુષ્કાળ, અતિવૃષ્ટિ, વગેરે કારણોથી ખેડૂતોના ખેતીના પાકને દર સાલ કાંઇ ને કાંઇ નુકશાન થાય છે અને વરસ વરસને ખાતું આવે છે; તેવે વખતે અને કાયમની ખેડૂતોની જાગૃતિ માટે મુસીબતોને પહોંચી વળવા મંડળની ખાસ જરૂર છે. ગયા શિયાળામાં નડીઆદ મુકામે શ્રી સંતરામ મહારાજના મંદિરમાં જિલ્લાના ખેડૂતોની સભા મળેલી, તેમાં ખેડૂતોના ને ખેતીની ઉન્નતિ સાધવા ખેડૂતમંડળ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવેલો.

એ ખેડૂતમંડળે બંધારણ કરવાનું અને બીજા સભ્યો ઉમેરવાની સત્તા સાથે પ્રવૃત્તિ શરૂ કરવાનું સ્વીકાર્યું હતું; છતાં આપણે આરંભે શૂરા છીએ, એ બતાવી તે મંડળ પણ સૂઇ ગયું હતું.

વળી હાલમાં દેશના કેટલાક ભાગમાં મહાસભાવાદી પ્રધાનમંડળ રચાયાં છે, આપણા ઇલાકામાં આવું પ્રધાનમંડળ રચાએલું છે. તેમની દ્વારા આપણી મુશ્કેલીઓ ટાળવા વ્યક્તિગત રીતે માગણીઓ કરી તેમનું કામ મુશ્કેલ નહિ કરતાં તેમને બને તેટલો સહકાર આપવા, ગયા ઓગસ્ટ માસની શરૂઆતમાં ગુજરાત પ્રાન્તિક સમિતિની સભામાં સરદાર વલ્લભભાઇએ પણ સૂચવેલું છે, તે જોતાં પણ મંડળની અગત્ય પૂરવાર થાય છે.

આપણા પ્રધાનોને આપણા જિલ્લાના ખેડૂતોનાં દુઃખની પૂરેપૂરી સ્થિતિથી વાકેફ કરી આમનસામન મુશ્કેલીઓ હળવી કરવા સારૂ મંડળની રચના કરવાની ખાસ જરૂર છે.

ખેડૂતોએ સમજવું જોઇએ કે આ જમાનો વીસમી સદીનો છે. આળસ કે બેદરકારી ચાલે નહિ. આપ મુવા વગર સ્વર્ગે ન જવાય તે કહેવત અનુસાર ખેડૂતોએ પોતાની ઉન્નતિ સાધવા પોતેજ કટિબદ્ધ થવું પડશે.

હિંદુસ્થાન એ ખેતીપ્રધાન દેશ છે; કુલ વસ્તીનો સેંકડે ૯૦ ટકા ભાગ ખેતી ઉપર આધાર રાખે છે. દેશની સ્થિતિ પરદેશી રાજ્યની ઝૂંસરી નીચે હોવાથી એની સુધારવાની જોઇએ તેવી યોજનાઓ થઇ નથી; કારણ કે સરકાર તો આપણને અજ્ઞાન રાખી જેટલા ચૂંથી શકાય તેટલા ચૂસી લેવા ઇચ્છા રાખે છે. સરકાર અને શાહુકાર ઘણી બાબતોમાં એક થઇ જઇ આપણને ચુંગલમાં લાવી હેરાન કરે છે. હાલમાં આપણાં પ્રધાનમંડળો અને ખાસ કરીને આપણા મહેસુલી ખાતાના પ્રધાન ઑન. શ્રી. મોરારજીભાઇ ખેડૂતોના પ્રશ્નો હાથ ધરીને બની શકતી તમામ રાહતોના વિચાર કરી રહ્યા છે, તે ખેડૂતોને માટે એક શુભ ચિહ્ન છે.

ખેતીવાડીની હાલની અધોગતિ મુખ્યત્વે નીચેનાં કારણોને આભારી છે:

૧. રાજ્યનીતિ વેપારી હોઇ ખેડૂતની પરાધીનતામાં વધારો થયો છે.

૨. ખેડૂતવર્ગ બીનસાધનદાર છે અને પારકી દયા ઉપર તેનું જીવન અવલંબી રહ્યું છે.

૩. ખેતી લાયક જમીનના ટુકડા ફાયદાકારક ખેતીને આડે આવે છે.

૪. ચરીઆણ જમીન ઢોરના પ્રમાણમાં ઘણીજ ઓછી છે.

૫. વર્ષાઋતુ ચાલુ જમાનામાં ઘણી કઢંગી છે.

આ ઉપરાંત અહીં પ્રથમ તો ખેતીના ધંધાને ઉત્તેજન ગણાતું નથી. બીજું આપણી કેળવણી સોએ સો ટકા નોકરો ઘડવામાં રોકાઇ પડેલી છે. વેપારીઓ, શાહુકારો અને સરકારે પણ ખેડૂતોને ચૂસી લીધા છે અને હજી પણ ચૂસ્યા કરે છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ, તીડ, વગેરે કુદરતી કોપ સામે કોઇ દિવસ સરકારે પોતાની આંખ ઉઘાડીજ નથી. અહીંનાં સુધરેલા ખેડૂતને સ્વતંત્ર દેશો માફક હાથે મજૂરી કરવી પાલવતી નથી. છેવટ સ્વતંત્ર દેશો કરતાં અહીં બધું ઊલટું જ છે. કારણ કે ત્યાં લોકોની પોતાની સત્તા છે, જ્યારે અહીં પરદેશીઓની સત્તા છે, જેનો ઉપયોગ રાતદિવસ તેમનો પોતાનો સ્વાર્થ સાધવામાં કરાય છે. સ્વતંત્ર દેશોમાં પોતાના ધંધાનાં વિકાસને અંગે રાજ્ય તરફથી કેળવણી, સંશોધન અને પ્રયોગો પાછળ અઢળક નાણાં વપરાય છે.

આપણાં દેશમાં ખેડૂતોની દશા સુધારી તેમના પેટનો ખાડો પૂરવાની બાબત ખાસ અગત્યની છે. આ ખાડો કંઇ જમીનમહેસૂલ ઓછું કરવાથી પુરાશે એમ માનવું ભૂલ ભરેલું છે. હાલની સરકાર તો પોતાથી બનતું કરશે, પણ

તેથી કાંઈ ખેડૂતોની દશા પૂરેપૂરી સુધરે એમ નથી. ખેડૂતોના ખીસામાંથી ઘણું ધન ચાલ્યું જાય છે. તેમાં આપણો પોતાનો દોષ પણ ઘણો છે. સામાજિક કુરૂઢિઓ, દેવાં કરીને ખર્ચ કરવાની પદ્ધતિ, નજીવા કજીઆઓ માટે કોર્ટો દ્વારા ખર્ચાતું અઢળક ધન, નાના મોટા અમલદારોની આમ જનતાને થતી કનડગત, શાહુકારો તરફનું ચૂસણ અને દુર્વ્યસનોમાં નાણાંની થતી બરબાદી; આ બધું બંધ થાય, તોજ ખેડૂત સુખી થાય. હાલની સરકાર આ બાબતમાં અનુકૂળતા આપે, પણ તે કાર્ય તો મોટે ભાગે પ્રજાએજ કરવાનું રહ્યું.

આ મંડળની જે વિશિષ્ટતા છે તે આપ જોઈ શકશો. કારણ કે આ આપણું પોતાનું મંડળ છે. આપણે જાતે સુધારા નહિ કરીએ અને જે બદીઓ કાઢવાની છે તે નહિ કાઢીએ, તો શું વળવાનું છે? આપણે જે ખેડૂતમંડળમાં જોડાઈએ, તે લોકોએ તો અનિષ્ટ રિવાજોને નિલાંજલિ આપવા કટિબદ્ધ થવું જોઈએ. ખાલી થુંક ઉડાડયે શું થવાનું છે? આપણી પહેરામણીની રીત જુઓ. આપણે તો આફુસની કેરી પેઠે તેની બજારૂ કિંમત કરી નાખી દિનપ્રતિદિન ભાવ વધાર્યે જઈએ છીએ. ચૂસણનીતિને વખોડનારા આપણે જો આપણી પોતાની રીતભાતો નહિ સુધારીએ અને અંદર અંદર ચુસાતાં નહિ અટકીએ તો શી સ્થિતિ થશે, તે વિચાર્યું છે? પાયમાલ થશો, પાયમાલ!

આપણા હાથમાં તો સ્વરાજ્ય છે. દુષ્ટ રિવાજોને વશ થઈ ગુલામી ન સ્વીકારીએ, તો શાહુકારને ઘેર જવાની આપણને કશી જરૂર પડે નહિ. 'રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો; આ સઘળો સંસાર પાળતો તુંજ મનાયો.' – એ ભણી ગએલી કવિતા ભૂલી ગયા અને આપણે ભૂલા પડયા છીએ.

ચા જેવી નજીવી ચીજની બાબતમાં પણ આપણે ભારે ગુલામી વહોરી છે, એનો અભ્યાસ કરીએ તો આપણી છાતી ફાટી જાય તેમ છે. આપણે ૯૦ ટકા ગણાઈએ તેમાં આપણો ચાહનો ફાળો એટલોજ હશે. દરેક તાલુકાને ગામે એક એક લાખની ચાહ વપરાય છે. એ પૈસા કોના જાય છે? વળી ચાહનો જે ઉકાળો થાય છે, તેથી-શારીરિક તાકાત જતી રહે છે. હોટેલોથી પારાવાર નુકશાન થતું જાય છે અને આપણી પાયમાલીનો એક મોટો ભાગ આર્થિક રીતે ચાહમાં વપરાતા પૈસામાં હોમાઈ સ્વાહા થાય છે.

મહાસભાનો મુખ્ય પ્રશ્ન ખેડૂત અને મજૂરોનો છે. ગામડાંઓમાં લાખો કરોડો ભૂખે મરે છે ને તેમને પૂરતાં કપડાં પણ મળતાં નથી અને બેકાર પડેલાં છે.

ખેડૂતો રાષ્ટ્રધ્વજને પૂજે છે. આપણા જિલ્લાના અનેક ખેડૂતોએ પોતાનાં વહાલાં વતન એને ચરણે ધર્યાં છે. મૂંગે મોઢે અથાગ પરિશ્રમ અને સંકટ

બેઠયાં છે અને મહાસભાનેજ શ્રદ્ધાપૂર્વક પોતાની મુક્તિ અને દેશની સ્વતંત્રતા મેળવી આપનારી એક પવિત્ર સંસ્થા માની રહેલા છે. શુદ્ધ અને શાન્તિમય માર્ગે મુક્તિ સાધવાની મહાસભાની નીતિમાં આજે ખેડૂતોની અવિચળ શ્રદ્ધા જોવામાં આવે છે. તેમાંથી તે ન ડગે એવું ઇશ્વર પાસે યાચીએ છીએ.

આપે મને શાન્તિથી સાંભળ્યો છે, તે માટે ફરીથી ઉપકાર માની મારું ભાષણ પૂર્ણ કરવાની રજા-લેઉં છું. અસ્તુ।

કાળિદાસ કલ્યાણભાઇ પટેલ

**પ્રમુખના ઉપરના ભાષણ પછી ખેડૂતમંડળની સભામાં થએલા ઠરાવો:**

૧. ખેડા જિલ્લાના ખેડૂતોની આ સભા ગુજરાતનાં પ્રચારકર્તા શ્રી. મણિલાલ કોઠારી તથા રાજસ્થાની કાર્યકર્તા શ્રી. મણિશંકર ત્રિવેદીના દુઃખદ અવસાનની નોંધ લે છે અને તેમનાં કુટુંબોને દિલાસાનો પત્ર લખવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

૨. મુંબઇ સરકારના હાલના મહાસભાવાદી પ્રધાનમંડળે આજ સુધીમાં ખેડૂતોને જે જે રાહતો આપી છે, તે માટે આ સભા પ્રધાનમંડળનો આભાર માને છે અને પ્રધાનમંડળમાં પોતાનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કરે છે.

પ્રમુખસ્થાનેથી

૩. આ સભા જિલ્લાના ખેડૂતોની આર્થિક, સામાજિક અને ખેતી વગેરેની ઉન્નતિ સાધવા ખેડાજિલ્લા ખેડૂતમંડળ[1] સ્થાપવા ઠરાવ કરે છે.

દરખાસ્તઃ મણિભાઇ સોમાભાઇ ટેકોઃ બાવાજી લલ્લુભાઇ

૪. ખેડા જિલ્લામાં જમીનમહેસૂલની આકારણી જે વરસે કરવામાં આવી હતી તે વરસ કરતાં હાલમાં ખેતીના પાકના બજારભાવ ઘણા ઘટી ગયા છે; માટે હાલના ઘટી ગએલા અનાજના ભાવના પ્રમાણમાં જમીનમહેસૂલમાં વળતર કાપી આપવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્તઃ મૂળજીભાઇ નાથાભાઇ ટેકોઃ અંબાલાલ ગોતમભાઇ

૫. જમીનમહેસૂલની સાથે આકારાીઆ, પાતાળીઆં, અને હિમાયત વગેરે કર ચડેલા હોય તે વધારેના કર માફ કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્તઃ સોમાભાઇ શનાભાઇ ટેકોઃ તુળસીભાઇ દ્યાભાઇ

*———

૧. સ્થાનને અભાવે આ અંકમાં મંડળનું બંધારણ છાપ્યું નથી —તંત્રી

૬. ખેડા જિલ્લાની અંદર લૂંટફાટ, ધાડ, ચોરીઓ, વગેરે ગુના ઘણા વધી ગયા છે અને જિલ્લાની પ્રજાનું રક્ષણ ખેડા જિલ્લાની પોલીસ કરી શકતી નથી; માટે ખેડા જિલ્લાની પ્રજાના રક્ષણ માટે સખ્તાઇનાં પગલાં લેવા આ સભા ના. મુંબઇ સરકારને ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

દરખાસ્ત: તુળસીભાઇ ઘાભાઇ ટેકો: પ્રભુદાસ બીખાભાઇ રાય

૭. ખેડા જિલ્લામાં ઢોરની સંખ્યાના પ્રમાણમાં ગોચર જમીન રાખવામાં આવી નથી. એટલું જ નહિ પરંતુ જે ગોચર હતાં તેમાંથી કેટલીક જમીન સરકારે કમી કરી છે; માટે જે જે ગામે ઢોરની સંખ્યાના પ્રમાણમાં ગોચર જમીન ન હોય તે તે ગામે સરકારને ખર્ચે ગોચર જમીન લેઇ આપવા આ સભા ના. સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: પ્રભુદાસ બીખાભાઇ રાય ટેકો: નાથાભાઇ વેણીભાઇ અમીન

૮. ખેડૂતો પાસે જમીનદારોએ ગણોતની રકમ લેવાનું ધોરણ નક્કી નહિ હોવાથી જમીનદારો ખેડૂતો પાસેથી ગણોતની વધારે પડતી રકમો લેતા હોવાથી ખેડૂતોને માથે વધારે બોજો પડે છે; માટે તે સારૂ સાંથનું ધોરણ નક્કી કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: શિવાભાઇ વાઘજીભાઇ ટેકો: જેઠાભાઇ ભુલાભાઇ

૯. ઇનામી અને તાલુકદારી ગામોમાં ખેડૂતો પાસેથી સાંથ ઉપરાંત વેઠ, કર, નજરાણાં, પાઘડી વગેરે લેવાય છે અને તે પૈકી કેટલીક શરતો ગણોતમાં લખાવી લેવામાં આવે છે; તે પ્રથા રદ કરી તેમ કરનાર સામે કાયદેસર પગલાં ભરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: શિવાભાઇ વાઘજીભાઇ ટેકો: જેઠાભાઇ ભુલાભાઇ

૧૦. ઓનરરી માજિસ્ટ્રેટોની પદ્ધતિને કારણે પ્રજા ખરચમાં ઊતરી પાયમાલ થાય છે તેમજ પ્રજા ઉપર તેમની સત્તાનું આડકતરી રીતે દબાણ થાય છે; માટે ઓનરરી માજિસ્ટ્રેટોની પદ્ધતિ વહેલામાં વહેલી તકે તદ્દન નાબૂદ કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: પુરુષોત્તમ નાથાભાઇ ટેકો: ભગવાનદાસ કાશીભાઇ

૧૧. હાલમાં ન્યાય અને કારોબારી ખાતું ભેગું હોવાથી વસુલાત કરવામાં અમલદારોનું ખેડૂતો ઉપર ખોટું દબાણ થાય છે; માટે ન્યાય અને કારોબારી ખાતું જુદું કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: મોતીભાઇ ગોતમભાઇ ટેકો: જેઠાભાઇ ભુલાભાઇ

૧૨. ગયાં દશ વરસમાં ખેતીના પાકના ભાવ ઘણા ઘટી ગયા છે અને

ખેડૂતોને ખરચ જેટલી પણ આવક આવતી નથી; માટે ખેડૂતોને આપેલી તકાવી અને સોસાયટીઓની પાછલી બાકી માફ કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: નાથાભાઇ કાળિદાસ ટેકો: લાભશંકર જગન્નાથ જોષી

૧૩. ડિસ્ટ્રીક્ટ લોકલ બોર્ડોમાં ગામડાંમાં લોકોપયોગી કામ કરવા ગામમદદ લેવાનો રિવાજ હોવાથી જે જે ગામો સમૃદ્ધ હોય છે તે તે ગામો ગામમદદ આપી લોકલ બોર્ડની બધી રકમ ખેંચી લે છે અને નાનાં ગામોની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાને લીધે ગામમદદ આપી ન શકવાથી તેવાં ગામોમાં લોકોપયોગી કાંઇ કામ થઇ શકતું નથી; માટે જે જે ગામનું લોકલ સેસ મળતું હોય તે તે ગામના લોકલ સેસનો અમુક ભાગ તે તે ગામે ખરચવા અનામત રાખવા લોકલ બોર્ડ ઍક્ટમાં સુધારો કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: વેણીભાઇ પ્રભુદાસ ટેકો: હીરાભાઇ લાલાજી

૧૪. ના. હિંદી સરકારે સને ૧૯૩૦માં હુંડીઆમણનો દર વધારી ૧૬ પેનીને બદલે ૧૮ પેનીનો રૂપીઓ કર્યો, ત્યારથી ખેતીના પાકના બજારભાવ તદ્દન ઘટી જવાથી ખેડૂતોને ખેતીનાં ખરચ જેટલી પણ રકમ ખેતીના ધંધામાંથી મળતી નથી, તેથી ખેડૂતો પ્રતિવરસે પાયમાલ થતા જાય છે; માટે હુંડીઆમણનો દર ઘટાડી ૧૬ પેનીનો રૂપીઓ કરવા હિંદી સરકારને ભલામણ કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: રાવજીભાઇ નાથાભાઇ ટેકો: ઉમેદભાઇ ભાઇલાલભાઇ

૧૫. કરજના ભારણમાં દબાયાથી ખેડૂતોની આર્થિક સ્થિતિ ખરાબ થઇ ગઇ છે, તેથી ખેડૂતો ખેતી કરી શકતા નથી; માટે ખેડૂતોનાં દેવાં પૈકી મુદ્દલ રકમ કરતાં બેવડી રકમથી વધારાનું દેવું રદ કરી, સરકારે ત્રણ ટકાના વ્યાજથી લોન આપી ખેડૂતોનાં દેવાં પતાવવા માટે કમીટી નીમવા અને ત્યાં સુધી કરજની વસુલાત બંધ કરવા આ સભા ના. મુંબઇ સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

દરખાસ્ત: ભાઇલાલભાઇ જેઠાભાઇ ટેકો: લાભશંકર જગન્નાથ જોષી

૧૬. સરકારે મહુડાં ઍક્ટ કર્યાથી ખેડૂતોને પોતાના ખેતરમાં પાકેલાં મહુડાં, જે ચોમાસાની શરદીની મોસમમાં ખેડૂતોને, અને ખેડૂતોનાં ઢોરને ખાવાના ઉપયોગમાં આવતાં, તે બંધ થયાથી ખેડૂતોની અને ખેડૂતોનાં ઢોરની તંદુરસ્તીને નુકસાન થાય છે; માટે મહુડાં ઍક્ટ રદ કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: વેણીભાઇ પ્રભુદાસ ટેકો: જીનાભાઇ સોમાભાઇ

૧૭. ખેડા જિલ્લામાં રોઝ અને ભુંડ નામનાં જંગલી જાનવરો ઘણાં વધી જવાથી ખેતીના પાકને ખાઇને, વાડીને, કરડીને અને ભાગીને તેનો ૨૫થી ૪૦ ટકા જેટલો અને કોઇ કોઇ પાકનો પૂરેપૂરો નાશ કરે છે; માટે ખેડા જિલ્લામાંથી તેવાં જાનવરો બને તેટલી વહેલી તકે દૂર થાય તેવાં પગલાં ભરવા ના. સરકારને આ સભા આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

દરખાસ્તઃ રાવજીભાઇ મણિભાઇ ટેકોઃ વણીભાઇ પ્રભુદાસ

૧૮. ખેડા જિલ્લામાં ગયાં દશ વરસથી વેજીટેબલ ઘીની આવક ઘણી વધી જવાથી લોકો ઢોરના અસલ ઘીની અંદર વેજીટેબલ ઘી સેળભેળ કરી વેચે છે, એટલુંજ નહિ પરંતુ ઢોરના માલિકો પણ વેજીટેબલ ઘીને માખણની અંદર ભેળવી ઘી બનાવી ઢોરના અસલ ઘી તરીકે વેચી જનસમાજને છેતરપિંડી કરવા લાગ્યા છે, વળી આ જિલ્લામાં જેટલું વેજીટેબલ ઘી આવે છે તેનો, જૂજ અપવાદ સિવાય, ઢોરના ઘીમાં સેળભેળ કરવા માટેજ ઉપયોગ થાય છે. આથી જિલ્લાની પ્રજાનું આરોગ્ય બગડવાનો સંભવ છે; તેથી ખેડા જિલ્લાની હદની અંદર વેજીટેબલ ઘી આવતું અટકાવવા અસલ ઘીના જેટલો તેનો ભાવ રહે તેટલા પ્રમાણમાં ભારે જકાત તેના ઉપર નાખવા અગર તો વેજીટેબલ ઘીને ખાસ રંગ કર્યા સિવાય મુંબાઇ ઇલાકાની હદની અંદર વેચી શકાય નહિ તેવો બંદોબસ્ત કરવા આ સભા ના. મુંબાઇ સરકારને વિનંતી કરે છે.

પ્રમુખસ્થાનેથી

૧૯. ખેડા જિલ્લામાં જમીનના નાના નાના ટુકડા થઇ જવાથી તે ટુકડા વાળી જમીનમાં ખેતી કરતાં વખતની બરબાદી થાય છે, જ્યાં જોઇએ તેવો પાક પકવી શકાતો નથી; માટે ખેડા જિલ્લાની હદની અંદર નાના નાના જમીનના ટુકડા ભેગા કરવા જરૂરી ઉપાયો લેવા આ સભા ના. મુંબાઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્તઃ ચિત્રાભાઇ વાઘજીભાઇ પટેલ ટેકોઃ સોમાભાઇ શનાભાઇ

૨૦. ખેડૂતો જે જે જમીન ગણોતે ખેડે છે તે જમીન બીજે વરસે જમીનદારો ગણોતે નહિ આપે તે બીકથી જમીનમાં તે સુધારો કરી શકતા નથી, તેમ ઝાડ વગેરે ઉછેરતા નથી, તેથી જમીનનો કસ કમી થાય છે; માટે જે જમીન ગણોતથી ખેડવામાં આવતી હોય તેવી જમીન માટે ખેડૂતોના ખેડહકના રક્ષણ માટે મહેસૂલી કાયદામાં સમાવેશ કરવા આ સભા ના. મુંબાઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્તઃ છોટાભાઇ મથુરભાઇ ટેકોઃ સોમાભાઇ શનાભાઇ

૨૧. ખેડા જિલ્લામાં દુષ્કાળ વખતે પાણીની અગવડને લીધે ખેતીનો પાક પકવી શકાતો નથી; માટે ખેડા જિલ્લામાં નહેરની યોજના કરી આખા ખેડા જિલ્લામાં ખેડુતોને હમેશાં ખેતીના પાકને પાણી મળે તેવી યોજના કરવા આ સભા ના. મુંબઇ સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

૨૨. ખેડા જિલ્લાના ખેડૂતો શાહુકારોના વ્યાજના દરને પહોંચી શકતા નથી; માટે ખેડા જિલ્લામાં ખેડૂતોને માટે સસ્તા વ્યાજના દરની બેંક કરવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: ગોકળભાઇ કાળિદાસ ટેકો: પુરુષોત્તમ નાથાભાઇ

૨૩. સામાજિક બંધનોને લીધે ખેડૂતો લગ્ન અને મરણ પાછળનાં ખરચો પાછળ સેંકડો રૂપીઆ ખરચ કરી પાયમાલ થઇ જાય છે; તેમાંથી બચાવવા માટે નામદાર સરકારે રૂઢિ બંધનનાં ખરચો ઉપર કાયદાથી અંકુશ મૂકવા આ સભા ના. મુંબઇ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: પ્રભુદાસ ભીખાભાઇ રાય ટેકો: મણિભાઇ સોમાભાઇ

૨૪. ખેડૂતોની અંદર અંદરના ઝઘડા ગામની લવાદ મારફત પતાવવા અને કોઇ સંજોગોમાં ગામના લવાદથી નિવેડો ના આવે તો ખેડૂતમંડળના કાર્યવાહક મંડળ મારફત પતાવવા આ સભા ખેડૂત ભાઇઓને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

દરખાસ્ત: શાન્તિલાલ નાનાલાલ દવે ટેકો: ભાઇલાલ જેઠાભાઇ

૨૫. બાળલગ્નો કરવાથી ખેડૂતોના શારીરિક, માનસિક અને આર્થિક શક્તિનો નાશ થાય છે; તેથી આ સભા જિલ્લાના ખેડૂતોને બાળલગ્નો નહિ કરવા વિનંતી કરે છે. પ્રમુખસ્થાનેથી

૨૬. હરિજનો હિન્દુ સમાજનું એક અંગ છે; માટે તેમને કોઇ પણ સંજોગોમાં હડધૂત નહિ કરતાં અસ્પૃશ્યતાનું આપણા ઉપરનું કલંક નાબૂદ કરવા આ સભા ખેડૂત ભાઇઓને વિનંતિ કરે છે. પ્રમુખસ્થાનેથી

૨૭. ખેડૂત ભાઇઓ લગ્ન, મરણ, જીવતક્રિયા, ગંગાપૂજન વગેરે નિમિત્તે ન્યાતવરા કરી સેંકડો રૂપીઆ ખરચે છે, તેથી દેખાદેખી બધા ખેડૂતોને રૂઢિરિવાજ કરવાની ફરજ પડે છે; માટે ખેડૂતોએ આવાં રૂઢિબંધનોનાં ખરચ પહેલી તકે બંધ કરવા આ સભા ખેડૂતભાઇઓને વિનંતી કરે છે. પ્રમુખસ્થાનેથી

૨૮. દારૂની બદીથી ખેડૂતોની અને ખેતીની અનહદ પાયમાલી થાય છે; તે બૂરી બદીનો સદંતર નાશ કરવાના ના. મુંબઇ સરકારના ઠરાવને આ સભા

મર્યાદા વધારી છે.

દરખાસ્ત: છોટાભાઈ નાથાભાઈ ટેકો: બાળકૃષ્ણ શુકલ

૨૯. પોલીસ ખાતાની ચશ્મપોશીને લીધે ખેડા જિલ્લામાં આંકફરકની અને જુગારની નાશકારક બદી વધી જવાથી ખેડા જિલ્લાની પ્રજાની નૈતિક અને આર્થિક અધોગતિ થાય છે; માટે તેવી બદીને સત્વર નાબૂદ કરવા માટે સખત પગલાં લેવા આ સભા ના. સરકારને વિનંતી કરે છે અને પ્રજાને આ બદીમાંથી મુક્ત થવા માટે હૃદયપૂર્વક વિનવે છે. પ્રમુખસ્થાનેથી

૩૦. ખેડા જિલ્લામાં અત્યારે મહેસૂલના જે હપ્તા લેવાય છે, તેને એક એક મહિનો મોડા કરવા આ સભા ના. મુંબઈ સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત: ભગવાનદાસ કાશીભાઈ ટેકો: બાવાજી લલુભાઈ

૩૧. મનુષ્યનો આધાર ખેતી ઉપર છે, ખેતીનો આધાર બળદ ઉપર છે, બળદ આપનાર ગાયમાતા છે; માટે જિલ્લાના ખેડૂતમંડળના દરેક સભ્યને ઘર દીઠ એક એક ગાય પાળવા આ સભા વિનંતી કરે છે. પ્રમુખસ્થાનેથી

---

## પત્ર

## ૧. 'પાટીદાર'ની લેખનીતિ

વિ. આ આસો માસના 'પાટીદાર'માં મારા લેખ અને વસોના યજ્ઞ બાબતની પત્રિકા બાબત આપે કેટલાક મુદ્દા ઉભા કર્યા છે અને હજુ કેટલાક થઈ શકે એમ છે. તે બાબત મારા જવાબ આપવાનું જરૂરી લાગવાથી આ લખી મોકલું છું. તે ઠીક લાગે તો આવતા અંકમાં પ્રસિદ્ધ કરવા વિનંતી છે. 'પાટીદાર'નાં ધ્યેયને ઘણી બાબતમાં મળતો હોવા છતાં એની હાલની નીતિમાં કંઈક ફેરફાર થવાની જરૂર છે એમ હજુ પણ હું માનું છુંજ. નાતના બીજા ભાઈઓ અને ખાસ કરીને સમાજસુધારાની પ્રવૃત્તિમાં રસ ધરાવનાર બીજા ભાઈઓ આ નીતિ બાબતમાં શું માને છે તે સમજવાનો પણ મારો આમાં ઇરાદો છે. એટલે આ બાબતને હજું છેડવામાં વધુ ચર્ચા ઉભી થશે એમ માનવા છતાં આ પ્રકરણને જરા લંબાવ્યું છે. મને પોતાને હાલની નીતિમાં હિંસા દેખાય છે. એ સારી નથી, મૂળ હેતુને વિઘાતક છે એમ લાગે છે. બીજા ભાઈઓ શું માને છે એ જાણવાની મને ઇચ્છા છે. એટલે આનાથી કંઈ ચર્ચા થાય તો ભલે થાય. મારે, તમારે અને બીજા ઘણાને માટે આવી બાબતોમાં આપણામાંથી બીજા મોટા વર્ગના લોકોનું શું વલણ છે તે જાણવાનું મળશે.

હવે પત્ર બાબતની પત્રિકાની થોડી વાતો :—

૧. કુળવાનશાહીને[1] હજુ આપ જેવા પ્રખર વિચારક પણ વિસરી નથી શકતા, વેણીશાહ બાજીશાહના વસોમાં ગરીબાઇ અને અજ્ઞાન ન હોઈ શકે, અને છે એવું કોઇ કહે તેમાં તમને વસોની લાજ જતી દેખાય છે, એ જોઇ મને નવાઇ લાગી છે.

૨. બહારગામના લોકો અમારા ગામમાં દીકરીઓનો વિવાહ કરવા આવે તેને આ ગરીબાઇની વાતો જણાવશો? એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે અમે જાહેર રીતેજ અમારી આર્થિક અને બીજી બાબતોની ખરી સ્થિતિનો એકરાર કર્યો છે એટલે હવે ફરી કંઇ જણાવવાનું રહેતું નથી. વસો ગામ એકલું જ આવી દશામાં છે એમ હું માનતો નથી.[2] હિંદુસ્તાનનાં બધાં ગામડાંમાં લગભગ આવીજ દશા છે એમ હું માનું છું. અને છતાં જે ગામમાં અમારા ગામની છે તેવી દશા ન હોય—એટલે કે જે ગામમાં—એ પત્રિકામાં બતાવ્યા મુજબની કંગાળ દશાના કોઇજ[3] માણસો ન હોય, તે ગામના ભાઇઓ અમારી આવી દશાના કારણે અમારા ગામમાં કન્યા આપવાની ના પાડે તેમાં કશું ખોટું નથી એમ હું માનું છું. અને ગરીબાઇ અને અજ્ઞાન બીલકુલ ન હોય એવાં

*—————

[1] કુળવાનશાહીનો મને કેટલો મોહ છે એ તો 'પાટીદાર'માં આવતી મારી પ્રસંગકથાઓ ને બીજા લેખોજ કહી આપે છે. વળી ભાઇ ચિમનભાઇએ આ પત્રને અંતે પોતાના ગામના પોતાના "એક પૂજ્ય મુરબ્બીનો પત્ર" ટાંક્યો છે તેજ જણાવે છે કે 'પાટીદાર'ને હિસાબે "મોટાં ગામોનો કુલીન વર્ગ...એ બધા માલ વિનાના" છે. મેં તો વ્યંગમાં કહેલું કે વેણીશાહ બાજીશાહનાજ શૌર્યથી પ્રાપ્ત થએલી 'અમીન'ની પદવી પોતાને વ્યર્થ લગાડી દેઇ કુળવાનશાહીનો રૂઆબ રાખતા વસોનાજ યુવકો આમ 'મુફલીસનું એકરારનામું' આજે સ્વાર્થની દૃષ્ટિએ કરી નાખે છે! ભાઇ ચિમનભાઇ આટલો વ્યંગ પણ નથી સમજી શક્યા, "એ જોઇ મને નવાઇ લાગી છે." —તંત્રી

[2] પત્રિકામાં વસોની ગરીબાઇ બતાવ્યા પછીજ હવે એ ભાઇ બીજાં સૌ ગામને લેતા પડે છે! —તંત્રી

[3] "કંગાળ દશાના કોઇજ માણસો ન હોય," એવું શહેર કે ગામડું તો સમૃદ્ધ યુરોપ કે અમેરિકામાં પણ નહિ હોય. સમૃદ્ધિ તો વસતિની સરેરાશ પેદાશ ઉપર ગણાય. એટલે ભાઇ ચિમનભાઇને હિસાબે તેમના ગામમાં કન્યા આપવાની ના પાડવાનું કોઇ ગામને કારણ નથી! —તંત્રી

આબાદ અને સમૃદ્ધ ગામોના ભાઈઓની કન્યાઓ અમારે ત્યાં ન આવે તે માટે આપને કંઈ પ્રચાર કરવો હોય તો તેમ કરશો* તો મારા માનવા મુજબ વસોના યુવકોને આપે અન્યાય કર્યો છે એમ નહિ ગણાય.

૩. યજ્ઞ પછવાડે હદ ઉપરાંતનો ખર્ચ કરવા તૈયાર થએલા ભાઈઓને ખર્ચ કરવાના બીજા રસ્તા બતાવવાનો અમારો પ્રયત્ન હતો અને છે. જે મહારાજને જ્ઞાની અને ત્યાગી માની તેમની ઇચ્છાથી કે પોતાના ઉમળકાથી —ગમે તે કારણે— તેમની પાછળ ધમાલ કરવા અમારા ભાઈઓમાંના ઘણા ભાઈઓ તૈયાર થયા છે — તેમને અમારે જણાવવું છે કે જો તેમણે જ્ઞાની માનેલા મહારાજ ખરેખર જ્ઞાની ને ત્યાગી હોય તો તેમને માટે આવો ખર્ચ અને ધમાલ ન શોભે. તેમનું એથી અહિત થશે. અને એજ રીતે એ મહારાજ જ્ઞાની છે એમ અમારા ભાઈઓમાંથી ઘણા કહે છે તો તે મહારાજને અમારે બતાવવું હતું કે તેમની પાસે બોધ લેવા આવનારની દશાનો વિચાર કરતાં તેમની પાછળ તે લોકો કરે છે તે ખર્ચ કરવું શોભતું નથી. ટુંકમાં, મહારાજ જો ખરેખર જ્ઞાની હોય તો આ દશામાં તેમની પાછળ થતું ખર્ચ અયોગ્ય છે તે સમજાવવા અને બીજી તરફ આ પ્રસંગે ખર્ચ કરવા તૈયાર થએલા ભાઈઓને ખર્ચ કરવાના બીજા યોગ્ય માર્ગો બતાવવાનોજ અમારો હેતુ છે.

૪. અમને આપે સલાહ આપી છે કે એ મહારાજને છાતી કાઢી કહી દો કે … "આવા વહેમને માર્ગે એક પાઇ પણ અમારે આપવાની નથી, ખાલી કરો ગામ તમારા હાથી સાથે તુરતજ!" યજ્ઞને વહેમ માનનાર અમારામાંના કોઈએ એ માટે એક પાઇ પણ આપી નથી એ જણાવવાનું ન હોય. પણ અમારે કબુલ કરવું જોઈએ કે ગામમાં વૃદ્ધો અને સ્ત્રીઓ — અને કેટલાક યુવકો પણ — આ બાબતને વહેમ નથી માનતા. આ વહેમ છે એવું સમજાવવા અમે પહેલાં કદી પ્રયત્ન નથી કર્યો. એટલે એ લોકો યજ્ઞ કરવા ઇચ્છે છે. ગામ જેટલું અમારૂં છે તેટલુંજ તેમનું છે. એ લોકોને ન ગમતા હોય એવા અમારા મહેમાનો ગામમાં કેટલીય વખત આવે છે. અને એજ, રીતે અમને ન ગમતા તેમના મહેમાન કે મહારાજ આવ્યા છે. એમની મનોદશા પલટાવ્યા સિવાય અમે એમણે પૂજ્ય માનેલા મહારાજને ગામમાંથી પરાણે બહાર કાઢવા મથીએ તો અમને ગમતા અને એમને નહિ ગમતા મહેમાન

*———

* 'વસો ગામના કેટલાક યુવકો'એ પોતેજ એ પ્રચાર કરવો શરૂ કરી દીધો છે, એટલે હવે એ પોતેજ ચાલુ રાખે એ ઇષ્ટ છે. એમના જેવી સહિષ્ણુ ભાષા તો મને આવડતીજ નથી એમ તો આ ભાઇ પોતેજ કહે છે. —તંત્રી

આવે ત્યારે તે લોકો અમારા મહેમાનને પરાણે ગામ બહાર કાઢે એ અમારે સ્વીકારવું પડશે.[૫] તે ઉપરાંત જો આ પ્રસંગેજ અમે આપે જતાવ્યો છે એ રસ્તો લઈએ તો પરિણામે અમારે ભાઈએ ભાઈને માથાં ફોડવા સિવાય બીજું પરિણામ નજ આવે.[૫] ગામના તમામ ભાઈઓના સહકારથી અમારે ગામની અનેક પ્રવૃત્તિઓ નભાવવી છે—અને આ એકજ પ્રસંગે સફળતા મળવીજ જોઈએ એવો દુરાગ્રહ કરી બળજબરી કરવાથી આખાં ગામનું અહિત છે એમ અમને લાગે છે. તે સિવાય—સ્વરાજવાદી યુવકો આ રીત અખત્યાર કરે તો તેનો અર્થ એજ થાય કે અમે અમારા પુરતું જ સ્વરાજ માગીએ છીએ—બીજાને માટે નહિ. આપના જેવા સ્વતંત્રતાના પ્રખર પુજારી પણ પોતાના ભાઈઓ ઉપર આવી બળ જબરી કરવાની સલાહ આપો છો[૬] એ જોઈ મને પોતાને બહુ નવાઈ લાગી છે.

આપણે યાદ રાખવું જોઈએ કે આપણા ભાઈઓમાંનો મોટો વર્ગ હજુ સારી રીતે વાંચી શકતો નથી. એ દશાને લઈને તથા બીજી અનેક માન્યતાઓને લઈને લોકોને કથાવાર્તા અને જ્ઞાનની વાતો સાંભળવાની પોતાની ભૂખ કથાકારોની કથાઓથી સંતોષવી પડે છે. સારા અને ઉચ્ચ ભાવનાવાળા કથાકારોની પુરતી છત નથી. પણ ખાવાનું ન હોય તે કારણે આપણી ભૂખ મટી જતી નથી. તેજ રીતે સારા કથાકારોના અભાવને લઈને એ લોકોની આ બાબતની

*———

[૫] તમને ગમતા અને એમને નહિ ગમતા મહેમાન આવે તે જો ગામનું અહિત કરવા આવતા હોય તો તે લોકો એવા તમારા મહેમાનને પરાણે ગામ બહાર કાઢે એ તમારે સ્વીકારવું જ રહ્યું, એમાં 'ભાઈએ ભાઈનાં માથાં ફોડવા'નો પ્રશ્ન જ ક્યાં આવ્યો? અંગ્રેજ જેવા હિંદુસ્તાનના થઈ બેઠેલા, પણ દેશને હાનિ કરનાર મહેમાનને દેશમાંથી કાઢવા તો ગાંધીજી અને તેમની મહાસભા પ્રયત્ન કરે છેજ, પણ એમાં ય ભાઈ ભાઈનાં—વિનીતોનાં ને ઉદ્દામોનાં—માથાં ફોડવાનાં છેજ ક્યાં? અને પોતાના ભાઈઓ ઉપર બળજબરી છેજ ક્યાં?

—તંત્રી

[૬] દારૂબંધીના આ દિવસોમાં હાલની સરકાર દારૂ અટકાવવા કાયદો કરે છે, ત્યારે કેટલાક આમજ કહે છે: "સ્વતંત્રતાની પ્રખર પૂજારી મહાસભાવાદી સરકાર લોકની દારૂ પીવાની સ્વતંત્રતા ઉપર આમ બળજબરી વાપરે એ જોઈ અમને બહુ નવાઈ લાગે છે!" પણ તેમણે સમજવું જોઈએ કે સ્વતંત્રતાને નામે ફરજના ભાન વિનાની સ્વચ્છંદતા આચરવા સૌને છૂટ આપો તો તો આજનો ફોજદારી કાયદો બાળી નાખવો પડે!

—તંત્રી

ભૂખ નજ મટે—નથીજ મટી. એટલે જે મળે છે તેવા કથાકારોથી નભાવી લે છે. અને જે લોકો તેમની આ ભૂખ શમાવવા યત્ન કરે છે તેમને તે પૂજા ભાવે પોષે છે—અજ્ઞાનને લઇને વધુ પડતા પૂજે છે. એમાં એમની ભૂલો થતીજ હશે. પણ જે રીતે તેમને જણાતી આપણી ભૂલો માટે તે આપણી ઉપર જોર જુલમ નથી કરતા, તે રીતે આપણે તેમના ઉપર જોર જુલમ કરી નજ શકીએ. જોર જુલમ કરવા જતાં વેર ઝેરજ વધે. એવી દશા છે—એ વાત આપણે સમજી લેવીજ જોઇએ. અને તેથી આપણે તેમની મનોદશા બદલવા પ્રયત્ન કરીએ તેજ ઇષ્ટ છે. સારી જાતના કથાકારો પાકે તો આ કામ સહેલું બને. બાકી આવી બાબતમાં એક પક્ષ બીજા પક્ષ ઉપર બળ જબરી કરવા જાય તો વિપરિત પરિણામોજ આવે એમ હું માનું છું.[૭]

૫. ગાંધીજીની રીત તરફ જોવા નિર્દેશ કર્યો છે તે મુજબ એ બાબત પણ મેં થોડો વિચાર કરી જોયો છે. મને એમનું એક વાક્ય યાદ આવ્યું "On bended knees I asked for bread and received a stone instead!" અર્થાત્ ઘુંટણીએ પડીને મેં રોટલાની માગણી કરી પણ મને પત્થર મળ્યો![૮]

જે ગાંધીજી આ દેશની ગરીબાઇનો તાદશ ખ્યાલ આપી દેશના લોકો માટે રોટલાની સગવડ માગવા પરદેશી સરકારને ઘુંટણીએ પડી આજીજી કરી એમનો હૃદય પલટો કરવા મથે, જે મહાત્માજી હરિજન પ્રવૃત્તિ બાબતમાં અનેક વર્ષોથી અનેક રીતે ધીરજ, સંયમ અને વિવેકી ભાષાથી લોકોની મનોદશા પલટી નાખવાનો પ્રયત્ન કરવા છતાં હજુ છેવટનું ધારેલું પરિણામ નથી આવ્યું તે માટે ઉશ્કેરાયા નથી, ધીરજ ખોઇ બેઠા નથી—તે ગાંધીજીની નીતિ અને આપે જે રીતે 'હાથીસરા મહારાજને'[૯] ગામ ખાલી કરી દેવાનું કહેવા જણાવ્યું છે તે રીતને ક્યાં મેળ ખાય છે! મેં પ્રથમ જણાવ્યા મુજબ અમે આ બાબત લોક માનસ બદલવાનો પહેલાં કદી પ્રયત્ન નથી કર્યો તેવી આ બાબતમાં આ પ્રસંગેજ આવી 'જોહુકમી કરવાની આપની સલાહ કેટલી

*—————

[૭] અજ્ઞાન પ્રજાની દારૂની ભૂખ કાયદાને બળે પરાણે પણ કાઢવા આજની સરકાર પગલાં લેવા તૈયાર થઇ છે, એ વાત ભાઇ ચિમનભાઇ એમના આ પેરેગ્રાફ સાથે સરખાવી જોશે. અને સૌનો ય સહકાર તો કયામતને રોજ! —તંત્રી

[૮] અને એમ નિરાશ થતાં એજ ગાંધીજીએ એ અન્યાયી સરકાર સામે સત્યાગ્રહનું શસ્ત્ર ઉગામ્યું હતું એ કેમ ભૂલો છો? તમારી પત્રિકાથી તમે નિષ્ફળ જઇને તમે એવો સત્યાગ્રહ કરવાનું વિચારેલું? —તંત્રી

વ્યાજબી છે–ગાંધીજીની નીતિને કેટલી મળતી છે તેનો વિચાર કરવાનું હું આપને ને બીજા વાંચકોને સોંપું છું. મને પોતાને આ બે રીતોમાં આસમાન પાતાળ જેટલો તફાવત લાગે છે. છતાં આ બાબતમાં મારી વિચાર સરણીમાં કંઇ ભૂલ હોય તો તે તરફ આપ ધ્યાન ખેંચશો તો ઉપકાર સાથે હું એ બાબત વિચાર કરીશ.૯

હવે મારા લેખની વાત:—

સૌથી પ્રથમ, એ લેખ છાપવાની આપે બતાવેલી ઉદારતા માટે હું આપનો આભાર માનું છું.

બીજું, આપ કેટલાયને અનેક રીતે "ધધડાવી નાખનાર" લેખો કે ચર્ચાઓ લખો છો. એટલે મેં માનેલું કે એ લેખમાં આપને કંઇ ખાસ ગરમાવો નહિ દેખાય. છતાં એ લેખમાંજ મેં આપને ધધડાવ્યા છે એમ આપને લાગે છે એ જોઇ મને નવાઇ લાગી!૧૦ આપના જેવાને આવા લેખમાંય આટલો બધો ગરમાવો દેખાય છે, તો આપનાં કેટલાંક અંગત રીતે લખાતાં લખાણો વાંચી જેમને માટે એ લખાતાં હોય છે એવા ભાઇઓને શી લાગણી થતી હશે–તે આપ ગંભીરપણે વિચાર કરશો તો આ અને પેલા લેખથી હું શું કહેવા માગું છું તે આપને તુર્તજ સમજાશે!

એ લેખની બાબતમાં મને મળેલા મારા ગામના મારા એક પૂજ્ય મુરબ્બીનો પત્ર મળ્યો હતો–તેમાંનાં થોડાંક વાક્યો અહીં ઉતારીને હવે પતાવીશ. એમાં મારી કેટલીક વાતોને ટેકો મળે છે–મારી કેટલીક ભૂલો બતાવાઇ છે. એવી રીતે બીજી ચર્ચાઓ થશે તો હું પોતે અભ્યાસીની દૃષ્ટિએ તેનો વિચાર કરવા તૈયાર છું.

*—

૯ એ સૌમ્ય મૂર્તિએ પણ અંગ્રેજ રાજનીતિને Satanic કહેલી, એ વાત ન જાણતા હોય તો ભાઇ ચિમનભાઇ જાણે, જોકે એ મહાત્માની સૌમ્યતાનો લાખમો અંશ પણ મારામાં નથી, એટલે એમના જેવું કોઇ કાળે થવાની મારામાં યોગ્યતા કે શક્યતા નથી, એ હું તુરત સ્વીકારી લેઉં છું. અને વળી કહું છું કે ગાંધીજી જેવા જ મને આવો ઉપદેશ આપી શકે. પોતાને ગાંધીજીનું અનુકરણ ભાગેજ કરવું અને બીજાને ગાંધીજીનું અનુકરણ કરવા ઉપદેશ આપવો, એ ઉપદેશનું કેટલું મૂલ્ય? —તંત્રી

૧૦ મને તો તમે 'ધધડાવી નાખનાર' માની લીધો જ છે, પણ સહિષ્ણુતાનો ઉપદેશ આપનાર તમે મહારાજને વિનવ્યા છે ને મને ધધડાવ્યો છે "એ જોઇ મને નવાઇ લાગી" અને તેથીજ એ વાક્ય મેં લખેલું છે. —તંત્રી

હવે એ પત્રનાં વાક્યો લખું :

"વસોના યુવક સંઘના તમે જે ઉત્તર આપ્યો છે તેની સાથે હું ઘણે મોટે ભાગે મળતો થાઉં છું. પરંતુ ગોળા હાથીથી જેમ દાંત પડતા નથી તેમ, ઘણી વખત સખત ભાષા સિવાય લોકો ઉપર અસર પણ થતી નથી.[11] 'પાટીદાર' માસિક માને છે કે પાણીનો ધોધ મોટો હોય ત્યારે તેનો બંધ પણ પ્રમાણમાં એવડો જ મોટો હોવો જોઈએ.[11] અને એ દૃષ્ટિએ એ લખ્યા કરે છે. ...

"થોડેક અંશે એમના કહેવામાં સત્ય રહેલું છે. અંગત અને અપ્રાસંગિક ટીકાઓ તેમના લેખમાં આવે છે તેની સામે મારો વિરોધ છેજ. પણ એ તો એમનો સ્વભાવ પડી ગયો છે, અને મહાત્માજીની માફક વિનયવાળી ભાષામાં સખતમાં સખત ઝાટકણી કાઢી નાખવાની આવડ તેમની કલમમાં નથી. એ એ બળ તો મહાત્માજીની કલમમાંજ છે.[12]

"ભાઈ નરસિંહભાઈ તપાસ કર્યા વિના લખે છે એ વાત સાચી નથી."

"યજ્ઞ કરનાર મહારાજ વિષે તેમણે લખ્યું છે. પરંતુ યુવકોને માટે જે લખ્યું છે તે કેવળ અસ્થાને છે. એમ કહેવામાં તમારી સાથે હું સંપૂર્ણ સંમત થાઉં છું. તમે તો એમ પણ કહી શકો કે ભાદરણ, ધર્મજ, નાર, કરમસદ, (સોજીત્રા?) વગેરે જગાએ મહારાજ ધામા નાખી પડ્યા. તેમની સામે જાહેરમાં એક શબ્દ પણ કોઈએ ઉચ્ચાર્યો નહિ તે કરતાં વસોમાં તો તેનો જાહેર રીતે વિરોધ કરવામાં આવ્યો. એ પ્રમાણમાં ઠીક ગણાવું જોઈએ.[13] યજ્ઞ રોકવાનું તો કોઈના હાથમાં હોય નહિ. ગામમાં જેમ ગંગા પૂજન થાય છે, લગ્નને પ્રસંગે ગામ પણ જમાડવામાં આવે છે અને વલ્લભાચાર્ય મહારાજની પધરામણીઓ થાય છે અને લખલુટ ધન અપાય છે તેમ યજ્ઞમાં પણ લોકો અંધ શ્રદ્ધાથી ખર્ચ કરે. તેમને કોઈ અટકાવી શકે નહિ."

---

૧૧ 'પાટીદાર'ની નીતિનું આ સાચું પૃથક્કરણ છે. —તંત્રી

૧૨ મારી નોંધ ૯ સાથે આ સરખાવશો. —તંત્રી

૧૩ ભાઈ મોતીભાઈએ 'ચરોતર'માં એ વિષે ઉલ્લેખ કર્યો ત્યારેજ, મને એ મહારાજની ને એમના યજ્ઞની ખબર પડી, ત્યાં સુધી બીજા ગામોમાં યજ્ઞ થયાની મને ખબર નહોતી. એ ઉલ્લેખથી મેં તપાસ કરી ને તેથી જે ખબર મળી તે મેં મારી તે પ્રસંગકથામાં જણાવીજ છે. વસોમાં થનાર યજ્ઞ વિષે ભાઈ મોતીભાઈએ 'ચરોતર'માં ઉલ્લેખ કર્યો તેને માટે તેમને ખરેજ ધન્યવાદ ઘટે છે, પણ ત્યાં સુધી વસોના યુવકોએ શું કરેલું તેજ મારે જાણવું છે. —તંત્રી

“દર' ...ગદાસ અથવા શ્રીમતિ ભક્તિલક્ષ્મી પણ આવી બાબતોમાં શું કરી શકે? ભેગાગ્ય લગ્નના વહેવારો થયે જાય છે તેમ આ અયોગ્ય યત પણ થશે જ. યુવકો શિક્ષિત યુવકો માટે યત વિરુદ્ધ લોકમત કેળવવાનો નવો વિષય ઉભો થયો એ તમારૂં કહેવું બરોબર છે.”

“ ‘પાટીદાર’ મધ્યમ વિચારનું વાજું રહ્યું નથી. અને કડક કલમ વપરાય છે માટેજ તે જીવે છે એમ ઘણા માને છે. મને પોતાને તો ઘણા વખતથી લાગ્યું છે કે ગામડાનો વર્ગ, અકુલિન વર્ગ અને મહાસભાવાદી–એ ત્રણ ‘પાટીદાર’ના માનીતા. એ સિવાયના એટલે મોટાં ગામોનો કુલીન વર્ગ, દેશ પરદેશની કેળવણી લેનાર પદવીધરો, અને રાજકીય પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ નહિ લેનાર–એ બધા માન વિનાના.”[૧૪]

“લેખનો પહેલો ભાગ તમે તેમને ખાનગી રીતે મોકલો અને પ્રગટ ન કરો તો તમારો લખવાનો હેતુ સરશે એમ હું માનું છું.····યતની બાબત પણ છોડી દો તો હાનિ નથી. છતાં ઘણી વખત વસોના યુવકોને ઉદ્દેશીને અઘટિત ટીકા થાય છે[૧૪] તેટલા પુરતું તમને લખવાનું જરૂરી લાગે તો તે સામે મારો વિરોધ નથી.”

---

૧૪ સત્યનો આભાસ આપતા આ વાક્યમાં સત્ય કંઇયે નથી. સામાન્ય રીતે પહેલો વર્ગ ‘કશા હક વિનાનો નાના લોક’નો ને બીજો વર્ગ ‘સ્થાપિત હક વાળો મોટા લોક’નો મનાય છે. પણ પ્રસંગ પડયે તેમાંના કોઇ પણ વર્ગની યોગ્ય સ્તુતિ કે નિંદા કર્યા વિના હું રહ્યો નથી. ઉદાહરણ આપું: એમના વસોમાં જ ભાઇ મગનભાઇ અંબાલાલે આગથાભાઇને મરણપ્રસંગે પ્રેતભોજન નહિ કર્યા માટે એમના સંબંધીઓને અને “એકંદરે વસો સમસ્તને ધન્યવાદ” સં. ૧૯૯૨ના પોષના અંકની પ્રસંગકથામાં આપ્યો છે. અને પછી થોડેક માસે ભાઇ મગનભાઇના પુત્ર “ભાઇ અંબાલાલે પિતા મગનભાઇની પાછળ માસિયાને નામે પ્રેતભોજન જમાડયું. તે પ્રસંગે પ્રેતભોજન ન જમાડવાનો આગ્રહ કરનાર યુવક ભાઇ અનુભાઇએ પણ આ પ્રસંગે પિતા અંબાલાલને હાર્દિક સાથ દીધો.” ત્યારે એ જ વર્ષના અષાઢના અંકની પ્રસંગકથામાં લખવું પણ પડેલું કે “વસોએ આ વિષયમાં મેળવેલી આબરૂ ઉપર આ પિતાપુત્રે પાણી ફેરવી દીધું છે!” આમ બેમાંના ગમે તે વર્ગની સ્તુતિનિંદા કરવામાં ‘પાટીદાર’ ભેદભાવ રાખતું નથી, એ તો ‘પાટીદાર’ને નિયમિત વાંચનાર કોઇ પણ કહી શકશે. દેશની કેળવણી લેનાર પદવીધરો માટે કવિવર રવીન્દ્રનાથ, સર તેજ બ. સપ્રુ, મ. ગાંધીજી વગેરે

"યજ્ઞના પ્રશ્ને મારી ખાતરી કરી આપી છે કે ચરે [illegible] લોકમત કેળવવા માટે ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે. વસો માટે [illegible] તો જ જરૂર રહે છે···ધીમે ધીમે આ દિશામાં પ્રયત્ન શરૂ થયેલો તમે [illegible] શકશો."

બસ ત્યારે, રામ રામ. વળી ફરી કોઇ વખત મળીશું.

વડાદરા ચીમનભાઇ મુ. અમીન

---

ચર્ચાપત્ર

## ૧. વસોમાં વિશ્વશાન્તિ માટે મહાયજ્ઞ

'રામનાથ મહાદેવમાં વિશ્વશાન્તિ માટે મહાયજ્ઞ' થઇ ચૂક્યો હશે. આ યજ્ઞ માટે 'પાટીદાર'માં ઠીક ઠીક જ વિવેચન થએલું છે. 'સુધારક લેખકો, સદ્દિષ્યુના કેળવો'નો લેખ લખનાર ભાઇ 'ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ દેવા' નીકળ્યા હોય એમ લાગે છે. અલબત નરસિંહભાઇની લેખિણી પ્રહારક છે, કઠણ છે, તીવ્ર છે. પણ એ અંતઃકરણની બળતરાની છે, લાગણીવશ થઇ પડકારે છે, દાઝેલા અનુભવીના ઉદ્દગારો છે.

વસોના પાટીદારોમાં ૧૮૯૮ના પ્લેગમાં પહેલવહેલાં બારમાં બંધ કરનારૂં અમારૂં કુટુંબ છે. 'બારમાના ખઉવા' ખાનારાઓએ અમારા ઉપર જે વિતાવી છે તે હજી અમો ભૂલ્યા નથી. બારમાં ન કર્યાને લીધે અમારી બેનદીકરીઓના ચાંલ્લાના, ચીકીના, બારસના રૂપીઆ પણ બંધ કરી દીધા છે. નોંધમાંથી નામો પણ કાઢી નાખ્યાં છે. આમાં બી. એ. બનેલા યુવકો પણ ભાગ લેવા, ભોડકું માથું કરી જમવાના લ્હાવા લેવા બહાર પડેલાના દાખલા મોજુદ છે.

ફક્ત બારમાં–પ્રેતભોજન નં કર્યાને લીધે એક આખા કુટુંબને જાણે અલગ જ કરી દેવાનો જેઓ દાવો કરે તેવાઓ ઉપર કદાચ મારા જેવો કલમનાં તીર છોડે તો અસ્થાને શું છે? વસોના યુવકોને મારો સીધો સવાલ છે કે તેમણે સુધારાને નામે અત્યાર સુધી શું ઉકાળ્યું છે? વસોની વસતી પ્રજામાં, પાટીદારોમાં પહેલાંના કરતાં કેટલાને સ્થિતિસ્થાપક બનાવ્યા છે? વ્યવહારૂઓને

---

* દેશનેતાઓ કેવો અભિપ્રાય આપે છે એ અજાણ્યું નથી, અને આજે વર્ધામાં દેશસમસ્તના કેળવણીકારોની સભા ભરાઇ છે, તે જ એ બાબત આંખો ઉઘાડે છે. 'પરદેશની કેળવણી લેનાર' વિષે તો મેં નહિ પણ અનુભવીઓએ જ જે લખેલું તેના ઉતારા ગયા અંકની પ્રસંગકથામાં આપ્યા છે. અને એ બંને વર્ગમાંના, જનસેવા કરનારની મેં સ્તુતિ પણ કરી છે. —તંત્રી

પૈસે પરમાનંદ ભોગવનારા, હાથમાં ડંગોરા લેઇ ગામમાં ફરનારા નિરુદ્યમી લોકોએ–યુવકોએ ગામની આર્થિક સ્થિતિ સુધારવા શું શું કરેલ છે? છેલ્લાં પચીસ વરસનું સરવાયું કાઢી બતાવશો કે?

વસોમાં વિશ્વશાન્તિ માટે મહાયજ્ઞમાં પાંચ સાત હજારનું પાણી કરનારા સાધનસંપન્ન વર્ગને હું પૂછું છું કે મહાત્મા ગાંધીજીએ વિશ્વશાન્તિ માટે ભારતમાતાની મુક્તિ માટે ૧૯૩૦–૩૨માં મહાયજ્ઞ આદર્યો, ત્યારે કેટલા એમાં હોમાયા છે કોઇ બતાવશો કે? દરબાર સાહેબને, ભક્તિબાને ને નારાયણભાઇને છોડી દેઇને જવાબ આપજો.

જગતની શાન્તિ માટે નિષ્કામ કર્મયોગી મહાયજ્ઞ આદરે ત્યારે આત્મભોગ નહિ, તેને માર્ગે જઇ વસોના ઉદ્ધારમાં ફાળો નહિ અને મહારાજોને નામે મોટા ગહાયજ્ઞ! આ તો અંધશ્રદ્ધા જ છે.

કથા અને ધર્મ ઉપર વ્યાખ્યાનો આપવાં એ તો ધર્મનો ઠેકો લેઇ ફરનારાઓની ફરજ છે. પછી યજ્ઞ કર્યા? શું વસોમાં કરેલો યજ્ઞ વિશ્વમાં શાન્તિ ફેલાવી શકશે? ચાઇના–જંપાનનાં હથિયાર હેઠાં મુકાવી શકશે? પેલેસ્ટાઇનનો ઝઘડો, સ્પેન–ઇટલીનો વિખવાદ, રશીઆ–જર્મનીના છળવાદ શમાવી શકશે?

વસો ગામના યુવકોએ પ્રસિદ્ધ કરેલી પત્રિકામાં પોતાની કંગાલિયત બેઉ રીતે બતાવી છે. એક તો ખરું કારણ છુપાવી નં. ૧થી ૧૧ સુધીની કલમોમાં પોતાની ગરીબાઇ બતાવીને અને બીજી રીતે અંધશ્રદ્ધાને લીધે એ મહાયજ્ઞ સામે બેઠા બળવાના મોરચા ન માંડવાની નબળાઇ બતાવીને. તો પછી નરસિંહભાઇની ભાષામાં* કહું કે આફુસની કેરીઓ[1] વેચવી હોય છે ત્યારે ઘરમાં દૂધ નથી, સારાય વખતમાં કરતા નહોતા અને હજી યે દીવો ય કરતા નથી, ઢોરને ય પાળી શકતા નથી, વડીલોએ બાંધેલાં મંદિરો જીર્ણાવસ્થામાંથી નવીન અવસ્થામાં

*———

[1] આ શબ્દને જન્મ આપવાનું પુણ્ય, ભાદરણના રહીશ અને વડોદરાના વકીલ સદ્દગત પુરુષોત્તમ ભીખાભાઇ પટેલને ભાગે ગયું છે. પરઠણની પ્રથાનો બચાવ કરતાં એ ભાઇએ 'પાટીદાર'ના સં. ૧૯૮૦ના પોષના અંકમાં પૃષ્ઠ ૭૪ ઉપર લખેલું કે "જો તેને ઓછી પહેરામણી આપવી હોય તો તેણે બીજો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. મારે આફુસની કેરી જોઇતી હોય ને તેની કિંમત આઠ આના હોય તે એક દોઢીઆમાં શી રીતે મળી શકે?" અને એ ભાઇને પુણ્યપ્રતાપે બીજા લેખકોએ એ શબ્દ વધાવી લીધો! —તંત્રી

લાવી શકતા નથી, ગરીબ ભંગી જેવાને પોષી શકતા નથી, તો પછી આવનારે કન્યા માટે એનાં નેવાં પણ વેચાતા સુધીની માગણી શા માટે કરો છો? તે વખતે સહિષ્ણુતા, સુધારો ક્યાં જાય છે?

ધર્મને નામે, મોક્ષ અને મુક્તિને નામે ઢોંગી ધર્માચાર્યોએ દિનદિન ભિખારી કરી મૂક્યો છે, કંગાલ અવસ્થામાં મૂકી દીધો છે. સુલેહ અને શાન્તિને નામે, કાયદા અને કાનુનથી અંગ્રેજોએ ભારતને ધન-મન-તનહીણું બનાવી દીધો છે. ધર્માચાર્યોએ પોતાનાં વર્ચસ્વ સંભાળવા શાસ્ત્રો, સ્મૃતિઓ, શ્રુતિઓનો ઉપયોગ કર્યો છે અને ભોળી ભાવિક ભક્તજનતાને વિચાર કરતી થવા દીધી જ નથી. ત્યાં હજારો મહાયજ્ઞથી વળવાનું શું છે? કર્મયજ્ઞમાં પડ્યા સિવાય ખરા યજ્ઞની ખૂબી સમજવાની નથી.

કુળવાન ઘરોની વાત ન કહાવવી એ જ ઠીક છે. બાકી હજીયે વસોમાં એવાં કહેવાતાં કુળવાન ઘરો નીકળશે, કે જેને ઘેર વહુ અને વર કે છોકરાં-છૈયાં-અતિથિ-નોકરચાકર કે રખેવાળ સારૂ જુદા ચોખા કે રોટલા થતા હશે. એક જ જાતની રસોઇ જમનાર-જમાડનાર કુળવાન શાનો? એને તો ખેડૂત કહી વખોડો! કુળવાન ગણાતા ઘરનાં છોકરાં છાંટા દૂધ માટે ટળવળતાં મેં મારી નોંધપોથીમાં નોંધ્યાં છે. હવેલીઓને નામે ઓળખાતાં કુળવાનની છાયા નીચે રળી ખાતાં ઘરાંમાંય વહુવારૂઓને ઘી-દૂધ ભાવતાં જ નથી, કહી નહિ અપાયાનું હજીયે મારી મગજપોથીમાંથી ગયું નથી. એવાં જ ઘરોના વરો હજારોની કિંમતે વેચાયા છે. અને પરણી લાવ્યા પછી આવનાર બેનના ભાઇનો ભાવેય પુછાયો નથી, એ તો વીતી હશે તે જાણે છે પણ ખરા.

ધર્મને નામે-કુળવાનને નામે જે લુંટ ચાલી છે તેને ઉઘાડી પાડે તેઓના ઉપર વક્રદૃષ્ટિ રાખવી એ યોગ્ય નથી. રામ-હરિશ્ચંદ્રના ઉપરથી શ્રદ્ધા ઉઠાવી દેવાનો આરોપ કરવો એ નકામો છે. સતી સીતા શીલવતી છે, પતિવ્રતા છે એ જાણવા છતાં, લક્ષ્મણે તેની સાખ પુરવા છતાં, ભગવાનપણાનો દાવો કરનાર રામ લોકોના કહેવાથી જે ઘરમાંથી તેને કાઢી મૂકે ત્યારે એને શું કહેવું?[૨] રામમાં શ્રદ્ધા રાખનારાને હું એમ પૂછું છું કે તમારા ઉપર એવી વીતે તો તમો અત્યારે શું કરો?

---

૨ ભયંકર યુદ્ધમાં રાવણને હણ્યા પછી રામે સીતાને પોતાની પાસે બોલાવી. પ્રથમદર્શને જ રામે સતી સીતાને સંભળાવી દીધું, કે: "આ મહા-યુદ્ધનો પરિશ્રમ ... કાંઇ તારે માટે નથી કર્યો, પરંતુ તારૂં હરણ થયાથી

હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી[3] રાજાનું નાટક જોઇને ગાંધીજીને સત્યશોધનનો પારો ચઢયો. એ ખરા એના ભક્ત. બાકી 'મુખમેં રામ, બગલમેં છુરી' જેવા ઢોંગી ભક્તોને અને ધર્માચાર્યોને જગબત્રીસીએ ચઢાવવા એમાંજ જનસેવા સમાએલી છે એ વાત, શિખામણ દેનાર ન ભૂલે તો સારૂં.

અનિષ્ટો સમાજમાં નભે છે એ વાત સાચી છે તો તેને કાઢવા કોઇ કલમો ચલાવે, ભાષણો આપે, લેખો લખે, એમાં ખોટું શું છે? કડક ભાષાને બદલે નરમ ભાષા વાપરવાનું કહેવું, એટલે વરસોની કબજીઆત ભોગવનારને ૦ા ગોળી આપવાનું કહી વખતની, પૈસાની ને તંદુરસ્તીની બરબાદી કરવાનું કહેવા જેવું છે. એને તો નેપાળાનો જુલાબ જ આપવો રહ્યો. એ સિવાય કોઠો સાફ થઇ શકતો નથી. હિંદી પ્રજામાં હજારો વરસથી ધર્મને નામેની ચાલતી અંધશ્રદ્ધાથી સર્વસ્વ ખોઇ બેઠા છીએ, છતાં હજી એ ને એ યજ્ઞયાગ, એ ને એ પૂજા, એની પાછળ એ ને એ ખર્ચા, એ ને એ ભજનો ને લૂંટાવાના એ ને એ માર્ગ! હવે તો એવા યજ્ઞની જરૂર છે કે ગામમાં કોઇ ભૂખ્યું

*———

મારા ઉપર તથા રઘુકુળ ઉપર આવેલું કલંક દૂર કરવા માટેજ કર્યો છે." (આ વાક્યમાં પણ કુળવાનશાહીનું અભિમાન અને માતૃજાતિ પ્રત્યેની અવમાનના સ્પષ્ટ તરી આવે છે.) "હે સીતે, તારા ચારિત્રમાં મને સંદેહ થયાથી તું અમારે મને ... પ્રતિકૂળ થઇ પડી છે. હે ભદ્રે, હે સીતે, હું મારા કર્તવ્યનો નિશ્ચય કરીનેજ તને કહું છું કે ફાવે તો લક્ષ્મણ પાસે કે ભરત પાસે તને સુખ મળે ત્યાં તું રહે. અથવા તો હે સીતે, તું તારા સુખ માટે શત્રુઘ્ન, સુગ્રીવ કે રાક્ષસરાજ વિભીષણ પાસે રહે. તારા જેવી દિવ્ય સ્વરૂપવાળી મનોરમા સ્ત્રીને પોતાનાજ ઘરમાં જોઇ રાવણ ઘણો સમય ધીરજ રાખી શકયો નહિ હોય" (રામાયણ, યુદ્ધકાણ્ડ ૧૧૫: ૧૫–૨૪). આ કલંકમાંથી મુક્ત થવા માટે, સમાજમાં પુરુષ કરતાં હલકી ગણાતી સ્ત્રીએ, બિચારી સીતાએ અગ્નિપરીક્ષા આપી ને નિષ્કલંક થઇ. છતાં લોકના કહેવાથી તે બિચારીને સગર્ભાવસ્થામાંયે પ્રબળ પુરુષે–તેના પતિ રામે ઘરમાંથી હાંકી કાઢી, એ વિષ્ણુના અવતાર! —તંત્રી

[3] સત્યવાદી થવાને પોતાનું દેવું વાળવા આજે કોણ બૈરી વેચવા તૈયાર થાય એમ છે? અને દેણદારને 'બૈરી વેચી પૈસા ભરી દે' એમ કહેનાર લેણદારને, દેણદાર જો ચાનક વાળો હોય તો, તુરતજ તેનું ડોકું કાપીને તેના હાથમાં દેવા પેરે પરખાવી દે! —તંત્રી

ભૂખ્યું ન રહે, ગામમાં કોઇ વસ્ત્રહીન ન હોય, ગામમાં સૌ ખાતાંપીતાં હોય, રહેણીકરણીએ આચારવિચારે નીતિએ ઉજળાં હોય, કોઇ ઢોર વિના ન હોય. કોઇ વીઘા જમીન વિના ન હોય, કોઇને માથે પૈ પૈસાનું દેવું ન હોય. એવા યત્ન કરવાની કરાવવાની હિંમત છે કોઇનામાં? ત્યારે તો મહારાજોને પગે પડનારા, ઊભે પગે માળા ફેરવનારા, આડું ઊભું ટીલું કરી લાંબા થઇ દંડવત્ કરનારા વીંધોટી, સોંપ, ભાડું વગેરે માટે લોહી ચૂસવામાં બાકી રાખતા નથી। એવાઓને પૈસે હજારો મહાયજ્ઞો થશે તોય વિશ્વની તો નહિ પણ ગામનીયે શાન્તિ જરાય થવાની નથી એ નોંધી રાખજો.

કેમ્પ: પુના : મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ[૪]

## ૨. 'જીવન્ત જ્વાલા'ની લેખિકા કોણ?

ભાદરવા મહિનાના 'પાટીદાર'ના અંકમાં " 'જીવંત જ્વાલા'ની લેખિકા કોણ?" એ મથાળા નીચે શ્રી. રણછોડલાલ શાસ્ત્રીનું ચર્ચાપત્ર અને તેની નીચેની આપની નોંધ વાંચી. આ બાબતમાં કેટલીક ચોક્કસ માહિતી મારી પાસે હોવાથી તે જાહેર પ્રજાની અને તેમાંયે સાહિત્યકારોની જાણ તેમજ વિચારણા માટે રજુ કરું છું.

અમદાવાદમાં પ્રગટ થતા દૈનિક 'સંદેશ'માં 'કુ. કુંજબાળા'ના નામથી પહેલાં સ્ત્રીઓને ઉપદેશાત્મક લેખો આવતા. આ લેખમાળાની શરૂઆત 'જ્યોતિસંઘ'ની 'જ્યોતિપૂર્તિ'ની શરૂઆત પછીજ થઇ. અને એની શૈલી તેમજ વિચારમાળા આડકતરી રીતે પ્રગતિશીલ સ્ત્રીપ્રવૃત્તિની સામે પ્રજામાનસને ઘડનારી લાગી. તે લેખમાળામાં પુરુષજાતિ સામે બેસુમાર વિરોધ દાખવવામાં આવતો. સ્ત્રીઓને જે અન્યાય થયો છે તેનો ઉકેલ પુરુષોને વખોડવામાંજ ન રહ્યો હોય એવું માનસ એમાં જણાતું. ક્યારેક 'જ્યોતિસંઘ'ની 'જ્યોતિપૂર્તિ'માં આવતા વિષયોજ વિકૃત પણ સ્વતંત્ર રીતે એમાં ચર્ચાતા. ક્યારેક એ લેખમાળાને ઝીણવટથી વાચતાં લેખકે પોતાને વિષે પુરુષવાચક સંબોધનો વાપરેલાં મળી આવતાં. એટલે એક પુરુષ 'પ્રગતિશીલ' સ્ત્રીને નામે પુરુષોને વખોડીને

*————

૪ આ ભાઇ વસોનાજ છે. હાલ પૂનામાં રહે છે અને 'પૂના કૅણ્ટોન્મેણ્ટ કોંગ્રેસ કમિટી'ના, 'પૂના કૅણ્ટોન્મેણ્ટ ગ્રેન મર્ચંટ એસોસિયેશન'ના તથા 'પૂના કૅણ્ટોન્મેણ્ટ ગ્રેન ઍણ્ડ ગ્રોસરી મર્ચંટ એસોસિયેશન'ના પ્રમુખ, 'ઑલ ઇંડિયા કૅણ્ટોન્મેણ્ટ એસોસિયેશન, લાહોર'ની વર્કિંગ કમિટીના સભ્ય અને પૂનામાંથી પ્રસિદ્ધ થતા સરસ 'લોકમત' સાપ્તાહિક પત્રના તંત્રી છે.—તંત્રી

સ્ત્રીઓની પ્રગતિશીલ પ્રવૃત્તિની સામે છૂપી રીતે સમાજમાનસ ઉશ્કેરતો હોવાનો શક મને પડ્યો હતો. એવામાં શ્રી. વિનોદિનીબેન અને શ્રી. મનુભાઇનો લગ્ન-પ્રસંગ બન્યો. એ વખતે ખાનદાનીની સીમા છોડીને માત્ર શ્રી. વિનોદિનીબેન ઉપર જ 'કુ. કુંજબાળા'એ જે ટીકાઓ તેમની લેખમાળામાં કરી, તે જોતાં એ 'બેન'ની તપાસ કરવાનો મેં પ્રયત્ન કર્યો. જો સ્ત્રી હોય તો એમને મળવાની મારી ઇચ્છા હતી. એ 'બેન'ને C/o 'સંદેશ કાર્યાલય' એ રીતે લખેલા પત્રો ટપાલ ખાતામાંથી 'Not known' થઇ પાછા આવ્યા હતા. અને છેલ્લા વર્ષ કે દોઢ વર્ષથી એ લેખમાળા બંધ થતાં વધુ તપાસ ન કરી. છેવટે 'પાટીદાર'ના 'ગ્રંથપરિચય'માં જ્યારે 'જીવંત જ્વાલા' ઉપરની નોંધ વાંચી ત્યારે મેં આપને પત્ર લખ્યો અને એ પુસ્તકના પ્રકાશકોને પણ લખી પુછાવ્યું. પૂરી તપાસને અંતે પુરાવા સાથે મને ખાત્રી થઇ છે કે 'કુ. કુંજબાળા' કોઇ સ્ત્રી છે જ નહિ, પણ પુરુષ છે. એ પુરુષને હું મળી છું. એનો દાવો એ છે કે 'કુ. કુંજબાળા' હયાત સ્ત્રી છે, પણ તેનું કૌટુમ્બિક વાતાવરણ એવું રૂઢિચુસ્ત છે કે તે જે વિચારો ધરાવે છે તેનાં લેખિકા તરીકે તે છે તેવી માહિતી તેનાં કુટુમ્બી જનોને પડે તો તેના ઉપર સીતમ ગુજરે. અને તે ઘર છોડવા તૈયાર નથી, વિરોધનો સામનો કરવા ઇચ્છતી નથી. એટલે હું ખાનગી રાખવાની ખાત્રી આપું તોપણ 'કુ. કુંજબાળા'ને મેળવી આપવા એ ભાઇ તૈયાર નહોતા. મળવાની મારી માગણીનો સંદેશો 'કુ. કુંજબાળા'ને પહોંચાડી તેનો જવાબ મને પહોંચાડવાનીયે એ ભાઇએ ના પાડી.

પુરુષોના અન્યાયોની સામે થઇ સ્ત્રીઓને ઘર છોડવાની સલાહ આપતાં એ 'ઉદ્દામ,' 'બંડખોર' કહેવાતાં 'બેન' મારા જેવી સ્ત્રીને ખાનગીમાં પણ મળવા તૈયાર નથી. મારાથી પણ પડદેનશીન રહેવા ઇચ્છે છે! વળી જો 'કુ. કુંજબાળા' પોતાને સાચે નામે લેખો લખતાં હોય તો તેમનાં કુટુમ્બી જનો તેમના વિચારોથી સાવ અજ્ઞાત રહી શકે એ અસંભવિત છે.

પુરુષ સ્ત્રીને નામે અને સ્ત્રી પુરુષને નામે લેખો લખે એ પ્રકારની છૂટ સાહિત્યના ક્ષેત્રમાં લેવાતી આવી છે. કોઇ પણ જાતિનું ઉપનામ ધારણ કરી લેખો લખી શકાય છે. પણ એ લેખક જો એ જાતિને નામે ઉપદેશાત્મક, માર્ગદર્શક અને પ્રેરણાત્મક સલાહ આપવા માટે એ નામ ધારણ કરે અને એ જાતિનું વિકૃત જીવન રજુ કરે તો એ દ્રોહ જ ગણાવો જોઇએ, સાહિત્યમાં હમેશ ગણાતો આવ્યો છે. એટલું જ નહિ પણ એવા સાહિત્યની સામે સખ્ત વિરોધ પણ થયો છે.

ઉદ્દામવાદી બંડખોર સ્ત્રીના વિચારોને વિકૃત રીતે રજુ કરતી એક ચોપડી

પુરુષે લખી છે એ જાણવા છતાં પ્રકાશકોએ એને 'સ્ત્રીસાહિત્ય'ના ક્ષેત્રમાં ઉત્તેજવા પ્રયત્ન કરી ગ્રંથમાળામાં સ્થાન આપ્યું છે. આ રીતે સ્ત્રીઓની સેવા કર્યાનો સંતોષ તેઓ મેળવવા ઇચ્છતા હોય, તો તેમણે જાણી લેવું ઘટે છે કે તેઓ સેવા નથી કરતા, બલ્કે પોતાનું નામ 'નવચેતન' રાખી તેઓ સમાજને ભ્રમમાં નાખે છે અને પ્રગતિશીલ સમાજને પાછો હઠાવી રહ્યા છે. તેઓ સમાજસેવકોના ટેકાને પાત્ર નથી.

ખરી ખોટી રીતે પણ જાહેરાત ઇચ્છે, એવું એ 'લેખિકા' મહાશયનું માનસ હોવાથી એ મહાશયના નામને જાહેરાત આપવા યોગ્ય નથી. એટલે જનતાને અને સાહિત્યકારોને તેમજ સાચી રીતે સમાજઘડતરના ક્ષેત્રમાં પડેલી પ્રકાશક સંસ્થાઓના સંચાલકોને નીચેની વિનંતી કરું છું:

પુરુષો અને પ્રકાશક સંસ્થાઓ 'સ્ત્રીસાહિત્ય' જેવું કહેવાતું સાહિત્ય સ્ત્રીઓ આગળ મૂકવાનું છોડી દે. સ્ત્રીઓની સાચી વિચારસરણી એમાં ભાગ્યેજ રજુ થાય છે. એ સાહિત્ય સ્ત્રીઓ મોટે ભાગે નથી લખતી. પુરુષે સ્ત્રીને નામે લખેલું 'સ્ત્રીસાહિત્ય' વંચાવવાની જો પુરુષોની તૈયારી હોય તો ઉઘાડી રીતે પુરુષના નામથી લખાતું 'સ્ત્રીસાહિત્ય' શા માટે ન વંચાવી શકાય? એમ થાય તો વાચક ઠગાય તો નહિ! આજે 'સ્ત્રીસાહિત્ય'માં સ્ત્રીને નામે સ્ત્રીવિચાર-માળાના લેબાસમાં પુરુષોના વિચારો રજુ કરતી, પુરુષલેખકોની ચોપડીઓ સ્ત્રીઓ આગળ રજુ થવાથી સ્ત્રીઓને જે હાનિ થાય છે તેના કરતાં પુરુષને નામે ખુલી રીતે લખાએલું 'સ્ત્રીસાહિત્ય' સ્ત્રીઓ આગળ રજુ થતાં સ્ત્રીઓને ઓછી હાનિ થશે.

સ્ત્રીલેખિકાઓ ગુજરાતી ભાષામાં ખૂબ ઓછી છે, તેથી પ્રકાશક સંસ્થાઓને મૂંઝવણમાં મુકાવું પડે છે, એવી એક દલીલ છે, પણ એ વજુદ વગરની છે. સાહિત્યનું ક્ષેત્રજ એવું છે કે જ્યાં જાતીય વિભાગો નથી. એટલે સ્ત્રીઓને ઉપદેશાત્મક કાંઇ કહેવું હોય તો સ્ત્રીનું નામ ધારણ કરવું જોઇએ એ પ્રથા રદ થવી ઘટે છે. પ્રગતિશીલના સમુદાયમાં ભળવા ઇચ્છતી પ્રકાશક સંસ્થાઓ આ દિશામાં જો ચીવટ ન રાખે તો સ્ત્રીઓએ અને સ્ત્રીસંસ્થાઓએ તે સામે વિરોધ ઉઠાવવોજ જોઇએ. તેમને ટેકો આપવો બંધ કરવો જોઇએ.

સાહિત્યમાં ચાલતી આવી ઠગાઇને અને બેજવાબદાર શૈલીથી પ્રજાને ખોટી રીતે ઉશ્કેરવાની રીતિઓ ધારણ કરતા લેખકોને જાહેરાત ન મળે એ રીતે ઉઘાડા પાડવાનો આરંભ ક્યારે થશે?

અમદાવાદ, તા. ૧૯:૧૦:'૩૭ મૃદુલા સારાભાઇ

# પ્રસંગકથા

"પતિઓ ચેતે

"હાલમાંજ મુંબઈમાં એક વીશ વર્ષના ગુજરાતી યુવકે તેની તેર ચૌદ વર્ષની પત્નીને પવિત્ર આસનીઆ ઉપર બેઠા માટે ખૂબ અત્યાચારી વર્તન ચલાવ્યું, તેથી ત્યાંના માજિસ્ટ્રેટે તે યુવકને એક માસની સાદી કેદ અને દોઢસો રૂપિયાના દંડની સજા ફરમાવી છે. માજિસ્ટ્રેટે આ સંબંધે કડક ટીકા કરતાં જણાવ્યું હતું, કે 'હિંદુ પત્નીઓ ગરીબ ગાય જેવી અને અરક્ષિત હોય છે. હિંદુ સમાજમાં આવા દાખલાઓ ઠેરઠેર બને છે, તેથી ફક્ત દંડની સજા આવા ક્રૂર પતિઓ માટે પૂરતી નથી. એમને એવી સજા થવી જોઇએ કે જે સજા પોતાની પત્ની ઉપર ત્રાસ ફેલાવતા અન્ય પતિઓ માટે દાખલા રૂપ નીવડે.' માજિસ્ટ્રેટે આ યુવકને જે સજા ફરમાવી છે તે તદ્દન વ્યાજબી છે. આવી શિક્ષાઓ સિવાય જુનવાણી વિચારવાળા યુવકો ચેતવાના નથી અને ગરીબ ગાય જેવી નિર્દોષ પત્નીઓને હેરાન કર્યા કરશે. પતિને જાણે તેની પત્ની ઉપર ગમે તેવું ક્રૂર વર્તન ચલાવવાનો પરવાનો જ મળ્યો ન હોય તેમ તે માને છે. તેમની ભૂલભરેલી માન્યતા તોડી પાડવા માટે આ સજા ઠીક દાખલારૂપ છે. તેની પત્નીએ માજિસ્ટ્રેટ આગળ હિંદુ પતિવ્રતા નારી તરીકે તેવા પતિનો બચાવ કર્યો હતો. બહાર પોતાના પતિનું ખોટું દેખાય તથા ગમે તેવો તોયે પોતાનો પતિ છે એમ માની તેના પ્રત્યેના પોતાના પ્રેમને લીધે તે માજિસ્ટ્રેટ આગળ તેના પતિનો બચાવ કરવા પ્રેરાઇ હતી. આટલી બધી ઉદારતા હિંદુ પત્નીઓમાં જ હોઇ શકે. પોતાને ગમે તેટલો માર પડે છતાં મૂગે મોંએ સહન કરવાની ધીરજને લીધે જ પતિરાજોની સત્તા બહુ વધી ગઇ છે, તેથી પત્નીઓએ પણ હવે એવા પતિઓની ખબર લેઇ નાખવાનો વખત આવી લાગ્યો છે" ('નવગુજરાત,' તા. ૧૮:૧૦:૧૯૩૭). પત્નીઓએ હવે સમજવું જોઇશે કે અતિનમ્રતા એ કાયરતા ને ગુલામી છે, અને પતિઓના જુલમ સામે બંડ ઉઠાવી તેમને માજિસ્ટ્રેટોને આધીન કરી દેવા જોઇશે. તે વિના એમને ભાન આવવાનું નથી. પતિઓએ પણ હવે સમજવું જોઇશે કે પતિને બ્રહ્મા ને વિષ્ણુ માનનાર હિંદુ પત્નીઓ કંઇ ગાય જેવું માલકીનું ઢોર નથી ને તેમના ઉપર જુલમ ગુજારનારની હવે ભૂંડી દશા થવાની છે, એમણે સમજવું જોઇશે કે સ્વતંત્રતાને નામે મનાતી તેમની સ્વચ્છંદતા હવે નષ્ટ થવાની છે.

## લેવાખાવા માટે સાસુનો વહૂ ઉપર જુલમ

"કરાંચી, તા. ૨૨મી ઑકટોબર. એવું જણાય છે કે શેહરી ખાતેની એક યુવાન બાળાના પિતા સંજોગાનુસાર પોતે આપવા કરેલ દેવજની રકમ જમાઇને વખતસર આપી નહિ શકયાથી, કહે છે કે, સાસુ એ એનને બહુ જ સંતાપતી અને દેવજની રકમ માટે વારંવાર ટોકયા કરતી. આથી, કહે છે કે, કંટાળી જઇ પરમ દિને આ બાળાએ લાગ જોઇ પોતાને શરીરે આસનેલ છાંટી બળી ગઇ. આડોશીપાડોશીઓ તેણીને બચાવી લે તે પહેલાં તો તેણી સખ્ત રીતે દાઝી ગઇ હતી અને પાછળથી મરણ પામી હતી. આમિલ કોમમાંની આ દેતીલેતીની પ્રથા નાબુદ કરવા સમાજસુધારકો વર્ષોથી કોશીશ કરી રહ્યા છે, પણ એ પ્રથા તો જણાવવામાં આવ્યા પ્રમાણે કમની થવાને બદલે વધતી જ ચાલી છે. એટલે હવે એને અટકાવવા સિંધ ધારાસભામાં ડૉ. હેમનદાસ નામને સભ્યે એક બીલ પેશ કર્યું છે, જે આવતી બેઠકમાં રજુ થશે." ('મુંબઇ સમાચાર,' તા. ૨૬:૧૦:૧૯૩૭). સિંધની આમિલ જેવીજ ગુજરાતમાં પાટીદાર કોમના કુળવાનો પોતાના કુળહીન વેવાઇઓને લેવાખાવા માટે પજવ્યા કરે છે અને એ પરકણો વગેરે લેનીદેતીની બદી અનેક ઉપદેશો છતાં ઘટવાને બદલે વધતીજ જાય છે. અને ત્યારે તો એ સડેલા અંગને કાયદો કરાવીને પણ કાપવુંજ જોઇશે, એને દવાઓ ચોપડયે કંઇ નહિ વળે, પછી ભલે ભાઇ ચિમનભાઇના સંપ્રદાયને એમાં અસહિષ્ણુતા લાગે, હિંસા લાગે, પણ મૃત્યુ થવા સુધી તો વાટ જોઇ શકાયજ નહિ.

## આત્મહત્યાનો રોગ

પોતાને માટે જગતમાં કોઇ સ્થાન નથી, જગતમાં પોતાનું કોઇ નથી, જગતમા પોતાના દુઃખની કોઇને પરવા નથી, એમ જ્યારે માણુસને લાગે ત્યારે એ આત્મહત્યા કરે, એમાં એનો બહુ દોષ નથી. આત્મહત્યામાં નિષ્ફળ નીવડે તો કાયદો એને સજા કરે! કાયદાની એ ક્રૂરતા છે, એ માણુસો સાચી રીતે દયાપાત્ર છે. પણ એવા માણુસોએય જાણવું ઘટે કે આત્મહત્યા એ એક કાયરતા છે. એણે તો જગત સામે લડવુંજ રહ્યું. આજની કેળવણી માણુસને એવો લાગણીવશ બનાવી મૂકે છે કે જરા જગ નિરાશ થતાંમાં આત્મહત્યા કરી બેસે છે. બીજા તો ભલે, પણ મહાત્માજીના એક શિષ્ય છોટેલાલ જૈન જેવાજ આમ આત્મહત્યા કરી બેઠા એ એનું સબળ પ્રમાણુ છે. સિંધની આમિલ કન્યાઓ ખૂબ કેળવણી પામી છે, એટલે ખૂબ લાગણીવશ બનીને આત્મહત્યા કરી બેસે છે. ગુજરાતની પાટીદાર કન્યાઓ એટલી કેળવણી પામી

નથી, એટલે આત્મહત્યા કરવા જેટલે જવા જેટલું સાહસ મોટે ભાગે એ કરતી નથી. પણ તેથી એમ સમજવાનું નથી કે એ પરમસુખમાં મહાલે છે. એ દુઃખી કન્યાઓએ નિરાશ થઇને આત્મહત્યા કરવા જેટલું કાયર થવાની કંઇ જરૂર નથી, એમણે સદા આશા રાખીને જુલમગારો સામે લડવુંજ જોઇશે. ત્યાર વિના તેમના દુઃખનો આરો આવવાનો નથી. પીડકોએ પોતાની ખુશીથી પીડિતો ઉપરની પીડા ઉઠાવી હોય, એવું એક પણ ઉદાહરણ ઇતિહાસમાં નથી, એ નક્કી સમજો.

### ભાવનગરમાં અયોગ્ય લગ્ન માટે સજા

ભાવનગર રાજ્યમાં આવેલા ત્રાપજના લક્ષાધિપતિ શેઠ નંદલાલ મોતીલાલે પોતાની ૫૦-૫૫ વર્ષની ઉમરે સિહોરના મહેતા જમનાદાસ બાપાલાલનાં ૧૩-૧૪ વર્ષનાં પુત્રી બેન લલિતાબેન સાથે, કપોળ નાતના રિવાજ વિરુદ્ધ પોતાનેજ ઘેર કન્યાને લાવીને લગ્ન કર્યું. હજારો રૂપિયા ઉડાવીને ખૂબ ધૂમધામ કરી. હવે ભાવનગર રાજ્યમાં કાયદો છે કે ૪૫ વર્ષથી મોટી ઉમરનો કોઇ પણ પુરુષ પોતાનાથી અર્ધી ઉમર કરતાં નાની કન્યા સાથે લગ્ન કરી શકે નહિ. કાયદા વિરુદ્ધનું આ લગ્ન થતાં સમાજના એક વયોવૃદ્ધ કાર્યકર્તા શેઠ વલ્લભદાસ ત્રિભુવનદાસે તળાજાની ન્યાયાધીશીમાં ફરિયાદ નંધાવી. તે ફરિયાદ ગઇ તા. ૧ : ૯ : '૩૭થી ચાલી ને ચારેક મુદતો પડ્યા પછી ન્યાયાધીશે ચુકાદો આપ્યો: વરરાજા શેઠ નંદલાલનો રૂા. ૨૫૦ દંડ અને દંડ ન ભરે તો ત્રણ માસની આસાન કેદની સજા કરી. એ લગ્નમાં આગળ પડતો ભાગ લીધા માટે કન્યાનાં માતા બેન કમળાબેનનો રૂા. ૩૫૦ દંડ અને દંડ ન ભરે તો ત્રણ માસની આસાન કેદની સજા કરી. લગ્નક્રિયા કરાવનાર ગોર સામે આરોપ સાબિત ન થયાથી તેમને છોડી દીધા હતા. સહિષ્ણુતા અને ધીરજ રાખ્યે સમાજની આવી બદીઓનો કદાપિ નાશ થવાનો નથી, એના ઉપર તો ધગધગતા ડામજ ચોઢવા પડશે, એમ વડોદરા રાજ્યના બાળલગ્નનિષેધક કાયદા પ્રત્યે એ રાજ્યની સહિષ્ણુતા અને શિથિલતા સાબિત કરી આપે છે.

### 'આદ્ય અંત્યજોદ્ધારક રાજવી'ના રાજ્યમાં

વડોદરા રાજ્ય સમાજસુધારણાના સુંદર કાયદા કરીને યુરોપ, અમેરિકા સુધી તાળીઓ પડાવે છે. પણ તેનો અમલ કેવો થાય છે, એ તો તેના બાળલગ્નનિષેધક કાયદાની શિથિલતા વિષે આ પત્રમાં વારંવાર ટીકા છે તે ઉપરથીજ જાણી શકાશે. હાલ વળી બીજા એક કાયદાની ભયંકર અવમાનનાનો પ્રસંગ જાહેર આવ્યો છે: તા. ૭ : ૨ : ૧૯૩૨ને રોજ હજુર હુકમ નં. ૬૧૧

હાલનાજ દિવાન શ્રી. વી. ટી. કૃષ્ણમાચાર્યની સહીથી આમ પ્રસિદ્ધ થયો છે: "શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની આજ્ઞા થઈ છે કે સરકારી માલિકીનાં દેવમંદિરો જાતિભેદ સિવાય તમામ હિંદુઓ માટે ખુલ્લાં મૂકવાં જોઈએ અને ખાનગી મંદિરોના માલિકોને તેમ કરવા સમજાવવા અને દાખલો બેસાડવો જોઈએ કે પ્રભુને સૌ સરખા છે." આ હજુર હુકમનો દાખલો અહુણા એ રાજ્યના એક સરકારી અમલદારે ખૂબ મજેદારીથી બેસાડીને એ હજુર હુકમની મજેદાર મશ્કરી કરી છે! વાત એમ બની કે અખિલ હિંદ હરિજન સેવાસંઘનાં કામચલાઉ પ્રમુખ શ્રીમતી રામેશ્વરી દેવી અને ઠક્કર બાપા હરિજનસેવાનો પ્રચાર કરતાં દ્વારકા પહોંચ્યાં. ત્યાંના દ્વારકાધીશના મંદિરમાં એમને પેસવા ન દીધાં. શ્રીમતી રામેશ્વરી દેવી જણાવે છે કે "અમે બેટમાં ગયાં અને મંદિરમાં પ્રવેશ કરવા માગતાં હતાં. પ્રવેશ બંધ થાય એવી રીતે દરવાજા ઉપર માણસોની હરોળ ઊભેલી મેં જોઈ. એક સરકારી મહાલકરીએ અમને જણાવ્યું કે સરકારમાંથી એવી સૂચનાઓ મળી છે કે તમને પ્રવેશવા ન દેવાં. વધુ સવાલ પૂછ્યાં તેણે જણાવ્યું કે મંદિરની મેનેજિંગ કમિટીએ ગઈ કાલે સાંજે એવા ઠરાવ પસાર કર્યો હતો કે તેમને મંદિરમાં પેસવા ન દેવાં, અને સરકારે તેને હુકમ કર્યો હતો કે એ ઠરાવને મહાલકરીએ માન આપવું" ('નવગુજરાત,' તા. ૧૮ : ૧૦ : '૩૭). શ્રીમતી રામેશ્વરી દેવી અને ઠક્કર બાપા જેવાં બ્રાહ્મણનાંયે બ્રાહ્મણજનને એ મંદિરોમાં પેસવા દેવામાં ન આવે તો ખુદ અસ્પૃશ્યોનું તો પૂછવું જ શું? એ રાજ્ય પોતાના વાર્ષિક નિવેદનમાં, સમાજસુધારણાના પોતાના કાયદા કેટલે અંશે અમલમાં મુકાયા છે તેની હકીકત, દર વર્ષે છાપે તો રાજ્યની શુભ-નિષ્ઠાનું પ્રમાણ જડે. એ મંદિરો સરકારી ન હોય, ખાનગી હોય તો તેને મળતી મદદ તુરતજ કેમ બંધ ન કરવી? એ મહાલકરીને આ કાયદાભંગ માટે સજા કેમ ન કરવી? વડોદરામાં દિવાન સાહેબને પ્રમુખપદે ભરાએલી સભામાં શ્રી રામેશ્વરી દેવીએ એ વિષેની આપવીતી સંભળાવી, પણ દિવાન સાહેબ એ વિષે એક અક્ષર પણ બોલ્યા નથી! વડોદરા ધારાસભાના અંત્યજ સભ્ય ભાઈ નાગજીભાઈએ પોતાના 'આર્યસંદેશ'ના તા. ૨૬ : ૧૦ : '૩૭ના અંકમાં એ બેનનું આખું ભાષણ છાપ્યું છે, તેમાં એ વાત છાપી છે, છતાં એમણે પણ એ વિષે રાજ્ય સામે ટીકાનો એકે અક્ષર પણ લખ્યો નથી! હવે જોઈએ છીએ એ ભાઈ ધારાસભામાં શું કરે છે. એટલે એમણે નક્કી સમજવું જોઈએ કે 'આદ્ય અંત્યજોદ્ધારક રાજવી' જેવા ખુશામદના શબ્દોથી કંઈ વળવાનું નથી.

## એ રાજ્યના વહીવટનો બીજો નમુનો

એ રાજ્યે પોતાની સુધરાઇઓને (મ્યુનિસિપાલીટીઓને) પૈસાની મદદ આપી, તેમના સૌ પૈસા અમુક નિયમે વાપરવાની કુલ સત્તા આપી છે. છતાં તેના અમલદારો એ સત્તા ઉપર કેમ તરાપ મારે છે એનો અહુણાજ એક દાખલો બન્યો છે. "સોજીત્રા (બ) વર્ગ સુધરાઇના વૉટર વર્કસના બાંધકામ સંબંધમાં આશરે રૂ. ૧૮૦૦૦ની રકમ સરકાર તરફની તેમજ સુધરાઇની પરવાનગી વિના બાંધકામ ખાતાએ ગેરકાયદેસર રીતે ખર્ચેલી છે." "તે સંબંધમાં સોજીત્રા સુધરાઇએ મે. રા રા. વડોદરા પ્રાન્ત સુબા સાહેબને હકીકત સાંભળવા તથા નેકનામદાર દિવાન સાહેબ પાસે લેઇ જઇ હકીકત સાદર કરવા રીતસર ઠરાવ કરી માગણી કરેલી, તે સંબંધમાં કંઇ દાદ મળી નથી. અને સુધરાઇના સભાસદોએ આ સંબંધમાં આજ દશ વર્ષથી કરેલા કરેલા તમામ ઠરાવો રદ કરી મે. રા. રા. મહાલના સરસુબા સાહેબે ઉપરની રકમ સુધરાઇના ફંડમાંથી વસુલ કરવા ઠરાવ કર્યો છે. ઉપર મુજબના ઠરાવને નામદાર (કાઉન્સીલે) મંત્રીમંડળે સુધરાઇની હકીકત સાંભળ્યા સિવાય મંજુરી આપી તે રકમ સુધરાઇના ફંડમાંથી વસુલ કરવા હુકમ આપ્યો છે." પોતાને ગળે આંટી આવે એવી સત્તા પ્રજાને આપતાં રાજ્યે સો વાર વિચાર કરવો જોઇએ. પણ શોભાને ખાતર એક વાર સત્તા આપી તેમાં અયોગ્ય રીતે હાથ નાખવો એ તો પ્રજાનું સ્પષ્ટ અપમાન છે. એવું અપમાન પ્રજાએ મૂગે મોંએ ગળી જવું ન ઘટે અને સોજીત્રાની પ્રજા નથી ગળી ગઇ એને માટે એને ધન્યવાદ ઘટે છે. "સોજીત્રા (બ) વર્ગ સુધરાઇના સર્વ લોકપ્રતિનિધિ સભ્યોએ આ પગલાના વિરોધ તરીકે રાજીનામાં આપ્યાં છે." અને સમસ્ત પ્રજાએ તા. ૪ :૧૦:'૩૭ને રોજ ભાઇ શિવાભાઇ ગિરધરભાઇ પટેલને પ્રમુખપદે સભા ભરી તેમાં વિરોધ જાહેર કર્યો હતો ને ઠેઠ સુધી લડવા નિશ્ચય કર્યો હતો. સોજીત્રાની પ્રજામાં પાણી હોય તો સરકારને કાયદેસર ચલાવે ને ત્યાં સુધી સુધરાઇને તાળાં વાસેલાં રહેવા દે, સરકાર ફરી ચૂંટણી કરે તોય કોઇ ઉમેદવાર ઊભો ન થાય.

## ખેડૂતોની બાકી મહેસૂલ માફ

"મુંબઇ, તા. ૪. એક વર્ષ કરતાં પહેલાંની સામાન્ય ખેતીવાડી જમીન મહેસૂલની બધી સત્તાવાર બાકી માંડી વાળવી જોઇએ એવો સરકારે નિર્ણય કર્યો છે એવી જાહેરાત હાલમાં બહાર પડેલી સરકારી યાદીમાં કરવામાં આવી છે. એમાં જણાવવામાં આવ્યું છે કે કલેકટરોને એ અનુસાર તેમના પોતાના વિભાગોમાં બધાં ખાલસા ગામોમાં એવી બાકી માંડી વાળવાના હુકમો બહાર

પાડવાની સૂચના આપવામાં આવી છે. ખોતી ગામના સંબંધમાં તેમજ સરકતી અને તાલુકદારી ગામો સહિતનાં જુદાં પાડેલાં ગામડાંઓ સંબંધમાં કલેકટરોને, ઇનામદારોએ આપવાની સરકારી લહેણી રકમની બાકી પાછી આપવાના હુકમો થયા છે, પણ એ શરત સાથે કે કલેકટરને ખાત્રી થવી જોઇએ, કે ઇનામદારોએ તેમનાથી હાથ નીચેના જમીનવાળાઓને પૂરતા પ્રમાણમાં એ વર્ષોના ભાડામાં રકમ પાછી આપી દીધી હોય અથવા ઇનામદારોએ તે પ્રમાણે રકમો ન આપી હોય તો ઇનામદારો તેઓને સંતોષકારક રીતે એ રકમ પાછી આપવા સંમત થતા હોય "('ગુજરાત સમાચાર,' તા. ૫:૧૦:'૩૭). એવી રીતે ખેડૂતોને જે ઇનામદારોએ લીધેલી રકમ પાછી આપી ન હોય કે પાછી આપવા સંમત ન હોય તેવા ઇનામદારો પાસેથી પૂરી જમીનમહેસૂલ સરકારે વસૂલ કરીને ખેડૂતોને પાછી આપવી ઘટે.

**દેશની સંપત્તિમાં વધારો કેમ થાય?**

એક બાજુથી દારૂ, જન્મમરણનાં ખર્ચ વગેરેથી પ્રજાની સંપત્તિનો નાશ થતો અટકાવવો અને બીજી બાજુથી સંપત્તિ વધારવા પગલાં લેવાં. ત્યારેજ દેશધનમાં વધારો થશે. અત્યારે જમીનમાં જે પાક થાય છે તેના ગુણમાં ને પ્રમાણમાં વધારો થાય એમ કરવું ઘટે. જમીનના આજે નાના નાના ટૂકડા થઇ ગયા છે, એટલે એમાં લાભજનક ખેતી થઇ શકતી નથી, માટે એ ટૂકડા એકઠા કરી ખેતર મોટાં બનાવવાં. વડોદરા રાજ્યમાં એવો કાયદો છે, પણ ગામના અમુક ટકા ખેડૂતો એ કાયદાને સંમત થઇ સરકારને અરજી કરે તોજ સરકાર એવી વ્યવસ્થા કરી આપે એવી કલમ છે. આજનાં ઝેરવેરથી ખવાઇ ગએલાં ગામડાં એમ ભાગ્યેજ સમ્મત થઇ શકે અને તેથી વર્ષો થયાં વડોદરા રાજ્યમાં એ કાયદો હોવા છતાં એક પણ ગામે એનો લાભ લીધો જાણ્યામાં આવ્યું નથી. માટે એ કાયદો ફરજિયાત થવો જોઇએ. અને કેઇ પણ ખેતર ઉનાળામાંય વાવેતર વગરનું કેમ રહેવું જોઇએ? બેશક, આજે પાણીની તાણને લીધે એમ પડતર રહે છે, માટે સરકારે નહેરોની વ્યવસ્થા કરવી ઘટે. તોજ ખેતીની પેદાશ વધી શકે. એવીજ રીતે બીજા ઉદ્યોગોની પણ પેદાશ વધારવાના ઉપાય લેવા ઘટે.

**અંગ્રેજી કેળવણી**

સરકાર અત્યારે જે લાભ આપી રહી છે તે લેવાનેજ માટે નહિ, પણ તેની યોજનાઓને સાચો સહકાર આપવાને માટે પણ ખેડૂતે ને સમસ્ત પ્રજાએ તૈયાર થવું જોઇએ. એવો સહકાર આપી શકે એવું પ્રજાનું માનસ આજે ઘડાએલું નથી, કારણ કે એને સાચી કેળવણી મળી નથી. અંગ્રેજોનો સ્વાર્થ સાધવા

લોર્ડ મેકોલેએ હિંદુસ્થાનને આપવા કેળવણીની જે યોજના ઘડેલી, તેમાં દૃષ્ટિ એ જ હતી કે સરકારને જોઇતા કારકુન મળે, અંગ્રેજી સંસ્કાર ગામડાંને ખૂણે ખૂણે ફરી વળે અને તેથી અંગ્રેજી માલ પણ ગામડાંને ખૂણે ખૂણે પહોંચી જાય ને કેળવાએલા લોક બીજી રીતે નિરુદ્યમી બને. કેળવણીની એ યોજના બરાબર સફળ ઊતરી છે ને તેણે કારકુનો એટલા બધા તૈયાર કર્યા છે કે વધારે પડતા બેકાર બન્યા છે. અંગ્રેજી સંસ્કાર એટલા ઊંડા ઊતર્યા છે કે એમનું માનસ છેક ગુલામ થઇ ગયું છે. બેકાર માણસો બળવો કરે, દેશમાં મજૂરો ને ખેડૂતો આજે સંગઠન કરી સરકાર સામે શિંગડાં માંડવા તૈયાર થયા છે, પણ એ ભણેલા તો છેકજ લાચાર બની ગયા છે, બેકાર બનીને દેશની સંપત્તિ ઉપર ભારરૂપ બની ગયા છે, દેશને ભારે મારી રહ્યા છે.

સાચી કેળવણી

ત્યારે આ સ્થિતિમાંથી નીકળવા માટે દેશનાં બાળકોને સાચી કેળવણી આપવી જોઇશે. તેમને શરૂઆતથીજ સક્રિય કેળવણી આપવી જોઇશે. એને ઔદ્યોગિક કેળવણી કહેવામાં આવે છે, એથી કેટલાક લોક ભુલાવો ખાય છે. તેઓ એનો અર્થ 'ઉદ્યોગની કેળવણી' કરે છે; ના, ઉદ્યોગ દ્વારા બાળકની સૌ ઇંદ્રિયો સક્રિય બને અને કોઇ પણ શ્રમનું કાર્ય કરતાં શરમ નહિ પણ આનંદ પામે એવી કેળવણી આપવાની છે. આવી ભાવના વિના તો ખેડૂત અને મજૂર શ્રમ કરે છે, છતાં જડ બની જાય છે. આવી કેળવણી વિષે વિચાર કરવા હાલજ વર્ધામાં પરિષદ ભરાઇ ગઇ. ગાંધીજી માને છે કે બધી કેળવણી સ્વાશ્રયી બનવી જોઇએ. મને એ વસ્તુ અશક્ય લાગે છે. બાળકની પરોક્ષ કેળવણી તો માતાના ગર્ભમાંથી શરૂ થાય છે તે શાળામાં બેસતા સુધી ચાલે છે. પણ પ્રત્યક્ષ કેળવણીની વાત કરીએ તો ત્રણેક વર્ષનું બાળક બાળમંદિરમાં જતું થાય ત્યાંથી દશેક વર્ષનું થાય ત્યાં સુધી તો એ કંઇ પણ ઉત્પાદક ઉદ્યોગ ન કરી શકે, ત્યાં સુધી તો તેની ઇંદ્રિયો ને ધારણ-શક્તિ કેળવાય એટલીજ કેળવણી પામવાનું છે. એ કાળની કેળવણી સ્વાશ્રયી નજ નીવડે. અને પછીયે એ જે વસ્તુઓ બનાવે તે ચૌટામાં સારી રીતે ન પોષાઇ શકે. તેના જવાબમાં કહેવામાં આવે છે કે શાળાઓનો તૈયાર થએલો બધો માલ સરકાર ખરીદી લે. પણ જો બજારમાં ના પોષાય તો સરકારે પણ એ ઊકરડેજ નાખવાનો ને એ શાળાઓને સરકારે પોષવાની જ. બેશક, માલ ધીરે ધીરે સારો કરવાની દૃષ્ટિ તો રાખવાનીજ, પણ કેળવણી ખાતું સ્વાશ્રયી બને એ સ્વપ્નાં મને સાચાં નથી લાગતાં. એમ એ ખાતાની દૃષ્ટિ સરસ્વતી-પૂજનમાંથી ખસી લક્ષ્મીપૂજન તરફ વળશે ત્યારે તો ઓલામાં ચૂલામાં પડવાનું

થવાનું છે, માટે દવાખાનાં, પુસ્તકાલયો વગેરે અનુત્પાદક સંસ્થાઓની પેઠે સરસ્વતીમંદિરને પણ ઉત્પાદનની આશા વગર રાજ્યે પોષવાં જ રહ્યાં.

**મોટાંને કેળવણી**

આવી સક્રિય કેળવણી તો પ્રજાના એકે એક માણસને મળવી જ જોઇએ. વળી મોટી ઉમરનાં જે માણસો અક્ષરજ્ઞાન ન પામ્યાં હોય તેમને માટે પણ –પુરુષો માટે રાત્રીશાળાઓ અને સ્ત્રીઓ માટે દિવસવર્ગોની યોજના કરવી જોઇશે. વડોદરા રાજ્યમાં, આજની ખબર નથી પણ બહુ વર્ષો ઉપર, સ્ત્રીઓ માટે વડોદરાની અનેક પોળોમાં ઝનાનાવર્ગ હતા. નાનપણમાં ચાર ધોરણનો અભ્યાસ કરીને મારાં પત્ની વડોદરામાં ગોઝીપોળના ઝનાનાવર્ગમાં સ. ૧૯૦૦–૦૧માં પાંચમું અને છઠ્ઠું ધોરણ ભણ્યાં હતાં. ટૂંકામાં, પ્રજાના એકે એક માણસને કેળવણી મળવી જ જોઇએ, કેળવણી વિનાનું કોઇ પણ ન રહેવું જોઇએ.

**આણંદમાં પ્રેતભોજન**

આણંદની મ્યુનિસિપાલીટીના પ્રમુખ ભાઇ પુરુષોત્તમ ખાખરભાઇ પટેલ થોડાક માસ ઉપર ગુજરી ગયા. તે પ્રસંગે તેમના શબ ઉપર ઓઢાડવા પ્રથમ તો સાદું કફન આણેલું, પણ પછી કોઇ હિતશત્રુની સલાહથી સાલ ઓઢાડેલી, એટલે તેમની પાછળ મોટું પ્રેતભોજન થશે એમ ત્યારેજ મનાએલું. ગયા માસમાં એ મોટું પ્રેતભોજન થયું ને તેમાં પચાશેક મણ ઘઉં વપરાયા! પણ એમ મોટાં ખર્ચ કર્યે જ આબરૂ બંધાતી મનાતી હોય તો એ જ અરસામાં આણંદના જ બારૈયા નારસંગ કાળિદાસ પાછળ પ્રેતભોજનમાં સાઠેક મણ ઘઉં વપરાયા! આજે બારૈયા ભાઇઓ પૂછી રહ્યા છે કે આવું કરવાનું પાટીદારનું તે ગજું? એ બંને જાતિના ભાઇઓ સમજે કે આમજ આપણે ભિખારી ને રઝળતા બેકાર બની ગયા છીએ. હવે તો બાપુ, કંઇક સમજો અને પૈસા વધારે હોય તો કેળવણી વગેરે ધર્મસંસ્થાઓમાં આપો. આ લોક ન સમજે તો સરકારે તેમને સમજાવવા રહ્યા ને ગયા અંકમાં મેં સૂચના કરી છે તેમ આવા વરા કરનાર પાસેથી, વરા પાછળ જેટલું ખર્ચ કરે તેટલોજ કર–ખર્ચ ઉપર ૧૦૦ ટકા કર–સરકારે લેવો જોઇએ.

**સુધારો**

ગયા અંકમાં ભાઇ મણિલાલ જ. દ્વિવેદીનો 'સાહિત્ય વિષે બે બોલ' લેખ છે, તેમાં પૃષ્ઠ ૫૩૮ ઉપર, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જેવા "વિદ્વાન આગળ મારા જેવા **અને** સામાન્ય મનુષ્યોનાં મસ્તક ઝુકી રહ્યાં છે," એવું જે વાક્ય છપાયું છે તેમાં '**અને**'ને બદલે '**અનેક**' વાંચવાની એ ભાઇ સૂચના કરે છે.

---*---

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૪ | | માગશર |
|---|---|---|
| વર્ષ ૧૫ | આણંદ | અંક. ૨ |

## લગ્નવિધિ ને વ્યવહાર સંબંધે એક સૂચના

**લગ્નવિધિમાં** અને લગ્નને અંગે ચાલતા સામાજિક રીતરિવાજોમાં ફેરફાર કરવાની વાતો આજ કેટલાંક વર્ષથી સંભળાય છે; અને કોઇ કોઇ પ્રાણવાન વ્યક્તિઓ જ્ઞાતિનું હિત લક્ષમાં લેઇ પોતાને યોગ્ય લાગે તેવા સુધારા તેમાં કરે છે પણ ખરા. એને પરિણામે ત્રણને બદલે બે દિવસની જાન રાખવાની પ્રથા, જાનમાં ઓછા માણસ લેઇ જવાની પ્રથા, વગેરે કેટલાક સાર્વત્રિક સુધારા પણ થયા છે. છતાં જે સુધારા થયા છે તે હજુ પાશેરામાં પહેલી પૂણી જેવા છે; હજુ ઘણા ફેરફાર કરવાના બાકી છે એની કોઇ ના પાડી શકે તેમ નથી.

ઘણા ફેરફાર કરવા જેવા છે; પણ કયા રીતરિવાજ કમી કરવા જેવા છે ને કયા ઉમેરવા જેવા છે, કયામાં સહેજ ફેરફાર કરવા જેવો છે ને કયામાં ઘણો ફેરફાર કરવા જેવો છે ને તે પણ કેવી જાતનો, એની જ્યાં સુધી લોકને સ્પષ્ટ સમજ ન પડે ત્યાં સુધી વ્યક્તિગત સુધારાની અસર વ્યાપક થતી નથી. આ માટે હાલના લગ્નવિધિની અને પાટીદાર જ્ઞાતિમાં તે અંગે ચાલતા રીતરિવાજોની ઝીણવટથી છણવટ કરી, તેમાં કરવાના ફેરફારની સ્પષ્ટ ને વિગતવાર માહિતી તૈયાર કરી પ્રગટ કરવામાં આવે તો હાલની પ્રથામાં શા માટે ને કેવો સુધારો કરવાની જરૂર છે તે સૌ કોઇને સમજાય ને વ્યક્તિગત થતા સુધારા સાર્વત્રિક બની બધા પ્રયત્ન એકજ દિશામાં વહી સુધારો સફળ બને.

આ કામ એક વ્યક્તિનું નથી. પાટીદાર મંડળ જો એ પ્રશ્ન હાથ ધરે ને પાટીદાર જ્ઞાતિનાં શુભેચ્છકો એ સંબંધે પોતાના વિચારો જણાવે તો તે ઉપરથી તારવણી રૂપે એક સંહિતા તૈયાર કરી શકાય. પંદરેક વર્ષ ઉપર જ્ઞાતિહિતેચ્છુ શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીને 'પાટીદાર પત્રિકા'માં એ પ્રશ્ન હાથ ધર્યો

હતો, ત્યાર પછી તો વખત ઘણો બદલાયો છે અને સત્યાગ્રહની લડતે યુવકોને લાઠીના ઘા ઝીલવાની અને કેદ સહન કરવાની પણ શક્તિ આપી છે, એટલે નવેસરથી જો આ પ્રશ્ન હાથ ધરી સુધારાની સ્પષ્ટ રૂપરેખા જ્ઞાતિભાઇઓને સમજાવવામાં આવે તો તેને અનુસરનાર જરૂર મળે

એ તો સર્વ કોઇ સ્વીકારે છે કે લગ્નના વિધિમાં અને રૂઢિમાં યુગપરત્વે ફેરફાર થવાની જરૂર છેજ. જે વિધિ અને વ્યવહાર પ્રાચીનકાળમાં જરૂરનાં જણાયાં હશે તે આજની બદલાએલી સ્થિતિમાં જરૂરનાં છે કે કેમ તે વિચારવા જેવું છે. પાટીદાર યુવક મંડળે આ માટે આર્થિક દૃષ્ટિએ થોડીક પ્રતિજ્ઞાઓ લેવાનો ખરડો પ્રકટ કર્યો છે, પણ આખો સમાજ તેનો લાભ લેતો નથી. એટલે લગ્ન સંબંધે સુધારા કરવા માટે નીચેની યોજના પાટીદાર મંડળ તરફથી હાથ ધરવામાં આવે તો કેટલેક અંશે જરૂર લાભ થાય.

લગ્ન સંબંધે જે જે ચાલ, રૂઢિ, વ્યવહાર કે જે કંઇ હાલ પ્રચલિત હોય તેની વિગતવાર માહિતી એકત્ર કરી ક્રમવાર પ્રકટ કરવી. આમાંથી કઇ કઇ વસ્તુઓ આજની બદલાએલી સ્થિતિમાં જરૂરની છે, કઇ નથી, અને કઇ નવી ઉમેરવા જેવી છે, તે માટે સકારણ અભિપ્રાયો મેળવવા માટે એ આખી યાદી 'પાટીદાર'માં પ્રકટ કરવી અને જુદા જુદા ગોળના ને તડના આગેવાનો તેમજ સમાજસુધારણામાં રસ લેતા ભણેલા યુવકોને તે યાદી મોકલી આપવી. આ ઉપરાન્ત પરનાતના જે માણસો આવી બાબતોમાં રસ લેતા હોય તેમના પણ અભિપ્રાય માગવા. આ આવેલા અભિપ્રાયમાંથી તારણ કરી હાલના યુગને માફક આવે તેવા લગ્નવિધિ, રૂઢિ, વ્યવહાર, આદિ કેવાં હોવાં જોઇએ તે નક્કી કરવા પાંચેક પ્રતિષ્ઠિત અનુભવીઓની એક સમિતિ નીમવી. આ પ્રમાણે જે તારણ થાય તે ફરીથી અભિપ્રાય માટે પ્રકટ કરવું. આ ઉપરથી જે અભિપ્રાયો આવે તે અને પહેલાંના તારણ સંબંધે વિચાર કરી છેવટનો નિર્ણય કરવા માટે પહેલાંની સમિતિમાં બીજા પાંચ અનુભવીઓ ઉમેરી નવી સંહિતા તૈયાર કરાવવી ને આ પ્રમાણે નાત સમક્ષ લગ્ન સંબંધે કરવાના વ્યવહાર માટે રજુ કરવી.

આ પ્રમાણે તૈયાર થએલી પત્રિકા એકે એક વ્યવહારની માહિતી આપતી હોવી જોઇએ. આ સંહિતામાં લગ્નના ખર્ચ સંબંધે પણ વિચાર થાય તો તે ઉપયોગી થઇ પડે. એ માટે, બને તો વસવાયાંને કેટકેટલાં દાપાં જુદે જુદે પ્રસંગે આપવાં તે પણ નક્કી થાય તો નાતને જરૂર લાભ થાય. આવી સ્મૃતિ રચાય એમાં નવીનતા નથી. યુગે યુગે હિંદુ ધર્મમાં સ્મૃતિ રચાઇ છે અને

બદલાએલી સ્થિતિ મુજબ ચાલતી આવેલી રૂઢિઓમાં ફેરફાર પણ થયા છે.

આ કામ કડાકૂટનું છે એટલે કોણ કરે તે એક પ્રશ્ન છે. પણ પાટીદાર મંડળ આવું રચનાત્મક કામ ઉપાડી લે તો જ્ઞાતિસુધારણામાં તેણે જરૂર એક પગલું આગળ ભર્યું ગણાશે. આવી સ્મૃતિ હાલની ફેરવાએલી સ્થિતિમાં સૌ કોઇને દિશા બતાવશે અને તેને અનુસરનાર પણ ગળશે. સુધારો પણ સમાજ પચાવે તેવો થાય તો ઘણા તેનો લાભ લે. આ માટે શરૂઆતમાં પહેલાં ૧૦ વર્ષનો કાર્યક્રમ નક્કી થાય. ૧૦ વર્ષ પછી સુધારાની થએલી અસર તપાસવા અને બીજાં ૧૦ વર્ષ માટે કરવાના સુધારાની સ્મૃતિ રચવા બીજી એક સમિતિ નિમાય. આમ બને તો છૂટક છૂટક થતા હાલના પ્રયત્નોમાંની શિથિલતા જતી રહે અને નવયુવકોને ફેરફાર કરવાની દિશા જડે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ, શરત્પૂર્ણિમા, ૧૯૯૩ } આશાભાઇ નરસિંહભાઇ પટેલ

---

## કુમારકુમારિકાઓને

### (સ્વતંત્ર વિચાર અને આત્મવિકાસ)

**પ્રિય બેનો અને ભાઇઓ!**

સ્વતંત્ર વિચારોની કેળવણીથી થતા આત્મવિકાસ વિષે આજે તમને થોડું કહેવાની ઇચ્છા થાય છે. સત્ય પ્રત્યે પ્રીતિ અને સમાનતા તથા ન્યાયના પાલન અર્થે આ જીવન છે એ સિદ્ધાન્તને અનુસરી તમારા સ્વતંત્ર વિચારોને વિવેકબુદ્ધિથી કેળવવાનો પુરુષાર્થ તમારે આદરવાનો આ સમય છે એ કદાપિ ભૂલવું ન જોઇએ. તમને જે સત્ય ભાસતું હોય તે તમારાં વડીલ, માબાપ, શિક્ષક, ધર્મગુરુ અને સમાજ- કે જ્ઞાતિ-નેતા આગળ રજુ કરતાં જરા પણ આચકો ખાશો નહિ. જો તે પ્રમાણે નહિ વર્તો તો તમારામાં રહેલી દિવ્ય શક્તિ દબાઇ જશે. તમને પૈસાટકાનો લાભ થતો હોય તો તે પણ જતો કરજો. આજના વાતાવરણ મુજબ કામ કરવાથી કીર્તિવાન બનવાના હો, કુશળ અને ડાહ્યા લેખાવાના હો, તો તે પણ જતું કરજો. આજીવિકાનાં સાધન ઓછાં થતાં હોય તો ભલે ઓછાં થાય. તમારો આત્મા જ તમારો ઇશ્વર છે, તેને તમારા દેહનું પોષણ કર્યા સિવાય છૂટકો નથી. તમારા વિચારોને સ્વતંત્રપણે કેળવવાનો આ ઉત્તમ ઉપાય છે. અને આ ઉપાયથી તમારો આત્મા સંતુષ્ટ રહેશે એ નક્કી માનજો. ગમે તેવી પરિસ્થિતિમાંથી આત્મોન્નતિ કરવી

એ માનવકર્તવ્ય છે, એટલું વિચારી સમજીને મનુષ્યમાત્રે પોતાની પ્રગતિ માટે સ્વતંત્ર બનવું જોઇએ. સ્વતંત્ર વિચારને અમલમાં મૂકવા લાગશો ત્યારેજ તમને સત્ય ધર્મ હાથ લાગશે. સત્ય ધર્મની પ્રતીતિ વિના તમારો આત્મવિકાસ થવો અશક્ય છે એ નક્કી માનજો.

આજે તમને મારોજ દાખલો આપું. જ્યાં સુધી સામાન્યપણે પ્રવાસનાં પુસ્તકો હું લખતો હતો ત્યાં સુધી મારાં પુસ્તકોનો ઠીક ઠીક સ્વીકાર થતો મેં જોયો છે. પરંતુ જ્યારથી 'જીંદગાની ખરી મોટમોટા તણી યાદ આપી ખરૂં એમ બોલે' એ સૂત્રને અનુસરી મારા જીવનઅનુભવો સ્વતંત્ર વિચારથી પુસ્તક રૂપે લખવા શરૂ કર્યા, નવીન પ્રવાસપુસ્તકો તથા લેખો પણ એ દૃષ્ટિબિંદુથી લખવા માંડ્યા ત્યારથી મારાં પુસ્તકોનો યોગ્ય સ્વીકાર કે સત્કાર થતો અટક્યો છે. કેટલાક કહેવાતા શિક્ષિત ભાઇઓને મારા વિચારો રુચતા નથી. ત્યાગભાવનાના મારા વિચારો આ જમાનામાં અમલ થઇ શકે તેમ નથી એવું શાણા ગણાતા વિદ્વાનોએ કહીને મારાં પુસ્તકો તરફ ઉદાસીનતા પ્રગટ કરી છે. પણ તેથી જો હું મારી સ્વતંત્ર વિચારશક્તિને દાબી રાખું અને મારા અંતરને રુચે તે નહિ, પણ સમાજના ગાડરીઆ ટોળાને ગમતું લખીને અન્ય લેખકોની જેમ કીર્તિ અને પૈસા પ્રાપ્ત કરવાના હેતુને અપનાવી લેઉં તો મારા આત્માની શી ગતિ થાય? આ વસ્તુને મારે વિચારવાની રહી.

શ્રીમંત રાજા કે બાદશાહની ગુલામીભરી નોકરીચાકરી અથવા તેમની પ્રશંસાયુક્ત સેવાથી તમારૂં પોષણ કરવાની કલ્પનાને સ્વલ્પ પણ તમારા અંતરમાં સ્થાન આપશો નહિ. તેઓથી તમારો ઉદ્ધાર થવાનો નથી. કોઇ ધર્મગુરુ કે શાસ્ત્ર પણ તમારો ઉદ્ધાર નહિ કરે. તમારી આન્તર શક્તિઓને ઉત્તેજિત કરવી એ તમારૂં પોતાનુંજ કર્તવ્ય છે. આન્તર શક્તિની પ્રબળતા વિના તમે એક પણ ડગલું આગળ નહિ ભરી શકો. કુદરતે તમને મનુષ્યજીવન બક્ષ્યું છે એના મર્મને વિચારો, સમજો અને પ્રગતિને પંથે પડો. એ પ્રગતિ તે ભૌતિક વૃત્તિઓને પોષતું આરામી જીવન નહિ, પણ ત્યાગના સિદ્ધાન્ત સાથેનું સ્વાશ્રયી અને વિવેકી જીવન.

આજે તમારો વડીલ કે નાનો ભાઇ હોય તેની સાથે વડીલોપાર્જિત મિલકતની વહેંચણી માટે કદી લડશો નહિ. તમે જાતેજ ઉદાર દિલથી નાના કે મોટા ભાઇને તે મિલકતનો ઉપયોગ કરવા દો. અંતઃકરણથી તમે તેમ કરવા ખુશી છો એવું સ્પષ્ટ જાહેર કરો. જાતે શ્રમ કરીને જે કંઇ મેળવો તેના ઉપરજ તમારો વાસ્તવિક હક છે એ સિદ્ધાન્તને હૃદયમાં લખી રાખો. પણ

જો આવી ઊલટી રીતે વર્તશો અને મિલકત માટે ભાંડુઓ સાથે લડવા લાગશો તો કુસંપનાં બીજ વવાશે અને તમારી સંતતિને એ દુષ્ટ વારસો પ્રાપ્ત થશે; એટલું જ નહિ પણ તમારા એ પ્રકારના કર્તવ્યથી દેશની અન્ય જનતાને પણ નુકસાન પહોંચશે. કુસંપ એ એવો ચેપી અને પ્રાણઘાતક રોગ છે કે તે ઘરમાંથી જ્ઞાતિમાં, જ્ઞાતિમાંથી સમાજમાં અને સમાજમાંથી દેશ સમગ્રમાં ફરી વળે છે. પૂર્વજોની સ્વાર્થી વૃત્તિઓને લીધે કુસંપનાં રોપાએલાં બીજ હજી ખસતાં નથી એવું શું આપણે આજે નથી અનુભવતા? દેશ બધો આજે મરણને કાંઠે આવી રહ્યો છે તેવે સમયે શિક્ષિત અને ડાહ્યો કહેવાતો વર્ગ દેશસેવાના કાર્યમાં પણ પોતાથી અન્ય પ્રાન્તના લોકોમાં ભેદભાવ રાખીને વર્તતો આપણ સૌ જોઇ શકીએ છીએ. જ્યાં સ્વાર્થ જેવી દુષ્ટ વૃત્તિએ વાસ કર્યો હોય ત્યાં સ્વતંત્ર વિચારોની કેળવણી અટકી પડે એ સ્વાભાવિક છે. સ્વતંત્ર વિચારની કેળવણી વિના ધર્મશાસ્ત્રના મર્મને તમે કદી નહિ સમજી શકો.

સ્વાર્થી ધર્માચાર્યોએ તથા પંડિતોએ ધાર્મિક શ્લોકોના આડાઅવળા અર્થ કરીને તેમ જ પોતાને લાભકારક કડીઓ ધર્મગ્રંથોમાં દાખલ કરીને આપણને અંધારામાં રાખ્યા છે, તેને સમજવા માટે સ્વતંત્ર વિવેકબુદ્ધિની બહુ જરૂર છે. બાંધવો અને ગુરુજનોને મારીને રાજ્ય ભોગવવાની અનિચ્છા અર્જુને શ્રીકૃષ્ણ આગળ બતાવી હતી તે શ્રેષ્ઠ હતી, કુસંપમાંથી છૂટવાનું તે શુભ કાર્ય હતું, પણ તેની એ નિર્મળ વૃત્તિઓને માન આપીને કૌરવપાંડવો આપસમાં સંપીને રહેવા તૈયાર નહોતા! કૌરવપાંડવોના મંડળમાં વ્યાવહારિક વેદાન્તને સમજીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે તેવો એકલો અર્જુન જ હતો. સુંદર આદર્શ સાથેનાં તેનાં આચરણ જોઇને શ્રીકૃષ્ણે તેને આત્મધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો. અર્જુનના આવા નિર્મળ ત્યાગના સિદ્ધાન્તને ગીતાભાષ્યકારે સ્પષ્ટ કરી બતાવ્યો નથી. એક જ શ્રુતિવાક્યને પકડી રાખી આન્તર વિચારોને દાબી દેવાની દુર્મતિ પ્રમાદી બનેલા બ્રાહ્મણોને સુઝી. પરિણામે મહાભારતના સમય પછી દેશની જનતામાં દિનપ્રતિદિન કુસંપ વધતો ગયો. ગીતાના ભક્ષક બન્યા હોય તેમ રાજાપ્રજા સૌ સ્વાર્થમાં અને મોહમાં લપટાઈ સગાંસંબંધીમાં, જ્ઞાતિ-જ્ઞાતિમાં ને પ્રાન્તે પ્રાન્તમાં ભેદભાવ રાખીને જીવન વિતાડવા લાગ્યા. કુટુંબથી માંડીને દેશ આખામાં લડાઇ ટંટા કરીને કુસંપનું સામ્રાજ્ય સ્થાપ્યું! ફળ એ આવ્યું કે રાજ્ય અને લક્ષ્મી ગુમાવ્યાં. દેશને સંપૂર્ણપણે આમ પરાધીનતામાં આણીને ભારતીય ગૌરવને કલંકિત કરી નાખ્યું!

આ વિષયો તમને સમજવા કઠણ લાગે છે એમ ધારીને તેમને છોડી દેશો

નહિ. તમારા ઘરમાં જે કોઇ વિચારશીલ વડીલ હોય, તમારા સંસ્કારી શિક્ષક હોય, તેમની પાસેથી આ વાતનો ખુલાસો મેળવી લેવા યત્ન કરશો. સાચે જ આ વિષયો મોટાંઓ માટે પણ છે. તમારાં માબાપો અને વડીલો માટે પણ છે, પરંતુ તેમનામાંના ઘણાની શક્તિઓ કચરાઇને ધૂળધાણી થઇ ગએલી છે. પણ તમે સંસારમાં હજી હવે પ્રવેશ કરતા હોવાથી દેશ આખો તમારામાં જાગૃતિની ઉમેદ રાખીને આતુરતાથી સુખશાન્તિની રાહ જોઇ રહ્યો છે. તમને અત્યાર સુધી જે કંઇક કહેવામાં આવ્યું છે તેનો ટૂંકો સાર એટલો જ કે જ્યાં સુધી તમે વિવેકબુદ્ધિને કેળવી તમારી વિચારશ્રેણીને સ્વતંત્ર નહિ બનાવો ત્યાં સુધી તમારી જાતને સ્વતંત્ર બનાવવા માટે શક્તિમાન થઇ શકશો નહિ. તાત્પર્ય કે ભૂતકાળમાં બની ગએલી વાતને ન શોચતાં વર્તમાન સમયની આપણ સૌની પરિસ્થિતિને વિચારી કર્તવ્યપરાયણ બનવા માટે પુરુષાર્થ આદરો. એ પુરુષાર્થ ખેડવામાં સ્વતંત્ર વિચારની અને આત્મવિકાસની પ્રથમ જરૂર છે. પરમાત્મતત્ત્વ રૂપ આપણ સૌનો આત્મા પૂર્ણપણે ઝળમળ થાઓ અને દેશ સમગ્રમાં ફરી એક વાર ઉપનિષદ્કાળના આત્મધર્મની સંસ્થાપના થાઓ!

વડોદરા મણિલાલ જ. દ્વિવેદી

---

## સમાજની હોળી

### ( ૧ )

(આ હોળી તે ફાગણ સુદિ પુનમે આવતા આપણા તહેવારની નહિ, પણ આપણા સામાજિક સડામાં હોમાએલાં કેટલાંક નિર્દોષનાં બલિદાનમાંથી ભભુકતી આગ! એક અનુભવેલી નહિ પણ અનેક. અસત્ય કે કલ્પના નહિ, પણ ચરોતરનાં પ્રતિષ્ઠિત ગણાતાં ગામોમાંથી આવાં કેટલાંય ઉદાહરણોમાંથી કંઇક, મારા અપ્રકટ પુસ્તક 'પાટીદાર-પોલ પ્રકાશ'માંથી. —લેખક)

કૃષ્ણ પક્ષની એક રાત્રીએ જ્યારે સર્વ પ્રાણી નિદ્રાધીન હતાં, ચોગેર તિમિર પથરાયું હતું, ત્યારે એક જૂની બાંધણીની ઇમારતના ગજવા ઉપર એક ઝીણો પ્રકાશ આ તિમિરને છુપાવવા મથતો હતો. આજુબાજુ સર્વત્ર, માનવી માનવીને જોઇ શકે નહિ તેવું ઘોર તિમિર પથરાયું હતું. અચાનક પેલો દીપક બુઝાયો. ત્યાર બાદ થોડી વારે એક તીણી ચીસ સંભળાઇ અને આજુબાજુનાં પાડોશીઓ ચોંકી ઊઠયાં. પણ 'શું થયું એ?' એમ સર્વેએ સ્વગત બબડી મૌન સેવ્યું. ઘણાં તો 'ખાલી ભ્રમ થયો,' એમ માની નિદ્રાધીન થયાં!

સંસારમાં ઘણીયે વખત આ ણે સગી આંખે જોએલું 'માત્ર ભ્રમ છે,' માની ઠગાઇએ છીએ. નજરે જોએલાં દશ્યો જુદાં ભાસે છે. તે કેમ, તેયે સમજી શકાતું નથી. આવા, આપણે 'છતી આંખે આંધળા' છીએ!

બીજે દિવસે સવારે એક નવયૌવના, અરે! એક વિધવા, એક વૃદ્ધ બાઇ પાસે રડી રહી હતી. રડનાર તે રાત્રીએ ચીસ પાડનાર હતી, જેની ચીસને પાડોશીઓએ માત્ર 'ભ્રમ' માન્યો હતો. પાષાણી હૃદયેય પીગળે એવું આ બિચારી કરુણ કલ્પાન્ત કરી રહી હતી. તેની આંખોમાંથી સરતાં બિન્દુઓ સમાજનાં સર્વ પાપો ધોઇ શકે તેટલી શુચિતા ધરાવતાં જ જાણે ન હોય, તેવાં ખરેખર નિર્મળ હતાં.

"પણ તું કહે તો ખરી બેન, શું હતું?" વૃદ્ધાએ પેલીને આશ્વાસન દેતાં કહ્યું.

"કાંઇ નહિ." અને વિધવાએ આંખો ઉપર પાલવ ઢાંકતાં પ્રત્યુતર આપ્યો.

"મારા સમ ના કહું તો, જા હું કોઇનેય નહિ કહું." હવે વૃદ્ધાની જિજ્ઞાસા વધતી હતી.

'કાંઇજ નહિ.' અને એટલું બોલીને એ ત્યાંથી ઊભી થઇ ચાલી ગઇ, તેના પિયેરમાં. પેલી વૃદ્ધા મે નિરાશ થઇ ચાલી ગઇ.

પેલી વિધવાનો પતિ તેનું સૌભાગ્ય લેઇ દોઢ વર્ષથી આ લોક છોડી ગયેલ હતો. એ ઘરમાં અત્યારે એ વિધવા, તેનો જેઠ ને દિયેર, એમ ત્રણ જણ હતાં.

* * *

"પણ, અમારે ખાવાપીવાની બહુજ મુશીબત પડે છે, અને વળી ચોમાસું રહ્યું. માટેજ સૂરજને તેડવા આવ્યો છું."

સૂરજ એટલે પેલી વિધવા. તેને અહીં આવ્યાં હજી તો એક માસજ થયો હતો, ત્યાં તો પેલો જેઠ તેને તેડવા આવ્યો. શાણી સૂરજે પેલી વાત (?) કોઇનેય હજી કરી નહોતી. માત્ર તેણે પોતાના પિતાને 'મારે ત્યાં જવું નથી,' કહી પોતાની વ્યથા પ્રદર્શિત કરી હતી. એટલે સૂરજના પિતાએ તેડવા આવેલ સૂરજના જેઠને 'હમણાં નહિ મોકલીએ' એમ કહ્યું, તેના બચાવમાં પેલા જેઠે ઉપરની દલીલ સંભળાવી. અને સામાજિક રીતરિવાજો અનુસાર પિતાએ પુત્રીને પરાણે સાસરે ધકેલી!

* * *

પેલી ગનિ જેવીજ આ રાત્રિ હતી. માત્ર પેલાં પાડોશીઓ હજી નિદ્રાધીન થયાં નહોતાં ત્યાંજ તે દિવસના જેવી ચીસ સંભળાઇ. પાડોશીઓ ચમક્યાં. 'શું છે એ?' 'કોણ એ?' વગેરે સૂર શાન્ત વાતાવરણમાં અશાન્તિ ફેલાવવા

લાગ્યા. એક પછી બીજું એમ બેચાર ભેગાં થઇ ગયાં, ને સર્વ આવ્યાં પેલા ઘરને આંગણે.

વિધવા સૂરજ બહાર આવી બધાંને કહેવા લાગીઃ "એ તો હું ખાલી ભડકી હતી, અંધારામાં જતાં બિલાડી પગમાં અથડાયાથી મેં જાણ્યું કે સાપ હશે!" બિચારાં પાડોશીઓની કુતૂહલવૃત્તિ આ રીતે શાન્ત થઇ. બધાં વિખેરાયાં.

બીજે દિવસે સવારે પેલી વૃદ્ધા સૂરજને મળવા આવી. તેને જોઇ સૂરજની આંખોમાંથી આંસુ ટપ ટપ સરવા લાગ્યાં!

"પણ તું કાંઇ કહેતી નથી ને આમ રડ્યા કરે એથી શું વળે?" વૃદ્ધાએ જોરથી કહ્યું.

"ત્યારે કહું? પણ ••• તમે આ વાત કોઇનેય કરશો નહિ."

"તું કંઇ ગાંડી થઇ? એવું તે બને?"

"જુઓ, હું તો જાણે આ જીવનથી કંટાળી છું. મને આ જિંદગી ઝેર જેવી લાગે છે. મારે જીવીનેય શું કરવું? પણ હું શું કરું?" બિચારી સૂરજ આટલું બોલતાંજ રડી પડી. ફરી સજ્જ થઇ તેણે કહ્યુંઃ "હું હવે આપઘાત કરવાની છું."

"શા માટે?"

"કારણ જાણવું છે? તો સાંભળોઃ મેં જ્યારે પહેલી વખત ચીસ પાડી ત્યારે મારા જેઠે મારી પાસે અયોગ્ય માગણી કરી. છેવટે બળાત્કાર•••"

"હેં! હેં! શું કહે છે?"

"હા! હા! કર્યો." સૂરજે વાક્ય પૂરૂં કર્યું.

"અને આ ગઇ કાલે હતી બિલાડી તે મારો દિયેર! તેણે પણ તેની ઇચ્છા પૂરી કરી! તેણે મને કહ્યુંઃ 'વહાલી, તારે શું દુઃખ છે? એ મુવા તો હું ક્યાં નથી? આપણે લીલાલહેર છે.'" આટલું બોલી બિચારી સૂરજ ધવાએલે હદયે ઊઠી ચાલી ગઇ.

ત્રીજે દિવસે બપોરે જ્યારે ખેડુતો સૂર્યનાં કિરણોના અસહ્ય ભારથીયે ન ડરતાં જીવનનિર્વાહ અર્થે નિત્યકર્મે લાગી રહ્યા હતા, ત્યાંજ તે સર્વેએ 'નાસો! દોડો! દોરડાં લાવો!'ના ખૂમો સાંભળી, અને સાંભળીનેજ તેઓ દોડતા આવ્યા. બિચારા કોઇ દયાળુએ છેક ઉપરથી કૂવામાં પડતું નાખ્યું. ઉપર દોરડું હાલ્યું. અને કોઇ ચીજને તે ખેંચી લેઇ ઉપર આવ્યો. તે હતી સૂરજ. પણ તેમાં તેનો આત્મા ન હતો, માત્ર તે તો સ્થૂલ શરીર હતું! સમાજની બલિદાનપ્રથા આ રીતે ફલિત થઇ.

૨

જેનો ચહેરો હજીયે લોકો સંભારે છે, તેવા એક યુવાનની આ કરુણ કહાણી છે. જાણવી હોય તો તે આ રહી:

"આમ કેટલા દિવસ રખડ્યા કરીશ? ઘરમાં ને ઘરમાં શું ભરાઇ રહ્યો છે? આ તારા જેવાં તો મદિને દહાડે ત્રીસ પાંત્રીસ લાવે છે, અને તું? ઘરમાં ને ઘરમાં. હું ખરું કહું છું, આ મને નહિ પોષાય. જો પેલો ... તેનાં માબાપનું પોષણ કરે છે, તારાથી તો ઉમરેય નાનો." પિતાએ પુત્રને શિખામણનાં કડવાં વેણ સંભળાવ્યાં.

બિચારો યુવાન સ્તબ્ધ ઉભો રહ્યો. હજી હમણાંજ આવેલી તેની નવોઢા પત્ની ઘરમાં છુપાતી છુપાતી તે બાજુ આવી, કમાડની તરાડમાં છુપાઇ રહી, પિતાપુત્રનો વાર્તાલાપ સાંભળવા લાગી. અને પેલા યુવાનની વ્યથા પણ આજ હતી: 'રખે પત્ની આ સાંભળી જાય!' અને આખરે તેણે જાણ્યું કે તે બધુંય સાંભળી ગઇ છે.

માથે લાલ પાઘડી મૂકી, ખભે ખેસ નાખી, હાથમાં 'ડંગોરો' લેઇ યુવકના પેલા પિતા ઘર બહાર નીકળ્યા કે તરતજ પેલો યુવાન પોતાની પત્ની પાસે આવ્યો. નવોઢાએ નયણાં ઉપર નવીન ભાવ આણ્યા અને મુખ મરડી તે ઊભી ઊભી પૂછવા લાગી: "બાપુજી શું કેતા'તા?"

"એ તો અમસ્તાજ, એમને તો એવું બબડવાની ટેવ પડી છે."

"હોવે! અમને કાન નથી? ખોટું કેતા'તા!"

"તું શું સમજે એમાં?"

"હારતો, ના સમજીએ અમે." મધુરસ્વર કરી તે ત્યાંથી ખસી મેડે ગઇ.

શિક્ષિત યુવકનું હૃદય પત્નીનાં મર્મવચનથી ઘવાયું, પણ તેના સૌન્દર્યે તેને આશ્વાસન આપ્યું.

પિતાના અતિઆગ્રહને વશ થઇ આખરે યુવાન કોઇ શહેર તરફ નોકરી શોધવા નીકળી પડ્યો. તેના પિતાએ ઓળખીતાને અગાઉથી પત્ર દ્વારા પુત્રની ભલામણ કરી હતી.

ઘરમાં નવોઢા ને સસરા સિવાય કોઇ હતું નહિ. પેલા યુવકની માતાને આ સંસાર છોડયે પાંચ વર્ષ થયાં હતાં.

"સાંભળો છો કે વહુ? આજે મારી પથારી નીચેજ કરજો." સાંજે વાળુ કરી સસરાએ હાથ ધોતાં કહ્યું. અને નવોઢા તે સાંભળી મૌન ધારી રહી.

"આજકાલ કોણ લાજ કાઢે છે? અને હું તો લાજનો કટ્ટર વિરોધી છું.

વહુ, મારી લાજ કાઢવાની જરૂર નથી." સસરાજીએ ટહુકો કરી પોતાની સુધારક વૃત્તિથી વહુને જણાવ્યું.

ખરૂં કહો તો વહુ પણ ખાસ શરમાળ નહોતીજ. ખાસ એટલે કે તે એકની એક પુત્રી હોવાથી પિતાએ તેને વાણીસ્વાતંત્ર્યની છૂટ આપી હતી.

નવોઢાને સસરા ઉપર પૂજ્યભાવ તો તે દિવસનોજ વધેલો, જ્યારે સસરાએ પોતાના પતિને ધંધે ચઢાવવા કરુણ શિખામણ આપેલી.

કેટલાક દિવસો રખડી પેલો યુવાન નિરાશ થઇ ઘેર પાછો આવ્યો. અને ઘેર આવતાં પ્રથમ તો પત્નીને જોવાની તેની પ્રબળ ઉત્કંઠા, તેને ન જોતાં, શમી ગઇ. પણ તરતજ પત્ની બહારથી આવી પહોંચી. પતિને જોઇ કુતૂહલ-વૃત્તિથી તેણે પૂછ્યું: "કેમ ટીચાઇ આવ્યા ને?"

બિચારો યુવાન! તેને આ સાંભળી સખત આઘાત થયો. તેને પત્નીની આવી તોછડાઇથી ખૂબજ ખેદ થયો. પણ વળી તેને તેણે પત્નીનું અજ્ઞાન ગણી લીધું.

એ અંક પૂરો થયો ન થયો ત્યાં તો રણવીર રણમેદાનમાંથી છૂટે તેમ તેના પિતાએ ઘરમાં પ્રવેશ કર્યો. "કેમ અલ્યા, ઠેકો ના નગ્યો કે?" એમ પાઘડી ઉતારતાંજ તેમણે પુત્રને લેવા માંડ્યો: "કેમ શું થયું?"

"બહુ બહુ તપાસ કરી, પણ ક્યાંય પત્તો ન લાગ્યો. એક ઠેકાણે લાગ્યો ત્યારે પગાર બહુ જુજ."

"પણ કેટલો?" વચ્ચેજ તેના પિતા બોલી ઉઠ્યા.

"એમાં અમારા બેનું શું પૂરૂં થાય? માત્ર વીસ!"

હવે પિતાના ગુસ્માની સીમા ન રહી. 'બેનું શું પૂરૂં થાય?' તે વાક્યે તો તેમનું મસ્તક તદ્દન ફરી ગયા જેવું થયું.

"અલ્યા, તારે વળી નવાઇની બાયડી હશે? વીસ શા ખોટા? ચરબી ચઢી છે! તારો ઠેકો નહિ નમે તે તો હું પહેલેથીજ જાણતો હતો."

પછી તો આજે અહીં, કાલે ત્યાં, એમ એક પછી એક જગ્યાએ પિતા પુત્રને ધકેલવા લાગ્યો. હજી તો બિચારો પાછો આવ્યો ન હોય ત્યાં તેને માટે બીજી તૈયારી કરીજ હોય. તે દરમિયાન પેલા યુવાને અવનવા ફેરફાર અનુભવ્યા. પોતાની પત્ની હવે પિતાની લાજ કાઢતી નથી! પિતાની હાજરીમાં તે છચોક હસે છે. અને પિતા પણ એ પત્નીની હાજરીમાં પોતાનો રોફ પૂરો કરે છે! બીજીજ પળે તે પોતાને ઠગાએલો માને છે: 'આ બધું ખોટું છે, હાસ્યમાં વિકાર ન હોય, અને પિતા ખરેખર કેટલા શિક્ષિત? તેમની દૃષ્ટિમાં વિકાર સંભવે કેમ?'

"આજે કોઇ સ્વામી આવ્યા છે, તેમનું પ્રવચન મંદિરમાં થવાનું છે.

સારા વક્તા છે. બે ઘડી એવું સાંભળવું જોઇએ, તું જજે." રાત્રે પ્રવચન થવાનું હોવાથી યુવાન વાળુ કરી મંદિર તરફ વળ્યો.

માનવમેદની શાન્ત ચિત્તે સ્વામીનું પ્રવચન સાંભળી રહી છે. પણ પેલા યુવાનનું હૃદય અસ્થિર હતું. તેને વિચાર થયો: 'પિતાજી કેમ નહિ આવ્યા?' આ વિચારમાળાએ તેને દિશાસૂચન કર્યું. તે ઘર તરફ પાછો વળ્યો. વિચારમંથન કરતો તે ઘેર આવ્યો. ઘરમાં દીવો બળતો હતો, પણ તેનો ઝાંખો પ્રકાશ કેવળ અંધકારમયજ ભાસતો હતો. બીજીજ પળે તે પાછો ફર્યો, બાજુના મકાન ઉપર થઇને તે પોતાના ઘરના મજલા ઉપર પહોંચી ગયો અને ત્યાંથી નીચે ઊતર્યો. વિશાળ ખંડની દીવાલમાં એક જાળિયું હતું, ત્યાં આવી યુવાન થંભ્યો. તેણે અંદર નજર નાખી. જે દશ્ય નજરે પડયું તે તેને બેભાન કરવા પૂરતું હતું! તે સ્વસ્થ રહ્યો. તેણે આ પાપી પિતાને પૂરી સજા આપવા, તેના પાપનો પ્રતિકાર દેવા દૃઢ નિશ્ચય કર્યો. પણ, બીજીજ પળે તે શાન્ત થયો અને આવ્યો હતો તેજ રીતે પાછો વળ્યો. કયાં ગયો? જાણવું છે?

ત્રીજે દિવસે તેનું શબ ગામના તળાવમાં તરતું જણાયું. ગામલોકોએ તેને બહાર કાઢી અંત્યેષ્ટિ સંસ્કારવિધિ કર્યો. પેલા પિતાને આ સાલ ગયાથી કેટલો આનંદ થયો હશે! જગતને તો તેણે મહાઢોંગ કરી, આબાદ બનાવ્યું ને ઊંધાં ચશ્માં પહેરી લોકોએ તેના આપઘાતનું કારણ ન શોધ્યું.

ક્રમભાગ્યે આ વસ્તુ યુવાનની એક દિલસોજી એ નવોઢાએ જગને ચરણે ધરી: આ સત્ય પ્રગટ કરીને જાણે પ્રાયશ્ચિત્ત ન કરતી હોય તેમ પોતાના સસરાના સંસર્ગથી રહેલો ગર્ભ એક નીચ જાતિની ગણાતી બાઇ પાસે પડાવ્યો. કહેવાય છે કે આવા ગર્ભો પાડતા પહેલાં ગર્ભવતીએ સત્યનો એકરાર કરવો પડે છે. અને પેલી નીચ કોમની સ્ત્રીએ જગતને કહ્યું: 'જાણો છો?' 'એરતો!'

બુટેમ્બા (પૂર્વ આફ્રિકા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---*---

## યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?

સમાજ એ જુદી જુદી વ્યક્તિઓનો બનેલો મનુષ્યસમૂહ છે. આ સમૂહમાં સંસ્કારી, શિક્ષિત, બુદ્ધિમાન, ચારિત્ર્યશીલ અને વિચારવંત વ્યક્તિઓ હોય છે તેમ અસંસ્કારી, અશિક્ષિત વગેરે વિરુદ્ધ પ્રકારની વ્યક્તિઓ પણ હોય છે. જુદા જુદા સમાજમાં આવી વ્યક્તિઓનું પ્રમાણ ઓછુવત્તું હોય છે, તોપણ પરિણામે સમાજમાંની ઉપર જણાવેલી અસંસ્કારી વગેરે વ્યક્તિઓના

અસ્તિત્વને કારણે સમાજમાં દોષો પ્રવેશે છે. આ દોષો દૂર કરવાના કૃત્યને મુખ્યત્વે સમાજસુધારો કહી શકાય.

જુદી જુદી જ્ઞાતિ અનુસાર સમાજ જુદા જુદા છે. પરંતુ આ નાનકડા લેખનું કર્તવ્ય તો પાટીદાર સમાજના સુધારામાં પાટીદાર યુવકો કેવો અને કેટલો ફાળો આપી શકે તેટલું જ બતાવવા પૂરતું મર્યાદિત રહેશે.

દરેક સમાજની પેઠે પાટીદાર સમાજ પણ પ્રગતિશીલ છે અને તેથી વૃદ્ધો અને યુવકોના વિચારમાં ઘણું અન્તર બહુધા હોય છે. વૃદ્ધો ઘણુંખરું સ્થિતિચુસ્ત, જુના રીતરિવાજને વળગી રહેનારા અને રૂઢિના દાસ હોય છે; જ્યારે યુવકો છૂટછાટ લેઇ રૂઢિ સામે બંડ ઉઠાવનાર હોય છે, એટલું જ નહિ પણ દરેક રૂઢિના મૂળમાં હિત રહેલું છે કે અહિત રહેલું છે તેનો વિચાર કરી અહિત કરનારી રૂઢિનો ત્યાગ કરવો જોઇએ એવું માનનારા હોય છે. પરિણામે સુધારાની આશા જેટલી યુવકો પાસેથી રાખી શકાય, તેટલી વૃદ્ધો પાસેથી રાખી શકવાનું બનતું નથી.

પરંતુ બધાય વૃદ્ધો રૂઢિચુસ્ત હોય છે અને બધાય યુવકો રૂઢિની વિરુદ્ધ બંડ જગાવનાર હોય છે એમ કહેવાનો આશય નથી. ઘણીયે વખત જર્જરિત શરીરમાં સુધારાની ધગશ અને થનગનતું લોહી વહેતું જોવામાં આવે છે; ઘણીયે વખત યૌવનથી પ્રફુલ્લિત શરીરમાં વૃદ્ધત્વની ટાઢાશ અને અકર્મકતા (*coldness and inertia*) જોવામાં આવે છે; મતલબ કે યુવકો એટલે યૌવનયુક્ત શરીરવાળા લોકો, એવી મર્યાદિત વ્યાખ્યા બાંધી શકાય એમ નથી. પરંતુ યુવકો એટલે નવયુગની નૂતન ભાવનાથી રંગાઇ તેને ઝીલી પોષી સંવર્ધી શકે એવા, અહિત અને સડા સામે ઝઝુમનારા, અયોગ્ય રૂઢિ સામે જેહાદ પોકારનારા પ્રાણવંતા પુરુષો, એવો વ્યાપક અર્થ કરવાનો છે; માત્ર વયને પ્રધાનપણું ન આપતાં, ગુણ અને ધગશથી ભરપૂર પુરુષોને યુવકો માનવાના છે.

ત્યારે આવા યુવકો સમાજસુધારામાં ઘણો ફાળો આપી શકે એમ છે એટલું જ નહિ, પણ પ્રચારકાર્ય કરીને પોતાની બુદ્ધિ અને શિક્ષણને બળે જે સદ્વિચારો પોતે સેવતા હોય તેની બીજા ઉપર સારી છાપ પાડી શકે એમ છે અને સમાજના કલેવરમાં નવજીવન અને નવા પ્રાણ પૂરી શકે એમ છે. સમાજ એવા યુવકોનો મહાઋણી થઇ તેમની પાસે જેટલાની આશા રાખી શકે તેટલી ઓછી છે.

પરંતુ આ યુવકો સમાજને કેવી રીતે અને કેવે માર્ગે તારી શકે તેનો વિચાર કરતા પહેલાં સમાજની આધુનિક દશાનું વર્ણન કરવું જરૂરનું છે.

આધુનિક દશાના એ ચિત્રમાં યુવકો કેવી રીતે કેવો રંગ પૂરી તેને પૂર્ણ અને જીવંત બનાવી શકે તેનો વિચાર તેમ કર્યા પછી સહેલાઇથી થઇ શકશે:

ત્યારે હાલના પાટીદાર સમાજમાં મુખ્યત્વે નીચેના દોષો નજરે પડે છે:

(અ) લગ્નક્ષેત્રમાં (૧) બાળલગ્ન, વૃદ્ધલગ્ન; (૨) વિક્રય-કન્યાનો અને વરનો; (૩) વિધુરવિવાહ, નંદીલગ્ન; (૪) વિધવાવિવાહ; (૫) કજોડાં-વયનાં, બુદ્ધિનાં, સંસ્કારનાં, વિદ્યાનાં અને ધનનાં.

(આ) ઇતર ક્ષેત્રમાં (૧) મરણુપરણના પોષ નાખતા ખર્ચો-જ્ઞાતિવરા વગેરે; (૨) કુલાન્ધતા; (૩) ગોળએકડા; (૪) પડદો.

ઉપર જણાવેલા દોષોએ ત્યારે સમાજના શરીરમાં વાસ કરીને તેને કેવી રીતે કોલી ખાધું છે તે જોવું જરૂરનું છે.

સૌ કોઇ જાણે છે કે પુરુષ એકલે હાથે સંસાર ખેડી શકતો નથી, સ્ત્રી પણ એકલી કશું કરી શકતી નથી. સંસારરથ સરખી રીતે ચાલે એટલા સારૂ સ્ત્રી અને પુરુષ એ બે ચક્રોની જરૂર પડે છે, એટલું જ નહિ પણ એ બંને ચક્રો સરખાં રાખવાં પડે છે. પરિણામે સ્ત્રી અને પુરુષને બેલડીરૂપે એકજીવ થવું પડે છે અને સંસારમાં કરવાં પડતાં અનેક સામાજિક અને ધાર્મિક કાર્યોની ધૂંસરી બન્નેએ એકસાથે વહેવી પડે છે. સંસારધૂંસરીનું આ વહન સરળ કરવા અર્થે સ્ત્રી અને પુરુષ એકબીજા સાથે જે ગાંઠથી જોડાય છે તેને લગ્ન કહે છે.

ઉપર જણાવેલા હેતુની દૃષ્ટિએ લગ્ન એટલે પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરુષે સમજણપૂર્વક, સ્વેચ્છાથી કરેલો જીવનભરની મૈત્રીનો કરાર, એમ માની શકાય. આદર્શદૃષ્ટિએ આ કરાર પવિત્ર અને દ્રવ્યની આપલેથી પર હોવો જોઇએ. આ આદર્શદૃષ્ટિ જેટલે અંશે ભુલી જવાય તેટલે અંશે સમાજમાં સડો પેસે, તેટલે અંશે લગ્નના આગળ બતાવેલા દોષોનો જન્મ થાય.

આ દોષોની સમાજ ઉપર કેવી ઘાતક અસર થાય છે તે જોઇએ:

(૧) બાળલગ્ન, વૃદ્ધલગ્ન: સૌ કોઇના અનુભવની વાત છે કે મૈત્રી સરખી ઉમરની વ્યક્તિઓ વચ્ચે બંધાય છે-ને ટકે છે. કારણ કે વિચાર અને વર્તનનું સામ્ય સાધારણ રીતે સરખા વયની વ્યક્તિઓમાંજ જોવામાં આવે છે. અને તેજ કારણે समानशीलव्यसनेषु सख्यम् એમ ગવાએલું છે. છતાં જીવનભર ટકાવી રાખવાની મૈત્રી બાળપણમાં-મૈત્રી બાંધનાર જીવોની અજ્ઞાન દશામાં -માબાપો કરી નાખે છે. માબાપોએ બાંધી આપેલો આ સંબંધ લગ્નને નામે કોઇ પણ રીતે ઓળખી શકાય એવો હોતો નથી અને મોટપણે વિદ્યા અને

ચારિત્ર્યમાં અંતર પડવાને કારણે ઘણી વખત કટુ અને અસહ્ય બને છે. કારણ કે નાનપણમાં સરખાં અને સારાં દેખાતાં બાળકો મોટાં થતાં ઘણી વખત જુદાજ સ્વરૂપનાં ઘડાઇ જાય છે–કુદરતનું ઘડતર બન્નેના ઘાટ જુદા જુદા ઘડે છે. તેજ પ્રમાણે વયની અસમાનતાને કારણે વૃદ્ધલગ્ન પણ દુઃખદ નીવડે છે અને બંનેના સ્વભાવનો મેળ કદી પણ ખાતો નથી.

આમ બાળલગ્ન અને વૃદ્ધલગ્ન બંને લગ્નોમાં સમજણપૂર્વક મૈત્રીનો બહુધા અભાવ હોય છે અને બંને પ્રકારનાં લગ્નોમાં સુસાખ્ય મેળ અને શાન્તિ જોવામાં આવતી નથી. આ દૃષ્ટિએ બાળલગ્ન કરતાં વૃદ્ધલગ્ન વધુ ઘાતક અને પાતકી છે, કારણ કે બાળલગ્નમાં સ્ત્રી અને પુરુષ બંને મોટાં થતાં સંબંધ મીઠો થવાની થોડી ઘણી પણ આશા રહે છે. પરંતુ વૃદ્ધલગ્નને પ્રસંગે તે આશા પણ રાખી શકાય એવો સંભવ હોતો નથી.

વળી બાળપણ અને ઘડપણમાં મરણપ્રમાણ ઘણું હોય છે, ને તે કારણે પુરુષનું મૃત્યુ થયે સ્ત્રી દુઃખના દરીઆમાં ડુબી જાય છે, સ્ત્રીનું મૃત્યુ થયે પુરુષને બીજું લગ્ન કરવાની ભાંજગડમાં ઊતરવું પડે છે. વળી પાટીદાર જ્ઞાતિમાં મુખ્યત્વે વિધવાવિવાહની મનાઇ હોવાથી બાળપણમાં થએલી વિધવાને જીવનભર દુઃખ અને કષ્ટની ભઠ્ઠીમાં બળવાનો અને મરવાનો પ્રસંગ ઊભો થાય છે. આ વિધવાઓના પોષણનો ભાર સમાજને માથે આવી પડે છે. વળી એમના અસ્તિત્વથી સમાજની નીતિ પણ ભયમાં આવી પડે છે અને લંપટ પુરુષોના પાશમાં ફસાઇ વિધવાઓને ગર્ભપાતનાં પાતક વહોરવાં પડે છે.

પરંતુ એક બીજી દૃષ્ટિએ બાળલગ્ન વૃદ્ધલગ્ન કરતાં પણ વધુ ભયંકર છે. બાળલગ્નો સમાજની જીવનશક્તિ ઉપર બહુજ માઠી અસર કરે છે, અને સમાજની વ્યક્તિઓની આયુષ્યમર્યાદા ટૂંકી કરે છે. બાળલગ્નને કારણે સ્ત્રી અને પુરુષનો શારીરિક સંબંધ વહેલો બંધાય છે ને તેમનાં કાચાં શરીર સંબંધની ઘાતક અસરથી તૂટી જાય છે. આની અસર ભાવી પ્રજા ઉપર પણ થાય છે–પ્રજા નબળા બાંધાની, માયકાંગલી અને નિસ્તેજ બને છે. આમ બાળલગ્ન સમાજનું સત્ત્વ ચુસી લે છે, જીવન હરી લે છે.

ત્યારે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન એ બન્ને પ્રકારનાં લગ્નો વયનાં કજોડાં ઉત્પન્ન કરે છે અને સમાજ ઉપર કાયમની માઠી અસરની છાપ મારે છે.

(૨) વિક્રય–કન્યાનો અને વરનો: લગ્નસંબંધ મૂળે તો પવિત્ર અને ધાર્મિક છે, પણ તે ઘણી વખત દ્રવ્યની આપલેથી કલુષિત બને છે. પ્રાચીન સમયમાં નવીન સંબંધથી બંધાઇ નવું ઘર સ્થાપનાર દંપતીને મદદરૂપ થઇ

પડે તે અર્થે લગ્નપ્રસંગે કેટલીક વસ્તુઓ આપવાનો રિવાજ પ્રથમ ઉત્પન્ન થયો અને તેણે લગ્નની પવિત્રતાને કલુષિત કરી. વસ્તુઓની આવી આપલે પાછળથી દ્રવ્યની આપલેમાં પરિણમી, અને તેણે એ કલુષિતતામાં વધારો કર્યો.

લગ્નનો આન્તરિક હેતુ તો સમાન ભૂમિકા ઉપરનાં સ્ત્રીપુરુષને એક ગાંઠથી ગાંઠી જોડવાનોજ હતો. પરંતુ એક વા બીજે કારણે અસમાન ભૂમિકા ઉપરનાં કુટુંબો એકબીજા સાથે લગ્નસંબંધથી જોડાવા તત્પર થતાં આ અસમાનતાનું આડું દ્રવ્યની આપલેથી વાળી દેવાની પ્રથાનો જન્મ થયો.

મૂળે બુદ્ધિ, ધન, સંસ્કાર અને રાજસંબંધનાં કારણોએ કુળનો જન્મ થયો અને વખત જતાં કુળ જન્મજડ થયાં. આ કુળવાનપણાએ વરવિક્રયને જન્મ આપ્યો અને કન્યાઓનો પ્રવાહ કુલીન કુટુંબો તરફ વહેવાથી કુળહીન કુટુંબો માટે કન્યાની અછત જણાતાં કન્યાવિક્રયનો જન્મ થયો.

આમ સ્ત્રી અને પુરુષ દિવ્ય અને સંસ્કારી જીવ મટી જઇ દ્રવ્યથી મુલવાયાં, તેમના પવિત્ર સંબંધને દ્રવ્યનું કલંક ચોંટયું.

આ બન્ને પ્રકારના વિક્રયો પાટીદાર સમાજમાં વિપુલ પ્રમાણમાં નજરે પડે છે એટલુંજ નહિ, પણ વરવિક્રયે તો કાળો કેર વર્તાવ્યો છે! વરવિક્રય કરનાર માબાપ પૈસા લેતાં શરમાતાં નથી, ઊલટ થોડા પૈસા લીધા હોવા છતાં વધુ લીધાની જાહેરાત કરવામાં આનંદ માની રાચે છે. કેળવણીનો વધારો થતાં પુત્રને ભણાવ્યાના પૈસા પણ વરવિક્રય કરી પાછા મેળવવાની તરકીબો પણ કરાય છે અને લગ્નના પવિત્ર સંબંધ ઉપર ચોંટાડેલું કલંક વધુ ને વધુ કાળા રંગથી ચિતરાય છે. વરવિક્રયને કારણે પુત્રીનો જન્મ કન્યાના પિતાને એક મહાન ચિન્તાનો વિષય બની જાય છે અને પરિણામે કન્યાઓને ઘણીયે વાર દૂધપીતી કરવામાં આવે છે. આમ સંસારમાં પુત્ર અને પુત્રીની સરખી જરૂર હોવા છતાં સમાજના એક ઉપયોગી અંશનો નાશ કરવામાં આવે છે એ વરવિક્રયનું અતિમાઠું પરિણામ છે.

આ વિક્રયને પરિણામે વર અગર વધૂ એક વેપારની ચીજ બની જાય છે, અને ધનને અભાવે અગર સગવડ ખાતર માથા સાટે માથું આપવાની પ્રથા પણ કન્યાવિક્રયને કારણે ઊભી થાય છે. સાટાં અને તેખડાં એ આધુનિક લગ્નજીવનનું એક અતિશ્યામ પાસું છે.

(૩) વિધુરવિવાહ, નંદીલગ્ન: સ્ત્રીના મરણથી જ્યારે લગ્નસંબંધ તૂટે છે ત્યારે પુરુષ અતિશય બેજવાબદારીથી વર્તે છે, સંતતિના અને રોટલા તૈયાર કરનારના અભાવનું બહાનું બતાવી ફરી લગ્ન કરવા બહાર પડે છે.

મારે કરમે કજોડું લાલ કેમ કરીએ
મારે જગમાં વગોણું " " "
મારે મંદિરનું મહેણું " " " "

વયનું મહાન અંતર સ્ત્રીની સ્થિતિ કેવી રીતે કફોડી કરી મૂકે છે તે આપણે જોયું. તેજ પ્રમાણે બુદ્ધિ, સંસ્કાર અને વિદ્યાની વિષમતા પણ તેમના સંસારમાર્ગમાં કાંટા વેરતા જાય છે. તેજ પ્રમાણે ગરીબ પુરુષ ધનવાન પિતાની પુત્રીને પરણ્યા પછી, અગર ગરીબ પિતાની પુત્રી ધનવાનને ઘેર પરણ્યા પછી કેવી યાતનાઓમાં થઇ પસાર થાય છે અને પરિણામે એ નિર્દોષ દંપતીના જીવનમાં કેવું ઝેર રેડાય છે એનું વિવેચન કરવાની જરૂર નથી. વ્યવહારૂ જગત ધનનાં મૂલ્ય બીજા સર્વે ગુણો કરતાં વધારે આંકતું હોવાથી આર્થિક વિષમતાવાળું કજોડું કવચિત્ પ્રસંગેજ સુખી થાય છે.

આમ કજોડાને કારણે સંસારની સ્ત્રીશક્તિ અને પુરુષશક્તિ વેડફાઇ જાય છે, જીવન હણાય છે અને યૌવનનો ઉલ્લાસ અને ઉત્સાહ કુંઠિત બને છે. ટૂંકામાં જ્યારે બીજા લગ્નદોષોને કારણે એકજ જીવનું બલિદાન દેવાય છે ત્યારે કજોડાને કારણે લગ્નવેદિ ઉપર બન્ને જીવોનું બલિદાન દેવાય છે.

આમ લગ્નક્ષેત્રના દોષો આપણે જોયા. તે ઉપરાંત ઇતર ક્ષેત્રના દોષો અને તે સર્વ દોષોમાંથી નીકળવાના માર્ગો આપણે હવેના અંકમાં જોઇશું.

મહેસાણા રેણુમિત્ર ગો. પટેલ

—*—

## લગ્નજીવન સુખી કેમ થઇ શકે?

લગ્ન જેવી સંસ્થા ક્યારથી શરૂ થઇ એ માટે પુરાણો કે ઇતિહાસોમાંથી કંઇ ચોક્કસ સમય મળી શકતો નથી. મહાભારતમાં માત્ર એ માટે એક વાર્તા છે. એક ઋષિપત્ની પાસે તે ઋષિના મિત્રે દેહસંબંધ માટે માગણી કરી. ઋષિપત્નીએ પતિના એ મિત્રની માગણી સંતોષી. પણ ઋષિપુત્રે જ્યારે એ સંબંધ જોયો, ત્યારે તે માટે તેને ઘણુંજ ખરાબ લાગ્યું; અને પોતાના પિતા પાસે તેણે તે બાબતની ફરિયાદ કરી. પિતા તરફથી પુત્રને જવાબ મળ્યો, કે મિત્રની ઇચ્છા પૂર્ણ કરવી એ મિત્રપત્નીની ફરજ છે, એટલે એમાં કંઇયે ખરાબ થયું નથી. પણ પુત્રને આ પ્રમાણેની ફરજ અયોગ્ય લાગી અને તેણે પોતાની પુખ્ત ઉંમરે લગ્ન જેવી એક સંસ્થાની સ્થાપના કરી. પછી ઠરાવવામાં આવ્યું, કે પતિ અને પત્ની સિવાયના બીજા બધાય દેહસંબંધો ધર્મવિરુદ્ધ છે અને તેમ કરનારને ગુનેગાર ઠરાવવામાં આવશે.

આ વાર્તા ઉપરથી લગ્નસંસ્થા તે વખતથીજ જન્મ પામી એમ માનવાને પૂરતી શ્રદ્ધા બેસતી નથી. છતાં એમ માની લેઇએ કે તે વખતથીજ એ સંસ્થા અસ્તિત્વમાં આવી, તો તેમાં ક્યારે ને કેમ ફેરફાર થયા એ વાતના ખુલાસો આગળ મળતો નથી. પણ કાળાન્તરે સ્વયંવરની પ્રથા અસ્તિત્વમાં આવી એની ચોક્કસ બાતમી મળી રહે છે. અમુક પુરુષનું શારીરિક બળ કે સૌન્દર્ય જોઇ તેના તરફ સ્ત્રીને પ્રેમ ઉત્પન્ન થાય અને તે તેને પોતાના જીવનસાથી તરીકે પસંદ કરી લે એ ઘેલછા જો ખરી લાગતી હોય, તો પ્રવર્તી ગએલી એ પ્રથા સાચીજ માનવી રહી. ઇતિહાસ તો આપણને એ બાબત ઉપર બે ચાર દાખલાઓ આપી મૌન સેવે છે; ઉપરાન્ત એ દાખલાઓ પણ રજવાડાઓમાંથીજ ટાંકેલા છે. પ્રજાજીવનમાં એ પ્રથા હતી કે નહિ તે બાબતને કંઇપણ ખુલાસો મળતો નથી. અને એ પ્રથા ક્યારે અસ્તિત્વમાં આવી તથા ક્યાં કારણે તેનો નાશ થયો તે માટે હજી કોઇ જગ્યાએ ઐતિહાસિક કે પૌરાણિક સૂચનો મળતાં નથી.

એકંદરે એમ માની લેવું પડશે કે સ્વયંવરની પ્રથામાં કંઇ ગૌરવ નહિ હોય, લોકજીવનને તે રૂચિકર નહિજ નીવડી હોય એટલે ધીમે ધીમે તેનો નાશ થવા પામેલો.

કેટલીક જગ્યાએ એવા દાખલા પણ મળે છે, કે લડાઇમાં વધુમાં વધુ મનુષ્યોનો સંહાર કરી, બહાદુરી બતાવનાર વીરનરોને સ્ત્રીઓ વરમાળા આરોપતી. પણ તે પ્રથા ક્યારે અસ્તિત્વમાં આવી, શા માટે, ક્યારે તેનો નાશ થયો, અને શા માટે તે અરુચિકર નીવડી, એ બાબત ખુલાસો કરવા ઇતિહાસ કે પુરાણો દરકાર નથી કરતાં. ત્યારે એટલું નક્કીજ થયું કે એ પ્રથા પણ સમાજને અનુકૂળ નહિજ આવી હોય અને તેથી તે પડતી મુકાઇ હોવી જોઇએ.

ઇતિહાસ અને પુરાણ બન્ને માત્ર રજવાડાંનીજ વાતો વધારે પડતી કહે છે; એ સમયની પ્રજાની જીવન્ત પ્રથાઓ અને પરિણામો માટે બંને મૌનજ સેવે છે.

પાશ્ચાત્ય દેશોનો ભૂતકાળ પણ એવોજ છે. અમુક દૃષ્ટિએ સ્ત્રીપુરુષો પ્રેમનાં કોકડાં વાળતાં અને પરણતાં; પણ એમનેય એ રુઢિ છોડવી પડી છે. એકજ દૃષ્ટિબિંદુથી થતાં લગ્નની પ્રથા સર્વ સમય માટે અનુકૂળ હોઇ શકેજ નહિ. પૂર્વના અને પશ્ચિમના દેશોએ આજ પર્યંત અનુભવ ને વિચાર કર્યા કર્યો છે, કે લગ્ન પછી પ્રેમ કે પ્રેમ પછી લગ્ન? પણ હજી બંનેમાંથી એક પણ નિર્ણય ઉપર નથી આવી શક્યા, જેમાંથી અમુક સિદ્ધાન્ત તરી આવે.

પશ્ચિમના અને પૂર્વના દેશોમાં હાલ થતાં પ્રેમલગ્નોની નિષ્ફળતા આપણે જોઇ શકયા છીએ. માત્ર હૃદયના ઉભરાઓનેજ વશ થઇ, લગ્નથી જોડાઇ જવામાં પોતે કયાં ભૂલ કરી છે, તે એ ઉભરાઓ શાન્ત પડતાં પ્રેમલગ્નથી જોડાનાર જોઇ શકે છે. 'ટ્રાયલ મૅરેજ'ની અસારતા પણ અનુભવે સાબિત થઇ છે.

આજ પર્યંતની જાણીતી લગ્નપ્રથાઓના પ્રયોગો બાદ આધુનિક હિંદુ સમાજમાં આપણે જે લગ્નપ્રથા અનુભવી રહ્યા છીએ, એ પ્રથાની અપૂર્ણતાઓ હવે આપણાથી અજાણી નથી જ. માતાપિતાની પસંદગીથી અથવા કોઇ સ્વાર્થથી બંધાતી તેમનાં પુત્રપુત્રીઓની બેલડીઓ કયું સુખ ભોગવી શકે? આપણી આ પ્રથાથી કંટાળી, કેટલાક 'સીવીલ મૅરેજ'ની પાશ્ચાત્ય પ્રથાને પસંદગી આપે છે. પણ એ દેશો જ પોતાની લગ્નસંસ્થાની સ્થિરતા નથી લાવી શકયા, તો આપણે એ પ્રથાનું અનુકરણ કરવા લાગી જઇએ એ આપણી અજ્ઞાનતા બતાવે છે.

પણ વાર આપણે શાસ્ત્ર, ઇતિહાસ, પશ્ચિમ કે પૂર્વ, બધુંય એક બાજુએ મૂકીને વિચાર કરવા બેસીએ તો લગ્નનો પ્રશ્ન એક યા બીજી રીતે દરેક દેશમાં અને જાતિમાં અસંતોષભરેલો જ છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. જગત આજે આગળ વધે છે, સંસ્કૃતિનો સર્જક માનવી પણ પોતે આગળ વધે છે, એમ કહેવરાવે છે. ત્યારે માનવજીવનનો આ મહાપ્રશ્ન આ આગળ વધતી સંસ્કૃતિમાં પણ ગૂંચવાએલો જ કેમ રહ્યો છે? એકલું આર્યાવર્ત નહિ, દેશદેશની પ્રજાઓ આજે એક જ પ્રશ્ન પૂછી રહી છે: 'લગ્નજીવન સુખી કેમ થઇ શકે?'

એક દલીલ કદાચ થઇ શકે: મનુષ્યે એકબીજાને સહન કરી લેવાની કળા શીખવી જોઇએ. આ કળા કોઇને કહેવા જેટલીજ જો સાધ્ય હોય તો પછી કંઇ બાકી જ ન રહે. પણ અનુભવ જુદું જ કહે છે. વાસ્તવિકતાને આદર્શ માનવા જેટલું માનવહૃદય ઉદાર નથી બન્યું. અને વાસ્તવિકતાને જ જો આદર્શ માને તો આદર્શની કિંમત શી? માનવહૃદય એમ માની લે એવું ભોળું પણ કયાં છે? આર્યધર્મના સૃષ્ટાઓએ પત્નીધર્મની યાદી બનાવી. પુરુષને સત્તાધીશ અને સ્ત્રીને એ સત્તાના હાથ નીચે ગગડનાર રમકડું બનાવી મૂકયું. પણ વખતની સાથે સ્ત્રીના માનસમાં પણ ફેર પડયો અને આજે આર્યસ્ત્રી એ બોજો ફગાવી દેવા નીકળી છે. સ્વતંત્ર વિચાર કરવાની છૂટ મળતાં જ સ્ત્રીને એ પ્રમાણે રમકડું બની રહેવામાં હીણપત લાગવા માંડયું. અને લગ્નજીવનની પેલી એકતરફી શાન્તિમાં ભંગાણ પડયું. પેલા દેશદેશના સાદમાં હિન્દે પણ સાદ પૂર્યો: 'લગ્નજીવન સુખી કેમ થઇ શકે?'

પૂર્વની દરેક રૂઢિને યોજનારને મૂર્ખા કહી આપણે આપણી મૂર્ખતા

બનાવીએ છીએ, કારણ કે તેમની રૂઢિમાં તેમણે જે તત્ત્વ મૂક્યું હશે તે તત્ત્વ તેમના જમાના માટે જરૂર ઉપયોગી તો હશેજ. વખત સાથે એ રૂઢિનાં તત્ત્વોને બદલવાનું ભૂલ્યા છીએ એ મૂર્ખતા આપણીજ છે.

આવાં ડગમગતાં આન્દોલનોમાં કઇ પ્રથા સફળ થઇ શકે એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ થોડાં વર્ષો પૂર્વે અમેરિકામાં શરૂ કરેલો એક પ્રયોગ જાણવા જેવો છે. અને એ પ્રયોગ સર્વસામાન્ય સિદ્ધાન્ત બની જાય તોપણ ગેરફાયદો કરે એમ માનવાને ઘણાંજ ઓછાં કારણો મળશે.

એ પ્રથાને સહચારી લગ્ન—Companionate Marriage—કહેવામાં આવે છે. આ પ્રથા આર્યવર્તમાં કોઇ વખતે હતી કે નહિ એ જાણવા માટે કોઇ સાધન મળી શકતું નથી. છતાં અત્યારની આર્યપ્રજાને એ માફક ન આવે એવો તો નજ કહી શકાય. એ પ્રથાના નિયમો જોઇ જૂનાં મગજો ભડકી ઉઠે તો નવાઇ નહિ,

અમેરિકાની પ્રજા આ પ્રથાને ઘણાજ ઉત્સાહપૂર્વક અનુસરે છે. અને ઉચ્ચ ગણાતાં કુટુંબોએથીજ એની શરૂઆત થઇ હોવાથી, સામાન્ય અને ગરીબવર્ગ પણ સહર્ષ તેને અનુસરે છે. અમેરિકાના એક અનુભવી ન્યાયાધીશે —બેન લિંડ્સેએ—એ વિષય ઉપર 'Companionate Marriage' નામનું એક પુસ્તક પણ લખ્યું છે. અને આ પુસ્તક અમેરિકાના ધગધગતા પ્રશ્નો —સંતતિનિયમન અને છૂટાછેડા—માટે ઘણું જ ઉપયોગી થઇ પડયું છે.

બહુજ ટૂંકાણમાં એ પુસ્તકનો ભાવાર્થ આપણે જોઇ જઇએ: સહચારી લગ્ન એટલે અન્યોન્ય સહકાર—જીવનની નાનામાં નાનીથી ગમે તેવી મોટી બાબતમાં પતિએ પત્નીને અને પત્નીએ પતિને સહકાર આપવોજ જોઇએ. બીજી વસ્તુ સહનશીલતા—સંપૂર્ણ સહનશીલતા મનુષ્યો મોટે ભાગે કેળવી શકે તેમ નથી, પણ સહકાર સાધવા માટે જેટલી સહનશીલતાની જરૂર હોય એટલી તો કેળવવીજ જોઇએ અને ત્રીજી વસ્તુ સમભાવ—પોતે બીજા કરતાં જરા પણ ચઢિયાતું છે, એ ભાવનાનો પતિ અને પત્ની બંનેમાંથી સંપૂર્ણ નાશ થવો જોઇએ અને જાતિભેદ ભૂલી જઇ સરખાપણું જણાવવા પ્રયત્ન કરવો જોઇએ. સહચારી લગ્નમાં આ ત્રણ બાબતોનો મુખ્ય સમાવેશ છે.

આ પ્રમાણેના સહચારથી કોઇને કોઇ ઉપર આર્થિક અવલંબન રાખવાનો વંખાન આવતોજ નથી. જોકે સંપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્યના આદર્શો ઉપર આ પ્રથા ન ઘડાઇ હોવા છતાં સ્ત્રી અને પુરુષ બંને તેમાં સરખી સ્વતંત્રતા ભોગવી શકે છે. પ્રેમના તોફાનમાંથી તેની ઉત્પત્તિ ન થઇ હોવા છતાં બંનેનાં

હૃદય પ્રેમથી ભરપૂરજ રહી શકે છે. કામવૃત્તિનો તિરસ્કાર ન કર્યો હોવા છતાં તેમાં એક બીજાની વૃત્તિઓ કચડાઇ જતી નથી.

સંતતિનિયમન માટે તેને વિરોધ નથી, છતાં સંતતિનિયમન હોવું જ જોઇએ એમ તે કાનુન તરીકે સ્વીકારવા તૈયાર નથી. છૂટાછેડા માટે તેને વિરોધ નથી, પણ અમુક સંજોગોમાંજ તે છૂટ આપે છે: સ્ત્રી સંતતિહીન હોય, સ્ત્રી કે પુરુષમાં જો કંઇ–Sexual defect–સંતાનોત્પાદન માટે ખામી હોય, તોજ છૂટાછેડા થઇ શકે, અને તે પણ બંનેની સંમતિથીજ.

અનેક દેશોની અનેક લગ્નપ્રથાઓમાંથી કઇ પ્રથા લગ્નજીવન સુખી કરી શકે છે, તે પ્રશ્નનો જવાબ હજુ કોઇ જ્ઞાની હોઇને તો આપી શક્યું જ નથી. દરેક માત્ર અમુક માર્ગ સૂચવી બાજુએ ખસી જાય છે. અને જે જ્ઞાની હોઇને કહે છે, તે માત્ર અશક્યતાભર્યા આદર્શ જ રજુ કરે છે.

આપણા દેશની અમુક પ્રથાઓ તો એવીજ છે, કે તેમાંથી આપણે દુઃખી લગ્નજીવનના પડછાયા પહેલેથીજ જોઇ શકીએ છીએ. આ સંજોગોમાં સહચારી લગ્નપ્રથા આર્યાવર્ત સ્વીકારે તો લગ્નજીવન સુખી ન થઇ શકે?

એલ્ડોરેટ (કેન્યા) ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ



## બાળલગ્નથી નીપજતાં અનિષ્ટ

બાળલગ્ન એટલે શું એ તો સૌ સારી રીતે સમજી શકે છે.

ઉચ્ચ જ્ઞાતિમાં બાળલગ્નનો રિવાજ નષ્ટપ્રાય થતો જાય છે. પરંતુ અજ્ઞાન જ્ઞાતિઓ અનેક અંશે આમાંથી મુક્તિ મેળવી શકી નથી!

લગ્ન એ આપણા જીવનનો સૌથી અગત્યનો વિષય છે. જન્મ અથવા મરણ કરતાં પણ લગ્ન વધારે ગંભીર વિષય છે. એક જગાએ લખ્યું છે કે, "Death itself to the reflecting mind is less serious than marriage." (વિચારવંત માણસોને ખૂદ મરણ પણ લગ્નથી ઓછું ગંભીર લાગે છે.) લગ્નથી ઘણી જવાબદારીઓ અને ફરજો આવે છે. પરંતુ આપણા સમાજમાં બાળલગ્ન વિશેષ પ્રમાણમાં હોવાથી સ્ત્રીપુરુષો આમાંનું કાંઇ સંપૂર્ણ રીતે સમજી શકતાં નથી. આથી બાલ્યાવસ્થામાં જ તેમની શારીરિક શક્તિઓ સંપૂર્ણ રીતે વિકસવાને બદલે તેમની પહેલાંની તન્દુરસ્તીનો પણ નાશ થાય છે. બાલ્યાવસ્થામાં લગ્ન થતાં હોવાથી સ્ત્રીપુરુષો જિંદગી પર્યંત દુઃખ સહન કરે છે, અને તેઓ જલદી મરણને આધીન થાય છે. વળી તેમની સંતતિ પણ

નબળી અને બિનતંદુરસ્ત બને તે સ્વાભાવિક છે. આવી પ્રજાથી સમાજ પણ નબળો પડે છે. આપણી જિંદગીમાં ઘણાં અસહ્ય દુઃખો પેદા કરનાર મોટે ભાગે બાળલગ્નજ છે.

બાળલગ્ન થવાથી બાળાઓ કેળવણી લેઇ શકતી નથી, અને લે છે તો તેમને કેળવણી લેવામાં આ રાક્ષસી પ્રથાથી ખાસ મુશ્કેલી પડે છે. તેઓ પૂરતી કેળવણી લેઇ શકે તે પહેલાં તેઓએ સંસારમાં જોડાવું પડે છે. પરિણામે તેઓ ટૂંક સમયમાં નબળી અને બિનતંદુરસ્ત સંતતિની માતા બને છે. જેટલાં નુકસાન સ્ત્રીને થાય છે તેટલાંજ નુકશાન પુરુષને પણ થવાનાંજ.

અસલના વખતમાં હિન્દુસ્થાનમાં ભાગ્યેજ બાળલગ્ન જેવી વસ્તુ જોવામાં આવતી. આપણે પ્રાચીન પુસ્તકો વાંચીશું તો માલમ પડશે કે તે વખતે છોકરીઓ પુખ્ત વયે પહોંચતી ત્યારેજ તેમને તેમની સમ્મતિથી પરણાવવામાં આવતી. છોકરાઓને પચીસ વર્ષની ઉમર સુધી ઋષિઓને ઘેર બ્રહ્મચર્ય પાળવા માટે અને અભ્યાસ માટે મૂકવામાં આવતા, અને જ્યારે તેઓ પુખ્ત ઉમરે પહોંચતા ત્યારેજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા.[1] પરંતુ અત્યારે તો જાણે કોઇ મહાન ધરતીકંપ થવાથી લગ્નના ઉપલા રીતરિવાજો પાતાળમાં પેસી ગયા હોય અને તેની જગ્યાએ બાળલગ્નનો ચેપી રોગ ઉભરાઇ આવ્યો હોય એમ દરેક જણ પોતાનીજ આંખે જોઇ શકશે.

લખતાં દિલગીરી ઉપજે છે કે બાળલગ્નનો આ ચેપી રોગ પાટીદાર સમાજમાં વધારે પડતો ભાગ ભજવે છે. બાળલગ્ન કરવું અને કરાવવું એજ અત્યારે પાટીદાર જ્ઞાતિનો મુદ્રાલેખ થઇ પડયો છે. પાટીદાર પોતાની કુળવાન-શાહી સાચવવા માટે હુવા તો વિવાહની પ્રથાને અનુસરીને બાળલગ્ન કરવામાં આનંદ માને છે. આમ હોવાથી છોકરાને બાળપણમાંથીજ લફરૂં વળગે છે. આ બાબતમાં તેમનાં માબાપોજ ઠપકાને પાત્ર છે.

અસલ પાટીદાર જ્ઞાતિ પહેલાં અભણ હતી ત્યારે બાળલગ્ન થતાં એમાં નવાઇ નથી. પરંતુ અત્યારે સમાજ કેટલેક અંશે કેળવણીમાં ઉન્નતિ પામતા જાય છે, તોપણ બાળલગ્ન ઘણી જગ્યાએ થાય છે. પાટીદાર જ્ઞાતિ જેમાં ને તેમાં આગળ ભાગ લે છે, તેણે ઘણા કુધારા અટકાવ્યા છે અને અટકાવે છે.

---

૧. આ નિયમ સર્વસામાન્ય નહોતો. રામાયણમાં જણાવ્યા પ્રમાણે રામ અને તેમના ભાઇઓ કોઇ ગુરુકુલમાં ગયા નહોતા અને એ બધા સોળ વર્ષની કે તેથી યે નાની ઉમરે પરણ્યા હતા. —તંત્રી

છતાં આ બાબતમાં તે આંખ આડા કાન ધરે છે, અને આનું શું પરિણામ આવશે એ વિચારવાનું મુલતવી રાખે છે. અલબત કેટલાક બાળલગ્ન ન કરવું એવો વિચાર સેવ્યા કરે છે, પણ અમલમાં મુકવા હિંમત કરતા નથી. ઘણા વકીલો, બેરિસ્ટરો, ડોકટરો, ન્યાયાધીશો અને પ્રોફેસરો મોટા મોટા લેખ લખી કે ભાષણ કરી બીજાને ઉપદેશ આપ્યા કરે છે, છતાં પોતે વખત આવ્યે પોતાની બેન કે પુત્રીનાં બાળલગ્ન કરી સમાજને ઊંધા દાખલારૂપ થવાની હિંમત બતાવે છે! હિન્દુ સમાજમાં અજ્ઞાન પાટીદાર કુટુંબો બાળલગ્નથી બાલકબાલિકા ઉભયની જિંદગી બરબાદ કરે છે.

પાટીદાર જ્ઞાતિમાં બાળલગ્ન થયેજ જાય છે. સરકારના કાયદાઓ ઊંચે લટકે છે અને સર્વ પોતપોતાના સ્વાર્થમાંજ મચેલા રહે છે. જ્ઞાતિના આગેવાનોએ દ્વેષભાવ બાજુએ મૂકી એકત્ર થવું જોઇએ, નહિતર જ્ઞાતિ ઘણીજ અધમ દશાને પહોંચશે એવો સંભવ છે. બાળલગ્નનો કુધારો સમાજમાંથી નાબુદ કરવા અને કરાવવા કટિબદ્ધ થવું જોઇએ. જ્ઞાતિના આગેવાનોની અને ખાસ કરીને યુવકોની આંખ ક્યારે ઉઘડશે?

સિંજીવાડા મણિલાલ અંબાલાલ પટેલ

---

## ખેડાજિલ્લા ખેડૂતમંડળનું બંધારણ[1]

**નામ:** આ મંડળનું નામ ખેડાજિલ્લા ખેડૂતમંડળ રાખવામાં આવે છે.

**ઉદ્દેશ:** ખેડા જિલ્લાની ખેડૂત પ્રજાને મહાસભાના સિદ્ધાન્ત અને નીતિને અનુકૂળ રહીને સર્વ પ્રકારના આર્થિક અને રાજકીય શોષણમાંથી મુક્ત કરવાનો અને ખેડૂતોની સામાજિક, શારીરિક, નૈતિક અને ખેતી વગેરે સર્વ પ્રકારની ઉન્નતિ સાધવાનો આ મંડળનો ઉદ્દેસ છે.

**સભાસદની લાયકાત:**

૧. જે માણુસની ઉમર ૧૮ વરસ ઉપરાંતની હોય,

૨. જે માણુસ જાતે ખેતી કરતો હોય અગર જાતિદેખરેખથી ખેતી કરાવતો હોય,

૩. જે માણુસ ખેડૂતમંડળના સિદ્ધાન્તને માન્ય રાખતો હોય અને કાર્યવાહક મંડળ તેની સભાસદ થવાની માગણી મંજૂર કરે તો, તે

---

[1] ગયા અંકમાં સ્થાનને અભાવે આ બંધારણ નહોતું છાપી શકાયું, તેથી તે અહીં છાપ્યું છે. —તંત્રી

૪. વાર્ષિક લવાજમ રૂા. ૦–૧–૦ આપીને આ મંડળનો સભ્ય થઇ શકશે.

૫. આ મંડળને સલાહસૂચના આપી શકે તેવા માનદ સભ્યને કાર્યવાહક મંડળ સભાસદ નીમશે.

**બંધારણ:**

૧. મંડળનું વર્ષ કાર્તક સુદિ ૧થી શરૂ થયેલું ગણાશે.

૨. દરેક તાલુકામંડળનું કાર્યવાહક મંડળ તે તે તાલુકાના ખેડૂતમંડળના નોંધાએલા સભ્યોમાંથી ૧૫ ચૂંટાએલા સભ્યોનું બનશે અને તે સભ્યો પોતાનામાંથી જિલ્લામંડળને ફાળે આવતાં સભ્યો ચૂંટી કાઢશે.

૩. જિલ્લા ખેડૂતમંડળના કાર્યવાહક મંડળના સભ્યોની સંખ્યા ૩૦ની રાખવામાં આવશે અને તે સંખ્યા દરેક તાલુકામાં ખેડૂતમંડળના સભ્યો નોંધાયા હશે તેના પ્રમાણમાં વહેંચી નાખવામાં આવશે.

૪. તાલુકા અને જિલ્લા ખેડૂતમંડળના બધા હોદ્દેદારોની નીમણુંક, એક વર્ષ માટે જે તે મંડળના સભ્યોની બહુમતિથી કરવામાં આવશે.

૫. જિલ્લાના અને તાલુકાના ખેડૂતમંડળની ઓફીસો જે તે મંડળની કાર્યવાહક સમિતિ નક્કી કરે તે તે ગામે હાલ રહેશે.

૬. મંડળના સભ્યોની વાર્ષિક ફીની રકમમાંથી અર્ધી રકમ તાલુકામંડળમાં રહેશે અને અર્ધી રકમ જિલ્લામંડળમાં રહેશે.

૭. દરેક મંડળ પોતપોતાનો વાર્ષિક હિસાબ રાખશે અને વર્ષ આખરે ઓડીટ કરાવી જે તે મંડળ પાસે પસાર કરાવી પ્રસિદ્ધ કરશે.

૮. દરેક તાલુકામંડળે પોતાનો ત્રિમાસિક હિસાબ દર ત્રણ મહિને જિલ્લામંડળમાં મોકલાવવો જોઇશે.

૯. જિલ્લામંડળ એક ઓડીટર નીમાશે અને તે તાલુકામંડળનો અને જિલ્લામંડળનો હિસાબ તપાસશે.

૧૦. ખેડૂતમંડળના હરકોઇ સભ્યે મહાસભાના સભાસદ થવું ઇષ્ટ છે, પણ તાલુકાના અને જિલ્લાના કાર્યવાહક મંડળના સભાસદોએ મહાસભાના સભાસદ અવશ્ય થવું જોઇશે.

૧૧. મંડળના ધ્યેયની વિરુદ્ધ વર્તનાર સભ્યને કાર્યવાહક મંડળના સભ્યોની ૩/૪ બહુમતિથી મંડળમાંથી કમી કરી શકાશે.

૧૨. આ બંધારણમાં જિલ્લા ખેડૂતમંડળ સુધારા વધારા કરી શકાશે.

૧૩. જિલ્લાના તથા તાલુકાના મંડળની સામાન્ય સભા વરસમાં એક વખત ઓછામાં ઓછી બોલાવવામાં આવશે.

૧૪. જિલ્લાના તથા તાલુકાના કાર્યવાહક મંડળની સભાઓ વર્ષમાં ત્રિમાસિક ભરવામાં આવશે

૧૫. જિલ્લાના તથા તાલુકાના મંડળના કાર્યવાહક મંડળની સભાના કામકાજ માટે ⅓ સભ્યોની હાજરી કોરમ ગણાશે.

૧૬. જિલ્લા તથા તાલુકા કાર્યવાહક મંડળની સભા બોલાવવા માટે જે તે મંડળના સભ્યોની લેખી માગણીથી ૧૫ દિવસની અંદર તેને બોલાવવી જોઈશે.

———*———

## ગ્રામસેવા

હિંદી યુવાનો, તમને રાષ્ટ્રસેવાની ધગશ હોય, તમને રાષ્ટ્રસુધારણાની તમન્ના હોય, તો આજે કચડાતાં, પિસાતાં ને ચુસાતાં ગામડાં તરફ તમારી નજર ફેરવો. ત્યાંની કંગાળ પરિસ્થિતિનું નિરીક્ષણ કરી એના ઉદ્ધાર કાજે કોઈ અણુકિરણો ગઢ શોધી કાઢો. તમને લાગશે કે ગ્રામોદ્ધારથી શું દેશોદ્ધાર થતો હશે? પણ હું કહું છું કે ગ્રામોદ્ધાર એટલે જ દેશોદ્ધાર. શહેરોમાં તો અનેકવિધ પ્રવૃત્તિઓને લીધે શહેરી પ્રજા સુધારાને માર્ગે ચઢી છે, અજ્ઞાન ને અસંસ્કારી તો ગામડાંજ છે ને આજે એ દેશોદ્ધારની પ્રવૃત્તિ કાજે તમને છાની રીતે પોકાર કરી બોલાવે છે કે "અહીં આવો ને અમારી પરિસ્થિતિમાં પલટો કરો. અમે નહિ સુધરીએ ત્યાં સુધી તમારો દેશ નહિ સુધરે." આઝાદી હાંસલ કરવાનું પ્રથમ પગથિયું તે ગ્રામોદ્ધાર છે. ગ્રામોદ્ધાર કરવાને માટે શ્રી. રમણલાલ દેસાઈએ 'ગ્રામલક્ષ્મી'માં કલ્પેલા અશ્વિનના જેવા જીવંત અશ્વિનોની જરૂર આજે દેશના એકે એક ગામમાં છે.

હિંદી યુવાનો, તમને વખતે આશા હશે કે ગામડાંનો ઉદ્ધાર કર્યા વિના બીજી પ્રવૃત્તિઓથી દેશોદ્ધાર થશે. એવી આશા કદી ન રાખતા. એવી આશા હોય તો એનો વહેલી ને પહેલી તકે નાશ કરજો. કારણ કે હિંદ જ ગામડું છે. હિંદ એવો દેશ છે, જ્યાં સ્થળે સ્થળે એકલાં ગામડાંજ નજરે પડે છે. હિંદમાં શહેરોનો અભાવ છે. આજે હિંદમાં સ્થળે સ્થળે શુષ્ક, અજ્ઞાન ને અસંસ્કારી જીવાના આધારરૂપ ગામડાંની પ્રતિમાઓ ઠેર ઠેર નિર્જીવ પૂતળીઓ માફક પડી છે. ત્યાં હાલ નથી જાગૃતિ, નથી નવચેતન ને નથી શિક્ષિત યુવાન વર્ગ. માટે આજે પહેલી તકે ગ્રામોદ્ધાર માટે તૈયાર બની ગ્રામસેવાના પાઠ પઢો. અને એ સેવાના ચેતનનું જળ આશાવંતા હિંદી યુવાનોમાં સિંચી તેમનામાં રાષ્ટ્રભાવ પેદા કરો.

હિંદી યુવાનો, ધ્યાન રાખજો. લખનારાઓ પોતાની શક્તિ લખવામાંજ

વાપરશે, ભાષણકર્તાઓ પોતાની શક્તિ ભાષણ કરવામાં જ વાપરશે. પણ તમારે તો સઘળું કરી બતાવવાનું છે. પણ તેથી લેખકો ને ભાષણકર્તાઓ નકામા છે એમ ન ધારતા. તેઓ તમને સત્ય રાહ બતાવશે. તમારે એ રાહે ચઢી આગળ વધવાનું છે. તેઓ માર્ગમાં આવતાં સંકટો દૂર કરવાનો રાહ પણ તમને બતાવશે, તમારે એ ગ્રહણ કરવાનું છે. છતાં યાદ રાખજો કે મોટા પણ ભૂલ કરે છે. એટલે એ રાહ સત્ય છે કે નહિ તેનો વિચાર કરજો. અસત્ય લાગે તો છોડી દેઇ નવીન રાહ ગ્રહણ કરજો, પણ ગ્રામસેવા કરવાનું ન ભૂલતા.

ગામડામાં અણવિકસી લક્ષ્મી પડી છે. અને એ લક્ષ્મી તે ગ્રામઉદ્યોગો છે. એ ઉદ્યોગો ખીલવવાની ખાસ જરૂર છે. વળી ઉદ્યોગોને લીધે ગામનો પૈસો ગામમાંજ રહેતાં ગામ સમૃદ્ધ બનશે. એ પ્રમાણે બનતાં તેમની ભાવિ પ્રજા શાહુકારોઓના જુલમથી કચડાવું કદી પસંદ નહિ કરે. બધાં ગામોમા આવું થશે તો પછી તો આપણો હિંદ સ્વતંત્ર છેજ ને?

**હસ્તઉદ્યોગો:** હિંદી ઇતિહાસનાં પાન ઉથલાવતાં માલમ પડશે કે પ્રાચીન હિંદ સમૃદ્ધ હતું. હાલ શાને નથી? પ્રશ્ન અતિ મહત્ત્વનો છે. એ પ્રશ્નના ઉકેલ ઉપરજ ભાવિ ગ્રામોદ્ધારની સર્વ યોજના અવલંબી રહેલ છે. હાલનાં ગામોમાં પ્રાચીન હસ્તઉદ્યોગો નથી. આજે જ્યાં ત્યાં એ ઉદ્યોગો અસ્ત થએલા જણાય છે. પરિણામ આપણે આપણી પોતાનીજ આંખોએ જોઇએ છીએ કે આપણે દિનપ્રતિદિન ગરીબ થતા જઇએ છીએ.

હસ્તઉદ્યોગોને લીધે ગામનો પૈસો ગામમાંજ રહેતો ને ગામ સમૃદ્ધ થતું, જ્યારે આજે હસ્તઉદ્યોગો નાશ પામતાં જે તે વસ્તુઓની ખરીદીથી તેનો પૈસો પરદેશ મોકલી પરદેશીઓની તિજોરીઓ તર કરીએ છીએ! જો તેઓ મોજમઝાહ માણતા હોય તો તેઓ બીજા કોઇને લીધે નહિ, પણ આપણા હસ્તઉદ્યોગોના નાશને લીધેજ છે. જે મજૂરવર્ગ હસ્તઉદ્યોગોને લીધે ઘેર બેઠે કમાણી કરતો, તે મજૂરવર્ગ આજે બેકાર બન્યો છે. એ બેકારી ટાળવાને હસ્તઉદ્યોગોની આવે સમયે ખાસ જરૂર છે. જો એનો પુનરુદ્ધાર નહિ થાય તો હિંદના લોકો ગુલામજ રહેશે.

પ્રાચીનકાળે ખાદીનો હસ્તઉદ્યોગ કેટલો સરસ હતો? ગામમાં બનેલ કપડાં ગ્રામજનો પહેરતા. આનાથી ગામને કેટલો લાભ થાય! ખેડૂતના ખેતરમાંથી કાલાં આવે તે ફોલતાં તેમાંથી કપાસ બને. આ ફોલવાનું પણ ગ્રામજનો પાસેજ. પછી ગામમાંના ચરખાઓમાં આ કપાસ લોઢાતાં રૂ બને. વળી ગામનો પીંજનારો એ રૂને પીંજે અને પછી તેની પૂણીઓ વણાય. આ પૂણીઓ

ખેડુતના ઘરમાં વણાય અને ગામનાજ વણકર તેમાંથી કપડું વણે. ગામના સીવનારાઓ (દરજીઓ) એનાં કપડાં સીવે. એ રીતે ગામમાંજ તૈયાર થએલ કપડાં ગ્રામજનો પહેરે ત્યારે એમને કેવી સ્વમાનની લાગણી થતી હશે, તેની કલ્પના સરખી પણ આપણે ન કરી શકીએ. આ રીતે ફક્ત એક ખાદીના ઉદ્યોગથી (૧) ખેડૂતો, (૨) કાલાં ફોલનારા, (૩) ચરખાવાળા, (૪) પિંજનારા ને પૂણી વણનારા, (૫) કપડાં વણનારા ને (૬) સીવનારાને ફાયદો થતો. એકલા આ જબરજસ્ત ઉદ્યોગથી ગ્રામજનોમાંના ઘણાને પૂરતું પોષણ મળતું. આજે ધનવાનોની મિલો ચાલુ થતાં એ ઉદ્યોગો નાશ પામ્યા. એ ઉદ્યોગો નાશ પામતાં ધનવાનોની તિજોરીઓ તર થવા લાગી.

વળી ગરીબ મજૂરવર્ગ જેની પાસે જમીન નહોતી તે મજૂરી કરતો, એટલે એ ગામનો કામગાર-વર્ગ ગણાતો. એને એ વખતે પેટપૂરતુ ખાવાનું મળતું. એ વખતે એમને કોઇ રીતે ચુસાવાનું નહોતું. હાલ એને બદલે એ મજૂરોને કચડાવાનું, પિસાવાનું અને ચુસાવાનું છે. પ્રાચીન સમયમાં કાપણી વાવણી વગેરે સમયે જ્યારે ખેડૂતોને મજૂરોની જરૂર પડતી, ત્યારે મજૂરવર્ગ તરફથી તે પૂરી પાડવામાં આવતી. ખેડુતો મજૂરોને કામના બદલામાં દાણા અગર પૈસા આપતા, જેથી એ મજૂરો ગુજરાન ચલાવતા. આ રીતે ગામનો પૈસો તેજ ગામની જનતા વાપરતી. ગરીબ કામગાર વર્ગના ઘરની સ્ત્રીઓ ઘેર ગામનાં દળણાં દળી કમાણી કરતી, કારણ કે એ વખતે દળવા માટે યાંત્રિક સંચા નહોતા. આ રીતે ગરીબ મજૂરવર્ગને કમાણી થતી. હાલ તો ગામે ગામ યાંત્રિક સંચાઓ થઇ પડયા છે, જેને લીધે ગરીબ મજૂરવર્ગની કમાણી તૂટી પડી છે. આથી એ વર્ગ વધારે ને વધારે બેકાર થતો જાય છે.

ત્યારે યુવાનો, તમારે ગ્રામસેવા કરવી હોય તો તે નષ્ટ થએલ ઉદ્યોગોને તમારે ફરીથી સજીવન કરવાના છે. તમારે તેમને માર્ગદર્શન કરાવવાનું છે.

હાલના હિંદી ખેડૂતની સ્થિતિ દયાજનક છે. ભણેલાઓ સમજે છે કે ખેતીમાં ધાર્યું ઉપજાવી શકાય તેમ છે. એ વાત સત્ય છે, પણ દરેક વસ્તુની સફળતા માટે અનુકૂળ વસ્તુઓની ઘણીજ અપેક્ષા હોય છે. હાલના ખેડૂત પ્રત્યેની દયાહીનનીતિ જોતાં ખેડૂત તમને ખેતી કરવાની કોઇ કાળે સમ્મતિ નહિ આપે. કારણ કે એના ભોળા હૃદયમા એમ છે કે એથી બધાનું અમારા જેવુંજ સત્યાનાશ વળશે, એમને અમારી પેઠે રિબાવું પડશે.

**જોઇતા ગુણો:** હાલની ગ્રામજનતામાં જોઇતા ગુણો નથી. નથી એમનામાં ખંત, નથી ઉદ્યમ, નથી સાહસિકતા, નથી પ્રામાણિકતા, નથી સ્વમાન,

નથી સ્વાશ્રયની ભાવના, નથી સંપીલાપણું ને નથી પરોપકારની વૃત્તિ. આ ગુણોમાંનો એકેય એવો નથી, જે ખરા માણસ બનનારને ન જોઇએ. બધાની એને જરૂર પડે તેમ છે.

જગતમાં ખંત વિના કોઇ પણ નવીન કાર્યમાં પ્રગતિ કરાતી જ નથી. ખંત સિવાય કામ કરવું એના કરતાં એ કામ ન કરવું તે વધારે સારું છે. હું કહું છું કે પ્રેમ વિના ભણવું એના કરતાં ન ભણવું સારું છે. કારણ એ છે કે ભલે એને ભણાવવામાં આવે, પણ એનું ચિત્ત અભ્યાસમાં ન પરોવાય ત્યાં પરિણામે નિરાશા જ હોવાની. એટલે ખંત એ જ કાર્યની ચાવી છે. આપણે કાર્યને વશ ન થતાં કાર્યને આપણે વશ કરવાનું છે ને એમ તો ખંત, ઉદ્યમ સાહસિકતા, પ્રામાણિકતા, સ્વમાન, સ્વાશ્રય, સંપ ને પરોપકાર વિના કદી સફળ નહિ થાય તે ધ્યાન રાખજો.

વળી જગતમાં સ્વમાન વગર જીવવું તે કરતાં મરવું બહેતર છે. જીવન આહપી ખેલવા માટે નથી એ વાત ગ્રામજનતાના હૃદયમાં ઉતારવાની છે. મરણાન્તે પણ સ્વમાનની લાગણી કદી છોડવી ન ઘટે. જીવન જાય, પણ સ્વમાન ન જાય એવી પ્રતિજ્ઞા જગતમાં સૌથી ઉત્તમ છે. આ સિદ્ધાન્ત ગ્રામજનોએ શીખવાનો છે. પ્રાચીન હિંદીઓ જેટલા સ્વાશ્રયી હતા તેટલા જ આપણે પરાશ્રયી થયા છીએ. જે સ્વાશ્રયથી પ્રગતિને આધાર મળે છે ને જે સ્વાશ્રયથી ગુલામ સ્વતંત્ર બને છે તે સ્વાશ્રય આજે કમભાગી હિંદમાં નથી. આજે પરાશ્રયની જાળમાં સપડાતાં વધુ ને વધુ ગરીબ તથા વધારે ગુલામ બનતા જઇએ છીએ. તે સ્વાશ્રયનો ગુણ ગ્રામ્યજનતામાં સિંચવાનો છે.

સંપનું પણ એવું જ છે. સંપ ત્યાં જંપ. વળી સંપ એ જગતનાં સુખોની ચાવી છે. માટે સંપ કેળવવાની પણ ખાસ જરૂર છે.

સેવાભાવી બનતાં તેમને શીખવવાનું છે. કારણ એટલું જ કે જે યુવાનો દેશોન્નતિ પાછળ ઘેલા થયા છે તે સેવાભાવી નથી તો બીજું શું છે? એ યુવાનો સેવાભાવી છે. સેવાનો મંત્ર શીખી એ સેવા કરે છે ને બીજાને એ મંત્ર શીખવે છે, જેથી બીજા પણ સેવા કરવા પ્રેરાય છે. એ ખેડૂતોમાં આ ભાવના હાલ નષ્ટ થતી જાય છે, તે પાછી ખિલવવી જોઇશે. કોઇ પણ માણસને મદદની જરૂર હોય ત્યારે તેને ઉપર ઉપરથી (દેખાડવાની) નહિ પણ હૃદયથી મદદ કરવા જવું જોઇશે. ટાણું આવ્યે સામો માણસ તમને જરૂર મદદ કરશે જ, એ માટે બે મત ન જ હોઇ શકે.

આ ગુણો કેળવવાથી ગ્રામોદ્ધારમાં મદદ થશે. એમ થતાં ગામે ગામ સુધારકો

મળી જતાં ગામો સુધરવા માંડશે. આમ ધીરે ધીરે દેશોદ્ધાર નિઃશંક થશે જ. માટે ગ્રામજનતામાં એ ગુણો રેડવાના છે. એના સિંચનથી નિર્જીવ પાષાણ-સૃષ્ટિ સમાં ગામડાંઓમાં જીવંત જ્યોત પેદા થશે. એવું થશે ત્યારે આપણો દેશ સ્વતંત્ર જ છે. પણ એ બધું લખ્યે, વાંચ્યે, સાંભળ્યે કે કહ્યે નહિ થાય. એને માટે અખંડ પ્રયત્નો જોઈશે, યુવાનોએ તે આજે જ શરૂ કરવાના છે.

**માનસિક શિક્ષણ:** શિક્ષિત યુવાનો, તમે સૌ જાણો છો કે ગામડાંનો મોટો ભાગ અજ્ઞાન હોવાથી તેને શિક્ષણની જરૂર છે. આ કાર્ય તમારે ઉપાડી લેવાનું છે. એને માટે તમારે વખત પણ છે. તમારી પાસે યોજના પણ છે. વેકેશનમાં ગામડાંમાં જઈ ગ્રામબાળકોને શિક્ષણ આપવું એ ઓછું નથી. ભણ્યા હો ને શ્રીમંત હો તો એક દેશબંધુની ફરજ તરીકે એકાદ ગામડામાં તમારે નિશાળ ઉઘાડવી જોઈએ. તમને તમારા રાષ્ટ્ર પ્રત્યે પ્રેમ હોય, એની આઝાદી માટે તમન્ના હોય, તો એટલું તો કરજો જ. એ ફરજ આપણે નહિ બજાવીએ તો કોણ બજાવશે? યુરોપીઅનો કે અમેરિકનો? એ કોઈ કરવા નહિ આવે, એ તો આપણે જ કરવાનું છે. નહિ કરીએ તો દેશસમસ્તને હાનિ છે.

વધારે નહિ તો તેમને ઓછામાં ઓછું સામાન્ય હિસાબી જ્ઞાન તો આપવું જ જોઈએ, જેથી કોઈ વેપારી કે વ્યાજખાઉ તેમને છેતરી ન શકે. ગ્રામજનતાને આ બાબતમાંથી બચાવવાને જ એ શિક્ષણ આપવાનું મુખ્ય ધ્યેય છે. તેમને એવા બનાવવાના છે કે એમને છેતરતા પહેલાં છેતરનારને પોતાની જાતે જ છેતરાવું પડે. ગ્રામજનો વધારે છેતરાય છે, કારણ કે તેઓ અજ્ઞાન છે અને ભોળા છે. તેમના અજ્ઞાનનો નાશ કરવો ઘટે; ભોળા ભલે રહે, પણ છેતરાય એવા મૂર્ખ તો ન જ રહેવા જોઈએ.

ભણતાં તેમનામાં કંઈક સંસ્કાર તો જરૂર આવશે જ, અને સંસ્કારની જ ખાસ જરૂર છે. સંસ્કાર વિના નેપોલિયન બોનાપાર્ટ, જ્યોર્જ વૉશિંગ્ટન, લેનીન, કે ગેરીબાલ્ડી કંઈ ન કરી શક્યા હોત. એટલે સંસ્કારની ખાસ જરૂર છે. કેળવણી તેમને અવિનીતમાંથી વિનીત ને અસંસ્કારીમાંથી સંસ્કારી બનાવશે.

**શારીરિક શિક્ષણ:** જગતમાં કહેવાય છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.' શારીરિક ઉત્તમતા વિના માનસિક ઉત્તમતા મળતી નથી. માટે શરીર સારું રાખવું જોઈએ. જોકે ગામડાંની ગ્રામજનતાને કુદરત તરફથી શારીરિક તંદુરસ્તી બક્ષાએલ હોય છે. છતાં એનો દુરુપયોગ કરવામાં આવતાં તે ક્ષીણ થાય છે. ગામડાંઓ પણ અત્યારે મોજમઝાહમાં સપડાયાં છે. એમને મોજમઝાહ માટે જ જીવન હોય એમ લાગે છે ને એ મોજમઝાહનાં દુર્વ્યસનોથી હાથી જેવાં

પણે તે પ્રશ્ન વાંચે ને વિચારે, તે અર્થે આ પ્રયાસ છે.

શ્રીમાન નરસિંહભાઈએ 'લગ્નપ્રપંચ'માં વરકન્યાની ઉમર ૨૦:૨૦ ભલે યોગ્ય ગણી હોય, તોપણ સ્વતંત્ર દૃષ્ટિથી જોતાં તે નિરર્થક છે. એ ખરૂં કે વાચકવર્ગ ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણ ધરાવતા હોવાથી સર્વસામાન્ય અભિપ્રાય એકજ ન આવે.

ત્યારે આપણે કયું પ્રમાણ સ્વીકારવું તે આપણેજ સ્વમત અનુસાર સ્વતંત્ર સિદ્ધાન્ત રાખવો તેજ ઇષ્ટ છે.

આથી રખે કોઇ ગાગાભર્ગ-હિમાયતી તેમ કરવાને સ્વતંત્ર છે તેમ માની લે.

મારો વિરોધ સમયનો છે. સમય કજોડાં ઉત્પન્ન કરનાર અને સમાજને નુકશાનકર્તા છે. 'લગ્નપ્રપંચ' સ્ત્રીને કેરી કેળાં માફક પુરૂષે પકવી નાખ્યાની વાત માને છે, તો આજના યુવકોની પણ તે સ્થિતિ ક્યાં નથી? યુવકોનેયે કુત્રિમ ઉપાયે શું પકવવામાં નથી આવતા? જે પરિસ્થિતિ સ્ત્રીની છે તેજ પુરૂષની છે.[1]

શારીરિક અપવાદોને બાજુ પર રાખતાં માત્ર વૈદક દૃષ્ટિએ પણ તે પ્રમાણ (૨૦:૨૦ વર્ષનું) અહિતકારી અને અશાસ્ત્રીય છે. શાસ્ત્રીય સ્વીકાર મતભેદ માગી લે છે; પણ વૈદક દૃષ્ટિ તો જરૂર સર્વ કોઇ માની લેજ.[2]

અને મનુએ કહ્યું છે માટેજ હું આ આગ્રહ-દુરાગ્રહ કરૂં છું તેમ નથી. મારી અને તમારી તેવી દલીલો-સ્વતંત્ર દૃષ્ટિથીજ આપણે આ પ્રશ્નના ઉકેલ માટે ચર્ચીએ છીએ તે ભૂલવું ન જોઇએ.

પરિવર્તન જરૂરનું છે તે હું સ્વીકારૂં છું, પણ પરિવર્તન પ્રામાણિક હોવું જોઇએ. અને તેમ ન હોય તો સુધારાને નામે કુધારો-અનિષ્ટ તત્ત્વો ઘૂસી જવાનો ભય સમાજને છિન્નભિન્ન કરી નાખે છે.

દાખલા તરીકે, કોઇ દેશકાલ એવોજ ઉપસ્થિત થાય કે જ્યાં બધા બાળ-

૧. અને એમ યુવકોને વહેલી ઉમરે પકવવામાં આવતા હોય ત્યારે તો લગ્નની વરકન્યાની ઉમરમાં તફાવત ઓછો થતો જ જશે, અને ત્યારે તો વરકન્યાનાં લગ્ન સમાન વયે કરવાની અનુકૂળતા ઊલટી વધશે. ચર્ચાપત્રીની આ દલીલ તો ઊલટી મને ટેકો આપે છે. —તંત્રી

૨. શું ઇષ્ટ છે તે તરફ નહિ, પણ સમાજમાં શું પ્રચલિત છે, તેજ તરફ દૃષ્ટિ રાખીને વૈદક અને બીજાં શાસ્ત્રોએ વિધાન આપ્યાં છે. એમાં ઇષ્ટ દૃષ્ટિએ કદાપિ ફેરફાર થાયજ નહિ એમ તો નથીજ. સમાજરચનામાં કાળે કાળે ફેરફારો થશેજ ને તેને અનુસરીને શાસ્ત્રો ને સ્મૃતિઓ રચાશે. —તંત્રી

૨. દિનેશ ['સ્ત્રીબોધ'ની ભેટ, ૧૯૩૭]: લેખક–હિંમતલાલ ચુ. શાહ; પ્રકાશક–જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ અને મુંબઈ ૨; પૃષ્ઠ ૩૫૯, કિંમત રૂ. ૨–૦–૦. 'દિનેશ'નું મુખ્ય દૃષ્ટિબિન્દુ ગ્રામસુધારણાનું છે. દિનેશ એક શહેરી ખાનદાન જુવાનિયો છે, પણ બધું તજી એ અને એના સાથીઓ ગામડામાં આવી વસે છે અને ગ્રામસેવક બને છે, સાથે સમાજસેવક પણ બને છે. સમાજસુધારકોને મહેવું પડે છે, તેમ દિનેશને પણ સહેવું પડે છે. ગામડાંની ને ખેતીની અવદશા, અંત્યજોની હીન દશા, અંત્યજોની પાસે ત્રાસજનક વેઠ કેવી ફરજિઆત કરાવાય છે, એનો સારો ચિતાર આપ્યો છે. ગામડાંના લોકોને વાણીઆ ભારે વ્યાજે ચૂસી ખાય છે, ખેડૂતોને દેવામાંથી કદીયે ઊંચા આવવા દેતા નથી, અને વ્યાજનાં વ્યાજ ભરીને એ લોકો ગરીબ ને ગરીબ રહે છે, એમની વહારે દિનેશ ચડે છે અને સહકારી બેંકની યોજના કરે છે. વળી ગામડામાં શું જોઇએ અને શું ન જોઇએ, ખેની અમુક રીતે કરવાથી સારો પાક આવે, વગેરે ગ્રામજનતાને સમજાવે છે. મુખી અને વાણીઆને પણ સમજાવે છે, એ લોકો સમજતા નથી અને ગુમાનમાં સૌ ખુએ છે. એ મુખી પોતાની દીકરી પાટીદારના કુળવાનને ઘેર પરણાવે છે, ત્યાં દીકરી ખૂબ દુઃખી થાય છે એટલે મુખી પસ્તાય છે. દેવાદાર પણ ખૂબ બને છે. છેવટે મુખી એટલા બધા પસ્તાય છે કે આત્મહત્યા કરે છે. વાણીઆની પણ એ જ સ્થિતિ થાય છે. એ બે પાત્રોને લેખકે સરસ રીતે ચીતર્યાં છે. વાણીઆને બગાબર વાણીઓ બનાવ્યો છે. પાટીદારમાં કેવા રિવાજ હોય છે તેનો પણ થોડો ઘણો ખ્યાલ આપ્યો છે. વધારે તો ગામડાં કેમ સુધારવાં અને આદર્શ કેવી રીતે બનાવવાં, ગામડાંની જરૂરીઆતો, અંત્યજોની સ્થિતિ, વગેરેનો સારો ચિતાર આપ્યો છે. આદર્શ ગામ બનાવી, સ્ત્રીપ્રવૃત્તિ ચાલુ કરી દિનેશ ત્યાંથી ચાલતો થાય છે. ટૂંકમાં આજુ જમાનામાં જે જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે બધાનો ઉલ્લેખ કર્યો છે. ભાષા સારી છે, પણ અંદર ભૂલો ખૂબ રહી ગઇ છે. એકંદરે આ નવલકથા સારી છે. શાન્તા

**૩. દુલારી અને બીજી વાતો:** લેખક–"સ્નેહકુંજ"; પૃષ્ઠ ૨૯૦, કિં. ૧–૦–૦. આ પુસ્તક 'ખેડા વર્તમાન'ની ૧૯૩૭ની ભેટ છે. 'ખેડાવર્તમાન'માં 'દુલારી' સિવાય બીજી બધી વાતો છપાઇ ગઇ છે. બધામાં 'દુલારી' વાર્તા સારી છે. એમાં પ્રેમની વેદી ઉપર બલિદાન અપાય છે, એટલે આ નવા યુગમાં જરા વધારે વંચાય એવી છે. બાકી બીજી બધી વાર્તા તો 'ગજરા મારૂ' અને 'સુંદરીઓના શણગાર' વગેરે ચોપડીઓમાં ખપે એવી છે. આ યુગ જેવી

નવલકથા માગે છે એવી એ નથી. આમાં તો બધું નાગકન્યા, પાતાળ, અપ્સરા વગેરે કલ્પનાકથાઓ, જે વાંચતાં આપણે સાચું માની શકીએ નહિ એવી છે. ખરી રીતે પુસ્તકોનું લખાણ તો એવું હોવું જોઇએ કે આપણે વાંચતા હોઇએ, ત્યારે એમ ન લાગે કે આ બધું બનાવટી છે, સાચું જ છે એમ લાગવું જોઇએ. આવું વાંચન તો પહેલાં બહુ વંચાતું, અને તેમાંયે થોડું ભણેલી બેનો ખાસ રસથી વાંચતી, પણ હવે તો જમાનો આગળ ધપે છે, તેમ પુસ્તકોનું વાંચન પણ આગળ ધપે છે. એટલે હવે આવું, જે દૈવી શક્તિથી બધું બનતું વર્ણવવામાં આવે છે, તે રસપૂર્વક વંચાતું નથી. વાંચીને કાંઇ જાણવાનું પણ મળે એમ નથી. હા, એટલું છે કે બેનો પોતાના શિયળરક્ષણ માટે પોતાનો જીવ તેમજ પતિનો પણ ત્યાગ કરે છે એટલી હિંમતવાળી હોય છે એ જાણવાનું મળે છે, પણ એ બધું લેખક દૈવી શક્તિથી બતાવી આપે છે, જ્યારે આજકાલની બેનો પોતાની હિંમતથી શિયળરક્ષણ કેમ કરે એ સમજવાનું છે. પણ તેવું કંઇ આમાં ખાસ સમજાવ્યું નથી. **શાન્તા**

૪. **ઘર ભણી**: લેખક—ઇન્દ્ર વસાવડા; પ્રકાશક—જમનાદાસ માણેકચંદ રવાણી; પ્રાપ્તિસ્થાન—નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં માર્કેટ, અમદાવાદ; પૃષ્ઠ ૨૪૮, કિં. રૂા. ૧. આ પુસ્તક મૂળ હિંદીમાં ઇન્દ્ર વસવાડાએ 'ઘર કી રાહ' એ નામે લખેલું છે અને તેનું આ ગુજરાતીમાં ભાષાન્તર 'નવરચના'નું ભેટ પુસ્તક છે. ભાષાન્તરકારની ખૂબી એ છે કે જ્યારે આ પુસ્તક વાંચીએ છીએ ત્યારે આ ભાષાન્તર હોવાનો સહેજ પણ ખ્યાલ આવતો નથી. આ પુસ્તકમાં હરિજનને પડતી વિટંબણાનું સુંદર ચિત્ર આલેખેલું છે. હરિજન લધરાને ગામનાં છોકરાં પણ પજવે છે. દાક્તર તેને ઉગારે છે. ત્યાંથી તે નાસી જાય છે. શહેરમાં જાય છે, ત્યાં એક નાની હરિજનબાળા મળે છે. ઘવાતાં ખ્રિસ્તીના દવાખાનામાં જાય છે. ખ્રિસ્તી થતાં બચે છે. ગાંધી આશ્રમમાં રહે છે. હરિજનબાળા પણ તેજ મિશનમાં ખ્રિસ્તી થાય છે. આર્યસેવાશ્રમ મારફત પાછી હિન્દુ થાય છે. બન્નેનાં એકાએક મિલન થાય છે અને પરણે છે. દાક્તરને મળવા માટે ઘણીજ શોધ કર્યા પછી જંગલમાં મળે છે. મને એક વાત ખૂંચે છે કે પુસ્તકનું મથાળું 'ઘર ભણી' છે, પણ ઘેર જવાની વાતજ નથી આવતી. દાક્તરનું ઘર તે તેનું પોતાનું ઘર ન ગણાય. આવી હૃદયસ્પર્શી નવલકથાઓ વાંચનીય છે. આપણી હરિજન પ્રત્યેની નિર્બળતા ઉપર માર્મિક ટકોર કરતી આવી નવલકથાઓને અમે વધાવીએ છીએ. **શાન્તિ**

૫. **વિરાટ જાગે ત્યારે** (નવસૌરાષ્ટ્રનું ભેટ પુસ્તક): લેખક—ગુણવંતરાય

આચાર્ય; પ્રકાશક—યુગધર્મ મંડળ, સલાપોસ રોડ, અમદાવાદ; પૃષ્ઠ ૨૫૮, કિંમત અઢી રૂપિયા. આ ઐતિહાસિક નવલકથા વનરાજ ચાવડાના સમયનું દિગ્દર્શન કરાવે છે. પરદેશીઓએ ગુજરાત ઉપર આક્રમણ કરી ગુજરાત જીતી લીધું અને વનરાજ ચાવડાને રઝળતો કર્યો. અણહીલ ભરવાડની મહત્ત્વાકાંક્ષાથી વનરાજ પકડાય છે, પણ ત્યાંથી નાસી છૂટે છે. દેશમુખની શ્રીદેવી ઉપર ખૂરી નજર પડે છે, પણ તે વણિકપુત્ર લહિર જોડે નાસી છૂટે છે. સમ્રાટ્ની સેના સામે શ્રીદેવીને બચાવવા ૫૦ બ્રાહ્મણો લડે છે. લડાઇ દરમિયાન શ્રીદેવી નાસી છૂટે છે. મુશ્કેલીઓ વટાવતાં ચાંપા વાણિયાને મળે છે. અણહીલ બ્રાહ્મણોનું યુદ્ધ જુએ છે, તેથી તેના હૃદયમાં મંથન થાય છે કે પારકા માટે જીવ આપવો એ ધર્મ કે પોતાને માટે પારકાનો જીવ લેવો એ ધર્મ? ફરીથી લશ્કર તેની પાછળ પડે છે. ચાંપાના ગામ આગળ મુખી વગેરેને લશ્કર એફાટ માર મારે છે. અણહીલ શ્રીદેવી વગેરેને બતાવે છે. મુખી જોડે વાત કરતાં બ્રાહ્મણોની વાત કહે છે. મુખીની આંખમાં તેજ આવે છે. યુદ્ધ કરી શ્રીદેવી વગેરેને છોડાવે છે. ગીરના જંગલમાં વનરાજને મળે છે. અણહીલ પણ આ ટોળીમાં જોડાય છે. છેવટે યુદ્ધ કરી રાજ્ય પાછું મેળવે છે. પણ અન્તે પૌરિકો અજ્ઞાનથી અણહીલને લાકડીઓથી ટીપી નાખી મારી નાખે છે. વનરાજને અતિ ખેદ થાય છે અને ભરવાડની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરવા પોતાની રાજધાનીનું નામ અણહિલપુર રાખે છે. ખરેખર, આ પુસ્તક ગુજરાતનું ગૌરવ દર્શાવે છે, ગુજરાતીઓના શૌર્યનું યથાસ્થિત વર્ણન કરે છે. પુસ્તકમાં યોગ્ય જોડણી મચવાઇ નથી અને ઘણી જગાએ અક્ષરો ઊડી ગયા છે. એકંદરે ગુજરાતની ગૌરવગાથા ગાતી આ નવલકથા વાંચવા જેવી છે. શ્રી. ગુણવંતરાય આચાર્ય ગુજરાતનાં શૌર્યાદિ ઉત્તેજે એવી બીજી અનેક નવલકથાઓ લખે એવી અપેક્ષા સહિત આ પુસ્તકને આવકાર આપીએ છીએ.

શાન્તિ

૬. **નવા યુગની સ્ત્રી:** લેખક—શારદાપ્રસાદ વર્મા; પ્રકાશક—યુગાન્તર કાર્યાલય, સુરત; પૃષ્ઠ ૧૬+૧૨૮, એક છબિ, કિંમત પાકું પૂઠું એક રૂપીઓ, કાચું પૂઠું બાર આના. ભવિષ્ય, વર્તમાન અને ભૂતકાળ એ ત્રણ કાળપરિમાણના પ્રતિનિધિ હોય તેવા, સ્ત્રીજીવનનો આદર્શ રજૂ કરે અને સામાજિક પ્રશ્નો ઉકલે એવી વિચારણા સ્પષ્ટ કરે તેવા, ત્રણ નાના દૃશ્ય પ્રયોગો—એક 'નવા યુગની સ્ત્રી' (જે લાંબા અને સફળ પ્રયોગ ઉપરથી આ પુસ્તકનું નામ પાડવામાં આવ્યું છે તે), બીજો 'ચંદનહાર' (પેલા 'કાઠિયાવાડી કણુનરે' ગાએલ અને રેકર્ડમાં ઊતરેલ 'ઝટ જાઓ ચંદનહાર લાઓ' ગીતથી જાણીતો થએલ એજ વિષયનો આ પણ), તેમજ ત્રીજો 'મીરાંબાઇ'.

પહેલો પ્રયોગ નારીજીવનના ભાવિનું ચિત્ર કલ્પે છે. બીજો પ્રયોગ વર્તમાન સ્ત્રીની પલટાતી મનોદશા વ્યક્ત કરે છે, અને ત્રીજો પ્રયોગ ભૂતકાળના ઐતિહાસિક વસ્તુને ચમત્કારની દૃષ્ટિએ નહિ પરંતુ વાસ્તવિક જગતના તથ્ય તરીકે વર્ણવવામાં આવેલો છે. પુસ્તકની પ્રસ્તાવના આપણા સુવિખ્યાત નવલકથાકાર ભાઈશ્રી રમણલાલ દેસાઈએ લખી છે. આ દૃશ્ય પ્રયોગો (કારણકે આમને નાટકો કહેવાં તે બરાબર નથી. નાટકમાં જે પૂરી વસ્તુગૂંથણી જોઇએ અને અંકક્રમાનુસાર ખિલવટ, વિકાસ અને પૂર્ણત્વ હોય એમાંનું આમાં અલ્પાંશેજ આવી શકે.) કન્યાઓ અને સ્ત્રીઓ એકલી પોતા મેળે ભજવી શકે એ માટે પુરુષ પાત્રો વગરના છે, એ એક રીતે સગવડ જેવું છે. આમ છતાં પુરુષપાત્રોવાળા પ્રયોગો ભજવવામાં કન્યાઓ પુરુષપાઠ લે છે એ, આજે રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાં પુરુષો સ્ત્રીપાઠ લે છે તેના જેટલું બેહૂદું કે અરુચિવાળું લાગતું નથી; ઊલટું કંઇક ઠીક અને રમ્ય લાગે છે. પુસ્તકનું અર્પણ ગુજરાતના શિષ્ટ સાહિત્યવિવેચક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને થયું છે. આ પ્રકાશનનાં આવાં કેટલાંક સુલક્ષણો છે.

આ પ્રયોગોના વિષયવિચારની પરંપરા વિવિધ પાત્રોને મુખે રજુ થઇ છે; એટલે બર્નાર્ડ શૉ જે નિબંધાત્મક વાર્તાલાપની ઢબે નાટકો લખે છે એવી શૈલી લેખકે કેટલેક અંશે સ્વીકારી જણાય છે. સંવાદની કળા અને તર્કપરંપરા તાજગીભરી અને સ્વચ્છ ખીલે છે એમ કહેવું જોઇએ. Dramatic Actionની નજરે પહેલો પ્રયોગ સારી પેઠે સફળ થયો છે. શ્રી શારદાપ્રસાદ વધુ શિષ્ટ અને સંપૂર્ણ નાટકો લખે એ ઇચ્છવા યોગ્ય છે. પુસ્તકના પ્રમાણમાં તેની કિંમત કંઇક ઓછી રાખી હોત તો સારું હતું.

આજની કન્યાઓની ને સ્ત્રીઓની પલટાતી મનોદશામાં સ્ત્રીજીવનનો પ્રશ્ન જેટલો સ્પષ્ટ છે તેટલો જ તે કોયડા સરખો છે. નૂતન યુગની જીવનવિદ્યુત્ સ્ત્રીમાનસને પ્રેરક બનાવે એ તત્ત્વ સુંદર છે; પરંતુ એથી તેઓ ગામડાંની સ્ત્રીઓમાં છે તેવી જીવનક્ષમતા ખોઇ નાખે અને Over-sentimental પતંગીઆં થઇ બેસે એ પોસાય તેમ નથી: ઊલટી રીતે, એમના હૃદયની સુકોમળતા અને ચંચળ ચિત્તની તીવ્રતા જોડે તેઓ દૃઢ શરીરઆરોગ્ય તથા ધીટ ચિત્તસ્વાસ્થ્ય જાળવી રાખે એ જરૂરનું છે. દે. પ.

૭. જવાહિર-જ્યોતિ, શ્રીમદ્ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજનાં સામાજિક જાહેર વ્યાખ્યાનો: પ્રકાશક—મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી, રાજકોટ; પૃષ્ઠ ૬+૧૭૮+૩૧, કિંમત છ આના. સ્થાનકવાસી જૈન સમુદાયના

પૂજ્ય શ્રી. જવાહિરલાલજી મહારાજ સંવત ૧૯૯૨માં રાજકોટમાં ચાતુર્માસ રહેલા તે વખતે તેમણે આ વ્યાખ્યાનો આપેલાં. વ્યાખ્યાનો મૂળ હિંદીમાં અપાએલાં, તેનો ગુજરાતી અનુવાદ શ્રી. શાન્તિલાલ વનમાળી શેઠે કર્યો છે. આ વ્યાખ્યાનો પ્રાર્થના, જનસેવા, માનવધર્મ, બ્રહ્મચર્ય, સંતતિનિયમન અને ખાદી જેવા સામાજિક વિષયો ઉપર છે. સરદાર વલ્લભભાઈએ મહારાજશ્રીની હાજરીમાં એક વ્યાખ્યાન આપેલું તેનો પણ સંગ્રહમાં સમાવેશ કર્યો છે. પ્રાર્થના અને જનસેવા વિષેનાં વ્યાખ્યાનો ઊંડી ધર્મભાવનાનાં દ્યોતક છે. 'બુદ્ધલીલા'માં વર્ણવેલા મઘના જન્મમાં બોધિસત્ત્વે શીલપારમિતાનું અનુશીલન કર્યું હતું તેના દૃષ્ટાન્તદ્વારા મહારાજશ્રીએ જનસેવા કેમ કરાય એ બાબત તેજસ્વી અને માર્મિક નિવેચન કર્યું છે. ક્ષુદ્ર જીવો ઉત્પન્ન થવા ન દેવા અને ગંદકી દૂર કરવી; લોકો ઘર જેવું સાફ કરે છે તેવી શેરીઓને સાફ રાખતા નથી એમ જણાવી સામુદાયિક સ્વચ્છતા તરફ એમણે જનતાનું ધ્યાન ખેંચ્યું છે. માનવ-ધર્મ, બ્રહ્મચર્ય અને સંતતિનિયમનના લેખો યોગ્ય દિશાસૂચક છે. 'ખાદી અને જૈનદૃષ્ટિ,' એ વ્યાખ્યાનમાં મહારાજશ્રીએ મહારંભ કરતાં અલ્પારંભ સારો, એમ બતાવીને ચરબી લાગેલા મીલકાપડ કરતાં રેંટિયો અને ખાદી સ્વીકારવા ઉપદેશ કર્યો છે. "ખાદીમા તો જૂ પડે છે અને ખાદી ધોવા માટે વધારે પાણી વાપરવું પડે છે. આ દૃષ્ટિથી તો ખાદી પહેરવાથી વધારે હિંસા થાય છે. બીજી દૃષ્ટિએ વિચાર કરતાં જૈનદર્શન રાગદ્વેષ ન કરવાનું કહે છે, ખાદી પહેરવી અને વિલાયતી કાપડ ન પહેરવું એ શું રાગદ્વેષ નથી?" આવી સામ્પ્રદાયિક માન્યતાનું મહારાજશ્રીએ ઠીક નિરસન કર્યું છે. મહારંભ અને અલ્પારંભની દૃષ્ટિ કરતાં સમભાવ, સર્વ કોમોની એકતા, દરિદ્રનારાયણનું અનુસંધાન, સર્વોદય એ ભાવોના બાહ્ય ચિહ્ન તરીકે રેંટિયાના વિચારને ખિલવવામાં આવ્યો હોત તો અહિંસાની દૃષ્ટિએ એ વ્યાખ્યાન વિશેષ ઉપયોગી થાત. છતાં આ વ્યાખ્યાનોમાં ક્યાંયે સામ્પ્રદાયિકતા નથી. દૃષ્ટાન્તો આપીને વિષયને ઉપયોગી અને સહેલો બનાવ્યો છે. ભાષાશૈલી સાદી, સરલ અને રોચક છે. મહારાજશ્રી ઉપર ગાંધીજીના જીવનની અને વિચારોની છાપ છે એમ વાચક સહેલાઈથી આ વ્યાખ્યાનોમાંથી જોઈ શકશે.

ર. મો.

૮. सत्पंथ-रहस्य : लेखक व प्रकाशक—सोनु तुकाराम पाटील, जळगांव, पूर्व खानदेश; પૃ૪ ૧૪+૧૫૬, છબિ ૫, કિંમત એક રૂપિયો. હિંદુલોકોને કેવી રીતે ફોસલાવીને અને યુક્તિઓ કરીને મુસલમાન ધર્મના પીરાણા પંથનો પ્રચાર કર્યો છે તે સર્વ બાબતો આ મરાઠી પુસ્તકમાં વર્ણવ્યું છે. એ પંથને 'સત્પંથ'નું

નામ અપાયું છે. સતપંથી લોકોના રીતરિવાજ અર્ધા મુસલમાન અને અર્ધા હિંદુ છે. તેમના રીતરિવાજો ઉપરથી એ લોકોને હિંદુ કહેવા કે મુસલમાન કહેવા એ અઘરું છે. ખાનદેશ તરફના અનેક મૂળ હિંદુ લેઉવા પાટીદારો પણ સતપંથ સમાજના આચારવિચાર પાળે છે, તેટલા માટે સનાતની પંડિતોએ અને શંકરાચાર્યે આ સમાજ વેદસંમત નથી એવો નિર્ણય આપ્યો છે: આ પુસ્તક પ્રસિદ્ધ કરનાર લેઉઆ પાટીદાર છે અને દેશના આગેવાન હિંદુઓને ને આચાર્યોને આગ્રહપૂર્વક વિનંતી કરે છે. કે આ ભાનભૂલેલા પીરાણાપંથીઓને સાચી સમજ આપી સાચા હિંદુ બનાવે. પીરાણાપંથનો ઇતિહાસ ને આજની તે લોકોની સ્થિતિ જાણવા ઇચ્છનારે આ પુસ્તક જરૂર વાંચવું ઘટે. ગદ્રે

**૯. મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ:** મૂળ અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઉતારનાર—મહાદેવ હરિભાઇ દેસાઇ; પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃષ્ઠ ૩૦+૧૦૩૫, છબિઓ ૬, કિંમત ત્રણ રૂપિયા. આ પુસ્તકનો પરિચય ગયા ચૈત્રના અંકમાં આપ્યો હતો, ત્યાર પછી આ તો એ પુસ્તકની બીજી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં ૫૧ પૃષ્ઠનો અને તે મોટે ભાગે સૂચિમાં વધારો થયો છે અને "પહેલી આવૃત્તિ ઉતાવળે બહાર પાડવામાં અનેક નાના મોટા દોષો રહી ગએલા આ આવૃત્તિમાંથી દૂર થયા છે." આ પુસ્તક વિષે ચૈત્રના અંકમાં જે પરિચય આપ્યો હતો તેથી કંઇ વિશેષ આ આવૃત્તિ વિષે લખવાનું નથી. પણ મૂળ અંગ્રેજી પુસ્તકની થોડા જ માસમાં સાત આવૃત્તિઓ થએલી, ત્યારે આ છેક સસ્તા ગુજરાતી ભાષાન્તરની આ ૭ માસમાં બે જ આવૃત્તિ થાય એ આપણા લોકની વાચનવૃત્તિની શિથિલતા જ ગણાય. આપણા આ નરપુંગવની જીવનકથા જેમ બને તેમ આપણે વધારે વાંચવી ને તેમાંનું રહસ્ય જેમ બને તેમ આપણા જીવનમાં ઉતારવું ઘટે.

**૧૦. દક્ષિણી રાંધણકળા,** સ્ત્રીશક્તિ ગ્રંથમાળા ૬૫: લેખિકા—શ્રી સુલોચના દીવે; પ્રકાશક—સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત; પૃષ્ઠ ૪૪. કિંમત રૂ. ૦-૩-૦. આ નાનકડા પુસ્તકમાં અનેક પ્રકારની સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાની રીતો આપી છે. આપણામાં એમ ગનાય છે કે રાયતામાં રાઇ તો આવવી જ જોઇએ, પણ આ પુસ્તકમાં 'આદુનું રાયતું,' 'ચણાની દાળનું રાયતું' અને 'ટામેટાનું રાયતું' બનાવવાની આપેલી રીતોમાં રાઇ નાખવાનું સૂચવ્યું નથી, એમ કેમ હશે? એકંદરે આ પુસ્તક વાંચતાં જણાય છે કે તે સુખી લોકો માટે છે, બાકી ગરીબોને રોટલાનું ઠેકાણું નથી, ત્યાં આવી વાનીઓનાં એમને દર્શન પણ ક્યાંથી હોય? આ વસ્તુ એ સાબિત કરે છે કે આપણું સાહિત્ય મોટે

ભાગે ગરીબો માટે નથી. હવે બીજી એક વાત: આપણું આજનું સાહિત્ય જીવનકલ્યાણને માટે નહિ, ભોગવાનના માટેજ હોય એવું દેખાય છે. આ પુસ્તક પણ શરીરસ્વાસ્થ્ય તરફ નહિ, પણ રસનાવિલાસ તરફ દૃષ્ટિ રાખીને લખાએલું છે. આપણું જીવન અને તેથી સાહિત્ય પણ કઈ દિશાએ દોડે છે એનું આ પ્રત્યક્ષ પ્રમાણ છે.

•

**પ્રગતિશીલ જાપાન–(પૂર્વાર્ધ):** લેખક ત્રિભુવનદાસ રણછોડદાસ પટેલ; પ્રકાશક–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃષ્ઠ ૧૫૬. કિંમત પાકું પૂઠું રૂા. ૧–૦–૦, કાચું પૂઠું રૂા. ૦–૧૨–૦. ભારતવર્ષમાં સામાજિક, આર્થિક, રાજકીય, ધાર્મિક, વગેરે જીવનનાં અનેક ક્ષેત્રોમાં આજે વિચારની જાગૃતિ આવી છે તે વખતે જાપાન વિષેનું આ પુસ્તક ઘણુંજ આવકારદાયક છે. જાપાનના રાષ્ટ્રીય ઉત્થાનની જે વિગતો આમાં આપેલી છે તે વાંચતાં આપણા દેશમાં ચાલી રહેલી અંતરશુદ્ધિની હિલચાલનું સામ્ય નજરે આવશે. જાપાનના ઉપલા અને સત્તાધીશ વર્ગોએ રાષ્ટ્રના વિકાસને અર્થે પોતાનાં સ્થાપિત હિતોનું જે બલિદાન આપ્યું અને જનસમુદાય એકત્રિત થયો એ ઘટના ઉત્સાહવર્ધક છે. જાપાને કરેલી આંતરિક પ્રગતિનો અને દુનિયાના રાજ્યોમાં પ્રાપ્ત કરેલા ગૌરવભરેલા સ્થાનનો ઇતિહાસ આ પુસ્તકમાં છે.

પોતાની પ્રગતિ કરવા માટે જાપાનીઓએ જે સહકાર, સંગઠન, કાર્યદક્ષતા, આત્મભોગ, ઉદ્યોગધંધાઓની ખીલવણી, વગેરે ગુણો વિકસાવ્યા તેનું આ પુસ્તકમાં વર્ણન છે. જાપાનની પરદેશનીતિ સામ્રાજ્યશાહી છે અને તે પોતાનું લશ્કરી બળ અમર્યાદ રીતે વધારે છે. અત્યારે તો ચીનને ઓહિયાં કરી જવા ચારે પગે ખડું થયું છે. યુરોપ અમેરિકાનાં રાજ્યો પણ એક બીજાનો નાશ કરવાને પંથે અઢળક સંપત્તિનો વ્યય કરે છે. આપણો હિંદ ગાંધીજીને માર્ગે આ બધું શાન્ત પાડવા સાધના કરી રહ્યો છે. એમાંથી જાપાન પોતાની દૃષ્ટિ કેળવે એવી શ્રદ્ધા રાખીએ. તે દિવસે જાપાનમાં ભગવાન બુદ્ધના જીવનના અને તેમનાં સિદ્ધાન્તોના પાલનનું પુનર્જીવન થયું હશે. જાપાનના રાષ્ટ્રવિધાયકોનું પ્રકરણ જુવાનોને બળ આપનાર થશે. દક્ષિણામૂર્તિ વાળા શ્રી. નાનાભાઈએ પુસ્તકની પ્રસ્તાવના લખીને એને વિશેષ રોચક ને રસમય કર્યું છે. જાપાન વિષેનું ભાઈ ત્રિભુવનદાસનું આ પ્રથમ પુસ્તક છે, બીજું પુસ્તક હવે પ્રસિદ્ધ થનાર છે. ત્યારે એમાં આપેલી વિગતોથી ગુજરાતી જનતાને ઘણું જાણવાનું મળશે.

*

**(૧) શ્રી વડોદરા સહકારી લૅન્ડ મોર્ટગેજ બેંક લિમિટેડનો અને**

૧૯૩૬–૩૭ની સાલનો ચોથો વાર્ષિક રિપોર્ટ. (૨) **ચરોતર વિદ્યાર્થી-સહાયક સહકારી મંડળ, લિમિટેડ, વડોદરા:** વ્યવસ્થાપક મંડળનું ૧૭મા વર્ષનું નિવેદન. (૩) **ખેડાજિલ્લા હરિજન ઋણમુક્તિ મંડળનું** બંધારણ અને હિસાબ. (૪) **તાલુકા હરિજન સેવકસંઘ, બોરસદ:** તૃતીય નિવેદન, ૧, જુલાઇ '૩૫થી ૩૦મી સપ્ટેમ્બર '૩૭ સુધીનું. (૫) **નડીઆદ હિન્દુ અનાથાશ્રમ (રજીસ્ટર્ડ):** સંવત ૧૯૯૨નો હિસાબ તથા અહેવાલ. (૬) **વસો વાર્ષિક પત્રિકા ૧૩મી.** (૭) **શ્રી સમાજસેવા મંડળ, ભાદરણ:** સને ૧૯૩૬–૩૭નો અહેવાલ તથા હિસાબ. (૮) **અહેવાલસંગ્રહ** (વાઘોડીઆ મહાલનાં વિધવિધ મંડળોના વિગતવાર વૃત્તાંતો): આઠમું વર્ષ, સંવત ૧૯૯૩. (૯) **શ્રી ધર્મજ બંધુસમાજનો** છઠ્ઠા વર્ષનો અહેવાલ (તા. ૧:૮:'૩૬થી તા. ૩૧:૮:'૩૭ સુધી). (૧૦) **શ્રી સાધી બંધુસમાજ:** પાંચમો ત્રિવાર્ષિક રિપોર્ટ (સન ૧૯૩૪–૩૫, ૩૫–૩૬, ૩૬–૩૭).

—*—

## પ્રસંગકથા

### વિધિપુરઃસર લગ્ન

હિંદુ સમાજમાં માબાપો પોતાનાં બાળકોનાં લગ્ન ગોઠવે છે અને તેથી મોટે ભાગે બાળલગ્ન થાય છે. આવાં બાળકોના ગુણસ્વભાવની ખામીઓ નાનપણમાં સ્પષ્ટ રૂપે દેખાતી નથી અને સ્પષ્ટ રૂપે પ્રકટ થએલી હોય છે તોપણ બાળકનું ઠેકાણું પાડવા માટે માબાપ એ ખામીઓ સામા પક્ષનાં માણસોથી સંતાડી રાખે છે ને ઝટપટ લગ્ન કરાવી નાખે છે. પરિણામે પરણનાર જોડું દુઃખી થાય છે અને એ દુઃખમાંથી છૂટવાનો તેમને માર્ગ નથી, કારણ કે હિંદુ લગ્ન નિરર્થક થતું નથી, એક વાર હાથ ઝાલીને વિધિપુરઃસર લગ્ન કર્યું એટલે પતી ગયું, પછી એ તો વજ્રલેપ સમાન સજ્જડ બની જાય છે! આવે પ્રસંગે સ્ત્રીમાં જો ખામી હોય તો એના જીવતાં પુરુષ તો ગમે તેવે બહાને ગમે ત્યારે ફરી પરણી આવે છે, કારણકે તેને એક ઉપર બીજી પરણવાનો હક્ક સમાજે આપ્યો છે, કાયદાએ પણ આપ્યો છે. પણ પુરુષમાં ગમે તેવી ભયંકર ખામી હોય તો એ જીવતો હોય ત્યાં સુધી તેની સ્ત્રી બીજા સાથે પરણી શકતી નથી, કારણ કે કાંડાબળિયા પુરુષસમાજે અને પુરુષરચિત કાયદાએ નિર્બળ નારીના એ હક્ક ખૂંચવી લીધા છે, એણે તો બિચારીએ એવે પ્રસંગે ભીંતે માથું દેઇ રોવાનું ને રોઇ રોઇને અભાગિયો જન્મારો પૂરો કરવાનો!

### અમદાવાદની કોર્ટનો ચુકાદો

થોડાક વખત ઉપર સુરતમાં એક ગાંડાને તેનાં માબાપે એનું ગાંડપણ છુપાવીને એક કન્યા સાથે લગ્ન કરાવી દીધું હતું. કન્યા ઉમરે આવતાં જાણી ગઇ કે આ તો ગાંડો છે, એટલે પોતાને અને પોતાનાં માબાપને છેતરીને કરાવેલાં એ લગ્ન ફોક કરાવવા સરકાર દરબારે ચઢી ને ન્યાયાધીશે એ કેસ તપાસીને એ લગ્ન ફોક કરાવી આપ્યું ને એમ કરીને એ બિચારીને વજ્રલેપ હિંદુ લગ્નપિંજરમાંથી મુક્ત કરી. પણ અહુણાજ અમદાવાદમાં એક કેસ ઊલટીજ રીતે ચુકવાયો છે. જશોદા નામે એક યુવતીનું લગ્ન બાલાશંકર સાથે થએલું. લગ્નપ્રસંગે બાલાશંકર ગાંડો છે એ વાત ગુપ્ત રાખેલી. પણ પછીથી બેન જશોદાને ખબર પડી કે આ તો ગાંડો છે અને પછી તો એને એના પિતાએ ગાંડાની હોસ્પીટલમાં મૂકેલો પણ. બેન જશોદાએ એ કપટલગ્નને ફોક કરાવવા અમદાવાદની ન્યાયાધીશીમાં ફરિયાદ કરી. પણ આ પ્રસંગે બાલાશંકરની સ્થિતિ છેક ગાંડા જેવી નહિ હતી ને લગ્ન વિધિપુરઃસર થએલું, એમ માનીને ન્યાયાધીશે એ લગ્ન ફોક ન કરી આપ્યું ને જશોદાને બાલાશંકરને પાલવે વળગાડી!

### વડોદરા રાજ્યમાં છૂટાછેડા

આવાં વજ્રલેપ જડ લગ્નબંધન પ્રાચીન હિંદુઓમાં નહોતાં, એ પ્રાચીનતાના પૂજારીઓએ તો ખાસ સમજવું ઘટે. પરાશરે પોતાની સ્મૃતિમાં સ્પષ્ટ લખ્યું છે કે नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ, पंचस्वापत्सु नारीणाम् पतिरन्यो विधीयते ॥ 'પતિ નાશી ગયો હોય, મરી ગયો હોય, સાધુ થઇ ગયો હોય, કલીબ હોય કે વટલી ગયો હોય તો એવી પાંચ આપત્તને પ્રસંગે સ્ત્રી બીજો પતિ કરી શકે.' પણ પ્રાચીનોને ડાહ્યા માની એ વિષે અભિમાન લેનાર આજનો હિંદુ સમાજ વ્યવહારમાં પ્રાચીનોને મૂર્ખ માને છે ને પોતાને તેમના કરતાં ડાહ્યો માને છેઃ આવે પાંચ આપત્પ્રસંગે પણ સ્ત્રીને બીજો પતિ કરવા દેતો નથી, અને એવા સમાજને રાજી રાખવામાંજ પોતાના રાજ્યની સ્થિરતા માનનાર અંગ્રેજ સરકારને તો બિચારી હિંદુ નારીની પડી યે શી હોય? એને તો પોતાનું રાજ્યતંત્ર સરળતાએ ચાલે એટલે બસ. પણ વડોદરા રાજ્યે પોતાની પ્રજા માટે છૂટાછેડાનો કાયદો કર્યો છે. જોકે તેમાં યે પુરુષના જેટલા અધિકાર સ્ત્રીને આપ્યા નથી, છતા એ કાયદાથી વડોદરા રાજ્યની હિંદુ સ્ત્રીને કંઇક તો રાહત મળીજ છે. એ કાયદાનો લાભ અહુણાંજ પાટણના એક પાટીદાર દંપતીએ લીધો છે. "પાટણ, તા. ૧. અત્રેની સાળવી કોમના એક દંપતીએ

પરસ્પરની સંમતિથી વડોદરા રાજ્યના કાયદા પ્રમાણે છૂટાછેડા નોંધાવ્યા છે. એમ જણાય છે કે બંને પક્ષો વચ્ચે લાંબા સમયથી ભારે અણબનાવ હતો અને તેને પરિણામે આ પગલું ભરવામાં આવ્યું છે; સાળવી (લેઉઆ પાટીદાર) જ્ઞાતિમાં છૂટાછેડા કે પુનર્લગ્ન થતાં નથી, તેથી કાયદાથી છુટાછેડાનો આ પહેલો જ પ્રસંગ હોઇ લોકોમાં ચર્ચા જાગી છે" ('ગુજરાત સમાચાર,' તા. ૩:૧૧:'૩૭).

### મુસલમાનોનો ઉદાર કાયદા

પણ હિંદુઓના કરતાં મુસલમાનોને કાયદો સ્ત્રીજાત પ્રત્યે વધારે ઉદાર છે. એમનામાં તો બાળપણમાં થએલાં લગ્ન બાળા મોટી થતાં નિરર્થક કરી શકે છે. અહુણા જ મુંબઇની ન્યાયાધીશીમાં એવો એક કેસ ચુકવાયો છે. અબદુલ કાદર અલીક "એક મોસ્લીમ છોકરીને મુંબઇમાં જુલાઇ ૧૯૩૪માં પરણ્યો હતો અને તેની સાથે થોડોક વખત રહીને તે કયાંથી ગયો હતો. છોકરીને તેનાં વાલીઓ સાથે રાખી ગયો હતો. ૧૯૩૫માં તે મુંબઇ પાછો ફર્યો ત્યારે તેને માલમ પડયું કે તે છોકરી કોઇ અબદુલ રહેમાનકની નામના પુરુષ સાથે પરણી હતી. તેટલા માટે તેણે તે છોકરી સામે, હયાત વર છતાં બીજી વાર પરણવાના આરોપ માટે, ફરિયાદ નોંધાવી. વળી તેને પરણનાર અબદુલ રહેમાનકની, છોકરીના સાવકા પિતા અને લગ્નક્રિયા કરાવનાર મુલ્લાં સામે પણ ફરિયાદ નોંધાવી. બચાવ પક્ષનું કહેવું એમ છે કે છોકરીનાં લગ્ન અરજદાર સાથે તે કાયદેસર ઉમરમાં આવી તે અગાઉ થયાં હતાં અને તેથી તેણે તે લગ્ન રદ કર્યાં હતાં અને પછી ઉમરમાં આવતાં તેણે ફરી લગ્ન કર્યાં હતાં, જે શરિયત મુજબ હતાં. નામદાર મેજિસ્ટ્રેટે પોતાના ચુકાદામાં જણાવ્યું કે જે વેળાએ પ્રથમ લગ્ન અરજદાર સાથે થયાં હતાં તે વેળાએ છોકરી ઉમરમાં આવી હતી નહિ અને તેથી તે લગ્ન કાયદેસર નહિ ગણાતાં તે રદ થએલાં ગણાય છે, અને તેટલા માટે જવાબદારોને છોડી મેલવામાં આવે છે." ('મુંબઇ સમાચાર,' તા. ૨૩:૧૧:'૩૭) એ ચુકાદા ઉપર અરજદારે હાઇકોર્ટમાં અપીલ કરી, પણ હાઇકોર્ટે એ અપીલ કાઢી નાખી.

### હિંદુ સ્ત્રીની ઉન્નતિ વિષે કાયદા

લગ્ન વિષેની હિંદુ સ્ત્રીઓની આ દુરવસ્થા દૂર થવી જ જોઇએ, કાયદાથી એને રાહત મળવી જ જોઇએ. હાલ હિંદુસ્થાનના સાત ઇલાકામાં—મુંબઇ ઇલાકામાં પણ—મહાસભાના પ્રધાનમંડળોનું રાજ્ય ચાલે છે. અને મહાસભાએ સ્ત્રીપુરુષના સરખા હક સ્વીકાર્યા છે, ત્યારે તો મહાસભાને પ્રધાનમંડળે

પરાધીન માનસે પાછલે દરવાજેથી કેમ નીકળી પડે છે એનું આ જ્વલંત ઉદાહરણ છે. એમણે આપેલી સલાહનો મૂળભૂત અર્થ એ કે પતિ એ મિલ-માલેક સ્વરૂપે ઘર-મિલનો માલેક છે, પત્ની ઘરકામ કરનારી દાસી—મિલની મજૂરણ છે! ચાકરજ પગાર તો માગે ને? પુરુષ તે પોતાના કામનો પગાર પત્ની પાસે માગવાનો હતો? અને રૂઝવેલ્ટમાં પત્ની પોતાને દાસી ન માને તો પોતાના ઘરકામ માટે રૂઝવેલ્ટ પાસે પગાર માગવાનું એમના મનમાં આવે જ ક્યાંથી? એમણે ને સમસ્ત સ્ત્રીશક્તિએ સમજવું જોઇએ કે એથી તો સાચી સ્ત્રીસ્વતંત્રતા ને સાચી સ્ત્રીશક્તિ નહિ જાગે. બેશક મિલમાલેકો ને મજૂરો વચ્ચે જાગે છે એવા ઝઘડા જામશે; પણ મિલમજુરોનીયે ઇચ્છા તો એવી છે કે મિલોની મિલકતમાં પોતાનો સહભાગ થાય. ત્યારે ઘરમાં પતિપત્નીના સહભાગ છે તેને જ વ્યવસ્થિત ને સ્પષ્ટ કેમ કરી ન લેવા? પાછી દાસીની પરાધીનતા ફરી સ્પષ્ટ રૂપે શા માટે સ્વીકારવી! દાસી થઇ પગાર માગવાને માર્ગે બળવા કરવાને બદલે સહભાગિની થઇ મિલકત ઉપર સરખો હક મેળવવાને માર્ગે બળવા કરવામાં જ સ્ત્રીવર્ગનું ને નથી સમાજનું કલ્યાણ છે. બેશક બળવા વિના પુરુષ સ્ત્રીને એ અધિકાર નહિ આપે એ તો દીવા જેવું સ્પષ્ટ છે.

"યુવતીએ ગુંડાને સોટીના ફટકા લગાવ્યા

"અમદાવાદ, રવિવાર. ચાર દિવસની વાત છે. એલીસ બ્રીજ—પ્રીતમ-નગરના રસ્તા ઉપર ૨૦૦-૩૦૦ જેટલા માણસોનું ટોળું જામ્યું હતું એ ટોળાની મધ્યમાં એક સુશિક્ષિત તરુણી એક લહેરી લાલા જેવા મુસ્લીમને હંટર-સોટીએથી ફટકારતી હતી. પેલો મુસ્લીમ જેમ જેમ અપશબ્દ બોલતો હતો, તેમ તેમ તેના પર સોટીનો જોરથી ફટકો પડતો હતો. હકીકત એ હતી કે માર ખાનર મુસ્લીમ યુવાને પેલી સોટીથી મારનાર સાઇકલીસ્ટ યુવતીની એલીસ બ્રીજ ઉપર છેડતી કરી. તેની સાઇકલ સાથે સાઇકલ અથડાવી પંકચર પાડ્યું હતું. આ મુસ્લીમ પેલી યુવતીનો કેટલાય વખતથી પીછો પકડી રહ્યો હતો. અને જ્યાં સમય મળે ત્યાં તેને હેરાન કરવાનું ચૂકતો ન હતો. આ ઉપરથી તેને પાંશરો કરવા માટે પેલી યુવતી પોતાની સાથે હંટર લેઇ આજે ઘેરથી બહાર પડી હતી અને તેને પોતાની છેડતીનો બદલો લેવાનો મોકો મળતાં તેણે પેલા યુવાનને સોટીના મારથી પાંશરો કર્યો હતો. એમ જણાય છે કે માર ખાનાર દિલ્હી દરવાજા બહાર કોલસાની દુકાન ધરાવે છે ને માર મારનાર યુવતી પ્રીતમનગર પાસે રહે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧:૧૧:'૩૭). અમુક મસ્તામસ્ત પુરુષોને આમાં પોતાનું

આવશે" ('ખેડા વર્તમાન,' તા. ૨૪:૧૧:'૩૭). સરકારનો આવો દઢ નિર્ણય જાણ્યા પછી તો, દેશસેવાને માટે આત્મભોગ આપનાર ખેડૂતોની જમીન ઉપર ધીકળાં ઉડાવનાર એ નવા માલેકો હવે હક નહિ જ કરે એમ ઇચ્છીએ, કારણકે તેમની હક હવે ચાલશે નહિ એ તો દીવા જેવી વાત છે.

## સરકારની રાહતનો લાભ કોને મળે?

સરકારે સં. ૧૯૩૭-૩૮ના અંદાજપત્રમાં રૂ. ૧૦ લાખ ગામડાંને પીવાનું પાણી પૂરું પાડવા માટે, અને એવી બીજી રીતે પ્રજાને રાહત આપવાની યોજના કરી છે. પણ સાથે જ ઠરાવ કરવો જોઈએ કે જે ગામ દારૂનાં પીઠાં ઉઠાવી લે, હરિજનોને શાળામાં, કુવા ઉપર કે બીજાં જાહેર સ્થળોએ સરખવટે પ્રવેશ આપે અને પ્રજાસુધારણાની સરકારની યોજનામાં સાથ આપે તેજ ગામને એ લાભ મળે; વળી જે ગામમાં હરિજનોની વસતિ હોય છતાં તેમનાં બાળકો શાળામાં ન હોય તો તે ગામની શાળાને અપાતી ગ્રાન્ટ પણ જપ્ત થાય.

## "શોકજનક અવસાન

"મૂળ અસલાલીના વતની પણ ઘણા વખતથી અત્રે વસેલા શ્રી. ભુલાભાઇ પ્રાગજીભાઇ પટેલ તા. ૨૯:૧૦:'૩૭ને રોજ ૮૦ વર્ષની વયે ગુજરી ગયા છે. મહૂર્મ દશકોશીના એક નામાંકિત સદ્‌ગૃહસ્થ હતા, તેમજ સૌથી પ્રથમ ડેરીનો ધંધો ખીલવનાર તેઓ હતા. 'લેઉઆવિજય' નામનું પ્રથમ પાટીદાર માસિક તેઓએ કાઢ્યું હતું તથા કેળવણી માટે પણ ઉત્સાહી હતા. લોકલ બોર્ડ અને ધારાસભામાં અગાઉ તેઓ સભ્ય હતા. અને અમદાવાદના સ્વામીનારાયણની ગાદીના આચાર્ય શ્રી. વાસુદેવપ્રસાદજીના ટ્રસ્ટી હતા" ('ગુજરાત સમાચાર,' અમદાવાદ, તા. ૪:૧૧:'૩૭).

*

## જોઇએ છે જપ્ત થએલાં પુસ્તકો

જપ્ત થએલાં પુસ્તકો ઉપરથી જપ્તી ઉઠાવી લેવાનો ઇરાદો સરકારે જાહેર કર્યો છે ને તેવાં પુસ્તકો સાથે લખી મોકલવાનું લેખકોને સૂચવ્યું છે. ત્યારે એમ મોકલવા માટે 'ગેરિબલ્ડી,' 'વીર ગાર્ફિલ્ડ,' વગેરે મારાં જપ્ત થએલાં પુસ્તકોની નકલ જેની પાસે હોય તે અહીં મારા ઉપર મોકલશે તો ઉપકાર માનીશ.

નરસિંહભાઇ પટેલ
'પાટીદાર'મંદિર, આણંદ

# પાટીદાર મંડળ

'યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?' એ વિષય ઉપર ઇનામી નિબંધ લખી મોકલવા વૈશાખ માસના 'પાટીદાર'ના અંકમાં જાહેર સૂચના યુવકોને આપી હતી. આ વિષય ઉપર કુલ ૧૧ ભાઇઓએ નિબંધો લખી મોકલ્યા હતા. સૌથી શ્રેષ્ઠ નિબંધ લખનારને રૂા. ૨૫નું અને બીજે નંબરે આવનાર નિબંધના લખનારને રૂા. ૧૫નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું: નિબંધો તપાસીને પરીક્ષકે પહેલું ઇનામ મહેસાણા વાળા ભાઇ રેણુમિત્ર ગોકળભાઇ પટેલને આપવાનું ઠરાવ્યું છે અને તેમના નિબંધનો એક ભાગ આ અંકમાં પૃષ્ઠ ૫૯થી છપાયો છે, બીજો ભાગ આવતા અંકમાં છપાશે. બીજું ઇનામ આપી શકાય એવો કોઇ નિબંધ પરીક્ષકને યોગ્ય ન લાગવાથી કોઇને આપી શકાયું નથી.

પણ બધા નિબંધોમાંથી નીચેની સર્વસામાન્ય સૂચનાઓ તારવી શકાય:

૧. વરવિક્રય અને કન્યાવિક્રયનો નાશ કરવો જોઇએ.

૨. બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને નંદીલગ્ન અટકાવવાં જોઇએ.

૩. શરીરનાં, બુદ્ધિનાં, સંસ્કારનાં, વિદ્યાનાં કે ધનનાં, સૌ પ્રકારનાં કજોડાં અટકાવવાં જોઇએ.

૪. વિધવાલગ્નને પ્રોત્સાહન આપવું જોઇએ.

૫. વિધુરે વિધવાની સાથે લગ્ન કરવું જોઇએ.

૬. સોહલગ્નને ઉત્તેજન આપવું જોઇએ.

૭. કુલીન-અકુલીનના ભેદ ને બેદ તોડવા જોઇએ.

૮. મરણ પાછળની કાણુમાકણની ને રોવાકુટવાની લૌકિક ક્રિયાઓ તથા જમણ બંધ કરવાં જોઇએ.

૯. સ્ત્રીકેળવણીને વેગ આપવો જોઇએ.

૧૦. લાજપડદાનો રિવાજ બંધ કરી દેવો જોઇએ.

૧૧. ધર્મનાં ધતિંગનો નાશ કરવો જોઇએ.

૧૨. અસ્પૃશ્યતાનો પણ નાશ કરવો જોઇએ.

આ બધું તો યુવાનોજ કરી શકે, વૃદ્ધોને તો એ કરવાની વૃત્તિયે નથી ને શક્તિયે નથી. ત્યારે હવે પ્રશ્ન એજ છે કે આજે આત્મવિલાસમાં રાચનો ને સમાજહિતમાં નિષ્ક્રિય થઇ બેઠેલો યુવાન વર્ગ જાગ્રત થઇને આ સમાજસેવામાં મંડી પડવા કેમ કેડ બાંધે? આનો નિર્ણય કરવો પણ યુવાનોનાજ હાથમાં છે. યુવાનો, જાગો, તમારી ભણી પીડિત સમાજજનો મીટ માંડીને બેઠાં છે.

## 'પાટીદાર મંડળ' ફંડ

| | | | | |
|---|---|---|---|---|
| શ્રી. સોમાભાઇ વિઠ્ઠલભાઇ | પટેલ, | બાંધણી | રૂા. ૨૫ | |
| ,, નરસિંહભાઇ વેણીભાઇ | ,, | નાગજીપુરા | ૧૧ | |
| ,, બહેચરભાઇ હરિભાઇ | ,, | માલસર | ૫-૮-૯ | |
| ,, ગોરધનભાઇ ચુનીલાલ | ,, | બાંધણી | ૫ | |
| ,, ફુલાભાઇ ઝવેરભાઇ | ,, | રામપુરા | ૫ | |
| ,, ફુલાભાઇ દ્વારકાદાસ | ,, | બાંધણી | ૫ | |
| ,, મગનભાઇ શંકરભાઇ | ,, | સોજિત્રા | ૫ | |
| મંડળની ઓફીસમાં વડોદરે આવ્યા | | | | ૬૧-૮-૯ |
| શ્રી. ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, કરમસદ પુત્રને લગ્નપ્રસંગે | | | રૂા. ૧૧ | |
| ,, ભુલાભાઇ પ્રાગજીભાઇ પટેલ, અસલાલી | | | ૧૦ | |
| ,, ઝીણાભાઇ છગનભાઇ ,, પોરડા | | | ૫ | |
| ,, બળદેવભાઇ મથુરભાઇ ,, સોજિત્રા | | | ૫ | |
| 'પાટીદાર'મંદિરમાં આણંદ આવ્યા | | | | ૩૧-૦-૦ |
| ગયા વૈશાખના અંકમાં સ્વીકારાએલા | | | | ૩૯૮-૧૦-૦ |
| પાછલા સરવાળામાં ભૂલ | | | | ૧૦-૦-૦ |
| | | | | ૫૦૧-૨-૯ |

ડાકોર પાટીદાર મંડળની પરિષદમાં જેમણે ફંડમાં લખાવેલા, તેમાંથી નીચેના ભાઇઓના પૈસા હજુ નથી આવ્યા, તે હવે મોકલી દે એવી આશા છે:

ઇટોલા ગામ સમસ્ત તરફથી, શ્રી. મોતીભાઇ જેઠાભાઇ પટેલ રૂા. ૫૧; શ્રી. ડાહ્યાભાઇ લલુભાઇ પટેલ, વધારી, ૨૫; શ્રી મણિભાઇ મથુરભાઇ ગુપ્ત, ઇટોલા, ૨૫; શ્રી. ગંગાદાસ કેશુરભાઇ પટેલ, કરમાલીઆપુરા, ૧૧; શ્રી. રાવજીભાઇ ધર્મદાસ પટેલ, કંઠારી, ૧૧; શ્રી. બહેચરભાઇ હરિભાઇ પટેલ, માલસર, ૫-૭-૩; શ્રી. છોટાભાઇ ફુલાભાઇ પટેલ, પણસોરા, ૫; શ્રી. ઝવેરભાઇ કેશુરભાઇ પટેલ, અર્જુપુરા, ૫; શ્રી. ડાહ્યાભાઇ ફુલાભાઇ પટેલ, બાંધણી, ૫; શ્રી. રણછોડભાઇ કાળિદાસ પટેલ, ડાકોર, ૫; શ્રી. વિઠ્ઠલભાઇ શંકરભાઇ પટેલ, સેગવા, ૫; શ્રી. શંકરભાઇ ગોવિંદભાઇ પટેલ, સાવલી, ૫; શ્રી. શંકરભાઇ ફુલાભાઇ પટેલ, ઓડ, ૫; સોમાભાઇ ખુશાલભાઇ પટેલ, ઇટોલા, ૫.

શિવાભાઇ ૨. પટેલ
મંત્રી, પાટીદાર મંડળ

ચ. પ્રિ. પ્રેમ-આણંદ

// પાટીદાર

ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।
ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા દુર્ગમ્પથસ્તત્ કવયો વદન્તિ ॥

| સં. ૧૯૮૪ વર્ષ ૧૫ | આણંદ | પોષ અંક ૩ |
|---|---|---|


# યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?

## ૨

ગયા અંકમાં લગ્નક્ષેત્રના દોષો જોયા હતા, હવે ઇતર ક્ષેત્રના દોષો અને તે સર્વ દોષોમાંથી નીકળવાના માર્ગો આ અંકમાં જોઇએ.

(૧) મરણપરણનાં ધોધ નાખતાં ખર્ચો, જ્ઞાતિવરા વગેરે: થોડાક જમીનદારો, નોકરો અને વેપારીઓ બાદ જતાં પાટીદારો મુખ્યત્વે ખેતી કરે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી ખેતી કરનાર વર્ગ ઉપર અનેક પ્રકારનાં સંકટો ઊતર્યાં છે ને તેમની દશા અતિશય હીન થઇ ગઇ છે. છતાં શોકની વાત તો એ છે કે આ પાટીદારો પોતાને ત્યાં 'અવસર' આવતાં અયોગ્ય પ્રમાણમાં ઉદાર થઇ જાય છે અને આખા જીવનની પરસેવો પાડી કરેલી કમાણી ફુલણજી થઇ એક બે દિવસમાં ઉડાવી દે છે, અગર દેવામાં ડૂબી જાય છે. કેટલાક તો પોતાના નિર્વાહનું એક પૂરૂં સાધન—જમીન, અગર રક્ષણનું એક પૂરૂં સાધન—ઘર પણ ગીરો કે વેચાણ મૂકીનેય આ 'અવસર'પ્રસંગે ફુલણજી થવાનું પસંદ કરે છે—તેમ કરીને અભિમાન લે છે.

આખું જીવન પેટે પાટા બાંધી, કંજૂસની પેઠે વર્તી બચાવેલું ધન એક બે દિવસના ઉત્સવમાં ઉડાવી મૂકવું એ મૂર્ખાઇ છે એટલું જ નહિ, પણ આવું બચાવેલું ધન ન હોવા છતાં દેવું કરીને આવે અવસરે ખર્ચ કરવો એ મૂર્ખાઇની પરિસીમા છે.

આવો ખર્ચ સાધનસંપન્ન લોકો પોતાની મોટાઇ દેખાડવા જેટલા પ્રમાણમાં કરે છે તેટલા જ પ્રમાણમાં સાધનહીન લોકો તણાઇને પણ, પોતેય તેટલા જ મોટા છે એમ દર્શાવવા, કરે છે અને દેવાદાર બને છે.

આવે પ્રસંગે થતો ખર્ચ જ્યાં સુધી ગરજિયાત હોય ત્યાં સુધી તે સામાન્ય રીતે બહુ જ બાધકારક ગણી શકાય નહિ. પરંતુ આવો ખર્ચ મરજિયાત રહી શકતો નથી, ખોટી વાહવાહના અને મોટાઇ પ્રાપ્ત કરવાના લોભથી પ્રેરાઇ ધનવાનનું અયોગ્ય અનુકરણ કરી ધનહીન પણ તેવો ખર્ચ કરી પોતાની અને પોતાની ભવિષ્યની પ્રજાની પાયમાલીને આવકારે છે.

લગ્નપ્રસંગે થતા આવા ખર્ચની એક સીધી અને ઘાતક અસર સમાજના સ્ત્રીજીવન ઉપર થાય છે અને તે એ કે લગ્નપ્રસંગે કરવા પડતા ખર્ચમાંથી બચવા માટે કન્યાઓને દૂધપીતી કરવી પડે છે, એક સાથે એકથી વધુ કન્યાને પરણાવી દેઇ બાળલગ્ન કરવાં પડે છે. બન્ને પ્રસંગે સમાજનું સ્ત્રીજીવન અનેક રીતે જોખમાય છે.

(૨) કુલાન્ધતા: આગળ જણાવાયું છે તેમ મૂળે બુદ્ધિ, સંસ્કાર વગેરે ગુણો ઉપર રચાએલું કુળ સમય જતાં જન્મજડ થયું અને કુળવાન પિતાનો પુત્ર દુર્ગુણી હોવા છતાં પણ કુલીન મનાવા લાગ્યો. એટલું જ નહિ, પણ કુળહીનો ગમે તેટલા ગુણવાન હોવા છતા કુળહીન કુટુંબમાં જન્મેલા હોવાને જ કારણે કુળહીન મનાવા લાગ્યા.

આમ કુળ જન્મજડ થયાથી કુલાન્ધતાનો જન્મ થયો. વિલાસી કુળવાન વર્ગ કુળહીનની મહેનત ઉપર જીવવા લાગ્યો. આ કુળવાનપણાને કારણે વર-વિક્રયની પ્રથા અસ્તિત્વમાં આવી અને તેના પારિણામિક (Consequential) દોષસમૂહને નોતરતી આવી.

વરવિક્રયથી જીવનનિર્વાહ પામતો આજનો કુળવાન પાટીદાર અનેક કારણે ફરી પરણે છે અને પ્રથમની પરણેતરને જીવનભરની સળગતી ભઠ્ઠીમાં હડસેલી મૂકે છે. ભણતરના પૈસા પૂરા કરવા, બાપનું દેવું ભરપાઇ કરવા, ઘરનો ખર્ચ કાઢવા, પોતાની બેનદીકરીના લગ્નનો ખર્ચ કાઢવા, પોતાને ત્યાં આવેલા 'અવસર'ખર્ચના પૈસા મેળવવા, એમ અનેક કારણે આજનો કુળવાન 'નાવલીઓ' એક ઉપર બીજી કરે છે અને 'હરાયું ઢોર' બને છે, અનેક સ્ત્રીઓનાં જીવન છૂંદે છે અને પોતાના જીવનમાં ઝેર રેડે છે.

અને છતાંયે કુળનો મોહ આજના પાટીદારોમાં—કુલીન કે કુળહીન પાટીદારોમાં—એટલી ઊંડી જડ ઘાલીને બેઠો છે, એ કુળમોહે એમની બુદ્ધિને એવાં ઘેન ચઢાવ્યાં છે કે પોતાની બેનદીકરીના સુખને ભોગે પણ એ કુળવાનને ઘેર સંબંધ બાંધવા તેઓ તલસે છે. આવો સંબંધ બાંધીને પોતે કુળવાન થવા મથે છે, પણ અન્તે કુળવાનની લાતો ખાય છે. અને છતાંયે કુળના મોહને છોડી શકતા નથી.

આ કુલાન્ધતાને કારણે કન્યાનો પ્રવાહ કુળવાન કુટુંબો તરફ વળે છે અને અનેક કુળહીન યુવકોને કન્યા વગરના અને તેથી ફરજિયાત બ્રહ્મચર્ય પાળતા કરી મૂકે છે. એક પક્ષે કુલાન્ધતા ફરજિયાત વૈધવ્ય પાળતા વિધવાદળને ઊભું કરે છે, બીજે પક્ષે ફરજિયાત બ્રહ્મચર્ય પાળતા યુવાનોને ઊભા કરે છે. સમાજનાં ઉચ્છિષ્ટ આ બંને દળો સમાજની નીતિને ભયમાં લાવી મૂકે છે.

(૩) ગોળએકડાઃ લગ્નનો ઉદ્દેશ જીવનભરની મૈત્રી માટે અનુકૂળ સાથી મેળવી લેવાનો છે. આવો અનુકૂળ સાથી સ્ત્રીને અગર પુરુષને જ્યાંથી મળે ત્યાંથી શોધી લેવો એ લગ્નની વિશાળ અને સરળ ભાવના છે. છતાં જ્ઞાતિનાં બંધનો કોઇને તોડવાં ન હોય તો એ સાથીની પસંદગી માટે પોતાની જ્ઞાતિમાં પણ વિશાળ ક્ષેત્ર હોવું અત્યન્ત જરૂરનું છે. પરંતુ શોકની વાત એ છે કે કુલાન્ધતા જેવાં અનેક કારણોએ જ્ઞાતિમાં તડ અને એકડાની દીવાલો ઊભી કરી હોય છે ને લગ્નનું ક્ષેત્ર સંકુચિત બનાવી મૂક્યું હોય છે.

પાટીદારની સાગરનાતને પણ ગોળએકડાએ અને કુલાન્ધતાએ અનેક ખાબોચિયાંમાં વહેંચી દીધી છે. પરિણામે તેનું બંધિયાર અને સ્થિર પાણી ગંધાઇ ખદબદી ઊઠ્યું છે.

પાટીદાર સમાજમાં આજે કુલીનતાએ બાર ગામનો ગોળ ઊભો કર્યો છે. આ ગોળના લોકો સ્વાર્થરત હોય તેમ પોતાની દીકરીઓને ગોળમાં જ આપે છે અને એમ પોતાની પુત્રી માટેનું લગ્નક્ષેત્ર અતિશય સંકુચિત કરી મૂકે છે. તેજ પ્રમાણે બીજા જુદા જુદા ગોળના લોકો પોતપોતાના ગોળમાં જ પોતાનો જીવનવ્યવહાર ચલાવે છે અને ગોળ બહારના પોતાનીજ જ્ઞાતિના બીજા લોકો તરફ ઉદાસીનતા સેવે છે.

આમ, ગોળએકડાથી સમાજના બંધ તૂટી જાય, જ્ઞાતિના ભાગલા પડી જાય છે અને લગ્નક્ષેત્ર સંકુચિત થાય છે. ગોળએકડા આમ સ્ત્રીપુરુષને અનુકૂળ સાથી મેળવી લેવામાં અન્તરાયરૂપ નીવડે છે અને લગ્નના મૂળગત હેતુને હાનિ પહોંચાડે છે, રોટીના વ્યવહાર કરતાં પણ બેટીનો વ્યવહાર વધારે સંકુચિત કરી મૂકે છે.

આમ, ગોળએકડાથી પાટીદારોનું જીવન એકધારૂં અને એકલવાયું થઇ ગયું છે, જગતના વિશાળ ચોકમાં જગતના સર્વ પ્રકારના માનવો સાથે પરિચય સાધી એકરૂપ થવાને બદલે ઊલટે માર્ગે જઇ પાટીદારનું સમાજજીવન જગતના એક ખૂણામાં લપાઇ ગયું છે.

(૪) પડદોઃ પડદો એ મુસલમાની સંસર્ગે આપણામાં જન્માવેલું ઝેર છે. દેશ ઉપર મુસલમાનોએ જ્યારે આક્રમણ કર્યું ત્યારે દેશ, ધર્મ અને સમાજ—

ખાસ કરીને નારીસમાજ—ભયમાં આવી પડ્યા. તે સંકટસમયે નારીસમાજના બચાવને અર્થે પડદાનો જન્મ થયો.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે તે સમયે સ્વીકારાએલો આ સંકટધર્મ સંકટ પૂરું થતાં કેમ વિરામ ન પામ્યો? ઉત્તર એકજ છે, અને તે એ કે રૂઢિદાસોની ગુલામી મનોદશા. એક વખત સારી કે નરસી રૂઢિનો જન્મ થઇ તે વર્તનમાં મૂકાય તો તેને નાબુદ કરવા ભગીરથ પ્રયત્નની જરૂર પડે છે. પડદાના સંબંધમાં એવુંજ કાંઇક બન્યું છે.

પાટીદાર સમાજમાં જોકે પડદો એટલો બધો સખ્ત નથી, તોપણ તે નારીસમાજને મૂંઝવવા જેટલો સખ્ત તો છેજ. પડદાને કારણે પૂરતી ચોકખી હવાને અને સ્વતંત્ર હલનચલનને અભાવે શરીર કંતાએલાં અને દુબળાં માલુમ પડે છે; અને સમાજનું એક પાસું નબળું પડતાં આખો સમાજ પાંગળો થયો છે. સમાજની જીવનશક્તિ આજે કુંઠિત થએલી માલુમ પડે છે, તેનાં અનેક કારણોમાં પડદો પણ એક કારણ છે.

જોકે પડદો પાટીદારોમાં સર્વવ્યાપી છે, તોપણ તેનો અમલ કુળવાન કુટુંબોમાં સખ્તપણે કરવામાં આવે છે. પોતાની કલ્પિત મોટાઇ સરી જતી અટકાવવા માટે કુળવાન કુટુંબો હજુ પણ કેટલાક દોષોને સખ્તપણે પકડી રહ્યાં છે. પડદો એ દોષો પૈકી એક છે. એકજ દૃષ્ટાન્ત બસ છેઃ સાવલીનાં દેસાઇ કુટુંબોમાં પડદો એટલો સખ્ત છે કે એક વખત સાસરે આવેલી ગભરૂ નવવધૂ આગલી ખડકીનો ઉમરો દેખવાજ પામતી નથી. પરગામ જવાને પ્રસંગે એ નવવધૂને સર્વ બાજુએ ખાસા જાડા પડદાથી આચ્છાદિત ગાડીનો આશ્રય લેવો પડે છે. ઘરની ચાર દીવાલોથી સુરક્ષિત પાંજરામાંજ પોતાનું જીવન એ વ્યતીત કરે છે.

દેશાટનથી પાટીદારના પડદા ઉપર કાપ મુકાયો છે એમ કહી શકાય ખરું. પરદેશમાં જુદી જુદી નાતજાતના લોકોના સહવાસથી ગુણવિનિમય થાય છે ને તેને પરિણામે પડદા ઉપર પણ કાપ મુકાયો છે ખરો. તોપણ એ કાપ ક્ષણિક અને ભૌગોલિક હોઇ, પોતાને સ્વદેશ આવ્યાને પ્રસંગે પડદાનો આશ્રય લેવાતો જોવામાં આવે છે. આફ્રિકામાં પુરુષોની શરમ તોડી છૂટથી હરતીફરતી સ્ત્રી સ્વદેશમાં તેજ પુરુષોનો પડદો પાળે છે એ વાત સુવિદિત છે.

આમ પડદાની અયોગ્યતા અને બીનજરૂરીપણા વિષે ખાત્રી થયા છતાં રૂઢિનું જોર પડદાને ચિરાતો અટકાવે છે.

ત્યારે આજના પાટીદાર સમાજની દશાનું ચિત્ર આપણે દોર્યું, અને તેમાં

રહેલા દોષોની આપણે સમીક્ષા કરી. ટૂંકામાં આજના પાટીદાર સમાજમાં,

(૧) વિધવાઓ અને બાળવિધવાઓનો સુમાર નથી, રોટલા માટે તેઓ વલખાં મારી રહી છે.

(૨) ફરજિયાત બ્રહ્મચર્ય પાળતા વાંઢાઓનો, જીવનમાં કોઇ પણ વખત પરિણીત જીવન માણવાની આશા ન રાખી શકનારાઓનો તોટો નથી.

(૩) વિલાસી કુળવાનો કુળહીનની મહેનતનાં ફળ ખાઇ જાય છે, કુળહીન વર્ગને પેટે પાટા બાંધી મજૂરી કરી કુળવાનનાં ઘર ભરવાં પડે છે.

(૪) ઘમંડી અને પથ્થરસમા હૃદય વાળા અનેક કુલીનોના ઘરમાં મજૂરણોની પેઠે કામ કરવા છતાં રોટલાના ટૂકડા માટે વલખાં મારનાર અનેક વધૂઓ જીવનથી કંટાળી,

'ઉડતા પંખીડા સંદેશો લઇ જાજે જો,
માડીને કહેજે જે દીકરી દૂવે પડી.'

એવો સંદેશો પાઠવી જીવન ટૂંકું કરી રહી છે.

(૫) અનેક ઘરમાં,

'ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં ઘૂમે છે,
બાઇનું તે ચિત્ત ચૂલામાંય રે.'

જેવી સ્થિતિ નજરે પડે છે.

(૬) વરવિક્રય જેવી અનિષ્ટ પ્રથાને કારણે સંસારને પુત્રની અને પુત્રીની સરખી જરૂર હોવા છતાં પુત્રીના જન્મ તરફ ઘૃણાની નજરે જોવાય છે: પુત્રજન્મ સાકર અને પેંડા વહેંચી ઉજવાય છે, પુત્રીજન્મ 'હાય! પત્થર જન્મ્યો'ના નિસાસાથી ઉજવાય છે.

પ્રશ્ન એ થાય છે કે આ દોષોનું નિવારણ કેવી રીતે કરવું? એ પ્રશ્નનો ઉત્તર આ સમીક્ષાથી સરળ બન્યો છે.

એ દોષોનું નિવારણ કરવાનો કર્તવ્યભાર યુવકોને માથે છે, એ દોષોને સમાજમાંથી ખંખેરી કાઢવા એ કર્તવ્ય યુવકોનું છે. એ કર્તવ્યમાર્ગ કઠિન અને કાંટાળો છે એ વાત સાચી, પરંતુ તે માર્ગે ગયા સિવાય છૂટકો નથી એ વાત પણ તેટલીજ સાચી છે.

સમાજસુધારો કરવાની બે રીત મૂળથીજ પ્રચલિત છે: (૧) ધીમો અને પ્રાકૃત જનસમાજ થોડે વિરોધે ઝીલી શકે એવો સુધારો અને (૨) ઉત્કટ, બંડખોર વૃત્તિભર્યો અને પ્રાકૃત જનસમાજનું દિલ દચમચાવી નાંખનારો સુધારો. આ બન્ને પ્રકારના સુધારા દોષનિવારણ કરે એવા છે, પરંતુ ઉત્કટ

સુધારાથી દોષો જલદી દૂર થઇ સમાજની શુદ્ધિ જલદી થઇ શકે છે. ધીમો સુધારો વ્યાખ્યાનો અને લેખી પ્રચારકાર્યથી લોકમાનસને કેળવી તૈયાર કરીને સક્રિય ભાગ ભજવવાનું શીખવે છે; ઉત્કટ સુધારો ભરવા યોગ્ય પગલું ભરીને સક્રિય ભાગ ભજવી લોકોને વિચારતા કરી મૂકે છે.

આ બંને સુધારા પૈકી આજના પાટીદાર યુવકે ઉત્કટ સુધારાનો આશ્રય લેવો જરૂરનો છે. સમાજના દોષોને પંપાળી પોષી, બાદ દૂર કરવા કરતાં તેને તેને એકજ સપાટે વાળીઝૂડી દૂર કરવા એજ પરિણામે હિતાવહ છે.

ત્યારે આ ઉત્કટ સુધારાની દૃષ્ટિએ આજના યુવકોનું કર્તવ્ય શું હોવું જોઇએ તેનો ઉપર બતાવેલા દોષવાર વિચાર કરીએ:

(અ) લગ્નક્ષેત્રના દોષો:

(૧) બાળલગ્ન, વૃદ્ધલગ્ન: સુધારક યુવક પોતે જો અપરિણીત હોય તો મોટી ઉમર થયે પોતાના પગ ઉપર ઊભો રહી, પોતાનું અને પોતાનાંનું ગુજરાન કરી શકે એવો થાય ત્યારે જરૂર લાગે તો પોતાની જ્ઞાતિ બહારથી અગર પ્રાન્ત બહારથી પણ અનુકૂળ સાથી મેળવી લેઇ તેને પરણવાની પ્રતિજ્ઞા તેણે લેવી જોઇએ. સુધારક યુવક પોતે જો બાળલગ્નમાં ફસાએલો હોય તો પોતાની પરણેતર પોતાના જીવનવહેણને અનુકૂળ થાય તેવી રીતે તેના જીવનને ઘડવા તેણે કમર કસવી જોઇએ.

સુધારક યુવક પરિણીત હોય અને અનુકૂળ સાથી પણ તેને મળી ગયો હોય તો તેણે અને તેની પરણેતરે પોતાની આસપાસ થતાં બાળ- અને વૃદ્ધ-લગ્નો, જરૂર લાગે તો ન્યાયાધીશનો આશ્રય લેઇને પણ, અટકાવવાં જોઇએ. વૃદ્ધલગ્નના ફાંસામાં ફસાતી બાળા જો પુખ્ત ઉમરની હોય અને લગ્ન અટકાવવા તેને બાહ્ય મદદની જરૂર હોય તો તેને પૂરતી મદદ આપવા તેમણે તત્પરતા દર્શાવવી જોઇએ.

બાળલગ્ન અને વૃદ્ધલગ્ન કરવા તત્પર થએલા વડીલો શાન્ત સમજાવટથી ન માને તો લગ્ન વખતે શાન્ત પણ નિશ્ચલ રીતે ચોકી (Picketting) કરી થતા લગ્ન પ્રત્યે વિરોધ દર્શાવવો જોઇએ.

સુધારક પલિત (Grey-haired) યુવક હોય તો સંતતિ અને 'રોટલા કરી આપનાર' ન હોય તોપણ પિસ્તાળીસ વર્ષથી મોટી ઉમરે ન પરણવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

(૨) વિક્રય-કન્યાનો અને વરનો: સુધારક યુવક અપરિણીત હોય અને પોતાના ગોળમાં કન્યાનો કે વરનો વિક્રય થતો હોય તો પોતે ઢોરની પેઠે ન

મુલતાવા દેવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. અગર જીવનભર કૂંવારા રહેવું પડે તો ભલે, પણ પૈસા આપીને ન પરણવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

સુધારક પોતે પરિણીત હોય તો બીજાનો થતો વિક્રય અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ. કન્યાવિક્રય કરવામાં મહાપાપ છે એવી સમજુત કરી લોકોને કન્યાવિક્રય કરતાં અટકાવવા જોઇએ. તેમ વરવિક્રય કરવાથી કન્યાઓ દૂધપીતી થાય છે અને કન્યા વગર કુળહીનને જીવન પૂરૂં કરવાના પ્રસંગો ઊભા થાય છે એવી સમજુત કરી દયાની લાગણીનો તેમનામાં જન્મ કરાવવો જોઇએ, તેમ આવા લગ્ન ઉપર ચોકી રાખી વિરોધ બતાવવો જોઇએ.

(૩) વિધુરલગ્ન, નંદીલગ્નઃ સુધારક યુવકને સંતતિ ન હોય અને સંતતિ ખાતર અનેક કહેવાતા હિતચિંતકો (?) તેને ફરીથી પરણાવવા ઊંચાનીચા થાય તોપણ નંદીલગ્ન ન કરવાનો દૃઢ આગ્રહ યુવકે રાખવો જોઇએ.

સુધારક યુવક વિધુર થાય તો જેમ સ્ત્રી એક વાર વિધવા થયે ફરીથી પરણી શકતી નથી તેમ તેણે ફરીથી ન પરણવાનો પોતાનો નિશ્ચય જાહેર કરી દેવો જોઇએ, અગર તેનાથી તેવી રીતે અપરિણીત રહી શકાય તેમ ન હોય તો પોતાની જ ઉમરની અને પોતાને અનુકૂળ વિધવાનો પવિત્ર હાથ પકડી પોતાનું અને એક અનાથ અસહાય વિધવા બાળાનું હિત સાધવું જોઇએ, તેને અપનાવી પોતાની કરી લેઇ તેના ઉપર થતો જુલમ અને અન્યાય દૂર કરવો જોઇએ.

(૪) વિધવાવિવાહઃ સમાજ પોતાના આ પુનિત અંશને 'અપશુકનિયાળ' માનતો મટી જાય તેવું પ્રચારકાર્ય કરવું, એ પુનિત અંશને પુણ્યબળેજ સમાજ ટકી રહ્યો છે એવું સમજાવવું, એ પ્રત્યેક સુધારક યુવકની વિધવા પ્રત્યે મુખ્ય ફરજ છે.

દેહલગ્નની કોઇ વિધવા પાસે સમાજ ફરજિયાત વૈધવ્ય પળાવતો હોય, તેની મરજી વિરૂદ્ધ તેની પાસે પાપાચાર કરવાની સ્થિતિમાં તેને મૂકતો હોય તો તે વિધવાને પુનર્લગ્ન સારૂ અનુકૂળ સાથી શોધવામાં મદદ કરવી અને તેવો સાથી મળતાં બંનેનો માર્ગ સરળ કરી આપી બંનેને લગ્નગાંઠથી જોડી દેવાં, બંનેના જીવનમાં સુખનો સૂર્ય ઊગે એવો પ્રયત્ન કરવો એ સુધારક યુવકની મુખ્ય ફરજ છે.

આજનો પાટીદાર સમાજ એક બાજુ અનેક વિધવાઓથી અને બીજી બાજુ અનેક વાંઢાઓથી ખદબદે છે. બંનેને અસહ્ય યાતનાઓ ભોગવવી પડે છે, બંનેનાં જીવન સમાજના સીતમની ભઠ્ઠીમાં બળી રહેલાં હોય છે. એ બંનેનાં જીવનમાં સુખનો જન્મ થાય એવી વ્યવસ્થા કરવાની જરૂર છે.

સમાજની આવી અસમાન અને વિષમ વ્યવસ્થાથી અનેક નિર્દોષનાં જીવન એળે જાય છે. તે સ્થિતિ દૂર કરી, દરેકને કન્યા મળે તેવો પ્રબંધ કરવાની ખાસ જરૂર છે. આવા વાંઢાઓ આ વિધવાઓને અપનાવવા આગળ આવે તેવી સમજુત તેમને કરવી જોઇએ.

આ અસમાન અવ્યવસ્થા એકજ રીતે દૂર થઇ શકે એમ છે. આજે કુળવાન નાણાં ખૂટચે ફરી પરણે છે, પુત્ર ન થયે ફરી પરણે છે, ઘરમાં કંકાસ થયે ફરી પરણે છે, વિધુર થયે ફરી પરણે છે અને સમાજની કન્યાઓના મોટા ભાગને રોકી લેઇ કન્યાની અછત કરી મૂકે છે. તેમ ન થાય અને એક વખત પરણેલા કુળવાનને એક ઉપર બીજી કોઇ ના દે અને તે કુળવાન વિધુર થયે વિધવાનેજ પરણવાની તેને ફરજ પડે તો વિધવાઓને ને વાંઢાઓને બંનેને સુખ કરી આપી શકાય એમ છે.

સમાજની નજર સમક્ષ આવાં દૃષ્ટાન્તો ઊભાં કરી બંનેને સુખ કરી આપી શકાય તેવી સ્થિતિ લાવવા માટે સુધારકે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

(૫) કજોડાં–વયનાં, બુદ્ધિનાં વગેરે: સમાજે રચેલાં આ કજોડાંને પોતાને લગ્નગાંઠ છોડવામાં મદદ કરવી, તેમ કરતાં સમાજ તેમનો બહિષ્કાર કરે તો તેમને પડખે ઊભા રહી તેમને મદદ કરવી, તેમના કષ્ટમાં ભાગ લેવો અને લગ્નગાંઠથી છૂટી થએલી સ્ત્રીને બીજો અનુકૂળ સાથી મેળવી આપવામાં મદદ કરવી એ સુધારકનું કર્તવ્ય છે.

સમાજે ઊભાં કરેલાં આ કજોડાં લગ્નને નભાવી લેવાની ઇચ્છા રાખતાં હોય તો તેમનું હતભાગી જીવન સહ્ય બને, બંને જણ એકબીજાને અનુરૂપ થતાં શીખે, એવું પ્રચારકાર્ય કરવાની યુવકની પ્રથમ ફરજ છે. યુવક પોતે કજોડાનો ભોગ થઇ પડયો હોય તો તે નભાવી લેઇ પોતાની જીવનસાથી પોતાને અનુરૂપ બને તેવા પ્રયત્નો તેણે કરવા જોઇએ. તેમ કરવા જતાં સહન કરવું પડતું હોય તો સહન કરવા તૈયારી બતાવવી જોઇએ.

(આ) ઇતર ક્ષેત્રના દોષો:

(૧) મરણપરણના ધોઇ નાખતા ખર્ચો–જ્ઞાતિવરા: મરણપરણ વગેરેને પ્રસંગે જ્ઞાતિવરા વગેરેમાં થતા લખલૂંટ ફરજિયાત ખર્ચને અટકાવી દેવા એ દરેક સુધારક યુવકની ફરજ છે. પોતાને ત્યાં આવા પ્રસંગ આવે ત્યારે ગજા ઉપરાંત ખર્ચ ન કરવાની પ્રતિજ્ઞા લેઇ અને બીજાને પણ તેમ કરવાની પ્રતિજ્ઞા લેવરાવી આવા ખર્ચ ઉપર અંકુશ મૂકવાની જરૂર છે. પોતાને ત્યાં લગ્નપ્રસંગ આવે ત્યારે પોતાની મોટાઇ અને આર્થિક સ્થિતિનું

પ્રદર્શન કરવા મનુષ્ય ઉડાઉ બની જઇ યથેચ્છ વર્તે છે—પોતાની નાણાં-કોથળીનું તળિયું આવતા સુધી ખર્ચ કરવામાં પાછી પાની કરતો નથી અને ખુવાર થઇ જાય છે. આ ઘેલછામાંથી લોકોને બચાવી લેઇ આવે પ્રસંગે પોતાની વિવેકશક્તિ ન ખૂએ એવો પ્રબંધ કરવાની તેની ફરજ છે. પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે લોકાપવાદનો ડર ન રાખતાં સંપૂર્ણ સાદાઇથી પ્રસંગ ઊજવી પ્રાકૃત જનસમાજ સમક્ષ પદાર્થપાઠ રજુ કરવો એ તેની ફરજ છે.

(૨) કુલાન્ધતા: સમાજમાં કુળમોહનું સામ્રાજ્ય નબળું પડે એવી સ્થિતિ કરી મૂકવાની દરેક સુધારકની ફરજ છે. કુલાન્ધતાને કારણે આખો યે સમાજ કેવો પાંગળો બની ગયો છે અને કુળહીનને પણ કુળવાનના ઘરમાં પોતાની કન્યા ખોસી આવી કુળવાન બની જવાની કેવી તાલાવેલી લાગી રહેલી હોય છે તે આપણે ઉપર જોયું. કુળહીન અને કુળવાન બંનેનો આ કુળમોહ કુળવાનને ફાયદાકારક હોવાથી કુળમોહનું જોર તોડવા કુળવાન કાંઇ કરવાનો નથી. એ તો પીડિતોએજ દુઃખ દેનારની સામે બંડ ઉઠાવવું પડશે.

ત્યારે કુળહીનને દુઃખે દુઃખી થઇ સુધારકે કુળમોહ તોડવા મથવું જરૂરનું છે. પોતાનાથી વધારે કુળવાનને ઘેર કન્યા દેઇને નહિ, પણ 'જેની લેવી તેને દેવી' એ ન્યાયે સરખી માથાવટીએ કન્યા દેવાથીજ પોતાનું ગૌરવ અને કન્યાનું સુખ સાચવી શકાય એમ છે એ વાત સમજવા દરેક અંશના મન ઉપર ઠસાવવાની પ્રથમ જરૂર છે. સુધારકે પોતે પોતાની કન્યા સરખી માથા-વટીએ આપી પદાર્થપાઠ શિખવવો જોઇએ.

(૩) ગોળએકડા: આ વસ્તુએ લગ્નનું ક્ષેત્ર સંકુચિત બનાવી દીધું છે, જ્ઞાતિના અનેક ભાગ પાડી દીધા છે, લગ્નનો મૂળ હેતુ વિસારે પાડી દીધો છે, જીવનભરનો અનુકૂળ સાથી જ્યાંથી-મળે ત્યાંથી શોધી લેવાની મૂળ લગ્ન-ભાવનાને છુંદી નાંખી છે. લગ્નને માટે જરૂર પડે તો જ્ઞાતિની કે ભૌગોલિક પ્રદેશની સીમા વટાવવામાં હરકત હોઇ શકે નહિ, તેને બદલે ગોળએકડાએ લગ્નક્ષેત્ર સંકુચિત કરી નાખ્યું છે. આવા ગોળએકડાનું અસ્તિત્વ સમાજ ન સ્વીકારે અને એ ગોળએકડાને તોડી નાખે એવી સ્થિતિ કરી મૂકવી જરૂરની છે. તે સારૂ પોતાની પુત્રીથીજ સુધારકે પહેલ કરવી જરૂરની છે.

(૪) પડદો: પડદાનાં અનિષ્ટો સમજાવી બેનો પડદાનો ત્યાગ કરે એવી સમજુત કરવી એ સુધારકની ફરજ છે. પોતાની પત્ની પાસે પડદાનો ત્યાગ કરાવી સુધારકે તેનું દષ્ટાન્ત સમાજ સમક્ષ ધરી બીજી બેનોને તેમ કરવા પ્રેરવી જોઇએ.

જે બેન દુરાગ્રહી થઇ પડદો પાળે તે બેનને તંગ ન કરવા પોતાની પત્ની દ્વારા સમજાવવાથી એ બેન પડદો છોડી દેવા તત્પર થશે, કારણકે મૂળેય બેનોને પણ પડદો ગમતો તો નથીજ, પરંતુ રૂઢિનો ભંગ કરતાં લોકાપવાદનો ભય લાગવાથી, નૈતિક હિંમતને અભાવે તે મરજી વિરુદ્ધ પણ પડદો પાળે છે.

આમ ત્યારે આજના પાટીદાર સમાજનું ચિત્ર આપણે આલેખ્યું. અને તે સંપૂર્ણ અને દોષરહિત બને તે અર્થે કેવા પ્રયત્નોની જરૂર છે તે આપણે જોયું, સુધારકનો કર્તવ્યમાર્ગ કયો અને કેવો છે તે નિહાળ્યું.

આ કર્તવ્યમાર્ગ કઠિન અને કાંટાળો છે તે પણ ઉપર કહેવાઇ ગયું છે. શ્રેયસ્ શું છે અને તેની સાધના અર્થે કેવે માર્ગે જવાની જરૂર છે તેનું નિરૂપણ આપણે કર્યું છે અને તેમ કરીને નજર સમક્ષ આદર્શ ધર્યો છે. એ આદર્શ નજીક જેટલા આપણે જઇશું તેટલે અંશે સમાજના દોષો દૂર થશે, જેટલો પ્રયત્ન કરીશું તેટલો પ્રયત્ન પણ સમાજસુધારાની દૃષ્ટિએ ધન્ય મનાશે.

મારૂં આજનું કર્તવ્ય તો, માત્ર સેવાભાવી ધગશયુક્ત યુવકોને સમાજસુધારો કરવો હોય તો તેમણે કયે માર્ગે જવું જોઇએ તે, બતાવવાનું હતું ને તે ઉપર બતાવ્યું છે. સંભવ છે કે એ માર્ગ આકરો પડે, પણ એ માર્ગ જ સાચો છે એ વિષે બે મત હોઇ શકે એમ નથી.

પીલાજીગંજ, મહેસાણા — રેણુમિત્ર ગો. પટેલ

—*—

## ‘પાટીદાર’

### તેની નીતિ, લેખો, પ્રસંગકથા, વગેરે

‘પાટીદાર’ના ગયા આસોના અંકમાં “સુધારક લેખકો, સહિષ્ણુતા કેળવો” એ શીર્ષકથી વડોદરાથી ભાઇ ચીમનભાઇ મુ. અમીને એક લેખ લખ્યો છે. એના સમર્થનમાં અથવા તો પૂર્તિ રૂપે વળી બીજો લેખ “‘પાટીદાર’ની લેખનીતિ” એ શીર્ષકથી એમણે આપ્યો છે અને તે ગયા કાર્તકના અંકમાં પ્રસિદ્ધ થયો છે. ‘પાટીદાર’ના તંત્રીએ આ લેખ પ્રગટ કર્યાં છે એ ઘણું સારૂં કર્યું છે. સમાજની પ્રગતિ ઇચ્છતા મવાળપક્ષના અનેકનો એ પ્રમાણે મત છે. અને આવા લેખથી તેમને શું કહેવાનું છે તે પ્રગટ થાય છે. તેમનો મતભેદ ક્યાં અને કેટલો છે તે આથી ખબર પડે છે. ‘પાટીદારે’ સૌને પહોંચવા પ્રામાણિક પ્રયત્ન કરવોજ જોઇએ. ઘરમાં જેમ વડીલોને વિનયપૂર્વક સમજાવવા પ્રયત્ન કરવો આવશ્યક છે તેમ સમાજમાં પણ સમાજના પત્રે દરેક પક્ષને સમજી તેને પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવવા, સત્યપથ બતાવવા પ્રયત્ન કરવો જોઇએ. એક વખત રાજકીય પ્રશ્નોમાં

વિનંતીઓ, અરજીઓ અને ઠરાવોજ થતા; ત્યારે પ્રગતિ નહિ જેવીજ હતી. પાછળથી જલદ (અસ્પૃશ્યતા, અહિંસક) ઉપાયો લેવાયા અને ત્યારે સારાયે દેશમાં નવું ચેતન આવ્યું. સામાજિક પ્રશ્નોમાંયે હવે મવાલપણાને સ્થાન નથી. અસ્પૃશ્યતા, રાજકીય પ્રશ્ન કરતાં એ છેકજ ભિન્ન પ્રશ્ન છે, છતાં સુધારો તથા પ્રગતિ આપોઆપ થઇ જશે એમ માનવું એ મોટી ભૂલ છે. કેળવાએલા યુવકોમાં મવાળ કરતાંય પાછળ રહેવા ઇચ્છતો એક વર્ગ છે. એ તો એમ માને છે કે "ચાલે છે તેમ ચાલે તેજ બરાબર છે. 'પાટીદાર' જેવાં માસિકોએ પાટીદાર જ્ઞાતિને ભૂંડી ચીતરી ગેરસમજુતી ઉભી કરી છે. એણે સમાજનું ભારે અહિત કર્યું છે," વગેરે. આવા વર્ગને શું કહેવું? ધીરજ અને વિવેકબુદ્ધિથી આવા અનેક માણસો સાથે મેં ચર્ચા કરી છે, એટલેજ કહું છું કે ભાઇ ચીમનભાઇ અને એમના જેવા બીજા અનેકના લેખોને 'પાટીદાર'ના તંત્રીએ સ્થાન આપવું અને સંપૂર્ણ ચર્ચા થવા દેવી. ભાઇ ચીમનભાઇ તેમના બીજા લેખમાં બીજા ઘણાનો મત જાણવા આશા રાખે છે, તે મુજબ જો આ વિષય ઉપર મન મોકળાં મૂકી લખાય તો એકંદરે લાભજ છે. શરત એ રાખવાની છે કે અંગત આક્ષેપો કરવામાં ન આવે અને બધું પ્રામાણિકપણે લખાય. વળી પ્રામાણિક મતભેદ સહન કરવાની શક્તિ હોવી જોઇએ.

આ દૃષ્ટિએ મેં જરા વિસ્તારથી આ લેખમાળા લખવી શરૂ કરી છે. સામાન્ય રીતે અખબારોની નીતિ, પાટીદાર જ્ઞાતિને માસિકની આવશ્યકતા, 'પાટીદાર' માસિક, તેની લેખનીતિ, લેખનું ક્ષેત્ર, પ્રસંગકથા વગેરે વિષયો ઉપર આ લેખમાળામાં મેં મારા વિચારો જણાવ્યા છે.—લેખક)

૧

**'પાટીદાર'** હિંદુઓની એક પેટાજ્ઞાતિનું માસિક છે. એમાં પાટીદારોની મુખ્યત્વે અને હિંદુઓની સામાન્યપણે સામાજિક, આર્થિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રયાસ કરવો એ તેની નીતિ છે. આ નીતિનું જરા વિસ્તારથી અવલોકન કરતા પહેલાં આપણે દૈનિક, સાપ્તાહિક અને માસિક અખબારોની સામાન્ય નીતિ ઉપર ટૂંકામાં વિચાર કરીએ, જેથી 'પાટીદાર'ની નીતિની બરાબર તુલના થઇ શકે.

રાષ્ટ્રનાં પ્રતીક સરખાં અખબારો રાષ્ટ્રની ગરીબ અને અજ્ઞાન પ્રજા—ખેડૂતો, મજૂરો અને તમામ પીડિત વર્ગનો પક્ષ લે છે, તેમને થતા અન્યાયો અને તેમને પડતાં દુઃખ જાહેરમાં લાવે છે, સ્થાપિત કે પરદેશી સરકારની આ દૃષ્ટિએ તે ઝડતી લે છે, પોતાના અજ્ઞાનથી પ્રજા હાથે કરીને દુઃખી હોય છે તો તે અજ્ઞાનના નિવારણ માટે લોકમત કેળવવા પ્રયાસ કરે છે અને તેમાં રાજ્ય પાસે કાયદાની મદદ મેળવવા માટે પ્રચંડ આન્દોલનો જગાવે છે. સરકારી કે અર્ધસરકારી તંત્રો સરકારની તંત્રનીતિનો પક્ષ લે છે. ફાસીઝમ,

સામ્યવાદ કે એવા કોઇ વાદથી એ સરકારનું તંત્ર ચાલતું હોય છે તો આવાં પત્રો એ વાદનોજ પ્રચાર કરે છે. આ સિવાયનાં અન્ય અખબારો પોતાની ચોક્કસ નીતિ ગ્રહણ કરી તે પ્રમાણે ચાલે છે. એવાં અખબારો કોઇ એક સ્થાપિત પક્ષ કે મંડળનાં મુખપત્ર હોય છે. કોઇ મજૂરપક્ષનું તો કોઇ મૂડીવાદીઓનું, કોઇ ગરમ પક્ષનું તો કોઇ નરમ પક્ષનું મુખપત્ર હોય છે. આ બધાં અખબારો રાજનીતિ સહિત તમામ પ્રશ્નોમાં ઊંડે ઊતરે છે. પોતાની નીતિ પ્રમાણેજ લેખોને સ્થાન આપે છે અને તંત્રીસ્થાનેથી અગ્રલેખો તથા નોંધો લખે છે. આ વર્ગમાં કેટલાંક પત્રો સ્વતંત્ર રહી નિષ્પક્ષપાત ચર્ચા પણ કરે છે.

આ સિવાય વિવિધ વિષયનાં નોખાં અખબારો પણ પ્રગટ થાય છે. કેળવણી, વિજ્ઞાન, ખેતીવાડી, પુરાતત્ત્વ, સમાજશાસ્ત્ર રમતગમતો, વેપારઉદ્યોગ અને એવા અનેક વિષયો ઉપર અનેક અખબારો પ્રગટ થાય છે. તે સૌની નીતિ પોતપોતાના વિષયમાં નવી શોધો, નવા વિચારો, જૂની પદ્ધતિઓના દોષો, ભુલાઇ ગએલી છતાં સારી એવી જૂની પદ્ધતિઓની હિમાયત અને પોતાના વિષયને લગતા સમાચારો આપવાની હોય છે. આવાં અખબારો જે તે વિષયના વિકાસ માટે સુંદર કાર્ય કરે છે.

ધર્મના અનેક મતમતાન્તરો પોતપોતાનાં અખબાર ચલાવે છે. તેઓની નીતિ પોતાના મતનો પ્રચાર કરવાની હોય છે. આ દિશામાં પ્રથમ પ્રયાસ ખ્રિસ્તી ધર્મના પાદરીઓનો છે. તેમણે ધાર્યા કરતાં પણ વધારે ફત્તેહ મેળવી છે. ચાલુ જમાનામાં સારી અથવા ખોટી વસ્તુઓના વિસ્તાર માટે પ્રચારકાર્ય એ એક મોટું સાધન છે. તેનો સદુપયોગ થયો છે તેમજ દુરુપયોગ પણ થયો છે. આવાં અખબારોમાં કેટલાંક કેવળ આધ્યાત્મિક સંશોધનો કરનારાં પણ હોય છે, કેટલાંક ધાર્મિક ઝઘડાઓનાં દુશ્મન હોય છે, કેટલાંક ઐક્ય અને સંગઠન માટે હસ્તી ધરાવે છે, ત્યારે કેટલાક ધાંધળ મચાવી લોકોની હલકી વૃત્તિઓને ઉશ્કેરવાનું કાર્ય કરે છે.

જ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓનાં મંડળોનાં અને મહાજનોનાં પણ અખબાર હોય છે. એ સૌ પોતપોતાની જ્ઞાતિ કે મંડળની ઉન્નતિ માટે પ્રયાસ કરે છે.

આ બધા-રાજકારણ, સમાજ કે ધર્મનાં, વેપાર, ઉદ્યોગ કે વિજ્ઞાનનાં, વાદ, પ્રતિવાદ કે મધ્યસ્થનાં, જ્ઞાતિઓ, સંસ્થાઓ કે મંડળોનાં અખબારો યાને દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક કે માસિક પત્રો એક સામાન્ય નીતિ જાળવે છે અને નથી પણ જાળવતાં. હરેક અખબાર સત્ય વસ્તુનો નીડરતાથી પક્ષ લેવાની નીતિ જાહેર કરે છે, પણ થોડાંજ તેને ચુસ્તપણે વળગી રહે છે અથવા જાણે અજાણ્યે અસત્યોનો કે અર્ધસત્યોનો પક્ષ લે છે. આનું મૂળ કારણ

તપાસીએ તો જણાશે કે સત્ય કરતાં બીજા કોઇ ખાસ હેતુને તે વરેલાં હોય છે. કેટલાંક રાષ્ટ્રવાદમાં અંધ હોય છે, કેટલાંક ધર્મમાં અંધ હોય છે, કેટલાંક પોતાના કોઇ ખાસ વાદમાં અંધ હોય છે અને એવા અંધાપામાં તેઓ સત્યને ઠોકર મારે છે તેની તેમને ઘણી વખત ખબર પણ રહેતી નથી. કેટલાંક પત્રો તો ઇરાદાપૂર્વક અને ખુલ્લી રીતે એમ વર્તે છે, તેમ છતાં પોતાને પક્ષે સત્ય બતાવવા શબ્દજાળ પાથરે છે, એમનો ઉદ્દેશ યેન કેન પ્રકારેણ પોતાનો હેતુ પાર પાડવાનો હોય છે.

દરેક અખબાર કોઇ ચોક્કસ હેતુપૂર્વક પ્રગટ થાય છે, પણ સત્યની કસોટીએ જે ટકી શકે તેને જ ઉમદા ગણી શકાય અને તેને જ સરવાળે કલ્યાણકર્તા ગણી શકાય. કોઇ ઉદાત્ત હેતુ, કોઇ ઉચ્ચ આશય અખબારની સાથે હોવો જોઇએ જ અને તે હોવા છતાં તે સત્યને વળગી રહી શકે: એક અખબાર પ્રજાનું ભલે રહ્યું, પ્રજા જો ભૂલ કરતી હોય, બીજાં રાષ્ટ્રો ઉપર દમન કરવા જતી હોય, બીજી પ્રજાને લૂંટી પોતાનો સ્વાર્થ સાધવા માગતી હોય તો નીડર રાષ્ટ્રવાદી પત્ર પોતાની તમામ શક્તિ તેની સામે પ્રચાર કરવામાં ખર્ચશે. વળી એવી જ રીતે પોતાના ધર્મમા અત્યંત અભિમાન લેનારૂં, પોતાના ધર્મનું શિક્ષણ અને પ્રવૃત્તિઓ વર્ણવતું કોઇ નીડર પત્ર હશે તો તે આડે રસ્તે જતા પોતાના ધર્મબંધુઓને રોકવા પ્રયત્ન કરશે અને સત્ય માર્ગ બતાવશે. આમ કરતાં તે પોતાના હેતુને બેવફા થાય છે એમ માનવું તે ભ્રમ છે. ઊલટું આમ વર્તીને જ તે પોતાની નીતિને, પોતાના ધર્મને પ્રામાણિકપણે અનુસરે છે તેમજ પ્રજાના ઉત્થાનમાં સુંદર ફાળો આપી શકે છે. ત્રાસનીતિના હિમાયતીઓમાં આંધળો રાષ્ટ્રપ્રેમ હતો; કવિવર ટાગોરે 'ઘરે ઓ બાહિરે' અને બીજા લેખો લખીને કુમાર્ગે જતા રાષ્ટ્રવાદને સુમાર્ગ બતાવી રાષ્ટ્રની સાચી સેવા કરી છે. અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું મોટું કલંક છે. પોતાને ચુસ્ત વૈષ્ણવ, ચુસ્ત હિંદુ કહેવડાવવા છતાં આ કલંકના નિવારણ માટે ગાંધીજીએ આપણને પોતાના વિચાર, વાણી અને વર્તનથી અસ્પૃશ્યતાનિવારણનો ધર્મ સમજાવ્યો છે. એ હેતુએ પ્રગટ થતા 'હરિજન'માં અને 'હરિજનબંધુ'માં લખીને સુંદર પ્રચારકાર્ય કરી રહ્યા છે. વાણી અને વર્તનના સહકારને લીધે એમના લખાણમાં કદીક ઉગ્રતા હોય છે, તોપણ તે માન ઉપજાવે છે. એમના લખાણમાં હૃદયની વેદના હોય છે, છતાં તેમની કલમમાં અસાધારણ સંયમ હોય છે. એમનું લખાણ, એમની નીતિ, એમનું અખબાર, અન્ય અખબારો માટે આદર્શરૂપ છે.

અહીં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે અસ્પૃશ્યતાને નિવારવાનો કે તેને જાળવી

રાખવાનો-એમાંથી ગમે તે હેતુ અખબારનો હોય, તેણે ગમે તેમ મારીમચરડી ખોટા અહેવાલોથી કે અર્ધસત્ય હકીકતોથી પોતાનો પક્ષ મજબુત કરવા મથવું ન જોઈએ; પણ અફસોસની વાત છે કે ચુસ્ત સનાતનીઓમાં આ વાત સામાન્ય છે.

જ્ઞાતિને લગતાં સામાજિક માસિકની નીતિ તો સ્પષ્ટ છે. જ્ઞાતિમાં જો પક્ષ કે તડ હોય, ઊંચનીચના ભેદ હોય, કુલીન અકુલીનના ભેદ હોય તો તેણે એકપક્ષી ન થવું જોઈએ. સમાજમાં થતા અનર્થ, અત્યાચાર અને ખરાબ પ્રથાઓ પ્રગટ કરી, તેના પ્રત્યે ઘૃણા ઉત્પન્ન કરી લોકમત કેળવવો જોઈએ. સમાજ કંગાલ હોય, દરિદ્ર હોય તો તેની આર્થિક અવદશાનાં કારણો તપાસી તેને નિવારવાના ઉપાયો શોધવા જોઈએ. સમાજનો મોટો ભાગ ધનિક હોય, આબાદ હોય તો ને બેસુમાર બાજરટાઉથી પોતાની કે બીજી જ્ઞાતિઓને ચૂસતો હોય તો તેના સામે વિરોધ ઉઠાવવો જોઈએ. સમાજનો મુખ્ય વ્યવસાય ખેતી, હુન્નરઉદ્યોગ કે વેપાર હોય તો તેના દોષો તપાસવા જોઈએ અને તે સંબંધે માહિતીભર્યા લેખોને સ્થાન આપવું જોઈએ. ખેતી અને ઉદ્યોગોમાં વેડફાઈ જતી શક્તિઓ તપાસવી જોઈએ. તેના ઉપર શાસ્ત્રીય પદ્ધતિથી વિચાર કરવો જોઈએ. સમાજનું નીતિનું ધોરણ કેવું છે તે તપાસવું જોઈએ. તે નીચું હોય તો તેનાં કારણો શોધી સત્ય માર્ગ બતાવવો જોઈએ. આ સિવાય જ્ઞાતિને લાગતા વળગતા અનેક પ્રશ્નોનો વિચાર કરવો જોઈએ. જ્ઞાતિના જૂના ઉત્સવો અને પર્વ પણ તપાસવાં જોઈએ. કેટલાક વિશાળ પ્રશ્નો આખી જાતિને કે પેટાજ્ઞાતિને લાગતા વળગતા હોય છે. હિંદુઓના જે સામાજિક રિવાજો છે તેજ પેટાજ્ઞાતિઓના પણ છે, તફાવત નહિ જેવો હોય છે. જ્ઞાતિની આર્થિક, સામાજિક અને આધ્યાત્મિક ઉન્નતિમાં એ હિતકર્તા છે કે અહિતકર્તા છે તે જોવું જોઈએ. અહિતકર્તા રિવાજો ઉપર મુક્ત કલમે પ્રહાર કરવાજ રહ્યા. તેની સામે પ્રચંડ આન્દોલન જગાવી લોકમત કેળવવો જોઈએ. એ બધું કરતાં છતાં તેની નીતિ સત્યને વરેલી હોવી જોઈએ.

આ દૃષ્ટિએ 'પાટીદાર'નો વિચાર થવો ઘટે.

દારેસલામ, પૂર્વ આફ્રિકા. ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

---

## બાળલગ્નનો વિદ્યાર્થી

**મહેસાણા** પ્રાન્તની કડવા પાટીદાર કોમમાં બાર વર્ષમાં એકજ દિવસે, એકજ વખતે કોમનાં તમામ કુંવારાં બાળકોને પરણાવી દેવાનો રિવાજ હતો,

તે વખતે નિશાળમાં શીખતા લગભગ તમામ છોકરાઓ પરણેલાજ હોય તેમાં શી નવાઇ?

આવાં લગ્ન પછી કન્યાઓ ઉમરલાયક થાય ત્યારે જ તેમને સાસરે મોકલવામાં આવે, ત્યાં સુધી તેઓ પિયરમાંજ રહે. એવા એક યુગલની આ કથા છે:

પાટણના એક છાત્રાલય આગળ એક અજાણી જુવાન બાઇ ફરતી ફરતી આવી ચઢી. તે બાઇ સીધી સ્ટેશન ઉપરથીજ પૂછપરછ કરતી કરતી ત્યાં જ્યાં પહોંચી હતી. બાઇની ઉમર અઢાર વર્ષની હતી. શરીરે હૃષ્ટપુષ્ટ, કદાવર અને ખુલ્લામાં કામ કરવાની ટેવને લીધે ખૂબ તંદુરસ્ત હતી.

કવિઓની ભાષામાં કહીએ તો તે કિશોરાવસ્થાનું આંગણું ઓળંગીને યૌવનને ઉંબરે ઊભી હતી. એનાં રોમેરોમમાંથી યૌવન છલકાઇ રહ્યું હતું. તેનો પડછંદ દેહ ભલભલાનું ધ્યાન ખેંચે તેવો હતો. જ્યારે તે પગલું ભરતી ત્યારે ધરણી ધ્રૂજી રહેતી, અને જો તે ક્રોધે ભરાતી તો તેનાં નયનોમાંથી છૂટતાં વિદ્યુત્-શરો ગમે તેવા મર્દની યે છાતીને વીંધી નાખતાં.

આમ છતાં તે સીધી, સાદી, ભોળી, નિરક્ષર પાટીદાર યુવતી હતી.

'અંગરેજી ભણનારા છોકરાઓ આંહી રે' છે?' છાત્રાલયને આંગણે ઊભાં રહીને તેણે પૂછ્યું.

એક નોકરે હા પાડી ને તેને પૂછ્યું: 'તમારે કોનું કામ છે?'

'છગન પટેલના છોકરાનું, એ આંહી ભણે છે?' એ શબ્દો બોલતાં તેને સહજ સંકોચ થયો, પણ બીજીજ પળે તે સ્વસ્થ થઇ ગઇ.

નોકરને એ બાઇનો પ્રશ્ન સમજાયો નહિ, એટલે તે છાત્રાલયના નિરીક્ષક પાસે તેને તેડી ગયો.

ત્યાં પણ એ બાઇએ એજ પ્રશ્ન પૂછ્યો.

નિરીક્ષકે કંઇક વિચાર કરીને કહ્યું: 'છગન પટેલના છોકરાઓ તો અહીં એક કરતાં વધુ છે. તમારે કયા છોકરાનું કામ છે? નામ દો તો સમજાય.'

પેલી યુવતીના મુખ ઉપર શરમના શેરડા પડી ગયા, તે બોલી શકી નહિ. જરા મૂંઝાઇ અને પગના અંગુઠાથી ભૂમિ ખણતી ઊભી રહી.

નિરીક્ષક સમજી ગયો. તેણે મીઠાશથી પૂછ્યું: 'બેન, ગભરાશો નહિ, તમે છગન પટેલના દીકરાની બીજી કોઇ રીતે ઓળખાણ આપી શકશો?'

અને સહેજ વિચાર કરીને તે બાઇએ કહ્યું: 'મેંઢાપરાના છગન પટેલ...'

'અંબાલાલ છગનલાલ પટેલ ને? જે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરે છે?'

'મને એમના ભણતરની ખબર નથી, પણ નામ તો બરાબર એજ છે. મારે એમનું બહુજ જરૂરી કામ છે.'

'એ તો હવે છેક સાંજે સાડાપાંચ વાગ્યે આવશે.'

'પણ મારે ચારની ગાડીમાં તો પાછું જવું છે.'

'તો તમે એમને નિશાળમાં મળો.'

'એ નેહાળ ક્યાં આવી? હું પાટણમાં પહેલીજ વખત આવી છું...'

નિરીક્ષકે છાત્રાલયના એક નોકરને નિશાળ બતાવવા મોકલ્યો. તે નિશાળ અને છઠ્ઠા ધોરણનો વર્ગ બતાવીને પાછો ગયો.

કોઈ પણ જાતના ભય કે સંકોચ વિના તે બાઈ સીધી ચાલતા વર્ગની અંદર ઘૂસી ગઈ અને શિક્ષક તેને કંઈ પૂછે તે પહેલાંજ તેણે લગભગ આખો વર્ગ સાંભળે એવડે મોટે અવાજે કહ્યું: 'માસ્તર સાહેબ, મેંકાપરાના છગન પટેલનો છોકરો તમારે અહીં ભણે છે?'

શિક્ષક વિચારમાં પડી ગયો...

પણ પોતાની પત્નીને ઓળખી ચૂકેલો અંબાલાલ પોતાની વધુ મશ્કરી થાય તે પહેલાં વર્ગમાંથી ઊઠીને બહાર આવ્યો.

પટલાણી તુર્તજ તેની પાછળ બહાર ગઈ.

'અહીં શું કામ આવી છે?' અંબાલાલે બાજુ ઉપર ગયા પછી તેને ધીમેથી પૂછ્યું.

'તે તમારે હવે ક્યાં સુધી ભણ્ય ભણ્ય કરવું છે! હું મારા બાપને ઘેર હવે ક્યાં સુધી રહું...!'

પટલાણી એટલે મોટે અવાજે બોલતી હતી કે અંબાલાલ ગભરાઈ ગયો. જો બીજા છોકરાઓ એ વાત સાંભળી જાય તો તેનો ભવાડો થાય એનો તેને ડર લાગ્યો.

'જરા ધીમેથી બોલ.' તેણે કહ્યું.

'મને ધીમે બોલતાં નથી આવડતું. મારા જેવડી મોટી છોડીઓ કેટલી વેળા સાસરી જઈ આવી...'

'જરા ધીમે બોલ તો...'

'તમે હમણાંજ હેંડો, આપણે ચારની ગાડીમાં જવાનું છે.'

અંબાલાલે વધુ બોલવામાં લાભ ન જોયો, અને ચોપડીઓ પણ લીધા વિના તે પોતાના કરતાં છ મહિને મોટી જુવાન પત્નીની પાછળ પાછળ દોરાયો.

'પ્રજામિત્ર કેસરી,' તા. ૨૭:૬:૧૯૩૭

## સુવાવડ

સ્ત્રીઓ મજૂરી કરીને પૈસા કમાય છે એ જોઇને નહિ, પણ સ્ત્રી ગર્ભ ધારણ કરે, બાળકને સ્તનપાન કરાવે, તેમને ઉછેરે, વાસણ ઘસે, રસોઇ કરે, છતાં માંદી હોય તોપણ તેણે આ કામો કરવાં પડે છે, અને પુરુષો આરામખુરશીમાં પડ્યા પડ્યા સિગારેટો ફૂંક્યા કરે છે તે જોઇને કમકમાટી થાય છે.

સુવાવડનો વિષય બહુ મોટો કરી નાખવામાં આવ્યો છે. નીરોગ કાયાને સુવાવડ બિલકુલ ભયંકર હોતી નથી. ગામડીઆ માણસોમાં સુવાવડ એ વિસાત વિનાની ગણાય છે. ગર્ભ ધારણ કરેલી સ્ત્રીઓ છેવટ લગી પોતાનું કાર્ય કર્યે જાય છે, અને બચ્ચું અવતરતી વેળા તે બિલકુલ ઇજા પામતી નથી. એવા દાખલા પણ જાણવામાં આવ્યા છે કે ભરવાડની સ્ત્રીઓ બચ્ચાંને જન્મ આપ્યા પછી તુરત કામે વળગી શકે છે. બીજા પ્રાણીઓમાં તો આપણે જોઇએ છીએ કે તેઓ દુઃખ ભોગવતાં નથી.

ત્યારે શહેરી બૈરાં કેમ દુઃખ ભોગવે છે? બચ્ચું આવવાના કાળ પહેલાં અને પાછળના કાળમાં કેમ તેમની ખાસ માવજત કરવી પડે છે?

શહેરી બૈરાંની રહેણીકરણી તદ્દન અસ્વાભાવિક છે. તેઓનો ખોરાક, તેઓનો પહેરવેશ કુદરતના નિયમની વિરુદ્ધ છે. પણ મોટામાં મોટું કારણ જુદું જ છે. બાળક ઉમરની છોકરી ગર્ભ ધારણ કરે છે, ગર્ભ ધારણ કર્યા પછી પણ પુરુષ તે સ્ત્રીનો સંગ ન મેલે અને બચ્ચું અવતર્યા બાદ સુવાવડની પથારીમાંથી છૂટી કે તુરત સ્ત્રીની તરફ એવી વર્તણૂક રાખવામાં આવે કે થોડીક મુદતમાં તે ફરી ગર્ભ ધારણ કરે, તો એવી સ્ત્રી કેમ દુઃખ ન ભોગવે? આ બિહામણી ને દયામણી સ્થિતિ આ દેશમાં લાખો છોકરીઓની જોવામાં આવે છે. આવી શહેરી જિંદગીમાં ને નરકમાં કશો તફાવત નથી. ઘણા પુરુષો સ્ત્રીનો દોષ કાઢે છે. પણ દોષ ભલે ગમે તેનો હો; દોષ છે એ જોયા પછી *માબાપોએ, બાળપતિઓએ ને બાળપત્નીઓએ ચેતવાનું છે.* જ્યાં લગી બાળવિષય, ગર્ભ ધારણ થયા પછી થતો વિષય તથા બચ્ચાંના જન્મ પછી તુરત થતો વિષય અટકે નહિ, ત્યાં લગી સુખી સુવાવડ થાય જ નહિ.

ઉપરનો વિચાર કરી ગર્ભવતી સ્ત્રીની સાથે પુરુષે તદ્દન સંગ બંધ કરવો. બાળકની વર્તણૂકનો આધાર માતાના ગર્ભધારણના નવ માસના વર્તન ઉપર ઘણો રહે છે. મા પ્રેમવાળી હોય તો બચ્ચું પ્રેમવાળું થશે, મા ક્રોધવાળી હોય તો બચ્ચું ક્રોધવાળું થશે, એટલે આ નવ માસમાં સ્ત્રીની આન્તર વૃત્તિ ઘણી જ ચોકખી રહેવાની જરૂર છે. સ્ત્રીએ તે વખતે પુણ્યકર્મોમાં રોકાવું

જોઈએ. ગુસ્સામાં ન રહેવું, દયાનો ભાવ વધારવો, ઉદાર દિલનાં થવું, ચિંતાને ભય-રહિત રહેવું, મનમાં પણ પશુભાવ આવવા દેવો નહિ, નકામી વાર્તાઓમાં રોકાવું નહિ અને અસત્ય બોલવું નહિ. આ બધા નિયમો પાળે તો સ્ત્રીને થતું બાળક તેજસ્વી થયા વિના ન જ રહે.

ગર્ભાવસ્થામાં માતાએ વધારે શ્વાસ લેવા પડે છે, એટલે વધારે ચોકખી હવા મળે તેવી સ્થિતિમાં રહેવું જોઈએ. અનાજ નિયમસર પચે એટલું ને સરસ ખાવું જોઈએ. મસાલા, મરચું વગેરે આ નવ માસ તો તજવાં જ જોઈએ.

પતિની ફરજ છે કે આ સમયે તેણે પત્ની સાથે તકરાર કરી તેને ગભરાટમાં નાખવી નહિ, ને ખુશ અને સુખી રહે તેમ કરવું, ઘરકામમાં ઘણો બોજો રહેતો હોય તો ઓછો કરવા પ્રયત્ન કરવો જોઈએ. સ્ત્રીએ હમેશાં થોડો વખત ખુલ્લી હવામાં ફરવા જવું એ જરૂરનું છે. ગર્ભ વખતે માતાના પેટમાં કંઈ પણ દવા ન જાય એવી સંભાળ રહેવી જોઈએ.

પલાણા રાવજીભાઈ લલ્લુભાઈ પટેલ

---

## છૂટાછેડા

છૂટાછેડાનો પ્રશ્ન વિવિધ પ્રકારે અનેકવાર ચર્ચાઈ ગયો છે અને ચર્ચાય છે. જુદા જુદા દૃષ્ટિકોણથી સર્વ કોઈ તેની આવશ્યકતા સ્વીકારે છે, પણ તે બાબામાં મતભેદ છે. અમુક વર્ગ અમુક સંજોગોમાજ તેનો સ્વીકાર કરે છે, જ્યારે અમુક વર્ગ તેનો નિરંકુશ અમલ ઇચ્છે છે. આમ તે પ્રશ્ન મતભેદનો હોવા છતાં, તેની આવશ્યકતા બેઉ પક્ષ સ્વીકારે છે.

હિંદુ સમાજમાં છૂટાછેડાની આવશ્યકતાનું મૂળ કારણ તેની પ્રચલિત જડ રૂઢિ છે. એ ખરૂં કે હિંદુ સમાજ સિવાયના બીજા સમાજોમાંયે છૂટાછેડાનો પ્રશ્ન હસ્તીમાં છે; પણ હિંદુ સમાજ કરતાં તેઓની વિવાહપદ્ધતિ જુદી હોવાથી, સંવનનસિદ્ધાન્તને અનુસરી ચાલતી હોવાથી, હિંદુ સમાજથી તેઓ આગળ ધપી જાય છે.

છૂટાછેડાનો પ્રશ્ન છેક આજનો નહિ, પણ જુગજૂનો છે. શાસ્ત્રીય ગ્રંથોમાંયે અમુક સંજોગોમાં પતિપત્નીને છૂટાછેડા ને પુનર્લગ્ન કરવાની સંમતિ દર્શાવી છે. તેમાં મુખ્યત્વે છૂટાછેડા સ્વેચ્છાચારથી કરવા તે અપવાદ રૂપ ઠરાવ્યું છે. પણ અત્યારની નાજુક પરિસ્થિતિ તો હવે હદ ઓળંગી ગઈ છે.

પ્રચલિત રૂઢિઓજ આ પરિસ્થિતિ માટે જવાબદાર અને કારણભૂત છે.

અને જ્યાં સુધી આ રૂઢિયોનો નાશ નહિ થાય ત્યાં સુધી આ પરિસ્થિતિમાં જોઇતો સુધારો આવવો મુશ્કેલ છે. આ રૂઢિઓનો નાશ થતાં અત્યારની છૂટાછેડાની આવશ્યકતા પૂર્ણ નહિ તો અમુક અંશે પણ ઘટશેજ.

જો છૂટાછેડા કરવા ઇચ્છતાં યુગલોની ગણના કરવામાં આવે, તો સેંકડે પચીશથી પચાસ ટકા યુગલો તેમ ઇચ્છતાં જણાશે! હા, તેમાં શુદ્ધ હૃદય-પરિતાપથીજ છૂટાછેડા ઇચ્છતાં યુગલો માત્ર પાંચથી દશજ ટકા નીકળે.

કેટલીએક વખત 'રસ નીચોવીને નાખી દેવામાં આવતાં કેરીનાં છોડાં ગોટલી' માફક કેટલાક યુવાનો નવીન રસ માટે 'છૂટાછેડા' કરી નાખવાના વિચારના હોય છે! અને આધુનિક યુવતીઓ પણ તેજ પ્રમાણે નવીન સ્વપ્ન સેવતી હોય તો નવાઇ નહિ! આમાં આશ્ચર્ય જેવું કશું નથી.

પણ શુદ્ધ પરિતાપવાળાં બિચારાં કેટલાંયે યુગલો માટે 'છૂટાછેડા' જેવા કાયદાની અનિવાર્ય જરૂર છે. તેઓ મોટે ભાગે રૂઢિનાં ભોગ બન્યાં છે. તેમનો પ્રશ્ન તો વિચાર્યે જ છૂટકો. તેઓ માટે અત્રે વિચાર કરીએ.

આવાં યુગલોની પરિસ્થિતિનું મૂળ કારણ, ઉપર કહ્યું તેમ, રૂઢિ છે. તેમાં મુખ્યત્વે આ કારણો ગણી શકાય: સંવનનપદ્ધતિનો અભાવ તે મુખ્ય છે. અને તેને અભાવે અત્યારે કજોડાં, તેમજ 'સુશિક્ષિત-અશિક્ષિત'નાં ઘર્ષણ, વિસંવાદ, સ્વૈરસ્વભાવ તથા વિચાર અને એવાં અનેક પેટાકારણો એટલે કે બદીઓથી કેટલાંયે જીવન કલહમાં વીતતાં હશે! ત્યારે શું આવાં દુ:ખી યુગલોને આ સ્થિતિમાં રાખી મૂકવાં? તે વિચારજ કેટલો ગંભીર છે? અને આવી નાજુક પરિસ્થિતિ જ 'છૂટાછેડા'નો પ્રશ્ન માગી લે છે.

કેટલાક કહે છે: 'છૂટાછેડાની છૂટ મુકાતાં અગર તેને કાયદાની બહાલી મળતાં પશ્ચિમની માફક અહીં પણ દિનપ્રતિદિન 'છૂટાછેડા' કરનાર યુવકયુવતી તેનો શુભ હેતુ ભૂલી નજીવાં કારણોસર છૂટાછેડાનું રક્ષણ લેશે. અને તેથી પશ્ચિમનું ત્રાસદાયક અંધાનુકરણ સમાજને છિન્નભિન્ન કરી નાખશે!' આ વિચાર-વાળાઓને સનાતની વિચારના કહેવાની ઉતાવળ કરવાની જરૂર નથી. તે વિચારોમાં શુભ હેતુ છુપાયો છેજ. પણ તે વિચારવાળાઓને ટૂંકમાં એકજ હકીકત કહું: 'છૂટાછેડા'ને કાયદાની સંમતિ મળશે તોપણ ભાગ્યેજ દુ:ખી યુગલો પણ તેનું રક્ષણ લેવા દોડશે. કારણકે આપણામાં ધાર્મિક પ્રભાવ એટલો તો સજડ બેસી ગયો છે કે 'છૂટાછેડા'નું રક્ષણ લેવા જતાં હૃદય કંપ અનુભવે! અને સુધારકો ઝુંબેશ ઉઠાવી આવાં દુ:ખી યુગલોને સ્વતંત્ર વિચાર કરતાં બનાવશે ત્યારેજ તે દુ:ખી યુગલો છૂટાછેડા કરવા બહાર પડશે.

ગમે તેવા સંક્રાન્તિકાળમાંયે પશ્ચિમ જેવી સ્થિતિ અહીં થવાની નથીજ. તેનું મુખ્ય કારણ આપણી ઉચ્ચ સંસ્કૃતિ અને ધાર્મિક પ્રભાવ છે. આપણને કુદરતી રીતેજ પશ્ચિમના વિચારો પ્રત્યે ઘણી વખત અનુકંપા આવે છે. તેનું મૂળ કારણ પણ ઉપર કહ્યું તેમ આપણી આદર્શ સંસ્કૃતિ છે. જો તેમ ન હોત તો અંગ્રેજોના સહવાસ પછી આપણે બધા કદાચ ખ્રિસ્તી થઇ ગયા હોત, એમ કહેવું અતિશયોક્તિ ભર્યું ન ગણાય.

હવે 'છૂટાછેડા' કેવા ને કયા સંજોગોમાં અનિવાર્ય છે તે તપાસીએ: (૧) વ્યભિચાર; (૨) વિસંવાદ, સ્વૈરવર્તન, વ્યતિક્રમ, સ્વભાવ, વિચાર; (૩) ગેપી રોગ, જીવલેણ રોગ, નપુંસકતા, અમુક વર્ષથી વધુ સમયનો વિરહ, કોઇ વ્યક્તિ સંન્યાસ લે, કોઇ ગુમ થઇ જાય ને અમુક સમય વીતતાં પણ ન આવે તેવે સમયે, અને એવા અનિવાર્ય સંજોગોમાં; (૪) અને છેલ્લે વંધ્યત્વ; આમાં સ્ત્રીપુરુષ બેઉ વર્ગને સમાનભાવે છૂટાછેડાનો હક મળવો જોઇએ, કારણકે બન્નેના હિત પણ સમાન છે.

ઉપરનાં ચાર કારણો સિવાય પણ, આગળ જણાવ્યા પ્રમાણે, સંવનનપદ્ધતિને અભાવે અત્યાર અગાઉ થએલાં લગ્નવાળાં યુગલોને માટે છૂટ હોવી જોઇએ, કારણકે સવનનપદ્ધતિને અભાવ અને તેનાં પેટાકારણોને લીધે કંટાળી બિચારાં કેટલાંયે યુગલો કલહમાં અવ્યવસ્થિત જીવન વિતાવતાં હશે: ખરેખર તેઓ દયાને ને ક્ષમાને પાત્ર છે. તેમને માટે તો 'છૂટાછેડા'ની કાયદાની બારી એક શુભ આશીર્વાદ નીવડશે, એટલુંજ નહિ પણ કેટલાંયે શાન્તિનો છૂટકારો ખેંચશે.

ઉપર કહ્યાં તે ચાર કારણોમાં 'વ્યભિચાર'નું સ્થાન પ્રથમ હોવું જોઇએ અને પછી અનિવાર્ય સંજોગો, અને તે બાદ 'સ્વભાવવિચાર.' સંવનનપદ્ધતિ હોવા છતાંયે સ્વભાવવિચારનો ઝઘડો તો જેમ ને તેમ કાયમ રહેવાનોજ. તે માટે તો નિષ્ણાતોએ યુવકયુવતીના માનસનો ઝીણવટથી અભ્યાસ કરવો રહ્યો. ઉપર મુજબ કાયદામાંયે બે વિભાગ પાડી શકાય: (૧) કાયદો થતા અગાઉનાં યુગલો અને (૨) થયા પછીનાં.

ભવિષ્યનાં યુગલો માટે તો પૂર્ણ સાવચેતી રાખવી પડશે. તે યુગલોને 'છૂટાછેડા'ના કાયદાનું રક્ષણ આપતાં કેટલીયે મર્યાદા બાંધવી પડશે. તેમ નહિ બનતાં છૂટાછેડાનો પ્રશ્ન સાધારણ અને અર્થહીન બની જશે. એક સુધારાને નામે ભયંકર તત્ત્વ ઘૂસી જવા પામશે. અને તે તો વિચાર કર્યા અગાઉ આગળ પગલું ભરવું એટલે મનસ્વીપણાનું પ્રદર્શનજ ગણાય.

પ્રથમ તો 'છૂટાછેડા'નાં મૂળ કારણોમાંથી બની શકે એટલાને નિવારવા પ્રયત્ન કરવો જોઇશે. તે માટે પ્રથમ ઝુંબેશ ઉઠાવવાની આવશ્યકતા છે. અને તે પ્રયાસ સિવાય માત્ર કાયદો કરી નાખવાથી કશુંયે શુભ પરિણામ નહિ નિપજાવી શકાય. તે માટે એક બાજુ જડ રૂઢિઓ ઉપર પ્રહાર કર્યે જ છૂટકો!

સ્ત્રી અને પુરુષ બેઉ અત્યારે 'છૂટાછેડા'ની આવશ્યકતા સમજતાં જાય છે. તેમની માનસિક વૃત્તિઓ ઉચ્ચ ધોરણ ઉપર જેમ જેમ પ્રેરાય છે તેમ તેમ તેઓ પ્રચલિત રૂઢિઓને તિરસ્કારે છે.

પણ આ બધું વિચારતાં આપણને 'છૂટાછેડા'માંથી નીપજતી વ્યક્તિઓની દયા આવે છે તેઓનું શું? તે પ્રશ્ન પાછો ઉભો થાય છે અને તેને માટે યોગ્ય અને શકય તેવા ઇલાજો જ્યાં સુધી ન યોજવામાં આવે ત્યાં સુધી 'છૂટાછેડા'ની વાત કરવી તે વિચારજ વિવેકશૂન્ય ગણાય. એક ત્યજાએલી સ્ત્રીને આધુનિક સમાજ શું કહેશે? તેનું સ્થાન કયાં? તેવીજ રીતે ત્યજાએલા પુરુષનું પણ? જો કે ત્યજાએલા પુરુષ માટે સમાજે એક રીતે ચિંતા કરવાની જરૂર નથી. પણ સ્ત્રીજાતિ બિચારી પ્રથમથીજ કચડાતી આવી છે તેને આ અન્યાય?

પુરુષોની ચિંતા સમાજે ન કરતાં ત્યજાએલી સ્ત્રીઓનીજ ચિંતા કરવી જોઇશે. પુરુષો તો ગમે ત્યાં માથું મારી પોતાનું સ્થાન મેળવી લેવાનાજ. પણ બિચારી સ્ત્રીઓ! તેમનું શું? એક તો તેઓ ત્યજાએલી હોવાથી તેમનો સ્વીકાર કરતાં પુરુષવર્ગ આનાકાની કરશે. બીજી રીતે તેમના નિર્વાહ માટે પણ કાયદાએ ધ્યાન રાખવું પડશે. આ વિચારો અનિવાર્ય છેઃ પ્રથમ તો એક ત્યજાએલી સ્ત્રી જો પુનર્લગ્નથી જોડાવા નાખુશ હોય તો તેના પતિએ તેનું જીવન-ભર વેતન આપવું, ફરી તે લગ્ન કરે એટલે બંધ કરવું. આમ કર્યે જ છૂટકો.

અને એથીયે આગળ અનિવાર્ય સંજોગોમાં—જેવા કે, ત્યજાએલી પુન-ર્લગ્નથી ન જોડાઇ હોય, ન જોડાવા ઇચ્છતી હોય, અને તેનો પતિ ગુજરી જાય ત્યારે? તેવે સમયે તેને 'વારસાહક' પણ મળવો જોઇએ, અગર તો મરનારના વારસે તેને ફરજિયાત 'વેતન' આપવું જોઇએ!

આ સગવડોથી પૂર્ણ નહિ તો અમુક મૂંઝવણો તો ઓછી થશે. હા, એ ખરૂં કે, 'છૂટાછેડા'ની પ્રથામાં ઘણી વખત નિર્દોષને અન્યાય ન થાય તે માટે હજુ કેટલીયે ઝીણી વિગતોમાં ઊતરી તે દરેકને મહત્ત્વ આપવાની જરૂર પણ છેજ.

આ બધું વિચારતાં ત્યજાએલાં સ્ત્રીપુરુષોની દયાનો પ્રશ્ન પણ હૃદયદ્રાવક છે. પણ તે પ્રશ્નોમાં રહેલી મહત્તા, મોટા વિભાગનાં બિચારાં દુઃખી યુગલોની કરુણાના સામે ઢંકાઇ જાય છે. બંનેમાંથી છેવટે છૂટાછેડાની અનિવાર્યતા સ્વીકારવાની પવિત્ર ફરજ અગસ્થાને છે. નિષ્ણાતો આ વિચારશે?

'છૂટાછેડા'નો પ્રશ્ન બહુ જ મૂંઝવણ ભરેલો ને કાંટાળો છે. તેની આવશ્યકતાની અનિવાર્ય જરૂર પણ છે જ. આવે કટોકટીને પ્રસંગે 'છૂટાછેડા' માટે ગૃહસચિવ શ્રી મુનશીનું ધ્યાન ખેંચવું જોઇએ. મહાસભાના રાજ્યની પ્રગતિમાં આપણે આટલું તો જરૂર ઇચ્છીએ જ. સુધારકો તેને અપનાવી લેશે?

યુગેન્ડા, પૂર્વ આફ્રિકા રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---*---

## કાળચક્રના પલટા

એક કાળ એવો હતો, સતયુગ કહીએ છીએ જેને આપણે. તે વખતે સ્ત્રીને પુરુષ દૈવી શક્તિ ગણતો, દેવી માની સ્ત્રીને પૂજ્ય માનતો. ગૃહની તે રાણી ગણાતી, પુરુષ તેના પ્રત્યે માનની પરમભાવનાએ જોતો. સ્ત્રીનું હૃદય દુખવવું તે મહાપાપ ગણાતું. સ્ત્રીની છેડતી કરવામાં મોટા ભયની આગાહી પુરુષનાં ચક્ષુ સામે આવી તેની ભિતરાતી મૂકતી. સ્ત્રી તે વખતે સતી હતી–સીતા થવાના દરેક સ્ત્રીને કોડ હતા. પુરુષ તેને અનુમોદન આપી, પોતે રામ થવાના પ્રયત્નો અવિરત ચાલુ રાખતો. પારકી સ્ત્રી સામે કુદૃષ્ટિ કરવી એ મહાન પાપ ગણાતું–એવા વિચાર સરખા કરનાર માણસ અધમ ગણાતો.

અને સ્ત્રી? તેને માટે એ કાળમાં પતિ એ જ પરમાત્મા હતો, તેનું હૃદય તે કબુલ કરતું. પતિભક્તિ તેના જીવનનું અંતિમ ધ્યેય હતું. પતિપરાયણતા તેનો મુદ્રાલેખ હતો. પતિ સિવાયના બધાય પુરુષો તેને મન ભાઇ ને બાપ હતા. હૃદયની શુદ્ધ પવિત્રતાની તે સાક્ષાત્ પ્રતિમા હતી. છતાં તે કાળમાં તે દાસી નહોતી. સ્ત્રીની પ્રતિભા અતુલ્ય રીતે જળવાઇ રહી હતી. તેની પવિત્રતાની જ્યોત પુરુષવર્ગને આંજી નાખતી હતી.

તે કાળમાં સ્ત્રી અને પુરુષ બંને સમાન હતાં. બંને સુખી હતાં. તેમના જીવનના અણુએ અણુમાં તે વખતે આનંદની સુરભિ વણાઇ ગએલી હતી.

વખત વહ્યો, કાળચક્રે પલટો લીધો. માનવજનિની બુદ્ધિ પલટાઇ. પુરુષોએ સિદ્ધાન્તો બાંધવા માંડયા: 'સ્ત્રી ટૂંકી દૃષ્ટિથી જોનારું એક પ્રાણી છે, તેનું હૃદય ઘણું જ સંકુચિત છે, વિકાસ સાધવાની તેનામાં શક્તિ નથી, કલહ તેને અતિપ્રિય છે, પગની પાનીએ જ તેની બુદ્ધિનો વિકાસ અટકી જાય છે, સંરક્ષણની તેનામાં શક્તિ નથી, આત્મબળનો તેનામાં અભાવ છે, તેના મનની સ્થિરતા વિશ્વાસપાત્ર નથી,' વગેરે.

પછી પુરુષે તેને ધિક્કારી. પોતાના ચરણમાં જ તેનું સ્થાન છે એમ નક્કી કરી દીધું. અનેક રીતે તેને ઉતારી પાડી. સ્ત્રીના સ્વમાનનો નાશ કર્યો

પછી પુરુષ ગગભકતં બની સ્ત્રીને સતી સીતા થવાનો ઉપદેશ આપવા મંડી પડ્યો, પોતાને માટે બંધનમુક્ત વાતાવરણ રચી સ્ત્રીને પિંજરામાં પૂરવા માંડી. પોતે ગમે તેમ વર્તે, પણ સ્ત્રીએ તો પતિવ્રતાજ રહેવું, એમ સ્ત્રીને બળજેરીથી ઠસાવી દેવામાં આવ્યું. પોતે દુરાચારી હોય, પણ સ્ત્રીએ સદાચારીજ રહેવું જોઈએ એવી તેની ફરજ થઇ પડી. ધીમે ધીમે સ્ત્રીને પુરુષની ગુલામ, તેથીયે વધુ નીચ દશામાં મૂકી દીધી. સ્ત્રી માટે માન હોઇ શકેજ નહિ એમ પુરુષે નક્કી કર્યું. અને ઘરની ચાર ઊંચી દીવાલોની બહાર નીકળવા સ્ત્રી માટે વિરોધ થયો. તેનું મેં બંધ કરી દેવામાં આવ્યું. અનેક સામાજિક બંધનોથી તેના હાથપગ બાંધી લેવામાં આવ્યા. અને પોતે પતિ છે, પૂજ્ય છે, માનનીય છે, સ્ત્રી માટે પોતે ઇશ્વર છે, એ પાઠ પુરુષે પરાણે સ્ત્રીને શિખવવા માંડ્યા.

સ્ત્રીએ તો સ્ત્રીતત્ત્વ ખોઇ પુરુષની બધીયે શરતો કબુલ રાખી. તેની પાસે કોઇ જાતની સ્વતંત્રતા ન રહી. સ્વમાનહીન બનેલી સ્ત્રી ઘરના ખૂણામાં જ ભરાઇ, નિશ્વાસના ઊંડા શ્વાસ ભરી રહી.

એ કાળમાં પુરુષ આનંદી દેખાતો. રુદ્રના ભયંકર નૃત્યધ્વનિ જેવું તેનું હાસ્ય સ્ત્રીજાતિને ભક્ષી રહ્યું હતું. સ્ત્રી ઝર ઝર આંસુએ રોઇ રહી હતી.

વળી વખત વહ્યો. કાળચક્ર તો પલટા લીધાજ કરતું હતું. માનવીની બુદ્ધિ પલટાતી જતી હતી. ચાર દીવાલો વચ્ચે આંસુ સારતી સ્ત્રી ગૂંગળાઇ ઉઠી. તેની સહનશક્તિએ માઝા મૂકી અને દોડતી તે ઘર બહાર નીકળી પડી.

સ્ત્રીભક્ષી પુરુષનો હાથ પકડી તેણે તેને રોક્યો. જુલમની બેડીએ ફગાવી, પુરુષની આંખમાં તેણે આંખ પરોવી. કંઇક નવુંજ તેજ પુરુષે એ આંખમાં દીઠું, સ્ત્રીના આત્મામાં તેને નવીન જોમ આવતું લાગ્યું. તેને બીક લાગી કે રખે સ્ત્રી હાથથી જાય! તે પણ સ્વસ્થ થવા લાગ્યો, એટલામાંજ સ્ત્રીએ પડકાર કર્યો: 'અમારા હક્કો અમને પાછા સોંપી દો.' સ્ત્રીને મૂર્ખ ગણી કાઢી પુરુષ ખડખડાટ હસ્યો. પણ સ્ત્રી એમ છોડે તેમ નહોતી. તેણે પુરુષ સામે લડત શરૂ કરી. પુરુષો પણ કટિબદ્ધ બની પોતે છીનવી લીધેલા હક્કોને સાચવવા સામા થયા.

આજે સ્ત્રી અને પુરુષ બંને જોસભેર લડી રહ્યાં છે. કોઇ નમતું આપવા તૈયાર નથી. અને લડાઇઝઘડામાં કદી સુખશાન્તિ હોય? આજે એ બંને દુઃખી બની રહ્યાં છે.

એલ્ડોરેટ, કેનિયા — ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

# ખેતીનો ધંધો ઉત્તમ કેમ?

'પાટીદાર'ના ગયા ભાદરવા માસના અંકમાં ભાઇશ્રી હરજીભાઇ હીરાભાઇ પટેલે સર્વ ધંધામાં ઉત્તમ ખેતીની કહેવત કોણે, ક્યારે અને શા કારણે ઉપજાવી હશે એ સંબંધે ચર્ચાપત્ર આપેલું છે. ખેતી કરનારની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ દેખાય છે, છતાં કહેવતમાં એ ધંધાને બીજા સર્વ ધંધા કરતાં ઉત્તમ શા કારણે વર્ણવ્યો હશે એ શંકા કહેવતની સત્યતા માટે સહજે ઊપજે એમ છે. હું માનું છું કે ભાઇશ્રી હરજીભાઇને આ કહેવત માટે ચર્ચા ઉપસ્થિત કરવાનું કારણ પણ આ જ હોવું જોઇએ.

મારી માન્યતા પ્રમાણે કહેવતમાં અસત્યને સ્થાન છે જ નહિ. ખેતીકારની આર્થિક સ્થિતિ તરફ દૃષ્ટિ કરતાં કદાચ આપણને એમ લાગે કે 'ઉત્તમ ખેતી'. એ વસ્તુ સત્ય નથી. જો ઉત્તમ હોય તો ખેડૂત એ ધંધામાંથી સારી પ્રાપ્તિ મેળવી સધન કેમ બનતો નથી અને ગરીબાઇમાં કેમ સબડે છે? આવી આવી શંકાઓ ઉદ્‌ભવે એ સ્વાભાવિક છે. પરંતુ મારી માન્યતા પ્રમાણે ગરીબાઇને આવાહન કરનાર ખેતીનો ધંધો નથી, પણ ખેડૂતના જીવનની અયોગ્ય રહેણીકરણી, એ ધંધા ઉપરના રાજ્યના અયોગ્ય કર, કુદરતની પ્રતિકૂળતા અને એ પ્રતિકૂળતાને પહોંચી વળવામાં ખેડૂતની અણઆવડત તેમજ કર્તવ્યમંદતા. આ વસ્તુઓ ખેડૂતની આર્થિક અધમ સ્થિતિને જવાબદાર છે.

ખેતીના ઉત્પન્નને અનુકૂળ જીવન જીવતાં ખેડૂત શીખ્યો નથી. પોતાના કુટુંબનો જીવનનિર્વાહ ચલાવતાં વર્ષ આખરે ખેડૂત રૂ. ૧૦૦ બચાવી શકતો હોય અને એ રીતે ૫૦૦ કે ૧૦૦૦ રૂપિયા એકત્ર કર્યા હોય તો છોકરાંના લગ્નને કે વડીલના મરણને પ્રસંગે બચત કરેલી રકમથી ચાર ગણું ખર્ચ કરવા તે ચૂકતો નથી અને દેવાદાર બને છે. છેવટે વ્યાજના રામ ચઢતાં ઘરજમીન ગીરો મૂકવાનો પ્રસંગ આવે છે. થોડા પ્રમાણમાં ખેતી કરતો ખેડૂત ન બચાવી શકતો હોય, છતાં લગ્નને અને મરણને પ્રસંગે દેવું કરી ખર્ચ તો તે કરવાનો જ. એટલે ઉત્પન્ન ખર્ચનાં બે પલ્લાં સમતોલ રાખવાનું તે શીખ્યો નથી. વળી ઘણે અંશે જાતમહેનત કરતાં પણ તે ભૂલ્યો છે. ૨૦ વીઘાંની ખેતી કરનાર પણ જાતે હળ ન હાંકે એવી આપણી સ્થિતિ થઇ છે. જાતમહેનત કરવી તો બાજુએ રહી, પણ જાતદેખરેખ પણ તે ભૂલ્યો છે. અમેરિકામાં સેંકડો એકરની માલિકી ધરાવનાર ખેડૂત પણ લેંઘી અને માથે હેટ પહેરી હાથમાં કોદાળી કે પાવડો લેઇ ખેતરમાં કામ કરવા ઊતરી પડે છે. સ્વામી સત્યદેવ વિદ્યાભ્યાસ કરવા અમેરિકામાં રહેતા તે વખતે ૪૦૦ એકર જમીન ધરાવનાર એક ખેડૂતના

ખેતરમાં મજૂર તરીકે કામ કરવા રહેતા. એ ખેતરનો માલિક જાતે કામ કરવામાં કેટલો રસ લેતો તેનું વર્ણન સ્વામીજીએ એક પુસ્તિકામાં કરેલું છે. ખેતરથી દૂર આવેલા પોતાના ગામથી દરરોજ રેલ્વે માર્ગે તે ખેડૂત ખેતરની સંભાળ રાખવા આવતો. સ્વામીજી એક દિવસ નીચા વળી ખેતરમાં કામ કરતા હતા તે સમયે તેમની પીઠ ઉપર પાછળથી કોઇએ હાથ મૂકયો. સ્વામીજીએ પાછળ જોયું તો હાથમાં કોદાળી લેઇ ખેતરના માલિકને ઊભેલો જોયો. હાથમાં કોદાળી લેઇ કામ કરવા તૈયાર થઇ ઊભેલા માલિકને જોઇ સ્વામીજીને આશ્ચર્ય થયું. 'પાટીદાર'ના ભાદરવાના અંકમાં અમેરિકાના ખેડૂતનું વર્ણન આપતો એક પત્ર છે. તેમાં તે કૃષિકારના જીવનનું અને કર્તવ્યપરાયણતાનું વર્ણન છે. એ ખેડૂત કામ કરવાને સમયે મહેમાન સાથે ઘર આગળ ગપ્પાં નહિ મારતાં મહેમાનને ખેતરમાં સાથે લેઇ જઇ ત્યાં કામ કરતાં કરતાં તેની સાથે વાર્તાલાપનો આનંદ ભોગવે છે. અમેરિકાનો આ તવંગર શ્રમજીવી ખેડૂત! આપણા ખેડૂતની મનોદશા આથી છેક ભિન્ન છે.

ખેતીના ઉત્પન્નના પ્રમાણમાં જમીનમહેસૂલની આકારણી પણ ઘણી ભારે છે. આ વસ્તુ સમર્થ આંકડાશાસ્ત્રીઓએ પૂરવાર કરી છે. અતિભારે કર લેવા છતાં રાજ્ય એ ધંધાની ખીલવણી માટે અને ધંધો કરનારના ઉત્કર્ષ માટે જોઇએ તેવું લક્ષ આપી કરનો બદલો વાળવા તૈયાર હોતું નથી. રાજ્યના અઘટિત કરની આફત ઉપરાંત કુદરતી આફતો તો ઝઝૂમી રહેલી જ હોય છે. આ આફતોમાંથી બચવા માટે ખેડૂતમાં વૈજ્ઞાનિક જ્ઞાન નથી, તે મેળવવા માટે તેને શક્તિ કે ઇન્તેજારી નથી અને સરકારની મદદ નથી. આ અનેક પ્રકારની આફતો હિંદના ખેડુત ઉપર છે. અને તેથી જ તે ગરીબાઇના પ્રતીક રૂપ બન્યો છે.

આ ગરીબાઇથી એમ ન કહી શકાય કે ખેતીનો ધંધો અધમ છે. કોઇ પણ ધંધાની ઉત્તમતા તેમાંથી થતા અઢળક આર્થિક ઉપાર્જનને અવલંબી અંકાતી નથી, પરંતુ તે ધંધામાં રહેલી નિર્દોષતાના અને સ્વાવલંબનના તત્ત્વ ઉપર તેની કિંમત અંકાય છે. ખેતીના ધંધામાં નિર્દોષતા અને સ્વાવલંબન રહેલાં છે. કસાઇના ધંધાથી મનુષ્ય ધનાઢ્ય થનો હોય, છતાં તે ધંધાને ઉત્તમ કોણ કહી શકે? લોકવસતિને દારૂ પાવામાંથી રાજ્ય ઘણુંય ઉત્પન્ન કરતું હોય, છતાં રાજ્યના એ કારોબારને કોણ ઉત્તમ કહી શકે? શુદ્ધ ખાદી સસ્તી અને ખરબચડી છે, મીલનું રેશમી કાપડ મુલાયમ અને કીમતી છે. પરંતુ ખાદીમાં પવિત્રતા, રાષ્ટ્રપ્રેમ અને સ્વાવલંબન રહેલાં છે. રેશમી કાપડમાં તે નથી. એટલે રેશમી કાપડ કરતાં ખાદી કિંમતમાં અને કુમાસમાં હલકી હોવા

છતાં તે ઉત્તમ છે. તાત્પર્ય કે ઉત્પન્નની દૃષ્ટિએ ધંધાની ઉત્તમતા યા અધમતા અંકાતી નથી. ખેતીના ધંધાથી ખેડૂત ભલે તવંગર ન બને, છતાં તે ઉત્તમ છે. કૃષિકારનો ધંધો એ નિર્દોષ ધંધો છે, એમાં લુચ્ચાઇને સ્થાન નથી. ખેડૂત ધારે તો સમાજના કોઇ પણ વર્ગ કરતાં ખેતીમાં રહી વધારે પવિત્ર જીવન જીવી શકે એમ છે. બીજા ધંધામાં વધુ ઉત્પન્ન મેળવવામાં લુચ્ચાઇલબાડીને સ્થાન હોય છે, જ્યારે ખેડૂતને કુદરત પાસેથી મેળવવાનું છે, તેમાં લુચ્ચાઇ-લબાડીને સ્થાન નથી. તેમાં વધારે પ્રાપ્તિ કરવી હોય તો તેને પરસેવો ઉતારવાની અને બુદ્ધિબળ ચલાવવાની જરૂર રહે છે, નહિ કે લુચ્ચાઇલબાડીની.

દુનિયામાં ચાલતા અનેક પ્રકારના ધંધારોજગારનું મૂળ જોઇશું તો તે ખેતી છે. તેથીજ તેને હુન્નરમાત્રની જનેતા કહેલી છે. બીજા ધંધામાં એકના ખિસ્સાની ખોટ તે બીજાના ખિસ્સામાં નફો બને છે, પણ ખેતીનો ધંધો એવો છે કે કુદરતના અઢળક અખૂટ ખજાનામાંથી તેને ખણવાનું—મેળવવાનું હોય છે. એટલે તેમાં બીજાને ખોટ યા નુકસાન કરવાનો પ્રશ્નજ નથી રહેતો. બધાય ધંધાનું ઉત્પત્તિસ્થાન ખેતી છે. મોટી મોટી મીલો, કારખાનાં અને બીજા વ્યાપારરોજગારનું મૂળ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં ખેતી સિવાય બીજું નહિ જડે.

ખેતીથી ઉત્પન્ન થતા અન્ન ઉપર મનુષ્યનું જીવન ટકેલું છે. હવા, પાણી અને અન્ન એ મનુષ્યને જીવન ટકાવવા ખાસ આવશ્યક વસ્તુઓ છે. હવાપાણી કુદરતે મનુષ્યને મફત પૂરાં પાડેલાં છે. અન્ન મેળવવા માટે તેણે શ્રમ કરવો પડે છે. શ્રમ કરી ભૂમિમાંથી ખાદ્ય પદાર્થ મેળવવાનો પ્રયાસ એનું જ નામ ખેતી. વળી શરીરની મર્યાદા જાળવવા માટે સંસ્કૃત મનુષ્યને વસ્ત્રની જરૂર રહે છે. આ વસ્ત્ર પણ ખેતીમાંથીજ પ્રાપ્ત થઇ શકે છે. અન્ન અને વસ્ત્ર મનુષ્યને પૂરતા પ્રમાણમાં મળે તો પછી એને બીજી વસ્તુની જરૂર નહિ જેવીજ રહે છે. અને જરૂર રહે તો તે આ બે વસ્તુના બદલાથી મેળવી શકે છે. આ બે વસ્તુ ખેતીમાંથીજ મેળવી શકાય છે. બીજા બધાય વર્ગને અન્ન અને વસ્ત્ર માટે ખેડૂત તરફ દૃષ્ટિ કરવી પડે છે. જીવનની આ બે ખાસ જરૂરી વસ્તુઓ માટે ખેડૂત ધારે તો બીજા વર્ગો તરફ એને દૃષ્ટિ કરવાની રહેજ નહિ. બીજા બધાય વર્ગો ખેડૂતની આબાદી ઉપર અવલંબી રહેલા છે. અને તેથીજ તેને જગતના તાતની ઉપમા અપાએલી છે. ખેડૂત ધારે તો પોતાનું જીવન સ્વાવલંબી બનાવી શકે એમ છે. બીજા વર્ગ તેમ ન કરી શકે.

મહાત્મા ગાંધીજીને સંત્યાગ્રહ સમયે જ્યારે જ્યારે કોર્ટમાં એમના ધંધા વિષે પૂછવામાં આવેલું ત્યારે ત્યારે પોતે ખેડૂત અને વણકર હોવાનું જણાવેલું.

આજ ખેતીના ધંધાની ઉત્તમતા પૂરવાર કરે છે. એ ધંધો નિર્દોષ છે. તેમાં ભારોભાર સ્વાવલંબન ભરેલું છે. તેથી જ તેને બધા ધંધામાં ઉત્તમ લેખ્યો છે.

આ ગાંધીયુગમાં ખેતીમાં સારી પ્રાપ્તિ થતી નહિ હોવા છતાં જે કારણોથી તેને ઉત્તમ લેખવામાં આવે છે તેવાંજ કારણોથી ભૂતકાળમાં પણ દીર્ઘ દૃષ્ટિવાળા અને વિચારક મહાપુરુષોએ તેને ઉત્તમ ગણી આ કહેવતને જન્મ આપેલો હોવો જોઇએ. ભૂતકાળનો ખેડૂત પણ હાલના કરતાં વધારે પવિત્ર અને સ્વાવલંબી હતો એ નિર્વિવાદ વાત છે.

અંતમાં એટલુંજ કે ભાઇશ્રી હરજીભાઇ ઉત્પન્નની દૃષ્ટિએ ખેતીને અધમ ન આંકે, પણ તેમાં રહેલાં નિર્દોષતા અને સ્વાવલંબનની દૃષ્ટિએ તેની ઉત્તમતા આંકે એવી વિનંતિ છે.

સેગવા પુરુષોત્તમભાઇ નારાયણભાઇ પટેલ

—*—

## ચર્ચાપત્ર

### ૫. નિયોગનો હેતુ?

આસો ૧૯૯૧ના 'પાટીદાર'માં 'ત્યજાયલીનું શું?' એ વિષે મારા ચર્ચાપત્રમાં પૃષ્ઠ ૫૦૨ ઉપર, આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીનું આ વચન (હિંદીનું ગુજરાતી ભાષાન્તર) ટાંક્યું છે: "ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સુધી સમાગમ ન કરવો તે દરમિયાનમાં જો પુરુષથી (જીતેન્દ્રિય) નજ રહી શકાય, તો નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લેવી તેમજ દીર્ઘરોગી પુરુષની સ્ત્રીએ પણ તેવા સંજોગોમાં નિયોગ કરી લેવો" ('સત્યાર્થપ્રકાશ,' પૃષ્ઠ ૯૯). અને પછી ઉમેરેલું કે "સ્પષ્ટ રીતે જોઇ શકાશે કે સ્વામીજીના આ વિધાનમાં કામવાસનાજ મુખ્ય છે, પુત્રોત્પત્તિ તો ગૌણજ છે અથવા બહાનુંજ છે. એટલે એમનું આ વિધાન આર્યશાસ્ત્રને અનુકૂળ નથી."

તે ઉપરથી કાર્તક ૧૯૯૨ના 'પાટીદાર'માં મારા 'ભ્રમનું નિવારણ' કરવા માટે શ્રી રેવાશંકર સિદ્ધાન્તરત્ને ચર્ચાપત્ર લખ્યું. તેમાં તેમણે મારા ઉપર માત્ર પ્રહારોજ કર્યા છે, સ્વામીજીના કથન માટે કોઇ આર્યશાસ્ત્રનો આધાર તે આપી શક્યા નથી.

પણ તેવામાંજ એ વિષે ચર્ચા કરતાં પંડિત મયાશંકરે તો કોઇ આર્યશાસ્ત્રનો આધાર આપવાને બદલે સ્વામીજી જેવા "મહાપુરુષ માટે ... મલિન ભાવના બહાર પાડવા ... માટે વેળાસર પ્રાયશ્ચિત્ત કરી" લેવાની મને આજ્ઞા કરી!

પણ આપનું 'લગ્નપ્રપંચ' પુસ્તક હાલ મારા જોવામાં આવ્યું. તેમાં 'નિયોગ' વિષેના અધ્યાયમાં પૃષ્ઠ ૩૦૦ ઉપર નારદસ્મૃતિનું ટાંકેલું વાક્ય આમ જોયું: "કુળમાં તે એકલી જ બાકી હોય તે સંતાનને અર્થે તેણે નિયોગ કરવો, પણ કામવાસનાથી નહિ." સ્વામીજીના કથનથી આ વાક્ય કેવળ વિરુદ્ધ હોવાથી મેં નારદસ્મૃતિ ઉઘાડી, તો સ્પષ્ટ રીતે તેમાં આ વાક્ય જોયું: कुले संदेवशिष्टे तु सन्तानार्थमकामतः। આ સંસ્કૃત વાક્યનો અર્થ આપે જે કર્યો છે તે બિલકુલ સાચો છે. અને આમ સ્વામીજીનું કથન આર્યશાસ્ત્રની કેવળ વિરુદ્ધ સિદ્ધ થાય છે.

પણ જો પં. મયાશંકર કે બીજો કોઇ વિદ્વાન નારદસ્મૃતિને અનાર્ય ઠરાવી આપે ને સ્વામીજીના કથનને કોઇ આર્યશાસ્ત્રનો આધાર આપે તો પં. મયાશંકરની સૂચના કે આજ્ઞા પ્રમાણે સ્વામીજી જેવા "મહાપુરુષ માટે... મલિન ભાવના બહાર પાડવા...માટે વેળાસર પ્રાયશ્ચિત્ત કરી" લેવા હજીએ હું તો તૈયાર છું.

હરિપ્રસાદ મ. શાસ્ત્રી

## ૬. સુધારકો સહિષ્ણુતા કેળવો— અને પાટીદારની લેખ નીતિ—બાબત

વિ. ઉપરના લેખો બાબતમાં આપે આપેલા ખુલાસા અને આ કારતક માસમાં આવેલા લેખ બાબત થોડી વાતો લખવાની રજા લઉં છું.

૧—સુધારકોને તેમની ભાષામાં વિવેક અને પ્રસંગને ઉચિત વાતો જ લખવાની મેં કરેલી સુચનાથી કંઇક ગેરસમજ થઇ લાગે છે. મારો લેખ તથા પત્ર આપ તથા બીજા ફરીથી ધ્યાન પૂર્વક વાંચી જશો, તો આપને જણાશે કે મારો વિરોધ સમાજ સુધારાની પ્રવૃત્તિ સામે નથી. પણ એ પ્રવૃત્તિ આગળ ધપાવવામાં આજે કેટલાક માણસો જે રીત અખત્યાર કરે છે તેની સામે છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ સુધારાનું કામ આગળ ધપાવવા લેખો લખનાર કે ભાષણો વિ. કરનાર અવિવેકી અપ્રાસંગિક અને સામા માણસને ઉશ્કેરી મૂકે એવી વાતો કરવાની ટેવ નહિ છોડે તો તેમની એ નીતિને લઇને જ એ પ્રવૃત્તિ આગળ નહિ ધપે. અને કદાચ એક દિશામાં આગળ વધશે તો પણ આવી નીતિથી બીજાને ખરાબ દાખલો બેસશે—અને અયોગ્ય વાતો લખવાની કે બોલવાની ટેવનો ચેપ બધે ફેલાશે. એથી સમાજનું અહિત થશે.

૨—મજાની બાબતને આપે સરકારની 'દારૂબંધી'ની વાત જોડે સરખાવવા

પ્રયત્ન કર્યો છે તે વ્યાજબી છે? દારૂ સામે સમાજને જેટલી સૂગ છે[1] તેટલી સૂગ યજ્ઞ અને એના જેવી બીજી પ્રવૃત્તિઓ સામે, તેના વિરોધીઓએ સમાજમાં જગાડી છે? અમે તો જણાવ્યું છેજ કે આ પ્રસંગ પહેલાં અમે કદી આવી બાબતમાં પ્રચાર કાર્ય કર્યું નથી, એટલે આ પ્રસંગેજ અમારૂં ધાર્યું થવું જ જોઇએ એમ માની અમે જલદ પગલાં લેવાનું ઠીક માન્યું નથી.

કોંગ્રેસ સરકારની વાત લોને? દારૂ સામે કોંગ્રેસે કેટલાં વર્ષથી પ્રચાર-કાર્ય કર્યા પછીજ આજે કાયદો કરવાની વાત થાય છે.[2] કાયદો કરીને પણ તેનો પુરો અમલ કરવા માટે અમૂક વર્ષ અખતરા અને પ્રચાર કાર્ય કરવાં માટે રાખ્યાં છે. એ બધું જોતા છતાં પહેલોજ પ્રસંગ હોવાથી અમે યજ્ઞ સામે લોકમત કેળવવાના પ્રયત્નોથીજ સંતોષ માનવાનું યોગ્ય માન્યું તેમાં આપને ક્યાં નબળાઇ જણાય છે તે હજુ સમજાતું નથી.

૩—મારા લેખના જવાબ રૂપે પુનાથી શ્રી મગનભાઇ જે લેખ લખે છે તે બાબત શું કહું? મને એ ભાઇનો બીલકુલ પરીચય નથી. પણ એ લેખ ઉપરથી જણાય છે કે ભૂતકાળમાં તેમના કુટુંબ પ્રત્યે તેમના કુટુંબીઓએ કંઇક અન્યાય કર્યો હશે તેનો ડંખ તેમના મગજમાં હજુ ખૂંચતો હશે. અને તેથીજ તે આટલા ઉશ્કેરાટથી એ લેખ લખવા પ્રેરાયા છે? એ લેખમાં કયી દલીલો આપી તે શું પુરવાર કરવા માગે છે? "સમાજ સુધારાના કામે આપણને ગમતા ફેરફાર કે સુધારા નહિ કરનાર સમાજના અમૂક વર્ગ કે માણસો સામે તિરસ્કાર પૂર્ણ, અપ્રાસંગિક અને વિવેક શુન્ય ભાષા વાપરવાનો સુધારકોને હક્ક છે" એવું તો એ કહેવા નથી માગતાને? "કુળવાનો કુલીનતાને છાજે એવું વર્તન રાખતા નથી માટે તેમને પ્રસંગે કે અપ્રસંગે હલકી રીતે

*—————

૧. દારૂ પીનારને, તેવી આખી નાતોને કે યુરોપની જાતિઓને દારૂ સામે સૂગ નથી. નહિ પીનાર સમાજનેજ એ સૂગ છે. —તંત્રી

૨. સ. ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામ વખતે દારૂનાં પીઠાં ઉપર પિકેટિંગની ચોકી બેસાડી દીધી હતી, તે પૂર્વે કેટલું પ્રચારકાર્ય કર્યું હતું તે જણાવશો? અને અંગ્રેજ સરકારે બાળલગ્નનિષેધક કાયદો કર્યો, ત્યારે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે લખેલું કે "લોકમત કેળવવામાં તો કંઇ જમાના વહી જશે, વખતે મારા જન્મારામાં તો એવો કેળવાવાનો નથી. સમાજસુધારણામાં લોકની જડવૃત્તિઓ જોતાં તો લાગે છે કે આવી કુરૂઢિઓને દૂર કરવાનો એકમાત્ર ઉપાય તો કાયદોજ છે" ('મોડર્ન રિવ્યુ,' સપ્ટેમ્બર, ૧૯૨૯). અને ત્યારે એ કવિવર પણ અસહિષ્ણુ થયા, એમજ ને? —તંત્રી

ઉતારી પાડવા જોઈએ" એવું તો તે કહેતા નથીને? ત્યારે તે શું કહેવા માગે છે તે મને નથી સમજાયું. મારા પોતાના મત પ્રમાણે હજુ પાટીદાર સમાજ એટલો સંસ્કાર હીન અને અધોગતિમાં નથી આવી પડ્યો કે જે આવા અધીરા અને અવિવેકી માણસોને, સમાજ સુધારક—સામાજીક બાબતોમાં સમાજને દોરનાર—માની બેસે. ઈશ્વર કૃપાએ હજુ પાટીદાર સમાજને ઘણા સભ્ય અને સહિષ્ણુ આગેવાનો મળી રહે એમ છે. એ ભાઈને તો હું એકજ વાત કહીશ "ભાઈ, તમે બહુ સુધરી ગયા હો તો તમારી ફરજ છે કે તમારા મનથી નહિ સુધરેલા તમારા ભાઈઓ સુધરે તે માટે તમારે ધીમે ધીમે યોગ્ય રસ્તે તે તેમની ભૂલો સમજે ને સુધરે તેવા રસ્તા લેવા. બાકી તમારી ઝડપે દોડી ન શકનારને તમે આ રીતે માનભંગ કરવાનો પ્રયત્ન કરવા લાગશો તો તમારો સંબંધ તૂટી જશે, અને તમારો હેતુ નિષ્ફળ જશે. એટલું જ નહિ પણ એવી તમારી રીતનું તમારા એ ભાઈઓમાંથી બીજા અનુકરણ કરશે. અને તમારી અતિ અધીરાઈને લીધે તમે સમાજને સુધારવાને બદલે બગાડી મૂકશો, માટે જરા ધીરા થાઓ, વિવેકી થાઓ. સાચું બોલો, પણ અપ્રિય ન બોલો."

૪—કુલીન ગણાતાં ઘરો વિષે બહુ વાતો ન કરવાની ઇચ્છા જણાવવા છતાં ભાઈશ્રી મગનભાઈએ એ બાબત બહુ અઘટિત અને અપ્રસ્તુત વાતો કહી પાડી છે એ જોઈ કુલીનતા બાબત સ્હેજ વિવેચન કરવાનું મને પણ મન થઈ આવે છે.

છોકરા છોકરીનાં લગ્ન કરતી વખતે, પરણનારની ઉમર, શારીરિક સંપત્તિ, કુટુંબનો મોભો, કેળવણી અને સંસ્કાર તથા બીજી અનેક બાબતો જોઈ વિચારીને સંબંધ બાંધવાની જરૂર છે. અને સંજોગો પ્રમાણે દરેક માબાપ થોડે વત્તે અંશે આવી બાબતો ઉપર વિચાર કરવા મથે છે. પણ પોતાની આબરૂના વધુ પડતા ખ્યાલને લઈને માબાપો કુટુંબની વાતને વધુ પડતું મહત્વ આપી કેટલીય વખત પરણનાર છોકરાંનું હિત કરવાની ઇચ્છા છતાં તે સાચવી શકતાં નથી. અને કુલીનને ઘેર કુલીનતાને કારણેજ કન્યા આપે છે. આમાં પરણનારનું અહિત થાય છેજ. તે ઉપરાંત માબાપોને પણ દુઃખી થવાનું થાય છે—અને સમાજમાં અસંતુષ્ટ જોડાંની સંખ્યા વધવાનો સંભવ પણ છે, એટલે આખા સમાજનું પણ ઘણું અહિત થાય છે એ વાત ખોટી નથી. પણ આ મનોદશા કુલીન ગણાતાં ઘરોમાંજ છે એમ નથી. મેં તો જોયું છે કે વધુ પૈસા આપીનેય કુળવાનને ઘેર કન્યા આપનાર પોતાના ગોળમાં કુલીન ગણાવાના મોહને લઈનેજ આમ કરે છે. પોતાની કન્યા લેવાના બદલામાં

પૈસા માગનાર કુલીન તરફ અણગમો હોવા છતાં કુલીનને ઘેરજ—પૈસા આપીને૫—કન્યા આપનાર ઘણે મોટે ભાગે પોતે પણ પોતાના ગોળમાં કુલીન થઇ બેસવાનો મોહ મનમાં સેવતા જ હોય છે. એટલે આ રીતે આપણા તેમ જ બીજા ઘણા સમાજમાં ઘણો મોટા ભાગના માણસો કુલીનતાના મોહમાં ફસાએલા જ છે. સારા સારા સુધારકો પણ આ મોહમાંથી મુક્ત હોય એમ જણાયું નથી. કુળવાન ગણાતા લોકો સામે પ્રચાર કરનારાગાંથી ભાગ્યે જ કોઇ પોતાની કન્યા પોતાની સરખામણીમાં અકુલીન ગણાતા ઘરમાં રાજી ખુશીથી આપે છે. અને તેથી કુલીનતા સામેનો બધો જ પ્રચાર લગભગ નિષ્ફળ નીવડે છે. આ દશામાં પોતાની સરખામણીમાં અકુલીન ગણાતાં ઘરોમાં કન્યા આપનાર સુધારકો સારી સંખ્યામાં બહાર આવે તો આ મોહ અને તેનાથી નીપજતાં અનિષ્ટ પરીણામોનો વહેલો અંત આવશે,[૩] અથવા તો છોકરા છોકરીઓનાં લગ્ન મોટી વયે થવા લાગશે, છોકરીઓમાં કેળવણીનો પ્રચાર થવાથી તે તેમના લગ્ન બાબતમાં પોતાના હિતની વાત વિચારી તે મુજબ લગ્ન કરવાનું બળ મેળવશે ત્યારે આ મોહ જશે. બાકી આજે ચાલે છે તેવી ચર્ચાઓથી ભાગ્યેજ કંઇ વળે એમ લાગે છે જ્યાં સુધી આપણામાંથી લગભગ તમામ માણસો આ મનોદશામાં છીએ ત્યાં સુધી ભાઇ મગનભાઇએ જે વાતો કરી છે તેવી વાતોથી સમાજનું હિત કેવી રીતે થશે? આવી વાતો કરવાનો ચેપ બીજાને લાગશે તો અહિત ઘણું થશે એ ચોક્કસ છે.

૫—'પાટીદાર'ની લેખનીતિ સામેના મારા વિરોધની વાતો ફરી જણાવી જાઉં. અવિવેકી, અંગત, અપ્રસ્તુત અને સામાને ઉશ્કેરી મૂકે એવી રીતે સામાજીક વાતોની ચર્ચા કરવી સારી નથી. સમાજનું એક માત્ર માસિક આવી નીતિ અખત્યાર કરે તો બે રીતે અહિત થશે—એક તો આવી રીતથી સુધારાનો વિરોધી વર્ગ નકામો ઉશ્કેરાઇ જઇ સુધારા બાબતની સાંભળવા જેવી વાતો તરફ પણ પોતાના કાન બંધ કરશે. અને એ રીતે સુધારાના કામની ગતિ મંદ પડશે. બીજું, આગેવાન ગણાતા માણસોને આવું કરતા જોઇ બીજા એવી રીત અખત્યાર કરવા મથશે. અને એ રીતે સમાજના

---

૩. તમે આસોના અંકમાં તમારા લેખમાં જણાવ્યું છે કે વસોમાં યજ્ઞ અટકાવવા "સફળ નહિ નીવડીએ તો અમે કામ કરવાનાં અમારાં ક્ષેત્રમાં આ એક નવીન ક્ષેત્ર વધ્યું ગણીશું." પણ ત્યારે આ કુળવાનશાહીના કિલ્લા તોડવાના આ નવા ક્ષેત્રમાં તમારા અહીં દર્શાવેલા વિચારો પ્રમાણે તમે અને વસોના યુવકોએ કેટલું પ્રચારકાર્ય કરેલું તે જણાવશો? —તંત્રી

ઉતારી પાડવા જોઇએ" એવું તો તે કહેતા નથીને? ત્યારે ને શું કહેવા માગે છે તે મને નથી સમજાયું. મારા પોતાના મત પ્રમાણે હજુ પાટીદાર સમાજ એટલો સંસ્કાર હીન અને અધોગતિમાં નથી આવી પડ્યો કે જે આવા અધીરા અને અવિવેકી માણસોને, સમાજ સુધારક–સામાજીક બાબતોમાં સમાજને દોરનાર–માની બેસે. ઈશ્વર કૃપાએ હજુ પાટીદાર સમાજને ઘણા સભ્ય અને સહિષ્ણુ આગેવાનો મળી શકે એમ છે. એ ભાઇને તો હું એકજ વાત કહીશ "ભાઇ, તમે બહુ સુધરી ગયા હો તો તમારી ફરજ છે કે તમારા મનથી નહિ સુધરેલા તમારા ભાઇઓ સુધરે તે માટે તમારે ધીમે ધીમે યોગ્ય રસ્તે તે તેમની ભૂલો સમજે ને સુધરે તેવા રસ્તા લેવા. બાકી તમારી ઝડપે દોડી ન શકનારને તમે આ રીતે માનભંગ કરવાનો પ્રયત્ન કરવા લાગશો તો તમારો સંબંધ તૂટી જશે, અને તમારો હેતુ નિષ્ફળ જશે. એટલુંજ નહિ પણ એવી તમારી રીતનું તમારા એ ભાઇઓમાંથી બીજા અનુકરણ કરશે. અને તમારી અતિ અધીરાઇને લીધે તમે સમાજને સુધારવાને બદલે બગાડી મૂકશો, માટે જરા ધીરા થાઓ, વિવેકી થાઓ. સાચું બોલો, પણ અપ્રિય ન બોલો."

૪–કુલીન ગણાતાં ઘરો વિષે બહુ વાતો ન કરવાની ઇચ્છા જતાવવા છતાં ભાઇશ્રી મગનભાઇએ એ બાબત બહુ અઘટિત અને અપ્રસ્તુત વાતો કહી પાડી છે એ જોઇ કુલીનતા બાબત સ્હેજ વિવેચન કરવાનું મને પણ મન થઇ આવે છે.

છોકરા છોકરીનાં લગ્ન કરતી વખતે, પરણનારની ઉમર, શારીરિક સંપત્તિ, કુટુંબનો મોભો, કેળવણી અને સંસ્કાર તથા બીજી અનેક બાબતો જોઇ વિચારીને સંબંધ બાંધવાની જરૂર છે. અને સંજોગો પ્રમાણે દરેક માબાપ થોડે વત્તે અંશે આવી બાબતો ઉપર વિચાર કરતા થયે છે. પણ પોતાની આબરૂના વધુ પડતા ખ્યાલને લઇને માબાપો કુટુંબની વાતને વધુ પડતું મહત્વ આપી કેટલીય વખત પરણનાર છોકરાંનું હિત કરવાની ઇચ્છા છતાં તે સાચવી શકતાં નથી. અને કુલીનને ઘેર કુલીનતાને કારણેજ કન્યા આપે છે. આમાં પરણનારનું અહિત થાય છેજ. તે ઉપરાંત માબાપોને પણ દુઃખી થવાનું થાય છે–અને સમાજમાં અસંતુષ્ટ જોડાંની સંખ્યા વધવાનો સંભવ પણ છે, એટલે આખા સમાજનું પણ ઘણું અહિત થાય છે એ વાત ખોટી નથી. પણ આ મનોદશા કુલીન ગણાતાં ઘરોમાંજ છે એમ નથી. મેં તો જોયું છે કે વધુ પૈસા આપીનેય કુળવાનને ઘેર કન્યા આપનાર પોતાના ગોળમાં કુલીન ગણાવાના મોહને લઇનેજ આમ કરે છે. પોતાની કન્યા લેવાના બદલામાં

કામમાં મદદ કરવાનોજ છે. અને છતાં કોઇ સુધારક ભાઇને આવી વાતોથી તેમની નીતિને ઇરાદાપૂર્વક હલકી પાડવાનોજ મારો હેતુ છે એમ જણાય તો તેવાને આથી સ્પષ્ટ બીજી કઇ વાતથી સમજાવવા એ મને સમજાતું નથી. આમ છતાં કોઇ ભાઇ હું જે નીતિનો વિરોધ કરૂં છું તે નીતિ સારી છે અગર મેં કહી છે તેવી નીતિ 'પાટીદાર' કે 'કેટલાક સુધારકો' અખત્યાર કરતાજ નથી—એટલે મારે વિરોધ કરવાનું કારણજ નથી—એવું સમજાવવા પ્રયત્ન કરશે તો હજુ પણ હું ફરી વિચાર કરવા તૈયાર છું. બાકી ભાઇ મગનભાઇએ તો મને ફરી વિચારવાનું કશું નથી આપ્યું; ઉલટું મને એમજ થયું છે કે "આવા સુધારકો" પોતાની જાતને સુધરી ગયેલી માનવાને બદલે પોતાની જાતને હજુ વધુ તપાસે તો સારૂં. તારીખ ૮–૧૧–૩૭. મુ. વડોદરા

લી. આપનો

**ચીમનભાઇ મુ. અમીન**

### ૭. કુળના કટકા

ચરોતરનાં બાર ગામના તેમાંય વળી ૭ ગામના તો કુળવાનપણાનો દાવો કરતા આવ્યા છે. એ ૭ ગામ પૈકી નડીઆદ, વસોવાળાઓ તો કુળવાનશાહીનું ફુમતું લેઇ ફરનારા જણાયા છે. દીકરી આપવી હોય તો મૂઢ, ઓછા ભણતરવાળો હોય તોય કપાળને સોગે મરખું માથું ખોળશે. પણ કોઇની દીકરી વહુ તરીકે ઘરમાં લાવવાની હશે ત્યારે સામાનાં નળિયાં વેચાવશે! કુળવાનશાહીનો દાવો કરનારા એ નરપુંગવોને મારો સિધ્ધો સવાલ છે કે કુળ તમો દીકરી દેવામાં જુઓ છો અને લેવામાં નથી જોતા એનું કારણ? ધનલોલુપતાની લાલચે ગામડાની પાછલી પરવાડેય ભીતરવા જેઓને શરમ નથી આવતી, તેઓને તેવાંજ ગામના સારા ભણેલાગણેલાને દીકરી દેતાં કેમ આચકો આવે છે એનો કંઇ ઉત્તર છે?

બહારગામના જ્યારે મોટા ગામમાં, તેમાંય વળી કુળના કટકાને ખરીદવા આવે છે ત્યારે પારકું ઘરેય પોતાનું કહી બતાવાય છે, દેવાના ડુંગર માથે હોવા છતાંય આવકના ઢગ ખડા કરવામાં આવે છે. "હમણાં તો છોકરો ભણે છે, તેની મરજી નથી, એ પોતે પોતાનું ફોડી લેશે." એમ કહેવામાં આવે છે. છોકરાને પૂછો તો કહેશેઃ "મારો બાપ જાણે, એ વાત એમના હાથની છે." આમ ટોલે ચઢાવશે. લાગવગ માટે આશાઓ સેવશે, પછી એપાંચ કે દસનીસથી ગજા પ્રમાણે (કુળ પ્રમાણે) સોદો જમાવશે. પરણાવવાની વાત વખતે—લગ્નનાં મુહૂર્ત જોવરાવતી વખતે 'છોકરો પરદેશ જવા માગે છે,' વગેરે બહાનાં કાઢી દીકરીના બાપને સતાવશે, વળી પાછા બસો પાંચસો પડાવશી.

કર્મધર્મસંગોગે પરણ્યાં તો પછી 'આ નથી, પેલું નથી; આનું રહ્યું, પેલાનું રહ્યું;' કહી સતામણીઓ થાય છે તે જુદી. આવે વખતે કુળના કટકાનો ભાવ થતો હોય છે ત્યારે વસોના–ચરોતરના બાર ૭ ગામના–પુત્રો કેમ બેઠા બળવો જગાડતા નથી? પણ તેમનામાં ઓછી શક્તિને કારણે, કમાઇ ખાવાના આત્મવિશ્વાસને અભાવે, પોતાના પગ ઉપર ઊભા રહી નિર્વાહ ચલાવવાના કર્મકીનપણાગે, વહુવારૂના પિયેરથી આવે તેના ઉપર તાગડધિન્ના કરવાના મળતા હોય તો શા માટે ઉપાધિઓ વહોરવી, એમ જ ને?

ગામડાના કહેવાતા કુલદીનો વિવાહ કરવા આવે છે ત્યારે તેને તો ગૂંગળાવી નાખવામાં આવે છે. વસોના યુવકોએ પત્રિકામાં જાહેર કરેલી ગરીબાઇની ગંધ તો તેને કાને અથડાએલી પણ હોતી નથી. જેઓ જાહેર કરેલી ગરીબાઇ અનુભવે છે, જાણે છે, જુએ છે તેઓ તો કુળવાનશાહીના મોટા ખાતા સામુંય જોતા નથી. પ્રશ્ન તો એ છે કે બિચારા ગામડીઆઓ, જેઓ બારાખડીથી બાર ગાઉ દૂર છે, પણ જેઓને મોટા ગામનો મોહ છે, એમને માટે શી જાહેર ખબરો કરી છે તે કોઇ કુળવાનનો કટકો જણાવશે? વડીલોએ કરેલાં પરાક્રમોને નામે 'કુળના કટકા છીએ. બાપાની ખડકીના મુઆ છીએ,' કહીને પેટ ભરવાનાં સ્વપ્નાં સેવનારાને 'પટીદાર'ની કલમો અને એનાં કોલમો કાતિલ અને ઝેર જેવાં લાગશે, પણ ઉપાય નથી. પગ ઝાલી હલાવ્યા, માથાં હાથી જગાડ્યા, ઢંઢોળ્યા, પણ નથી જાગતા, એટલે હવે કલમના ગોદાએ કોઇ જગાડે તો તેની લેખનીતિ ઉપર ટીકાનો વરસાદ!

ધર્મ એટલે ફરજ એવો માનવોપયોગી અર્થ કરીએ તો એ હાથીઘેલા મહારાજોને મહાવજ્ર શા? એમની ફરજ તો માણસો ઓઇ બેઠા છે તેવી માનવો પ્રત્યે માણસાઇ લાવવાની છે. લંગોટીઓ વાળી ફરવું તેમને હાથી શા માટે જોઇએ? તેમના હાથીનું અને તેમનું પોષણ સમાજને માથે શા માટે? બદલામાં સમાજને એ શું આપે છે? આજ સુધીના ધર્માચાર્યોએ ધર્મને નામે જનતાને નમાલી બનાવી દીધી છે, બાયલી બનાવી દીધી છે. કયા ધર્માચાર્યે રાજ્યના ને સમાજના જુલમી કાયદા સામે મોરચા માંડ્યા છે? કયા ધર્માચાર્યે લક્ષ્મીને પરદેશ જતી અટકાવવા કોશિશ કરી છે?

છેલ્લાં બસો વરસથી જે 'કૃષ્ણ કૃષ્ણ' કરી ભજાય છે તે તો લંડનમાં જઇ બેઠા છે. કારણકે જ્યાં કૃષ્ણ ત્યાં લક્ષ્મી! સ્ટીમરોમાં ને વિમાનોમાં લક્ષ્મી રોજ ત્યાં ચાલી જાય છે. એ ભિખારી દેશ કૃષ્ણ પાછળ લક્ષ્મી ગયાથી ધનાઢ્ય બન્યો. ધનાઢ્ય–ઋદ્ધિસિદ્ધિવાળો–આ દેશ રંક, કંગાલ, ભિક્ષુક બન્યો. એનાં કારણ હિંદના ધર્માચાર્યો પણ છે. ફરજ હતી એમની જનતાને જગાડવાની!

ફરજ હતી એમની કૃષ્ણને લંડન જતા અટકાવવાની! આજ ધર્માચાર્યોની કસોટી કરવી હોય તો કરી જુઓ. તેઓ સોનાચાંદીની મૂર્તિ હશે તો તે લેવા રહેશે. પત્થરની હશે તો મૂકી ભાગી જશે. સોમનાથના ઉપર હુમલો થયો ત્યારે એ ક્યાં સૂઇ ગયા હતા? આવા ડરપોક ધર્માચાર્યોને પગલે યજ્ઞમાં પૈસાનું બલિદાન એ બલિદાન નહિ, પણ બકવાદી છે. કુળના કટકાઓ એવા ધર્માચાર્યોના સાગરિતો હોય છે. તેમની પાછળ બિચારા બીજાઓ ઘસડાય છે અને મોક્ષ ને મુક્તિ તો રહી, પણ ખાવાનું ય ખુએ છે.

ગાંધીજીના નામનો ઉપયોગ ડહાપણ આપવામાં જેઓ કરે છે, એમને ક્યાં ખબર છે કે એમણે ઘૂંટણીએ પડીને રોટલાની માગણી કરી, પણ પત્થર મળ્યો ત્યારે શાન્ત, અહિંસાત્મક એકો બળવો જગાડી ઊલટા ઘૂંટણે નમના કર્યા. રોટલાને બદલે રોટલી ને ચોપડ બેઉ લીધાં! ગાંધીજી જંપીને બેઠા નહોતા. ઉશ્કેરાયા નહોતા, ધીરજ ખોઇ બેઠા નહોતા, એજ ગાંધીજીએ પડકાર કર્યો કે રહેવું હોય તો હિંદીઓ સાથે ભાઇચારે રહી શકો છો, નહિ તો ગાંસડાં પોટલાં બાંધી ચાલતા થાઓ (Be ready with bags and baggages). તો પછી 'હાથીગરા મહારાજ'ને ગામ ખાલી કરી દેવાનું કહેવામાં મરચાં શા માટે લાગે છે. તેજ સમજાતું નથી.

"'પાટીદાર' મધ્યમ વિચારનું વાજું રહ્યું નથી. અને કડક કલમ વપરાય છે માટેજ તે જીવે છે એમ ઘણા માને છે. ..." અકુલીનને લૂંટનારો કુલીન વર્ગ 'પાટીદાર'નો વિરોધી હોય તે સ્વાભાવિક છે, મહાસભાવાદીનો વિરોધી મવાલ વિચારનો હોય એ સંભવિત છે. ગામડાનો વર્ગ શહેરનો વિરોધી હોય તે ઇચ્છવા જોગ છે અને એમાં અમને કંઇ ખોટું પણ દેખાતું નથી. જગતમાં નિર્બળ–અબળ રહેવા કોઇ જન્મ્યું નથી. કુલીનનો ભોગ થઇ પડવા અકુલીનોનો જન્મ નથી. મવાલોથી ડરવાનો મહાસભાનો ધર્મ નથી. અને ફરજમાથી ચ્યુત થવાનું 'પાટીદાર'નું કર્તવ્ય નથી.

'પાટીદાર' ઉપર મને મોહ છે એમ નથી, જાતે પાટીદાર હોવાથી એનો પક્ષ લેતો નથી. વ્યવસાયબંધુ તરીકે તેઓ પોતાની ફરજ બતાવે છે એમ કહેવામાં હું ખોટો ય નથી. બસો વરસથી ખૂંટની ઠોકરોએ, તનમનધનની લૂંટે, પરવંશતાએ, પાટુપ્રહારોએ જેઓ રેંવાઇ ગએલા છે તેઓને સીધી સાદી ભાષા પણ કડક ને કડકજ લાગવાની. મવાલ મનના માનવીને ઉદ્દામવાદીઓના માથાના વાળ પણ ખૂંચવાના; કલમના ઘા લાગવાના, સમજવાના, થરથરવાના. આ બધું ખોટો બચાવ કરવા માટે કલમ પકડનારાથી અજાણ્યું હોતું જ નથી. અને સાચી વાતો જાણનારા તો પોતાના વિચારોના મજબૂત કિલ્લામાં રહી કલમનાં

બાજુ મારે જ જવાના છે, જેથી આજનો યુવાન અંગ ખંખેરી ઉભો થઇ જાય.

જૂનવાણીના વમળમાંથી નીકળવાનો 'પરોપદેશે પાણ્ડિત્યમ્'ના જેવો ઉપદેશ કરનારાને, એ કોના ચળિઆમાં આરામખુરશી ઉપર બેઠેલાઓને કલમની તીક્ષ્ણ ધારથી ઘવાતા હોય તો ઘવાવા દો. અમને તેવા આરામી ટીકાકારો કરતાં ગામડાના માનવધર્મ માટે વધારે માન છે. નિરૂદ્યમી લોકોની નિંદાઓ કરતાં સૂચનાઓ વધારે આદરણીય છે, પણ તેઓ કર્તવ્યપરાયણ હોવા જોઇએ. 'પાટીદાર'નો વૃદ્ધ તંત્રી ભલે કડક લખનો હોય, લાકડીના ટેકાનો દંડધારી ભલે ટીકા કરતો હોય, પણ તે ટીકાઓ ને લખાણો પ્રમાણે તે પોતે તો વર્તે છે ને! હાથીના દાંત તો તેના નથી ને! ઢોંગ કરવા ખાતર તો 'પાટીદાર' ચલાવતો નથી ને! આ બધાનો વિચાર કરવાનો છે.

ગામમાં આવતા મહારાજોની અને તેમના હાથીઓની ચંદી પૂરી પાડવી એટલે 'વાહવાહ' કહેવરાવી અને બીજાં ગામોમાં ગામના અમુક કુળના કટકાનો ઉલ્લેખ કરી જાહેરાત કરાવવી, એ સિવાય એના આગરિતોને અને ભક્તોને શું મળે એમ છે? તેમાંય જો કોઇ મોંઢા ઉપર ફેંકનારો હોય તો વસો ગામના ઓછા નથી—પૂછો જોઇએ એ વસોનિવાસીઓને કે તમારા વહીવંચાના ચોપડા તમારા પૂર્વજોએ 'નાયાકૂવા'માં શા માટે નાખી દીધા? જવા દો એ વાત! દરબાર સાહેબ ગોપાળદાસ અને લાલજીભાઇની ખડકીનો એકાદ જણ બાર તેર પેઢીએ લાગતો હોય તોય એમના કુટુંબનો કુળવાન અને પેલો અકુલીન! અકુલીનની દીકરી ગાંમડી બાધાને ઘેર આવતી હોય તો પ્રથમ લખ્યા પ્રમાણે ગામડાની પાછલી પરસાળનો હોય તોય ચાલશે. એના ઘરનું પાણી ભલે શુદ્ધ હોય તોય ન ચાલે, પણ પૈસાની ગાંસડીએ બાંધેલી દીકરી ચાલે! આવા કુળના કટકાને ઉઘાડા પાડવામાં જો 'પાટીદાર' અગ્ર ભાગ ભજવતું હોય તો તે મૂઠીભર કુળવાનોનું હિત સાચવવા કરતાં હજારો પાટીદારોનું સાચવે છે. એ ઠીક જ કરે છે એમ પાટીદારો સમજે, એમાં જ તેમનું શ્રેયસ્ છે.

કેમ્પ, પૂના મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ

## ૮. અમીન ચીમનભાઇને ચેલેંજ

વસોના અમીન ચીમનભાઇએ 'સુધારક લેખકો, સહિષ્ણુતા કેળવો' એ વિષે લેખ ગયા આસોના 'પાટીદાર'માં લખ્યો છે, તેમાં 'સહિષ્ણુતા'નો આડો આંક વાળ્યો છે!

ભાદરવાના 'પાટીદાર'માં અમદાવાદના શ્રી. ઇશ્વરભાઇ સોમાભાઇ પટેલનો 'કુળવાનશાહી' ઉપર લેખ છપાયો છે, તેના ઉપર ટીકા કરવા. અમીન

ચીમનભાઇ એ લેખમાંના નીચે આપેલાં બે વાક્યો ઉતારે છે:

૧. "તેમના ઘરના સ્ત્રીવર્ગની પાની સુદ્ધાં પરપુરુષની દૃષ્ટિએ ન પડે, તેની પૂરતી કાળજી રખાય છે. જેમ આ નિયમ કડક તેમ કુલીનતાની શ્રેણી ઊંચી."

૨. "તે ઘરોમાં અતિથિઓ માટે સપ્રેમ હાર્દિક આવકાર થોડો જ હોય છે."

આ વાક્યો પોતાના લેખમાં ઉતારી અમીન ચીમનભાઇ આંખો કાઢીને પૂછે છે: "આ બે વાતો સાચી છે? આ ભાઇ કયા કુળવાન ઘરની આ વાત લખે છે? મને તો આ વાતો કલ્પનાજ લાગે છે—એમાં અતિશય જુઠાણું છે. કુલીનતાની માન્યતાને કારણે પરઠણ આપવા લેવાનો અને બીજાં કેટલાંક અનિષ્ટ સમાજમાં નભે છે—એ વસ્તુ સાચી છે—પણ તે નાબુદ કરવા આવી ખોટી વાતો લખવી એ ગેરવ્યાજબી છે—આવું લખનાર ને બોલનાર લોકોજ જો અમારાં સમાજનું ભાવિ ઘડવાના હોય તો પ્રભુ! આવા લોકોથી સમાજને બચાવો—"

વળી અમીન ચીમનભાઇ 'પાટીદાર'ની ને તેના લેખકોની 'ખાનદાની'ની વાતો પોતાના લેખમાં કરે છે. પણ ગયા કાર્તકના 'પાટીદાર'માં વસોનાજ શ્રી. મગનભાઇ ઈશ્વરભાઇએ અમીન ચીમનભાઇના વસોનીજ ખાનદાની ઉઘાડી પાડી છે. અને ત્યારે ત્યાંની ખાનદાનીને એમણે ઉઘાડી ન પાડેલી એવી એક વાત કહું? છપનીઆ દુકાળમાં પાદરી લોકોએ દયા કરીને દોઢ દોઢ રૂપિયાની ચાદર ગરીબ લોકને અર્ધી કિંમતે વેચવા કાઢેલી. વસોના કોઇ કુળવાન કુટુંબના નબીરાઓએ પોતાના ગરીબ દેખાવના ચાકરોને મોકલી એવી ચાદરોને અર્ધી કિંમતે ખરીદેલી!

અમીન ચીમનભાઇ કહી શકે છે કે આ બધી વાતો કલ્પનાવાળી, જુઠાણું ભરેલી ને ખોટી છે? શ્રી મગનભાઈ કહે છે તેમ ગામડેથી આણેલી વહુઓને એ લોક દૂધનો છાંટો ન દેખાડે ને પિયરથી પૈસા લાવવા કનડગત કરે, ત્યારે અમે એ બાબત ફરિયાદ કરવા એ અમીનોને ઘેર જઇએ. બાપા અમને ડેલીમાંજ રોકી દે અને અમે મોકલેલી માટલીઓનું ખોરૂં થઇ ગએલું ખાવું અમને મેમાનગીરીમાં ધરે. દીકરીના ઘરનું અમને તો પાણીએ ના ખપે, તો અમે મોકલેલું ખાવું ખાઇએજ કેમ? પછી તેમનાં ઘરનાં બૈરાંએ અમારી દીકરીઓને કરેલી કનડગત વિષે વાત કાઢીએ ત્યારે બાપા કાને હાથ દેઇ બોલે: "ના ભાઇ, અમારાં બૈરાં એવાં નથી." અમે દાખલો કરાવવા તેમને રૂબરૂ કરવા કહીએ ત્યારે કહે: "ના ભાઇ, અમારા ઘરનાં બૈરાં બહાર ન નીકળે." હાસ્તો, 'તેમના ઘરના સ્ત્રીવર્ગની પાની સુદ્ધાં પરપુરુષની દૃષ્ટિએ ન પડે,' એ તો ઇશ્વરભાઇએ લખ્યું જ છે.

અને અમીન ચીમનભાઈ તો ઉલટા ચોર કોટવાળને દંડે છે, ને આ વાતોમાં કલ્પના ને જુઠાણું છે, તે ખોટી છે, એમ કહે છે. વળી પૂછે છે કે "આ ભાઈ ક્યા કુળવાન ઘરની આ વાત લખે છે?" શું નામ દેવડાવવાં છે!

પણ નામ દીધા વિના આ વાતો સાબિત કરવા તૈયાર છું. અમીન ચીમનભાઈ એક વાત કરે: કોઈ ગામડાનો, પણ બુદ્ધિશાળી ને વિવેકી પાટીદાર તેમના ઓળખાણનો ને વિશ્વાસનો હોય, પણ વસોમાં જેને કોઈ ઓળખતું ન હોય, તેને મારી સાથે આ વાતની તપાસ કરવા બે દિવસ માટે વસો મોકલે અને ત્યાં જઈ આવ્યા પછી ચીમનભાઈ તેમની જુબાની લે ને પરિણામ 'પાટીદાર'માં છપાવે. આ વાત સ્વીકારવા અમીન ચીમનભાઈ તૈયાર હોય તો બે દિવસ અગાઉથી 'પાટીદાર'મંદિરમાં ખબર આપે ને ત્યાંથી ખબર મળતાં હું તે ભાઈની સાથે વસો જઈશ.

અમીન ચીમનભાઈને આ મારું ચેલેંજ છે, પોતે સાચા હોય તો આ ચેલેંજ એ સ્વીકારે.

તા. ક.: આ ચર્ચાપત્રમાં અમીન ચીમનભાઈને અવિવેક, અસહિષ્ણુતા અને ખાનદાનીની ખામી દેખાતી હોય તો તેનો દોષ એ અમીન સાહેબને જ માથે છે, કારણ કે એ કુળવાન ગૃહસ્થ પોતાની કુળવાનશાહીના મદમાં આમ ગરીબ કુળહીનોના મોંમાં આંગળીઓ ઘાલીને પરાણે બોલાવે છે.

અમદાવાદ — મથુરભાઈ મનોરભાઈ પટેલ

∴ ભાઈ ચિમનભાઈના લેખો વિરુદ્ધ બીજું પણ એક ચર્ચાપત્ર વસોના એક ભાઈ તરફથી આવ્યું છે, પણ તે છાપ્યું નથી. આમ વ્યક્તિઓ વિરુદ્ધ આક્ષેપોની અને ટીકાની દૃષ્ટિએ ન લખાતાં સિદ્ધાન્ત તરફ દૃષ્ટિ રાખીને લખાય એ ઈષ્ટ છે. અને ભાઈ ચિમનભાઈએ જેમને સારા લેખકોની કોટિમાં મૂક્યા છે એવા ભાઈ દાહ્યાભાઈ મનોરભાઈ પટેલે 'પાટીદાર,' તેની નીતિ, લેખો, પ્રસંગકથા, વગેરે સંબંધે લેખમાળા આ અંકથી જ લખવા માંડી જ છે, ત્યારે તો આ પ્રકારની આક્ષેપો વાળી ચર્ચા બંધ થાય એ જ ઇષ્ટ છે. —તંત્રી

---

## ગ્રંથપરિચય

**૧૨. પ્લાઈવુડ:** લેખક અને પ્રસિદ્ધ કર્તા—રવિશંકર હરિશંકર પંડ્યા, હાજી કેમ્પ રોડ, કરાંચી; પૃષ્ઠ ૬+૬૨, કિંમત રૂ. ૦॥। (આના બાર). આ પુસ્તક ઘણું ઉપયોગી છે. તેમાં કારીગર વર્ગને ઘણી સમજુતી આપી છે. પ્લાઈવુડનાં પાટીઆં કેટલી જાતનાં આવે છે ને કઈ સાઈઝનાં મળે છે, તેની જાડાઈ અથવા પહોળાઈ કેટલી આવે છે કે કેટલા મીલીમીટર આવે છે

તે સમજુતી ઘણી ઉપયોગી થઇ પડે એમ છે. એ લાકડું વાપરવાની જે હકીકતો લખી છે તે ઘણીજ જરૂરી ને ખાસ જાણવાજોગ છે તથા ઘણી લાભકર્તા છે. ફરનીચર બનાવનારને એ લાકડું કેવી રીતે વાપરવું તથા તેમાંથી શું શું બને છે તે પણ જાણવા એ ઉપયોગી છે. આ લાકડાનું ફરનીચર કામ ઘણું સસ્તું ને વાપરવા લાયક થાય છે, દાગીનો પણ હલકો બને છે ને સુંદર પણ દેખાય છે. હાલના જમાનામાં પ્લાયવુડની વપરાશ ઘણી વધી છે ને તેનું કામ પણ જલદી થાય છે. પુસ્તકમાં એ વિષે જે જે વિગતો લખી છે તે ઘણી જાણવા જોગ છે, તેમાંથી ઘણીજ કીમતી સમજણ લેવા જોગ છે.—**મિસ્ત્રી છગનલાલ**

**૧૩. વૈદ્યોનું વાર્ષિક**, આયુર્વેદના રસજ્ઞો અને વૈદ્યવિદ્યાના વિચારકોનું વાર્ષિક, ગ્રંથ પહેલો, વિ. સં. ૧૯૯૪: તંત્રી ને પ્રકાશક—પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય, વૈદ્યભુવન, ભૂલેશ્વર, મુંબાઇ નં. ૨; આ એક વાર્ષિક હોઇ તેનો પ્રથમ ગ્રંથ છે, ડેમી ૮ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૩૭૬, કિંમત રૂા. ૩–૦–૦. લેખો મનનીય છે 'આયુર્વેદનું શિક્ષણ' કેવી રીતે અપાવું જોઇએ એ લેખમાં શિક્ષણ આપતી સંસ્થાઓને લેખકના અનુભવો ઉપયોગી છે. 'ત્રિદોષવાદ' વૈદ્યોએ વાંચવા યોગ્ય છે. 'હસ્તદોષ' ઊછરતા યુવાનો જેના ભોગ થઇ પડે છે તેના ઉપાયો સહિતનો એ લેખ દરેકે વાંચવા લાયક છે. 'કુલનાં લગ્ન,' 'આયુર્વેદ અને વિજ્ઞાન' વગેરે લેખો વિચારકને માટે સારા છે. 'આયુર્વેદપ્રેમીની રોજનીશી,' તેમજ લેખકપરિચયની નોંધ ઠીક અપાઇ છે. '૨૦ વર્ષો પહેલાં' એ લેખમાં આયુર્વેદ અને મુંબઇ કાઉન્સીલનો ઇતિહાસ છે, સને ૧૯૧૫માં ડૉ. પોપટ ઉપર 'નિન્દ્ય વર્તણુંક'નો મેડીકલ કાઉન્સીલ આરોપ મૂકે છે, તેજ અરસામાં વાઇસરોય લૉર્ડ હાર્ડિંજ દિલ્હીમાં આયુર્વેદિક તિબ્બી કૉલેજનો પાયો નાખે છે. આમ ઊલટાસૂલટી બને છે. ડૉ. પોપટ સખ્ત લડત ચલાવી સને ૧૯૧૭માં નિર્દોષ ઠરે છે. આવા આયુર્વેદપ્રેમી પિતાના પુત્ર અને આ વાર્ષિકના તંત્રી પ્રતાપકુમારભાઇ નવીન આદર્શવાદી, ઉત્સાહી યુવાન છે. આ વાર્ષિક ઉત્તેજનને પાત્ર છે, જેથી આયુર્વેદપ્રેમીઓએ ખરીદીને તેમજ લેખોથી ઉત્સાહ દેવો ઘટે છે. **પુરુષોત્તમ વૈદ્ય**

**૧૪. પારેવાં**, બાલગીતો: સંગ્રાહકો—છોટુભાઇ પટેલ અને શાન્તાબેન પટેલ; પ્રકાશક—છોટુભાઇ ખુશાલભાઇ પટેલ, મજુરબાલગૃહ, મીરજાપુર રોડ, અમદાવાદ; પૃ. ૪૦ કિં. ૦–૩–૦. બાલમંદિરમાં ગવાતાં જુદા જુદા કવિઓનાં બાલગીતોનો આ સંગ્રહ છે. સંગ્રહકર્તા બાલમંદિરમાં કામ કરે છે એટલે બાળકોની પાસે ગવડાવીને બાળકોને જે ગમ્યાં એ ગીતો એમણે પસંદ કરી આમાં મૂક્યાં છે.

દરેક ગીતની હેઠળ એનો પ્રકાર જે એ સારું છે. બાલમંદિર અને પ્રાથમિક શાળાઓ માટે સંગ્રહ સારો થઈ પડશે. સંગ્રહમાં જોડણીની ઘણી ભૂલો જોવામાં આવે છે એ તરફ સંપાદકોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. સો.

**૧૫. સરળ બાળપોથી:** રચનાર ને પ્રસિદ્ધ કરનાર – ભાવસાર શિવલાલ છગનલાલ ચાંલીયા, ભાવસાર વાડ, નડીઆદ; પૃષ્ઠ ૪૪, કિંમત ૦–૨–૦. રચનાર ભાઈએ બાળપોથીને નવી રીતે રજુ કરવા મહેનત લીધી છે, પણ એમાં તદ્દન નિષ્ફળ નીવડ્યા છે. રચનાર પાઠોના વિષય ને રચના બન્નેને બાળમાનસોચિત કહીને ધરે છે, પણ નવીન કેળવણીના આજના સિદ્ધાન્તો પ્રમાણે એ કેમ આપવા અને કઈ રીતે આપવા એ વાત એમના ધ્યાનમાં હોય એમ લાગતું નથી. બાળપોથીમાં ગણિતને સ્થાન આપી બાળપોથીનું મહત્ત્વ વધારવા પ્રયત્ન કર્યો છે, પણ ગણિતના પાઠો ભાષા સાથે જ ન આપતાં એને જુદા આપ્યા હોત તો કાંઈ ખોટું ન હતું. 'મૉણ્ટેસોરી' શિક્ષક

*

**૧૧. ખેડાજિલ્લા હરિજન સેવક સંઘ, નડીઆદ:** ૧૯૩૫–૩૬ તથા ૧૯૩૬–૩૭ના કાર્યનો અહેવાલ. **૧૨. શ્રી સાર્વજનિક કેળવણી મંડળ –સિનોર:** વાર્ષિક નિવેદન, ૧૯૩૬–૩૭.

—*—

## જાણવાજોગ

### સહાનુભૂતિ માટે આભાર

નવજીવન કાર્યાલયને આગથી થયેલા નુકસાનના સમાચાર ફેલાતાં કાર્યાલયના સંખ્યાબંધ હિતસ્વીઓ અને મિત્રો તરફથી સહાનુભૂતિના અનેક પત્રો આવ્યા છે. આ સર્વને વ્યક્તિગત ઉત્તર આપવાનું બની શકે તેમ નહિ હોવાથી વર્તમાનપત્ર દ્વારા એ સહાનુભૂતિદર્શકોનો અમે આભાર માનવાની તક લઈએ છીએ. સાથે સાથે એ જણાવવા ઇચ્છીએ છીએ કે હવે નવજીવન કાર્યાલયને વ્યવસ્થિત સ્વરૂપમાં ચાલુ કરી દેવામાં આવ્યું છે અને તે અંગેનો બધો વ્યવહાર ગાંધીરોડ, અમદાવાદ, એ સરનામે કરવો.

અમારી જાણમાં એમ પણ આવ્યું છે કે આગથી કેટલાંક પુસ્તકોનો નાશ થઈ ગયો છે, તેથી કેટલાંક પુસ્તકો માટે વેચનારાઓ વધુ કિંમત માગે છે. આવી સ્થિતિમાં એવાં પુસ્તકો વિષે કાર્યાલયને પુછાવી લેવા પ્રજાને અમારી વિનંતિ છે.

ગાંધીરસ્તો, અમદાવાદ, જીવણજી દેસાઈ
તા. ૨:૧૨:'૩૭ વ્યવસ્થાપક, નવજીવન કાર્યાલય.

# પ્રસંગકથા

## યુવકનું નંદીલગ્ન

ગામ બાકરોલના ભાઇ નાગજીભાઇ શિવાભાઇ પટેલ હાલ ૩૦ વર્ષના યુવક છે, મેટ્રીકની પરીક્ષામાં પાસ થએલા છે, એએક વર્ષ સુધી અમદાવાદમાં ચરખાસંઘમાં કામ કરેલું છે, આફ્રિકા ને કલકત્તા પણ રહી આવેલા છે. તેમને એક પત્ની હયાત છે. છતાં કોણ જાણે શુંય વાંકું લાગ્યું કે ફરી લગ્ન કરવા તૈયાર થયા! આવા લોકને પોતાની કુમળી કન્યા દેનાર હૈયાફુટા ફૂર લોક મળી પણ આવે છે. વાલવોડના ભાઇ હાથીભાઇ લાલાજી પટેલે આ યુવકને ઝડપી લીધા. બને પક્ષને આ પાપથી દૂર રહેવા સંબંધીઓએ પ્રયાસ કર્યા, પણ પાપનો ખાડો એવો વિશાળ હોય છે કે તેમાં સહેલાઇથી પડયા વિના રહેજ નહિ. આખરે ગઇ સુદી ૧૦મને રોજ ભાઇ હાથીભાઇએ પોતાની કુમળી બાળા બેન વિમળાબેનને આ પાપલગ્નની વેદી ઉપર હોમી!

## આધેડનું નંદીલગ્ન

ગામ ડભોઉના ભાઇ સોમાભાઇ ગોકળભાઇ પટેલ આશરે ૪૫ વર્ષના —આધેડ વયના—છે. તેમનાં પ્રથમ લગ્ન પીપલગ ગામે થએલાં, ને તે બાઇ પોતાની પાછળ ૩ પુત્રો મૂકી ગુજરી ગયાં. ત્યાર પછી ભાઇ સોમાભાઇએ આણંદમાં લગ્ન કર્યું, તે બાઇને પણ પાંચેક વર્ષની પુત્રી છે. એમ છતાં કોણ જાણે કેમ ભાઇ સોમાભાઇને ફરી ઊથલવાનું મન થઇ આવ્યું. આવાને ય કન્યા આપનાર સ્વાર્થીઓની કંઇ ખોટ પડી છે? બાકરોલના ભાઇ ભાઇ અંબાલાલ અવચળભાઇ તો ગુજરી ગયા છે, પણ તેમનાં વિધવાએ પોતાની કુમળી કન્યા બેન ડાહીબેનને આ આધેડ સાથે ઝીકવાનો નિશ્ચય કર્યો. પિત્રાઇઓ વખતે આ લગ્નનો વિરોધ કરશે એમ ધારીને કે કોણ જાણે કયેય હેતુએ એ બાઇએ પોતાની દીકરીને બોચાસણમાં લેઇ જઇ ત્યાંના મંદિરમાં એ આધેડ વર ભાઇ સોમાભાઇ સાથે પરણાવી દીધી!

## પંચમાં કંઇ ન્યાય છે?

બાંધણીના ભાઇ ગોરધનભાઇ વાઘજીભાઇ પટેલ એક પત્ની હયાત છતાં ફરી લગ્ન કરવા તૈયાર થયા, ત્યારે તે ગોળના કેટલાક યુવકોને તેની ખબર પડતાં તેમણે ગોળનું પંચ એકઠું કર્યું. પંચે હકીકત સાંભળીને ઠરાવ કર્યો કે જો એ લગ્ન થાય તો બંને પક્ષને અને એ લગ્નમાં ભાગ લેનારને પણ નાત બહાર મૂકવા. છતાં એ ભાઇ ગોરધનભાઇએ લગ્ન કર્યું જ. આ વિષે ગયા અષાઢ માસના અંકમાં પ્રસંગકથા લખાઇ ગઇ છે. પછી પંચે પોતાના ઠરાવ

પ્રમાણે એ લગ્નના બંને પક્ષને અને તેમાં ભાગ લેનારને નાત બહાર મૂક્યા કે કેમ તે ખબર નથી. પણ એ ઠરાવ અન્યાયભર્યો હતો એમ જણાવતું ચર્ચાપત્ર ભાઈ રેવનદાસ ઓંકારભાઈ પટેલે મોકલેલું અને તે શ્રાવણના અંકમાં પ્રસિદ્ધ થયું છે. જોકે તેનો જવાબ એક ભાઈએ આપેલો અને તે ભાદરવાના અંકમાં છપાએલો છે, છતાં એટલું સ્પષ્ટ છે કે પંચ જો આવાં થતાં એકે એક લગ્નનો એકધારો ઠરાવ ન કરે, અમુક વિષે કંઈક ઠરાવ કરે અને અમુક વિષે આંખ મીચે, તો સહેજે પ્રશ્ન થાય કે પંચમાં કંઈ ન્યાય છે? ખરી વાત તો એ છે કે આ પંચો આત્મા વગરનાં મુડદાં થઈ પડ્યાં છે. જોઈએ તો એ મુડદાંમાં જીવ ફૂંકાવો જોઈએ, નહિ તો એમને ચિતા ઉપર ચઢાવી ફૂંકી દેવાં જોઈએ.

### એક પ્રકારે કન્યાવિક્રય

નાતોના ગોળ એવે સ્વાર્થે બંધાયા છે કે બહારની કન્યાઓ ગોળમાં લાવવી, પણ ગોળની કન્યા બહાર ન આપવી. પરિણામ એ આવે છે કે બહારની કન્યાઓ ગોળમાં આવે તે ઉપરાંત ગોળની કન્યાઓ તો હોયજ, એટલે તેમની સંખ્યા વધી પડે. ગોળના વરની સંખ્યામાં કંઈ વધારો થવાનો નહિ. આથી વરની સંખ્યા કરતાં કન્યાની સંખ્યા વધી પડે. પરિણામે વરનો બજારભાવ ચઢી જાય ને કન્યાનો ઊતરી જાય, એટલે કન્યાને પરણાવતાં મોટી પરઠણ ભરવી પડે. પણ જેણે પરઠણ ન ભરવી હોય અથવા ઓછી ભરવી હોય તેણે ખોડીલો વર શોધી કાઢવો. જીવની પત્નીએ ફરી પરણવા ઊભા થતા વર પણ એક પ્રકારે તો ખોડીલાજ છે, કારણ કે પોતાની કન્યા વહાલી હોય તો શોક ઉપર દેવા—એવા વરને પરણાવવા ક્યાં નિષ્ઠુર માબાપ રાજી હોય? પણ આવા વર પરઠણ ઓછી માગે અગર ન પણ માગે. પૈસાનો આમ બચાવ કરવા નિષ્ઠુર માબાપ પોતાની કન્યાને આવા સાથે લગ્નવેદી ઉપર હોમે છે. એટલે પૈસા મેળવવા નહિ તો બચાવવા આવાં લગ્નમાં કન્યા દેવી એ ન દેખાય આવે તોયે એક પ્રકારે કન્યાવિક્રયજ છે.

### રાજ્યનું રક્ષણ

આવી કન્યાઓને રાજ્યનું રક્ષણ મળવું જોઈએ. એમનાં માબાપ તો પૈસાને સ્વાર્થે કસાઈની પેઠે તેમના જીવન ઉપર છરી ફેરવે છે, ત્યારે એ નિર્દોષ કુમળી કન્યાઓનો બેલી કોણ? પ્રજાહિતચિંતક રાજ્ય હોય તો અનાથનો નાથ રાજ્ય છે. ત્યારે આજે રાજ્યે કાયદો કરવો ઘટે કે તેવાંલગ્ન કરનારે કરાવનારને કેદખાનાની સજા થાય ને એ લગ્ન તો ફોકજ થાય. કન્યારક્ષણના આવા અનેક કાયદા નહિ થાય ત્યાં સુધી સમાજની કન્યાઓ રહેંસાયે જવાની.

## બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદો

સરકાર કાયદો કરે, પણ લોક જ્યાં સુધી તેને અનુકૂળ રહી સહકાર ન આપે ત્યાં સુધી એ કાયદા પણ શું કરે? બાળલગ્નનિષેધક કાયદો સરકારે કર્યો છે, છતાં લોક બાળલગ્ન કર્યે જાય છે. તે માટે કચેરીમાં દંડાય છે છતાંયે કર્યે જાય છે. પાટીદાર મંડળના મંત્રી ભાઇ વેણીભાઇને પાછી અહુણા જ ચાર ફરિયાદો કરવી પડી છે: (૧) હેરંજ તા. નડીઆદના ભાઇ લલુભાઇ નાથાભાઇના ૧૧ વર્ષના પુત્રનું લગ્ન આશીપુરા તા. આણંદના ભાઇ દેસાઇભાઇ બાપુજીની ૭ વર્ષની પુત્રી સાથે થયું, તે બાબત વરના તથા કન્યાના પિતા અને લગ્ન કરાવનાર લીંગડાના ગોર કાળિદાસ નાથાલાલ ઉપર; (૨) પાળજના ભાઇ ફકીરભાઇ સોમાભાઇના ૧૧ વર્ષના પુત્રનું લગ્ન નાપાડના ભાઇ ગોકળભાઇ જેસિંગભાઇની ૫ વર્ષની પુત્રી સાથે થયું, તે બાબત વરના તથા કન્યાના પિતા અને નાપાડના ગોર મણિલાલ જેઠાલાલ ઉપર; (૩) બોરીઆવીના ભાઇ ધુળાભાઇ છીછીભાઇનું લગ્ન નાપાના ભાઇ હરમાનભાઇ રણછોડભાઇની ૩ વર્ષની પુત્રી સાથે થયું, તે બાબત વર, કન્યાનાં માતાપિતા અને ગોર મણિલાલ માણેકલાલ અને શંકરલાલ ખેચરલાલ ઉપર; અને (૪) બેટાસીના ઠક્કર જવેરલાલ મોતીલાલના ૧૪ વર્ષના પુત્રનું લગ્ન કાનવાડીના ઠક્કર ત્રિભુવનદાસ ગરબડદાસની ૧૩ વર્ષની પુત્રી સાથે થયું, તે બાબત વરનાં માતાપિતા, કાકા અને કન્યાનાં માતાપિતા ઉપર ગઇ તા. ૨૧ : ૧૨ : '૩૭ને રોજ ખેડાજિલ્લા ડિ. મૅજિસ્ટ્રેટની કચેરીમાં ફરિયાદો દાખલ કરી છે. તેની પ્રાથમિક તપાસ પણ શરૂ થઇ છે. આ બધી ફરિયાદોમાં અમદાવાદના વકીલ ભાઇ જામિયતરામ પંડ્યા સેવાભાવે ફરિયાદ પક્ષે ઊભા રહ્યા છે.

## વડોદરા રાજ્યની શિથિલતા

અંગ્રેજી રાજ્યમાં કંઇંક આકરી સજાઓ થાય છે તોય લોક પોતાની ત્રણ ત્રણ વર્ષની દીકરીઓ પરણાવતાં ડરતા નથી, તો વડોદરા રાજ્યમાં એ કાયદો છેક શિથિલતાથી અમલમાં મૂકાય છે ત્યાં તો શીયે સ્થિતિ હશે! ત્યાંની શિથિલતાનો એક દાખલો અહુણા જ મળી આવ્યો છે. પેટલાદના વકીલ અંબાલાલ જીવાભાઇ અને આંગાના બૅરિસ્ટર ચુનીભાઇ ભાઇલાલભાઇ, એ બંનેએ પોતાની પુત્રીઓનાં બાળલગ્ન કરેલાં. તેમાં ભાઇ અંબાલાલનો રૂ. ૨ અને ગોરનો રૂ. ૨ દંડ થએલો; ભાઇ ચુનીભાઇ વિરુદ્ધ તો ફરિયાદજ નહિ થએલી! આવી શિથિલતા માટે 'પાટીદાર મંડળ' તરફથી એ રાજ્યના દિવાન સાહેબ તરફ પ્રતિનિધિમંડળ ગએલું ને તેમને આ કેસ બતાવેલા. એમણે એ

કેસ ફરી હાથ લેવા હુકમ કર્યો અને ત્યાર પછી આવા કેસમાં સખ્તાઇથી કામ લેવા રાજાજ્ઞા પણ થઇ. પરિણામે ભાઇ અંબાલાલને રૂા. ૧૦૦ અને ગોરને રૂા. ૨૦ દંડ કર્યો. ત્યારે ભાઇ ચુનીભાઇ તો આફ્રિકા ચાલ્યા ગયા છે એટલે એમને વિષે કોણ જાણે શું યે કર્યું હશે અને ગોરને રૂા. ૧૫ દંડ કર્યો! અંગ્રેજી રાજ્યમાં તો ગોરનેજ વધારે સજા થાય છે, જેથી કોઇ ગોર આવાં લગ્ન કરાવે નહિ અને હિંદુ લોક એવા વહેમી છે કે મૂર્ખ મળે તોય લગ્ન કરાવવા ગોરજ જોઇએ. ચાંગાના કેસમાં ચાંગાના મુખીએ વરની ખોટી ઉમર નોંધેલી, એને સજા કરવી જોઇતી હતી. પણ એ રાજ્યમાં કાયદા કરવા અને પાળવા વચ્ચે આભજમીનનો ફેર છે!

## પોરબંદરમાં કન્યાવિદ્યાલય

પણ કોઇ પીડિત જાતિનું દુઃખ બીજું કોઇ ફેડવાનું નથી, એ તો એણેજ જાતે ઊઠીને ફેડવું જોઇશે. 'જેના પેટ ઉપર સાપ પડે તેણેજ ઉછાળવો રહ્યો.' આમ સ્ત્રીઓન્નતિનાં દુઃખ કોઇ પંચ, મંડળ કે સરકાર નહિ ફેડે; એ તો એણે જાતેજ ઉઠીને ફેડવું જોઇશે. અને કન્યાઓના લગ્નના અધિકાર તેમનાં માબાપ દબાવી બેઠાં છે, તે તેમણે પોતાના હાથમાં લેવા જોઇશે. કન્યાઓએ એવા પ્રકારની કેળવણી લેવી જોઇશે અને પોતાની સમજ થયે પોતાની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવાં જોઇશે. આવા પ્રકારની કેળવણી માટે ઠામઠામ કન્યાવિદ્યાલયો સ્થાપવાં પડશે. ચરોતરના કેન્દ્રસ્થાન નડીઆદમાં આવું વિદુષી કન્યાવિદ્યાલય એકેક વર્ષથી ચાલે છે. હાલ પોરબંદરમાં આવું એક કન્યાવિદ્યાલય સ્થપાયું છે. ત્યાંના શેઠ નાનજીભાઇ કાળિદાસ મહેતા આફ્રિકામાં જઇ ખૂબ ધન કમાઇ લાવ્યા છે અને દેશોન્નતિ માટે ખૂબ ઉદાર હાથે પોતાનું ધન વાપરે છે. તેમનાં પત્ની બેન સંતોકબેનનો તેમાં સંપૂર્ણ સહકાર છે. તેમણે પોરબંદરમાં કન્યાવિદ્યાલય માટે રૂા. ૩,૦૦,૦૦૦ જેવડી મોટી રકમ કાઢી ને તે વિદ્યાલયની સ્થાપના ગઇ સુ. ૧ને શુભમુહૂર્તે થઇ. બીજે દિવસે પોરબંદરના મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજીને હાથે તેની ઉદ્ઘાટન ક્રિયા થઇ. આવાં વિદ્યાલયોમાંથી તેજસ્વી ને ઓજસ્વી કન્યાઓ નીકળો, સ્ત્રીજાતિનો ને એમ પુરુષજાતિનો તથા સમસ્ત સમાજનો ઉદ્ધાર એમને હાથે થાઓ ને દેશનું કલેવર સર્વાંગસુંદર બનો!

## વડોદરાની ધારાસભામાં

આમ કન્યાઓ કેળવાશે ને ભાવિ પ્રજાનું માનસ બદલાશે ત્યારે જ જ્ઞાતિની ઉન્નતિ થશે. બાકી દરેક વિષયમાં સરકાર સામે તાકી રહેવાની વૃત્તિ તો પ્રજાની

ગુલામગીરીની છાપને ઊંડે ને ઊંડે દબાવતી જાય છે ને છતાં યે રાજ્ય તો પ્રજાને ચપટીએ ઉડાવ્યે જાય છે. વડોદરા રાજ્યની પોકળ શોભા રૂપ ધારાસભામાં ત્યાંના એક આગેવાન સભાસદ ભાઇ મગનભાઇ પટેલે વૃદ્ધલગ્ન અટકાવવાનો પ્રસ્તાવ આણ્યો, તેને બીજા સભાસદ ભાઇ બાપુભાઇએ અને ભાઇ છોટાભાઇએ ટેકા પણ આપ્યો, છતાં ન્યાયમંત્રીએ ઉત્તર આપ્યો કે "મારૂં તો માનવું એવું છે કે જે તે માબાપે પોતાની દીકરીનું હિત સાચવવું જોઇએ." અને દિવાન સાહેબે કહ્યું કે "સમાજ કાયદાથી સુધરશે એમ કેમ કહી શકાય? સામાજિક કાયદા ફત્તેહમંદ થવાનો આધાર ભણેલા માણસો જે પ્રયત્ન કરે તે પર રહેલો છે." એમ કહીને એ પ્રસ્તાવ ઉડાવી દીધો! બાળલગ્નનો કાયદો એ રાજ્યે કર્યો ત્યારે અમલદારોએ આવી દલીલ કરી હતી? કે પછી પોતાને પાલવે ત્યારે પીપુડી આ છેડેથી વગાડવી અને ન પાલવે ત્યારે પેલે છેડેથી વગાડવી એમાંજ પોતાનો ધર્મ સમાએલો એ સમજે છે? ભણેલા નથી પહોંચી શકતા ત્યારે તો તેઓ રાજ્યની મદદ માગે છે એટલું પણ અમલદારો ન સમજે?

**અસ્પૃશ્યોની અવદશા**

અને ખાસ ખૂબી તો એ છે કે એ રાજ્યમાં અસ્પૃશ્યોની અસ્પૃશ્યતા તોડવા માટે તો ઠરાવ થઇ ગયા છે: (૧) "શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની આજ્ઞા થઇ છે કે સરકારી માલિકીનાં દેવમંદિરો જાતિભેદ સિવાય તમામ હિંદુઓ માટે ખુલ્લાં મૂકવાં જોઇએ, અને ખાનગી મંદિરોના માલિકોને તેમ કરવા સમજાવવા અને દાખલો બેસાડવા જોઇએ કે પ્રભુને સૌ સરખાં છે. (સહી) વી. ટી. કૃષ્ણમાચાર્ય, દિવાન; તા. ૨૧:૧૦:'૩૨." (૨) "દફતરી હુકમ અંક ૫૨/૩૬, સને ૧૯૩૬-'૩૭. અંત્યજોને ગામાત કુવેથી પાણી ભરવા દેવા હરકત ન થાય તે બાબત. ગામમાં આવેલા સરકારી કિંવા સાર્વજનિક કુવાઓમાં પાણી લેવા ભંગીને છૂટ છે. શ્રીમંત સરકાર તરફથી કાંઇ પ્રતિબંધ રાખેલો નથી. તેમજ નવીન કુવા કરવાના પ્રસંગે અંત્યજોને પાણી ભરવા દેવા અગર પાણીની સોઇ કરી આપવા બાબત ગામલોકોની કબુલત લેવા રાજઆજ્ઞા અંક ૪, તા. ૧૦:૧:'૩૧ની થએલી છે. એટલે ગામોમાં સ્વતંત્ર અંત્યજ કોમ માટે કુવા ન હોય ત્યાં ગામના કુવેથી પાણી લેવા છૂટ આપેલી છે. છતાં ગામલોકો અંત્યજોને પાણી ભરવા દેવા હરકત કરે નહિ તે સંબંધમાં ઘટિત રીતે બંદોબસ્ત થવા પ્રાન્ત વા પ્રાન્તપંચાયતમાંથી તજવીજ કરવી....તા. ૨૬:૧૦:'૩૬. (સહી) સ. પ્ર. મુકરજી, ગા. સરસુબા." આમ છતાં દ્વારકાનાં અને બેટનાં મંદિરોમાં ઠાકરબાપા અને

રામેશ્વરી દેવી દર્શન કરવા ગયાં, ત્યારે તેઓ અસ્પૃશ્ય નહિ, પણ બ્રાહ્મણનાં યે બ્રાહ્મણ હોવા છતાં એજ રાજ્યના સરકારી અધિકારીએ શી અવદશા કરી હતી તે તો એ રાજ્યના દિવાન-સાહેબને એમણે ભરસભામાં સંભળાવી દીધું હતું અને છતાંયે એ અધિકારી વિષે શાં પગલાં ભર્યાં તે કોઇને ખબર પણ નથી. આથી તો ત્યાંની ધારાસભામાં અસ્પૃશ્યોની સ્થિતિ સુધારવા માટે એક સભાસદ ભાઇ નાગજીભાઇએ પ્રસ્તાવ આણ્યો હતો. દુર્ભાગ્યે એ ભાઇ તે સભામાં હાજર ન રહી શકયાથી તે પ્રસ્તાવ મુલતવી રહ્યો છે.

## ધનીઆવીનું શિકારખાનું

એ રાજ્ય સામે વળી હાલ ધનીઆવી ગામની આજુબાજુના ખેડુતોનો પોકાર ઊઠયો છે. અંગ્રેજી રાજ્યમાં રોઝ ખેડુતોના પાક ભેલાડે છે, એટલે એ જાનવરોનો નાશ કરવાની યોજના રાજ્ય કરી રહ્યું છે, પણ વડોદરા તાલુકામાં ધનીઆવીની આશરે ૧૩૦૦ વીઘાં જમીન ગાયકવાડના શિકારખાના માટે અનામત રાખી છે અને ત્યાં હરણની વસતિ વધવા દેવામાં આવે છે. એ હરણો આજુબાજુનાં ગામોની ખેતી ભેલાડે છે. ખેડુતોને એ હરણો મારવાની મનાઇ છે, એ હરણો ખેતી ભેલાડે નહિ એટલા માટે સરકારે ચોકી બેસાડી છે. પરિણામ એ આવ્યું છે કે હરણો ખેતી ભેલાડે ને ખેડુત તેમને હાંકવા જાય તો ચોકીઆત ઊલટા એને હેરાન કરે. આમ એ ચોકીઆત રક્ષક મટી ઊલટા ભક્ષક બન્યા છે. આ ત્રાસને નિવારવા આજુબાજુનાં ૨૭ ગામના ખેડુતોએ સરકારને, એ શિકારખાનાની આજુબાજુ વાળાની ઊંચી વાડ કરી લેવા, અરજી કરી છે. પણ ધારાસભામાં તો ઊલટો જ જવાબ દેવાય છે. એટલે ખેડુતોએ હવે તો સત્યાગ્રહજ કરવો રહ્યો. મુસાફર મહારાજા સાહેબ પોતાની મુસાફરી કરી યુરોપ તરફ ચાલતા થાય, તે પહેલાં રાજમહેલને આંગણે બેસી, સત્યાગ્રહ કરીને દાદ મેળવવી એ જ હવે તો છેલ્લો ઉપાય ખેડુતો માટે રહ્યો.

## પાછું હિમ પડયું-ખેડૂત મર્યો!

ગયા પખવાડિયામાં ગુજરાતમાં ઠામઠામ હિમ પડયું ને ખેતીનો પાક- ખાસ કરીને તમાકુ, કપાસ ને તુવેરનો પાક-બળી ગયો. ખેડૂત હવે તો પોક મુકીને રૂએ છે કે 'હવે કરીશ શું? ખાઇશ શું ને સરકારને ભરીશ શું?' સરકારે હવે આ વિષે તાત્કાળિક પગલાં લેઇ ખેડૂતને રાહત આપવી રહી.

## આપણા યુવકનો ધર્મ

આજે મહાસભાની સરકાર વહીવટ કરે છે. એને હૈડે પ્રજાનું હિત અવશ્ય છેજ. પણ તેને દારૂનિષેધ વગેરે અનેક સુધારા એવા કરવાના છે કે તેમાં

ઉપજ જતી કરવાની છે ને તેથી ખોટમાં વહીવટ ચલાવવાનો છે. એવી સ્થિતિમાં પ્રજાએ નાણાંવિષયમાં ધીરજ રાખવી રહી. સરકાર આપણીજ છે ને એ સરકારને મૂંઝવીને એને નિષ્ફળ કરવામાં પ્રજાનીજ નિષ્ફળતા છે. પહેલાંની સરકાર પ્રજાની જે હિલચાલ વિષે સખ્ત ખબર લેઇ લેતી, તેવી હિલચાલ આજે જાણી જોઇને ચલાવીએ અને સરકારને મૂંઝવીએ. એવાં લાડ આપણને ના શોભે. આ વાત એટલા માટે કહેવામાં આવે છે કે આજે આપણા કેટલાક ભાઇઓ એવી હિલચાલ ચલાવી રહ્યા છે. એ ભાઇઓને હૈડે પ્રજાનાં હિત હોય તો એમણે પ્રજાસેવા કરી દેખાડવી જોઇએ.

### યુવાનોનો ધર્મ

ચીનનો એક નેતા ચિયાંગ કિયા-શેક ઉપદેશે છે: "પ્રજાને સન્માર્ગે દોરવી એ જુવાનોનો—ખાસ કરીને વિદ્યાર્થી જુવાનોનો—ગંભીર ધર્મ છે. એ મહત્ત્વના ધર્મમાંથી કોઇ પણ યુવાન પાછાં પગલાં ભરી શકે નહિ. સદ્ગત નેતાએ (ડૉ. સુન્ યાત્ સેને) કહેલું કે 'જીવનનો હેતુ સત્તા નહિ, પણ સેવા છે.' યુવાનો વિદ્યાર્થીઅવસ્થામાં સમાજનો રોટલો ખાય છે. જો તેઓ માત્ર ખાઇ જાણે અને સમાજના ભાવિ હિતને માટે તૈયાર ન બને તો તો એ સમાજનું લોહી ચૂસનાર જળો જેવાં થવાનાં છે. ત્યારે શાળાપાઠશાળાઓમાં ભણતાં ચીનનાં વિદ્યાર્થીજનોએ પ્રથમ તો જીવનના શુદ્ધ હેતુનો નિર્ણય કરવો, પછી ચીનાઇ સમાજની પરિસ્થિતિ અને તેની ખામીઓ નિહાળી લેવી અને સમાજસુધારણામાં અને ગ્રામપુનારચનાના પ્રયત્નોમાં પોતાના અવકાશનો સમય આપવો ઘટે .... આપણે સમજવું ઘટે કે ગ્રામસેવા એ ગ્રામપુનારચનાનું પહેલું પગથિયું છે. યુવાનો વિદ્યાર્થીઅવસ્થામાં દેશસેવા ન કરી શકે એમ માનવું ભૂલભરેલું છે. દેશસેવાના ઘણા માર્ગ છે એ આપણે સમજવું જોઇએ .... જો વિદ્યાર્થીઓ રજાઓના દિવસોમાં ગ્રામસેવા કરતા થઇ જાય તો એ પણ સાચી દેશસેવા છે." ('મોડર્ન રિવ્યુ,' ઑક્ટોબર, ૧૯૩૭, પૃષ્ઠ ૪૫૦).

### અહેમદાવાદમાં મહાયજ્ઞ

પેલા હાથીગરા મહારાજે વસોમાં પોતાનો મહાયજ્ઞ નિર્વિઘ્ને સફળ કર્યા પછી, ને અહેમદાવાદ ગયા છે અને ત્યાં આવતી પૂનેમે યજ્ઞ કરવાની તૈયારી કરી રહ્યા છે એવા સમાચાર મળ્યા છે. એમની સામે જ્યાં સુધી યુવકો પ્રચંડ મોરચા નહિ માંડે અને એમનું કામ સફળતાએ ચાલવા દેશે ત્યાં સુધી એ તો વહેમી ને ભોળા લોકની કમાણી ઉપર તાગડધિન્ના કર્યા કરશે! યુવકો, ચેતશો ને આ જમાનાને પ્રતિકૂળ એવા આ યજ્ઞો અટકાવશો?

## સરનામાં જોઇએ છે

કાર્તકનો અંક જે ગ્રાહકોને વી. પી. કરી મોકલેલો, તેમાંના નીચેના ગ્રાહકોનાં વી. પી. 'માલેકનો પત્તો નથી' એવી મતલબનો ટપાલખાતાનો શેરો થઇ, પાછાં આવેલાં. તે ગ્રાહકોનાં હાલનાં સરનામાં જે કોઇને માલમ હોય તે અહીં લખી મોકલશે તો તેનો ઉપકાર માનીશ. (૧) બેન દિવાળીબેન ઇશ્વરભાઇ શંકરભાઇ, **ઊંવારસદ;** (૨) બેન મણિકાન્તા જીવાભાઇ પટેલ, C/o પુરુષોત્તમ ભગવાનદાસ મતાદાર, મેવાડા ફળિયું, **અંકલેશ્વર;** (૩) બેન મણિબેન ડાહ્યાભાઇ મૂળજીભાઇ, સ્ટેશન ઉપર, **વિરાર;** (૪) ભાઇ સી. એમ. પટેલ, સિવિલ હોસ્પીટલ, **માટુંગા;** (૫) ભાઇ જેઠાલાલ એસ. પટેલ, રિયલ ટાયર શોપ, પન્નાલાલ ટેરેસીઝ સામે, ગ્રાન્ટ રોડ, **મુંબઇ ૭;** (૬) ભાઇ ભાઇલાલભાઇ ભૂલાભાઇ અમીન, ઘર નં. ૧૧૫૫, ચોગાનના કૂવા પાસે, તળીઆની પોળ, સારંગપુર, **અમદાવાદ;** (૭) Maganbhai S. Patel, Esq., Electrical Engineer, 288, Esplanade Row, G. T., **Madras;** (૮) ભાઇ રસિકલાલ કે. પટેલ, સ્નફ મર્ચંટ, રાયપુર ચકલે, **અમદાવાદ;** (૯) ભાઇ રામભાઇ પુરુષોત્તમદાસ અમીન, ગણેશભુવન, જી. આઇ. પી. રેલ્વે, **માટુંગા;** (૧૦) શ્રી મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય, **બહાદરપુર,** (પ્રાન્ત વડોદરા); વળી (૧૧) ભાઇ ડી. બી. પટેલ, ત્રીજે માળ, ટોપી વાળાની ચાલ, સેંટ્રલ બેંકની સામે, સેંડહર્સ્ટ રોડ, **મુંબઇ,** એમને મોકલેલો માગશરનો અંક પાછો આવ્યો છે.

*

## જોઇએ છે વિધવા અથવા કન્યા

ચરોતરના અગ્રગણ્ય ગામના, આફ્રિકામાં વસતાં, માસિક રૂા. ૧૭૦ની આવકવાળા, સુશિક્ષિત પાટીદારને લગ્ન માટે વિધવા અથવા કન્યા જોઇએ છે. પત્રવ્યવહાર તદ્દન ખાનગી રહેશે.

લખો નીચેને સરનામે:

શિક્ષિત C/o 'પાટીદાર'મંદિર, આણંદ

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** મંડળની સામાન્ય સભા તા. ૨:૧:'૩૮ને રોજ બપોરના બે વાગે મળનાર છે, તે વખતે મંત્રીઓની ચૂંટણીનાં, ને બંધારણમાં સુધારાવધારા કરવાનાં કામ થશે. મહેસૂલ માફી માટે કરેલી અરજીનો હજી સુધી નિકાલ થયો નથી; ખાતાએ તેને માટે કરવી જોઇતી તપાસ થઇ ગઇ છે. મંડળની જમીનમાં બંધાએલાં મકાનો માટે ખેતી સિવાયના ઉપયોગના જુદા નંબરો પાડવા સારૂ માપણી થઇ ગઇ છે, ને તેમાં હદ નિશાન પણ નંખાઇ ગયાં છે, એટલે હવે એ બાબતની સનદો જલદી આવી જશે.

**વિદ્યાલય સમાચાર:** દિવાળીની રજાઓ તા. ૧૦:૧૧:'૩૭ને રોજ ઊઘડી ગઇ છે. હાલ વિદ્યાલયમાં ૧૮૦ની સંખ્યા છે, તેમાંથી ૮૩૫ છાત્રાઓ છે. **આ વખતે છાત્રાલયમાંથી રસોઇઆ કાઢી નાખી સ્વયંપાકી રસોડાં શરૂ કર્યાં** છે. છાત્રાઓને આઠ ટુકડીમાં વહેંચી દઇ આઠ રસોડાં કર્યાં છે, તેમાં છાત્રાઓ પોતેજ પોતાની રસોઇ રાંધે છે. મુખ્ય રસોઇઆ શ્રી વિઠ્ઠલદાસ રસોઇના અધ્યાપક તરીકે કામ કરે છે, અને મુખ્ય ગૃહપતિ તથા વિભાગીય ગૃહપતિઓ વગેરે પ્રત્યેક ટુકડીમાં શામિલ રહે છે. છાત્રાઓને સ્વયંપાકમાં ખૂબ મઝા પડે છે, ને તેઓ ઉત્સાહથી કામ કરે છે.

ગઇ ગાંધીજયંતી વખતે તા. ૨૫:૯:'૩૭થી તા. ૨:૧૦:'૩૭ સુધીના આઠ દિવસ ખાસ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. વિદ્યાર્થિનીઓએ જાતમહેનતથી પાંચ રૂપિયાની કમાણી કરી હતી, અને તે પૈસા હરિજન ફાળામાં આપ્યા હતા; કુલ ૧૨,૨૯,૬૩૬ વાર સૂતર કંતાયું હતું.

આગામી મહાસભામાં ૯૦ વિદ્યાર્થિનીઓ અને ૧૨ શિક્ષકો સ્વયંસેવકો તરીકે કામ કરવા જવાનાં છે.

કર્વે વિદ્યાપીઠની વડોદરાની મહિલાપાઠશાળાનાં અધ્યાપિકા શ્રીમતી સુભદ્રાબેન શ્રોફ વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે કામ કરવા માટે તા. ૧લી ડીસેમ્બરથી આવી ગયાં છે.

## ફંડ
### વાર્ષિક લવાજમના, સને ૧૯૩૬-૩૮ના

| | | | |
|---|---|---|---|
| શ્રી. | છગનભાઇ શંકરભાઇ પટેલ, | ધર્મજ | રૂા. ૧૨-૦-૦ |
| ,, | ડૉ. ભાસ્કરરાવ રામભાઇ પટેલ, | સોજિત્રા | ૧૨-૦-૦ |
| ,, | માણેકલાલ ચુનીલાલ પરીખ, બાકી હતા તે, | નડિયાદ | ૧૧-૦-૦ |
| ,, | શાન્તાબેન ભાસ્કરરાવ પટેલ, | સોજિત્રા | ૬-૦-૦ |
| | | | ૪૧-૦-૦ |

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૪ | વર્ષ ૧૫ | આણંદ | માહ | અંક ૪


## છ ગામવાળાની ભયંકર ભૂલ

**મારા** ગામની–ભાદરણની–કન્યાઓની તથા વહુઓની અધમ દશા જોઇને મને આ લેખ લખવાનું સૂઝી આવ્યું. તેમ કરવામાં હું પોતે છ ગામવાળાની ભુલ કાઢવામાં મોટાઇ નથી માનતી, પરંતુ એક નાગરિક તરીકેની મારી ફરજ બજાવું છું. આ ભુલ મોટામાં મોટી તેમજ અત્યંત દુઃખજનક છે. આ ભૂલથી કેટલીયે સ્ત્રીઓ ભગ્ન હૃદયે આત્મઘાત કરતી હશે. ઉપર ઉપરથી જોતાં નજીવી જણાતી, પરંતુ પરિણામે ભયંકર એવી આ ભૂલ જોતાંજ એ ત્રાસ ઉપજાવે છે. માટે આ ભુલ સુધારવા છએ ગામના ભાઇઓ પોતે બનતા ઉપાયો કરશે, એમ હું આશા રાખું છું. કારણ કે જે દુઃખ ટાળવાની સત્તા પોતાના હાથમાં હોય તે દુઃખ શા માટે વેઠયા કરવું?

વાત એમ છે કે ભાદરણ, ધર્મજ, કરમસદ, વસો, સોજીત્રા અને નડીઆદ, આ છએ ગામના પાટીદારોએ એવો ઠરાવ કરેલો છે, કે પોતાની કન્યાઓ તે છ ગામમાંજ આપવી. તેમાં પોતાનું ગામ બાદ જતાં પાંચ બાકી રહે છે. બહારથી કન્યા લાવવા માટે તો તેઓએ છૂટ રાખેલી છે, એટલે કે ગમે ત્યાંથી કન્યા લાવી શકે–પોતાના પુત્રોને ગમે તે ગામે પરણાવી શકે. આ ઠરાવ એવો તો કડક છે કે તેનું ઉલ્લંઘન કરનારને તેઓ જ્ઞાતિ બહાર પણ મૂકે છે.

પરમેશ્વર તો પુરષો અને સ્ત્રીઓને સરખા પ્રમાણમાંજ ઉત્પન્ન કરે છે, એટલે સર્વત્ર તે બંનેનું પ્રમાણ લગભગ સરખુંજ રહે છે. છ ગામની અંદર પણ તેમજ હોય. પરંતુ તેઓ બહારથી કન્યાઓ લાવે છે અને પોતાની કન્યાઓ બહાર આપતા નથી. પરિણામે સ્વાભાવિક રીતેજ છ ગામની અંદર સ્ત્રીઓનું પ્રમાણ વધી પડયું છે, કન્યાઓ ગધેડે ગવાય છે. આ તે કાંઇ ન્યાય કહેવાય? આવો અન્યાય કરવાની છ ગામવાળાને શી જરૂર છે? તેઓ

આવી ભૂલ કરે નહિ તેવા ડાહ્યા તો છેજ, પરંતુ લક્ષ્મીને લોભે તેઓ લલચાય છે. ૭ ગામની અંદરથી કન્યાઓ લાવવાની મૂકીને તેઓ ગામડામાંથી લાવે છે, ને ભારે પરઠણ લેવાના હેતુથીજ. ગામડાવાળાની પાસેથી તેઓ મનગમતા પૈસા લે છે—પુત્રવિક્રય કરવામાં આનંદ માને છે! તેઓએ વિચાર કરવો જોઇએ કે જ્યારે બધાય જહારથી કન્યાઓ લાવશે ત્યારે તેમની પોતાની કન્યાને કોણ લેશે? વસ્તુતઃ થાય છે પણ તેમજ. પરિણામે (૭ ગામની અંદર) કન્યાઓની કિંમત ઘટી જાય છે અને છોકરાઓની કિંમત વધી પડે છે.

૭ ગામવાળામાં જેઓને કન્યાઓ છે તેઓનો તો મરોજ છે. જેઓને છોકરાઓ છે તેઓ પૈસાદાર બની જાય છે. કન્યાના પિતાને ઓશિયાળું થવું પડે છે ને કાલાવાલા કરવા પડે છે. કન્યાનો પિતા જેટલો નરમ થાય છે તેટલોજ છોકરાનો પિતા કડક થાય છે. છેવટે ભારે પરઠણ અને જણસો લેવાની શરતે હા પાડે છે. પુત્રના પિતાને તો ગામડાવાળાઓ તૈયારજ છે, એટલે તેને ૭ ગામની અંદરની કન્યાઓની શી ગરજ પડી હોય?

આ તરફ ૭ ગામમાં જ્યારે સ્ત્રીઓનું પ્રમાણ વધી પડ્યું છે ત્યારે પેલી તરફ ગામડાંમાં પુરુષોનું પ્રમાણ વધી પડ્યું છે. કારણ કે ગામડાના લોકો આબરૂને લોભે ૭ ગામમાં કન્યાઓ આપી દે છે, પરંતુ ૭ ગામની કન્યાઓ તેમને મળતી નથી. તેઓ માને છે કે ૭ ગામની અંદર કન્યાઓ આપીને અમે અમારી આબરૂ વધારી છે. પરંતુ તેઓ પોતાને હાથેજ પોતાની આબરૂ ખૂએ છે. કન્યાઓને અભાવે કેટલાકને કૂંવારાજ રહેવું પડે છે. પોતે કૂંવારો રહીને, પોતાની બેનને પરઠણ ભરીને મોટાં ગામોમાં પરણાવીને 'અમે આબરૂ વધારી છે' એમ માનનારો શું ડાહ્યો ગણાશે?

ગામડાવાળાને કન્યાઓ મેળવવા અને આપવા માટે પૈસા ખર્ચવા પડે છે, ૭ ગામવાળાને કન્યાઓ આપવા પૈસા ખર્ચવા પડે છે. આમ બંને પીડાય છે.

બેશક, લક્ષ્મીનો પ્રભાવજ કંઇક એવો છે. વસિષ્ટ જેવા બ્રહ્મર્ષિનો પણ માયાએ—લક્ષ્મીએ—પરાભવ કર્યો, તો તેની આગળ ૭ ગામવાળા સંસારી તે કોણ માત્ર? પરંતુ આમ છેક આંધળા ન થવું જોઇએ. તેઓ એટલી ભારે ભારે પરઠણો લે છે, કે સામો ચોકખો થઇ જતા સુધી તેની સ્થિતિનો વિચાર પણ કરતા નથી. અરે! એવા પાપણહૃદયને દયા પણ નથી આવતી કે તેનું શું થશે. બે ત્રણ વર્ષ ઉપર મારા વિવાહની વાત થએલી, ત્યારે એક માણસે કહેલું, કે "જો મારા હાથમાં એ કન્યા આવે તો ભગતને ઘેર બીંડા વાવે તેવું કરી મૂકું!" મારા દાદા જેવાને પણ ચોકખા કરવાની ઇચ્છા કરી તો

ગરીબનો તો બિચારાનો ઘાણજ કાઢી નાખે! આવા નિર્દય લોકોના હાથમાં સપડાવા કરતાં મેં તો પ્રતિજ્ઞાજ કરી છે કે "જ્યાં સુધી મારા ગામની કન્યાઓની—મારી બેનોની—આવી કરુણાજનક સ્થિતિ છે ત્યાં સુધી મારે મારા વિવાહ સંબંધે મનમાં સંકલ્પ સરખો પણ ન કરવો. મારી બેનોના સુખને માટે મારા સુખનો હું ભોગ આપું છું."

કોઇ બુદ્ધિમાન શંકા કરશે કે જ્યારે '૭ ગામમાં કન્યાઓનું પ્રમાણ વધારે છે તો તે જાય છે ક્યાં? હજી સુધી કોઇ કન્યા વરને અભાવે કુંવારી તો મરી ગઇ નથીજ.' તે શંકાનું સમાધાન આમ છે: એ ગામોના પાટીદારોને પુત્રનો જન્મ થતાં જેટલો આનંદ થાય છે તેટલોજ શોક કન્યાનો જન્મ થતાં થાય છે. કન્યાઓની કાળજી પણ તે પ્રમાણેજ રખાવાની. કાળજીને અભાવે કેટલીક કન્યાઓ બાલપણમાંજ મરણ પામે છે. કેટલીક વહુઓ પોતે અત્યંત દુઃખથી આત્મઘાત કરે છે. વળી વહુઓને તો લક્ષ્મીના લોભથી પરલોકમા પણ પહોંચાડી દેવામા આવે છે. ધિક્કાર છે પૈસા માટે સ્ત્રીહત્યા કરનાર એવા પાષાણહૃદય નરપશુને!

સ્ત્રી એટલે માતા. પ્રજા સારી નરસી થવાનો ઘણોખરો આધાર તેના ઉપરજ છે. જેમની સ્ત્રીઓ દુઃખેપાપે શોકમાં દહાડા કાઢતી હોય તેમની પ્રજા ઉન્નત ક્યાંથી થાય? સ્ત્રીઓની સ્થિતિ સારી હશે તો પ્રજા પણ સારી થશે. સ્ત્રીઓની સ્થિતિ સુધારવી એ સમાજસુધારણાનું પહેલું પગથિયું છે.

જગતમાંથી ગુલામી કદાચ બંધ થઇ હશે, પરંતુ ૭ ગામમાં તો સ્ત્રીઓની ગુલામી પૂરજોશથી ચાલી રહેલી છે. ખરેખર કેટલીક વહુઓની તો ગુલામ કરતાં પણ ઘણી અધમ દશા છે. આવા સુધરેલા જમાનામાં પણ ગુલામી આમ કાયમ રહે તે શું ૭ ગામના આબરૂદાર સજ્જનોનું ડહાપણ ગણાય? તે દુઃખ ટાળવાનું તેમના પોતાનાજ હાથમાં છે. માટે તેઓ પોતાની ભૂલ સમજીને, પોતાના સ્વાર્થરૂપી અંધકારમાંથી જાગીને, સ્ત્રીઓની આવી અધમ સ્થિતિ ટાળવા બનતા ઉપાયો લેશે, એમ હું આશા રાખું છું.

૭ ગામના બુદ્ધિમાન સજ્જનો, બોલો આ સંબંધમાં તમે શો જવાબ આપો છો? સ્ત્રીઓની સ્થિતિ સુધારવા—સમાજને ઉન્નતિને શિખરે ચઢાવવા કાંઇ પગલાં લેશો કે?

ભાદરણ કમલા નારાયણભાઇ પટેલ

—*—

# લગ્ન અને વંશવૃદ્ધિ

**માનવી** સંપૂર્ણ નથી બન્યો ત્યાં સુધી તેને કામવાસના રહેવાનીજ, અને વંશવૃદ્ધિ પણ થયે જ જવાની. જીવન જીવવામાં મનુષ્યને પોતાની કામનાને–ઇચ્છાને સિદ્ધિસ્વરૂપ આપવાનોજ હેતુ હોય છે. એ ઇચ્છાઓ પછી ભલે કંઇ પ્રાપ્ત કરવા માટે હોય કે અધ્યાત્મવાદમાંથી ઊતરી આવેલી કંઇક ઝંખનાઓ હોય. મનુષ્યની દરેક ઝંખના પૂર્ણ તો નથીજ થતી, અને તેની પછવાડે તે વધુ ને વધુ પ્રયત્ન જારી રાખે છે. આવી અપૂર્ણ, ખળભળી ઉઠેલી અતૃપ્તિઓને શાન્ત કરવા માનવી કામને સ્વીકારે છે. આ કામવૃત્તિને કબજે રાખી હેતુપૂર્વક તેમાં ઊતરનાર પોતાની સિદ્ધિને માર્ગે રહી શકે છે, જ્યારે અતૃપ્તિઓથી કંટાળી તેમાં પડનાર પોતાની સિદ્ધિનો માર્ગ ચૂકેલો હોય છે.

હેતુપૂર્વક તેમાં ઊતરનાર મનુષ્ય કામતૃપ્તિ સાથે પોતાની અતૃપ્તિઓને, પોતાના મરણ બાદ પણ પૂર્ણ કરનારની–પછી ભલે તે ન કરે–ઉત્પત્તિની આશા રાખે છે. કોઇને આ હેતુથી કે કોઇને પશુબુદ્ધિથી, પણ દરેક મનુષ્યને કામતૃપ્તિની અમુક હદ સુધીની ઇચ્છા તો હોય છેજ એ વધુ ચર્ચાસ્પદ નથી. અને જે મનુષ્ય તે દબાવી શકે છે, તેનો લય થતાં સુધી તેને બહાર આવવાનો મોકો નથી આપતો, તે તો યોગીજ ગણાય. જગતનાં બધાંય મનુષ્યો યોગી ન હોય, જગતનાં બધાંય મનુષ્યો યોગી ન થઇ શકે.

એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ, કે પચીસ ત્રીસ વર્ષ સુધી મનુષ્યે ઉપરની વસ્તુઓથી ગૂંચવાઇ સંતતિની ઉત્પત્તિ પાછળ જીવનનું જવાહીર વેડફી દેવું એ ઘણુંજ નિંદ્ય ગણાય. કારણ કે એમનાં જીવન હજી ચિરસ્થાયી હોય છે એમ ગણી શકાય; પોતાની અતૃપ્તિઓને સિદ્ધ કરવાની શક્તિ મેળવવાનો એમને પૂરતો વખત હોય છે.

હવે થોડી આડી વાત પર જવું પડશે. આધુનિક લગ્નોમાં હેતુ કે ધ્યેયનું ઠેકાણું હોતું નથી. આવી જગ્યાએ સંતતિની ઉત્પત્તિ પણ હેતુસર થતી નથી. પોતાની વાસનાઓને સંતોષતાં જો સંતાન થઇ જાય તો વાંધો નહિ. આ ભાવનાથીજ જો પરિણીત વ્યક્તિઓ કામતૃપ્તિ કરતી હોય તો તેનો હેતુ આગળ જણાવ્યા પ્રમાણેનો નથી. લગ્નનો હેતુ આવી જગ્યાએ લુપ્ત થઇ જાય છે. પણ પોતાની અતૃપ્તિઓને સિદ્ધ કરનાર સંતતિ પોતાને જોઇએ છે, એટલા માટે પોતાનો વંશ ચાલુ રાખવાની પોતાને ઇચ્છા હોય; અને એ હેતુ પાર પાડવા કામવાસનાને એક સાધન તરીકેજ જો એ વ્યક્તિઓ વાપરે તો તે

શુદ્ધ ધ્યેયને બાધ બેસતું આવે, કારણકે લગ્ન એ સંતાનોત્પત્તિ માટેજ છે એમ સમજવું જોઇએ.

સંયમ એ જીવનમાં મહાન, ખાસ અગત્યની વસ્તુ છે. સંયમ વિનાની વાસનાતૃપ્તિ તો સંતતિનિયમન જેવી ચળવળોજ ઊભી કરી શકે, હેતુસિદ્ધિ નહિ.

કુદરતી અને શારીરિક નિયમોનું પાલન કરવાની ખૂબ અગત્ય છે, માણસને વહેલામાં વહેલી એ ઇચ્છા ૨૫ વર્ષને વયે ઉત્પન્ન થઇ, મોડામાં મોડી ૪૦ વર્ષને વયે તે ઉપર સંયમ કેળવી લેવાય તોજ તે ઇષ્ટ છે. અને તે માટે ત્રેવીસથી નાની વયમાં થતાં લગ્નો નિંદ્ય ગણાવાં જોઇએ. તે પહેલાંની વિજાતીય સહવાસ માટેની ઝંખના–ઇચ્છા ઉપર પૂર્ણ કાબુ રાખતાં શીખવું જ જોઇએ. છતાંય સામાજિક જીવન વચ્ચે વિજાતીય સહવાસ આવી જાય, અને તે સંયમથી કેળવાતો રહે તો તેમાં કંઇ ખરાબ ન ગણાય.

લગ્નનું ધ્યેય વાસનાતૃપ્તિ નજ હોઇ શકે. લગ્ન એ સાધના છે. એમાંથી જીવન માટે ઘણી ઘણી વસ્તુઓ સાધવાની છે. જીવનનો એકાદ અમોલ મંત્ર એ લગ્નસાધનામાંથીજ મળી જાય છે. આજનાં લગ્નોમાં આવી જાતની કોઇ ભાવના જણાતીજ નથી. શા માટે? એનો જવાબ એજ હોઇ શકે, કે આપણે એટલા અજ્ઞાન છીએ. બીજું, સ્ત્રીને પુરુષ સાથે એવી રીતે વળગાડી દેવામાં આવે છે કે તે એકલી પડતાં તદ્દન નિરાધાર બની રહે છે, બેકલી હોય છે ત્યારે અનેક જાતની પરતંત્રતાઓથી બંધાએલી હોય છે.

વંશવૃદ્ધિની બાબતમાં પુરુષના જેટલોજ હક સ્ત્રીને પણ હોવો જોઇએ. સ્ત્રીને એ ન ગમતી વાત હોય, પોતે તે બાબતથી ડરીનેય ભાગતી હોય, છતાં પુરુષ પોતાની તૃપ્તિ માટે જે આચરણ–આક્રમણ–કરે તેને જુલમજ કહી શકાય. એમાં નથી સ્ત્રીનો હેતુ સચવાતો કે નથી પુરુષનો સચવાતો. તે સંજોગોમાં સંતતિ એક અકસ્માત બોજો થઇ પડે છે. સ્ત્રીને તેની અનિચ્છાએ લાદવામાં આવેલ બોજા માટે તે સહજ બેદરકાર બની જાય તો તે સ્વાભાવિક લેખાય. અને એ સંતતિનાં પરિણામ વિપરીત આવે તો તેમાં પુરુષજ જવાબદાર હોઇ શકે. અને એવીજ રીતે, પુરુષ ઉપર હકુમત ચલાવી (ભાગ્યેજ કોઇક દાખલો મળે) સ્ત્રી પોતાની કામતૃપ્તિ કરે અને સંતતિ ગાયકાંગલી પાકે તો તેમાં સ્ત્રીને જવાબદાર લેખવી રહી.

સ્ત્રીની પરતંત્રતાની વાત લાંબી ચર્ચવા કરતાં એને અનિવાર્ય વસ્તુઓમાં સ્વતંત્રતા આપવાની વાત કરીએ, તો સ્ત્રીને પહેલામાં પહેલી સ્વતંત્ર વિચાર કરવાની છૂટ હોવી જોઇએ. અને તે પ્રમાણે સ્ત્રીના યોગ્ય વિચારોને પુરુષે

સંગત થવું જ જોઇએ. અનિચ્છા છતાં તેના ઉપર થતાં આક્રમણ પહેલીમાં પહેલી તકે બંધ થવાની આવશ્યકતા છે. પુરુષે પોતાની કામતૃપ્તિ માટે પહેલાં સ્ત્રીની સંમતિ લેવી એ એક અનિવાર્ય વસ્તુ છે, અને તે પહેલાં પ્રજોત્પત્તિનો હેતુ તેને સમજાવવો જ જોઇએ. આવી રીતે સમજણપૂર્વક ઉત્પન્ન થતી સંતતિજ અતૃપ્તિઓની સિદ્ધિના ધ્યેયને કંઇક અંશે સફળ કરી શકે.

એદરાશ્ટ (કેન્યા) ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

—*—

## સુખી થવું છે?

**આરોગ્યની** ઘણી ચાવીઓ છે અને બધી ચાવીઓમાં મુખ્ય ચાવી બ્રહ્મચર્યની છે. આપણે જેટલો પૈસો મેળવીએ તેટલો ઉડાવીએ તો આપણી પાસે કંઇ બચતું નથી, તેમ જ જેટલું આરોગ્ય મેળવીએ તેટલું ઉડાવીએ તો કંઇ બચતું નથી. માટે સ્ત્રીને અને પુરુષને આરોગ્યરૂપી ધન સાચવવાને સારૂ બ્રહ્મચર્યની સંપૂર્ણ જરૂર છે. જેણે પોતાનું વીર્ય સાચવ્યું છે તે જ વીર્યવાન—બળવાન કહેવાય છે.

બ્રહ્મચર્ય તે શું? પુરુષે સ્ત્રીનો ભોગ ન કરવો અને સ્ત્રીએ પુરુષનો ભોગ ન કરવો, એ બ્રહ્મચર્ય છે. 'ભોગ ન કરવો' એટલે વિષય ન કરવો, એટલું જ નહિ પણ તે બાબત ઉપર વિચાર પણ ન કરવો, તેનું સ્વપ્ન પણ ન હોવું જોઇએ. પુરુષે સ્ત્રીને જોઇ ઘેલા ન થવું અને સ્ત્રીએ પુરુષને જોઇ ઘેલાં ન થવું જોઇએ. આપણને ઇશ્વરે ગુહ્ય શક્તિ આપી છે તેને દાબી આપણા શરીરમાંજ સંગ્રહ કરી, તેનો ઉપયોગ આપણું આરોગ્ય વધારવામાં કરવો.

બધાં સ્ત્રીપુરુષો ઘણે ભાગે આ મોહમાં ફસેલાં પડ્યાં છે. આપણે તે વખતે ગાંડાતુર બની જઇએ છીએ. આપણી બુદ્ધિ ઠેકાણે રહેતી નથી, આપણી આંખને પડદા આવી જાય છે અને આપણે કામાન્ધ બનીએ છીએ. આમ એક રતીભાર રતિ(સુખ)ને સારૂ આપણે એક મણથી વિશેષ બળ એક પળમાં ગુમાવી બેસીએ છીએ. જ્યારે આપણો મદ ઊતરે છે ત્યારે આપણે રંક હાલતમાં આવી પડીએ છીએ. બીજે દિવસે સવારમાં શરીર ભારે રહે છે, સાચું ચેન પડતું નથી, મન ઠેકાણા વગરનું હોય છે, ને બધું ઠેકાણે લાવવા દૂધના કાઢા પીએ છીએ, અને વૈદની પાસે શક્તિની દવા લેવા જઇએ છીએ. આમ દિવસે દિવસે આપણી બુદ્ધિ ગળેલી જોવામાં આવે છે.

આમ વિચાર કરીએ તો જગતમાં મોજમજા, અદેખાઇ, મોટાઇ, આડંબર,

ગુસ્સો, અધીરાઇ, ઝેર વગેરેનું મૂળ આપણે બ્રહ્મચર્યનો ભંગ કરીએ છીએ તેજ છે.

જેમ હીરાને મેળવતાં પૃથ્વીનાં આંતરડાંમાં હજારો મજૂરોને ગોંધાઇ રહેવું પડે છે અને ત્યાર પછી પણ પર્વત જેટલી કાંકરીઓમાંથી એક મુઠી જેટલા હીરા હાથ આવે છે. ત્યારે બ્રહ્મચર્ય જેવા હીરાને શોધવાને સારૂ કેટલો પ્રયત્ન કરવો જોઇએ તે સૌએ ત્રિરાશિ બાંધીને જવાબ શોધી કાઢવો.

ઉપરના વિચારો જંગળી માણસો કેમ અમલમાં મૂકી શકે? પરણેલાં શું કરે? જેને બાળકો છે તે શું કરે? જેનાથી કામને વશ નજ રાખી શકાય તે શું કરે? આ પ્રશ્નો અનેકને મૂંઝવી નાખે છે. કુદરતનો કાયદો છે કે સ્ત્રીપુરુષને પ્રજાની ઇચ્છા થાય ત્યારેજ તેઓ બ્રહ્મચર્ય છોડે. આમ વિચારપૂર્વક બ્રહ્મચર્ય છોડે તે તદ્દન ગાંડાં નહિ બને, અને તેઓની પ્રજા બળવાન અને તેજસ્વી થશે.

નબળી, પાંગળી, વિષયી, નમાલી પ્રજા આપણને થાય એને આપણે ઇશ્વરી કોપ કેમ માનીએ? એમાં આપણો પોતાનોજ દોષ છે. બાર વર્ષના બાળકને પ્રજા થાય એમાં આપણે શું સુખ માનવાનું હોય? એમાં ઉત્સવ શો ઊજવવાનો હોય? બાર વર્ષની બાળા માતા થાય એને મહાવિપરીત કેમ ન માનવું? તુરત વાવેલા ઝાડમાં ફળ થાય તો તે નબળાજ થાય. પશુ આપણા કરતા સારાં છે કે જ્યારે તેઓને પ્રજા ઉત્પન્ન કરવાની પ્રેરણા થાય છે ત્યારેજ નરમાદાનો મેળાપ થાય છે.

ઉપરના લખાણ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જેઓ પરણ્યા નથી તેઓએ આવા કઠણ કાળમાં પરણવુંજ ન જોઇએ અને જેમને પરણ્યા વિના નજ ચાલે તે પુરુષોએ પચીસ કે ત્રીસ વર્ષની ઉમરે પરણવું જોઇએ.

જે માબાપો આ લખાણ વાંચે તેમણે એટલું જાણવું ઘટે છે કે તેમણે પોતાના છોકરાંને બચપણમાં ના પરણાવવાં જોઇએ. જેઓ પરણાવે છે તેઓ ઘાતકી અને સ્વાર્થી હોવાં જોઇએ.

હવે પરણેલાને બ્રહ્મચર્ય પાળવાના ઉપાય વિચારીએ. તેઓએ પોતાની સ્ત્રી સાથેની એકાન્ત તજવી જોઇએ. વિચાર કરતાં દેખાશે કે વિષય ભોગવવા સિવાય સ્ત્રીપુરુષને એકાન્તની જરૂર હોય નહિ. રાત્રીએ સ્ત્રીપુરુષે જુદા ખંડમાં સૂવું જોઇએ. દિવસના બંનેએ સારાં કર્મોમાં અને સારા વિચારોમાં નિરંતર રોકાએલાં રહેવું જોઇએ. પોતાના સુવિચારને ઉત્તેજન મળે એવાં પુસ્તકો વાંચવાં જોઇએ, અને સારાં જીવનચરિત્ર વિચારવાં. ભોગમાં જે દુઃખ રહ્યું છે એનો વિચાર વારંવાર કરવો. જ્યારે જ્યારે વિષયની ઇચ્છા થઇ આવે ત્યારે ત્યારે

તેમણે ઠંડા પાણીથી નાહી લેવું. આમ કરવાથી શરીરમાં જે મહાન અગ્નિ રહ્યો છે તે બીજું અને સારૂં રૂપ પકડી પુરુષ અને સ્ત્રી બંનેને ઉપકારી થઇ પડશે અને તેઓના સુખમાં વધારો કરશે. આવું કરવું મુશ્કેલ છે; પણ આપણે મુશ્કેલીઓ જીતવાને તો જન્મ્યા છીએ; આરોગ્ય મેળવવું હોય તો આ મુશ્કેલીઓ જીતવી જ જોઇએ.

પલાણા રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

---

## સગર્ભા સ્ત્રીને સલાહ

૧. સગર્ભા સ્ત્રીએ જાણવું જોઇએ કે તમારી હાલત કુદરતી છે અને કુદરતના નિયમ પ્રમાણે ચાલશો તો કાંઇ પણ હરકત આવશે નહિ.

૨. ખોરાક સારો, પુષ્ટિકારક અને જલદી પાચન થાય તેવો લેવો. પેટ પંપાળીને ખાવું નહિ. દારૂ વગેરે માદક પદાર્થ પીવા નહિ. દારૂથી કસુવાવડ થવાનો સંભવ છે.

૩. ઝાડો કબજિયાત રાખવો નહિ અને ઝાડો લાવે તેવી વસ્તુ ખાવી; દાખલા તરીકે દ્રાક્ષ, અંજીર, વગેરે.

૪. ઝાડો ન થાય તો ફક્ત એરંડિયાનો જુલાબ લેવો, બીજો સખ્ત પ્રકારનો જુલાબ લેવો નહિ.

૫. ગુરદાની હાલત તરફ ધ્યાન આપવું. પેશાબ કમી થાય તો તુરત તબીબી સલાહ લેવી.

૬. દરરોજ સાબુ લગાડીને નાહી શરીર સ્વચ્છ રાખવું.

૭. કપડાં ઢીલાં પહેરવાં, પટાપટી કે કોરસેટ બાંધવા નહિ. પેટ લબડતું અને ચરબીથી ભરેલું હોય તો જ તબીબી સલાહ પ્રમાણે એક પાટો પેટ ઉપર બાંધવો. પણ પાટો તાણીને હરગીઝ બાંધવો નહિ, ફક્ત પેટને ટેકો મળે તેમ કરવા માટે જ પાટો બાંધવાનો છે.

૮. સાધારણ હરવા ફરવાની કસરત કરવી. થકવી નાખે તેવી કસરત કરવી નહિ. પરંતુ જો પ્રથમ કોઇ વખત રક્તસ્રાવ થયો હોય તો ગર્ભ ધારણ કર્યા પછી બાળકનો જન્મ થાય ત્યાં સુધી આસાએશ લેવી. બનતા સુધી સૂઇ રહેવું.

૯. ગર્ભ રહ્યા પછી સંગ કરવો નહિ. જેને આગળ કસુવાવડ થઇ હોય તેણે સંગ બિલકુલ કરવો નહિ.

૧૦. એકદમ બીક લાગે તેવા ભયાનક દેખાવો જોવા નહિ.

૧૧. જો સ્તન પરની બોટણી અંદર દબાઇ ગઇ હોય તો દહાડામાં બે ચાર વખત સ્વચ્છ આંગળાંથી સરખી કરવી. પરંતુ જોર કરવું નહિ.

૧૨. છેલ્લા ત્રણ મહિના સ્તનને દિવસમાં બે વખત કોલન વૉટર અને પાણી સરખે ભાગે મિશ્ર કરી ધોવાં.

૧૩. ખૂશ વિચાર રાખવો. મનમાં ગંભીર યા ભયના વિચારો લાવવા નહિ. પૂરતા પ્રમાણમાં નિદ્રા લેવી.

## પ્રસૂતિ પછીની માવજત

૧. પ્રસૂતિ પછી સુવાવડી સ્ત્રીએ શાન્તિથી ચત્તું સૂઇ રહેવું જોઇએ. બે કલાક પછી બાળકને છાતીએ લગાડવું, જેથી ગર્ભસ્થાન કુદરતના નિયમ પ્રમાણે બરોબર સંકોચાશે.

૨. જન્મ આપ્યા પછી જો સ્ત્રી ઘણી થાકી ગઇ હોય તો તેને ચાહ પીવા આપવી. આ પછી તેણે થોડો વખત ઊંઘ લેવી. ત્યાર પછી તેના ગુહ્ય ભાગો ફરીથી ધોઇ તેને સાફ સફેદ કપડાની ચડ્ડી યા લંગોટ કરી બાંધવા. ચડ્ડી અંદર છુપા ભાગો પર સાફ રૂના કપડાની ગાદી મૂકયા પછી બાંધી લેવા. આ પ્રમાણે પહેલા પાંચ દહાડા તો દહાડામાં ચાર પાંચ વખત ગુપ્ત ભાગ ધોયા કરવા.

૩. ઓરડો સ્વચ્છ અને હવાવાળો રાખવો. સુવાવડીને શરદી ન લાગે તે સંભાળવું.

૪. સુવાવડી પાસે નજીકનાં સગાં સિવાય બીજા કોઇને પહેલા પાંચ દિવસ જવા દેવાં નહિ. ખાસ કરીને ચેપી રોગવાળા દર્દીના સમાગમમાં જે આવ્યું હોય તેને સુવાવડી આગળ મુદ્દલ જવા દેવું નહિ.

૫. છોકરૂં જન્મ્યા બાદ ૧૦ કલાક પછી સ્ત્રીને સૂતાં સૂતાંજ પેશાબ-દાનીમાંજ પેશાબ કરાવવો. જો આમ કરતાં પેશાબ ન થાય તો હાથ અને ઘૂંટણ ઉપર સુવાડી પેશાબ કરાવવો. જો આમ કરતાં પણ પેશાબ ન થાય તો પેટ નીચેના ભાગ અને ગુહ્ય ભાગ ઉપર ગરમ પાણીમાં ભીંજવેલા કપડાને નીચોવી તે વતી શેક કરવો. આથી પેશાબ છૂટશે જો આમ કરવા છતાં પણ પેશાબ ન આવે તો ડૉક્ટરને બોલાવી સળી વાટે પેશાબ કરાવવો.

૬. ઝાડો સાફ આવે તે જોવું. પ્રસૂતિ પછી બીજા દિવસની સાંજ અથવા ત્રીજા દિવસની સવાર સુધીમાં ઝાડો ન થાય તો એક ચમચો એરંડિયું અથવા સોનામુખીના ઉકાળાનું એક પ્યાલું પાઇ દેવું. જો ઝાડામા ગાંઠો જણાય તો ગરમ પાણી અને સાબુનો 'એનીમા' આપવો.

૭. પહેલા બે દિવસ દૂધ કાંજી વગેરે સાદો ખોરાક આપવો. ત્યાર પછી સુવાવડીની મરજી મુજબ થોડો થોડો ખોરાક આપવો. બનતા સુધી પાંચ દહાડા પછીજ સાધારણ ખોરાક શરૂ કરવો.

૮. પ્રસૂતિ થયા બાદ અર્ધે કલાકે જરા દુખાવો થઇ સ્રાવ આવે છે. આ વખતે કદાચ લોહીના કાળા ગઠ્ઠા પડે છે. સ્રાવ પહેલાં રાતા રંગનો હોય છે અને અંદર લોહીની ગાંઠો હોય છે. પછી તે પાણી જેવો થઇ જાય છે અને રંગ બદલાઇ ફિક્કો લીલો થાય છે. ત્યાર પછી ગંદા પાણી જેવો દેખાય છે. સ્રાવનો વાસ કોઇકમાં ઘણો સખ્ત આવે છે, કોઇકમાં સ્રાવ આવતાં હમેશાં દુખાવો થાય છે. આ નબળાઇની નિશાની છે. આવી વખતે વધુ કાળજીથી ગુહ્ય ભાગો સાફ રાખવા.

૯. સાધારણ રીતે બાર કલાક પછી સ્તન ભરાવા માંડશે અને તેમાં કાંઇક દુખાવો થશે. વળી કોઇક વખત તાવ પણ ભરાઇ આવે છે. આવી વખતે વિલાયતી મીઠાનો જુલાબ સારો થઇ પડશે.

૧૦. સાધારણ વખતે પાંચ કે છ કલાક પછીજ બાળકને ધવાડવું.

૧૧. જો બોટણી ટૂંકી હોય અને બાળકના મોંમાં પકડાય નહિ તો તેને બ્રેસ્ટ પંપથી ખેંચવી.

૧૨. બાળકને ધવડાવ્યા પછી સ્તનની બોટણીઓને ગરમ પાણીથી ધોઇને સાફ કરવી.

૧૩. પહેલા અઠવાડિયા સુધી માતાએ બાળકને સૂતાં સૂતાંજ ધવાડવું. એક અઠવાડિયા પછી ઉશીકાને ટેકે અડધાં બેઠાં થઇ દૂધ ધવાડવાથી બાળકને વધુ સહેલું પડશે.

૧૪. પહેલા બાર દિવસ સુધી સુવાવડીએ બિછાના પરજ રહેવું. ત્યાર પછી બિછાના ઉપર ઉશીકાને અઢેલી આડા પડવા હરકત નથી; પણ સુવાવડીએ ઘડી ઘડી અને એકદમ ઊઠી બેસવું નહિ. અને બહુ સ્રાવ ગયો હોય તો મુદ્દલ બેસવું જ નહિ.

૧૫. સુવાવડી બાઇએ સ્તનને ટેકો મળે એવાં કપડાં પહેરવાં.

૧૬. જે ગમે તે વગર વિચાર્યે ખાવું નહિ, કારણ કે તેથી ધાવણ ઉપર ખરાબ અસર થશે.

૧૭. ખોરાકમાં દૂધ ભાજી તરકારી વધુ પ્રમાણમાં ખાવી.

ચં. મા. દિધે,
ના. આ. ર. અ.

નિ. વિ. પંડિત,
આરોગ્યરક્ષણ અધિકારી,
વડોદરા રાજ્ય

('ચરોતર,' ડીસેમ્બર ૧૯૩૭)

# અંધશ્રદ્ધા

આજે ચોમેર અંધશ્રદ્ધાનાં પૂર ફરી વળ્યાં છે, અને તે એટલે સુધી કે હવે જો આ પરિસ્થિતિ ચાલુ રહેશે તો તેનું કેવું પરિણામ આવશે તે પણ કહી શકાય નહિ. એટલું તો ચોક્કસ છે કે જ્યાં સુધી આ અંધશ્રદ્ધાનાં તિમિર-પડો ન ઊંચકવામાં આવે ત્યાં સુધી આપણા રાષ્ટ્રની ઉન્નતિ અસંભવિત છે.

આજે 'અંધશ્રદ્ધા' ઉપર ઝીણી દૃષ્ટિથી જોઈએ:

શ્રદ્ધા જરૂરી છે, અત્યંત જરૂરી છે. પણ તે શ્રદ્ધા ઘણીવખત મનુષ્યને ઊંધે માર્ગે–પતન તરફ ઘસેડી જાય છે! ગમે તેની, ગમે તે પ્રકારની શ્રદ્ધા, શ્રદ્ધા કહેવાય નહિ. એમ તો અર્થનો અનર્થ નીપજે. વિવેકબુદ્ધિથી જ્યાં ને જ્યારે શ્રદ્ધાનો વિચાર કરવાનો હોય, ત્યાં ને ત્યારે આપણે બુદ્ધિને કસવાની જરૂર રહી. ઘણી વખત આપણા હૃદયને જણાતી શ્રદ્ધા એકંદરે અંધશ્રદ્ધા હોય છે! આપણે અંતે વિચારી માર્ગ કાપવો રહ્યો. અને જ્યારે આપણે તે શ્રદ્ધાને તે અંધશ્રદ્ધા જ છે તેમ જાણીએ, પણ તેના ઉચ્છેદ માટે કાંઈ પણ ન કરતાં માત્ર રૂઢિચુસ્ત રહેવાની નિર્બળતા બતાવીએ ત્યારે આપણી બુદ્ધિ માટે શું કહેવું?

આપણે જોઈશું તો અત્યારે શ્રદ્ધાને નામે કેટલાંયે મંદિરોના રૂપમાં નરકાગારો પોષાય છે, કેટલીયે પાપલીલાઓ શ્રદ્ધાના કાતિલ હથિયારને હાથે બને છે!

કડકડતી ટાઢમાં, ખરા મધ્યાહ્નમાં, મુસળધાર વરસાદમાં રાત્રિદિન વિશ્રાન્તિનોય મુક્ત શ્વાસ લીધા સિવાય શ્રમ કરનાર બિચારા ખેડૂતના શ્રમનું ફળ આજે ધર્મને નામે અધર્મમાં, પ્રભુને નામે પાપમાં, શ્રદ્ધાને નામે અંધશ્રદ્ધામાં જતું જોઈ કોનું હૃદય નહિ ઘવાતું હોય?

ધર્મને પવિત્ર નામે આજે ચોમેર 'નરકાલયો' ધમધોકાર ચાલે છે. ફરજિયાત વૈધવ્ય પાળતી બહેનોને પ્રભુને નામે ચાલતાં આ મંદિરોમાં જઈ પ્રભુભક્તિમાં તેમના દિવસો પસાર કરવાની સમાજ સલાહ આપે છે. ઘણુંખરું આ પંથે કેટલીયે ચારિત્રભ્રષ્ટ થાય છે! નવાઈ થવા જેવું તો એ છે કે સમાજ આ બધું જાણે છે જ. આ પાખંડલીલાઓથી ચેતવાની હવે તો અનિવાર્ય જરૂર છે. આશ્ચર્ય એ છે કે આ બધી અંધશ્રદ્ધાને શ્રદ્ધાનું નામ આપવામાં આવ્યું છે!

નાની ને છેક હલકી જાતની અંધશ્રદ્ધાને આપણે 'વહેમ'ને નામે ઓળખીએ છીએ. આ વહેમોથી કોઈ અજાણ્યું નથી, જેવા કે:

જીવનભર બ્રહ્મચર્ય પાળનાર નૈષ્ઠિક વીર હનુમાનને નામે તેની શિલા ઉપર, સંતતિની ઇચ્છાએ ઘણાં અંધશ્રદ્ધાળુ તેલ ચઢાવવાની શ્રદ્ધા સેવે છે,

જે તેલનો ઉપયોગ મિઠાઇની દુકાનો દ્વારા સૌ કોઇ કરે છે!

આજનો હિંદુ 'દીઠા એટલા દેવ'ની પૂજા કરતાં ધરાયો ન હોય તેમ ઇસ્લામ ધર્મના 'પીર'ને પૂજવા લાગ્યો છે! અને તેયે માત્ર અંધાનુકરણે અંધશ્રદ્ધાથી જ.

દેવ મહાદેવને એક આનાની કિંમતનું નાળિયેર વધેરી ઘણાં અંધશ્રદ્ધાળુ હજાર ગણા નફાની આશાનાં નૂતન સ્વપ્ન સેવે છે!

મરનારને વેગવતી નદી (જે સ્વર્ગપંથમાં આડી આવે છે એમ ભૂદેવો અને તેમનાં પુરાણો માને છે) તરાવવા તેનાં સગાવહાલાંએ આ દુનિયાના બ્રાહ્મણને ગોદાન કરવું, જેથી મરનાર પેલી નદી ગાયનું પુચ્છું પકડી પાર ઊતરે!

'વાસ' નાખવાથી મરનારને તે અન્ન પહોંચે છે!

ગમે તેટલાં પાપ કરી ગંગામાં નાહવાથી મનુષ્ય શુદ્ધ બને છે!

સ્વર્ગમાં વિરામવાની અંધશ્રદ્ધાએ કેટલાંક આત્મઘાત કરે છે!

બિચારો ખેડૂત આખો દિવસ અતીવ પરિશ્રમ કરી જ્યારે ઘેર પાછો આવે છે, ત્યારે ઘણી અંધશ્રદ્ધાળુ પત્નીઓ દેવમંદિરે ચોખા વેરવા ઘૂમતી હોય છે! આને કયા પ્રકારની ભક્તિ કહેવી?

જેના ઘરમાં ટંકપૂર ખાવાનાયે સાંસા છે, તેના ઘરમાં 'સત્યનારાયણ'નું ભક્તિપૂર્વક, કહો કે અંધશ્રદ્ધાપૂર્વક, પ્રદર્શન કરવામાં આવે છે! અને અલૌકિક ચમત્કાર જણાવેલ ને 'સત્યનારાયણ દેવ' બિચારા કંગાલના ચાર પાંચ રૂપીઆનો નકામો વ્યય કરાવી પતંગની માફક પલાયન કરી જાય છે!

સરકાર મહેસૂલ લે છે, એ નિમિત્તે કે પ્રજાનું રક્ષણ ને કાયદાની વ્યવસ્થા થાય. પણ આજના ભૂદેવો કોઇ પણ જાતનું તેવું વળતર કે વ્યવસ્થા સિવાય માત્ર બ્રાહ્મણનું માનવંતું બિરુદ પોતાને વંશપરંપરા માની; પોતાને 'દેવના દીકરા' માની મનાવી બિચારા અંધશ્રદ્ધાળુ ખેડુતોને લૂંટે છે! આને દાન કહેવું કે લૂંટ?

આજે અંધશ્રદ્ધાને નામે કેટલાંયે કુકર્મો પડદા પાછળ ખેલાય છે. પુત્ર મેળવવાના મનોરથોએ કેટલીયે, કુળવાનથી લઇ સાધારણ વર્ગની સ્ત્રીઓ નાનાં મોટાં પાપ કે પુણ્યનાં દાન કરે છે. ઘણી ચારિત્રભ્રષ્ટ બને છે! કોણ કહે છે સમાજ આ બધું નથી જાણતો?

આજે ગામડાંઓમાં ખૂણે ખૂણે ભિક્ષુકોનાં ટોળે ટોળાં ઘૂમતાં જણાય છે. વિનાપરિશ્રમ તેઓ આ રીતે મોજ ઉડાવે છે. અંધશ્રદ્ધાળુ જનતા તેમને સત્કારે છે.

પોતાનાં વહાલસોયાં છોકરાંને જે માબાપો ઘીનો એક છાંટોયે આપવા

તૈયાર નથી તે માબાપો દેવદેવીઓની દીપમાળ ઝગાવવાની ચિંતા રાખે છે!

અને પેલા લુચ્ચા પૂજારીઓ તો આખો દિવસ લહેજતથી પાનપટ્ટી ચાગ્ગે જાય છે ને સીગારેટ ફૂંકયે રાખે છે! તે છે આપણા ઉદ્ધારકો!

પતિવ્રતાનો ઢોંગ કરતી આજની સન્નારીઓ ગમે તેવા ભગવાધારીના પગનું 'ચરણામૃત,' કહો કે ગંદુ પાણી પીવામાં પુણ્ય ગાને છે!

જેમને સંસ્કૃત તો શું પણ પ્રાકૃતનુંયે પૂરૂં જ્ઞાન નથી તેવા લંગોટિયાઓને 'મહારાજ' કહેવામાં અંધ શ્રદ્ધાળુઓ ગૌરવ માને છે! અજાયબ થવા જેવું તો એ છે કે તેઓ માત્ર 'સીતારામ, સીતારામ,' 'હરિ, હરિ' ને 'નારાયણ, નારાયણ' કર્યે રાખે છે! તેમને માટે લખતાં વિવેકબુદ્ધિ ઉપર પણ પરાણે અંકુશ રાખવો પડે છે. આ કાંઇ કોઇ એક વ્યક્તિના તેમ કોઇ પણ પંથવાદીના અનુયાયીની લાગણી દુભવવા નહિ, પણ અંધશ્રદ્ધાનાં પ્રવર્તી રહેલાં ભયંકર આન્દોલનો ઉપર માત્ર નિર્દેશ કરવાજ લખવું પડે છે.

સાચું કહીએ તો આપણો હિંદુ ધર્મ કરુણ સ્થિતિમાં પંથ કાપ્યે જાય છે. ગોગીશ્વર કૃષ્ણના જીવનને જાણવા તેની જયંતી 'હિંદુ' ધર્મ ઊજવે છે. તે પર્વને 'ગોકુલાષ્ટમી'નું બિરુદ આપવામાં આવ્યું છે. જન્માષ્ટમીના આ પર્વનો ફેજ કેટલો કરુણ થઇ પડ્યો છે, તે વિચારતા ગ્લાનિ ઉપજે છે. તેના જીવનનાં શુભ કાર્યોમાંથી શુભ પ્રેરણા મેળવવાને બદલે આજે તે યોગીશ્વરની જયંતી જુગારથી ને મદિરાપાનથી લોકો ઉજવે છે! આ પર્વને હિંદુઓ 'ગોકુલાષ્ટમી'ને નામે શું કામ ઓળખતા હશે? કૃષ્ણ બનવાનું તો કયાં રહ્યું, પણ તેના આ પર્વને નામે આજના વામ માર્ગ જેવે નરકપથે પળી રહ્યા છે! હિંદના એ ભડવીર, એ મુસદ્દીની જયંતીનો આ ફેજ?

પણ કોઇ ગ્રેજ્યુએટ સુધારક યુવાન જ્યારે આજ અંધશ્રદ્ધાઓમાં ફસાય ત્યારે તેના શિક્ષણ વિષે માનવું શું? તેના શિક્ષણનો અર્થ શો? ખરેખર તે શિક્ષણની કિંમત કોડીનીયે નજ ગણાય!

મંત્રજંત્રનાં ને ભૂતાદિનાં ધતિંગો લખવા બેસીયે તો પારજ ના આવે! ખરેખર કેટલાક વહેમોને વિચારતાં તેમાં સ્પષ્ટ અંધશ્રદ્ધા નજરે ચઢે છે. 'દોરાધાગા,' 'નજર–ટોક' વગેરે માન્યતાઓમાં માનતા કેટલાયે ગ્રેજ્યુએટો મેં જોયા છે. અરે કોઇ વસ્તુ ગૂમ થતાં તરતજ દેવ મહાદેવ કે અન્ય ભૂતને એક નાળિયેર વધેરવાની શરતે વિનવવામાં આવે છે, ત્યારે બુદ્ધિનો હ્રાસ કરનારી આ માન્યતાને વિષે હસવું આવે છે. અને એવી અંધશ્રદ્ધા સ્થળે સ્થળે અદ્યાપિ મોજુદ છે!

ધર્મને પવિત્ર નામે આજે ચોતરફ 'નરકાલયો' ધમધોકાર ચાલે છે: અંધશ્રદ્ધાળુ જનતાનો તેમને સબળ ટેકો છે. હવે આ કુકર્મોના નાશની અનિવાર્ય જરૂર છે: પણ તે ક્યારે બને? કાયદાથી તો આમાં કંઇયે ન બને, પણ બોધક ભાષણો ને રચનાત્મક લોકમતપ્રચારથીજ કંઇક બને. પ્રથમ લોકમત કેળવવાની અનિવાર્ય જરૂર છે. જેને માટે ત્યાગી ઉપદેશકોમાં જરૂર રહી.

'આપણે સુધરી ગયા છીએ,' એવું ઘણાનું માનવું છે. પણ તે એક દંભ છે: એટલું તો ચોક્કસ છે કે કોઇ રૂઢિચુસ્ત અંધશ્રદ્ધાળુ આપમેળે એમ સુધરી જનાર નથી. તે માટે તેમની ઇચ્છાઅનિચ્છાનો વિચાર સ્વીકારાયજ નહિ: એમ તો સમાજનો સડો નીકળીજ ક્યાંથી શકે?

મહેસૂલમાફીથી ખેડૂતોનો સાચો ઉદ્ધાર થવાનો નથી. તેને ચોમેરથી લૂંટવામાં આવે છે. માત્ર સરકારનું મહેસૂલ એ એકજ વસ્તુ આપણી સમક્ષ આપણે રાખીએ છીએ, જ્યારે તેના અજ્ઞાનથી તે ઘેરાયો હોવાથી તેને શાન્તિ છેજ નહિ. ખેડૂત અભણ છે તેમ માનીએ તોપણ આ ભયંકર પેડ્યંત્રો—અંધશ્રદ્ધાઓ, કુરિવાજો ને રૂઢિઓની ઇંદ્રજાળમાં તે ફસાયો છે. આજના શિક્ષિતો પણ તેજ પંથે જતા આપણે જોઇએ છીએ. એ જોતાં આપણાં ધાર્મિક વિચારોમાં ક્રાન્તિ લાવવાની જરૂર છે. અને જ્યાં સુધી આ વિષમ પરિસ્થિતિ અટકશે નહિ ત્યાં સુધી ખેડૂતનો ઉદ્ધાર થવાનોજ નથી તે નિ:શંક છે.

વિનિયોગની જરૂર છે, સામાજિક કલ્યાણાર્થે કોઇ પણ વ્યક્તિ વિનિયોગ કરે, જેથી સમાજની ઉન્નતિ થાય તે ઇષ્ટ ને આદરણીય ગણાય. પણ દાનને નામે આજે વેપારક્ષેત્ર જેવાં એ ખૂલ્લાં બજારો ધોળે દિવસે જનતાને લૂંટે ત્યારે તેને વિનિયોગ શી રીતે કહેવો? ત્યાગ કે દાન તો એ નથીજ.

કર્મયોગને તો ખેડૂત પહેલેથીજ માનતો આવ્યો છેજ, પણ તેને વિનિયોગ શીખવવાની 'અનિવાર્ય' જરૂર છે. સાર્વજનિક હિતના કલ્યાણાર્થે વિનિયોગ કરવો તે મનુષ્યનો સ્વાભાવિક ગુણ હોવો જોઇએ: પણ તે માત્ર ફરજથીજ; નહિ કે એક નિયમ રૂપે કે માત્ર વેઠ રૂપે કે અંધશ્રદ્ધાની વેદી ઉપર.

બ્રાહ્મણોએ ખેડૂતોને અર્થશાસ્ત્ર નહિ પણ અનર્થશાસ્ત્ર શીખવ્યું છે, તેથીજ તે આજે આ કંગાલ સ્થિતિમાં મુકાયો છે. અને ખેડૂતંજ વધુ અજ્ઞાન —અંધશ્રદ્ધાળુ હોવાથી તેની ચોમેર તિમિરનાં પડો ફરી વળ્યાં છે. ગામડાંમાં અંધશ્રદ્ધા વિશેષ પ્રમાણમાં હોવાનું કારણ પણ એ છે. ગ્રેજ્યુએટ થએલા આપણા યુવાન બંધુઓ અંધશ્રદ્ધાળુ બને છે તેનું કારણ પણ ગામડાંના સંસ્કારો હશે કે શું? ખરૂં જોતાં તેવું નથી, પણ તે બિચારા 'લાગણી' કે

કોઇ તેના તત્ત્વથી ખેંચાતા હોય તો નવાઇ નહિ! પણ દરેકે સમજવું જોઇએ કે તેવી લાગણી તે લાગણી નહિ, પણ હૃદયની નિર્બળતા છે. પણ આ બધું કોઇની પણ લાગણી દુભવવા લખ્યું નથી, સમાજની શિથિલતા ઉપર એક ઉડતી નજર નાખી છે.

મુટેરબા, પૂર્વ આફ્રિકા  રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## નાતવરા ને વરઘોડા

**આ મૂર્ખાઇભરેલી** રૂઢિઓથી થતા ગેરફાયદા વિષે વ્યાખ્યાન આપવાનો કાંઇ અમારો વિચાર નથી. એ રૂઢિઓ દેશમાં ઘણા વખતથી ચર્ચાય છે. અને ચર્ચાઇને તેનો કૂચે કૂચો થઇ ગયો છે. એ બાબત હજારો ભાષણો અપાઇ ચૂક્યાં છે, હજારો વાર તેના પર જોસભેર ફિટકાર નાંખવામાં આવ્યા છે, અને હજારો વાર તે બંધ કરવાના વિચારો થયા છે. એના ગેરફાયદા સમજવામાં બાકી રહ્યું નથી. હાલ નાના બાળકને પૂછશો તો તે પણ કહેશે કે એ રૂઢિઓ ગાંડી, નુકસાન કરતા, અને દેશમાંથી કાઢી નાખવા જોગ છે. સઘળા જાણે છે કે નાતવરા અને વરઘોડાના ખર્ચ કરવાને માટે પોતાની આખી જિંદગી હિંદુ દુઃખમાં અને કંગાલિયતમાં ગુજારે છે. તે આખી જિંદગી પોતાનું પેટ બાળે છે, ચીંથરેહાલ ફરે છે, ધિક્કારવાલાયક કરકસર કરે છે, સંસારમાં સુખ શું છે તે તરફ આડી નજરે પણ જોતો નથી, અને એટલાથી પણ ન ધરાતાં અનેક કાળાંધોળાં કરે છે, ઇશ્વરનો ચોર થાય છે, રાજ્યનો ચોર થાય છે, લોકમાં બેઆબરૂ થાય છે, અને આ બધું કરે છે તેની મતલબ એ જ છે કે જિંદગીમાં એવા બે ચાર પ્રસંગો આવે ત્યારે ન્યાતો જમાડવામાં અને વરઘોડા કાઢવામાં પોતે લખલૂટ ખર્ચ કરી શકે બારો. હિંદુ આ સંસારમાં પરમ પદાર્થ નાતવરા અને વરઘોડાને જ માને છે. નાતવરા કર્યા અને વરઘોડા કાઢ્યા એટલે આપણે કૃતકૃત્ય થયા એમ જ તેઓ સમજે છે. જેમ માણસને સારૂ ખેતી કરવા બળદને સરજ્યો છે તેમ જાણે તેઓને નાતવરા કરવા અને ઢોલ વગડાવવા સારૂ જ પરમેશ્વરે સરજ્યા હોય એમ તેઓ વર્તે છે. જે જાતે પાંદનું શાક ન ખાય, ભૂખે મરનારને મોઢે એક પણ દાણો ન નાખે, અને પોતાનો એકનો એક છોકરો મરવા પડ્યો હોય તો પણ વૈદને એક રૂપિયો ન આપે, તે માણસ જ્યારે કોઇ વેળા હજારો માણસને ઉજાણી આપવામાં, અરે વરઘોડા કાઢવામાં જનમની કમાઇ ઉડાવી દે, ત્યારે તેને શું કહેવું તે

અમને સૂઝતું નથી. એને કસરિયો કહેવો કે નિર્દય કહેવો? દયાવાન કહેવો? કોડીલો કહેવો? કે સૂમ કહેવો? એને કાંઇજ કહી શકાતું નથી. એટલુંજ કે એનું ચિત્ત ઠેકાણે નથી, એ દીવાનો છે, પશુમાં જેટલી વિવેકબુદ્ધિ હોય હોય છે તેટલી પણ એનામાં રહી નથી. એ કેવળ રૂઢિવશ જડ પૂતળું છે. એનામાં કાંઇજ ચેતન નથી. જિંદગીમાં બે ચાર ટાણે ફૂલણજી થઇ ફરવાને સારૂ આખી જિંદગી દુઃખ વેઠવું એના જેવી બીજી ગાંડાઇ કઇ?

આ પ્રમાણે હાલ સૌ બોલે છે અને સમજે છે. બુઢ્ઢાઓને પણ લાગે છે કે આ નકામા ખરચમાં ઘટાડો થવાની હાલ દેશકાળ જોતાં ખરેખરી જરૂર છે. પણ કોઇથી કાંઇ થઇ શકતું નથી. સુધારા રૂપી બાળકને આપણા દેશમાં જ્યારથી કાંઇ પણ જીભ આવી ત્યારથી તેણે આ રૂઢિઓને નામે પોક મૂકવા માંડી છે. પણ શવવત્ હિંદુમંડળના કાન ઉપર તે હજી કાંઇ અસર કરી શકી નથી. એમાં ધર્મ સબંધી જરાયે બહાનું કાઢી શકાય એવું નથી. બારમા તેરમા વગેરે કેટલીક જમણવારોમાં તો જમવું એજ શાસ્ત્ર વિરુદ્ધ છે. ગોસાંઇજી મહારાજ જેવા સત્તાવાન ધર્માધિકારી વરા બંધ કરવાની ભલામણ તથા આજ્ઞા કરે છે, તો પણ એ રૂઢિ જરાયે ડગતી નથી. પુનર્વિવાહ જેવા કેટલાક સુધારામાં ધર્મનો વહેમ તથા નાત બહાર મૂકવાની ઘણી દહેશત હતાં છતાં તે કેટલેક દરજ્જે આગળ ચાલ્યા છે, પણ નાતવરા ને વરઘોડાની મૂર્ખાઇઓ તો ઊલટી દિન પર દિન વધતીજ જાય છે.

આ બાબત લોકોમાં આટલી બધી જડતા કેમ વ્યાપી રહી છે? બીજા સુધારા કાંઇ પણ થાય છે અને આ મહેલામાં સહેલો તથા પ્રત્યક્ષ ફાયદા ભરેલો સુધારો શા માટે થઇ શકતો નથી? આ નાશકારક રૂઢિઓનું બળ તોડવામાં કઇ કઇ જાતની હરકતો નડે છે? જ્ઞાતિભેદનો એ મુખ્ય કોટ છે એજ આ હરકતોનુ અંદરખાનેથી મુખ્ય કારણ કાં ન હોય? એને તોડવાને સારૂ કેવા કેવા ઉપાયો અને કઇ કઇ રીતે કામ લગાડવા જોઇએ? વગેરે ઘણી જાતના સવાલ એક લગનસરાની ધામધૂમ જોઇને વિચારવંત માણસના મનમાં ઉત્પન્ન થાય છે. પરંતુ તે વિષે પણ આ સ્થળે કાંઇ વિવેચન ન કરતાં આવા દુકાળના સમામાં એ ધામધૂમ કેવી કઢંગી, નાદાની ભરેલી, અને પાપિષ્ઠ દેખાય છે તેજ માર્ગ અમે દેખાડીએ છીએ.

૧૮૭૬ના વરસથી આપણા ગુજરાત પ્રાંતમાં ભારે મોંઘવારી ચાલે છે અને ગયા વરસથી તો દુકાળ કહેવાઇ ચૂક્યો છે. હાલ ગુજરાતના સઘળા ભાગોમાં લોકો ઘણાજ હેરાન છે. મોટા મોટાને પણ કાળ વિષમ લાગે છે.

કેટલાક માણસો દહાડામાં એકવાર ખાઇને જ ચલાવે છે. હજારો માણસનાં ટોળાં ભૂખનાં માર્યાં ગામેગામ રખડે છે, તેઓનાં દુર્બળ અને રોગિષ્ટ શરીર જોઇને સઘળા દયાળુ જીવમાં કંપારી છૂટે છે, બધાના મોંમાંથી દુકાળનો પોકાર ઊઠી રહ્યો છે, ભૂખમરાથી કેટલાક લોકો છડેચોક લૂટફાટ કરવા નીકળી પડ્યા છે, રાજકીય પુરુષો પણ આ દર વરસે પડતા દુકાળને જોઇ ઊંડા વિચારમાં પડ્યા છે, અને ટૂંકામાં હાલ દુકાળ એ મોટામાં મોટો સાર્વજનિક વિષય થઇ પડ્યો છે, સઘળા લોકો પોકાર કરે છે કે દેશમાં અટળ નિર્ધનતા પેસી ગઇ છે અને હવે આગળ શું થશે તેનો વિચાર કરતાં ઊંડો નિસાસો મૂકી ગંભીરતાથી માથું ધુણાવે છે.

પણ બીજી તરફ હાલ સુરત અમદાવાદ જેવાં શહેરોમાં અથવા નાનામાં નાના ગામડામાં પણ લગનગાળાને લગના ખરચો થતા જોઇએ છીએ, ત્યારે મનમાં એમ લાગે છે કે આ દુકાળનો પોકાળ બિલકુલ ખોટો છે અને દેશ હાલ ઘણીજ સુખી સ્થિતિમાં છે. વરઘોડાનો શો ઠાઠ! સાબેલાઓ શું મજાથી ઝળાંઝળાં થઇ રહ્યાં છે! રોશનીનો શો ભપકો! બગીઓ અને ઘોડાઓના સોનેરી રૂપેરી સાજનો શો અજબ ચમકાર! વાજાંઓમાં શું સુંદર રાગરાગણીઓ ઘુમી રહી છે! સ્ત્રીપુરુષોની શી મહાલામહાલ! આ જોઇને કોણ કહી શકશે કે આ દેશમાં દુકાળ છે? દુકાળ? દુકાળ તો દુષ્ટના મોંમાંજ રહો. આ દેશ તો મહા સુખમાં નિમગ્ન થયેલો જણાય છે. ભૂખે મરવાની કોણ વાત કરે છે? અહીંયાં તો હજારો માણસની પંગત જમાડનારા પડ્યા છે અને તે જમણ તે કેવાં? ઘેબર ને ખાજાં, જલેબી ને લાડવા, પાંચે પકવાન, સાતે પકવાન, બાસદી પૂરી, શિખંડ પૂરી, બરફી પૂરી ને ઉપર બિરંજ ને દૂધ, શાક તરકારી અને ભજિયાંની તો આટલી બધી જુક્તિ કે ગજિયા પત્રાળી પણ હાલ નાની ગણાય છે. અને આ પ્રમાણે જમાડનારા કોઇ વિરલાજ હશે એમ ધારશો માં. એવા ઉદાર પુરુષો તો હાલ શેરીએ શેરીએ અને ઘેર ઘેર દેખાય છે. ધન્ય છે એ પુરુષોની ઉદારતાને, અને ધન્ય છે આ દેશને તથા ધન્ય છે આ જમાનાને કે જ્યાં આવા ઉદાર પુરુષો ઉત્પન્ન થયા છે! પેલું આળસુ કંગાલ ટોળું શા માટે ભૂખ ભૂખ કરી રહ્યું છે? હજી પણ તમે ધરાતાં નથી? આવાં રૂડાં ભોજનો છતાં પણ અભાગિયાઓ તમે કેમ દુર્બળ જણાઓ છો? શું તમારા પેટમાંજ દુકાળ રૂપી અગ્નિએ આવી વાસ કર્યો છે કે તમે પુષ્ટ થવાને બદલે લેવાતાંજ જાઓ છો? પેલાં નાનાં છોકરાં કેમ મરવા જેવાં દેખાય છે? પેલો ઘરડો ડોસો કેમ ચાલતાં લથડી પડે છે? પેલી અભાગણી બાયડી

પોતાના બાળકના હાથમાંથી કાહેલા રોટલાનો કકડો ખૂંચીને આટલી આતુરતાથી શા માટે ખાય છે? ભૂખે મરો છો? જુઓ, સામી પોળમાં ધનપાળશા શેઠને ત્યાં બે હજાર માણસ જમે છે. નહિ તો પાછલી શેરીમાં ફકીર ભટ્ટ પોતાના બાપની પાછળ અશેષ કરે છે. જવાબ મળે છે કે અમને તો એક દાણો પણ એમાંથી મળનાર નથી; અમે તો ભૂખે મરી ચાલ્યાં! ઘર છોડ્યાં, બાર છોડ્યાં, ધરમ છોડ્યા, છોકરાં છોડ્યાં, તો પણ અમને ખાવાનું મળતું નથી. અમારામાંનાં ઘણાં મરી છૂટયાં, અને અમે પણ મરીશું ત્યારેજ આ પાપી ભૂખના દુઃખમાંથી છૂટીશું.

ગંભીરાઈથી વિચાર કરીએ તો આ પ્રસંગે એક સુકા રોટલાને માટે માણસો ટળવળી મરે છે તે વેળા તેની સામે નજર ન કરતાં જે આવા જમણવારોમાં તથા વરઘોડામાં પૈસા ખરચી નાખે છે તે કેવા નિર્દય અને દુષ્ટ પતરાળખોર જાણવા. આ બધા પૈસાનો એક દશમો ભાગ પણ ભેગો કરી જો દુકાળિયાંની મદદમાં આપ્યો હોય, તો કેવું રૂડું તથા ધર્મનું કામ થાય? પોતાના દેશી ભાઈઓ દુકાળથી મરવા બેઠા છે તે વેળા આવાં જમણ કોમળ માણસના મોંમાં જાય છેજ કેમ, એ મહા આશ્ચર્યની વાત છે. મુડદાંનાં માથાં ઉપર બેસીને ઉજાણી કરવા જેવું આ રાક્ષસી કર્મ છે. જે પૈસા આવે પ્રસંગે આ બાપડાં નોધારાંને જિવાડવાને સારૂ વાપરવા જોઇએ તે પૈસાના નાતવરા જમવા એ તેમનાં લોહી તથા માંસ ખાવા બરાબર છે. જમનાર અને જમાડનાર બંને બહુજ દુષ્ટ તથા પાપી ઠરે છે.

પણ આ વાંચી કદાપિ કોઈ કહેશે કે જનમમાં કોઈ વાર બારણે પગરણ આવે અને ન વરા ઘરડાવરડાની આબરૂ પ્રમાણે ખર્ચ કર્યા વિના કેમ ચાલે? પછી રળ્યું ખપ્યું શા અર્થે આવવાનું છે? આવે વખતે એ દુકાળિયાનો કોણ વિચાર કરે? તે મરે છે તો ભોગ તેના! આપણે કોને કોને પાળવા જઈએ? તેને માટે આપણે વરા ન કરીએ તો એ કેવી હસવા જેવી વાત છે? આવી રીતનું નિર્દય બોલનારને ધર્મપક્ષે કાંઈ કહેવાનું નથી. ધર્મશૂન્ય બુદ્ધિવાળાની આગળ દયાધર્મની વાત કરવી એ બહેરા આગળ શંખ ફૂંકવા બરાબર છે. માટે દયાની વાત આઘી મૂકી આપણે તેમને એટલું પૂછીએ છીએ કે તમે મોંઘવારીની શા માટે બૂમ મારો છો? મરનાર મરે છે, પણ તમે તો જાતે સુખી છો. તમે શા માટે કહો છો કે અમારાથી લાઇસેન્સ ટેક્સ અપાતો નથી? શું આવે ઠેકાણે હજારો રૂપિયા ખર્ચવા મળે છે અને સરકાર જ્યારે બે ચાર રૂપિયા માગે છે ત્યારે તે તમને નથી મળતા? તમે કદાપિ કહેશો કે આ તો

અમે મોં પર તમાચો મારીને લાલ રાખીએ છીએ. એ વાત ખરી કે તમે મમતે મુસલમાન થાઓ છો. ઘરમાં વાંસ ફરે છે એ વાત સઘળી ખરી છે. અમે જાણીએ છીએ, સઘળા દેશીઓ જાણે છે, પણ આની તમારી સ્થિતિથી બિલકુલ વિરુદ્ધ ચાલ જોઇને તમારું કહ્યું પારકાથી કેમ મનાય? સરકાર શી રીતે માને? તમે ગમે એટલો ગણગણાટ કરો, ગમે એટલાં એસોસિએશનો મેળવો અને ગમે એટલી અરજી કરો, પણ જ્યાં સુધી તમે આવાં નકામાં ઉડાઉ ખર્ચ કરશો ત્યાં લગી સરકાર કદી પણ માનનાર નથી કે તમારામાં નાનો સરખો એક કર આપવાની શક્તિ નથી. જે લોકો આવા મોટા ખર્ચ કરે છે છે તે લોકો છેક નિર્ધનતામાં ડૂબી ગયા છે એ વાત અજાણ્યાને હસવા સરખીજ લાગે. પરદેશીઓ ઘણા કાળથી તમારો ખાલી ઠાઠ જોઇને ઠગાતા આવ્યા છે અને હજી પણ ઠગાય છે. તેમાં તેઓનો કાંઇ વાંક નથી. રાત ને દહાડો, હા ને ના, પાપ ને પુણ્ય જેમ જોડે રહી શકતાં નથી, તેમ નિર્ધનતા અને આવો વૈભવ જોડે હોઇ શકે નહિ એમ જો તેઓ માને તો તે ખરેખરૂં સ્વાભાવિકજ છે. પતરાજીમાં આપણું બધું ગયું છે અને રહ્યું સહ્યું કાંઇ હશે તે પણ છેકજ જશે. આખરે આપણા હાલ અમેરિકન ઇંડિયનો જેવાજ થનાર છે અને તેમાં મુખ્ય વાંક આપણો પોતાનોજ જણાય છે. આપણે છતી આંખે આંધળા થઇ ફરીએ છીએ, આપણે છતે કાને બહેરાજ થઇ બેઠા છીએ, અને આપણે પ્રત્યક્ષ કૂવાને દેખી અને જાણી તેમાં ઝંપલાવીએ છીએ અને પછી ડૂબતી વેળા નકામો પોકાર કરીએ છીએ. તેથી શું વળે? તે વેળા પણ કોઇ કાઢવા ઊતરે છે, તો તેને ગાળો દઇએ છીએ, લાતો મારીએ અને તે ઉપર ખેંચવાને જેટલું બળ કરે છે તેથી દશગણું બળ કરીને આપણે ઊંચે ન આવતાં તેને પણ નીચેજ પાડવાની તજવીજ કરીએ છીએ. હવે આપણે શી રીતે તરીએ? તરવાની આશાજ રાખવી જોઇએ નહિ.

આવી રીતની જ્યાં આપણા મનની સ્થિતિ થઇ રહી છે ત્યાં શું કરવું તે કાંઇ સૂઝતું નથી. બોધની અસર થતી નથી, મર્મ વચનના પ્રહારથી અસર થતી નથી, લાભાલાભ સમજાવવાથી અસર થતી નથી, જાતે સમજ્યા છતાં કાંઇ અસર થતી નથી. એ જડતા કેમ ટળે? અમે ધારીએ છીએ કે શાણા અને વિચારવંત દેશીઓએ મળીને સરકારને વિનવી એવો કાયદો કરાવવો જોઇએ કે નાતવરા અને વરઘોડા ઉપર ભારે કર મુકાવવો. અમે તો ધારીએ છીએ કે એ કર કોઇ રીતે ગેરવાજબી કહેવાશે નહિ. જે માણસ આટલા બધા પૈસા નકામી પતરાજીના ખર્ચમાં ફેંકી દેવા નીકળ્યો તે દેશમાં જાનમાલ સચવાય

છે તેની કિંમત આપવાને શક્તિમાન હોવો જોઇએ. બીજા કેટલાક કર ગરીબો ઉપર પડે છે તેમ ન થતાં આ કર પૈસાવાળા તથા ઉડાઉ લોકો પરજ પડશે. હાલ સરકારને નાણાંની ઘણી તાણ છે તેમાં એ કરની ઊપજ ઘણીજ મદદ લાગશે. વળી જો આમ થવાથી લોકો પોતાની મેળે પોતાનાં આવાં ઉડાઉપણાં ઓછાં કરતા જશે તો તે પણ ફાયદોજ છે, કેમકે આ કરની મુખ્ય મતલબજ એ છે કે આવાં ઉડાઉપણાં દૂર થાય. કોઇ વેળા સરકાર આપોઆપજ આવો કર મૂકશે; પણ દેશહિતેચ્છુઓ પોતે એ પ્રમાણે કરવાનો જશ લે અને પોતે પોતાનું નામ સાર્થક કરે તો વધારે સારૂં અને કર એટલો જોઇએ, (જાણે સેંકડે ૨૫ ટકા) કે લોકો નાતવરા અને વરઘોડામાં પૈસા બગાડતા પોતાની મેળેજ અટકે; થોડો હોય તો ખર્ચમાં માત્ર વધારો થશે અને તેથી લોકોનો પોકાર વધારે ઊઠશે. પણ ઘણો હશે તો તે ઘણો છે એમ કહી તેઓ માંહે માંહે સંપ કરી એવા કરકરિયાવર નાતના ઠરાવથીજ બંધ કરશે. અને એમ થશે તો ભાષણોથી જે થયું નથી, સારાસાર સમજાવવાથી થયું નથી, ધર્મગુરુની ભલામણથી નથી થયું તે પોતાની મેળેજ થશે અને દેશમાંથી એ મોટી ખરાબ રૂઢિઓ નાબૂદ થશે એટલુંજ નહિ પણ તે જવાથી બીજા પણ ઘણી જાતના સુધારામાં મદદ મળશે.

૧૮૭૯ 'નવલગ્રંથાવલિ'

—*—

## 'પાટીદાર'

### (૨)

**પ્રથમ** આપણે પાટીદાર જ્ઞાતિને પોતાના સ્વતંત્ર માસિકની જરૂર છે કે કેમ તે જોઇએ.

પાટીદારની વસતિ મુખ્યત્વે ગૂજરાતમાં છે. ગૂજરાત બહાર હિંદમાં તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ઘર કરીને રહ્યા. એવાં કેટલાંક કુટુંબ મહારાષ્ટ્રમાં યેવલા, બુરહાનપુર, જાલના અને ઔરંગાબાદમાં વસેલાં છે. છેલ્લા કેટલાક દશકાથી મોટી સંખ્યામાં તેઓ બહાર ગયા છે, પણ જ્યાં ગયા છે ત્યાં ઠરીને –ઘર કરીને રહ્યા નથી. કેટલાંક વર્ષને અંતરે તે નિયમિત વતનમાં આવી જાય છે, જ્ઞાતિના વ્યવહાર પ્રમાણે વર્તે છે અને મિલ્કત ઊભી કરે છે.

પાટીદાર મૂળે ઉત્તર હિંદનો ખેડૂત હતો. ગૂજરાતના અણખેડાએલા પ્રદેશોમાં વસી તેમને ફળદ્રુપ બનાવી ગુજરાતની નવી દિશા શોધવા તે ગૂજરાતમાં

આવીને વસેલો અને જતે દિવસે ઘર કરીને રહેલો. મોગલાઇના વખતમાં આમની સંસ્કૃતિનું કેન્દ્ર અમદાવાદ હતું તે ખસીને હવે ચરોતર બન્યું છે. ચરોતરનાં ૭ ગામનાં કેટલાંક પાટીદાર કુટુંબો આખી જ્ઞાતિમાં શિરોમણી રૂપે વિરાજે છે. ત્યાંથી ઉતરતે ક્રમે તેઓ આખા બૃહદ્ ગૂજરાતમાં વતન કરીને રહ્યા છે. તેમની વસતિનો અંદાજ સાતેક લાખ માણસનો છે.

મૂળે જેઓ કુટુંબી અથવા કણબી હતા તેઓ જ આજના પાટીદાર છે. આજે કહેવાતા કણબી આજે કહેવાતા પાટીદારથી ભિન્ન નથી. તફાવત માત્ર સામાજિક દરજ્જાનો છે. કારણ કે આજે કહેવાતા કણબી પાછળથી આવીને વસેલા અને મુખ્યત્વે તેમની પાસે વેઠ કરાવવામાં આવતી. આજે એ સ્થિતિ ઓછી થવા લાગી છે. સાહસનું ક્ષેત્ર સર્વને માટે સરખું ખુલ્લું હોવાથી બન્ને વચ્ચેનું અંતર ઝપાટાબંધ ભાગવા લાગ્યું છે; પણ તે આર્થિક દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ એ અંતર જેવું ને તેવું જ કાયમ છે.

પાટીદાર ધંધે વૈશ્ય છે. कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम्। ગીતા ૧૮: ૪૪. તે ખેડૂત છે, ઢોરનો પાલક છે અને વેપારી પણ છે. આમ છતાં તેનામાં ક્ષત્રિયના ગુણો સ્પષ્ટ છે, જ્યારે વાણીઆના ગુણો બહુ થોડા છે અથવા નથી કહીએ તોપણ ચાલે. વાણીઓ પૈસો સંઘરી જાણે છે, જ્યારે આ તો માત્ર ખર્ચી જાણે છે! ધંધો વૈશ્યનો અને સ્વભાવ ક્ષત્રિયનો! આ બહુ વિચિત્ર મિશ્રણ છે. આમ કેમ? વિચાર કરતાં મને આમ સમજાય છે: મધ્યયુગમાં લડાયક કોમો (Martial Races) લડાઈનો સમય ન હોય ત્યારે ખેતીનો ધંધો કરતી. કાયમનું લશ્કર તો રાજ્યના વિસ્તાર પ્રમાણે રક્ષણ પૂરતું અમુક હજાર યોદ્ધાઓનું જ રહેતું; પણ બધીયે લડાયક કોમોના લોક વારસાથી લડાઈની તાલીમ મેળવતા. તેઓ રાજ્યના અનામત બળ તરીકે સદા તૈયાર રહેતા. લાખોના લશ્કરને રાજ્ય પોષી શકે નહિ. આથી તેમને જમીન આપવામાં આવતી. એ જમીનને 'નરવા' કહેવામાં આવતી. લડાઇનું રણશિંગું વાગતાં તેઓ કામધંધો સમેટી સેનામાં જોડાઇ જતા. આવી લડાયક ખેડૂત કોમ તે આજનો પાટીદાર એમ મારૂં માનવું છે. તલવાર, બંદૂક અને ભાલો તો ઘણા પાટીદાર રાખતા. એના અવશેષો તો આપણામાંના ઘણાએ જોયા હશે. વળી શસ્ત્રબંધીનો કાયદો ના હોત તો હજુયે હજારો પાટીદાર પાસે હથિયાર હોત. પણ શસ્ત્રબંધીના કાયદાને લીધે હવે તો હથિયાર વાપરવાની આવડત પણ પાટીદારમાં રહી નથી! માત્ર તેની વાણી અને સ્વભાવમાં લડાયકપણું રહ્યું છે. ઊગતા પાટીદાર યુવકોને કદાચ ખબર નહિ હોય કે ૧૮૫૭ના બળવામાં

પાટીદારોએ પેશ્વાઓને મદદ કરેલી અને તેને પરિણામે કેટલાકો કાળાપાણીની સજા થએલી એનાં અનેક દૃષ્ટાન્ત મોજુદ છે.

એટલે ખેડૂત પાટીદાર સાહસિક અને નિડર હતો અને આજે પણ છે. તેનું કાળજું ક્ષત્રિયના જેવું કઠણ છે, વાણીયાના જેવું પોચું નથી. તેનો સ્વભાવ દાતાર છે, વાણીયાના જેવો સંગ્રહશીલ નથી. આ સદ્ગુણોની સાથે વીરત્વની વિકૃતિરૂપ મિથ્યાભિમાન પણ તેનામાં છે. એકંદરે પાટીદાર ગરીબ છે. સામાન્ય રીતે ૨૫ ટકા મધ્યમ અને ૭૫ ટકા ગરીબ ગણી શકાય. ચરોતરમાં કદાચ આ પ્રમાણમાં થોડો ફેર પડે એટલું જ. ચરોતર બહાર ગરીબાઇનું પ્રમાણ નેવું ટકા જેટલું હશે એમ કહી શકાય. ગરીબાઇનું આવું પ્રમાણ છતાં જીવનની બધી કમાણી તે મિથ્યાભિમાનમાંજ ખર્ચી નાખે છે અને પોતાના વારસોને કરજનો બોજો આપતા જાય છે.

પાટીદાર જ્યાં વસ્યો ત્યાં તેની પાછળ તેને આધારે ધર્મક્રિયાઓ માટે બ્રાહ્મણ, વેપાર માટે વાણીઓ, સામાન્ય જરૂરીઆતો પૂરી પાડવા કારીગર અને મજૂરી માટે અન્ય કોમો વસી. આમાં મુસલમાનોનો પણ સમાવેશ થઇ જાય છે. કેટલાક બળાત્કારે વટલાઇને પણ મુસલમાન થએલા. આ બધામાં પાટીદાર કેન્દ્રરૂપે વિરાજતો; કારણ કે તે પાટી-દાર ઉર્ફે જમીન-દાર (Land-lord) હતો. સૌ તેને સમ્માન આપતા. રાજ્યની જમીનમહેસૂલ અથવા ચોથાઇ પણ તેજ ઉઘરાવી આપતો. ગામનો અગ્રણી–મુખી પણ તેજ હતો. રાજ્યનિષ્ઠા અને વફાદારીને લીધે તેણે દેસાઇ અને અમીન જેવા ઇલ્કાબ પણ મેળવ્યા હતા. આજે પણ જે કામ તે હાથમાં લે છે તેમાં છેવટ લગી વફાદાર રહે છે. ખાનદાની અને પરોણાગત એ તેના વારસાના ગુણ છે.

સામાન્ય રીતે હિંદુઓના બધા રીતરિવાજો થોડા ફેરફાર સાથે પાટીદાર જ્ઞાતિમાં પણ છે. આર્યોના સોળ સંસ્કારમાંના બહુ થોડા સંસ્કાર તે પાળે છે; છતાં લગ્નમાં સપ્તપદી અને બીજા વિધિ તથા મરણ પછી શ્રાદ્ધયુક્ત ઉત્તરક્રિયા તે બરાબર સાચવી રહ્યો છે. હિંદુઓની એક પેટાજ્ઞાતિરૂપ તે હિંદુઓના રિવાજોથી પર નથી. ઘૂમટો, રોવુંકૂટવું, બળાત્કારે વૈધવ્ય, મોટાં જ્ઞાતિભોજન, અને બારમાં જેવા રિવાજો ઇતર હિંદુઓ કરતાં વધારે મક્કમપણે તે પાળી રહ્યો છે.

સમાજસુધારાની પ્રવૃત્તિ એ વીસમી સદીની અનેક વિશિષ્ટતાઓમાંની એક છે. હિંદુઓ પોતાના દોષ જોવા લાગ્યા છે. પાટીદારને પણ તેની અસર થઇ છે. તે પણ પોતાની જ્ઞાતિનું તળિયું તપાસવા લાગ્યો છે. જ્ઞાતિની આર્થિક,

સામાજિક અને નૈતિક સ્થિતિનો વિચાર કરવા લાગ્યો છે.

તેના રિવાજો અને પ્રથાઓ ઇતર જ્ઞાતિઓ કરતાં કંઇક જુદાં છે. ઇતર જ્ઞાતિઓ સગવડ પ્રમાણે રિવાજો પાળે છે, સગવડ પ્રમાણે ફેરફાર કરે છે અને શક્તિ પ્રમાણે ખર્ચે છે; એટલે એમનામાં ફરજીઆતપણા કરતાં ગરજીઆતપણું વિશેષ હોય છે. પાટીદારના સ્વભાવમાંજ આ વસ્તુ નથી. જે રિવાજો ગ્રહણ કર્યા તેને અગવડને લીધે હળવા કરવા કે ગરીબાઇને લીધે ખર્ચ ઓછાં કરવાં એ તેના સ્વભાવની અમીરાતને ખૂંચે છે. એટલે દુઃખી થવા છતાં તે તેને પકડી રહ્યો છે.

પાટીદાર મુખ્યત્વે ખેડૂત હોઇ ખેતીનો પ્રશ્ન પણ તેણે વિચારવાનો છે. એ પ્રશ્નનો વિચાર કરતાં તેણે પોતાની આર્થિક અવદશાનો વિચાર કરવો પડે તેમ છે. આ વિચાર તેને સામાજિક અને ધાર્મિક ખર્ચના વિચાર ઉપર લેઇ જાય છે. તે ઉદાર છે, પણ તેની ઉદારતાનો લાભ લેઇ બ્રાહ્મણ અને બીજી વર્ણો તેને ગળે પડી છે, જ્યારે વાણીઓ તેનો જીવ લેવા બેઠો છે. અર્ધી સદી પહેલાં આ નભી શકે તેમ હતું, પણ હવે તે નભી શકે એમ નથી.

તેમની સ્ત્રીઓની અવદશાનો પાર નથી. કેળવણીનું પ્રમાણ તો છેકજ ઓછું છે. ચરોતરના કેટલાક ધનિક અને જમીનદાર તથા પરદેશમાં વસી કમાણી કરતા પાટીદારો આખી જ્ઞાતિમાં તરી આવે છે. અને તેથી સમગ્ર જ્ઞાતિ ઠીક પ્રમાણમાં આબાદ અને કેળવાએલી છે એમ માનવા મનાવવાની ભૂલ થાય છે. હકીકત આથી ઊલટી છે. સમસ્ત જ્ઞાતિનો વિચાર કરીએ તો તે છેકજ દરિદ્ર, કુપ્રથાઓથી હાથે કરીને દુઃખી થતી અને અજ્ઞાન છે.

આથી આ જ્ઞાતિએ પોતાના ઉત્કર્ષ માટે જાતે કટિબદ્ધ થવાની જરૂર છે. તેને પોતાના મધ્યસ્થ મંડળની જરૂર છે, એવું મંડળ તેની પાસે આજે એક દશકાથી છે. તે આજે પ્રગતિશીલ નથી, પણ તેનો હેતુ જ્ઞાતિમાં પ્રચંડ આન્દોલનો જગવવાનો છે અને તે કોઇક વખત તો ફળીભૂત થશેજ.

વીસમી સદીમાં દરેક નવી વસ્તુ, નવો સુધારો, નવો મત, નવો વિચાર પ્રચારકાર્યથી લોકમત કેળવીને દાખલ થાય છે. જૂના વખતમાં પણ ઉપદેશકો આવુંજ કાર્ય કરતા. અને ઉપદેશો અથવા ભાષણો ઉપરાંત અખબાર એક નવું સાધન છે. ખરાબ હેતુઓ પાર પાડવા માટે પણ તેનો ઉપયોગ થાય છે, છતાં સારા કાર્ય માટેજ તેનો વિશેષ ઉપયોગ થાય છે. સમાજસુધારાના પ્રશ્નો, ખેતીના પ્રશ્નો, ઢોરના પ્રશ્નો, ધાર્મિક પ્રશ્નો, ગ્રામોદ્ધારના પ્રશ્નો, મૃતપ્રાય ગ્રામઉદ્યોગના પ્રશ્નો અને રાજદ્વારી પ્રશ્નો માટે ઉપરના મંડળને પોતાના

અખબારની અનિવાર્ય જરૂર છે. જ્ઞાતિને માટે આવું અખબાર માસિક હોય તો બસ છે. આવું માસિક મંડળની હયાતી પહેલેથીજ—આજ ચૌદ વર્ષથી શ્રીયુત નરસિંહભાઇ પ્રગટ કરે છે અને મંડળની સ્થાપના પણ એમની—એમના માસિકની પ્રેરણાથીજ થઇ છે એમ કહેવામાં વાંધો નથી. આથી મંડળ માસિક ચલાવવાના બોજાથી મુક્ત છે. જ્ઞાતિને આ માસિકની જરૂર હતીજ અને હજુયે છે, તેને માટે સુધારકોમાં બે મત નથી. જેઓ તેની વિરુદ્ધ છે તેઓ સુધારાનીજ વિરુદ્ધ છે એમ કહી શકાય. કેટલાક તેની નીતિ સાથે મતભેદ ધરાવે છે અને તેથી કેટલાક તટસ્થ પણ છે. એ સંબંધે આગળ વિચાર કરીશું.

હવે આપણે 'પાટીદાર'ની નીતિ તપાસીએ. એ સંબંધે તંત્રીશ્રી સાથે મારે કદી વાત થઇ નથી, પણ પ્રથમથીજ તેના દરેક અંકને હું જોતો આવ્યો છું, એટલે મારી દૃષ્ટિએ થોડી સમાલોચના કરું છું.

'પાટીદાર'નો ઉદ્દેશ જ્ઞાતિની સામાજિક, આર્થિક અને નૈતિક પ્રગતિ કરવાનો છે. આથી આ પ્રગતિને રુંધતાં કારણો શોધી તેના ઉપર મુક્ત કલમે પ્રહાર કરવા એ તેની સ્વીકૃત નીતિ છે. કોઇ પણ સુધારક માનસ ધરાવનારને આ નીતિ સામે વાંધો નહિ હોય. નૈતિક અને આર્થિક અવદશા સામાજિક કુરિવાજોને વિશેષ આભારી છે. આથી સામાજિક પ્રશ્નો મુખ્યત્વે તેમાં ચર્ચાય છે, તેના મિથ્યાભિમાનથી પોષાતાં ગજા ઉપરાંતનાં અસાધારણ જ્ઞાતિભોજન અથવા નાતવરા તેને આર્થિક અવદશામાં લાવી મૂકે છે. તેનો અસમાન કન્યાવહેવાર અને લગ્નક્ષેત્રમાં ગોળની મર્યાદા એક બાજુથી વાંઢાઓની ફોજ ખડી કરે છે અને બીજી બાજુથી બળાત્કારે વૈધવ્ય પળાતી વિધવાઓની સેના ઊભી કરે છે. આ સ્થિતિ તેના નીતિના ધોરણને ભાંગીને ભુક્કા કરી નાખે છે. વળી બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અને જાતિવિજ્ઞાનનું (કામશાસ્ત્ર–Sexual knowledgeનું) છેકજ અજ્ઞાન તેના નૈતિક ધોરણને હલકું બનાવે છે અને શારીરિક તથા માનસિક દુર્બળતા વધારે છે. ધાર્મિક વિધિઓ 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેવા થઇ ગયા છે. મંદિરો અને મહારાજો ભ્રષ્ટ થઇ ગયા છે; બ્રાહ્મણો મોટે ભાગે ધૂર્ત બની ગયા છે એટલે અંધશ્રદ્ધાથી તેને વળગી રહેનાં તે ક્ષુદ્ર અને દરિદ્ર બનતો જાય છે. આમ આધ્યાત્મિક, નૈતિક અને આર્થિક અવદશાનું મૂળ સામાજિક અનિષ્ટો સાથે સંકળાએલાં છે. આથી 'પાટીદાર'માં સામાજિક પ્રશ્નોજ વિશેષ ચર્ચાય છે.

બીજા પ્રશ્નો ઉપર બહુ ઓછું લખાયું છે એમ સ્પષ્ટતા ખાતર કહેવું જોઇએ. ખેતીના પ્રશ્નને તેમાં બરાબર સ્થાન હોવું જોઇએ. એવા લેખ માટે

તેનાં પૃષ્ઠ ખુલ્લાંજ છે તે પણ કહેવું જોઇએ. પણ લેખોને અભાવે એ વિષયનું લખાણ જોઇએ તેટલું પ્રગટ થયું નથી. છેલ્લાં એક બે વર્ષથી ખેતી અને ઢોરની ઓલાદ ઉપર છૂટું છવાયું લખાણ જોવામાં આવે છે, પણ હવે એ વિષય ઉપર વધુ વિચાર થશે એમ છેલ્લા કેટલાક અંકો ઉપરથી આશા બંધાય છે.

જે પ્રશ્નો સીધી રીતે પાટીદાર જ્ઞાતિને લાગતા વળગતા ના હોય, પણ સમસ્ત હિંદુજાતિને લગતા હોય અને પાટીદારનો તેમાં સમાવેશ થઇ જતો હોય તે પ્રશ્નો ઉપર સમસ્ત હિંદુઓને નામે તેમાં વિચાર થાય છે અને તે જ ઇષ્ટ છે. એથી તેનો લાભ ઇતર જ્ઞાતિઓને પણ મળવાનો સંભવ છે; ઘણાખરા સામાજિક રિવાજો, કેળવણી, સ્વચ્છતા, આરોગ્ય, સ્ત્રીઓના રોગો, મરણપ્રમાણ, ખેડૂતનાં કરજ, ગૃહઉદ્યોગો અને એવા અનેક વિષયો ઉપર પાટીદાર જ્ઞાતિને સંબોધીને નહિ, પણ વિશાળ હિંદુ જાતિને નામે અને જ્યાં કોમી પ્રશ્ન ન હોય ત્યાં હિંદી સમસ્તને નામે વિચાર થવો જોઇએ અને તે અપ્રસ્તુત નથી એમ મારું માનવું છે. લેખકો આ દૃષ્ટિ રાખે એ ઇષ્ટ છે. જતે દિવસે 'પાટીદાર' 'હિંદુ'માં પરિણમે, તોપણ તે ઇષ્ટ ફેરફાર હશે.

આ દૃષ્ટિએ 'પાટીદાર'માં પ્રગટ થતા અને થતા જોઇતા લેખોનો વિચાર થવો ઘટે.

એસ. એસ. કરાન્જા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

# યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?

## ૧

## આપણી પરિસ્થિતિ

**આ પ્રકારના** નિબંધમાં 'સમાજની અધોગતિ,' 'એ સમાજમાં યુવકનું સ્થાન,' 'આધુનિક સમાજમાં વસતા યુવકનું માનસ' અને 'સમાજસુધારા પ્રત્યે તેનું વલણ,' વગેરે વિષયોની ચર્ચા અનિવાર્ય થઇ પડે છે અને એ ચર્ચામાંજ 'યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?' એ નિબંધનો અંતર્ગત રીતે સમાવેશ થઇ જાય છે. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીનેજ નિબંધ લખવાનો પ્રયાસ કર્યો છે.

આપણે આદર્શ સમાજ કોને કહીશું? જે સમાજ વ્યક્તિના વિકાસ માટે અવકાશ અને સાધન પૂરાં પાડે, જે તેના નૈતિક આર્થિક અને સામાજિક વિકાસને સહાયરૂપ બને, જે તેની શક્તિઓને શોધી કાઢી ખીલવે તે. આદર્શ સમાજ એટલેજ વિકાસ.

**સમાજની અધોગતિ:** આધુનિક સમાજને 'સમાજ' કહેતાંય શરમ ઊપજે. એનાં અસંગત જીવનધોરણોના અને દંભી રૂઢિબંધનોના પાશમાં પ્રાચીન આર્ય સમાજની આર્યત્વની ઉન્નત ને સંસ્કારી ભાવનાનો સદંતર લોપ થયો છે. લગ્ન ને મરણ જેવા સામાજિક વ્યવહારોના પાયા ઉપર ચણાએલા સમાજના વાડાઓએ પ્રાચીન સંસ્કારી સમાજ ઉપર વર્ચસ્વ જમાવ્યું છે. આ સંકુચિત સમાજમાં માનવીને પોતાનું અસ્તિત્વ વધુ લાભજનક અને ઓછું જવાબદારીભર્યું લાગ્યું. પોતાની મર્યાદિત અને કુંઠિત શક્તિઓના વિકાસની જંજાળમાંથી એને મુક્તિ મળી. વિશાળ આર્ય સમાજની ઉન્નત અને ખાનદાન ભાવનાઓ પોષવાની ગડમથલમાંથી એણે છૂટકારો અનુભવ્યો અને સમાજના સંકુચિત વાડાઓ બાંધી કેવળ લગ્ન, મરણ ને જમણ, વગેરે વ્યવહારોમાં ખાનદાની જાળવી 'ખાનદાન' થવા લાગ્યો. 'ખાનદાની' બતાવવી સરળ થઇ પડી. આજની ખાનદાની એટલે સમાજના વ્યવહારોમાં લાખોના ધુમાડા કરી ગોઠવેલું ભભકનું પ્રદર્શન. સામાજિક વ્યવહારોમાં જેટલી ધામધૂમ, જેટલી ભભક, એટલે અંશે 'ખાનદાની'નો પારો ઊંચે ચઢવાનો. આમ, લગ્નજીવનની જાહેર સમાજજીવનની મહત્તા અને ઉચ્ચ હેતુ વિસરાઇ ગયો અને એ શુદ્ધ હેતુને ભોગે દંભી અને પોકળ ખાનદાનીએ ઘર ઘાલ્યું. સામાન્ય જનતાની અજ્ઞાનતાએ એ દંભને અને પોકળ ખાનદાનીની ભાવનાને પોષણ આપ્યું. 'ખાનદાની'ના કૈલાસ શિખર ઉપર ચઢી બેઠેલા કુળાભિમાનીઓ આધુનિક સમાજનાં ધારાધોરણો સ્વેચ્છાએ ઘડતા ગયા. લગ્ન, મરણ ને જમણ જેવા સામાજિક વ્યવહારોમાં થતા ધુમાડાથી સમાજનો અન્ય વિકાસ રુંધાવા લાગ્યો. મનુષ્યમાત્રના જીવનનું સાફલ્ય એવા વ્યવહારો સાચવી રાખવામાં જ સંપૂર્ણ થયું. પરિણામે, સમાજ દિનપ્રતિદિન અધોગતિને પામ્યો. લગ્નવ્યવહારમાં સ્ત્રીપુરુષની યોગ્યાયોગ્યતાને ગૌણપદ મળ્યું અને એવા વ્યવહારોમાં ખર્ચોના ધુમાડાને જ પ્રધાનપદ સાંપડ્યું. સમાજમાં અજ્ઞાનતા વધતી ચાલી. સમાજની નૈતિક તેમજ આર્થિક સ્થિતિ બગડતી ચાલી.

**સુધારાની પ્રવૃત્તિ:** પ્રગતિને પંથે દોડી રહેલા જગતના દેશોમાં કેવળ હિંદી જ સમાજ 'પોતાને પાપે' અધોગતિના ખાડમાં ગબડી રહ્યો છે. પરંતુ હવે કેળવણીના પ્રારંભથી પ્રકાશનું કંઇક આશાકિરણ દેખાયું અને પાશ્ચાત્ય પ્રજાનાં જીવનધોરણોની આછી આછી જાણ થવા લાગી.

વળી, સમાજના ઉચ્ચ કહેવાતા વર્ગના મુગલાનશાહી કોરડાથી પિડાતો નીચલો વર્ગ, જેમ દુઃખી માણસ બરાડા પાડી ઉઠે તેમ, શરમાતો શરમાતો

ઘોર નિદ્રામાં પડેલા સમાજને પડકાર કરવા તૈયાર થયો. 'કુળવાનો'ના શોષણથી રેંસાઇ ગએલો અને 'કુળવાનો'ની વાહવાહમાંજ પોતાની વાહવાહ છે એમ માની બેઠેલો અજ્ઞાન સમાજ આ ઓચિંતા પડકારથી ચમકી ઊઠ્યો. એ જૂનવાણી સમાજે નવીન પડકાર સામે ઝુંબેશ જગાવી. એ સમાજસુધારાને પડકારે લગ્ન ને મરણ પાછળનાં ખર્ચો તેમજ અન્ય ખર્ચાળ રૂઢિઓ સામે પડકાર કરી સમાજને અધોગતિના કાળમુખમાંથી બચાવી લેવા એટલાજ જોરથી કમર કસી. અન્ય દેશોની હારે દોડવાના કોડ સેવતા યુવાનોએ એ નવીન સુધારાનાં ઝમક અને હેતુ ઝડપી લીધાં. આ પડકારની શુભ અસર જૂનવાણી રૂઢિઓથી રૂઢ બની ગએલા વડીલ વર્ગ ઉપર થાય એનો બહુજ ઓછો સંભવ હતો, એટલે આ પડકારની પ્રથમ નેમ ઊગતા, ઊછરતા અને ભાવિ સમાજનું ઘડતર ઘડનારા યુવાનોના હૃદયમાં એ સુધારાની જ્યોત પ્રગટાવવાની હતી. યુવાન એ તો સમાજનું ફૂટતું અપ્રતિમ અંગ. યુવાનનું ઘડતર એટલે ભાવિ સમાજનું ઘડતર. યુવાનવર્ગની જાગૃતિ જૂનવાણી વડીલ વર્ગને ભડકાવી મારે એ સ્વાભાવિક છે. યુવાનવર્ગના ભાવિ જીવનની ચાવીઓ (લગ્ન જેવી) પચાવી બેઠેલો વડીલ વર્ગ પોતાનો હક છીનવી લેવાતો કેમ સાંખી શકે? પરિણામે, પરાપૂર્વથી ચાલી આવતા વડીલ વર્ગના વર્ચસ્વથી દબાઇ ગએલો યુવાનવર્ગ હિંમતભેર સામો ન થઇ શક્યો. જ્વાળામુખી પર્વતો જેવા યુવાનો અંદર અંદર ગૂંગળાવા લાગ્યા, ધૂંધવાવા લાગ્યા. પણ ઢાંક્યો જ્વાળામુખી ક્યાં સુધી લાજ વાળી બેસી રહે? કેળવણીના પ્રચાર સાથે તે હવે દુનિયાના સમસ્ત દેશોની પ્રગતિથી અજાણ્યું નથી. એ પ્રગતિને અપનાવવા એનું હૃદય તલસાટ કરી રહ્યું છે. સમસ્ત દુનિયાની જાગૃતિ એને એની ઘોર નિદ્રામાંથી જગવે છે. યુવાનોનું લોહી એનાયે શરીરમાં ઉછળે જ છે ને? એનેય અભિમાન થાય કે 'હું કોણ?' 'હું યુવાન!' અને એ શબ્દના રણકાર સાથેજ એની કલ્પના આગળ દોડે છે. યુવક એટલે ચઢતાં પાણી. એની આંખોમાં ભાવિ ઉજ્જવળતાનાં તેજ ભરચક ભર્યાં છે, એના બિડાએલા હોઠ ઉપર આધુનિક જિંદગીના પહાડો તોડી ફાડી રણવગડા ખૂંદી વળી જીવનને પલટાવી નાખવાની મક્કમતા જડાએલી છે, એના પગમાં ભાવિ જીવનની લાંબી વાટો ખૂંદી વળવાની અદમ્ય તમન્ના ભરચક ભરી છે, એના હૃદયમાં ઉન્નત જીવન જીવવાના અનુપમ કોડ ઉભરાય છે. રાતદિન એનું ઉછળતું હૈયું આશામાં ને ઉર્મિઓમાં ઝબોળાતું રહે છે, કલ્પના સ્વપ્નો ને તરંગો એ એનું જીવન છે, એના રોમરોમમાંથી 'ક્રાન્તિ'નો પોકાર પોકરાય છે. એની ક્રાન્તિ કોની સામે? રૂઢિચુસ્ત સમાજ સામે, જેણે એના હાથપગ જકડી લીધા છે એની

**સમાજની અધોગતિ:** આધુનિક સમાજને 'સમાજ' કહેતાંય શરમ ઊપજે. એનાં અસંગત જીવનધોરણોના અને દંભી રૂઢિબંધનોના પાશમાં પ્રાચીન આર્ય સમાજની આર્યત્વની ઉન્નત ને સંસ્કારી ભાવનાનો સદંતર લોપ થયો છે. લગ્ન ને મરણ જેવા સામાજિક વ્યવહારોના પાયા ઉપર ચણાએલા સમાજના વાડાઓએ પ્રાચીન સંસ્કારી સમાજ ઉપર વર્ચસ્વ જમાવ્યું છે. આ સંકુચિત સમાજમાં માનવીને પોતાનું અસ્તિત્વ વધુ લાભજનક અને ઓછું જવાબદારીભર્યું લાગ્યું, પોતાની મર્યાદિત અને કુંઠિત શક્તિઓના વિકાસની જંજાળમાંથી એને મુક્તિ મળી. વિશાળ આર્ય સમાજની ઉન્નત અને ખાનદાન ભાવનાઓ પોષવાની ગડમથલમાંથી એણે છૂટકારો અનુભવ્યો. અને સમાજના સંકુચિત વાડાઓ બાંધી કેવળ લગ્ન, મરણ ને જમણ, વગેરે વ્યવહારોમાં ખાનદાની બતાવી 'ખાનદાન' થવા લાગ્યો. 'ખાનદાની' બતાવવી સરળ થઇ પડી. આજની ખાનદાની એટલે સમાજના વ્યવહારોમાં લાખોના ધુમાડા કરી ગોઠવેલું ભભકનું પ્રદર્શન. સામાજિક વ્યવહારોમાં જેટલી ધામધૂમ, જેટલી ભભક, એટલે અંશે 'ખાનદાની'નો પારો ઊંચે ચઢવાનો. આમ, લગ્નજીવનની તરફ સમાજજીવનની મહત્તા અને ઉચ્ચ હેતુ વિસરાઇ ગયો અને એ શુદ્ધ હેતુને ભોગે દંભી અને પોકળ ખાનદાનીએ ઘર ઘાલ્યું. સામાન્ય જનતાની અજ્ઞાનતાએ એ દંભને અને પોકળ ખાનદાનીની ભાવનાને પોષણ આપ્યું. 'ખાનદાની'ના કૈલાસ શિખર ઉપર ચઢી બેઠેલા કુળાભિમાનીઓ આધુનિક સમાજનાં ધારાધોરણો સ્વેચ્છાએ ઘડતા ગયા. લગ્ન, મરણ ને જમણ જેવા સામાજિક વ્યવહારોમાં થતા ધુમાડાથી સમાજનો અન્ય વિકાસ રુંધાવા લાગ્યો. મનુષ્યમાત્રના જીવનનું સાફલ્ય એવા વ્યવહારો સાચવી રાખવામાં જ સંપૂર્ણ થયું. પરિણામે, સમાજ દિનપ્રતિદિન અધોગતિને પામ્યો. લગ્નવ્યવહારમાં સ્ત્રીપુરુષની યોગ્યાયોગ્યતાને ગૌણપદ મળ્યું અને એવા વ્યવહારોમાં ખર્ચોના ધુમાડાને જ પ્રધાનપદ સાંપડયું. સમાજમાં અજ્ઞાનતા વધતી ચાલી. સમાજની નૈતિક તેમજ આર્થિક સ્થિતિ બગડતી ચાલી.

**સુધારાની પ્રવૃત્તિ:** પ્રગતિને પંથે દોડી રહેલા જગતના દેશોમાં કેવળ હિંદી જ સમાજ 'પોતાને પાપે' અધોગતિના ખાડામાં ગબડી રહ્યો છે. પરંતુ હવે કેળવણીના પ્રારંભથી પ્રકાશનું કંઇક આશાકિરણ દેખાયું અને પાશ્ચાત્ય પ્રજાનાં જીવનધોરણોની આછી આછી જાણ થવા લાગી.

વળી, સમાજના ઉચ્ચ કહેવાતા વર્ગના કુળવાનશાહી કોરડાથી પિડાતો નીચલો વર્ગ, જેમ દુઃખી માણસ બરાડા પાડી ઉઠે તેમ, શરમાતો શરમાતો

ઘોર નિદ્રામાં પડેલા સમાજને પડકાર કરવા તૈયાર થયો. 'કુળવાનો'ના શોષણથી દેવાઇ ગએલો અને 'કુળવાનો'ની વાહવાહમાંજ પોતાની વાહવાહ છે એમ માની બેઠેલો અજ્ઞાન સમાજ આ ઓચિંતા પડકારથી ચમકી ઊઠ્યો. એ જૂનવાણી સમાજે નવીન પડકાર સામે ઝુંબેશ જગાવી. એ સમાજસુધારાને પડકારે લગ્ન ને મરણ પાછળનાં ખર્ચો તેમજ અન્ય ખર્ચાળ રૂઢિઓ સામે પડકાર કરી સમાજને અધોગતિના કાળમુખમાંથી બચાવી લેવા એટલાજ જોરથી કમર કસી. અન્ય દેશોની હારે દોડવાના કોડ સેવતા યુવાનોએ એ નવીન સુધારાનાં ઝમક અને હેતુ ઝડપી લીધાં. આ પડકારની શુભ અસર જૂનવાણી રૂઢિઓથી રૂઢ બની ગએલા વડીલ વર્ગ ઉપર થાય એનો બહુજ ઓછો સંભવ હતો, એટલે આ પડકારની પ્રથમ નેમ ઊગતા, ઊછરતા અને ભાવિ સમાજનું ઘડતર ઘડનારા યુવાનોના હૃદયમાં એ સુધારાની જ્યોત પ્રગટાવવાની હતી. યુવાન એ તો સમાજનું ફૂટતું અપ્રતિમ અંગ. યુવાનનું ઘડતર એટલે ભાવિ સમાજનું ઘડતર. યુવાનવર્ગની જાગૃતિ જૂનવાણી વડીલ વર્ગને ભડકાવી મારે એ સ્વાભાવિક છે. યુવાનવર્ગના ભાવિ જીવનની ચાવીઓ (લગ્ન જેવી) પચાવી બેઠેલો વડીલ વર્ગ પોતાનો હક છીનવી લેવાતો કેમ સાંખી શકે? પરિણામે, પરાપૂર્વથી ચાલી આવતા વડીલ વર્ગના વર્ચસ્વથી દબાઇ ગએલો યુવાનવર્ગ હિંમતભેર સામો ન થઇ શકયો. જવાળામુખી પર્વતો જેવા યુવાનો અંદર અંદર ગૂંગળાવા લાગ્યા, ધૂંધવાવા લાગ્યા. પણ ઢાંકયો જ્વાળામુખી કયાં સુધી લાજ વાળી બેસી રહે? કેળવણીના પ્રચાર સાથે ત હવે દુનિયાના સમસ્ત દેશોની પ્રગતિથી અજાણ નથી. એ પ્રગતિને અપનાવવા એનું હૃદય તલસાટ કરી રહ્યું છે. સમસ્ત દુનિયાની જાગૃતિ એને એની ઘોર નિદ્રામાંથી જગવે છે. યુવાનોનું લોહી એનાયે શરીરમાં ઉછળેજ છે ને? એનેય અભિમાન થાય કે 'હું કોણ?' 'હું યુવાન!' અને એ શબ્દના રણકાર સાથેજ એની કલ્પના આગળ દોડે છે. યુવક એટલે ચઢતાં પાણી. એની આંખોમાં ભાવિ ઉજ્જવળતાનાં તેજ ભરચક ભર્યાં છે, એના બિડાએલા હોઠ ઉપર આધુનિક જિંદગીના પહાડો તોડી ફાડી રણવગડા ખૂંદી વળી જીવનને પલટાવી નાખવાની મક્કમતા જડાએલી છે, એના પગમાં ભાવિ જીવનની લાંબી વાટો ખૂંદી વળવાની અદમ્ય તમન્ના ભરચક ભરી છે, એના હૃદયમાં ઉન્નત જીવન જીવવાના અનુપમ કોડ ઉભરાય છે. રાતદિન એનું ઉછળતું હૈયું આશામાં ને ઉર્મિઓમાં ઝબોળાતું રહે છે, કલ્પના સ્વપ્નો ને તરંગો એ એનું જીવન છે, એના રોમરોમમાંથી 'ક્રાન્તિ'નો પોકાર પોકરાય છે. એની ક્રાન્તિ કોની સામે? રૂઢિચુસ્ત સમાજ સામે, જેણે એના હાથપગ જકડી લીધા છે એની

એ જાણે છે કે હું આ સમાજમાં ભરાઇ પડ્યો છું, પણ એને તોડીફોડી ભાગી નીકળવાની એનામાં હામ નથી, આવડત નથી. પણ, યુવાની એટલે ભૂત જીવન અને ભાવિ જીવન વચ્ચેનો સંક્રાન્તિકાળ; યુવકના ભાવિ જીવનની ઇમારત આ યુવાનીના પાયા ઉપર જ ચણાવાની, તો પછી જૂનવાણી રૂઢિચુસ્ત સમાજ ઉપર પલટાનાં પાણી ફેરવી નૂતન સમાજ ઉપજાવી કાઢવાની જહેમત યુવાને જ ઉઠાવવાની છે ને! પણ આજે તો યુવાન હારી બેઠો છે.

આજે આ આપણી પરિસ્થિતિ છે.

નરસંડા　　　　　　　　　　જશભાઇ ડાહ્યાભાઇ પટેલ

---

## ગામઠાણનો વિસ્તાર

**શ્રીમંત** સરકાર મહારાજા સાહેબના હીરક મહોત્સવ નિમિત્તે, પ્રગતીય ગ્રામોદ્ધાર ભંડોળ વ્યવસ્થા નિયમ વગેરે અસ્તિત્વમાં મુકાઇ, ગામડાના ઉદ્ધાર માટે પાણી પીવાના કૂવાની યોજના, ગામઠાણ વિસ્તાર યોજના, વગેરે યોજનાઓનો કાર્યક્રમ ઘડાઇ અમલમાં મૂકાવા તજવીજ ચાલે છે. પેટલાદ ભાદરણ તાલુકાઓનાં ગામઠાણમાં વસતિ ઘણીજ ગીચ હોવાથી ગામઠાણનો વિસ્તાર કરવાનું કામ ત્યાં પ્રથમ સરૂ થાય તે ઇચ્છવા જેવું છે.

૨. આ તાલુકાઓમાં ગામઠાણની સંકડાશ ઘણી છે, તેવી જ રીતે ખેતીની જમીન પણ પૂરતી નથી. જમીનના નાના નાના ટુકડાઓ રાજ્યના બીજા ભાગ કરતાં આ ભાગમાં ઘણાજ વધારે છે અને લોકોને ખેતીની પૂરતી જમીન નહિ હોવાથી નિરુપાયે તેમને વતન છોડી હિંદમાં અને હિંદ બહાર ઇતર ધંધાઓને માટે જવું પડે છે.

૩. જે લોકો ખેતીના ધંધાને વળગી રહ્યા છે, ખેતીની ઉપર જ જેમનો નિર્વાહ છે, તેવા લોકોની સ્થિતિ રાજ્યના બીજા ભાગના લોકો કરતાં ખરાબ છે. ખેતીના ઉપર જ જીવન ગુજારનાર ખેડૂત દેવા વગરનો આ ભાગમાં પણ ભાગ્યેજ જણાશે, બલ્કે બીજા ભાગના કરતાં આ ભાગના લોકો દેવાદાર વધારે હશે એમ મારૂં માનવું છે.

૪. ગામઠાણના વિસ્તારની યોજના હીરક મહોત્સવ નિમિત્તે હોવાથી સરકારને તો કોઇ પણ જાતના સ્વાર્થની ઇચ્છા નજ હોય. લોકની અડચણ દૂર કરી, લોકો સંકડાશમાં ગીચોગીચ રહેતા હોવાથી હવાઅજવાળા વાળાં, ચારે તરફથી ખુલ્લાં મકાનમાં રહેતા થાય એ જ હેતુ શ્રીમંત સરકારનો હોવો જોઇએ. એટલે

હીરક મહોત્સવને અંગે ગામડાણના વિસ્તારની યોજનાને અંગે જે જમીન સંપાદન કરવામાં આવે તેનું કિરાયું ન લેવામાં આવે તો હીરક મહોત્સવ અંગેની યોજનાનું નામ સફળ થયું એમ ગણાય. કિરાયું લેવાનું જ હોય તો જે જમીન સંપાદન કરવામાં આવે તેના ખેતીના ધારા જેટલું જ ફાળવી નાખવું જોઇએ. કિરાયાને માટે ગામોના ત્રણ વર્ગ મુકરર કરવામાં આવ્યા છે: પહેલા વર્ગને માટે દર ચોરસ વારે બે પાઇ કિરાયું લેવામાં આવે છે, બીજા વર્ગનાં ગામો માટે દર ચોરસ વારે એક પાઇ અને ત્રીજા વર્ગનાં ગામો માટે દર ચોરસ વારે અર્ધી પાઇ કિરાયું લેવાનું હોય છે. ગામડાણના વિસ્તારને કામે ખેતીની જમીન સંપાદન કરી આ ધોરણે કિરાયું લેવામાં આવે તો ૨૫૬૦૦ ચોરસ ફૂટનું એક વીઘું, એટલે લગભગ ૨૮૪૪૪/૯ ચોરસ વારનું એક વીઘું થાય, તે ધોરણે અંદાજે પહેલા વર્ગનાં ગામો માટે એક વીઘા જમીનનું લગભગ રૂ. ૨૯–૧૦–૦, બીજા વર્ગનાં ગામો માટે રૂ. ૧૪–૧૩–૦ અને ત્રીજા વર્ગનાં ગામો માટે રૂ. ૭–૬–૬ કિરાયું થાય. એટલે ખેતીની જમીનના આકારના નિદાન પાંચપટ કિરાયું આપવું પડે.

૫. હીરક મહોત્સવ નિધિ અંગેના ગામડાણના વિસ્તારના ગામોદ્ધારના કામમાં શ્રીમંત સરકાર ફાયદો લેવા ઇચ્છે અગર નફો કરવા ઇચ્છે એમ માનવા જેવું નથી, જેથી ગામડાણના વિસ્તારની યોજના પેટલાદ ભાદરણ તાલુકાના લોકો વધાવી લેશે અને તેનો સંપૂર્ણ વિચાર કરશે એમ આશા રાખવામાં આવે છે.

કોઠી નજીક, વડોદરા — વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ

## ખેડૂતની ગરીબાઇ ક્યારે મટે?

યુરોપના ૧૯૧૪ના વિગ્રહ પછી ખેડૂતના પાકના ભાવનો ને માલની આવકનો વધારો દેખાયાથી ખેડૂત ઉમંગમાં આવી જઇને પોતાની સ્થિતિનું ભાન ભૂલતો જનવા લાગ્યો અને દિનપ્રતિદિન મોજશોખમાં પડતો ગયો તથા જાતે ખાજુના સરવાળા ભૂલવા લાગ્યો. પુલણજી બનતો ગયો, નોકર ચાકરથી ખેતી કરતો થયો અને દિનપ્રતિદિન આળસુ બનતો ગયો. આમ ૧૨ વરસ સુધી ચાલ્યું; પછી રેલસંકટ આવ્યું, હિમસંકટ આવ્યું, દિનપ્રતિદિન ભાવ ઘટતા ગયા. ખેડૂત નાણાંથી અને મિલકતથી ઘસાતો ગયો અને બેહાલ બનતો ગયો. છતાં સારા ભાવના જમાનાની નાણાંની રેલછેલ વખતના ખર્ચ, એકબીજા

કરતાં આગળ પડતા ગણાવા સારુ, વધુ ને વધુ કરતો ગયો. મૂળી કરતાં ચાર ગણો ખર્ચ કરતો ગયો, અને વડીલોની સ્થિતિ કરતાં આગળ પડતો થવા પ્રયત્ન ચાલુ રાખવા જતાં હમેશાં સપડાતો ગયો. પરિણામે તે દિનપ્રતિદિન કંગાલ થતો ગયો છે, એ વિષેનો વિચાર કરવાનું ભાન ભૂલતો થયો છે.

હવે કુલગુરુના ખર્ચ ચાલુ રાખવા પોતાનાં વહાલાં બાળકો વેચીને પણ પોતાનું ગૌરવ ચાલુ રાખતો થયો છે. ખેડૂતને પાંચ માસની મહેનતની બચતમાંથી બાર માસ ખાવું રહ્યું. બીજો ઉદ્યમ તો હવે છેજ નહિ. જીવન બીજાં ઉપર આધાર રાખતું થયું. છેલ્લાં પાંચ વરસથી મહાકષ્ટે પણ ખેડૂત, આવતી સાલે પણ વરસ સારું આવશે એમ, દિનપ્રતિદિન વિચારમાં ચાલતો રહ્યો. પણ નિદાન એક પછી એક વરસ નબળાં નીવડતાં ગયાં, ત્યારે ખેડૂત માથે હાથ દેઈને કહે છે કે 'લાખ મળવાનાય નથી અને લખેસરી થવાનાય નથી. હવે તો સરકાર કંઇ ઉદારતા બતાવે તો સારું.' એ માટે એ પ્રયત્ન કરવા લાગ્યો, પણ એને ખબર નથી કે એકાદ વરસ કુબેર ભંડારી દયા કરી સમૃદ્ધિ આપે તોય એનું પૂરું થવાનું નથી અને બીજે વરસે પાછો હતો તે ને તે થવાનો છે. પાછલા દાયકાના વધેલા ખર્ચનું વ્યાજ પણ તેની ચાલુ પેદાશમાંથી ભરાવાનું નથી, એ ચોક્કસ હોવા છતાં ખેડૂત પાછો હઠવા ખુશી નથી. કદાચ સેંકડે એકાદ ટકો આ સ્થિતિમાંથી મુક્ત થવા ઇચ્છતો હશે, તો તેનો કરોડો આગળ હિસાબ શો છે? તેણે ફરજિયાત ખરચ ઘણો કરવો પડે છેઃ લગ્નની નાતો, માબાપના મરણની નાતો, સીમંતની નાતો, વગેરે પાછળ ઘણો ખરચ કરવો પડે છે. ખેડૂત આ વિદ્યુતજમાનાને ઓળખતો નથી અને દિનપ્રતિદિન ચીંથરેહાલ થતો જાય છે. તે સ્થિતિ ટાળવાના ઉપાય તેને બિલકુલ સૂઝતા નથી. તેને ત્રિદોષ થયો છે તે મટાડવા વૈદ્ય કે ડૉક્ટર કંઇ કરી શકે એમ નથી. તેને તો સરકારના આવા પ્રકારના કંઇક અંકુશની જરૂર છેઃ

૧. સરકારે સબળ કારણ સિવાય માફી આપવી નહિ.

૨. સરકારે દરેક જાતની હદ બાધી વધુ પડતા ખરચ માટે અંકુશ રાખવો જોઇએ.

૩. ઉત્પન્નના પ્રમાણમાં અને આયપત વેરો ભરનારને અમુક સીમા બહારતાં ખર્ચ કરનારને કરેલા ખર્ચ જેટલો દંડ કરવો અને તે દંડ સાર્વજનિક કલ્યાણને માટે વાપરવો જોઇએ.

૪. જે ખેડૂત હદ બહાર વરા કરતો હોય તેને સરકારે તગાવી કે સહકારી મંડળીઓ મારફત કોઇ પણ જાતની રાહત આપવી નહિ.

૫. લગ્નપ્રસંગે અને મરણપ્રસંગે યત્તા બહાર ખરચ કરવામાં ભાગ લેનાર પ્રત્યેકને પણ સરખા ગુન્હેગાર ગણીને સજા કરવી.

૬. આવા અપકૃત્યના ગુન્હા માટે જે મંડળ ફરિયાદ કરે તેને સેંકડે દસ ટકા સુધી, આબકારી નિબંધ માફક, બક્ષીસ આપવી જોઈએ.

ખેડૂતના ઉદ્ધાર માટે ઉપર પ્રમાણે સરકારે અંકુશ રાખવા ઉતાવળે પગલાં લેવાની ખાસ આવશ્યકતા છે. આ માટે વડોદરાની સરકારે જમણ અંકુશ નામનો કાયદો ઘડી રાખ્યો છે, પણ તેનો અમલ કરવા સરકાર હજી દયા કરતી નથી. ખેડૂત ચીંથરેહાલ થયો છે અને મરણની પથારી સેવવાની તૈયારીમાં છે, છતાં તેને માટે કોણ વિચાર કરે ભલા? ખેડૂત પ્રજાને ઉપરથી આકાશવાણી થાય તોપણ તે કાયદાની યત્તા ને દંડ સિવાય માને તેમ નથી. આ માટે કમીશનની ભલામણથી પણ કામ પાર પાડી શકાય તેમ છે. બ્રીટીશ પ્રાન્તિક સરકાર અને દેશી રાજ્યની સરકાર ખેડૂતના પ્રશ્નમાં યોગ્ય તે વિચાર કરશે તો જ ખેડૂતનું હિત સચવાશે,

કંડારી — મથુરભાઇ મગનભાઇ અમીન

---

## ચર્ચાપત્ર

### ૯. ખેડૂતનો મુખ્ય પ્રશ્ન

૧૯૯૪ના કાર્તક માસના 'પાટીદાર' માસિકમાં ખેડા જિલ્લા ખેડૂતમંડળ સંબંધીનો લેખ વાંચી આનંદ થયો. ખેડૂતને જે સાધનો દ્વારા ઊંચો લાવવા પ્રયત્નો થાય છે તેમાં એક મુખ્ય પ્રશ્ન તો રહીજ જતો હોય તેમ લાગે છે. ખેડા જિલ્લો (ચરોતર) તમાકુનું વાવેતર ઘણા પ્રમાણમાં કરે છે એ તો દેખીતું છે. તેમાં ખેડૂતે ખરા પરસેવાથી પકવેલા માલના વેચાણથી તેને કેટલા ઘટાડા સાથે નાણાં મળે છે તે સૌ ખેડૂત ભાઇઓ જાણે છે. તમાકુના તોલ અને વટાવમાં લુંટાતા 'ખેડૂતની વહારે ખેડૂત મંડળ ચઢશે એવી આશા રાખું તો અસ્થાને નહિ ગણાય. આ બાબત જો સક્રિય પગલાંથી ખેડૂત મંડળ તુરત હાથ ઉપર લે તો તે સુંદરમાં સુંદર કાર્ય છે. આ રીતે લગભગ સો મણ તમાકુ પકવનાર ખેડૂતને તેના ખરા તોલ અને વટાવમાં લગભગ ૨૫ (પચીસ) મણ તમાકુની કિંમત જેટલી એટલે સરેરાસ આઠ રૂપિયાને ભાવે રૂા. ૨૦૦ની ખોટ હોય છે. ખેડૂતો આવી હજારો મણ તમાકુ વેચે તેમાં હજારો રૂપિયાની ખોટ તેમને સોસવી પડે છે, બિચારો ખેડૂત મુગે મોંઢે એ સહન કરે છે, કારણકે એ બાબત સર્વ ખેડૂત ભાઇઓ હાથ ઉપર લે તો જ હજારો રૂપિયાની ખોટમાંથી ગરીબ ખેડૂત બચી શકે. બિચારા ગરીબ ખેડૂતોની આ (તોલ અને વટાવ રૂપે)

લૂંટાઇ જતી પેદાશ ખેડૂત મંડળ અટકાવશે એવી આશા છે. આશા છે કે ખેડા જિલ્લો સુધરેલો સમજુ વિદ્વાન હોઇ તેનું ખેડૂત મંડળ આજુબાજુના પ્રદેશને દાખલા રૂપ થશે. ભાષણોથી નહિ, પણ કાર્યથી ખેડૂતને ઊંચો લાવવા જેટલી ઉદારતા 'ખેડા જિલ્લા ખેડૂત મંડળ' જરૂર દાખવશે તો સભાઓના અને ભાષણોના અર્થ સરશે.

અંત્રોસર, તા. માતર — ભાઇલાલભાઇ ઘેલીભાઇ પટેલ

## ૧૦. નિયોગનો હેતુ—દષ્ટિ-ફેર?

મેં આપેલું ચર્ચાપત્ર 'પાટીદાર'ના પોષના અંકમાં છપાયું છે તેનો સીધો ઉત્તર ન આપતાં 'આર્યપ્રકાશ'ના તંત્રીઓએ, વખતે તેમાંના એક તંત્રી પં. મયાશંકર શર્માએ પોતાના પોષ સુદ ૮, ૧૯૯૪ના અંકમાં અગ્ર લેખ લખીને કંઇક વિતંડાવાદ કર્યો છે. આર્યશાસ્ત્રોમાં નિયોગનું વિધાન છેજ, એ મેં ના પાડી નથી, [illegible]થી પ્રમાણો આપીને તે સાબિત કરવાની જરૂર નહોતી. [illegible]ને અર્થે જ નિયોગ હોય, કામતૃપ્તિને માટે કદાપિ નહિ, [illegible] કહે છે.

પણ [illegible] દયાનંદ કહે છે કે "ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સુધી સમાગમ ન કરવા ને દરમિયાનમાં જો પુરુષથી (જીતેન્દ્રિય) નજ રહી શકાય, તો નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લેવી તેમજ દીર્ઘરોગી પુરુષની સ્ત્રીએ પણ તેવા સંજોગોમા નિયોગ કરી લેવો." આ વાક્યમાં કામતૃપ્તિ એજ હેતુ છે, સંતાનોત્પત્તિ નહિજ. અને છતાં પંડિતજી પૂછે છે કે "આમાં શું નથી જોઇ શકાતુ કે જો પુત્રોત્પત્તિ ન કરવી હોય તો નિયોગ ન કરે." ના, નથીજ જોઇ શકાતું, કારણકે 'જીતેન્દ્રિય નજ રહી શકાય' તેણે શું કરવુ? એ પ્રશ્નના જ ઉત્તરમાં સ્વામીજીએ ઉપરનું વિધાન આપ્યું છે. ત્યારે "સ્વામીજીના આ વિધાનમાં કામવાસનાજ મુખ્ય છે, પુત્રોત્પત્તિ તો ગૌણજ છે અથવા બહાનું જ છે, એટલે એમનું આ વિધાન આર્યશાસ્ત્રોને અનુકૂળ નથી," એમ જે મેં લખેલું તેમાં ખોટું શું છે?

અને સ્વામીજીના વિધાનને કોઇ આર્યશાસ્ત્રનો આધાર હોય તો બતાવવાની મેં પંડિતજીને માગણી કરેલી, તે ન આપતાં આમ ગલાંતલાં શાં? આ વિતંડાવાદ શો? અને હજીયે હું તો એજ ઇચ્છું છું કે પંડિત મયાશંકર, જીતેન્દ્રિય નજ રહી શકાય તેવે પ્રસંગે નિયોગ કરી લેવો, એવો કોઇ આર્યશાસ્ત્રનો આધાર આપે, તો એમની સૂચના કે આજ્ઞા પ્રમાણે સ્વામીજી જેવા "મહાપુરુષ માટે ··· મલિન ભાવના બહાર પાડવા ··· માટે વેળાસર પ્રાયશ્ચિત્ત કરી" લેવા હજીયે હું તો તૈયાર છું.

હરિપ્રસાદ મ. શાસ્ત્રી

## ૨. બ્રિટિશ ગુજરાતમાં કેળવણીની સ્થિતિ

| | શાળામાં જતાં બાળક | શાળાવાળાં ગામ | શાળાવિનાનાં ગામ | કુલ ગામ | શાળા ચોરસ માઈલોએ |
|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૯.૬ | ૩૮૮ | ૪૯૩ | ૮૮૧ | ૧૧.૪ |
| ખેડા | ૮.૮ | ૩૭૫ | ૨૦૫ | ૫૮૦ | ૪.૩ |
| પંચમહાલ | ૫.૧ | ૧૬૧ | ૪૯૨ | ૬૫૩ | ૯.૯ |
| ભરૂચ | ૧૦.૩ | ૨૫૭ | ૧૫૧ | ૪૦૮ | ૫.૭ |
| સુરત | ૧૧.૮ | ૫૦૮ | ૨૭૭ | ૭૮૫ | ૩.૨ |
| | | ૧૬૮૯ | ૧૬૧૮ | ૩૩૦૭ | |

આમ અર્ધોઅર્ધ ગામોમાં શાળાઓ છે જ નહિ, એ સરકારની ઉપેક્ષાનું પ્રમાણ છે.

કુલ વસતિનાં સરેરાશ ૧૫ ટકા બાળકો નિશાળે જવાં જોઇએ તેમાં ૯ જાય છે, એટલે બાકીનાં ૬ ટકા બાળકોને કંઇ કેળવણી મળતી નથી. આમાં ૪૬૪૬૩ છોકરા છે અને ૨૦૧૪૮ છોકરીઓ છે, એટલે ભણનાર છોકરા કરતા છોકરીઓની સંખ્યા અર્ધી પણ નથી, દર ૯ છોકરે ૪ જ છોકરી ભણે છે. કન્યાકેળવણીની આપણા લોકની ઉપેક્ષાનું આ પ્રમાણ છે.

## ૩. પારસી ભાઇઓની દાનની ઉદારતા

ચાલુ વર્ષમાં પારસી ભાઇઓએ નીચેની સંસ્થાઓમાં નીચે પ્રમાણે દાન આપ્યાં છે:

| | |
|---|---|
| બા. ડી. પીટીટ હોસ્પીટલ જ્યુબિલી ફંડ | રૂા. ૩,૨૩,૭૨૫ |
| એફ. ઇ. દીનશા મેમોરીઅલ લાઇબ્રેરી | ૩,૦૦,૦૦૦ |
| ઓન. એમ. વાડીઆ ચેરીટીઝ | ૨,૬૮,૨૩૫ |
| મી. મંચેરશા હીરજીભાઇ વાડીઆ પોરબંદરમાં સુવાવડખાનાં માટે | ૨,૫૦,૦૦૦ |
| સર કાવસ જહાંગીર | |
| દવાખાના માટે અને નિરાધાર ભિખારી માટે | ૨,૦૦,૦૦૦ |
| તેહેરાનમાં રતનબાઇ બામજી કન્યાશાળા માટે | ૧,૮૦,૦૦૦ |
| સુરતની પારસી પંચાયત | ૧,૬૧,૦૦૦ |
| દાદર વાડીઆ કન્યાશાળા (લેડી હીરાબાઇ, સી. રેડીમની મારફત) | ૧,૫૦,૦૦૦ |
| અરદેશર સોરાબજી પટેલ ચેરીટી | ૧,૨૬,૦૦૦ |

| | |
|---|---|
| ખા. બા. હોરમસજી સી. ભાભા હોસ્પીટલ માટે, અંધેરી | ૧,૧૦,૦૦૦ |
| કામા હોસ્પીટલ જ્યુબીલી ફંડ | ૯૦,૨૯૧ |
| જમે જમશેદ ચાલ, દાદર પારસી કોલોની | ૭૫,૦૦૦ |
| દાદર પારસી કોલોનીમાં આરામગૃહ માટે, અરદેશર બારીઆ તરફથી | ૫૨,૦૦૦ |
| સર રતન ટાટા ઇન્સ્ટીટયુટ માટે | ૪૧,૪૮૧ |
| બાઇ શીરીનબાઇ કામા મેમોરીઅલ ફંડ | ૩૯,૦૪૫ |
| કારંજઆવાળા મેમોરીઅલ બીલ્ડીંગ, અમદાવાદ | ૩૫,૦૦૦ |
| સરદાર નોશીરવાન કન્યાશાળા પૂના માટે | ૨૭,૧૪૧ |
| નવસારીની શાળાના મકાન માટે, સર જે. જે. ચેરીટી ફંડ | ૨૫,૦૦૦ |
| સાર્વજનિક દવાખાનું, દવીઅર | ૨૪,૫૯૩ |
| કુરલામાં દવાખાનું બાંધવા માટે, ખા. બા. હોરમસજી કે. ભાભા | ૨૦,૦૦૦ |

રૂ. ૨૦૦૦૦થી નાની રકમોને ગણતાં એકંદરે સરવાળો રૂ. ૨૭,૦૩,૭૮૪નો થાય છે. ('જ્યોતિર્ધર,' તા. ૨-૧૦-૧૯૩૭

## ૪. પોષાક—આભૂષણ

પ્રાચીન હિંદુઓ—પુરુષો તેમજ સ્ત્રીઓ—વગર સીવેલાં કપડાં પહેરતા ઓઢતા. કાળિદાસના શકુન્તલાએ ચોળી પહેરેલી. મોગલોના વખતમાં હિંદુઓ જામા અને પાજામા અથવા ઇજાર પહેરતા થયા. જામાની—અંગરખાની કસ હિંદુઓ ડાબી (?) અને મુસલમાનો જમણી (?) બાજુએ બાંધતા. કેડ બાંધતા. પાઘડીઓ પહેરાતી થઇ. જોડા પ્રાચીન કાળથી પહેરાતા. મુસલમાનો આવ્યા પછી તેમની ઠંડા મુલકની ટેવના અનુકરણથી હિંદુસ્થાનમાં ઊનનો પોષાક વધારે વપરાતો થયો, જોકે કાશ્મીરની શાલો પ્રાચીન કાળથી બહુ પ્રખ્યાત હતી. સ્ત્રીઓ સુરવાળની નાડીનાં ફુમતાંએ હીરામોતી લટકાવતી.

પ્રાચીન કાળથી સ્ત્રીઓ કર્ણકુંડળ (ear-ring) પહેરતી. નાકની વાળી મુસલમાનો આવ્યા પછી થઇ. પ્રાચીન કાળમાં અનેક પ્રકારનાં આભૂષણ સ્ત્રી-પુરુષો પહેરતાં. અકબરે ઇ. સ. ૧૫૮૯માં દાઢી બોડાવી નાખવાનો સાર્વજનિક હુકમ કાઢ્યો. જહાંગીરના વખતમાં પણ તે પ્રણાલિનો રહ્યો. પછી પાછી દાઢી રખાતી થઇ. પણ ઔરંગઝેબે હુકમ કાઢ્યો કે કોઇ પણ માણસની દાઢી ૪ તસુથી વધારે હોય તે કાપી નાખવી. ઇ. સ. ૧૬૧૫ની માંદગીમાંથી ઊઠ્યા પછી જહાંગીરે હુકમ કાઢ્યો કે દરબારીઓએ કર્ણકુંડળ પહેરવાં. અકબરના વખત પછી જામો લાંબો થતે થતે પગની પાનીએ પહોંચ્યો. (પ્રો. ખુશાલ ત. શાહના The Splendour That was 'Indના પૃષ્ઠ ૨૧૦-૨૧૧ ઉપરથી)

**૧૬. મહાવીર સ્વામીના અંતિમ ઉપદેશ** (શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનો છાયાનુવાદ): પૃ૪ ૩૦+૨૮૮, કિંમત એક રૂપિયો. આ પુસ્તક જૈન ધર્મનું છે અને મહાવીર સ્વામીએ પોતે આપેલા ઉપદેશનો સંગ્રહ છે એમ મનાય છે, એ ધર્મમાં ચાર મૂલસૂત્ર મનાય છે: (૧) ઉત્તરાધ્યયન (ઉત્તરજ્ઝયણં), (૨) આવશ્યક (આવસ્સય), (૩) દશવૈકાલિક (દસવેયાલિય) ને (૪) પિણ્ડનિર્યુક્તિ (પિંડનિજ્જુત્તિ). આમ આ પુસ્તક મૂલસૂત્રમાંનો ધર્મગ્રંથ છે. એનો આ છાયાનુવાદ જૈનોને અને જૈનેતર અભ્યાસીઓને બહુ ઉપયોગી થઇ પડે એમ છે. એમાં જૈન ધર્મના સિદ્ધાન્તોને કથાઓ, દૃષ્ટાન્તો, ઉપમાઓ, સંવાદો અને ઉપદેશો આપી સમજાવેલા છે. જૈનેતરોને પુસ્તકમાંના પારિભાષિક શબ્દો સમજવા બહુ કઠણ પડે એવા છે, પણ અનુવાદકે સ્થળે સ્થળે નોંધો આપીને સરળતા કરવાનો સરસ પ્રયત્ન કર્યો છે, જોકે તેમાં આપેલાં કેટલાંક સૂચનો શોધવાં મુશ્કેલ પડે છે. સત્ય અને અહિંસા માટે એ ધર્મનો ખૂબ આગ્રહ છે, પણ એમની સ્પષ્ટ વ્યાખ્યાઓ કરવી અશક્ય નહિ તો અશક્યવત્ છે. જૈનધર્મનો દિગંબરપંથ તો સ્ત્રીઓને મોક્ષ મળે એમ માનતો નથી, શ્વેતામ્બરપંથ માને છે અને એટલે સુધી ઉદારતા બતાવે છે કે ૧૯મા તીર્થંકર મલ્લિનાથ પુરુષ નહિ પણ સ્ત્રી હતા એમ માને છે. છતાં આ પુસ્તકમાં તો જાણે પુરુષોનેજ ઉપદેશ અપાતો હોય એમ વારંવાર સૂચના આવે છે એવું (૨૮) પરિષહો, (૧૬) બ્રહ્મચર્ય, (૩૨) પ્રમાદસ્થાનો વગેરે પ્રકરણો ઉપરથી જણાય છે, જાણે સ્ત્રીને મોક્ષ જોઇતોજ ન હોય. આ ગ્રંથમાંના ભાગો સંગ્રહિત થયા (એમ મનાય છે કે ઇ. સ. ૩૦૦ના અરસામાં પાટલીપુત્રમાં મળેલે સંઘે જૈન ગ્રંથોનો સુવ્યવસ્થિત સંગ્રહ કર્યો), ત્યારે તો આપણામાં અસ્પૃશ્યતા દાખલ થઇ ગઇ હતી એમ (૧૩) 'બે હરિજન ભાઇઓ'ના પ્રકરણથી સમજાય છે, એથીયે એ પાપ ને કલંક જૂનું જણાય છે.

**૧૭. શ્રી. કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો:** પૃ૪ ૭+૧૪૯, કિંમત આઠ આના. શ્રી. કુંદકુંદાચાર્ય જૈનધર્મના દિગંબર સંપ્રદાયના પ્રખર વિદ્વાન આચાર્ય હતા. તેઓ ઇ. સ.ની શરૂઆતમાં થઇ ગએલા જણાય છે. એ સંપ્રદાયના આચાર્યોએ પોતાના સંપ્રદાયના ગ્રંથોને ચાર વર્ગમાં ગોઠવ્યા છે: (૧) પ્રથમાનુયોગ – ઇતિહાસ, (૨) કરણાનુયોગ – વિશ્વવ્યાખ્યાન, (૩) દ્રવ્યાનુયોગ – તત્ત્વજ્ઞાન અને (૪) ચરણાનુયોગ – નીતિ અને ક્રિયાકાણ્ડ. શ્રી. કુંદકુંદાચાર્યના પંચાસ્તિકાય, સમયસાર, પ્રવચનસાર અને નિયમસાર એ ચાર ગ્રંથો ત્રીજા

વર્ગમાં સમાવેશ થાય છે. એમાંના પહેલા ત્રણ ગ્રંથોનો એકત્રિત સારાનુવાદ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. શ્રી. કુંદકુંદાચાર્ય કંઈક અંશે સાંખ્ય અને વેદાન્તના બ્રાહ્મણ સિદ્ધાન્તોને પણ સ્વીકારે છે. આ પુસ્તક પણ જૈનોને અને જૈનેતર અભ્યાસીઓને બહુ ઉપયોગી થઇ પડે એમ છે. આ પુસ્તકમાં આવતા પારિભાષિક શબ્દોનું વિવેચન તેમાં આપ્યું નથી, પણ ઉપરના પુસ્તકમાં (ઉત્તરાધ્યયનસૂત્રમાં) જોઇ લેવાની સંપાદક સૂચના કરે છે.

ઉપરનાં બંને પુસ્તકોને અંતે જૈન સુભાષિતો અને સૂચિ આપેલાં છે. સૂચિથી અને નોંધોથી પુસ્તકોની ઉપયોગિતા ખૂબ વધારી મૂકી છે. સંપાદકનો જૈનધર્મ વિષેનો અભ્યાસ ખૂબ ઊંડો છે, એમ આ બંને પુસ્તકો જોવાથી જણાય છે. વળી ગુજરાતી અનુવાદની ભાષા પણ સરસ અને સરળ છે.

એ બંને પુસ્તક 'શ્રી. પૂંજાભાઇ જૈનગ્રંથમાલા'નાં અનુક્રમે ૧૩મું અને ૧૪મું પુસ્તક છે: તેમના પ્રકાશક—ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મંત્રી—શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિ, C/o નવજીવન કાર્યાલય, અમદાવાદ.

૧૮. **આબાદ હિંદુસ્તાન!** આચાર્ય ગિદવાણી સ્મારક ગ્રંથમાળા–૨: પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૨૦+૨૪૫, કિંમત એક રૂપિયો. હિંદને દુર્ભાગ્યે તેને માથે અંગ્રેજી રાજ્ય ઠોકાયું અને પછી તો અંગ્રેજોએ આ દેશમાંના પોતાના વહીવટનાં યશોગાન ગાવામાં કંઇ બાકી રાખી નહિ: 'આખી દુનિયામાં એવો એક પણ દેશ નથી જ્યાં આવી ઉત્તમ અને સુધરેલી રીતે રાજ્ય ચલાવવામાં આવતું હોય,' 'આખી દુનિયામાં હિંદુસ્તાન જેવો ઓછામાં ઓછો કર ભરનારો એક પણ દેશ નથી,' 'અંગ્રેજો હિંદુસ્તાનની પ્રજાના હિતને માટે ચિંતાતુર હૃદયે સદૈવ તત્પર રહેલા છે.' અને આવાં પોતાનાં યશોગાન ગાવા છતાં હિંદ તો દિનપ્રતિદિન ગરીબ જ થતો જતો હતો. ત્યારે ગયા સૈકાને અંતે રમેશચંદ્ર દત્ત, દાદાભાઇ નવરોજજીએ અને ડિગ્બીએ સરકારી દફતરોના આંકડા તારવીને સાબિત કરી બતાવ્યું કે 'પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજોના હાથમાં થોડીઘણી રાજસત્તા આવતાં વેંત જ તેમણે ઉઘાડે છોગે લૂંટારૂનો ધંધો શરૂ કરી દીધો,' 'હિંદુસ્તાન અંગ્રેજોને માટે લૂંટી ખાવાની વસ્તુ જ છે અને તેઓ તેને નિરાંતે લૂંટે છે,' 'હિંદુસ્તાનમાં વધી ગએલા દુકાળ, ભુખમરાથી થતાં મરણો અને બેહદ ગરીબાઇ એ અંગ્રેજી રાજ્યનું સીધું પરિણામ છે.' આ વસ્તુસ્થિતિ સાબિત કરવા અને પોતાના જાતભાઇઓ સામે રજુ કરી તેમની આંખો ઉઘાડવા ડિગ્બીએ—મદ્રાસ ઇલાકાના એ અંગ્રેજ પાદરીએ—Prosperous British India નામે મોટું પુસ્તક લખ્યું અને બ્રિટિશ રાજ્યની છત્રછાયા નીચે હિંદીઓ કેમ દિનપ્રતિદિન ગરીબ

થતા ને ચુસાતા જાય છે એનું પ્રમાણભૂત વર્ણન એમાં આપ્યું. એ પુસ્તકનો સારાંશ આ ગ્રંથમાં આપ્યો છે. અંગ્રેજી રાજ્ય નીચે આપણી શી અવદશા થઇ રહી છે એ જાણવા માટે એકે એક ભાઇએને આ પુસ્તક વાંચવું ઘટે, એકે એક પુસ્તકાલયમાં રાખવું ઘટે. ગુજરાતી ભાષા સરસ ને સરળ છે.

ઉપરનાં ત્રણે પુસ્તકોના સંપાદક–ગોપાલદાસ જીવાભાઇ પટેલ.

૧૯. મરકુંજ (રાજરોગનું નિવારણ): લેખક–મથુરાદાસ ત્રિકમજી; પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૪+૧૫૮, કિંમત આઠ આના. આ પુસ્તકમાં ક્ષયરોગની દવાઓ નથી બતાવાઇ, પરંતુ ક્ષયરોગમાં અતિ ઉપયોગી બાબતો–હવા, પાણી, આહાર, વિહાર, વસ્ત્ર, પ્રકાશ, સંપૂર્ણ આરામ, ગંદી ટેવો, જેમકે કચરો ગમે ત્યાં ફેંકવો, થૂંકવું, વગેરે વિષયો ઉપર લેખકે અનુભવનો ચિતાર સારો આપ્યો છે. આ પુસ્તક કોઇ અંગ્રેજીનું ભાષાન્તર નથી, પરંતુ લેખકના વાચન, અનુભવ અને નિરીક્ષણનું પરિણામ છે. દૂધ, ઘી, માખણ, માંસ, કૉડલીવર ઑઇલ, વગેરેમાં પૌષ્ટિક તત્ત્વો હોય તે પસંદ કરવામાં અનુભવ જણાવ્યો છે. તંદુરસ્ત માણસે પણ જીવનશક્તિ (Vitality) વધારવી જોઇએ, જે તરફ ક્ષય જેવા રોગમાં ધ્યાન આપવાની વિશેષ જરૂર છે. દરેક ક્ષયરોગી તેમજ તેની સારવાર કરનાર આ પુસ્તક મનનપૂર્વક વાંચી આચરણ કરે તો દર્દીને લાભદાયી થઇ પડે. પુસ્તકનો પરિચય ડૉ. જીવરાજ મહેતા જેવા સમર્થ અનુભવી ડૉકટરે આપ્યો છે અને આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે તેજ તેની લોકપ્રિયતા સાબિત કરે છે.

પુરુષોત્તમ વૈદ્ય

૨૦. આજ-કાલ, ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, પુસ્તક ૧૩મું: લેખક–પુરુષોત્તમ પારેખ; પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬ ભદ્ર, અમદાવાદ; પૃષ્ઠ ૧૯૨, કિંમત કાચું પૂઠું ૧-૦-૦, પાકું પૂઠું ૧-૪-૦. જે ઉપરથી પુસ્તક આખાને નામ મળ્યું છે તે 'આજ-કાલ' લેખ કહો કે આત્મસંભાષણ, પીડિત વર્ગની સંવેદના વ્યક્ત કરે છે. આ ઉપરથી કહી શકાય કે લેખકને કચડાએલ વર્ગ તરફ સમભાવ છે. ભય છે કે એ સમભાવ વર્તમાનપત્ર વાચનજન્ય હોય. જે શબ્દાંકિત થયું તે સાહિત્ય, તેવેજ ન્યાયે કહીએ કે જે વાર્તા લખાઇ તે નવલિકા; તો અહીંઆં ૨૧ નવલિકા 'આજ-કાલ' લેખ ઉપરાન્ત છે. પણ નવલિકા જે સૂક્ષ્મ પ્રસંગછણાવટ અને કવિહૃદય માગી લે છે, તેની ખામી અહીં લાગ્યા વિના રહેતી નથી. વસ્તુવિધાનમાં કચાશ અને અયથાર્થ તેમજ અસ્વાભાવિક સંવાદ, એ લેખકની કાવ્યશાસ્ત્ર જેને 'વ્યુત્પત્તિ' કહે છે તેની ખામી બતાવે છે. ઉપરાન્ત અહીં જોડણીની અક્ષમ્ય

અરાજકતા સામે વાંધો ઉઠાવ્યા વિના ચાલે એમ નથી જ. ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું આ પુસ્તક રૂપરંગે તો સારૂં છે, ગૃહલક્ષ્મીને રૂપરંગ જ ગમતા હશે?

ત્રિવેદી

૨૧. ગ્રામોદ્ધાર યાને જીવનપ્રભાત: લેખક—નાથાભાઈ મનોરભાઈ પટેલ; પ્રકાશક ઈશ્વરભાઈ મનોરભાઈ પટેલ; પ્રાપ્તિસ્થાન—શ્રી નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ, ભદ્ર, અમદાવાદ; પૃષ્ઠ ૩૨૮, સાત છબિઓ, પાકું પૂઠું, કિ. ૨–૮–૦. પ્રસ્તુત નવલકથામાં લેખકે ગ્રામજીવનનું ચિત્ર દોરવાનો પ્રયાસ કર્યો છે. ગામડાનાં કહેવાતા આગેવાનો પોતાની આગેવાની ટકાવવામે કેવી ખટપટ કરે છે અને પાડોશીની મિલકત પડાવી લેવાને કેવાં કાળાંધોળાં કરે છે, એ લેખકે બરાબર બતાવી આપ્યું છે. 'લૂંટાતો ખેડૂત' એ પ્રકરણમાં શાહુકાર, મુખી, તલાટી, સિપાઈ, મહેતાજી, જોષી, માગણ અને વસવાયાં વગેરે ખેડૂતનું લોહી કેવી રીતે ચૂસે છે, એનું આબેહુબ વર્ણન કર્યું છે. એ પ્રકરણ આખા પુસ્તકમાં કલગીરૂપ બન્યું છે. પુસ્તકમાં છેલ્લાં પ્રકરણોમાં ગ્રામજનોનું અજ્ઞાન, આળસ, અસ્પૃશ્યતા અને બીજી કુરૂઢિઓ ટાળવાને જે સૂચનો કરેલાં છે, તે ગ્રામસુધારણાના આ યુગમાં ઉપયોગી થઈ પડે એવાં છે. ગામડાની ભોળી જનતાને ધર્મઠગો કેવી રીતે ફસાવે છે, એ દર્શાવી તેમની ચૂડમાંથી બચવાને લેખકે આડકતરી સૂચના કરી છે, તે પણ આવકારપાત્ર છે. ભાષા સાદી અને જુસ્સાવાળી તથા વસ્તુસંકલના ગૂંચવણ વગરની હોવાથી વાચક વાર્તાપ્રવાહમાં સહેલાઈથી આગળ ને આગળ ખેંચાયે જાય છે. આથી પુસ્તક એકંદરે સુવાચ્ય બન્યું છે. ગ્રામપુનર્ઘટનાના આ યુગમાં આવું માર્ગદર્શક પુસ્તક પ્રકટ કરવા બદલ લેખકને અભિનંદન ઘટે છે. બૃહદ્ ગુજરાતની જનતા તેને સારી રીતે આવકારશે એવી આશા અસ્થાને નહિ ગણાય. મ. કા. પટેલ

૨૨. કર્મળ-દળ: લેખક અને પ્રકાશક—નારાયણલાલ પુરુષોત્તમદાસ સુખડીઆ, શિરસ્તેદાર, ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ કોર્ટ, ચાણસ્મા (ઉત્તર ગુજરાત); પૃષ્ઠ ૩૬, કિંમત ૦–૪–૦. આમાં મોટે ભાગે ભક્તિરસનાં કાવ્યો સંગ્રહ્યાં છે, જે લેખકે લખીને જુદાં જુદાં માસિકોમાં આપેલાં, તથા જે કેટલાંક અપ્રકટ રહેલાં. જેમને ભક્તિરસની વૃત્તિ હોય તે પોતે એ વાંચી જુએ.

*

૧૩. શ્રી દિલ્હી ગુજરાતી સમાજ: સંવત ૧૯૯૨–૧૯૯૩નો વાર્ષિક અહેવાલ. ૧૪. ભારત વિદ્યાલય, કરાડી (વિ. સં. ૧૯૯૨નું વાર્ષિક નિવેદન. ૧૫. સેવાસંઘ, કપડવંજ, સંસ્થાનો સંપૂર્ણ અહેવાલ, સંવત ૧૯૯૪.

———*———

## પ્રસંગકથા

### "ધણી તો સ્ત્રીનો હોય"!

હિંદુઓમાં એવી માન્યતા છે કે અઢારે પુરાણો વ્યાસ એકલાએજ રચેલાં છે. વિષ્ણુપુરાણ લખતાં એમણે વિષ્ણુનાંજ સ્તુતિગાન ગાયાં છે, બીજા સૌ દેવોને–શિવ સુદ્ધાંને–ઉતારી પાડ્યા છે. શિવપુરાણ લખતાં એમણે શિવનાંજ સ્તુતિગાન ગાયાં છે, બીજા સૌ દેવોને–વિષ્ણુ સુદ્ધાંને–ઉતારી પાડ્યા છે. અને એ અઢારે પુરાણોની રચના એજ પ્રકારની છે. ત્યારે શંકા થાય છે કે એકજ માણસ જુદે જુદે સમયે જુદા જુદા વિષયોનાં આખ્યાન કરતાં પરસ્પર વિરોધી વચનો કેમ લખતો હશે? અને આજે પણ–આ બુદ્ધિબળના જમાનામાં પણ–એવું નથી બનતું એમ નથી. સરદાર વલ્લભભાઇ પટેલ સ્ત્રીઓની સભામાં સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે બોલે, ત્યારે સ્ત્રીપુરુષોની સમાનતાને ખૂબ સમર્થન આપે. ગયા માસમાં દુબળાઓની સભામાં તેમની ગુલામગીરી તોડવાનો ઉપદેશ આપતાં સરદાર બોલ્યાઃ "ધણી તો સ્ત્રીનો હોય, માણસનો ધણી માણસ કેમ હોય?" ('હરિજનબંધુ,' તા. ૨૬ : ૧૨ : '૩૭) આમ માણસ જુદે જુદે પ્રસંગે અસંગત વાતો બોલે છે ત્યારે ભૂલી જાય છે કે હું શું બોલું છું.

### એક બેનની ઉન્નત પ્રતિજ્ઞા

માણસ પોતે ગમે તેટલા ઉન્નત સંસ્કાર ધારણ કરે, પણ પોતાની સ્વાભાવિક સ્થિતિમાં પોતાની સ્વભાવસહજ ભાવનાઓ પ્રકટ કરી દે. અનેક અપરાધીઓ જાગ્રત અવસ્થામાં ખૂબ પ્રયત્નથી પોતાના અપરાધ છુપાવી રાખે, પણ સ્વપ્નાવસ્થામાં એ અપરાધની બધી વાતો, કંઇ પણ છુપાવ્યા વિના, બકી નાખે. સરદારના ઉપલા વચનથી સ્ત્રીસમાજે સમજી લેવું ઘટે કે પુરુષવર્ગ સ્ત્રીવર્ગને માટે ગમે એટલી ઊંચી ભાવનાઓ સેવે, છતાંયે સ્ત્રીની ગુલામી–પુરુષ સ્ત્રીનો ધણી છે એ પ્રકારની સ્ત્રીની ગુલામી–તેના હૃદયના ઊંડામાં ઊંડા ખૂણામાં પણ ભરાઇ બેઠી છે. અને તેથીજ મેં વારંવાર કહ્યું છે કે પીડિતોએ પોતાની પીડા હણવાને માટે તેમણે જાતે ઊઠવું જોઇશે, પીડકો તેમની પીડા નિવારશે એ ભ્રમમાંથી તેમણે નીકળી જવું જોઇશે. અને આજે જગતના સૌ પીડિત વર્ગો પોતાની પીડા હણવા જાતેજ ઊઠ્યા છે, સ્ત્રીજાતિ પણ ઊઠી છે એ શુભ ચિહ્ન છે. સ્ત્રીજાતિની જાગૃતિનાં ઉદાહરણ હવે આછાં આછાં પણ પ્રકટ થવા લાગ્યાં છે. આ અંકમાં પહેલોજ લેખ '૭ ગામવાળાની ભયંકર ભૂલ' જે બેનનો છે, તે બેન કમલાબેન પ્રતિજ્ઞા કરે છે કે "જ્યાં સુધી મારા ગામની કન્યાઓની–મારી બેનોની–આવી કરુણાજનક સ્થિતિ છે ત્યાં સુધી

મારે મારા વિવાહ સંબંધે મનમાં સંકલ્પ સરખો પણ ન કરવો. મારી બેનોના સુખને માટે મારા સુખનો હું ભોગ આપું છું" (પૃષ્ઠ ૧૪૭). આવી ઉન્નત પ્રતિજ્ઞાને માટે ખરેજ એ બેન ધન્યવાદને પાત્ર છે. જ્ઞાતિની સૌ નવયુવતીઓ આમ જુદી જુદી પ્રતિજ્ઞાઓ લે ને અક્ષરશઃ પાળે તો નારીજાતિની—એ માતૃજાતિની—ગુલામગીરીની બેડીઓ તડોતડ તૂટી પડે.

### કન્યાકેળવણી

અને સ્ત્રીઓ પોતાની ગુલામગીરીની જડ બેડીઓને તોડી પુરુષોની સાથે સમાનતા પ્રાપ્ત કરે એટલા માટે તેમને સાચી કેળવણી મળવી જોઇશે, એવાં કન્યાવિદ્યાલયો દેશમાં ઠામ ઠામ સ્થપાવાં જોઇશે. આજે સ્થપાયાં છે એ તો ૯૯ પાશેરામાં પહેલી પૂણી છે, 'ઠામ ઠામ સ્થપાવાં જોઇશે ને' તેને માટે ધનવાનોએ પોતાના ધનભંડારો ઠાલવી દેવા જોઇશે. આનંદની વાત છે કે હવે ધનવાનોની દૃષ્ટિ એવાં દાન તરફ વળી છે. "જાણીતી એચ. બ્રેહામ બેલ કંપનીના મેનેજર અને નારના રહીશ શ્રી. ચતુરભાઇ કાશીભાઇ પટેલે પોતાના વતન નાર ગામે કન્યાશાળા બાંધવા માટે રૂ. ૭૫૦૦ની મદદ આપવાની માગણી સ્વીકારવા ના. દિવાન સાહેબને વિનંતી કરી છે" ('ચરોતર,' ડીસેમ્બર, ૧૯૩૭). આપો આપો, ખૂબ ધન આપો, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

### ગાંધીજી અને કેળવણી

અને ધનવાનો તરફથી ધન ન મળે તોય કેળવણીનો રથ અટકી તો નજ પડવો ઘટે, તે માટે સરકારે ધન આપવું ઘટે. " 'સ્વાવલંબન' એ કેળવણીની યથાર્થતાની કસોટી છે, એ ગાંધીજીની ઉક્તિ સુધી અમે જઇ શકતા નથી. કેળવણી માટે—ખાસ કરીને પ્રાથમિક અને ઉચ્ચ કેળવણી માટે—જોઇતાં નાણાં મોટે ભાગે રાજ્યની તિજોરીમાંથીજ નીકળવાં જોઇએ—કારણ કે 'કેળવણી' એ રાજ્યનો મોટામાં મોટો ધર્મ છે—એમ અમારૂં દૃઢ માનવું છે. અને એ નાણાં સરકાર પૂરાં ન પાડે તો કોંગ્રેસે પ્રધાનપદ સ્વીકારવાની ઉતાવળ કરી છે એમ કહેવામાં પણ અમને બાધ નથી. કેળવણી પરત્વે આ રાજ્યનીતિ થોડે ઘણે ભાગે પૃથ્વીના ઘણા દેશોમાં પ્રચલિત છે. મ. ગાંધીજી જે યોજના રજુ કરે છે તેને રાજ્યખર્ચની દૃષ્ટિએ તપાસીએ તો રાજ્ય ઉપરથી એ ખર્ચનો મોટો ભાર ઉતરી જાય છે! પ્રાથમિક કેળવણી સ્વાવલંબી થાય, માધ્યમિક કેળવણી તો ઊડીજ જાય, અને ઉચ્ચ કેળવણી પ્રજાના ધનિક વર્ગો ઉપાડી લે—પછી કેળવણી સંબંધી રાજ્યખર્ચ કેટલું રહ્યું? અત્યારે કેળવણી ઉપર રાજ્ય તરફથી જેટલું ખર્ચ થાય છે તે કરતાં ઘણું ઘણું વધારે થવું જોઇએ એ સિદ્ધાન્તને સ્વરાજ્યના સૂત્રધાર તરફથી ધક્કો વાગશે એમ કોણ ધારી શકે?"

આ શબ્દો આચાર્ય ધ્રુવ જેવા અનુભવી અને સમર્થ કેળવણીકારે 'વસન્ત'ના એક લેખમાં લખ્યા છે ('ચરોતર,' ડીસેમ્બર, ૧૯૩૭). અને છતાંયે બેશક એટલું તો ખરું જ કે અત્યારે અનુત્પાદક સાહિત્ય દ્વારા કેળવણી અપાય છે, તેને બદલે ઉત્પાદક સાહિત્ય દ્વારા કેળવણી અપાય તો જ કેળવણી લેનાર ઇન્દ્રિયોની સંપૂર્ણ કેળવણી તો પામે જ અને વળી તેઓ નિષ્ક્રિય વૃત્તિનાં થાય છે તેને બદલે સક્રિય વૃત્તિનાં થાય, તેમ જ શરીરશ્રમમાં આજે જે શરમ મનાય છે તે શરમ પણ આપોઆપ ચાલી જાય.

## ખેડૂતોને કરજમાં રાહત

આચાર્ય ધ્રુવ કહે છે કે કેળવણી માટે "નાણાં સરકાર પૂરાં ન પાડે તો કોંગ્રેસે પ્રધાનપદ સ્વીકારવામાં ઉતાવળ કરી છે —એમ કહેવામાં પણ અમને બાધ નથી." પણ એમ કહેવું છેક સાચું નથી. પ્રધાનપદ સ્વીકારીને એ પ્રધાનોએ મદ્યનિષેધ વગેરે પ્રજાહિતનાં અનેક કાર્યો કરવાં શરૂ કર્યાં છે. ધારાસભાની ચાલુ બેઠકમાં, નહેરના પાણીવા જેની ખેતી થતી હોય તેવી પાંચ એકર જમીન અગર બીજી પંદર એકર જમીન ધરાવનાર ખેડૂતોને એક વર્ષ માટે કરજરાહતનું બીલ પ્રધાનો લાવનાર છે. "તેમાં એવી જોગવાઇ રાખવામાં આવી છે કે આ કાયદાની શરૂઆતની તારીખે બાકી રહેલાં તમામ દેવાંને લગતા કેસ અગર તો કાયદો અમલમાં રહે (તા. ૩૧ : ૩ : '૩૯) તે દરમિયાન દેવાં વસુલ કરવા ખાતર નાના ખેડૂતની જમીન વેચાવવા માટેના દાવા અગર તે અંગેના હુકમનામાની બજવણી અરજી કરીને અટકાવી શકાશે. આ મુદ્દત દરમિયાન કરવામાં આવેલો જમીનબદલો કાયદેસર નહિ ગણાય, સિવાય કે તે કલેક્ટરની અગાઉથી સંમતિ લઇને કરવામાં આવ્યો હોય, અને જો કોઇ પણ ગણોતિયાએ તા. ૩૦ : ૬ : '૩૮ને રોજ પૂરા થતા વર્ષની પૂરી ગણોત ભરી દીધી હશે તેને જમીનમાંથી કાઢી મૂકી નહિ શકાય. દેવાંની પતાવટ માટેના થનારા કાયદા, જેના હેઠળ સમાધાન બોર્ડો નીમાશે, તેનો અમલ થાય તે પહેલાંના સમયનો ગાળો પૂરવા માટે આ બીલ કરવામાં આવ્યું છે. આ સિવાય સરકાર તરફથી નાણાંની ધીરધાર કરનારાઓનું એક દફતર પણ રાખવામાં આવશે અને તેમની ધીરધારમાં ફરતી રકમના પ્રમાણમાં પરવાનગી ફીનું ધોરણ રહેશે. બીજી બાજનો સાથે આ બીલ એમ ઠરાવે છે કે લેણદાર, જો તેની મુદ્દલ કરતાં વ્યાજની ચઢી ગએલી રકમ વધારે થતી હોય તો તે કદીયે વસુલ કરી શકે નહિ. આ બીલમાં વ્યાજના દરો પણ બાંહેધરીવાળા દેવા માટે ૯ ટકા અને વગર બાંહેધરીવાળા દેવા માટે ૧૨ ટકાનો દર નક્કી કરે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૬ : ૧ : '૩૮).

## હરિજન મંદિરપ્રવેશ

વળી હરિજનોના મંદિરપ્રવેશ બીલ વિષે સ્પષ્ટતા કરતાં, કાયદા અને વ્યવસ્થા ખાતાના મુંબઈ સરકારના પ્રધાન શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ જાહેર કર્યું છે કે: "આ બીલ કેવળ પરવાનગી આપનારું છે. જે ટ્રસ્ટીઓના મનમાં હરિજનોનો હક ન્યાય્ય હોવા વિષે ખાતરી થઈ ગઈ હોય અને જેઓ પોતાનાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકવા માગતા હોય તેમના માર્ગમાંથી કાયદાની સર્વ મુસીબતો દૂર કરવી એ આ બીલનો ઉદ્દેશ છે. ટ્રસ્ટના દસ્તાવેજમાં, અથવા સ્થાપનાની શરતોમાં, અથવા અધિકારવાળી અદાલતના ચુકાદામાં, અથવા કોઈ પણ રૂઢિ, પ્રથા કે કાયદામાં કંઈ પણ લખેલું હોય તે છતાં, તેઓ યોગ્ય અદાલતની આગળ જાહેરનામું નોંધાવીને મંદિર ખુલ્લું જાહેર કરી શકે એવો અધિકાર આ બીલમાં આપેલો છે" ('હરિજનબંધુ,' તા. ૧૬:૧:'૩૮). સાથેસાથે એમ પણ ફગાવવું જોઈએ જે મંદિર હરિજનોને પ્રવેશ ન આપે તેને સરકાર તરફથી ગ્રેન્ટ મળતી હશે તો તે બંધ થશે. વળી જે કૂવા, તળાવ, ધર્મશાળા વગેરે બાંધવામાં સરકારે મદદ આપી હોય તેનો ઉપયોગ હરિજનો કરી શકે એવી વ્યવસ્થા થવા ઘટે અને એ જ શરતે એવું બાંધવા સરકાર મદદ કરી શકે. વળી જે શાળાઓ હરિજનોને પ્રવેશ ન આપે તેને પણ સરકાર તરફથી ગ્રેન્ટ મળતી હશે તો તે બંધ થશે.

## હિંદુ મહાસભાનો ધર્મદ્રોહ

રાષ્ટ્રીય મહાસભાને ચીન પ્રત્યે મિત્રતા નથી કે જાપાન પ્રત્યે શત્રુતા નથી; એ તો સામ્રાજ્યવાદ પ્રત્યે ઘૃણા અને પીડિતો પ્રત્યે અનુકંપા દર્શાવે છે. આજે જાપાન સામ્રાજ્યમદમાં આવી જઈ ચીનને પીડી રહ્યું છે, તેનાં નિરાધાર સ્ત્રીબાળકોને વિમાનમાંથી બોમ્બ નાખીને સંહારી રહ્યું છે, માટે જ રાષ્ટ્રીય મહાસભાને ચીન પ્રત્યે અનુકંપા અને સહાનુભૂતિ છૂટી રહી છે. પણ રાષ્ટ્રીય મહાસભા જે કરે એથી ઊલટું જ કરવાનું વ્રત જાણે હિંદુ મહાસભા લેઈ બેઠી હોય એમ તેના મંત્રી પદ્મરાજ જૈને ૨૫ કરોડ હિંદુઓના પ્રતિનિધિનો રૂવાબ રાખી જાપાનની પ્રજાને હાલ સંદેશો મોકલ્યો છે કે: "નવેંબર મહિનાના અંત ભાગમાં કલકત્તામાં મળેલી અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિએ ચીન ઉપરના જાપાનના આક્રમણને અને એની યુદ્ધની રીતિનીતિઓને સખત રીતે વખોડી કાઢતા અને હિંદુસ્થાનની પ્રજાને જાપાની માલનો બહિષ્કાર કરવાની વિનંતી કરતા ઠરાવો પસાર કર્યા છે. પણ અમારી હિંદુ મહાસભાને એની સાથે કંઈ જ સંબંધ નથી. . . . જાપાનની પ્રજાની ઉન્નતિ અને એની ચઢતી આબાદી માટે હિંદુસ્થાનના હિંદુઓ ગર્વ લે છે." મંત્રીના માનસ પ્રમાણે

નો એમ પણ ઉમેરવું જોઇતું હતું કે "નિર્બળ ચીનને કચરી નાખવા માટે ને તેનાં નિરાધાર સ્ત્રીબાળકોને બોમ્બથી ઉડાવી દેવાને માટે જપાનને અભિનંદન આપે છે"! કેવું ભયંકર ને ખારીલું માનસ! અને વળી દેશના ૨૫ કરોડ હિંદુઓના પ્રતિનિધિ રૂપે એ ભયંકર સંદેશો! મહાત્માજી, રાષ્ટ્રપતિ જવાહરલાલ અને બીજા અનેક રાષ્ટ્રીય મહાસભાના આગેવાનો ને સભ્યો જે હિંદુ છે તેમને નામે! અથવા તો એ બધા જાણે અહિંદુ જ હોય, અથવા તો સમસ્ત મહાસભા પણ અહિંદુઓની જ હોય! આ બધા હિંદુઓના પ્રતિનિધિ એ મંત્રીને નીમ્યા કોણે? રાષ્ટ્રીય મહાસભાનો વિરોધ મુસ્લીમ લીગ તો કરી રહી છે, પણ હિંદુ મહાસભા તો તેનાથીયે એક પગલું આગળ ગઇ છે. અને કાલે સવારે અંગ્રેજ સરકાર મહાસભા સામે ગોળીબારનો હુકમ છોડશે ત્યારે હિંદુ મહાસભાના મંત્રી અને એ માનસના એના સભ્યો હાથમાં પિસ્તોલો લેઇ રાષ્ટ્રીય મહાસભા સામે ગોળીઓ તાકવા અંગ્રેજ સરકારના સ્વયંસેવકો થઇને નીકળી પડશે, એમના આ માનસ ઉપરથી જોતાં તો! કેમ એમજ ને? કેવો ધર્મદ્રોહ!

### સોજીત્રામાં પ્રેતભોજન બંધ

ભાઇ શંકરભાઇ બીખાભાઇ પટેલ સોજીત્રાના છે, મુંબઇ યુનીવર્સિટીના ગ્રેજ્યુએટ છે, સેવાભાવી યુવક છે, મહાત્માજીના નિષ્ઠાવાન ભક્ત છે, સાબરમતી આશ્રમમાં રહેલા અને દાંડી કૂચમાં મહાત્માજી સાથે નીકળેલા. સામાજિક વિચારોમાં સુધારક છે, પોતાની બે પુત્રીઓને તેમની ઇચ્છા પ્રમાણે–જ્ઞાતિ બહાર પણ–લગ્ન કરવાની પરવાનગી એમણે આપેલી. તેમના પિતા ભાઇ બીખાભાઇ શામળભાઇ માગશર માસમાં ગુજરી ગયા. તેમની પાછળ રોવાકૂટવાનું, કાણુમાકણુ, સરાવવાનું, સરવણી, બારમું વગેરે કોઇ પણ વ્યવહારિક કે ધાર્મિક મનાતી વહેમી ક્રિયાઓ કરવામાં આવી નથી. ખરે, ભાઇ શંકરભાઇ એવું કંઇ ન જ કરે. આ માટે, એમણે પોતાની વિદ્યાને ને સંસ્કારને અનુરૂપ જ વર્તન કર્યું છે એ માટે, એ ભાઇને ધન્યવાદ ઘટે છે.

### મોટા કરાળામાં પ્રેતભોજન બંધ

મોટા કરાળાના ભાઇ ડાહ્યાભાઇ કલ્યાણભાઇનાં માતા ગંગાબા ગયા માસમાં ગુજરી ગયાં. તેમને ચાર પુત્રો છે. તેમના કુટુંબના ભાઇ ઝવેરભાઇ તુલસીદાસ ગમે પોતાનાં માતા પાછળ પ્રેતભોજન બિલકુલ જમાડ્યું નહોતું, તેમના કાકાના પુત્રોએ પોતાના પિતા બેચરભાઇ નરસિંહભાઇ રાય પાછળ પ્રેતભોજન બિલકુલ કર્યું નહોતું. તેવી જ રીતે આ પ્રસંગે ભાઇ ડાહ્યાભાઇએ પોતાનાં માતા પાછળ પ્રેતભોજન નહિ કરવાની હિંમત કરી છે. આ માટે એ ભાઇને ધન્યવાદ ઘટે છે. મોટા કરાળામાં આમ પ્રેતભોજન નહિ જમાડનારની

સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે એ કોમની ઉન્નતિનું શુભચિહ્ન છે.

**મરણપ્રસંગે દાન—મહેળાવમાં**

પોતાના નિર્બળ ભાઈઓને ફરજિયાત અનુકરણ કરવું ન પડે એટલા માટે સધન ભાઈઓએ શુભાશુભ પ્રસંગોએ અનિષ્ટ જ્ઞાતિભોજનો બંધ કરવાં એ તો એમનો ધર્મ રહ્યો. પણ તેવે પ્રસંગે પોતાના ધનનો ઉપયોગ સાર્વજનિક કલ્યાણને અર્થે કરવો એ પણ તેમનો ધર્મ રહ્યો. અને હવે એવો ધર્મપ્રવાહ વહેવા લાગ્યો છે એ જાતિનું શુભચિહ્ન છે. "મહેળાવના પા. લલુભાઈ જેઠાભાઈ ગત કાર્તક સુદિ ૫ને સોમવારે સ્વર્ગવાસી થતાં તેમના પુત્રો મહીજીભાઈ અને પ્રભુદાસે પ્રેતભોજનનું ખર્ચ તદ્દન બંધ કરી સાર્વજનિક વ્યાયામમંદિરનું મકાન બંધાવવા રૂ ૫૦૦ આપ્યા છે. અને બીજા ત્રણ ગૃહસ્થોએ પણ દરેકે આ કામ ખાતે રૂા. ૧૦૦ આપવાનું સ્વીકાર્યું છે. બીજી મદદો મળી રૂા. ૧૫૦૦ની રકમ થઈ જશે. જમીનની પસંદગી પણ થઈ ગઈ છે. વ્યાયામનું કામ પણ શરૂ થયું છે, એટલે આશા રખાય છે કે સરકાર પંચાયત મદદ મળતાં મકાન વેળાસર થઈ જશે" ('ચરોતર,' ડીસેમ્બર ૧૯૩૭).

**પ્રિયજનને સ્મરણાર્થે દાન—ઠાસરામાં**

"ઠાસરાના દેસાઈ ત્રિકમલાલ જેઠાલાલે તેમનાં સદ્ગત પત્ની મહાલક્ષ્મીના સ્મરણાર્થે રૂા. ૧૩૦૦૦ તેર હજારને ખર્ચે બંધાવેલા કન્યાકેળવણી માટેના ચાળાના મકાનની તા. ૨૭:૧૨:'૩૭ને રોજ ખેડા જીલ્લાના કલેક્ટર સાહેબને શુભ હસ્તે ઉદ્દ્ઘાટનક્રિયા થઈ હતી. થોડાંજ વર્ષો પહેલાં શ્રી. ત્રિકમલાલે પોતાના પિતાના સ્મરણાર્થે ધી જેઠાલાલ મનોરદાસ દેસાઈ ઇંગ્લીશ સ્કૂલનું મકાન રૂા. ૧૦૦૦૦ને ખર્ચે બંધાવી આપેલું. આવાં દાનો માટે તેમને ધન્યવાદ આપીએ છીએ." ('ચરોતર,' જાન્યુઆરી, ૧૯૩૮).

**બીજાં દાન**

"મહેળાવ તા. પેટલાદના શાહ ચિમનલાલ ભાઈલાલભાઈ તથા રતિલાલ ભાઈલાલભાઈના તરફથી પોતાના પિતાશ્રી શાહ ભાઈલાલભાઈ મકનદાસનું નામ સાર્વજનિક પુસ્તકાલય સાથે જોડવાની શરતે રૂા. ૩૨૦૦ આપવાની માગણી તા. ૬:૧૨:'૩૭ને રોજ ખાસ સાધારણ સભાએ સ્વીકારી છે" ('ચરોતર,' ડીસેમ્બર, ૧૯૩૭).

"રાજમિત્ર ભાઈલાલભાઈ દાજીભાઈ અમીને પેટલાદ મહાલ કેળવણી મંડળ તરફથી ભરાતા વાર્ષિક ચિત્રકલા પ્રદર્શનને ચરોતર ચિત્રકલા પ્રદર્શન બનાવી તેને ઉત્તેજન આપવા માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીને રૂા. ૧૦૦૦ એક હજારનું ટ્રસ્ટફંડ આપવાનું તા. ૨:૧:'૩૮ના રોજ વસો મુકામે ભરાયલા

ચિત્રકલા પ્રદર્શન વખતે જાહેર કર્યું છે. લલિતકળાનાં ઉત્તેજનાર્થે તેમણે આપેલી રકમ માટે તેમને પણ અભિનંદન." ('ચરોતર,' જાન્યુઆરી, ૧૯૩૮).

"ભાદરણમાં તા. ૧:૧:'૩૮થી સ્ત્રીહુન્નર ઉદ્યોગાલય શરૂ કરવામાં આવ્યું છે. અને ઉપજીવિકા નિમિત્ત ધંધો શીખી કામ કરવા ઇચ્છા રાખનાર એનોને બધી અનુકૂળતા આપવા યોજના રાખી છે. વડોદરા મહારાણી શ્રી. ચિમનાબાઇ સ્ત્રીહુન્નર ઉદ્યોગાલયમાં તૈયાર થયેલાં એક-બેનને આ કામ માટે ખાસ રોકવામાં આવ્યાં છે. શરૂઆતમાં સીવણ-કામના વર્ગો શરૂ થયા છે. અને આ ઉદ્યોગાલયના શરૂઆતના ખર્ચમાં શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલે રૂા. ૯૦૦ આપ્યા છે." ('ચરોતર,' જાન્યુઆરી, ૧૯૩૮).

આપો આપો, સાર્વજનિક કલ્યાણ માટે જેટલું અપાય એટલું ધન આપો, 'એ ધનના ધણી ધર્મ તમારો.' પારસી ભાઇઓની દાનની ઉદારતા કેટલી પ્રચંડ છે તે આ અંકમાં પૃષ્ઠ ૧૭૯થી જોશો. એકજ વર્ષમાં રૂા. ૨૭,૦૩,૭૮૪! દાનનો કેવો પ્રચંડ ધોધ!

## દેશવીર વિઠ્ઠલભાઈનું સ્મારક

દેશવીર વિઠ્ઠલભાઇ દેશસેવામાં કાયા ઘસી નાખીને પરદેશમાં ગુજરી ગયા તે પ્રસંગે તો દેશમાં હાહાકાર વર્તી રહ્યો, ઠામ ઠામ સ્મારકો ઊભાં કરવાના ઠરાવ થયા! પણ એ બધા ઠરાવ પોલા નીવડ્યા. માત્ર તેમની જન્મભૂમિ નડિયાદમાં તેમના સ્મારકરૂપે 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'ની સ્થાપના થઇ. સમસ્ત દેશમાં આજે એ એકલું જ એમનું જીવતું જાગતું સ્મારક છે. આજે હરિપુરામાં રાષ્ટ્રીય મહાસભા ભરાય છે તે સ્થાનને 'વિઠ્ઠલનગર' નામ આપી તેમનું કંઇક આછું સ્મારક કરવામાં આવ્યું છે, પણ આજે ઇંદ્રજાળ પેઠે ફૂટી નીકળેલું એ નગર તો 'ચાર દિવસ ચાંદરણું' કરીને ભૂંસાઇ જવાનું છે. એ દેશવીર પોતાની પાછળ લગભગ સવાલાખ રૂપિયા દેશકલ્યાણમાં વાપરવા મૂકી ગયા છે, તેય આજે તો મુંબઇને એક ખૂણે વ્યાજે કે વગર વ્યાજે ભરાઇ રહ્યા છે. ત્યારે એ દેશવીર માટે જેને જેને લાગણી હોય તે કમમાં કમ એ પૈસા તો કઢાવેજ અને એમના એકના એક સ્મારકને–વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને–આપી એ દેશવીરને ચરણે શીશ નમાવે એવી દેશસેવિકાઓ તૈયાર કરવામાં મદદ કરે તોય ઘણું છે.

## આપણી હીનવૃત્તિ

પણ આપણામાં કેટલાક હીનવૃત્તિ લોક પડ્યા છે, જે સાર્વજનિક સંસ્થાઓમાં પૈસા આપે તો નહિજ, પણ તેવી સંસ્થાઓના પૈસા ખાઇ પણ જાય. એક નાનું જ ઉદાહરણ આપું: અમદાવાદની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'

સાર્વજનિક સંસ્થા છે. જે પુરુષ રૂા. ૫૦ અને જે સ્ત્રી ૨૫ એક વાર આપે તે તેમાં લાઇફ મેમ્બર થઇ શકે છે અને તેને સોસાયટી તરફથી દર વર્ષે દશેક રૂપિયાનાં પુસ્તકો ઉપરાંત ત્રૈમાસિક 'બુદ્ધિપ્રકાશ' ભેટમાં આપે છે. એ લાઇફ મેમ્બર જીવે ત્યાં સુધી એ ભેટ તેને મળી શકે. છતાં એ લાઇફ મેમ્બર ગુજરી જતે પણ તેનાં કુટુંબીજન સોસાયટીને ખબર આપતાં નથી, ગુજરી ગએલા લાઇફ મેમ્બરને મળતી ભેટો હજી સ્વીકારે છે એવા પણ દાખલા છે, એમ તે સંસ્થાના લાઇફ મેમ્બરોની યાદી તપાસતાં અહુણાજ માલમ પડયું છે. આપણી આ કેવી હીનવૃત્તિ!

**આપણી કાયરતા**

આજે ખેડા જિલ્લામાં ઠામઠામ લૂંટો થયાના પ્રસંગો સાંભળીએ છીએ. પોલીસ તેની બહુ પરવા કરતી દેખાતી નથી, એ તો દીવા જેવી વાત છે. પણ પ્રજા પોલીસ સામે કે સરકાર સામે હાથ જોડી બેસી રહે એમાં આપણી એ કાયરતા છે. આપણે પોતે—આપણા યુવકોએ—હિંમત કરીને એ લોકને હઠાવી દેવા તૈયાર થવું ઘટે. હથિયાર વાપરતાં શીખવું ઘટે. અને ગામલોકે ખપપૂરતાં હથિયાર મેળવવા સરકારને મળવું ઘટે. સરકારે વિશ્વાસપાત્ર ગૃહસ્થોને ગામના રક્ષણને માટે, એ માગે એટલાં હથિયારના પરવાના, તેમની જવાબદારી ઉપર, આપવા ઘટે. આવી રીતે લૂંટારા સામે હથિયાર વાપરવાં એને હું હિંસા માનતો નથી, હિંસા હોય તો એ તે ધાર્મિક હિંસા છે. બાકી તેવે ભયને પ્રસંગે ઘરમાં પેસી જવું એ તો અહિંસા નહિ, પણ સ્પષ્ટ રીતે કાયરતા—બાયલાવૃત્તિજ છે. પણ વળી એ લૂંટારાઓને લૂંટો શાથી કરવી પડે છે એનાં કારણો શોધી તે કારણોનો નાશ કરવાના પણ પ્રયત્ન કરવા જોઇશે. ભૂખમરો એ એક મુખ્ય કારણ છે. જ્યાં સુધી ભૂખમરો છે ત્યાં સુધી તેને અનુસરતા ગુના બન્યેજ જવાના. માટે ભૂખમરાનો પણ નાશ કરવાજ જોઇશે.

**ભાઇ ચન્દ્રશંકર ગયા!**

"નડિયાદના જાણીતા સાક્ષર શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનું તા. ૨૭ : ૧૨ : '૩૭ને રોજ અવસાન થયું છે. તેઓશ્રી સ્વદેશપ્રેમી હોઇ હોમરૂલ ચળવળમાં, સાહિત્યપ્રેમી હોઇ સાહિત્ય પરિષદોમાં, સરસ વક્તા હોવાથી સ્વદેશોન્નતિ માટે પ્રેરક વ્યાખ્યાનો આપવામાં અને ગુણપૂજક હોવાથી જાણીતી વ્યક્તિઓના ગુણને જનસમાજ સમક્ષ રજુ કરવામાં, પોતાને દમનો વ્યાધિ હોવા છતાં સારા પ્રમાણમાં શ્રમ ઉઠાવતા હતા." ('ચરોતર,' જાન્યુઆરી, ૧૯૩૮). પાછળ મૂકી ગયેલા શોકમસ્ત કુટુંબને એમનું ઉજ્જવળ જીવન, એજ આશ્વાસનરૂપ છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ } આણંદ { ફાગણ
વર્ષ ૧૫ } { અંક ૫


## અનુભવનવનીત

છ વર્ષ ઉપરની આ હકીકત છે.

એક દિવસ સંધ્યાકાળને સમયે લગભગ પિસતાળીશેક વર્ષનો એક ઊંચો, કાળો, કદાવર પુરુષ અને ઓગણીસ વીસ વર્ષની એક બાળા મારે મકાને આવી ગાડીમાંથી ઊતર્યાં. તે પુરુષે માથે મેલું ધોળું ફાળીઉં, સુસી જેવા ચેકનો કોટ અને ટૂંકું મેલું ધોતિયું પહેરેલું હતું.

"આને આપના આશ્રમમાં મૂકવાની છે, અત્યારે સીધાં અમે ગાડી ઉપરથી ચાલ્યાં આવીએ છીએ. હું આશ્રમમાં આની સાથે જવા માગતો નથી એટલે આપ કોઇ માણસ સાથે ચિઠ્ઠી લખી આપી આને આશ્રમમાં મોકલી આપો એટલી અરજ કરવા હું આવ્યો છું." પેલા પુરુષે ઘરમાં પેસતાંજ મને કહ્યું.

'આ બેનને મૂકવા આવનાર તરીકે તમારૂં નામ લખું? તમારૂં નામઠેકાણું મને જણાવશો?' મેં પૂછ્યું.

"ના ભાઇસાહેબ! કોઇનું નામ લખવાની જરૂર નથી. આવા કાળાં કામમાં તે વળી નામ શાં ને ઠેકાણાં શાં? એને આશ્રમમાં રાખજો—સદાને માટે ત્યાંજ રાખજો. હવે અમારે એ ધર્મે યે ન ખપે, અમારે મન હવે એ મરી ગઇ એમ સમજવાનું, એને ફાવે તે કરે, સૂઝે તો કૂવામાં પડે. આ તો અમે જૈન એટલે જીવની હિંસા ન થાય તે માટે એને અહીં લાવ્યા. બાકી એને તો ઝેર આપીને કે ગળું દાબીને મારી નાખી હોય તો યે ગેરવાજબી ન ગણાય. અમારી સાત પેઢીનું એણે તો નાક કાપ્યું, અમારી ખાનદાની ને આબરૂ ધૂળ મેળવી. અમારે ગામમાં મોં બતાવવાનું ન રહ્યું. હવે એ મરે કે જીવે એની અમને કાંઇ પડી નથી." પેલા માણસે ખૂબ આવેશથી બોલવા માંડ્યું.

"તમારી એ પુત્રી છે?" મેં પૂછ્યું.

"અરે સાહેબ, મારા દીકરાની એ વિધવા છે. દીકરો ચાર વર્ષ ઉપર પાછો થયો, પરણીને આવી ને બીજે જ વર્ષે મારો જુવાનજોધ એકનો એક દીકરો, ચાર દિવસના તાવમાં ગુજરી ગયો. બે વર્ષ ઉપર એની સાસુ પણ દીકરા પાછળ ઝૂરીઝૂરીને સ્વધામ સીધાવી. મારી દશ વર્ષની દીકરી, હું અને આ કપગલાની એટલાં ઘરમાં રહ્યાં. એનો બાપ ભિખારી જેવો છે, ગામડામાં પરાણે પેટનું પૂરું કરે છે, ભાઇ દેવું કરી નાસી ગયો છે તેનો પત્તો નથી અને મા તો એને ૭ વરસની મૂકી મરી ગઇ છે, એટલે એ કાળમુખી અમારે માથે પડી. મારે દુકાનનું કામકાજ, ઘરબહાર રહેવાનું, ઘરમાં એકલી દશ વર્ષની છોકરી અને આ લક્ષણની પાધરી નહિ એટલે શે સચવાય? ચાર મહિના ઉપર મને બાતમી મળી કે આણે તો નખ્ખોદ વાળ્યું છે અને અમારા ઘરની આબરૂ ઉપર પાણી ફેરવ્યું છે, ત્યારે મેં એની દૂરની કાકીને બોલાવી બધી હકીકત કહી. કાકીએ ત્રણ મહિના એને પોતાને ઘેર રાખી, પણ લોકોના ડરથી એને મારે ઘેર આવી પાછી સોંપી ગઇ, એટલે નછૂટકે હું એને આપના આશ્રમમાં રાખવા લેઇ આવ્યો છું. એના ખાવાપીવાનો ને બીજા ખર્ચનો બંદોબસ્ત હું કરીશ, પણ આપ હવે એનાં માબાપ. એને જન્મારો પાળવાની તમારે. હવે એ માંદી થાય કે મરી જાય-તો યે મારે એના સમાચાર જાણવાની જરૂર નથી સાહેબ, મને તો એને અહીં લાવતાં યે ભોંય ભારે થઇ પડી. આ નાની દશ વર્ષની છોકરી ન હોત તો હું તો આપઘાત કરતે એવું થાય છે."

બાઇ બિચારી, માથાનો છેડો આંખો ઓઢી, નીચું જોઇ સાંભળ્યા કરતી હતી. પાતળી દુબળી કાયાની, નાના કદની એ બાળા હતી. સસરાનાં આટલાં બધાં તિરસ્કારનાં વાક્યો મૂગે મોઢે એ સાંભળી રહી હતી.

આશ્રમની સુપ્રિન્ટેન્ડેન્ટ બાઇ ઉપર ચિઠ્ઠી લખી મારા માણસ જોડે ગાડીમાં આ બાઇને મેં આશ્રમમાં મોકલી દીધી. પેલો પુરુષ પાંચેક મિનિટ પછી વિદાય થયો.

ચાર માસ પછી એક દિવસ હું આશ્રમમાં ગયો ત્યારે "એક બિમાર બાઇ આપને ખાસ મળવા માગે છે" એમ સુપ્રિન્ટેન્ડેન્ટે કહ્યું. હું અંદર ગયો તો પેલી જ જુવાન બાઇ છેક હાલહવાલ થએલી, મરણપથારીએ પડી હતી. ઇસ્પીતાલમાંથી એ બે ત્રણ દિવસ ઉપર આશ્રમમાં આવી હતી.

"મારા સસરાને આપ તાર કરી બોલાવશો? મને નથી લાગતું કે હું બચું. આપ એટલું મારું કામ જરૂર મહેરબાની કરીને કરશો." તે મૃત્યુપથારીએ પડેલી બાઇ બોલી.

"પણ હું તારા સગાનું નામઠામ જાણતો નથી. અહીં તે લખેલું પણ નથી. કયાં, કોને તાર કરું?" મેં કહ્યું. "આપને હું એમનું નામ, ગામઠામ બધું લખાવું છું." બાઇએ લખાવ્યા મુજબ મેં તેના સગાને કાઠીઆવાડના એક ગામમાં તાર કર્યો.

બીજે દિવસે સાંજે તે માણસ મારે મકાને આવ્યો અને અમે બંને આશ્રમમાં ગયા.

મૃત્યુશય્યા ઉપર સૂતેલી એ બાળાએ મહામુશ્કેલીએ જરા તકિયા ઉપર ઊંચું માથું કરી બેસવાનો પ્રયત્ન કર્યો.

એની આંખોમાં કાંઇક અપૂર્વ ચમકારો જણાયો. એનું મોઢું લાલ થવા માંડ્યું અને દાંત પીસીને તે બોલવા મંડી.

"જુઓ, હું તો આ ચાલી, તમારે પાપે ચાલી. તમારા જેવા ચંડાળનો સાત ભવે પણ છૂટકો થવાનો નથી. સાહેબ, મારી આ દશા કરનાર આ રાક્ષસ છે, મને નિરાધારને ફસાવી એણે મારી જિંદગીની આ દશા કરી." આટલું બોલી એણે ડોકી નાખી દીધી.

હંટરથી ફટકા મારવાની સજા કર્યાનું કોઇ પણ વખતે વાજબી હોય તો આ નરાધમને માટે એ વાજબી ગણાય એમ મને લાગ્યું.

('જ્યોતિર્ધર,' તા. ૨૯:૧:'૩૮). ગ. ગો. ધ્રુ

---

## 'પાટીદાર'

### (૩)

'પાટીદાર'માં આવતા લેખોના ત્રણ વિભાગ પાડી શકાય: (૧) લેખ, વાર્તા, અહેવાલ, વગેરે (૨) પત્ર, ચર્ચાપત્ર, જાણવાજોગ, ગ્રંથપરિચય, વગેરે અને (૩) પ્રસંગકથા.

લેખ મુખ્યત્વે સામાજિક હોય છે. શરૂઆતનાં વર્ષોમાં વિદ્યાર્થીઓની સભામાં ચર્ચાતા હોય તેવી ભાષામાં સામાજિક કુરિવાજો ઉપર પ્રહારાત્મક લેખો પ્રગટ થતા, એમાં ગંભીર વિચારપૂર્વક લખાતા લેખો બહુ થોડા હોતા. આજે પણ થોડેઘણે અંશે એ જ સ્થિતિ છે. હિંદુ સમાજશાસ્ત્રમાં ઊંડે ઊતરી ગંભીર ચિંતનપૂર્વક લખનાર સમસ્ત ગૂજરાતમાં જ ગણ્યાગાંઠ્યા છે ત્યાં પાટીદાર સરખી પેટાજ્ઞાતિમાં એવા વિચારકોની આશા કયાંથી રાખી શકાય? 'પાટીદાર'ના તંત્રીને બાદ કરતાં એવાં અભ્યાસી સ્ત્રીપુરુષો ભાગ્યે જ નજરે

ચઢશે. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં સારા લેખો, લેખોમાં વિવિધતા, અને મર્મસ્પર્શી સંમારચિત્રોની આશા ક્યાંથી રાખી શકાય? પ્રથમથીજ તંત્રીસ્થાનેથી પ્રસંગકથા આવે છે. તે ઉપરાંત તેઓ કદીક લખે છે. છૂટક છૂટક પ્રગટ થએલા 'લગ્નપ્રપંચ'માંના કેટલાક અધ્યાયોએ એમના અભ્યાસનો અને ચિંતનશક્તિનો વાચકને સારો ખ્યાલ આપ્યો છે. પણ તંત્રી પોતાનાજ લેખોથી આખું માસિક ભરી શકે નહિ. સમાજનું પ્રતીકરૂપ માસિક સમાજનાં અનેક નરનારીઓના લેખોથી ફૂલીફાલી સમૃદ્ધ થવું જોઇએ. તોજ તેના અસ્તિત્વને તે લાયક કરે. એટલે જેવા મળે તેવા લેખોથી તેણે સંતોષ માનવોજ રહ્યો. આથીજ અનેક વખત અનેક યુવકોના અવ્યવસ્થિત વિચારો વાળા લેખોને એમાં સ્થાન મળતું જોવામાં આવે છે; અને તે યોગ્યજ છે. યુવકોમાં સમાજશાસ્ત્રના અભ્યાસની રુચિ ઉત્પન્ન કરવી, તેમના સામાજિક વિચારોને અમુક વલણ આપવું, એ આવા જ્ઞાતિના માસિકનું એક લક્ષ્ય હોવું જ જોઇએ. અનેક યુવકોએ પોતાના હૃદયની વરાળ ગાંડીઘેલી રીતે એમાં ઠાલવી છે, એમાંના ઘણા જીવનને ધક્કે ચઢતાં ક્યાંક ભરાઇ પડ્યા છે અને ફરીથી જોવામાં પણ નથી આવ્યા. એમ છતાં તેઓ 'પાટીદાર'ને ચાહે છે અને તેના નિકટના પરિચયમા આવે છે. 'પાટીદાર' તેમના હૃદયની જ્યોત જ્વલિત રાખવા પ્રયત્ન કરે છે.

કેવળ સામાજિક દૃષ્ટિએ જોઇએ તો 'પાટીદાર'ને જ્ઞાતિનું દર્પણ કહી શકાય. તેના લેખો તેના સ્વરૂપને સર્વતઃ વ્યક્ત કરે છે. એ દર્પણના ઢગ વળી ગયા છે, કારણ કે એ ને એજ વિષયો ઉપર ફરી ફરીને લેખ આવ્યા કરે છે. આથી રોજ રોજ એકજ પ્રકારનું પોતાનું મુખ જોઇ અને વળી સમજવા છતાં તેમાં ફેરફાર કરવા અશક્ત હોવાથી હવે તેને એ દર્પણ પરજ ચીઢ ચઢે છે. તેઓ કહે છે: "આ શું રોજ એ ને એ વાત! એમાં વિવિધતા ક્યાં છે? પાંચ વર્ષ થયાં, દશ વર્ષ થયાં, કાલે પંદર થશે, પણ એ ને એજ વાત, એ ને એજ પ્રશ્નો. અને છતાં આગે કુચ કરતાં પીછે હઠ થતી હશે એમજ લાગ્યા કરે છે. આનો શો અર્થ? હવે તો કંટાળો આવે છે." આ કથનમાં ઘણું વજુદ રહેલું છે એ સ્વીકારવા છતાં કહેવું પડે છે કે એ સ્થિતિ અનિવાર્ય છે. એનાં કારણ ઉપર વર્ણવ્યાં છે. અફસોસની સાથે એ પણ કહેવું જોઇશે કે 'પાટીદાર'ને મળના સ્વરૂપમાં સમસ્ત હિંદુ સમાજનું કોઇ માસિક ગુજરાતી ભાષામાં પ્રગટ થતું નથી. એમ હોત તો 'પાટીદાર'નો—પાટીદાર જ્ઞાતિના પ્રશ્નોનો—કેટલેક અંશે એમાં સમાવેશ થઇ જાય છે એમ માનત અને એટલે અંગે 'પાટીદાર'ના દફનનો વિચાર શક્ય બનત. આ સંબંધમાં મારા મિત્ર-

વાચકોના વતી મેં 'પાટીદાર'ના તંત્રીને લખેલું. તેના જવાબમાં તેમણે લખેલું: "જ્યાં સુધી સામાજિક પ્રશ્નો જેમ ને તેમ ઊભા છે ત્યાં સુધી તેને ફરી ફરી છણીને, વિવિધ રીતે પ્રહારો કરીને લોકમત કેળવવા, લોકજાગૃતિ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવાજ રહ્યા. મારી અવસ્થાએ હું આખા હિંદુ સમાજને માટે બીજા માસિકનો બોજો ઉઠાવવા અશક્ત છું, તેમજ 'પાટીદાર'ને બંધ કરવામાં ઘણાં મિત્રોનો વિરોધ છે, એટલે એ ચલાવવું ઉચિત માનું છું." આ જવાબ ઉપર વાચકોએ વિચાર કરવો રહ્યો.

આમ છતાં વર્ષપ્રતિવર્ષની 'પાટીદાર'ની ફાઇલો તપાસીએ તો એમાં ઠીક સુધારો થયો છે એવું માલમ પડી આવે છે. સામાજિક પ્રશ્નો વધુ ગંભીરતાથી વિચારાઇ રહ્યા છે. પાટીદાર જ્ઞાતિને બદલે સમસ્ત હિંદુ સમાજને ઉદ્દેશીને વિશેષ લખાય છે. ખેડૂતના પ્રશ્નોનો પણ ઠીક ઠીક વિચાર થઇ રહ્યો છે. કદીક વાર્તાસાહિત્ય પણ જોવામાં આવે છે. લેખવિભાગમાં હમેશને માટે જો એક સારી વાર્તાને—ચાલુ અથવા ટૂંકી વાર્તાને—પ્રગટ કરવાનું બને તો 'પાટીદાર'-માટે વધુ માગણી થાય. વાર્તાનો પ્રસંગ વાચકહૃદયને સીધી અસર કરે છે, શરદ્‌બાબુની સામાજિક વાર્તાઓ એની સાખ પૂરે છે.

લેખ વિભાગમાં કટાક્ષ લેખો ગમ્મત સાથે જ્ઞાન આપે તેવા હોય છે, પણ તેવા લેખ મળવા મુશ્કેલ હોય છે.

હિંદની અન્ય ભાષાઓમાં હિંદુ સમાજશાસ્ત્રના ઊંડા અભ્યાસથી લખાએલા એકાદ લેખનું ભાષાન્તર દરેક અંકમાં પ્રગટ થાય એ પણ ઇચ્છવા યોગ્ય છે. પણ એવા લેખ માટે 'પાટીદાર'નું ક્ષેત્ર પૂરતું નથી. 'પાટીદાર'નું તંત્ર બહુ નાના પાયા ઉપર રચાએલું ગણાય એટલે એને એ ન પોષાય.

એકંદરે 'પાટીદાર'માં લેખો નિબંધાત્મક આવે છે. એ લેખ કોઇ પ્રતિષ્ઠિત અભ્યાસી લેખકોના નહિ, પણ પાટીદાર જ્ઞાતિમાંથી મળી આવે તેવી અણજાણી વ્યક્તિઓના. સામાન્ય રીતે વાચકો અમુક જાણીતા લેખકના લેખ વાંચવાનું પસંદ કરે છે. આ સ્થિતિમાં 'પાટીદાર'ના ગ્રાહકો મોટે ભાગે પ્રસંગકથા વાંચવાની ઉત્કંઠાથીજ ગ્રાહક તરીકે ચાલુ રહે છે એમ કહેવું ખોટું નથી.

એકજ પ્રકારના વિચારો વિવિધ રીતે વર્ણવી શકાય છે. નિબંધથી, પેટ પકડીને હસાવે અથવા રડાવે એવા કટાક્ષલેખોથી અને વિશ્વકર્માના સર્જન સમાં પાત્રોના જીવનવ્યાપારથી. આ બધી રીતે વિચારો દર્શાવાય તો માસિકમાં વિવિધતા આવે અને વાચકો આકર્ષાય. 'પાટીદાર'માં કેવળ નિબંધાત્મક લેખો આવે છે એમાં તંત્રીનો કે બીજા કોઇનો દોષ નથી. પાટીદાર જ્ઞાતિમાં

એવા વાર્તાકાર પ્રાપ્ય નથી એ કમભાગ્યની વાત છે. કંઇક મહેનતાણું આપતાં પણ જો આ શક્ય બનતું હોય તો તેમ કરવું જરૂરનું લાગે છે.

હવે બીજા વિભાગનો વિચાર કરીએ. આ વિભાગમાંની એકાદ બે વાનગી 'પાટીદાર'માં દર વખતે જોવામાં આવે છે. પત્રો સાચા તેમજ ઉપજાવી કાઢેલા પણ હોઇ શકે. સમાજના કોઇ એક ખૂણામાં બનેલી સાચી કથનીનો અહેવાલ કે વાર્તારૂપે પત્ર લખાયો હોય તો તે વાચકને ઠીક અસર કરે છે. પોતાનાં વીતકોનું વર્ણન આત્મકથારૂપે પત્ર દ્વારા કરી શકાય. ઘણી વખત આવા પત્રો ભારે સનસનાટી તેમજ દિલસોજી ઉપજાવે છે. નિબંધાત્મક વિચારોને પત્રનું સ્વરૂપ આપવાથી ઉપજાવી કાઢેલો પત્ર થઇ શકે છે. કેટલીક વખત નિબંધ કરતાં એ વધારે અસરકર્તા નીવડે છે. વાર્તાને પણ ઉપજાવી કાઢેલા પત્રનું સ્વરૂપ આપી શકાય. આવા પત્રો માસિકમાં આવકારપાત્ર છે.

જ્ઞાતિના પ્રશ્નોનો વિસ્તાર જોતાં ચર્ચાપત્ર બહુ ઓછાં જોવામાં આવે છે. જેમ વાદવિવાદમાં ચર્ચાથી તત્ત્વ હાથ આવે છે તેમ લખાણમાં પદ્ધતિસર ચર્ચાપત્રથી તત્ત્વ હાથ આવે છે. એથી વાચકોના વિચારોની પરસ્પર આપલે થાય છે. વાચકોની ચર્ચાશક્તિનો તેમજ સમાજ કઇ દિશામાં પ્રયાણ કરી રહ્યો છે, મતભેદવાળા પ્રશ્નોમાં સમાજનું વલણ વિશેષે કઇ તરફ ઢળે છે તે એથી નક્કી થાય છે. બન્ને પક્ષે ઓછાવત્તા પ્રમાણમાં સત્ય હોય, જૂની અને નવી સંસ્કૃતિની અથડામણ ઊભી કરતા હોય, તેમજ બધાની દિલસોજી મેળવતા પણ ઉકેલવામાં મુશ્કેલ હોય તેવા પ્રશ્નો ચર્ચાપત્રથી બહુ સારી રીતે ઉકેલી શકાય છે. લગ્નવિષયના બધા પ્રશ્નોમાં બન્ને પક્ષે ઓછાવત્તા પ્રમાણમાં સત્ય હોવાનો સંભવ છે. ધાર્મિક વિધિઓના પ્રશ્નોમાં જૂના અને નવાની અથડામણ જોવામાં આવશે. અને પ્રેતભોજન, વિધવાવિવાહ, ખેડૂતોનાં કરજ, વગેરે પ્રશ્નો બીજાઓની દિલસોજી છતાં એનો ઉકેલ હાથ આવતો નથી. કમભાગ્યે 'પાટીદાર' જેવા માસિકમાં ભાગ્યેજ ચર્ચાપત્ર જોવામાં આવે છે. ઘણી વખત કોઇ ખૂણેથી ચર્ચાપત્રનો જવાબજ હોતો નથી, એટલે તેના લેખકની સાથે તે અનંતમાં લીન થઇ જાય છે!

ચર્ચાપત્રમાં એક વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે: એમાં વ્યક્તિગત આક્ષેપો ન આવવા જોઇએ. કોઇ વખત એવો નિર્દેશ કરવાની આવશ્યકતા જણાય તો તે દ્વેષબુદ્ધિથી નહિ પણ તટસ્થ બુદ્ધિથી અથવા સમબુદ્ધિથીજ થવો જોઇએ, મતભેદ હમેશાં પ્રામાણિક હોવો જોઇએ. ચર્ચાપત્રીએ આ કદી ન ભૂલવું જોઇએ. સ્વમત માટે જરાયે દુરાગ્રહ, મમતા કે અહંભાવ ન રાખવા

જોઇએ. વળી વ્યક્તિગત દ્વ્રષભાવ કે ઘરના ઝઘડા ચર્ચાપત્રમાં ન આવવા જોઇએ, એટલું જ નહિ પણ એવાં કારણોએ વેરવૃત્તિથી પણ ન લખાવું જોઇએ. શુદ્ધ તર્કબુદ્ધિથી પોતાનું પ્રામાણિક મંતવ્ય જણાવી તેને શુદ્ધ દલીલોથી દૃઢ કરવા હમેશાં તત્પર રહેવું જોઇએ. કદી જો પોતાનીજ ભૂલ થતી માલમ પડે તો તે સ્વીકારી લેતાં અચકાવું ન જોઇએ, એથી પ્રતિષ્ઠાહાનિ થતી હોય તો તેને ભોગે પણ. સંસ્થાઓમાં અને સભાઓમાં આવા પ્રશ્નો ઘણી વખત ઊભા થાય છે અને એમાં જ્યારે, ઉપર કહ્યું તેમ, અંગત વેરઝેર દુરાગ્રહ અથવા ખરો કે ખોટો પોતાનોજ કક્કો સાચો ઠરાવવાની વૃત્તિ ઊપજે છે ત્યારે તે બહુ નુકશાન પહોંચાડે છે. પ્રતિષ્ઠા અને પ્રભાવ ખાતર કેટલાક જાણીતા નેતાઓએ પણ પોતાની જીદ પકડી રાખ્યાનાં દૃષ્ટાન્ત મળી આવે છે. ચર્ચાપત્રને વિષે પણ આ વસ્તુ લાગુ પડે છે. આથી આવું કોઇ ખરાબ તત્ત્વ ચર્ચાપત્રમાં ન ઘૂસે તે લક્ષ્યમાં રાખવું જોઇએ. આમાં ખાસ તો વાચક તથા લેખકનાં મન દુભાનાં હોય તો દૂભવીને પણ તંત્રીએ એને સ્થાન ન આપવું એજ સાચી અખબારનીતિ છે.

જાણવાજોગ અને ગ્રંથપરિચય સંબંધે ખાસ કંઇ લખવાનું ન હોય. 'પાટીદાર'માં એ સારી વિવિધતા ઉમેરે છે. ગ્રંથપરિચય મુખ્યત્વે તંત્રીશ્રીજ આપે છે. એમનું અવલોકન ટૂંકું અને સ્વતંત્ર હોય છે. અવલોકન વાચકો તરફથી મળે તો તે પણ આવકારપાત્ર છે. એટલું જ કે તે બહુ ચર્ચાસ્પદ, અતિશયોક્તિયુક્ત, કોઇને ખોટી રીતે ઉતારી પાડનારાં કે અતિ લાંબાં ન હોવાં જોઇએ. તંત્રીશ્રીનાં પોતાનાં અવલોકનો માર્ગદર્શક ગણી શકાય.

પ્રસંગકથા વિષે બીજા લેખમાં વિચાર કરીશું.

એસ. એસ. કરંજા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ



## યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે ?

૨

**ગયા** અંકમાં આપણે સમાજની અધોગતિ, યુવકનું વિકૃત માનસ અને સમાજસુધારામાં ભાગ લેવા જતાં કયાં કયાં કારણો એને આડે આવે છે તેનું સ્પષ્ટીકરણ કર્યું. અને હવે તે કારણોમાંથીજ, યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે તે આપણને જડી આવશે. પરંતુ યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે તેનો સંપૂર્ણ આધાર તેની સમક્ષ કેવા પ્રકારનો, કેટલી

જવાબદારીભર્યો સમાજસુધારાનો કાર્યક્રમ મૂકી શકાય એના તારણ ઉપર હોઇ શકે. માટે હવે એ દૃષ્ટિ ધ્યાનમાં રાખીનેજ વિષય ચર્ચીશું.

યુવકને સમાજસુધારામાં ભાગ લેતા અટકાવતાં પાછળ જણાવી દીધેલાં સબળ કારણો દૂર થાય તો યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે એ પ્રશ્ન બહુ ઓછા મહત્ત્વનો બની જાય છે. પરંતુ આપણે જાણીએ છીએ કે અત્યારના સંજોગોમાં એ સબળ અને જડ ઘાલી બેઠેલાં કારણોને ઉખેડીને ફેંકી દેવાં અશક્ય છે; માટે એ કારણોને ઝાઝાં છંછેડ્યા સિવાય જુદોજ રાહ લેવો એજ યોગ્ય લેખાય.

પાછળ જણાવ્યા મુજબ યુવક, જેના હૃદયમાં અસંતોષની ને ક્રાન્તિની જ્વાળાઓ ભભૂકે છે, તેને આપણે નાસીપાસ કરી સમાજસુધારાના કાર્યક્રમથી વંચિત રાખવો તે સુધારક સમાજને માટે આપઘાત કરવા સમાન લેખાય. માટે તેને યોગ્ય અને માફક આવે એવો કાર્યક્રમ તેની સમક્ષ મૂકી સમાજ-સુધારાનો તેનો રાહ સરળ કરવો તેજ યોગ્ય ગણાય.

યુવાનીનો સમય એ સામાન્ય રીતે વિદ્યાર્થીઅવસ્થાનો સમય ગણાય. એના કુમળા અને માનસિક કાર્યમાં પ્રવૃત્ત થએલા ભગજ ઉપર સમાજસુધારાના ઉદ્દામ કાર્યક્રમનો બોજો મૂકી દેવો એ સાહસનું કામ છે. તે ઉદ્દામ કાર્યક્રમને અપનાવી લેવા જેટલી એનામાં શક્તિ નથી ને આવડત પણ નથી, તો પછી તેની પાસેથી એવા ઉદ્દામ કાર્યક્રમની અપેક્ષા રાખવી એ તે યુવકને નાસીપાસ કરી પીછેહઠ કરાવવા બરાબર છે. વળી પાછળ જણાવી દીધેલાં સબળ કારણો મુજબ (ગયા અંકમાં એ કારણોનું સ્પષ્ટીકરણ કર્યું છે એટલે અહીં પુનરાવર્તન કરવાની જરૂર નથી રહેતી) એ અસંતોષી ને સંસ્કારી યુવક સમાજસુધારામાં નીડરતાથી ને સ્વતંત્રતાથી ભાગ નથી લેઇ શકતો. અને તે છતાંય એ કારણોની સામે આંખ આડા કાન કરીને સમાજસુધારાનાં ઉદ્દામ કાર્યક્રમમાં ભાગ લેવા તેને ઘસડી લાવવો એ ઘોડા આગળ ગાડી મૂકવા બરાબરજ લેખાય.

આ વસ્તુ ટાળવી હોય અને યુવકે સમાજસુધારામાં પીછેહઠ છોડી દેઇ, થોડો ઘણોય સક્રિય ભાગ લેવો હોય તો પછી ઉદ્દામ કાર્યક્રમનાં ગાણાં છોડી દેઇ સમાજસુધારાના હળવા કાર્યક્રમને અપનાવવામાંજ શ્રેય છે. આપણે અત્યાર સુધીમાં જોયું છે કે આરંભે શૂરા થઇ ઉદ્દામ સુધારાની હિમાયત કરવાથી ઝાઝી પ્રગતિ નથીજ થઇ ને પરિણામે ગુજરાત પાટીદાર મંડળ જેવા યુવક-મંડળને પણ સભાસદે લેવાની પ્રતિજ્ઞાઓ તદ્દન હળવી કરી નાખવી પડી છે. એટલે હવે ઉપરનાં તમામ કારણો ધ્યાનમાં લેઇ યુવકો સમાજસુધારાના હળવા

કાર્યક્રમમાં ભાગ લે તો જરૂર તેઓ કંઇક સક્રિય પગલું ભરી શકે. હળવા કાર્યક્રમમાં કાણમાકણ, બાર્મુ જમવું જમાડવું, ઓનનો ત્રીજો દિવસ, આળસાગ જેવા વ્યવહારોના સુધારાનો સમાવેશ થઇ શકે. સુધારાની લાંબી ટૂંકી વાત કર્યા સિવાય આ કાર્યક્રમથી આરંભ કરવામાં આવે તો યુવકોને નાસીપાસ થવુંય ન પડે અને એમનાં મન પણ ઊંચાં ન થાય. આગળ ઉપર જણાવેલાં કારણો મુજબ પરતંત્ર યુવકને વડીલો સામે ઓચિંતુ બંડ ઉઠાવ્યે આ મંદીના જમાનામાં પાલવે તેમ નથી અને એટલેજ યુવકો વ્યક્તિગત રીતેજ ઉપરના હળવા કાર્યક્રમના સુધારા કરી શકે. વધુ પડની આશા રાખેવા જતાં પીછેહઠની બીક મોજુદજ છે. યુવકોની આર્થિક પરતંત્રતા, બેકારી અને વડીલોની હૃદયભેદી લાગણીઓ ને વહાલ તેમને ઉદ્દામવાદી સુધારક થતાં જરૂર અટકાવે છે. પરિણામે, તે મવાલ સુધારક બની જતાં જો તેને છંછેડવામાં આવ્યો તો જરૂર તે નાસીપાસ થઇ વધુ ને વધુ પીછેહઠ કરવાનો. આવે સમયે સમયસૂચકતા વાપરી જો તેને યોગ્ય ને માફક આવે તેવા હળવા કાર્યક્રમ તેની સમક્ષ મૂકી દીધો હોય અને ફક્ત તેટલાજ કાર્યક્રમ માટે તેને ઉત્તેજન આપ્યું હોય તો સમાજસુધારાનું ગાડું ઘાંચમાં પડતું અટકવાનું.

આપણે યુવકોની વડીલો પ્રત્યેની પરતંત્રતા અને લાચારી વિષે ચર્ચા કરી. આપણે જાણીએ છીએ કે યુવક રૂઢિચુસ્ત સમાજમાં ઊછરેલો છે અને રૂઢિચુસ્ત સમાજના જે અંગમાં તે ઊછરેલો છે તે અંગને તેની પ્રવૃત્તિઓની અસરે જરૂર થવાનીજ. યુવકની સુધારાની જલદ પ્રવૃત્તિઓથી તેના કુટુંબને અને સમાજના જે ભાગ સાથે તેને લાગેવળગે છે તેને સામાજિક વ્યવહારોમાં શોષવું પડે છે એ અનુભવસિદ્ધ છે, કારણ કે રૂઢિચુસ્ત સમાજ તે યુવકની સુધારક પ્રવૃત્તિથી ભડકી ઊઠે છે અને તેને પરિણામે યુવકના આખા કુટુંબને અને તેને લાગેવળગે છે તે ભાગને લગ્ન જેવા સામાજિક વ્યવહારોમાં શોષવું પડે છે. એટલે વધુ પડતો જલદ સુધારો કરતા યુવકને આવા પરિણામથી નાસીપાસ થવું પડે છે અને પરિણામે એ પીછેહઠ કર્યે જ જાય છે એ અનુભવસિદ્ધ છે. માટેજ હળવા કાર્યક્રમ પ્રારંભમાં ઇચ્છવા યોગ્ય છે.

હળવા કાર્યક્રમથી યુવકો મવાલ બની જશે એ ભય અસ્થાને છે. ઉપર જણાવ્યા પ્રમાણે હળવા કાર્યક્રમને અપનાવી સમાજસુધારામાં વ્યક્તિગત રીતે ભાગ લીધા સિવાય બીજો કોઇ લાભકારક રસ્તો સમાજને કે યુવકને નથી. હળવા સુધારામાં ભાગ લેતો યુવક ક્રમે ક્રમે ઉદ્દામ સુધારા તરફ જરૂર વળશે, કારણ કે જગતના અન્ય દેશોની પ્રગતિ તરફ એ શિક્ષિત યુવકની દૃષ્ટિ

મંડાએલીજ છે અને જ્યારે સમાજની લગામો તેના હાથમાં આવશે, જ્યારે તે સમાજનો વડીલ થશે ત્યારે જગતની સાથે દોડવા ઇચ્છતું તેનું સંસ્કારી માનસ ઉદ્દામ સુધારો અપનાવી લેતાં પાછું નહિજ જુએ. હાલના રૂઢિચુસ્ત સમાજમાં રૂઢિપાલન જેમ અનિવાર્ય થઇ પડયું છે તેમ તે સમયમાં સુધારો પણ એક 'રૂઢિ' જેવોજ થઇ પડશે અને સમાજનું ધોરણ એટલું ઉચ્ચ બનશે. માટે હળવા કાર્યક્રમમાં યુવકો આગળ જણાવ્યા પ્રમાણે વ્યક્તિગત રીતે ભાગ લેતા થાય તોજ તેઓ કાંઇ સક્રિય ફાળો સમાજસુધારામાં આપી શકે. બાકી ઉદ્દામ કાર્યક્રમ તો હાલના સંજોગોમાં યુવકો માટે કેવળ અશક્ય વાત છે અને તેથી તેનાં બણગાં અટકાવવાંજ રહ્યાં. ઉદ્દામ સુધારો જરૂર થઇ શકે, પણ સમાજથી દૂર રહેવાની હિંમત ને શક્તિ હોય તો. આ વસ્તુ આધુનિક પરતંત્ર યુવકોમાં શક્ય નથીજ.

હવે યુવાન, જેને હૈયે અસંતોષની ને ક્રાન્તિની જ્વાળાઓ ભભૂકે છે, તેનામાં હૈયું અને બુદ્ધિ હચમચાવી મૂકે તેવી પ્રેરણાઓ રેડયેજ જવી. એનાથી એની શક્તિઓ સતેજ રહેશે. પરંતુ સક્રિયતાની બહુજ ઓછી આશા રાખવી: સક્રિયતા કરાવવા જતાં એને પીછેહઠ કરવી પડે છે. એની ચર્ચા આપણે પાછળ જોઇ, માટે એથી તો દૂરજ રહેવું.

વળી, આગેવાન સુધારકોએ ઉપર જણાવી ગયા પ્રમાણે હળવા સુધારાની દિશા બતાવવી રહી. યુવકોની અસ્પષ્ટ અને અવ્યવસ્થિત ઊર્મિઓને ને તરંગોને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન પણ તેઓએ કરવો જોઇએ.

યુવકોએ પણ જાણવું જોઇએ કે હળવા સુધારાને અપનાવવા જેટલી હિંમત એમણે કેળવવીજ રહી. અને હું માનું છું કે આગળ જણાવ્યા પ્રમાણે હાલના યુવકોની સ્થિતિ ડામાડોળ અને ત્રિશંકુ જેવી છે, તેથી તેઓ હળવા કાર્યક્રમને અપનાવી ઉપર જણાવ્યા પ્રમાણે સમાજસુધારામાં ભાગ લેશે તો પીછેહઠ જરૂર અટકશે ને ઉલટું કંઇક સક્રિય ફાળો તેઓ સમાજસુધારાના ખાતામાં નોંધાવશે. તથાસ્તુ.

નરસંડા                    જશભાઇ ડાહ્યાભાઇ પટેલ

—*—

# લગ્નવિધિ

**લગ્નવિધિ** અને તેને અંગે ચાલતા રીતરિવાજોમાં ફેરફાર કરવાની આવશ્યકતા હાલ જૂના અને નવા વિચારના બધાય માણસોને સમજાઇ છે. વ્યક્તિગત રીતે એ ફેરફારો કેટલીક જગ્યાએ થવા પણ લાગ્યા છે, છતાં એવાં વ્યક્તિગત દૃષ્ટાન્તો સામુદાયિક રીતે કબુલ કરી લેવા સમાજ તૈયાર નથી. તે માટે એક નોખા નવા બંધારણની આવશ્યકતા છે. એ બંધારણ કોઇ એક જ વ્યક્તિ ઘડે તે પણ યોગ્ય નથી. જ્ઞાતિનાં મંડળો અને સુધારક-સભાઓએ તે કામ ઉપાડી લેવા જેવું છે.

જૂના બંધારણમાં ક્યાં અને કેટલો ફેરફાર કરવો, તે માટે પ્રથમ તેઓએ સમાજના અભિપ્રાયો લેવા ઉચિત છે. અને તે અભિપ્રાયોમાંથી તારવણી કરી તેના સત્ત્વરૂપ બંધારણ સમાજ સામે ધરે તો ઘણું જ પ્રશંસનીય અને આવકારપાત્ર થઇ પડે.

આવા બંધારણની એક રૂપરેખા દોરવાનો આ લેખ દ્વારા હું આશય રાખું છું. મારા બધાય વિચારો કદાચ ઉપયોગી ન પણ થઇ પડે. પણ તે રૂપરેખા દોરતા પહેલાં હું જૂના બંધારણને બને તેટલું ટૂંકાવીને ચર્ચવું યોગ્ય ધારી પહેલું તે હાથમાં લેઇશ. જૂના બંધારણની ઉપયોગિતા અને બીનઉપયોગિતા જોયા બાદ નવું કેમ રચવું તે વધારે સુગમ થઇ પડશે. જૂનું બંધારણ ખામીઓ સાથે જ અસ્તિત્વમાં આવ્યું છે એમ નથી તે સમજાવવા પૂરતો દરેક વિધિનો ઉપયોગી ઉદ્દેશ પણ બનશે ત્યાં સમજાવીશ.

વિવાહ કરવાની પદ્ધતિ એક જુદો જ લેખ માગી લે છે તેથી તે મુલતવી રાખી, ચાલુ જમાનામાં વિવાહ કેવી રીતે નક્કી થાય છે ત્યાંથી શરૂઆત કરી આરપાર નીકળી જઇએ. પછી તેમાંથી હાલ આપણને કેટલું ઉપયોગી છે તે લેઇ લેઇએ.

જૂનો વિધિ સારો છે કે ખરાબ તે બાબતનું વિવેચન ઘણું લાંબું હોવાથી, તે છે અને શા માટે છે, એ એજ વસ્તુની કસોટી ઉપર દરેકને પસાર કરી દેઇએ.

હવે ક્રમવાર વિધિઓ હાથમાં લેઇએ:

૧. માતાપિતા પોતાને યોગ્ય લાગે તે જગ્યાએ તેઓ પોતાનો દીકરો કે દીકરી પરણાવવા તૈયાર થાય છે. પરણનારને એકબીજાને જોવાની તક પણ ભાગ્યે જ આપવામાં આવે છે. અમુક જગ્યા ગમી ગયા પછી વિવાહસંબંધ નક્કી કરવા કન્યાનો પિતા પોતાના અમુક માણસો સાથે વરને ઘેર જાય છે. વરપક્ષ

તરફથી પણ તેના કુટુંબીઓને એકઠા કરવામાં આવે છે. કસુંબાપાણી થાય છે અને તે બધાની રૂબરૂમાં કન્યાનો બાપ વરને ચાંલ્લો કરી પોતાની કન્યા તેને આપવા વચનથી બંધાય છે. આ ક્રિયાની નિશાની માટે કેટલીક જગ્યાએ નાળીએર અને રૂપિયા, તો કોઇક જ્ઞાતિઓમાં દાગીના આપવાનો રિવાજ પણ છે. બંને પક્ષના માણસોની હાજરી એટલાજ માટે આવશ્યક ગણાય છે, કે પાછળથી એમાંથી ગમે તે પક્ષ ફરી બેસે તો પેલા હાજર રહેલા સાક્ષીઓ તેમને પોતાનું વચન પાળવા સમજાવે, તેમ ન બની શકે તો છેવટે આપેલી રકમ કે દાગીના તો પાછા અપાવેજ.

૨. તે પછી અમુક દિવસ બાદ કન્યાનો પિતા વરને ઘેર ગાટલી મોકલે છે (અમુકજ જ્ઞાતિઓમાં આ રિવાજ છે). યથાશક્તિ એક વાસણમાં સાકર, ઉપર એક સારું કપડું અને બને તો એક દાગીનો વરને ઘેર મોકલાવે છે. આ પ્રથાનો અર્થ, બંને પક્ષો એકબીજાને સહાનુભૂત ને સાનુકૂળ છે એ બનાવવા પુરતોજ છે. કન્યાનો પક્ષ આપીને અને વર પક્ષ સ્વીકારીને એ ભાવો વ્યક્ત કરે છે. બાળલગ્નની શરૂઆતથી આ પ્રથા આવી હોય તેમ લાગે છે, કારણ કે વિવાહ પછી બાળલગ્નમાં છોકરો છોકરી પરણે એવડાં થાય ત્યાં સુધી લગ્નની રાહ જોવાની હોય, તો તે દર્મિયાન બંને મક્કમ છે કે નહિ તે જોવા માટે ગાટલી મોકલવાની પ્રથા આવેલી હોવી જોઇએ.

૩. ટપાલ ખાતાની મહેરબાનીથી આજે, લગ્ન ક્યારે નક્કી કરવું તે પત્રથી જ નક્કી થઇ જાય છે. આગળના વખતમાં આ ખબર કન્યાને ઘેરથી વરને ઘેર પહોંચાડવાનો બોજો ભૂદેવને માથે હતો. નક્કી કર્યા બાદ મંડપારોહણનું મુહૂર્ત પાંચ કે ત્રણ દિવસ અગાઉ કઢાવવામાં આવે છે. ઘરના ચોકમાં અમુક માપથી ચાર દિશાએ ચાર સ્થંભ ચોડી (ભમડીના સ્થંભ પવિત્ર ગણ્યા છે) તે ઉપર છાંયો કરવામાં આવે છે. તેની મધ્યમાં ચોરી બનાવી વિધિની બીજી ક્રિયાઓ એ ચોરીમાં કરવામાં આવે છે. આ મંડપારોહણ બહુજ જૂના જમાના માટે ઉપયોગી હતું, કારણ કે તે વખતમાં યજ્ઞો કે બીજાં એવાં શુભ કાર્યોમાં રાક્ષસો બહુજ હેરાનગતિ આપતા, એટલે આ હેરાનગતિથી બચવા માટે ઉપયોગી જગ્યાને મંત્રોથી બાંધી લેવામાં આવતી, જ્યાં મંત્રપ્રભાવને પરિણામે રાક્ષસોનું કંઇ ચાલતું નહિ. અત્યારના જમાનામાં રાક્ષસો હશે—દેખાતા નથી—તો મંત્રોને તે ગાંઠે તેમ નથી. અને તે સાથે બીજો ખર્ચ થાય છે તે તો જરાય ઉપયોગી નથી.

૪. ગણપતિની સ્થાપના ઘરની એકાદ ભીંત ઉપર કરવામાં આવે છે. દરેક

કાર્યની શરૂઆતમાં ગણપતિનું સ્થાપન એ ફતેહને અપાવનાર ગણાય છે, એટલે જો કાર્યની શરૂઆતમાંજ એમની પૂજા થાય તો ફતેહ મળે છે એમ મનાય છે. અચળ શ્રદ્ધા હોય તો આ ક્રિયા નિંદ્ય નથી.

૫. પીઠી ચોળવાનો રિવાજ શાસ્ત્રીય તેમ જ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઉમેરાયો હોય તેમ લાગે છે. કારણ કે પીઠીમાં આવતા પદાર્થો શરીરને તેજસ્વી, સુંવાળું અને સુગંધમય બનાવવામાં ઉપયોગી થઇ પડે છે. તેથી લગ્ન વખતે વર ને કન્યા, તેઓ હોય તેનાથી વધુ દેખાવડાં દેખાઇ શકે. પણ આ સૌન્દર્ય કૃત્રિમ છે અને અમુકજ વખત ટકી શકે છે. એક બીજાને કૃત્રિમ રીતે દેખાવડાં બનાવી છેતરપંડીની ક્રિયા હાલ તો રિવાજ તરીકેજ ટકી રહી છે.

૬. પીઠી ચોળ્યા બાદ વર અને કન્યાને ઘરની બહાર ફરવાની મનાઇ કરવામાં આવે છે. ઉપરાન્ત ત્યારથી તેમના હાથમાં લોખંડની વસ્તુ (સુડી, ચપ્પુ અથવા કટાર) આપવામાં આવે છે. આ રિવાજ મૂળ રજપુતાઇમાથી ઊતરી આવેલો. (અત્યારે તો નજર ન લાગે કે ભૂતાવળ ન વળગી પડે તે માટે એમ થાય છે.) અમુક જ્ઞાતિઓમાં તે નથી. તેનો ખરો ઉદ્દેશ એમ છે, કે અસલના વખતમાં કન્યાનાં હરણ થતાં, અથવા વરને જીતી કે રંજાડી કન્યા ઉપર પોતાનો હક્ક લગાડાતો. આ હેરાનગતિથી બચવા માટે ઘરની બહાર ન નીકળવું તે યોગ્ય ગણાતું, અને તેમ છતાંય જો આફત આવે તો પોતાનું રક્ષણ કરવા માટે હથિયાર રાખવું તે પણ ઉપયોગી ગણાતું. પણ અત્યારે તેમાંનો એકેય ભય વર કે કન્યાને માથે ભાગ્યેજ હોય છે, હોય તો સામનો કરવાની તેમનામાં હિંમત નથી. પહેલાં જ્યારે જાન ગાડાંથી જતી અને રસ્તામાં લૂંટારૂઓનો ભય હતો ત્યારે હથિયાર પાસે રાખવું યોગ્ય ગણાય, પણ અત્યારે ગાડીના સેકંડ ક્લાસમાં જતા વરને રેલ્વેની પોલીસજ સાચવી લે છે ને સરકાર પણ સાચવે છે, તેથી હવે હથિયારની ભાગ્યેજ જરૂર રહે. અને કન્યાનું હરણ કરી જવાની હિંમત અને મર્દાનગી અત્યારે જુવાનોમાં ક્યાં રહી છે?

૭. પરણવા જવાને આગલે દિવસે વરને વરઘોડામાં ફેરવવામાં આવે છે. વરમહારાય આવતી કાલે ધાડ મારવા જવાના છે તેની માત્ર એ જાહેરાતજ છે. લોકો જાણતા હોય, છતાંય ઢોલવાજાં વગાડીને કહેવું કે પોતે પરણવા જવાના છે, એમાં નરી બેશરમીજ છે.

૮. તેજ દિવસે કન્યાનો પિતા વરને ઘેર ભૂદેવ સાથે લગ્નપડીકું મોકલાવે છે. આ પડીકામાં આમંત્રણપત્રિકા એ મુખ્ય વસ્તુ છે. કન્યાનો પિતા પોતે તૈયાર છે એ જણાવવાનો આનો મુખ્ય હેતુ છે. અત્યારના જમાનામાં તો

સંબંધીઓને આમંત્રવા છપાવેલી પત્રિકાથી પણ કામ ચલાવી લેવાય છે, પ
આગળ તે પ્રમાણે નહોતું. કન્યાનો પિતા પોતાના હાથથી લખી તે પત્રિ
મોકલાવે. તેની શબ્દરચના જાણવા જેવી છે: 'તમારા કુળને અને મારા કુળ
શોભે તેમ તથા મારી અને તમારી સ્થિતિને પોષાય તે રીતે જાન જોનરી
સત્વર પધારજો.' આ શબ્દો પ્રમાણે જ જો આગળ વર્તાતું હોય તો તે વખાણ
યોગ્ય છે. અત્યારે તો, 'સહકુટુંબ મિત્રમંડળ સહિત પધારી શોભામાં અભિવૃ
કરશોજી,' એમ જણાવાય છે. જો લગ્નપડીકું અસલના રિવાજ પ્રમાણે અ
હેતુ સચવાય તે રીતે મોકલાય નહિ તો તેની કશીયે જરૂર નથી.

૯. ગ્રહશાન્તિ(ગૃહશાન્તી કે ઘરાંસાંતક)ની આવશ્યકતા ધાર્મિક દૃષ્ટિ
પહેલાં ઉમેરાએલી. લગ્નના કાળ દરમિયાન વર કે કન્યા ઉપર જે ગ્રહો પોતાન
અમલ ચલાવતા હોય તે ગ્રહો તેમને હેરાનગતિ કરે તેવા હોય તો તેથી બચવ
આહુતિઓ આપી પ્રસન્ન કરવાનો પ્રયત્ન છે. બીજા દેવોને પણ એ બંનેન
રક્ષા માટે ત્યારથી આમંત્રણ અપાય છે. આ પૂજાવિધિ વર કે કન્યા
કરતાં તેમનાં માતાપિતા અથવા બીજાં સગાંવહાલાં કરે છે, કારણ કે સજોડે
તે પૂજા થાય એમ ભૂદેવો કહે છે. આ સિવાય આહુતિઓથી યજ્ઞના પ
બીજા ઉદ્દેશો સચવાય છે. ધાર્મિક ભાવનાથી આ વિધિ બરાબર રીતે થા
તો ખરાબ ન કહેવાય, પણ તેને અંગે બીજાં જે ફારસ ઘૂસી ગયાં છે તે
ત્યજવાં જોઇએ.

૧૦. જાન લેઇ જવાનો રિવાજ આગળ અમુક હેતુસર જ થએલો છે, નહિ
કે બે ત્રણ દિવસ બધાને જમવાનું મળે તે માટે. પહેલાં, જ્યારે ચાલીને કે ગાડ
વાટે જાન જતી, ત્યારે લૂંટારાનો ભય હોવો શકય છે અથવા બીજી હેરાનગતિઓ
નડે એ સ્વાભાવિક છે. આવે વખતે થોડા જ માણસોથી ન ચલાવી લેવાય,
અને કન્યાના પિતાની શક્તિ પ્રમાણેં માણસો લેઇ જવાય તે અયોગ્ય ન ગણાય.
આ જાનૈયા ધાનૈયા નહિ, પણ વરના રક્ષકો તરીકે જતા અને દરેક હથિયારથી
સજ્જ બનેલા રહેતા. આજની પેઠે થેલીમાં ધોતિયાનો ડૂચો મારી, બહુ તો
હાથમાં નાજુક સોટી લેઇ, બનીઠનીને જનાર જાનૈયા કરતાં તો જાન ન હોતી,
અને તેમને બદલે ઉપયોગી જ અમુક માણસો હોવાં તે જ વધારે યોગ્ય છે.
કારણ સિવાયનો કન્યાના પિતાને બોજામાં ઉતારવો એ બેશરમ ગણાય.

૧૧. લગ્નને દિવસે ખાસ કરીને ચાર જણ ઉપવાસ કરે છે: વર, કન્યા
અને કન્યાદાન આપનાર જોડું. ઉપવાસની પ્રથા એકંદરે ઘણી સારી છે. કારણ
કે ઉપવાસથી શરીરમાં બગાડ થવાનો સંભવ ઓછો રહે છે, તેમ જ આંતરડાં

અને હોજરી સાફ રહેતાં હોવાથી વિચારોમાં પણ શુદ્ધિ આવે છે. જો ઉપરનાં કારણો યોગ્ય હોય તો તે દિવસે ઉપવાસ કરવાથી શું નુકસાન છે? પણ વરનો મામો 'લાડકાલાડુ' લાવે કે કન્યા અને બીજાં પણ મિષ્ટાન્નજ જમી શકે, તેવું અત્યારની પેઠે થાય તો તે ઉપવાસ ન કહેવાય; તેનાથી કોઇએ અર્થ સરતો નથી. એનાથી દાળભાત કે ખીચડી જેવો હલકો ખોરાક ખાઇ લેવો તે વધારે સારૂં છે.

૧૨. કલવો ધરાવવાની પ્રથા લગભગ બધીએ જ્ઞાતિઓમાં છે. અસલમાં જાન ચાલીને કે ગાડા માર્ગે લાંબી મજલ કરતી. આવે સમયે વર ને બીજા જાનૈયા પણ થાકી ગયા હોય ને ભૂખ્યા પણ થયા હોય, (થાક ઉતારવા માટે ગોળનું પાણી જાનને પાવાના રિવાજના લિસોટા હજીએ કાઠિયાવાડ તરફ છે.) એટલે જાનીવાસેજ તેમને આરામ લેવા દેઇ કન્યાપક્ષ તેમને માટે ખાવાનું મોકલતો. આ રિવાજ ઘસાતાં ઘસાતાં હવે વર એકલાનેજ—અને તે પણ ઘઉંનો કાચો આટો, અંદર ઘી ખાંડ અને કાચો પાપડ વગેરે—ધરવામાં આવે છે. વર ભૂખ્યો હોય તોય આ કાચો આટો શી રીતે ફાકે? અને હવે તો લાંબી મજલ પણ થોડા કલાકમાંજ કાપી શકાય છે, તો કલવાની શી આવશ્યકતા?

૧૩. ખૂંપ નાખવાનો રિવાજ થોડીજ જ્ઞાતિઓમાં છે. રાજપૂતો પહેલાંના વખતમાં સાફામાં ફૂલનો તોરો શુકન માટે લટકાવતા. પણ કોઇકે તે તોરાનો ખૂંપ બનાવી દેવામાં ચાલાકીભરી લુચ્ચાઇ વાપરી છે. માથાથી તે પગ સુધીનું બધુંય અંગ ઢાંકી દેતાં ફૂલોમાંથી વરનું મોં પણ દેખાતું નથી અને તેથી તે જો કાણો, કુબડો, શુચીઓ કે હોઠતૂટલો હોય તો તે હસ્તમેળાપ સુધી સારી રીતે છુપાવી શકાય છે. ખૂંપનો આ ઉદ્દેશ પણ અત્યારે તો નથી રહ્યો. રૂપાળા અને ખોડ વિનાના છોકરાને પણ ખૂંપનો પાંચ રતલનો બોજો નાખી વિના ગુને અકળાવી મારવામાં આવે છે.

૧૪. જાનીવાસેથી બનીઠનીને વર વાજતે ગાજતે કન્યાના ઘર તરફ નીકળે છે; પણ મંડપના દ્વાર પાસેજ તેને રોકવામાં આવે છે. મંડપની અંદરની બાજુએ કન્યા અને બહારની બાજુએ વર ઊભો રહે છે. બંનેની વચ્ચે ખેસ કે બીજા કોઇ કપડાનું અંતરપટ કરવામાં આવે છે. કન્યા પેલા અંતરપટ ઉપર, મોંમાં લાવેલા રંગની પિચકારી મારી પાછી દોડી જાય છે. (પાટીદારોમાં આ રિવાજ નથી.) ત્યાર બાદ કન્યાની માતા આવે છે. વરનું પૂજન કરી તેને આવકારે છે. પછી ભૂદેવ એક થાળમાં વલોણી, ચાટવો વગેરે ચાર ચીજો લેઇ કંઇક ગણગણાટ કરે છે. આ ગણગણાટ નજર ન લાગે તે રક્ષાનો હોય છે. કન્યાની

માતા ચારે દિશાઓના દેવને પોતાના ભાવિ જમાત્રની રક્ષા કરવાની વિનંતી કરે છે. ફારસ સિવાય આમાં કોઇ અર્થ જણાતો નથી. અર્થ હોય તો તે સમજ્યા વિનાજ કરવામાં આવે છે તેથી તે સરતો નથી. તે વખતે વરના ખૂંપનું ફૂલ તોડી કન્યાને ખવરાવે તો ઘરમાં કન્યાનું ચલણ થાય એમ માન્યતા હોવાથી તે માટે પણ પડાપડી થાય છે. ખૂંપનું ફૂલ ખાવાથીજ જો ચલણ થતું હોય તો વર પોતેજ પહેલો શા માટે ન ખાઇ લે? વરને મંડપમાં પેસતા પહેલાં સંપુટ ભાગવાનો પણ એક રિવાજ છે. આ રિવાજમાં પણ ફારસજ છે. ભૂદેવો મંત્રથી વરના દુશ્મનોને એ સપુટમાં પૂરે છે અને વર મંડપમાં પેસતાં સંપુટને કચડી નાખી તે દુશ્મનોનો નાશ કરે છે. આથી વરના દુશ્મનો કચડાઇ જાય છે કે નહિ તે એક પ્રશ્ન છે, ભૂદેવો દુશ્મનોને સંપુટમાં પૂરી શકે છે કે નહિ તેજ એક શંકા છે.

૧૫. ત્યાર બાદ, બનીહનીને વરે માંયરામાં બેસવાનો રિવાજ–ખાસ પાટીદારોમાં–છે તે પણ ઘણો ખરાબ છે. શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક બંને રીતે તે નિંદ્ય છે. બધાંય કપડાં અને ખૂંપ સાથે બેઠેલો વર માણસોની મેદની વચ્ચે અકળાઇ જાય છે. તે પસીનાથી રેબઝેબ નહાઇ રહે છે. કન્યાની પણ આજ દશા છે. આવા ગભરાટમાં પૂજન કે બીજા કોઇ વિધિમાં વરકન્યા ધ્યાન ન આપી શકે એ સ્વાભાવિક થઇ રહે છે.

૧૬. કન્યાને માંયરામાં લાવતા પહેલાં કન્યાનાં માતાપિતા વરનું પૂજન કરે છે. કન્યાનાં માતાપિતા હર વખતે વરનું પૂજનજ કર્યા કરે તેનો કંઇ અર્થ?

૧૭. પૂજન બાદ કન્યાદાન આપવાની ક્રિયા શરૂ થાય છે. કન્યાદાન વખતે બધાય દેવો ત્યાં હાજર રહે છે એવી માન્યતા છે. અને દેવોની હાજરીમાં દાન આપવાનો આ વખત ઘણોજ સારો ગણાય છે. કન્યાનો પિતા વરને પોતાની દીકરીનો હાથ સોંપે છે. અને તે સાથે–કન્યાના દાન પછી ઉપરથી–દક્ષિણા આપે છે. (દાન ઉપર દક્ષિણા આપવાનો રિવાજ જ્યારે ચલેલો ત્યારે ઘણા વિચારપૂર્વક કરવામાં આવેલો.) આ વખતે વર ને કન્યા પક્ષના માણસો પણ ભેટ સોગાદો પામે છે.

૧૮. બાદ, વરકન્યાને મંગળફેરા ફેરવવામાં આવે છે. આ ફેરાની સપ્તપદી સાથે સંબંધ મનાય છે. ફેરા ફરવાનો હેતુ અગ્નિની પ્રદક્ષિણા [illegible] છે. એ ફેરા ફર્યા બાદ સપ્તપદીના મંત્રોથી વર [illegible] નાઓથી બંધ[illegible] આ મંત્રો અથવા તેનો અર્થ વરકન્યાને મોંએ [illegible] જોઇએ. ([illegible]

બોલી જવાની કે એકલા વરને બોલાવવાની ક્રિયા નકામી છે.) આ મંત્રીની–પ્રતિજ્ઞાઓની–ખાસ આવશ્યકતા છે.

૧૯. ચોરીમાંજ કંસાર જમાડવાનો એક રિવાજ પ્રચલિત છે. કન્યાની માતા પોતાનેજ હાથે પીરસે છે. વર ને કન્યા બંને ઉપર પોતાનું વાત્સલ્ય દાખવવા તે ત્યાં આવે છે. પછી વર કન્યાને ને કન્યા વરને પોતાને હાથે કોળિયા દેઇ જમાડે છે. (ખાલી કોળિયા બતાવે છે.) ઉભયનો એકબીજા પ્રત્યેનો પ્રેમ આ રીતે માનવમેદની વચ્ચે તેઓ એટલા માટે પ્રદર્શિત કરે છે, કે આગળ ઉપર ઉભયમાંથી એકાદ પ્રેમહીન બને તો તે વખતના સાક્ષીઓ તેમને ઉપલા પ્રસંગની યાદ આપી શકે. બાદ સાસુનો પાલવ પકડી, દાપું પડાવવાની ક્રિયા ઉઘાડી બેશરમી છે.

૨૦. પછી, ચોરીમાંથી વરકન્યાને ગણપતિના સ્થાપન પાસે લેઇ જવામાં આવે છે. બંનેના જીવનની શરૂઆતને પ્રથમ પગલેજ તેઓની પાસે ગણપતિની પ્રાર્થના કરાવે છે. દરેક કાર્યની શરૂઆતમાંજ ગણપતિપૂજનનો જે ઉદ્દેશ છે, તેજ ઉદ્દેશથી વરકન્યાના સાંસારિક જીવનની શરૂઆતમાં ગણપતિનું પૂજન થાય છે

લગ્નનો વિધિ અહીં લગભગ પૂર્ણ થાય છે. માતાને પગે લગાડવાનું અને એવી જે ક્રિયાઓ બાકી રહી જાય છે, તે માત્ર રિવાજ ખાતરજ થાય છે. લગ્નવિધિ તે માટે દબાણ નથી કરતો. કન્યાનો પિતા પહેરામણી આપે છે. 'ધોળે દહાડે ધાડ પાડવા' સિવાય આમાં કોઇને કંઇ બીજો હેતુ જણાય છે? સમજાવે તો માનવા હું તૈયાર છું. તે સિવાય એકીબેકી રમાડે છે તેમાંય કયો હેતુ છે?

કન્યાના પિતા પાસેથી મામામાટલાં, દાપાં, પરઠણ વગેરે ક્રિયાઓ લગ્નવિધિ સાથે સંબંધ નથી ધરાવતી. આપણા વ્યવહારનાં એ અનિષ્ટ તત્ત્વોજ માત્ર છે. વ્યવહાર માટે ફરીથી કોઇ વખત.

હવે આપણે આધુનિક સમયને અનુકૂળ લગ્નવિધિ ઉપર વિચાર કરીએ. આપણો જૂનો વિધિ, જે મહિનાઓ સુધી ચાલે છે, તેમાંથી આપણને જે ઉપયોગી છે તે પહેલું વીણી લેઇએ; પછી ઉમેરવાનું ક્યાં છે તે જોઇએ.

(૧) છોકરા છોકરીને જો સ્વતંત્ર રીતે પોતાના જીવનસાથી પસંદ કરવા દેવામાં વાંધો લાગતો હોય તો છેવટે બંનેની સંમતિ પછીજ વિવાહ જોડાય. માત્ર વચનથીજ બંને પક્ષે જોડાવું જોઇએ, સાક્ષીની જરૂર નથી. અને જે માણસ માટે સાક્ષીની જરૂર લાગે, વિશ્વાસપાત્ર ન લાગે તેને ત્યજી દેવો ઉચિત છે.

(૨) માટલી મોકલવાના રિવાજની ધમાલ પણ પછી ઉપયોગી નથી રહેતી.

(૩) મંડપારોહણની આ જમાનામાં કોઈ જરૂર નથી. કાયદો જ રાક્ષસોથી રક્ષણ કરે છે! અને અત્યારે ઉઘાડે છોગે હેરાન કરે તેવા રાક્ષસો પણ ક્યાં છે? મંડપ સિવાય ધાર્મિક ક્રિયાઓ કરવામાં આ જમાના માટે વાંધા જેવું નથી લાગતું.

(૪) ગણપતિની સ્થાપનામાં જેને અચળ શ્રદ્ધા હોય તે ભલે કરે, બાકી દેખાદેખી કરવાથી કોઈ લાભ નથી.

(૫) પીઠી ચોળાને એકાદ દિવસ માટે કૃત્રિમ સૌન્દર્ય પ્રાપ્ત કરવા કરતાં, છેતરપંડીનો એ ધંધો ન કરવો એ વધારે સારો છે.

(૬) પીઠી ચોળ્યા પછી બહાર ફરવાનો હક્ક અને કટાર ઝાલવાનો રિવાજ ન હોય તો અત્યારે કયા બહાદુરો હરણ કરી જાય કે મારી જાય તેવા છે? કાળાન્તર થતાં આજે હવે આ રિવાજની જરૂર નથી રહી.

(૭) વરઘોડા જેવું ફારસ આજનો યુવાન કદી પસંદ નહિ કરે. લગ્ન એ કંઇ ફારસની પરંપરા નથી.

(૮) લગ્નપડીકાનો ઉદ્દેશ ત્રણ પૈસાના કાર્ડથી પણ સચવાઇ શકે છે. પણ જો તેનો ઉદ્દેશ—અત્યાર માફક—સચવાતો ન હોય તો તેની જરૂર નથી.

(૯) ગ્રહશાન્તિની પૂજા પણ અચળ શ્રદ્ધાળુઓ માટે છે. તેમાં જે વખત બગાડવામાં આવે છે અને બીજાં ફારસ કરવામાં આવે છે તે ઉપયોગી નથી. પૂજા કરવા માટે એક કલાક પૂરતો છે.

(૧૦) લૂંટારૂઓનો ભય અત્યારે તો નથી અને સગવડો એવી થઇ ગઇ છે કે લૂંટારૂઓ હેરાન કરી શકે જ નહિ. આવે સમયે રક્ષકોની—જાનની કોઇ જરૂર નથી. વર, વાળંદ, જરૂર હોય તો બ્રાહ્મણ અને સહવાસ માટે એકાદ બે મિત્રો કે સગાંવહાલાં, આટલાં જ માણસોની જાન નોતરાય તો જમાનાને અનુકૂળ ગણી શકાય.

(૧૧) ઉપવાસ કરવામાં હું સંમત થાઉં છું.

(૧૨) કલવાની આવશ્યકતા નથી, કારણ કે ગમે તેટલો લાંબો પંથ સપાટામાં કાપીને વર આવ્યો હોય છે. માટે કલવાની મશ્કરી બંધ રહે તો ખરાબ નથી.

(૧૩) ધૂંપ નાખી ફૂલ બગાડવાની ક્રિયા પણ અત્યારે કોઇ અર્થ સારતી લાગતી નથી.

(૧૪) મંડપના દ્વાર આગળ વરની પૂજા કરવાનો, નજર બાંધવાનો ને સંપુટ તોડવાનો રિવાજ ન હોય તેથી લગ્નવિધિ ઝુદી થવાનો સંભવ નથી.

(૧૫) મોયરામાં અનીકનીને બેસવાથી પસીનાથી કોણ નથી હેરાન થતાં? ઉપરાન્ત ગભરાટમાં મનની સ્થિરતા પણ નથી રહેતી. ત્યારે જને તેટલાં આછાં અને સાદાં વસ્ત્રોમાંજ લાભ નથી?

(૧૬) હમેશાં દાન લેનાર કરતાં આપનારજ વધુ પૂજ્ય ગણી શકાય. કન્યાનાં માતાપિતા વરનું પૂજન કરે તે અયોગ્યજ ગણાય, કારણ કે તેઓ પોતાની દીકરીનું દાન આપવા બેઠાં હોય છે. જ્યારે વર દાન લેનાર તરીકે હોય છે. દાન લેનાર દાન આપનારથી ઊંચો હોઇ શકતો સંભવિત નથી.

(૧૭) કન્યાદાનની ક્રિયાના જૂના વિધિને હું સંમત થાઉં છું. પણ દાન ઉપર દક્ષિણાનો જે રિવાજ છે તે આ જમાના માટે ઉપયોગી નથી.

(૧૮) અગ્નિની પ્રદક્ષિણા કરી સપ્તપદી પ્રમાણે વરકન્યા પ્રતિજ્ઞાઓ કરે તેમાં પણ હું સંમત થાઉં છું. પણ જો તેઓ સંસ્કૃત ન સમજી શકતાં હોય તો તે શ્લોકો ગુજરાતીમાં બોલાવવા જોઇએ.

(૧૯) ચોરીમાં કંસારના કોળિયા એક બીજા તરફ ધરી ખેંચી લેવા કરતાં, તે ફારસ મુલતવી રાખવું વધારે સારૂં છે. સાસુનો પાલવ પકડવાનો રિવાજ તો નિંદ્યજ છે.

(૨૦) ગણપતિની સ્થાપનાનું પૂજન કરવામાં નુકશાન નથી. પણ તે સમજણપૂર્વક થાય તે વધારે સારૂં છે. છતાં કાનુન તરીકે તે સ્વીકારવું ઠીક નથી લાગતું.

આ પ્રમાણે જૂના રિવાજોમાંથી હું ૪, ૯, ૧૧, ૧૭ અને ૧૮, એટલાને સંમત થાઉં છું. વિધિની શાસ્ત્રીય ક્રિયા તેમાં આવી જાય છે, તેથી જૂના વિચારના માણસો પણ જો વિચારોને આગળ વધારવાનો ઇરાદો રાખે તો સંમત થાય. ધાર્મિક ક્રિયાઓને તુચ્છકારી સગવડિયા વિધિ બનાવવા જતાં ઘણાંનાં દિલ દુખાય તે ઠીક નથી.

હવે ઉમેરો એટલોજ કરવાનો રહે છે, કે વિધિના જે શ્લોક સંસ્કૃતમાં છે તે બધાંની અનુકૂળતા અને સમજણ માટે તેજ છંદમાં ગુજરાતીમાં ઉતારવા જોઇએ. બ્રાહ્મણોએ 'સંસ્કૃતમાં પરણાવવા' કરતાં સમજણપૂર્વક વિધિ કરાવવો જોઇએ. અને આખોય વિધિ બને તેટલા ટૂંકા સમયમાંજ પતી જવો જોઇએ.

સુખપાલ નિકળી જાય એ ઇચ્છવા યોગ્ય છે. માણસને ખભે બેસીને ફરવાની એ હિંસક વૃત્તિ ગાંધીયુગના ગુજરાતીને કેમ ગમવી જોઇએ? અને તેને બદલે મોટર કે ગાડીનો નકામો ખર્ચ પણ નિંદ્યજ છે. વર પણ બીજા જાનૈયા પેઠે ચાલીને ફરે તો ખરાબ શું છે?

લેખ ઘણો લાંબો થઇ જતો હોવાથી ટૂંકાવવા મેં પ્રયત્ન કર્યો હોવાથી કેટલીક જગ્યાએ વસ્તુને સંપૂર્ણ રીતે ન સમજાવી શકયો હોઉં તે માટે દિલગીર છું. મારા આ લેખ ઉપર હું ચર્ચાપત્રો આમંત્રું છું. મને ને ચર્ચાપત્ર લખનારને એ ચર્ચાપત્ર દ્વારા કંઇક નવીન વિચાર મળે તેવાં ચર્ચાપત્રોનાજ હું જવાબ આપીશ. ગાળો ભાંડવાના અને ઉતારી પાડવાના હેતુથીજ લખાએલ ચર્ચાપત્રોના જવાબ આપી, 'પાટીદાર'ની જગ્યાનો ને મારી મહેનતનો દુરુપયોગ કરવા હું તૈયાર નથી.

એલ્ડોરેટ, કેન્યા ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

---

## બાળલગ્નપ્રતિબંધક નિબંધ અને સુધારો

**વડોદરાનરેશે** તા. ૨૩ : ૧૨ : '૩૭ને રોજ 'બાળલગ્નપ્રતિબંધક નિબંધ'ની કલમ ૧૨ સુધારીને, પોતાના રાજ્યમાં બાળલગ્ન થતાં અટકે તે હેતુથી, અમલદારોને તેનો સખ્તાઇથી અમલ કરવાની ઉમદા તક આપી છે. આ કલમ અનુસાર હવેથી કોઇ સખસ બાળલગ્ન કરે અગર તેમાં મદદગારી કરે તો તેને (૧) એક માસની આસાનકેદની, અગર (૨) રૂપીઆ ૧૦૦૦ સુધીના દંડની, અથવા (૩) બન્ને શિક્ષા થશે.

બ્રિટિશ હિંદમાં 'શારદા એકટ' અમલમાં આવ્યો તે પૂર્વે વડોદરાનરેશે પોતાની ભાવી રૈયતનું હિત ધ્યાનમાં લેઇ કેટલાંક વર્ષોથી આ નિબંધ પસાર કર્યો હતો. પરંતુ છેલ્લાં દશ વર્ષથી તે કાયદો સમાજમાં કેવો ભાગ ભજવી રહ્યો છે ને બાબતના બાળલગ્નના આંકડા નેક નામદાર દિવાન સાહેબ પાસે રજુ કરીને 'પાટીદાર યુવકમંડળે' કાયદાનો વધારે સખ્તાઇથી અમલ કરવા તરફ ધ્યાન દોર્યું હતું. રજુ કરવામાં આવેલા આંકડા ઉપરથી વડોદરાનરેશની ખાત્રી થઇ હોવી જોઇએ કે જે કાયદો પ્રજાહિતની ખાતર કરવામાં આવ્યો છે તેનાથી પ્રજા ઉપર જોઇએ તેવી અસર થઇ નથી. તેથી કલમ ૧૨માં સુધારો કરી તેનો સખ્તાઇથી અમલ કરી બાળલગ્નો અટકે એવો શુભ હેતુ તેની પાછળ હોવો જોઇએ એ નિઃસંદેહ વાત છે.

બાળલગ્નથી થતા ગેરફાયદા તરફ ઘણા વિચારકો અને સુધારકો પોતાના વિચારો દર્શાવી ચૂક્યા છે, તેથી તે ઉપર કંઇ લખવાનું રહેતું નથી. પરંતુ વડોદરા રાજ્યમાં, જ્યાં કાયદાની હાંસી રહેલી છે ત્યાં, આ કાયદાનો કેવી રીતે અમલ કરવામાં આવે તો તેથી પ્રજા ઉપર જોઇતી અસર ઉપજાવી બાળલગ્નો અટકાવી શકાય તે તરફ લાગતા વળગતાનું ધ્યાન ખેંચવાનો ખાસ ઇરાદો

છે. કાયદાથી જે અસર પ્રજા ઉપર થવી જોઇએ તે થતી નથી તેનાં કારણો મુખ્ય બે છે: (૧) સમાજની અજ્ઞાનતા અને (૨) કાયદાને અમલમાં મૂકવામાં થતું મોળાપણું.

સમાજ એ વ્યક્તિઓનો બનેલો સમૂહ છે. દરેક વ્યક્તિ પોતાની પ્રજાનું હિત ધ્યાનમાં લેઇ છોકરાછોકરીઓને યોગ્ય ઉમરે લગ્નગ્રંથીથી જોડે તો રાજ્યને વચમાં આવવાનું કારણ રહેતું નથી. પરંતુ હિંદુ સમાજમાં એટલી બધી અજ્ઞાનતા પ્રસરી ગઇ છે કે પોતાનાં બાળકોનાં લગ્ન બાલ્યાવસ્થામાં થાય તેમાંજ તેમની કુળવાનશાહી રહેલી છે એમ મનાય છે. આપણા સમાજમાં ખોટે આડંબરે પ્રાધાન્ય મેળવ્યું છે. જેમનાં બાળકો નાનપણમાં લગ્નાવસ્થા ભોગવતાં થઇ જાય છે, તેવાં માબાપો પોતાને ભાગ્યશાળી સમજે છે. આ કુળવાનશાહીને ખોટે આડંબરે બાળલગ્નોને ઉત્તેજન આપ્યું છે. અને સમાજમાં જ્યાં સુધી કુળવાનશાહીનું ભૂત ચાલુ રહેશે ત્યાં સુધી હિંદુસમાજ આવા આડંબરોથી મુક્ત થઇ શકનાર નથી. કેટલાંક માબાપો એવી દલીલ કરે છે કે જો પોતાનાં બાળકોનો વિવાહ નાનપણમાં ન કરવામાં આવે તો મોટાં થતાં તેઓ રખડી પડે. પણ અત્રે વિચારવું જોઇએ કે જો આખો સમાજ એમજ માનતો થઇ જાય કે પોતાનાં બાળકોને નાનપણમાં પરણાવવાં નહિ તો આ બીક સમાજમાંથી આપોઆપ ચાલી જશે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે સમાજ વ્યક્તિઓનો બનેલો સમૂહ હોવાથી અને તેની અંદર ખોટા આડંબરોએ પ્રાધાન્યપદ મેળવેલું હોવાથી આ આશા રાખવી ફોકટ છે.

ત્યારે આવાં બાળલગ્નો બંધ કરવા સુધારકોએ અને સમાજહિતેચ્છુઓએ શું કરવું જોઇએ એ પ્રશ્ન સ્વાભાવિક આવી ઊભો રહે છે. વડોદરા રાજ્યમાં બાળલગ્નની ફરિયાદ નોંધાવવાનું કામ જે તે ગામના પટેલ તલાટીને અધિકારથી આપવામાં આવ્યું છે. આ પટેલ તલાટીઓ એક અથવા બીજે કારણે બાળલગ્ન થયું હોય છતાં તેવી ફરિયાદો ઘણી વખત કરતા નથી. એનો તાજો જ દાખલો ચાંગાના વતની અને આફ્રિકામાં વકીલાત કરતા બેરિસ્ટર ભાઇ સુનીભાઇનો મોજુદ છે. 'પાટીદાર મંડળ'ના મંત્રી તરફથી કેટલીયે અરજીઓ થઇ ત્યારે તે ફરિયાદ દાખલ કરવામાં આવી. સમાજ આ દશાથી પરિચિત હોવા છતાં આ કાયદાને આધારે કંઇ કરી શકતો નથી. સમાજની કોઇ પણ વ્યક્તિને સમાજના હિતની ખાતર ફરિયાદ દાખલ કરવાનો અધિકાર, બ્રિટિશ રાજ્યમાં મળે છે એમ, વડોદરા રાજ્યમાં મળતો નથી.

ત્યારે આવા વખતમાં પ્રજાએ શું કરવું જોઇએ તે પણ એક પ્રશ્ન

વિચારવા જેવો છે. જેઓ સમાજના હિતમાં ખરેખરો ભાગ લેઇ રહ્યા છે તેઓ ગામે ગામ એકેક યુવકમંડળની સ્થાપના કરે અને તે જ્યાં જ્યાં બાળલગ્નો બને ત્યાં ત્યાં તેની સવિસ્તર નોંધ રાખે. જો પટેલ તલાટી તરફથી ફરિયાદ કરવામાં ન આવે તો આ યુવકમંડળોએ કાયદાથી શક્ય તેટલાં પગલાં લેવાં જોઇએ. અને આવી રીતે જો બંધારણીય પગલાં ભરવામાં આવશે તો બાળલગ્નો સહેજે અટકાવી શકાશે. બીજી બાજુ પ્રજાએ પણ સખ્ત આન્દોલનો ઊભાં કરવાં જોઇએ. જો પટેલ તલાટી તરફથી ફરિયાદ નોંધાવવામાં ન આવે તો તે વખતે સમાજની કોઇ પણ વ્યક્તિને તેવો અધિકાર મેળવવા બાબત ધારાસભામાં ગએલા લોકપ્રિય સભાસદો પાસે ઠરાવો મુકાવવા જોઇએ. પ્રજાએ સદર અધિકાર મેળવવા શ્રીમંત મહારાજા સાહેબ પાસે તેવી વિનંતી કરી અરજીઓ સાદર કરવી જોઇએ. આવી રીતે આન્દોલનો દ્વારા પ્રજા રુચિકર અધિકાર મેળવી આ કાયદાનો જોઇતો લાભ ઉઠાવી શકે એ નિર્વિવાદ વાત છે.

છતાં રાજ્યમાં બાળલગ્ન જેવી વસ્તુ નજ રહેવા દેવી હોય તો અમલદારો તરફથી થતા તેના અમલ ઉપર તેનો ઘણોખરો આધાર રહેલો છે. સમાજના દરેક અંગની યોગ્યતા અયોગ્યતા લક્ષમાં રાખીને જો તેનો અમલ કરવામાં આવે તો બાળલગ્નો આપોઆપ બંધ થઇ જાય. ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ ગમે તેટલો દંડ ભરીનેય બાળલગ્ન કરવાની ખુશી બતાવે છે. પરંતુ જો તેમને એક દિવસની સજા ભોગવવાનું કહી બાળલગ્ન કરવાનું કહેશો તો તેઓ ચોકખી• ના પાડશે; કારણ કે જેલમાં જવાથી પોતાના કુળને કલંક લાગશે એમ તેઓ માને છે. આવી જ્ઞાતિની કોઇ પણ વ્યક્તિને બાળલગ્નમાં કલમ ૧૨ની પેટા કલમ (૧) અગર (૩) મુજબ શિક્ષા કરવામાં આવે તો તેને થએલી શિક્ષા જોઈ તે જ્ઞાતિના બીજા તેનો દાખલો લેઇ આપોઆપ બાળલગ્નો કરતા બંધ થઇ જશે. કોઇ ભાગ્યેજ એવી વ્યક્તિ ઉપરની સજા ભોગવી બાળલગ્ન કરવા નીકળશે. આથી ઉલટું જે જ્ઞાતિઓ પછાત વર્ગની ગણાય છે, તે જ્ઞાતિઓને કલમ ૧૨ની પેટાકલમ (૨) અગર (૩) પ્રમાણે શિક્ષા કરવામાં આવે તો જોઇતી અસર ઉપજાવી શકાય. કારણ કે આ જ્ઞાતિઓના લોક જેલ જવામાં હીણપત માનતા નથી. પરંતુ તેમની આર્થિક સ્થિતિ એટલી બધી નબળી હોય છે કે તે ખણીખરી વખત જૂજ સરખો પણ દંડ ભરવાને અશક્ત હોય છે. આવી જ્ઞાતિનો દંડ વસુલ કરવા માટે કાયદાથી શક્ય હોય તે બધાય ઉપાયો લેવા જોઇએ. આમ કરવાથી આ જ્ઞાતિઓ ઉપર પણ જોઇતી અસર ઉપજાવી શકાશે. આથી બાળલગ્નો આપોઆપ રાજ્યમાંથી બંધ થશે.

ઉપરની બે જુદી જુદી દલીલો રજુ કરી છે તે રાજ્યના શુભ કાયદાનો કેવી રીતે અમલ થાય તો આપણા સમાજ ઉપર જોઇની અસર ઉપજાવી શકાય તે જણાવવા પૂરતો જ છે. તેથી એમ સમજવાનું નથી કે રાજ્યની જુદી જુદી જ્ઞાતિઓ માટે જુદા જુદા કાયદા હોવા જોઇએ. આખી પ્રજા એકજ રાજ્યની રૈયત હોય તેમને માટે એકજ કાયદો હોવો જોઇએ તે યોગ્ય અને હિતાવહ છે. તેમાં રાજા અને પ્રજા બન્નેની શોભા છે. પરંતુ સમાજનાં જુદાં જુદાં અંગો ધ્યાનમાં લેઇ કાયદાનો જુદી જુદી રીતે અમલ થાય તો શ્રીમંત મહારાજા સાહેબનો શુભ હેતુ બર આવે તે દેખીતી વાત છે. શ્રીમંત મહારાજા સાહેબના શુભ હેતુને બર લાવવા માટે પ્રજા અને અમલદારોમાં ચેતન આવે એવી પ્રભુપ્રાર્થના કરી વિરમું છું.

અહેલાવ મણિભાઇ ગોકળદાસ પટેલ

---

## કુળવાન પાટીદાર સમાજને

**પાટીદાર** સમાજ એટલે આખી જ્ઞાતિનું એકત્ર બળ, વિચારોનું અથવા કાર્યનું સંગઠન. વિચારોની જાગૃતિ એટલે સમાજનું ચેતન, નહિ કે સમાજનું કુળવાનપણું. અમુક કહેવાતા કુળવાન કુટુંબમાં દેહ ધારણ કર્યો તેથી આ જમાનામાં કુળવાન કહેવાય છે. એ શબ્દનો ખરો અર્થ તો એ કે જે માનવ પોતાના વ્યક્તિગત ઉન્નત વિચારો આચરણમાં મૂકી સમાજને સુધારાની વેદી ઉપર લાવે તે. સમાજ જરૂર આનો સત્ય અર્થ સમજીને આગળ પ્રગતિ કરે.

સમાજ કોઇને કુળવાન બનાવતો નથી, તે કોઇનો ઇશ્વરી હક્ક પણ નથી. પણ અમુક માણસો 'અહમ'ના સેવનથી ને કુળવાનપણાના સ્થૂલ વિચારોથી પોતે કુળવાન કહેવાવાનો હક્ક સિદ્ધ માને છે. કુળવાનનો ખરો અર્થ પોતે પોતાની જાતને સુસંસ્કારી બનાવી બીજાને તે પ્રમાણે પ્રાણ રેડી બનાવે તેજ ખરો કુળવાન કહી શકાય. એટલે કુળવાનશાહી ભોગવવાનો હક્ક પાટીદાર સમાજની દરેક વ્યક્તિને છે. કુળ સારા આચારવિચારોના સેવનથી ને આદર્શોથી બંધાવું જોઇએ. સારા આચારવિચારોની શૂન્યતા હોય તો પછી સમાજમાં ઉત્કર્ષ ક્યાંથી હોય? ને તેવાને કુળવાન પણ કઇ રીતે કહી શકાય? કુળવાન કહેવડાવવાનો હક્ક ઉન્નત વિચારોના સેવનથી જ થઇ શકે.

ઊતરી આવેલા કહેવાતા સમાજના રિવાજોથી અથવા દામ્ભિક વિવેકથી કુળ શોભતું નથી. આથી ક્યાં મનની પ્રૌઢતા થાય છે? અમુક હલકા કુળનો છે, એટલે તેના પ્રત્યે અણગમો ઊપજે એ અનિષ્ટ છે. જીવનની દૃષ્ટિએ

# ખેડૂતની અવદશા

**હિંદુસ્થાનની** વસતિના પ્રમાણમાં ખેડૂતો ૮૦ ટકા છે, એટલે બાકીના ૨૦ ટકા ખેડૂતોની પેદાશ ઉપરજ જીવે છે. છતાં આજના ખેડૂતની દશા જોઇને રુવાંટાં ઊભાં થઇ જાય છે, કાયા ધ્રુજી ઉઠે છે! આટલી હદે ખેડૂતોની પાયમાલી થવાનું કારણ તો એ છે કે તેમણે પેદા કરેલા પાકના ભાવોમાં દિવસે દિવસે ઘટાડોજ થતો જાય છે. પકવેલા માલ માટે લાગેલી ખરાજાત જેટલુંય તેમને ઊપજતું નથી એ મુખ્ય કારણ છે. છેલ્લાં દશ વરસમાં સરકારી મહેસૂલ ભરવા, શાહુકારને મૂડી કે વ્યાજ આપવા, તેમજ બીજા ખર્ચ માટે જે દાણો વેચવો પડતો હતો તેને બદલે આજ એજ માટે ખેડૂતને બમણો દાણો વેચવો પડે છે. રૂપિયામાં જે દાણા—ચીજ દસ વરસ પહેલાં ખરીદાતી હતી, આજ તેટલાજ રૂપિયામાં તેથી બમણા દાણા કે ચીજ મળી શકે છે. નોકરીઆટ વર્ગ, જેઓને રૂપીઆ સાથે સોબત છે, તેઓને બમણો ફાયદો થયો છે; જ્યારે ખેડૂત, જે પેદા કરનારો છે, તેને બમણું નુકસાન થએલું છે. તે નુકસાન એટલી હદ સુધી પહોંચી ગયું છે કે તેઓ પાયમાલીને પગથીએ બેઠા છે. મદ્રાસ, મુંબઇ, બગાલ, સંયુક્ત પ્રાંત, પંજાબ, બર્મા, બિહાર, ઓરિસા અને મધ્ય પ્રાન્ત ઇલાકાઓમા ૧૯૨૮—૨૯માં ખેતીવાડીની પેદાશની એકંદર કિંમત ૧૦ અબજ ૧૮ કરોડ ૫૧ લાખ રૂપિયાની હતી, તે ૧૯૩૧—૩૨માં ઘટીને ૫ અબજ ૩૬ કરોડ ૮૯ લાખ ઉપર આવીને અટકી; એટલે લગભગ ૫૨ ટકા ભાવો ખેતીની પેદાશમાં ઘટી ગયા અને ખેડૂતોને સરકાર મહેસૂલના અને શાહુકારોને ભરવાની રોકડ રકમો તો એ ને એ રહી. પછીના ચાર વરસનાં ગાળામાં જે પેદાશના ભાવ ગગડી ગયા છે તેનું વર્ણન ખેડૂતની આંખે શ્રાવણ ભાદરવો વરસાવે એવું છે! આ રીતે ચાર વરસની ગણત્રીમાં ખેડૂતોને પારાવાર નુકસાન છે તે કબુલ કરવુંજ પડશે. છતાં તે તરફ સરકારનું ધ્યાન જતું નથી એ નવાઇ છે. આવી પરિસ્થિતિ હોવા છતાંય જમીનમહેસૂલ ૧૯૨૩—૩૪ કરતાં ૧૯૩૪—૩૭ના અરસામાં સરકારે વધારે વસૂલ કરેલ છે, જ્યારે બીજી તરફ સરકારની આવકમાં પણ મોટો ઘટાડો બનાવેલો છે. ૧૯૨૩—૨૪માં વડી સરકારની કુલ આવક ૧ અબજ ૩૩ કરોડ રૂપિયા હતી તે ૧૯૩૩—૩૪માં ૧ અબજ ૧૯ કરોડ ઉપર આવી અટકી હતી. છેલ્લાં દસ વરસમાં રૂપિયાની કિંમતમાં જેટલો માલ દેશ બહાર જતો હતો તેટલીજ કિંમતમાં બમણો માલ જવા લાગ્યો. એટલે મહેનત, મજૂરી, ખરાજાત વધી અને પૈસાની કિંમત વધી, પેદાશની કિંમત ઘટી. આ નીતિથી હિંદના ખેડૂતો પાયમાલ થઇ ગયા છે.

ઉપરાંત પેદાશના ભાવ ઘટ્યા ને કરો વધ્યા. આવકવેરો વધ્યો. ૨૦૦૦ની આવક ઉપરથી ૧૦૦૦ની આવક ઉપર કર બેઠો. ગઇ સાલ પાછો ૨૦૦૦ ઉપર લેઇ જવાયો. સુપરટેક્ષ ઠોકી બેસાડવામાં આવ્યો. આવકવેરા ઉપર સરચાર્જ વધારે લેવામાં આવ્યો. જકાતમાં વધારો કર્યો. એટલે ખરીદ કરવો પડતો માલ મોંઘો કર્યો. સાકર વગેરે ચીજો ઉપર અંતરગત જકાત વધારી. પોસ્ટેજ, તારના દરોમાં ઘટાડો કરવાને બદલે વધારો કરવામાં આવ્યો. પૈસાના કાર્ડ માટેની માગણીઓને સ્વાર્થાન્ધ સરકારે ઠોકરે મારી. સ્ટાંપ ડ્યુટીમાં વધારો કર્યો. ટૂંકમાં આવકમાં ઘટાડો થયો તેમ તેમ પ્રમાણમાં કરો-જકાતો વધી. ખેડૂતો પાયમાલ થયા, મૂઠીભર દલાલોને ખેડૂતોને ભોગે ઘી કેળાં થયાં

હુંડીઆમણની નીતિ જો બદલવામાં આવી હોત અને ૧૮ને બદલે ૧૬ પેનીનો રૂપીઓ ગણ્યો હોત તો હજી ખેડૂતોનો પેદાશના માલ ઉપર પડ્યો તેટલો માર ન પડત. હુંડીઆમણને ધોરણે હિંદમાંથી ૧૯૨૨ની સાલમાં લગભગ બે ત્રણ કરોડનું નુકશાન રોકડમાં પહોંચાડ્યું હતું તે ભૂલી જવાયું નથી. જ્યાં સુધી ઓસ્ટ્રેલીઆના ઘઉં હિંદમાં હરીફાઇ કરવા લાવવા બંધ કરવામાં ન આવે અને હિંદના ઘઉં દેશાવર ચઢાવવાના બંધ ન થાય ત્યાં સુધી ઘઉં પકવનારને પણ સારા ખાવા મળવાના નથી. પાકની ઋતુના ફેરફારને લીધે લાખો ટન ઘઉં અન્ય દેશોમાં પેદા થતા હોવાથી તેની આયાતને કારણે આપણા દેશના ઘઉંની પેદાશના ભાવ ઊપજતા નથી. અન્ય દેશોની બનાવટનો માલ સસ્તો પડવાથી આપણા દેશની બનાવટના ભાવ ઊપજતા ન હોવાને કારણે ગૃહઉદ્યોગ આગળ વધતો નથી એટલે ખરીદ કરવાની શક્તિ મરતી જાય છે એ કોઇનાથી ના પાડી શકાય તેમ છેજ નહિ. ઇગ્લેણ્ડ આજ માલેતુજાર–માતબર બન્યું હોય તો તે હિંદને ભોગે. જેટલું તે ગરીબાઇમાંથી ધનવાન બનતું જાય છે તેટલુંજ હિંદ ધનવાનમાંથી ગરીબ બનતું જાય છે તે 'હિંદુસ્તાનની પાયમાલી'ના વાચકો સમજી શકે છે. આવી પરિસ્થિતિમાં એક હતો ખેડૂતોને આશરો શરાફોનો. પણ બેંકો થયાથી ગામડાનાં નાણાં એકત્ર કરી લાગતાવળગતા, ઓળખીતા પારખીતા સભાસદોની જામીનગીરીમાં ખેડૂતોને મળવું જોઇતું નાણું વેપારી વર્ગ વાપરવા લાગ્યો, ગામડાંમાં નાણાંની અછત કરી. એકઠાં થએલાં નાણાં ચાલુ ખાતામાં વગર વ્યાજે ભરાઇ, પડેલી રકમોનું વ્યાજ ઉપજાવવા ઉપરની બેંકોમાં રોકાણ થયું. ગામના બેપાંચ લાખ રૂપીઆ ગામમાં ફરવા જોઇએ તેને બદલે ઉપરને ધોરણે શહેરની બેંકોમાં ફાજલ નાણું પડવા લાગ્યું અને ઓછા વ્યાજને દરે વ્યાપારીવર્ગને નાણાંની સગવડ

કરી આપવામાં આવી. બેંકોના ઊભા થવાથી શરાફોના ધંધાને ધોકો પહોંચ્યો અને તેમની પાસે વગર વ્યાજે કે ઓછે વ્યાજે પડી રહેતી મૂડી ઉપર આઠ બાર ટકાથી વ્યાજે ફરતાં ખેડૂત અને શરાફ બેઉનું સચવાતું હતું તે બંધ થવાથી શરાફોએ વ્યાજના દર વધાર્યા. ખેડૂત ગરીબ રહ્યો એટલે તેની કોઇ જામીનગીરી આપે નહિ. તેને બેંકમાં નાણાં મળે નહિ એટલે તેણે ઊંચે વ્યાજે નાણાંની માગણી કરી. આંટ ઉપર ચાલતો નાણાંનો વ્યય બંધ થયો એટલે જામીનગીરીઓ મંગાઇ. તેને અભાવે ઊભા પાક ગીરો મુકાયા અને ઊંચે વ્યાજે રકમો કઢાઇ. વેચાઇ ગએલા માલનો ભાવ ન કરે નારાયણ ને સંજોગવશાત્ સારો આવે તેમ હોય તોપણ પડતા ભાવમાં ભાવ બાંધી આપવા કરેલા માલમાં ખેડૂત ખુવાર થતો ચાલ્યો જાય છે. વ્યાજખાઉધરા દેશમાં ગૃહઉદ્યોગના તેમજ જોઇતા પ્રમાણના ધંધાની હેરફેરના અભાવમાં નાણાં બેંકો દ્વારા ફેરવવાં એ મહાન નૈતિક અધઃપતન નહિ, તોપણ દરિદ્રતાને અધોગતિની પરાકાષ્ઠાએ પહોંચાડવાની નીશાની છે. બેંકો એ મેલાં કપડાંવાળાની બચતનો–ગાપણનો ભાગ ઊજળાં કપડાંવાળાઓને સગવડ કરી આપનારાં જાલીમ કારખાનાં છે. ઇંગ્લેન્ડનું બેંકિંગ હિંદના બેંકિંગ કરતાં જુદું જ છે, તે 'પાટીદાર'ના વાચકો આગળ તંત્રી પરવાનગી આપશે તો અવસરે મુકીશ જ. હિંદના પોલીસ રક્ષક નહિ પણ ભક્ષક છે, તેમ હિંદનું બેંકિંગ રક્ષક નહિ પણ ભક્ષક જ છે તે પુરવાર કરીશ.

અત્યારે તો સવાલ એ છે કે શરાફીના ધંધાને બેંકો દ્વારા મારી નાખીને, દર કાયદા દ્વારા રહ્યા સહ્યાને મારી નાખીને, બેંકોને નાણાંનો વહીવટ સોંપીને આડકતરી રીતે નાણાં ઉપરનો કાબુ અમુક વર્ગના હાથમાં લેઇ જવા વિચાર છે. હિંદમાં મૂડીને મજૂર જેવા પક્ષ નહોતા, તેને હસ્તીમાં લાવી મૂડીવાદની સરકાર સ્થાપી મજુરો ઉપર યાવત્ ચંદ્ર દિવાકરૌ રાજ્ય કરવાનાં સ્વપ્નાં ૧૯૩૦ સુધી સેવેલાં છે. તેનાં એ સોનાનાં સ્વપ્નાંમાં કોંગ્રેસે લોખંડના ખીલા મારીને નાશ કરેલ છે. પૈસાદાર વર્ગે યેન કેન પ્રકારેણ પરદેશના માલને ઉત્તેજન આપીને સ્વદેશી માલને આગળ વધતાં અટકાવવાનું પાપ વહોર્યું છે, ખેડૂતને પાયમાલ કર્યો છે. એક કણના અનેક કણ પકવનાર, એક મણના બીઆવામાંથી ગાડું ભરી માલ પકવનાર ભૂખે મરે, દેવામાં ડૂબે, બીજા પાસે ખોળા પાથરે, જગતનો તાત ઓશિયાળો અવતાર ભોગવે, એનો અર્થ એજ કે હિંદમાં વ્યવસ્થાની ખામી છે, રાજકીય સુધારાની અનહદ આવશ્યકતા છે. ખેતરમાં પાક થાઓ કે ન થાઓ, દુકાળ પડો કે

સુકાળ થાઓ, વર મરો કે કન્યા મરો, પણ ગોરાનાં તરભાણાં ભરોજ ભરો, એ ન્યાયે મહેસૂલ ભરવું જ રહ્યું. જ્યારે આધુનિક સુધારાને લીધે વીજળી, રેલ, તાર ટપાલ, ટેલીફોન, વિમાન, જહાજ, ડામરના રસ્તા, નળનાં પાણી, વગેરેનો વધારે ઉપયોગ કરનારા મૂડીવાદી વેપારીઓના ચોપડા જોવાય, રૂ. ૨૦૦૦ સુધી નફો થયો હોય તો આવકવેરો માફ થાય અને ઉપરાંત પેદાશ દેખાય તો રૂપીએ ચાર પાઇ આવક વેરો ભરવો પડે. જ્યારે બિચારા ખેડૂતને વીઘાગાં ચાર મહિનાની મહેનતે, સો રૂપિયાને ખર્ચે પાશેરેય પાક્યું ન હોય, તોય ૭ સાત રૂપિયા વીઘોટી ભરવી પડેજ. એટલે એની મહેનત ગઇ, ખેતરમાં નાખેલું ખાતર બી વગેરે ગયુંજ ગયું ને ઉપરથી મહેસૂલના તગાદા ઊભાજ રહ્યા. વ્યાજુકાં નાણાં કાઢીને દેવાં અદા કરવા પણ જીવવું તો જોઇએજ, એ ખાધખોરાકી ખરીદવી તો રહીજ, એટલે શાહુકાર ખોળવો પડ્યો. મહેસૂલ માટે વગર આંટના ખેડૂતોને વીઘા જમીન કે પડી રહેવાનું ઘર શરાફ શાહુકારને ઘેર મૂકવું રહ્યુંજ. આમ ખેડૂત મહેસૂલની અસહ્ય પદ્ધતિને લીધે મરતો ચાલ્યો છે. શરાફીના ઉપર અંકુશ મૂકવાના કાયદાથી તો ઊલટું રાહતને બદલે વધારે ચૂમ ઊભી થશે. જ્યારે કાયદો નહોતો તે વખતે જુગાર જેટલો ખેલાતો હતો તેના કરતાં કાયદાના આશરા હેઠળ બેફામ ખેલાવા લાગ્યો છે. ગામડાંમાં એણે પોતાનાં થાણાં જમાવ્યાં છે. એમ આ કાયદામાં બનવાનું છે, કારણ કે આંટ વગર ઓછે વ્યાજે નાણાં મળશે નહિ. બેંકોએ શાહુકાર શરાફો ઉપરથી આડકતરી રીતે વિશ્વાસ ઉઠાડી લેવરાવ્યો છે એટલે સસ્તે દરે એમને નાણાં મળે એમ છેજ નહિ. અને ખેડૂતો બેંકો સુધી તો પહોંચી શકે એમેય નથી, ત્યાં એમની દાદ લાગવાની પણ નથી. આવી પરિસ્થિતિમાં ખેડૂતોએ પોતાની સંઘશક્તિ ઉપર જીવવાનોજ નિરધાર કરવાનો છે. પાકની કિંમત ઉપર ખર્ચ તેમજ નિભાવરકમ બાદ કરી બાકીના નફાની પેદાશ ઉપર આવકવેરો લેવાની પદ્ધતિ મહેસૂલી કાયદામાં થવાની જરૂર છે. કરના પ્રમાણમાં મોટામાં મોટી આવક સરકારની તીજોરીમાં મહેસૂલની છે. જમીનની વીઘોટી કહો કે જમીનનું ભાડું કહો, પણ એ વીઘોટી–ભાડાની પદ્ધતિ ફેરવ્યા વગર ખેડૂતોની અવદશા સુધરે એમ નથી.

પૂના, કેમ્પ

મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ



# આજનો ખેડૂત આવતી કાલનો બેકાર

**હિમાળો** હાલ્યો છે, ઠંડીનું માપ વધી ગયું છે; તાપણીની આસપાસ ટોળી જામી છે, ગપાટા ચાલે છેઃ ખબર ન હતી કે આવો ભૂરો વખત આવશે. સ્વપ્નામાં ના આવે અને કલ્પનામાં ના ઊતરે એવી ખેડૂતની પરિસ્થિતિનો ખ્યાલ કોઈને ન હતો, નહિ તો દેવું કરી ઊંચી કિંમતે જમીનો ના ખરીદત, ખોટા સામાજિક ખર્ચ ના કરત અને ઝૂંપડી તોડી રહેવા જેવું મકાન ના બંધાવત. આવી આવી નિસાસાની વાતો આજનો ખેડૂત પોતાના મિત્રમંડળમાં લમણે હાથ મૂકી કરે છે. તેના મુખ ઉપર હાસ્યની, ઉમંગની કે આશાની એક રેખા નથી. જીવન જીવવાને બદલે હતાશ થઈ, જીવનમાં ઘસડાય છે.

આજના ખેડૂતની રહેણીકરણીનું અને ખેતીનું અંદાજ ચાલુ દસકા પહેલાનાં સારાં વરસોના યુગમાં ઘડાયું છે. તે ધોરણથી બિચારો કામ કરે છે અને કરવું પડે છે. ઊંચી સ્થિતિમાંથી ગરીબીમાં ધકેલાવું એ કેટલું દુઃખદ છે! આજનો ખેડૂત ગરીબ અને દેવાદાર છે. દરસાલના નિયમિત પાક અને ઊંચા ભાવને હિસાબે કરેલું દેવું વ્યાજ ભરી ભરીને થાકયો, પણ એક તસુ જેટલું હટવું નથી, ઉલટ આગળ ધપે છે. કેવી રીતે દેવું ઘટે? સાલ દરસાલ આસમાની આફતોની કરુણાજનક પરંપરાઓ અને માલના નીચા ભાવ. અનાજ પાકે ત્યારે ભાવ ઓછો. કપાસને હિમ ખાય. એક ભાર (૨૪ મણ) કપાસ પકવતાં રૂા. ૮૦ ખર્ચ થાય અને આજે એક ભારની કિંમત રૂા. ૭૦ બોલાય છે. સાથે હિમનો વીમો પણ કોણ ઉતારે છે? હિમની બૂમો તો ખેડૂતની આસપાસ અને ઊંચે નીચેના વાતાવરણમાં ગુંજારવ કરી રહી છે. એક વરસ, નિષ્ફળ જાય તો ત્રણ વરસને સારે પાકે તે નિષ્ફળતાનો ખાડો પુરાય, પણ એવાં સાત નિષ્ફળ પાકનાં વરસો ગયા દસકામાં ગયાં છે. ખેડૂત વ્યાજ આપતો નથી, જમીનમહેસુલ માટે પાક અટકાવાય છે એવી બૂમો સંભળાય છે. પણ ખેડૂત શું કરે? વેપારીને આવી પરિસ્થિતિ હોય તો કયારનું ય એણે દેવાળું નંધાવ્યું હોય. બિચારો ખેડૂત તો જે પાકે તે ધરે છે, આજીજી કરે છે. પણ ખેડૂતના આ દુઃખની વાતનો ઉકેલ કેમ થાય તેની કોઈને પડી નથી. હિંદની એંસી ટકા ખેડૂતની આ સ્થિતિ છે, ત્યારે તેની સમૃદ્ધિ કેટલી? હિંદનાં શહેરોમાં પુષ્કળ ધન છે, પણ તે એંસી ટકાને શા કામનું? શહેરના એ વીસ ટકાને ધનનો બોજો ઊંઘવા દેતો નથી. નાના પાયા ઉપર કે મોટા પાયા ઉપર ખેતી કરનાર, અનાજ કે કપાસનો ખેડૂત, ગ્વાલિયરની દંડીમાં ઠરી જનાર ખેડૂત અને સક્કર બેરેજના તાપમાં તપી મરનાર ખેડૂત, સર્વ દુઃખી દેવાદાર છે.

તેની કરજમુક્તિ સિવાય હિંદની ખરીદશક્તિ વધે નહિ, અને હિંદની આબાદી થાય નહિ. સિદ્ધા અગર આડકતરા તમામ કર ખેડૂતોને માથે પડે છે અને તેને મળનાર કંઇ નથી. ત્યારે તેનો નિર્વાહ, બાળકોની કેળવણી, દેવું, વ્યાજ, અને ભારે દરનાં મહેસૂલ, એ સૌનું શું થશે?

મિશ્ર ખેતી, ઢોરની સારી ઓલાદ, ગ્રામસુધારણા અને ગ્રામલક્ષ્મીના ઉપદેશોથી, આંખો આંજી નાખે તેવી જાહેરાતોથી, લાંબાં ભાષણોથી, શું વળે? સક્રિય યોજનાની જરૂર છે. પણ તે કરશે કોણ? પ્રભુ! પણ પ્રભુ છે ખરો? હોય તો હિમ કેમ પડે છે, અનિયમિત વરસાદ કેમ પડે છે? સક્કરના બંધથી કે સુએજની નહેરથી? તેમ હોય તોપણ કુદરતનાં તત્ત્વો ઉપર પ્રભુનો કાબુ નથી? પણ પ્રભુજ લક્ષ્મીનારાયણ છે! એને તો લક્ષ્મીપતિ–મૂડીપતિની પડી છે, ગરીબોની નથી પડી! તે કામ તો પ્રભુએ પરોપકારીઓના પુણ્યને માટે અનામત રાખ્યું છે. ત્યારે રાજધુરંધરો કરશે? તેમને ફુરસદ નથી. મહાસભાવાદી પ્રધાનો તો સોએ સો ટકા પ્રગતીય કામ કરવાના છે, પણ તેમને સમય અને સત્તાની ખામી છે. પુસ્તકિયા જ્ઞાન ધરાવનારા અર્થશાસ્ત્રીઓને ખેડૂતસંરક્ષણ કાયદો અનુચિત લાગે છે. એવા કાયદાની આવશ્યકતા બળવા કે લડાઇના સમય માટે છે એમ કહે છે. પણ લડાઇ કે બળવા કરતાં વધુ ભયંકર પરિસ્થિતિનો ખ્યાલ અનુભવજ્ઞાન સિવાય, ખેડૂતની સ્થિતિ નજરે જોયા સિવાય શી રીતે જણાય? ખેડૂત અત્યારે તેવી સ્થિતિમાં છે. ખેડૂતના માથા ઉપર ચઢેલા દિવાળી બાણી અને અધિક માસ સુદ્ધાંતના વ્યાજના થરના થરો નાબુદ કરવાના છે, તે ક્યારે થશે? ખેડૂતે આ જમાનામાં પકવેલો માલ બાપદાદાના જમાનાને ભાવે વેચાય છે, તે માટે કસ્ટમરક્ષણ કે રૂપીઆની કિંમતની વધઘટ થઇ શકે એમ છે? નથી, હજુ ખેડૂતના સુખની પળ માટે દિલ્હી દૂર છે.

તાપણી ટાઢી પડે છે, ટાઢ વધે છે, હિમ પડે છે. સવારે ખેતરો કાળાં ધબ દેખાય છે. શાહુકાર ઉઘરાણી આવે છે. વાયદો છેલ્લો હતો. જવાબ જડતો નથી. શાહુકાર તપે છે. ખેડૂત ઉશ્કેરાય છે. બોલાચાલી થાય છે અને મામલો દરબારે જાય છે. ખેડૂતનો બચાવ નથી, બચાવ કરે એવો કાયદો નથી. હુકમનામું થાય છે. ખેડૂતની રહી સહી મિલકત, જમીનનો ટુકડો, બાપદાદાનો વારસો, વતન લીલામ થાય છે. અને ખેડૂત, ગઇ કાલનો ખેડૂત આજે બિચારો બેકાર બને છે. જગત હસે છે, નસીબ ખેડૂતનું!

કરમાલીઆપુરા ગંગાદાસ કેશુરભાઇ પટેલ

---*---

# પાકની ફેરબદલી

**ગુજરાતમાં** છેલ્લાં પાંચ સાત વરસથી હિમ યાને સખત ઠંડીનું મોજું ફરી વળે છે, જેથી શિયાળુ પાકને પારાવાર નુકસાન થાય છે. પહેલાં હિમ પોષ અને માહ માસની વચમાં અને તે કોઈકજ વખત પડતું. પરંતુ જ્યારથી સક્કર બેરેજ યાને સિંધની જંગી નહેરની યોજના શરૂ થઇ છે ત્યારથી શિયાળામાં હિમ અનિયમિત રીતે પડે છે. અને આ સાલ તો છેક માગશર મહિનાની અધવચમાં પડયું છે.

ગુજરાત કાચું સોનું પકવે એવો પ્રદેશ છે. હિંદમાં એનું સ્થાન અનોખું છે. ગુજરાતનો ખેડૂત હિંદના બીજા ભાગોના ખેડૂતો કરતાં વધુ મહેનતુ અને ખંતીલો છે. ટૂંકમાં ગુજરાત હિંદનું એક નંદનવન છે. પણ એ કાચા સોનાને કુદરતની આફત—હિમ—ફરીથી માટીમાં મેળવે છે: ગુજરાતને ઉજ્જડ વન કરી મૂકે છે, ખેડૂતને આંસુ સારતો કરી મૂકે છે. પરંતુ જો ખેડૂત કુદરતની અનુકૂળતા અને પ્રતિકૂળતાને ઓળખવા મહેનત કરે અને તે પ્રમાણે ખેતીમાં ફેરફારો કરે તો જરૂર કુદરતી આફતોથી થતા નુકસાનને નહિ જેવું અગર ઓછું કરી શકે.

ગુજરાતના જુદા જુદા જિલ્લા યાને ભાગોના પાક જુદા જુદા છે: ચરોતરમાં કોઇ પણ જાતનો પાક લેઇ શકાય છે, પણ મુખ્ય પાક તમાકુનો છે. કાનમનો કપાસ, ભાલનો ઘઉં, દસક્રોઇનો કપાસ અને ડાંગર, સુરત તરફ ડાંગર, કપાસ અને શેરડી છે. તેમાં શિયાળામાં થતા પાકોને જરૂર એવી રીતે ફેરવવા જોઇએ, જેથી વધુ ઠંડીથી થતું નુકસાન ઓછું થાય અને ઉત્પન્નમાં ફેર ના પડે.

ખેડા જિલ્લો તમાકુનો પાક ઓછો કરી તેની જગ્યાએ કૂવાના પાણીથી થતા ઘઉં અને બાગાયતી પાક તેમજ ફળઝાડનો વધારો કરે અને ખાદ્ય પદાર્થોના ઉત્પન્નમાં રસ લે છે. તમાંકુની મહેનત વરસમાં અગિયાર મહિના છે, ત્યારે બીજાં ખાદ્ય વાવેતરોની ત્રણથી પાંચ મહિના હોય છે. તમાકુની બરાબર અગર તેથી વધુ ઉત્પન્ન લેવા માટે પાક એક વર્ષમાં બે મોસમ લેઇ શકાય, જેમકે, કુંતેરોમાં (૧) બાજરી, ઘઉં ને જુવાર; (૨) ગીગો, ઘઉં ને જુવાર, (૩) બાજરી, (અજમો) જીરૂ ને જુવાર; (૪) તલ અને કપાસ (ભૂરી નંબર ૧૦૭); (૫) ગીગો—કપાસ.

મધ્ય પ્રાન્ત અને વરાડના ખેડુત અખતરા કરે છે કે ભૂરી નંબર ૧૦૭ની જાતનો કપાસ હિમની સામે બીજી જાતના કપાસ કરતાં વધુ ટક્કર ઝીલે છે, હિમ લાગવા છતાં બીજા કપાસ કરતાં પાક ઘણો સારો આપે છે.

ઉત્પન્નની દૃષ્ટિએ બીજા કપાસ કરતાં ઉનાર, ઉત્પન્ન અને નાર સારા નીકળે છે. આ બાબતમાં કપાસની જાત સૂરી નંબર ૧૦૭ના વાવેતર તરફ ખેડૂત ધ્યાન આપે તો અને મુંબઇ સરકારનું ખેતીવાડી તથા પ્રયોગ ખાતું વખતોવખત યોગ્ય દોરવણી આપે તો ખેડૂત પોતાની આવક અને ખેતીને જરૂર સુધારે. કપાસ સૂરી નંબર ૧૦૭નું બીજ ચાલુ સાલે મધ્ય પ્રાન્તની સરકાર પુલીંગની રીતથી કાઢી ખેડૂતોને તે પ્રાન્તમાં વહેંચવાની છે, તો મુંબઇ સરકાર અને ગુજરાતના ખેડૂત તે બીજ માટે મહેનત કરે અને ખેડૂત પોતાનાં દૃષ્ટિબિંદુએ જરૂર અખતરા અને અનુભવથી બહાર પાડે તો ફાયદો થઇ શકે.

ભુસાવળ — શંકરભાઇ જી. પટેલ

—*—

## પ્રદર્શન અને ગાંધીજી

**હરિપુરામાં** ગ્રામોદ્યોગ અને ખાદી પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા કરતાં ગાંધીજી નીચે પ્રમાણે પણ બોલેલા:

"જ્યારે પ્રથમ પ્રદર્શન લખનઉમાં ખૂલ્યું ત્યારે મેં કહેલું કે દરેક પ્રદર્શન એ આપણે સારુ એટલે આપણા કરોડોને સારુ શિક્ષણનું સ્થાન હોવું જોઇએ. એ આપણું એક ફરતું વાર્ષિક વિદ્યાલય છે. આઠ દસ દિવસમાં અહીં કરોડો માણસ તો આવી શકે નહિ, પણ કેટલાંક લાખ માણસો તો અહીં આવીને પોતાને માટે વર્ષનું ભાતું લઇ જઇ શકે છે. અનેક ગરીબ માણસો રોટલો, દાળ, શાક, ઘી અને દૂધ આઠ કલાક મજૂરી કરીને મેળવવાની કળા આ પ્રદર્શનમાંથી સાધી શકે છે. હું તો તમને ખાળાધરી આપી શકું છું કે ગમે તેવો મૂઢ માણસ કે ગમે તેવી નિરક્ષર બહેન આ પ્રદર્શનનું નિરીક્ષણ કરીને એક વર્ષને માટે પોતાની કમાણી કરવાનું સાધન શોધી લઇ શકે છે. હું પ્રદર્શનમાં એક કલાક ગાળી આવ્યો. ચરખા સંઘનો હું પ્રમુખ રહ્યો અને ઉદ્યોગસંઘનો સલાહકાર રહ્યો એટલે તમને એમ લાગશે કે મારે માટે તો આ પ્રદર્શનની બધી વસ્તુઓ હસ્તામલકવત્ હોવી જોઇએ. પણ હું એવો ભોળો નથી કે મારે વિષે એવું બધું માની લઉં. મારે માટે તો આ પ્રદર્શનમાં ૬૯ વર્ષની ઉમરે પણ નવું શીખવાનું રહેલું છે. પણ એ શીખીને હું મારું ગુજરાન નહિ પેદા કરી શકું. અત્યારે તો હું ભિક્ષાન્ન ખાઇને જીવું છું, પણ મજૂરી કરીને મારો નિર્વાહ મેળવી શકું એવી નવી કોઇ વસ્તુ કદાચ હું ન મેળવી શકું. પણ મારું કહેવાનું એ છે કે બરોબર અભ્યાસ કરનાર

એક સામાન્ય માણસ એક વર્ષને માટે મજૂરી કરીને ગુજરાન મેળવવાનું સાધન આ પ્રદર્શનમાંથી શીખી લઈ શકે. એણે અનેક વસ્તુ પસંદ કરવાની જરૂર નથી, કોઈ પણ એક વસ્તુ પસંદ કરવાની વાત છે.

"શંકરલાલે મને કંઈક ખામીઓ બતાવવાની સૂચના કરી હતી. એ બતાવવાનું તો મારું કામ છેજ. એક ત્રુટી હું એ જોઈ ગયો છું કે આપણે જેટલું એક વર્ષમાં અહીં સાધીએ છીએ તેને પુસ્તકાકારે મૂકીને સાચવી નથી મૂકતા. મને લાગે છે કે ચિત્રો અને પૂરતાં વર્ણન દ્વારા આપણે નવી નવી શોધો અને નવા પ્રયોગોને પુસ્તકાકારે સાચવી રાખવા જોઈએ કે જેથી ચંચળ અને અનુભવી શિક્ષક એ પુસ્તકમાંથી ઘણું શીખી શકે. એ કરવાની આપણી શક્તિ હોવી જોઈએ. અનેક ઉદ્યોગોનું એકીકરણ કરીને એ પ્રજાની પાસે આપણે મૂકવું જોઈએ. એ વાર્ષિક પાઠ્ય પુસ્તક બનાવતા જવાની કળા હજી આપણે મેળવી નથી તે મેળવવી જોઈએ.

"આપણે અહીં દરેક વસ્તુ કેમ બને છે તે પૂરી રીતે કદાચ નથી બનાવી શકયા. મેં કહ્યું કે હિંદુસ્તાનનાં ૭ લાખ ગામોને જીવવું હોય તો, અને ખરી સભ્યતાનું મૂળ જે શાંતિ છે તે સ્થાપવી હોય તો, ઉદ્યોગોની મધ્યમાં રેંટિયાને રાખવાની જરૂર છે. રેંટિયાના મારા આટલાં વર્ષના સ્તવન પછી એને વિષેની મારી શ્રદ્ધા દિવસે દિવસે વધતી જાય છે. મેં રેંટિયાને સૂર્ય કહ્યો છે, એની આસપાસ ફરતા ઉદ્યોગો એ નક્ષત્રો અને ગ્રહો છે. અને જેમ નક્ષત્રો અને ગ્રહો તો નવા નવા નિત્ય જડતાજ જાય છે, તેમ ઉદ્યોગો પણ અગણિત છે અને નિત્ય નવા જડતાજ જવા જોઈએ.

"બારડોલીમાં લડાઈ મેં સૂચવી હતી. મારી પાસે તો એવી ખબર હતી કે બારડોલીના લોકો સત્યાગ્રહ કરવાને માટે તૈયાર નથી, પણ વિઠ્ઠલભાઈના આગ્રહથી હું એમાં પડ્યો. એ પછી શું શું થયું તે તમે જાણો છો. આજે પણ અહીં આવેલાં બધાં બારડોલીનાં બહેનો અને ભાઈઓ ખાદીધારી છે એમ તો હું નથીજ જોતો. એમને સૌને હું કહું છું કે રેંટિયો એ સૂર્યનારાયણ છે. વીદ્ધ મેળવવાને માટે તમારે તમારી ખેતીની સાથે રેંટિયો ચલાવવોજ જોઈએ."

'હરિજનબંધુ,' તા. ૧૩:૨:'૩૮.

---

## ચર્ચાપત્ર

### ૧૩. નિયોગનો હેતુ—પં. મયાશંકર

'આર્યપ્રકાશ'માં નિયોગના હેતુ વિષે કરેલી ચર્ચા સંબંધે મેં પોષના 'પાટીદાર'માં ખુલાસો માગ્યો હતો, તેના જવાબમાં હજી પં. મયાશંકર ગલ્લાંતલ્લાંજ કર્યા કરે છે! તા. ૩૦:૧:'૩૮ના 'આર્યપ્રકાશ'માં એ પંડિતજી આમ લખે છે: "'જિતેન્દ્રિય નજ રહી શકાય તો નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લેવી.' આ સ્વામી દયાનંદજીના વાક્યમાં એ સ્પષ્ટ થાય છે કે જો સંતાનોત્પત્તિ ન કરવી હોય તો જિતેન્દ્રિયજ રહેવું." પણ 'જિતેન્દ્રિય નજ રહી શકાય' તો શું કરવું એ પ્રશ્નનાજ ઉત્તરમાં સ્વામીજીએ ઉપરનું વિધાન આપ્યું છે, નહિ કે સંતાનોત્પત્તિ ન કરવી હોય તો શું કરવું, એ પ્રશ્નના ઉત્તરમાં. ત્યાં વળી પંડિતજી પોતાનું ડહાપણ ડોળે છે કે 'જિતેન્દ્રિયજ રહેવું.' એટલે વસ્તુસ્થિતિ આમ થઇ: "'જિતેન્દ્રિય નજ રહી શકાય તો શું કરવું' એ સ્વામીજીને પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીના ઉત્તર વિરુદ્ધ પંડિતજી ઉત્તર આપે છે: 'જિતેન્દ્રિયજ રહેવું'! આનું નામ ગલ્લાંતલ્લાં નહિ તો બીજું શું'

સ્વામીજી સ્પષ્ટ લખે છે કે: "ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સુધી સમાગમ ન કરવો તે દરમિયાનમાં **જો પુરુષથી (જીતેન્દ્રિય) નજ રહી શકાય, તો નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લેવી તેમજ દીર્ઘરોગી પુરુષની સ્ત્રીએ પણ તેવા સંજોગોમાં નિયોગ કરી લેવો."** આ વાક્ય હિંદી સત્યાર્થપ્રકાશના ગુજરાતી ભાષાન્તરની પાંચમી આવૃત્તિના પાન ૯૯ ઉપર સ્પષ્ટ રીતે છપાયું છે, છતાં આર્યસમાજના એ પ્રખર પંડિત અને આણંદ ગુરુકુલના આચાર્ય શ્રી. મયાશંકર મારા ઉપરના વાક્યમાંથી થોડા શબ્દ બાદ કરીને, અપૂર્વ શોધ કરી મૂકે છે કે "શાસ્ત્રીજી લખે છે કે 'જિતેન્દ્રિય નજ રહી શકાય તેવે પ્રસંગે નિયોગ કરી લેવો ...' ઇત્યાદિ, આવું સ્વામીજીએ ક્યાંય લખ્યું નથી." ત્યારે શું ઉપરનું જાડા અક્ષરે છાપેલું વાક્ય સ્વામીજીએ નથી લખ્યું?

પણ હવે એવાં ગલ્લાંતલ્લાં છોડીને, સ્વામીજીએ ઉપર જે વિધાન આપ્યું છે તેને કોઇ આર્યશાસ્ત્રનો ટેકો છે કે કેમ એટલુંજ પંડિતજી બતાવવા કૃપા કરશે તો બસ થશે અને ત્યારે એમની સૂચના કે આજ્ઞા પ્રમાણે સ્વામીજી જેવા "મહાપુરુષ માટે ... મલિન ભાવના બહાર પાડવા ... માટે વેળાસર પ્રાયશ્ચિત કરી" લેઇશ.

બાકી હવે તો આવાં ગલ્લાંતલ્લાં ને વિતંડાના જવાબ દેઇ 'પાટીદાર'નાં મોંઘાં પાન બગાડવા ઇચ્છતો નથી. હરિપ્રસાદ મ. શાસ્ત્રી

૨૩. **જીવનભારતી** (સાહિત્યવિષયક લેખો): લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૨૦+૭૯૯, કિંમત અઢી રૂપિયા. કોઈ મહારાષ્ટ્રીય સાહિત્યસેવકે ગુજરાતી સાહિત્યની આટલી વિપુલ સેવા કરી હોય તો શ્રી. કાલેલકર જ છે. એમણે ગુજરાતી ભાષાને પોતાની માતૃભાષા જેવી કરી મૂકી છે. આ ભાષાનું એમનું જ્ઞાન ગંભીર છે. એમણે ગુજરાતી ભાષામાં બીજાં અનેક પુસ્તક લખ્યાં છે. આ પુસ્તકમાં (૧) સાહિત્યવિવેચન, (૨) સાહિત્યપરિચય, (૩) ભાષાચર્ચા, (૪) રાષ્ટ્રભાષા અને (૫) એક લિપિ વિષે એમણે પ્રસંગોપાત્ત જે અનેક લેખો લખેલા તેમનો સંગ્રહ છે. એમની ભાષા સરળ અને શુદ્ધ છે. મહારાષ્ટ્રીય લેખકને આવી સિદ્ધિ થવી એ રમત વાત નથી. ગુજરાતી સાહિત્યની એમણે કરેલી સેવા માટે ગુજરાત ખરેજ એમનો ઋણી છે. સાહિત્યના અભ્યાસીને આ પુસ્તકમાંથી ઘણું મળી આવશે.

૨૪. **નામાનાં તત્ત્વો**—ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલી પુ. ૭: લેખકો—કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા અને જેઠાલાલ જીવણલાલ ગાંધી વા. વિ., અધ્યાપક, ગૂજરાત વિદ્યાપીઠ; પૃષ્ઠ ૨૦+૪૫૨, કિંમત અઢી રૂપિયા. આ પુસ્તક વ્યાપારી નામાને લાગતું છે. કોઈને આશ્ચર્ય થશે કે ભાઈ કિશોરલાલ જેવા તત્ત્વચિંતક લેખકને નામા જેવા સામાન્ય વ્યવહારના વિષય સાથે શી લેવાદેવા હોય! પણ એ પોતેજ પોતાની નિવેદનપૂર્તિમાં જણાવે છે તે ખરું છે, કે "અધ્યાત્મવિષયક ભ્રમોમાં આપણા દેશમાં એક એવો ભ્રમ ઘર કરી બેઠો છે કે આધ્યાત્મિક જીવન ગાળવા ઇચ્છનાર લોકોએ હિસાબી કામ માટે બેદરકારી રાખવી અને બતાવવી જોઇએ. હિસાબ રાખવો, આપવો કે મેળવવો એ અધ્યાત્મદૃષ્ટિએ હીન કામો છે અને આધ્યાત્મિક વૃત્તિના માણસ પાસે હિસાબ માગવો કે ન આપી શકે ત્યારે તેને ઠપકો દેવો એ તેની આધ્યાત્મિકતાની બેકદર છે. આવા વિચાર અબુદ્ધિના છે, આધ્યાત્મિક નથી એમ કહેતાં મને સંકોચ થતો નથી. માણસ આધ્યાત્મિક વૃત્તિનો હોય કે દુનિયાદારી વૃત્તિનો, એ જો પાઈનીયે લેવડદેવડમાં પડે અને તે લેવડદેવડ સાથે બીજાઓનો સંબંધ હોય તો તેણે હિસાબની ચોકસાઈ રાખવી જ જોઇએ. એ બાબતમાં જે બેદરકાર છે તે સમાજ પ્રત્યેજ નહિ પણ પોતાના આધ્યાત્મિક વિકાસ પ્રત્યે ગુનેગાર છે." અને આ પુસ્તકમાં પાઈએ પાઈનો હિસાબ કેવી રીતે સ્વચ્છ રાખી શકાય એનાં સૌ તત્ત્વો, ઉદાહરણો સહિત, કુશળતાએ ચર્ચ્યાં છે એમ વિષયના કંઈક અનુભવી તરીકે કહી શકું છું, કારણ કે સરકારી

કચેરીમાં તથા યુરોપિયન તેમજ દિંદી પેઢીમાં પણ હિસાબનીસ તરીકે મેં કામ કરેલું છે. સફળ થવા ઇચ્છનાર ખંતીલા સૌ હિસાબનીસોએ આ પુસ્તકનું અધ્યયન જરૂર કરવું જોઇએ.

ઉપરના બંને પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**ફોરમ: (૨૫) ૧લી લહરી, નરવીરો:** પૃષ્ઠ ૨૪, કિંમત દોઢ આનો. **(૨૬) ૨જી લહરી, સાધુસંતો:** પૃષ્ઠ ૩૨, કિંમત બે આના. **(૨૭) ૩જી લહરી, દેશનેતા:** પૃષ્ઠ ૩૬, કિંમત અઢી આના. **(૨૮) ૪થી લહરી, તેજરેખા:** પૃષ્ઠ ૫૬, કિંમત ૪ આના. આ ચારેય લહરીઓના લેખક—શારદાપ્રસાદ વર્મા; પ્રકાશક—યુગાન્તર કાર્યાલય, સુરત. ૧લી લહરીમાં સ્વામી રામતીર્થ, ગોવર્ધનરામ ત્રિપાઠી, સ્વામી વિવેકાનંદ, ધોંડો કેશવ કર્વે, પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાત્મા ગાંધીજી, મહાદેવ ગોવિંદ રાનડે, કવિ નર્મદાશંકર અને દાદાભાઇ પાંડિયા; ૨જી લહરીમાં સ્વામી સહજાનંદ, દેવેન્દ્રનાથ ટાગોર, કેશવચંદ્ર સેન, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદ અને નાગ મહાશય; ૩જી લહરીમાં મહાદેવ ગોવિંદ રાનડે, ગોપાલ કૃષ્ણ ગોખલે, સર ફીરોઝશા મહેતા, સર સુરેન્દ્રનાથ બેનરજી, લોકમાન્ય ટિળક, લાલા લાજપતરાય અને દેશબંધુ ચિત્તરંજનદાસ; અને ૪થી લહરીમાં મહાત્મા ગાંધીજી, શ્રી અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ટાગોર, રાજા રામમોહનરાય, બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય, પં. વિષ્ણુ દિગંબર, સર જગદીશચંદ્ર બોઝ, સર પ્રફુલ્લચંદ્ર રોય અને સી. વી. રામન; એટલા આપણા દેશના સમર્થ પુરુષોનાં બહુ ટૂંકામાં જીવનચરિત્રો આપ્યાં છે. બાળવાચકોને માટે આ જીવનચરિત્રો લખાયાં છે ને તેથી ભાષા પણ બાળભોગ્ય છે, છતાં કેટલેક સ્થળે ભાષા સાથે કાલાં કાઢયાં છે, વિનાજરૂરે નાના નાના—એક એક લીટીના પ્રેરેગ્રાફ પાડયા છે, 'ને', 'વળી' જેવા શબ્દોનો અતિરેક થયો છે તથા કોઇ કોઇ જગાએ ભાષાની જોડણીમાં ને નામોનાં બનિવચનનાં રૂપોમાં ભૂલો કરી નાખી છે, એ કંઇક ખૂંચે છે. છતાં ચારેય લહરીએ બાળભોગ્ય છે એમાં તો શંકા નથી.

**૨૯. ગુરુને કાજે:** લેખક અને ચિત્રક—ઉમિયાશંકર ઠાકર: પ્રકાશક—શ્રી ગીનમંજરી ગ્રન્થાવલિ કાર્યાલય, ઘોરી ફળીઉં, આણંદ; પૃષ્ઠ ૮૦, બે ચિત્રો, કિંમત ૭ આના. ગુરુભક્તિ એ આર્યસંસ્કૃતિનો સુંદર વારસો છે. બહુ શ્રદ્ધાપૂર્વક ગુરુભક્તિ કરનાર શિષ્યોની ટૂંકી ટૂંકી ૨૩ કથાએ આ પુસ્તકમાં છે. એમાંની થોડીક કથાએ પૌરાણિક કાળની છે, થોડીક આધુનિક કાળની છે. એ બાળકોને ઉદ્દેશીને લખાએલી છે, પણ એક વાત ખૂંચી છે: ૧૪–

'લાદિનાની પરીક્ષા'માં મરેલા પ્રાણીના માંસની મિઠાઇ થઇ જાય છે, ૧૬–'વાઘણનું દૂધ!'માં ગુરુનું દુઃખ ટાળવા આવેલા શિવાજીને ખીજવાએલી વાઘણ પોતાને દોહવા દે છે, ૧૯–'ભોળાનાથની ભક્તિ'માં ભોળાનાથના કપાએલા મસ્તકને ધડ ઉપર મૂકી ગુરુ તેને સાજો કરી દે છે, વગેરે જેવા અમાનુષિક ચમત્કારો પૌરાણિક કથાઓમાં તો હોય, પણ આધુનિક કથાઓમાં ન સજાવે; વળી એવા અમાનુષિક ચમત્કારો બાળકના કુમળા મનમાં અંધશ્રદ્ધાનાં બીજ વાવે, એ વસ્તુ અનિષ્ટ જ છે. વૈશ્યસ્વભાવના અંગ્રેજોએ પોતાની જાતિના સ્વાર્થને હેતુએ, મલમલ વણનાર ઢાકાના વણકરોના અંગુઠા કાપી લીધેલા; એમ જ બ્રાહ્મણસ્વભાવનાય દ્રોણાચાર્યે પોતાના શિષ્યના–અર્જુનના–સ્વાર્થને હેતુએ ભીલશિષ્યનો–એ પરમ શિષ્યનો–અંગુઠો કાપી લીધેલો! આમ આજની પેઠે પ્રાચીન આર્યોમાં પણ જાતિવિદ્વેષ પ્રચંડ રૂપે હતો એ હકીકત તરી આવે છે. બાળકો હોંસે હોંસે વાંચે એવી આ કથાઓ છે, ભાષા સરળ ને બાળભોગ્ય છે.

૩૦. એકાકી: લેખક–શ્રી નર્મદાશંકર દામોદર શુક્લ, એમ. એ; (૩૧) વલ્કલ: લેખક–શ્રી જસવંત ઠાકર, 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા'નાં આ પુસ્તક અનુક્રમે વર્ષ ૨જું, પુસ્તક ૬ઠું અને વર્ષ ત્રીજું, પુસ્તક ૧લું; બંનેના પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; દરેકનાં પૃષ્ઠ ૧૫૨, કિંમત કાચું પૂઠું ૦–૧૨–૦, પાકું પૂઠું ૧–૦–૦. 'એકાકી'માં નાની નાની ૧૫ વાર્તાઓ છે અને પહેલી વાર્તાના નામ ઉપરથી જ આખા પુસ્તકનું નામ રાખ્યું છે. બીજા પુસ્તકમાં આખી એક સળંગ વાર્તા છે. એકેય પુસ્તકમાં કોઇ ઊંચી ભાવના નથી; વાર્તાઓનાં સૂત્ર સળંગ નથી, વારંવાર તેમાં ગાંઠો ને ગાબા આવે છે; વસ્તુ સમજતાં ને યાદ રાખતાં પરિશ્રમ પડે એવું અવ્યવસ્થિત, અસંગત અને અટપટુ છે; પાત્રો બધાં ઊર્મિલ અને ઘેલાં છે; ભાષા પણ ઢંગધડા વિનાની છે, વિરામચિહ્નો તો ફાવે તેમ મુકાયાં છે; શબ્દોની જોડણી માટે તો નવો 'જોડણીકોશ' બનાવવો પડે! બંને પુસ્તકમાંનાં શરૂઆતનાં પૃષ્ઠના શબ્દો ઉદાહરણરૂપે જોઇએ: 'એકાકી'માં 'ગ્નાની' (પૃ૰ ૧૫), 'લોલુપ્તા' (૧૬), 'વિરૂદ્ધ' (૧૭), 'સ્થીર' (૧૮), 'આશિર્વાદ' (૧૯), 'અંગિનમય' (૨૧), 'હાની' (૨૩), 'વિહિન,' 'શાંતી' (૨૫); 'વલ્કલ'માં 'ભિતિ,' 'વિબ્દુળતા' (૪), 'વિદુવળતા' (૬), 'રૂપક' 'ચિન્દુ' (૭), 'આતૂર્ય' 'નિપૂણતા' (૮), 'સત્ત્ન' (૧૩, ૧૮), 'નિરવતા' (૧૪, ૨૦, ૨૧), 'નિષ્ઠૂર,' 'અહુવારિક' (૧૮), 'અહુવારીક' (૧૯), ઊર્મિ' (૨૦, ૨૧, ૨૨, ૨૩), 'પતિ' (૨૩), 'વિપુલતા' સર્વત્ર; અને આવી

ખોટી જોડણી તો બંને પુસ્તકોમાં પાને પાને છે. હવે જરા વાક્યરચના જોઇએ: 'એકાકી'માં 'પાણીનું વિશાળ રૂપેરી પટ દેખાતું હતું....તે રૂપેરી પટ હેલે ચઢ્યું.' (પૃષ્ઠ ૧), 'આવાંઓની સમાજ બનેલી છે' (૧૮), 'ધમકાવતા ક્રૂર તેના માલિકો તેણે જણાયા.' (૬૮), 'શેઠાણી પહેરવેશે તેને શું અપ્સરાઓ આવી હશે? (૬૯), 'બારણું કોઇક વખત પવન ઠેલી જતું' (૯૧). એકંદરે આખા પુસ્તકમાં ભાવનાઓનું કે વિચારોનું, ભાષાનું કે જોડણીનું કે કશાનું ઠેકાણું નથી. બેશક પૂઠાં ઉપર ચિત્રોનો ભપકો છે. આવા સાહિત્યને ગંભીર તો ન જ કહેવાય, બેશક છીછરૂં જ કહેવાય; અને છતાંય એવું સાહિત્ય 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા' રૂપે પ્રકટ થાય છે એ પણ આપણા નવસર્જક યુગની બલિહારી ગણાય! આવાં પુસ્તકો ગૃહલક્ષ્મીઓ વાંચતી હશે? ને વાંચતી હશે તો કેવીક નવસર્જક ભાવનાઓ પામતી હશે?

**૩૨. શેકસપીઅરનાં કથાનકો:** લખનાર રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી, બાલજીવન; પ્રકાશક—બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા; પૃષ્ઠ ૧૦+૧૫૮, ચિત્ર ૧૬ કિંમત ૧—૦—૦. જગવિખ્યાત અંગ્રેજ નાટકકાર શેકસપીઅરનાં પ્રખ્યાત નાટકોમાંની સાત વાર્તાઓનો આ સંગ્રહ છે. મૂળે તો દરેક લાંબું નાટક છે, પણ એના ઉપરથી લેખકે ટૂંકાવી બાળકો માટે વાર્તા તૈયાર કરી છે. પરભાષાના સારા સારા લેખકોની લાંબી વાર્તાઓનો પરિચય આ રીતે બાળકોને કરાવવો એ ઇચ્છવાજોગ છે. અને એ રીતે આ સંગ્રહ આવકારપાત્ર છે. પણ એની સાથેસાથજ સંગ્રહકારે બાળકોની સમક્ષ મૂળ વાર્તાના કયા ભાગને મહત્ત્વ આપવું અને કોને છોડી દેવું એ બાલમાનસની દૃષ્ટિએ વિચાર્યું હોય તો ઉત્તમ, અને બાળકોને તે પરિચયરૂપે ઉપયોગી પણ નીવડે. સંગ્રહકારની પાસે એ રીતે આપણે બીજાં કથાનકોની આશા રાખીએ. સો.

**૩૩. આફતે મર્દા:** રૂપાન્તર કરનાર—શ્રી. બાલકૃષ્ણ ચુનીલાલ જોશી; પૃષ્ઠ ૧૮૭, કિંમત ૧—૦—૦. પઠાણપ્રદેશનું ચિત્ર રજૂ કરતી આ વીરકથામાં રાજપૂતવીર હરભમ પંજાબમાં ફરવા જતાં જાટ લોકોના હાથમાં સપડાય છે ને ત્યાંથી પઠાણોના હાથમાં સપડાય છે. પઠાણોના હાથમાંથી છટકવા ભગીરથ પ્રયત્ન કરી નાસી જાય છે. પણ એક અંગ્રેજ બાળા એમિલિ પઠાણોના કબજામાં રહી ગઇ હતી, તેથી રાજપૂતધર્માનુસાર, તેને છોડાવવા તે પઠાણો સામે મૃત્યુને મુઠીમાં રાખી ફરી ઝઝુમે છે ને ત્યાંથી આખરે તેને છોડાવી લાવે છે. આ આધુનિક રોમાંચક સાહસકથા એકજ બેઠકે પૂરી કર્યા વગર છોડવાનું મન થતું નથી, એજ તેની રસિકતા સાબિત કરે છે.

વાર્તાનો રસ ઠેઠ સુધી જળવાઇ રહ્યો છે. વળી તેનું ગુજરાતીમાં રૂપાન્તર કરતી વખતે મૂળ બંગાળી લેખક શ્રી. સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાયના મુખ્ય પાત્ર અંગ્રેજ કુમારની જગ્યાએ ગુજરાતી રાજપૂત હરભમ મૂકી ગુજરાતી વાચકને માટે વધારે રસયુક્ત બનાવ્યું છે.

**૩૪. મોતના પંજામાં:** બંગાળીમાંથી ઉતારનાર–બાલકૃષ્ણ ચુનીલાલ જોશી; પૃષ્ઠ ૯૩, કિંમત આઠ આના. આફ્રિકાની આછી ઝાંખી કરાવતી આ સાહસકથામાં સુમન ને ફરામ વિમાન તૂટવાથી આફ્રિકા ખંડમાં પડે છે. ત્યાં હબસીના હાથમાં સપડાતાં ત્યાંથી નાસી છૂટે છે અને વિનુભાઇ નામના ગુજરાતીનો અને વિલિ નામના અંગ્રેજ બાળકનો ભેટો થાય છે. વિલિનું હરણ થતાં, તેને હબસીઓના હાથમાંથી છોડાવવા જતાં ત્રણે જણા હબસીઓના હાથમાં આવે છે. ત્યાંથી તેમને અંધારા કૂવામાં નાખવામાં આવે છે. ત્યાંથી નાસતાં પાદરીના હાથમાં જાય છે, પણ ત્યાંથી પણ તેઓ નાસી જાય છે. આવી રોમાંચક વીરકથા એકજ સપાટે પૂરી કર્યા સિવાય રહેવાય નહિ. રસ ઠેઠ સુધી જળવાઇ રહ્યો છે. બંગાળીમાંથી આ કથા ઉતાર્યા છતાં તેવો સહેજ પણ ખ્યાલ આવતો નથી. આ પુસ્તક જરૂર કુમારોમાં પ્રિય થઇ પડશે.

**૩૫. ચીણગારી:** બંગાળી ઉપરથી તૈયાર કરનાર–શ્રી. ભાનુપ્રસાદ વ્યાસ; પૃષ્ઠ ૧૩૬, કિંમત ૦–૧૨–૦. લૂંટારાના હાથમાં સપડાએલી બાળા અને તેના ભાઈની હમદર્દી શૌર્યકથા છે. બાળાની નિર્દોષતા ભયંકર લેખાતા એક લૂંટારાનું હૃદય પીગળાવી નાખે છે તેમજ પલટાવી નાખે છે, અને તેથીજ બન્ને જણાં બચી જાય છે. આ કથામાં કારુણ્ય ઘણું છે, તેથી કાચાંપોચાંનું તો અરેરાટી છૂટે. ભાષા સાદી, રસિક ને સચોટ છે, તેથી કુમારને ને કિશોરને તરતજ ગમશે તેમાં કંઇ શંકા નથી.

ઉપરનાં ત્રણ પુસ્તક 'ગાંડીવની કુમારમાળા'નાં અનુક્રમે ૮, ૯, ૧૦ પુસ્તક છે; પ્રગટકર્તા–ગાંડીવ સાહિત્ય મંદિર, હરાડિયો ચકલો, સુરત. આ કુમારમાળાએ જે સાહસકથાઓ આપવા માંડી છે તેને માટે તેના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. આથી પણ રસયુક્ત, ભાવવાહી ને સુંદર સાહિત્ય ઉપર્યુક્ત કુમારમાળા કિશોરજગતના હાથમાં મૂકશે એવી અપેક્ષા સહિત આ પુસ્તકોને આવકારીએ છીએ તેમજ કિશોરને તે વાંચવાની ભલામણ કરીએ છીએ. શાન્તિ

# પ્રસંગકથા

"સ્વ. ખરેશાસ્ત્રી

"ભાઇ શંકરલાલે પંડિતજીના મરણથી થયેલી ખોટનો ઉલ્લેખ કર્યો. પંડિતજીનો અવાજ અને પંડિતજીનો ચહેરો એ અત્યારે નથી એ મને ડંખે એમાં નવાઇ જ ન હોય. આશ્રમની જ્યારે સ્થાપના થઇ ત્યારે મગનલાલ પંડિતજીના ગુરુ પંડિત વિષ્ણુ દિગંબર પાસે પહોંચ્યા હતા અને તેમની પાસે આશ્રમને છાજે એવા કોઇ સંગીતશાસ્ત્રીની માગણી કરી હતી. દિગંબરશાસ્ત્રી પણ સમજી ગયેલા કે અમને કેવા પ્રકારનો માણસ જોઇએ છે, અને તેમણે આશ્રમના જીવનને અનુરૂપ એવા પંડિત ખરેશાસ્ત્રીને શોધી આપ્યા. તેમણે પોતાનું પદ જેવી રીતે શોભાવ્યું તેવી રીતે તે પદને શોભાવનારા હિંદુસ્તાનમાં આજે મારી નજરે કોઇ જ નથી. એમની ખોટ હમેશને માટે રહેશે"

('હરિજનબંધુ,' તા. ૧૩:૨:'૩૮) ગાંધીજી

વિઠ્ઠલનગરમાં આન્તરજ્ઞાતીય લગ્ન

"હરિપુરા, તા. ૧૧. મહાત્મા ગાંધીજીની કુટિર આજે સવારે એક સાદાઇભર્યા લગ્નસમારંભનું દૃશ્ય બની રહી હતી. અત્રે સાબરમતી આશ્રમના એક જૂના આશ્રમવાસી અને દાંડીકૂચ વખતે મહાત્માજીની સાથે ઊપડેલા ૮૦ સૈનિકોની ટુકડી પૈકીના એક સૈનિક શ્રી. પુરાતન બૂચનાં લગ્ન શ્રી. લક્ષ્મીદાસ આશરનાં પુત્રી કુ. આનંદી આસર સાથે કરવામાં આવ્યાં હતાં. આ શુભ પ્રસંગે મહાત્મા ગાંધીજી ઉપરાંત સરદાર વલ્લભભાઇ પટેલ, શ્રી. મહાદેવ દેસાઇ, દરબાર શ્રી. ગોપાળદાસ અને અન્ય વ્યક્તિઓની હાજરી હતી. કુ. આનંદી ભાટિયા કોમનાં છે અને શ્રી. પુરાતન બૂચ નાગર બ્રાહ્મણ છે. પંડિત નારાયણરાવ ખરેના અવસાનના શોકને કારણે આ સમારંભને અંગે કશી ધામધૂમ કરવામાં આવી નહોતી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૨:૨:'૩૮).

"સમાજવાદી કાર્યકર્તાનાં લગ્ન

"અમદાવાદ, બુધવાર. ગુજરાતના જાણીતા સમાજવાદી કાર્યકર્તા શ્રી. ભોગીલાલ ગાંધીનાં લગ્ન વડોદરાની કર્વે કૉલેજમાં શિક્ષણ લેતાં શ્રી. સુભદ્રા પટેલ સાથે તા. ૨૮:૧:'૩૮ની રાતે ૯ વાગે સુતરિયા બિલ્ડિંગમાં ગુજરાત સંસારસુધારા સમાજના આશરા હેઠળ તેના પ્રમુખ શ્રી. ડૉક્ટર સુમંત મહેતાને હસ્તક ઉજવાયાં હતાં, જે પ્રસંગે રાજકીય તેમજ સાહિત્યરસિક મિત્રોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો" ('ગુજરાત સમાચાર,' તા. ૩:૨:'૩૮).

## એ બેન સુભદ્રાબેન પટેલ કોણ?

કરમસદનાં બેન શાન્તાબેન પટેલે એ વર્ષ ઉપર અમદાવાદમાં ભાઇ ચંદ્રવદન શુકલ સાથે આન્તરજ્ઞાતીય લગ્ન કર્યું હતું, તે વિષે સંવત ૧૯૯૨ના પોષના 'પાટીદાર'માં પૃષ્ઠ ૧૩૮ ઉપર પ્રસંગકથા આવી છે. એ બેન શાન્તાબેનના સગા કાકા ભાઇ પુરુષોત્તમ મોતીભાઇ કરમસદકરનાં પુત્રી તે આ બેન સુભદ્રાબેન પટેલ. ભાઇ પુરુષોત્તમ સુરત આર્યસમાજી છે અને તેથી બેન શાન્તાબેનની પેઠે આ બેન સુભદ્રાબેને પણ વડોદરાના કારેલી બાગ આર્ય કન્યાવિદ્યાલયમાં અભ્યાસ કરેલો. આર્ય કન્યાવિદ્યાલયમાં તેમને ન ફાવ્યાથી તેમના પિતાએ ત્યાંથી ઉઠાડી લીધેલાં અને પછી થોડો વખત પોતાની સાથે નૈરોબી–પૂર્વ આફ્રિકા–લેઇ ગએલા. પછી એ ભાઇએ પોતાનાં બાળકોની કેળવણી માટે પોતાનાં પત્નીને અને સાથે સૌ બાળકોને વડોદરે રાખ્યાં. બેન સુભદ્રાબેને વડોદરામાં અભ્યાસ કરવા માંડ્યો. પણ ત્યાર પછી ઉપરનાં જ બેન શાન્તાબેનની સલાહસૂચનાથી એ અમદાવાદ ભણવા ગયાં. ત્યાં શાન્તાબેનના સમાજવાદી સહચરોના પરિચયમાં એ આવ્યાં અને ભાઇ ભોગીલાલ ગાંધી સાથે સ્નેહ-સંબંધ બંધાવાથી લગ્ન કરવાના નિર્ણય ઉપર આવ્યાં. પણ માતાને આ વાતની જાણ થતાંજ, તેમને એ સંબંધ અરુચિકર લાગ્યાથી બેન સુભદ્રાબેનને પાછાં વડોદરે બોલાવી લીધાં.

## માતાપિતાની ઇચ્છા વિરુદ્ધ સ્વયંવર લગ્ન

એમ જુદાં પડ્યા છતાંયે એ બંનેનો સ્નેહસંબંધ ને પત્રવ્યવહાર ચાલુ જ રહ્યો. એવામાં એ બેનના પિતા ભાઇ પુરુષોત્તમ આફ્રિકાથી વડોદરે આવ્યા. એ ભાઇ સંતાનોની પણ સ્વતંત્રતાના પૂજક છે, પણ પોતાની પુત્રી બેન સુભદ્રાબેનનો સ્નેહસંબંધ તેમને ઇષ્ટ લાગ્યો નહિ ને તેથી એમને વાર્યાં. પણ બેન સુભદ્રાબેન તો પોતાના સ્નેહસંબંધમાં દૃઢનિશ્ચય હતાં. હવે વિલંબ કરીશ તો માતાપિતા એ લગ્નમાં વિક્ષેપ નાખશે એવી શંકા પડ્યાથી ગઇ તા. ૨૮મીને રોજ પોતાનાં માબાપ ઉપર એક પત્ર લખી સાંજની ગાડીમાં અમદાવાદ ચાલતાં થયાં અને ઉપર જણાવ્યું છે તેમ તેજ રાત્રે એમણે ભાઇ ભોગીલાલ સાથે લગ્ન કરી નાખ્યાં. એ બંનેનું લગ્નજીવન તેમને પોતાને અને સમાજને કલ્યાણજનક હો!

## આવાં લગ્નમાં ભયસ્થાન

— પોતાનાં બાળકોને ઉચ્ચ કેળવણી આપ્યા પછી માબાપોએ એમને એમની જીવનવ્યવસ્થામાં સ્વતંત્રતા તો આપવીજ જોઇએ, અનિષ્ટ લાગતી સ્થિતિમાં

તેમને વારવાં પણ જોઇએ જ. ભાઇ પુરુષોત્તમે પણ તેજ પ્રમાણે બેન સુભદ્રાબેનને વાર્યાં, પણ એ એને ધાર્યું કર્યું એટલે ભાઇ પુરુષોત્તમ ગઇ બોટમાં પાછા આફ્રિકે ચાલ્યા ગયા છે. સંસારસુધારા સમાજ જેવી સંસ્થાએ પણ કંઇ પણ તપાસ વગર આવાં ઘડીઆં લગ્ન નહિ કરાવી નાખવાં જોઇએ. કારણકે આવાં સ્નેહલગ્નમાં—કહો કે મોહલગ્નમાં—અનેક ભયસ્થાન છે. તુરતનો મોહ ઓસરી જતાં એકબીજાની ઊણપો ને ખામીઓ તરી આવે છે અને ત્યારે એમનું લગ્નજીવન કથળી જાય છે, બળી જાય છે. અને તેવે પ્રસંગે આપણા ભ્રષ્ટ હિંદુ સમાજમાં સ્ત્રીનેજ વધારે સહન કરવું પડે છે, પુરુષ તો છેડો ખંખેરી ચાલતો થાય છે ને કોઇ નવીનો વળી ભવ બગાડવા તૈયાર થાય છે. ત્યારે આવાં લગ્ન તો 'સિવિલ મૅરેજ ઍક્ટ' કે એવા જે લગ્નવિધિથી લગ્નવિચ્છેદના હક બંનેને મળતા હોય, એવા વિધિએજ લગ્નક્રિયા થવી જોઇએ. એથી સ્ત્રીને કંઇક રક્ષણ મળે છે. સિવિલ મૅરેજ ઍક્ટથી લગ્ન કરનારની ૨૧ વર્ષની ઉમર હોય તોજ તેઓ સ્વતંત્રતાએ લગ્ન કરી શકે, પણ બેન સુભદ્રાબેનની ઉમર પૂરાં ૨૧ વર્ષની નથી, એટલે એ વિધિએ તેમનાં લગ્ન નથી થયાં.

## ભાઇ ભોગીલાલનું પુરુષમાનસ

'પાટીદાર'ના ૧૯૯૨ના શ્રાવણના અને ભાદરવાના તથા ૧૯૯૩ના કાર્તિકના અંકોની પ્રસંગકથાઓ જોશો તો ભાઇ ભોગીલાલનું પુરુષમાનસ તરી આવશે. ૧૯૯૨ના અષાઢ-માસમાં અમદાવાદમાં ગુજરાત યુવક પરિષદ ભરાએલી તેમાં યુવકો એક પત્ની હોવા છતાં સ્નેહલગ્નને ને પ્રેમલગ્નને નામે બીજી પત્ની પરણે તે સામે વિરોધ કરતો અને સિવિલ મૅરેજ ઍક્ટ અનુસાર લગ્ન કરવાની હિમાયત કરતો ઠરાવ બેન મૃદુલાબેને મૂક્યો હતો, ત્યારે એજ ભાઇ ભોગીલાલે એ ઠરાવનો વિરોધ કર્યો હતો ને બોલ્યા હતા કે: "માબાપોએ બાળપણમાં કરેલાં લગ્નને આજના યુવાનોએ માન્ય કરવાં જોઇએ એવું બંધન નાખી શકાય નહિ." અને બેન મૃદુલાબેનનો એ ઇષ્ટ અને સુંદર ઠરાવ પુરુષોની મળેલી યુવક પરિષદે ઉડાવી મેલેલો! હવે માનો કે કાલે સવારે બેમાંથી ગમે તેને દોષે ભાઇ ભોગીલાલના અને બેન સુભદ્રાબેનના લગ્નજીવનનો મેળ ન ખાધો, ગંભીર વિક્ષેપ પડ્યો, તો ભાઇ ભોગીલાલ તો ખભે ખેસ ને હાથમાં લાકડી કે બૅગ લેઇ ચાલતા થાય અને બીજી સ્નેહમૂઢ બાળાને પરણી બેસે, અને ત્યારે એવી પણ દલીલ કરી શકે કે: "ભૂલ સુધારવાનો યુવાનને હક્ક છે, ભૂલ ખાઇને યુવાનોએ પોતે પણ કરેલાં લગ્ન માન્ય કરવાં જોઇએ એવું

પણ આ પ્રસંગકથા છાપખાનામાં જતી વખતે ખબર પડે છે કે કન્યા બેન શાન્તાબેન કોઈક રીતે ગૂમ થયાં છે અને ભાઈ મણિભાઈ પણ ગઈ વદિ ૧૩ને રોજ ક્યાંક ચાલતા થયા છે. બીજેજ દિવસે મુંબઈથી ઉપડતી બોટમાં તે તથા બેન શાન્તાબેન આફ્રિકા તરફ ઉપડી ગયાની લોકવાયકા છે!

**બાળલગ્નનિષેધક કાયદામાં સુધારો**

નારીજાતિની આવી પરાધીનતાનો નાશ જ થવો જોઈએ. એ વિના એનો, પુરુષજાતિનો ને સમસ્ત સમાજનો ઉદ્ધાર નથી. હિંદુ સમાજ તો નારીજાતિને હજી એ પરાધીન જ રાખવા ઇચ્છે છે, ત્યારે સરકારને માથે એ કડવી ફરજ આવી પડે છે. એ વિષે કાયદા કરીને પ્રજાને દુભવવી એમાં તો પરદેશી રાજ્યતંત્રને સ્વાર્થહાનિ લાગે છે, અને જ્યારે સુધારક પ્રજાજનો ધારાસભામાં પોકાર કરે છે ત્યારે નેમનેજ હાથે કાયદા પસાર કરાવે છે; અને એ કાયદા પણ મોટે ભાગે શિથિલ હોય છે. બાળલગ્નનિષેધક કાયદો પણ એવો શિથિલ છે. અંગ્રેજી રાજ્યના માણસો દેશી રાજ્યમાં બાળલગ્ન કરીને પાછા આવે તોય એમને કાયદો કંઇ કરી શકે નહિ. પણ ગયા માસની વડી ધારાસભામાં એમાં હવે સુધારો થયો છે અને હવે એ કાયદો અમલમાં મુકાશે ત્યારથી દેશી રાજ્યોમાં બાળલગ્ન કરી આવનાર પણ ગુનેગાર ગણાશે. એ સુધારો વડી ધારાસભામાં લાવવા માટે શ્રી લાલચંદ નવલરાયને ધન્યવાદ ઘટે છે. પણ હજી એ કાયદો સખ્ત કરવો ઘટે છે. એવાં બાળલગ્ન કરાવનારને દંડની નહિ પણ કેદની જ સજા થવી ઘટે છે અને વળી બધા પ્રકારનાં બાળલગ્ન નિરર્થક—ફોક થવાં ઘટે એવો સુધારો કરવાની જરૂર છે.

**હરિજન મંદિરપ્રવેશ**

ગયા અંકની પ્રસંગકથામાં (પૃષ્ઠ ૧૮૮) 'હરિજન મંદિરપ્રવેશ'ના બીલ વિષેની શ્રી કનૈયાલાલ મુનશીએ કરેલી સ્પષ્ટતા આપી હતી. એ બીલ ગયા માસમાં મુંબઈ ધારાસભામાં આવ્યું ને પસાર થયું. પણ એટલામાં તો સનાતની કબુતરખાનામાં ફફડાટ થઈ ઊઠ્યો છે. ગામડાંના નહિ પણ શહેરોના સનાતનીઓએ સભાઓ ભરીને એ બીલ સામે પોતાનો વિરોધ જાહેર કર્યો છે. અને અમદાવાદના વૃદ્ધ સનાતની ભાઈ નગીનદાસ સંઘવીએ તો શાપ દીધો છે કે એ બીલ પસાર થશે તો યુરોપમાં ધરતીકંપ થઇ ત્યાંની પ્રજાનો નાશ થશે! બીલ લાવનાર અને પસાર કરાવનાર હિંદનું મહાસભાવાદી પ્રધાનમંડળ ને ધરતીકંપ થશે તો યુરોપમાં! ખરા સનાતની મહાપુરુષ! પણ એમને ખબર તો હશેજ સુસ્ત સનાતનીઓ પણ માંદા થતાં ખ્રિસ્તી દવાખાનાંમાં જઈને પડે છે ને 'ઢેડા' કહીને જેમને ધિક્કારે છે તેમનેજ હાથે તેમનેજ તૈયાર

કરેલી દવાઓ ગટગટાવે છે! અહીંનાં ખ્રિસ્તી દવાખાનાંમાં સ્વામીનારાયણ અને જૈન સંપ્રદાયના સાધુઓને એ 'ઢેડા'ને હાથે દવા ગટગટાવી ખાટલે પડી મોજ માણતા મેં જોયા છે અને ગયાજ માસમાં અહીંની વૈષ્ણવ સંપ્રદાયની એકના પૂજારીનાં સ્ત્રી એક ખ્રિસ્તી દવાખાનામાં ગુજરી ગયાં. આ બધું જોવાજાણવા છતાં આવે પ્રસંગે સનાતનીઓ કેમ ફફડી ઊઠતા હશે તે સમજાતું નથી.

## યુવકોની ફરજ

મહાસભાવાદી પ્રધાનમંડળના લિંબુઉછાળ રાજ્યમાં એવા તે કેટલાક કાયદા થશે? અને સરકારના એવા કાયદાથી તે આપણું કેટલુંક ભલું થવાનું? એ તો આપણે જાતે સમાજનાં અનિષ્ટોનાં મૂળ ખોદીને કાઢવાં જોઇશે. પણ આજે સૌ યુવકોની દૃષ્ટિ રાજકીય સુધારણામાં ખેંચાઇ રહી છે. બેશક રાજકીય સુધારણા ઓછા મહત્ત્વની નથી, પણ સમાજ સુધરશે નહિ તો સ્વરાજ્ય આવશે તોય સાચવી શકાશે નહિ. સાચવી શકાશે તો ભોગવવા જેવું હશે નહિ. માટેજ દેશહિતની સર્વ પ્રવૃત્તિઓને સાથસાથેજ પ્રબળ કરવી જોઇશે. જ્યાં સુધી આપણા યુવકો આ વસ્તુ સમજશે નહિ ત્યાં સુધી આપણી પરાધીનતા સમૂળી ટળશે નહિ. સામાજિક સુધારણામાં યુવકો શિથિલ છે એ આપણું હીનભાગ્ય છે. 'પાટીદાર યુવકમંડળ' શિથિલ દેખાયું ત્યારે તેને ફેરવીને ગયેજ વર્ષે 'પાટીદાર મંડળ' બનાવ્યું, પણ તેમાંયે પ્રાણ ફૂંકાયો નહિ. પ્રચારકાર્ય કંઇ થતું નથી. ગયા માસમાં ભાઇ પ્રભુદાસ રાયે, બીજા ભાઇઓએ અને એક મંત્રી ભાઇ ચતુરભાઇ પટેલે સિનોર તાલુકામાં પ્રચારકાર્ય કર્યું, પણ તેમાં બહુ સફળતા ન મળી. ત્યારે હવે તો યુવકોએ જાગવુંજ જોઇશે ને સમાજને જગવવોજ જોઇશે. એ વિના આપણો ઉદ્ધાર નથી, ના નથીજ.

## સાહિત્યચોર લેખકો

ગયા અષાઢના 'પાટીદાર'ની પ્રસંગકથામાં (પૃષ્ઠ ૪૩૧ ઉપર) મેં આમ લખ્યું હતું: "કેટલાકને લેખક થઇ જવાનો ભારે ઉમળકો થઇ આવે છે, પણ શું લખવું ને કેમ લખવું એનો એમને કક્કોય આવડતો નથી, એટલે બીજાના લેખોમાંથી ચોરી કરીને, તે લેખકોનાં નામનિશાન આપ્યા સિવાયજ, પોતાને નામે એ નકલો છપાવી દે છે. છાપનાર તંત્રીઓ કંઇ સર્વજ્ઞ હોતા નથી, તેમણે કંઇ બધુંય સાહિત્ય વાંચ્યું હોતું નથી, એટલે એમને તો ખબરેય ન પડે કે એ ચોરીનો લેખ છે અને તેથી એ ચોર લેખકને નામે એવા લેખ પોતાના પત્રમાં છાપી દે. એવીજ એક ફરિયાદ અહીં આવી છે." અને એમ જણાવીને તે પ્રસંગે હાથ આવેલા ચોર લેખકનો ચોરીનો માલ મુદ્દા સાથે

પ્રકટ કરી દીધો હતો. આજે એવી બીજી ફરિયાદ આવી છે. અમદાવાદથી એક ભાઈ ખાતમી આપે છે કે: "'પાટીદાર'ના માર્ચ ૧૯૯૪ના અંકમાં રાવજીભાઈ લલ્લુભાઈ પટેલ નામના ભાઈનો 'સુખી થવું છે?' નામનો લેખ છપાયો છે. લેખ પર નજર નાખતાં જ એ પૂ. ગાંધીજીનો છે, એવી મારી ખાત્રી થઈ. વધુ ચોકસાઈ કરવા 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' જોયું. એમાંનું 'ગુહ્ય પ્રકરણ' થોડી ઘણી કાપકુપ અને નજીવા ફેરફાર સાથે એ ભાઈએ આખું ને આખું ઉતારી લીધું છે." મારી પાસે 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' પુસ્તક તો હતું નહિ, પણ એ 'ગુહ્ય પ્રકરણ' આખું ને આખું ગાંધીજીના 'નીતિનાશને માર્ગે' પુસ્તકમાં લીધું છે, એ ખ્યાલ આવતાં એ પુસ્તક જોયું અને ત્યારે એ ભાઈએ આપેલી હકીકત બિલકુલ સાચી જણાઈ. આવા ચોર લેખકોને શું કહેવું તે સૂઝતું નથી. લેખક થવાનો ખૂબ ઉમળકો થઈ આવતો હોય તો એવાએ સાહિત્યનો ને ઇષ્ટ વિષયોનો યથાયોગ્ય અભ્યાસ કરવો ઘટે.

## ખેડુતનાં દુઃખ

ખેડૂતનાં દુઃખ કોનાથી અજાણ્યાં છે? એ દુઃખનું નિરાકરણ કરવાનું કામ મહાસભાએ પોતાના હાથમાં લીધું છે અને મહાસભાનાં પ્રધાનમંડળ પોતાથી બને તેટલું કાર્ય તે દિશામાં કરી રહ્યાં છે. પણ તેમને તો રાજ્યનીતિના બીજા અનેક મહાપ્રશ્ન રહ્યા, એટલે ખેડૂતોનાજ પ્રશ્નો તરફ ઘણું ધ્યાન આપી શકે નહિ; તેમજ તેમનાં દુઃખોનો પૂરો અભ્યાસ કરી પણ શકે નહિ. આથી ઠામઠામ ખેડૂતમંડળો સ્થપાય અને પોતાનાં દુઃખ વિવેચન સહિત એ પ્રધાનમંડળો તેમજ મહાસભા સમક્ષ રજુ કરે તો તે કામ વ્યવસ્થિત ને સરળ થાય. એવાં મંડળ સ્થપાવા લાગ્યાં પણ છે. અખિલ હિંદ કિસાન સભા એ આખા દેશમાં એવું પ્રચંડ મંડળ છે. ગુજરાતમાં પણ એવાં અનેક ખેડુતમંડળ સ્થપાયાં છે. 'કાસરા કપડવંજ તાલુકા લાટ ખેડૂત મંડળે' પોતાની સ્થિતિ કેમ સુધરે એ જાણવા માટે એક સમિતિ સ્થાપી હતી. એ સમિતિની તપાસ અને તેની ભલામણનો અહેવાલ હાલ પ્રસિદ્ધ થયો છે. તે વાંચી જવા જેવો છે. તેમાં સરકારને ને જમીનદારોને જે ભલામણો કરી છે તે બેશક મહત્ત્વની છે; પણ ખેડૂતોને પોતાને જે સૂચનાઓ ને ભલામણો કરી છે તે વધારે મહત્ત્વની છે, એટલા માટે કે તે પાળવી તો ખેડૂતોના પોતાનાજ હાથની વાત છે. સરકારે પણ ખેડૂતોના હિત તરફ ધ્યાન આપવું એ એની મોટામાં મોટી ફરજ છે, કારણ કે ખેડૂત ને એના ઉપર તો રાજ્ય નભે છે. ગયાજ પખવાડીઆમાં પાછું આખા ગુજરાત ઉપર હિમનું મોજું આવી ગયું ને કંઈક નુકસાન કરી ગયું! ખેડૂત આમ મરે તો રાજ્ય ક્યાં સુધી જીવે!

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥


| સં. ૧૯૯૪ / વર્ષ ૧૫ | આણંદ | ચૈત્ર / અંક ૬ |
| --- | --- | --- |


## હરિપુરાની મહાસભા

### ૧

**ગુજરાતમાં ખાદીકામ:** મહાસભાને અંગે ભરાયેલા ખાદી ને ગ્રામોદ્યોગ પ્રદર્શનનું ઉદ્દઘાટન કરતાં ગાંધીજીએ જે ભાષણ આપેલું તે તો ગયા અંકમાં અપાઇ ગયું છે. પ્રદર્શનમાં એમને ફેરવીને વિવિધ વિભાગો બતાવવામાં આવ્યા. ગુજરાતનાં રાષ્ટ્રીય શાળાઓ અને આશ્રમોનાં બાળકો કાંતીને રોજના ત્રણથી ચાર આના કમાઇ શકે છે એ બતાવનારો વિભાગ બતાવવામાં આવ્યો. ગાંધીજી કહે, "એ તો કંઇજ નથી. આવી નિશાળોમાં તો તમારે એમ બતાવવાનો પ્રયાસ કરવો જોઇએ કે બાળકોને હાથઉદ્યોગ — દાખલા તરીકે કાંતણના — દ્વારા બધા વિષયો શીખવી શકાય છે. અક્ષરજ્ઞાનની કેળવણી ઉપરાંત હાથઉદ્યોગની કેળવણી એ કંઇ નવી કલ્પના નથી. નવી કલ્પના તો હાથઉદ્યોગને અક્ષરજ્ઞાન આપવાનું મુખ્ય સાધન બનાવવાની છે. મજૂરીની બાબતમાં તમે આદર્શને પહોંચ્યા છો એમ તમે માનતા હો એ તમારી ભારે ભૂલ છે. આદર્શ તો કલાકના એક આનાનો છે, અને જ્યારે ગરીબ મહારાષ્ટ્ર ત્રણથી ચાર આનાના સરેરાશ મજૂરીના દરે પહોંચ્યું છે ત્યારે સધન ગુજરાત એની કાંતનારીઓને એટલી મજૂરી આપીને સંતોષ ન માની શકે. તમારે તમારા પ્રાંતમાં મજૂરોને સામાન્ય રીતે જે મજૂરી મળતી હોય તેની દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ, અને ઓછામાં ઓછા આઠ આનાના દરે ન પહોંચો ત્યાં લગી સંતોષ ન માનવો જોઇએ."

"પણ તો તો ખાદીની કિંમત એટલી વધી જાય કે એ પરવડે નહિ," એક ખાદીસેવકે કહ્યું.

ગાંધીજી: "એ તે કંઇ જવાબ છે કે? ઓછામાં ઓછો મજૂરીનો દર આઠ આના રાખવોજ છે એવો નિશ્ચય તમારે કરવો જોઇએ, અને એ હદે ન પહોંચાય ત્યાં લગી જંપ વાળીને બેસવું ન જોઇએ. વહીવટનો જે ખરચ થતો હોય એમાં ઘટાડો કરો, દફતરનો આંક વધારતા જાઓ, પણ આ ધ્યેયને પહોંચવું જ છે એવો દૃઢ સંકલ્પ કરો. એ ખાદી નહિ વેચાય એમ માનવું એ તો વહેમ છે. જ્યારે કાંતણનો નવો દર દાખલ કર્યો ત્યારે પણ એજ બીક બતાવવામાં આવી હતી, પણ એ બીક ખોટી પડી છે એ આપણે જાણીએ છીએ."

પ્રદર્શનમાંથી પાછા વળતાં રસ્તે સરદાર વલ્લભભાઇને ગાંધીજીએ નિસાસો નાખીને કહ્યું, "કેટલી દુઃખની વાત છે કે ખાદીની બાબતમાં આપણે બીજા પ્રાંતોના કરતાં બહુ જ પાછળ છીએ. અને એને માટે આપણી પાસે બહાનું કંઇજ નથી. આપણે હિંદુસ્તાનમાં સારામાં સારો કપાસ પેદા કરીએ છીએ, તો આપણે ઓછામાં ઓછી મજૂરીનો વધારેમાં વધારે દર કેમ ન આપી શકીએ ને ગુજરાતને ખાદીથી કેમ ન ઢાંકી શકીએ?"

**સાચી મહાસભા સેવા:** હરિપુરાની મહાસભામાં સુંદર વસ્તુઓ તો અનેક છે. એમાંની એક તો મહાસભાની સફાઇ કરવા ભેગી થયેલી સ્વયંસેવકોની મોટી સેના છે. એના આગેવાનો શ્રી. મામા સાહેબ ફડકે અને શ્રી. જુગતરામ દવે છે. બંને બ્રાહ્મણો છે. મામાસાહેબે હરિજનોની સેવાને ને જુગતરામે રાની પરજની સેવાને જીવન અર્પણ કરેલું છે. આ સફાઇના કામમાં આશરે દોઢ હજાર જુવાન ભાઇબેનો રોકાયેલાં છે. અને એમનાં આ કામ કરવાનાં જોમ ને ઉત્સાહ બમણાં થાય એટલા સારૂ એક દિવસ ગાંધીજીને એ સેવકો ને સેવિકાઓને ઉદ્દેશીને બે બોલ કહેવાને બોલાવ્યા હતા. ગાંધીજીએ કહ્યું: "તમને ખબર હશે કે જે કામ મને સૌથી વધારે પ્રિય છે તે કામ તમે કરી રહ્યાં છો. હરિજનોમાં પણ ભંગી સૌથી વધારે તિરસ્કૃત ગણાયો છે, કેમકે એનું કામ સૌથી નીચું મનાયું છે. પણ આપણે ભૂલી જઇએ છીએ કે આપણે બાળક હતાં ને આપણને સ્વચ્છતાનું કશું ભાન નહોતું ત્યારે આપણી માતાઓ એ જ કામ કરતી હતી. જો એ કામ હલકું હતું તો ભંગીનું કામ પણ હલકું છે, પણ એ કામ ઊંચા પ્રકારનું હતું તો ભંગીનું કામ પણ ઊંચા પ્રકારનું છે. પણ માતાઓ આપણું મેલું સાફ કરતી હતી કેમકે આપણે એમનાં બાળક હતાં, તેમનો મેલું સાફ કર્યા વિના છુટકો નહોતો, તેઓ આપણામાં ઓતપ્રોત હતી ને આપણામાં રહેલી એમની પોતાનીજ પ્રતિકૃતિને પૂજતી હતી. એટલે એમનું

કામ સ્વાર્થનું હતું. પણ ભંગી સ્વયંસેવક કે સેવિકાનું કામ શુદ્ધ નિઃસ્વાર્થ છે ને તેથી માતાના કામ કરતાં એમાં પુણ્ય વધારે છે. અને જો હું મારી માતાને ને તેથી આખી સ્ત્રીજાતિને પૂજું, તો મારે ભંગી સ્વયંસેવક સેવિકાની વધારે પૂજા કરવી જોઈએ એ દેખીતી વાત નથી?

"એટલે તમે આ પુણ્યકાર્ય માથે લીધું છે તેથી મને બહુ આનંદ થાય છે. પણ એ કામ કેવી રીતે કરવું એ તમને આવડવું જોઇએ. એ કામ પ્રેમપૂર્વક ને બુદ્ધિપૂર્વક કરવું જોઇએ. પ્રેમપૂર્વક એટલા માટે કે જેઓ ગંદકી કરે છે, કચરો જ્યાં ત્યાં નાખે છે એમને પોતે શું કરે છે એની ખબર નથી હોતી. અને બુદ્ધિપૂર્વક એટલા માટે કે એમને એમની ટેવો સુધારવામાં ને આરોગ્ય સુધારવામાં આપણે મદદ કરવાની છે. આદર્શ ભંગીને તો યુક્તાહારના નિયમોની ખબર હોવી જોઇએ, ને માણસના મળ પરથી તેની તબિયત કેવી હશે એની એને ખબર પડવી જોઇએ. એ રીતેજ તમે આ ધંધાને પવિત્ર બનાવી શકશો. આ હું તમને કહું છું કેમકે હું આ કામ પાંત્રીસ વરસથી કરતો આવ્યો છું, ને મેં એ કામ સાચી ભાવનાથી કરેલું છે. એટલે હું તમને કહું કે તમે સૌની સાથે માયાથી ને આદરથી બોલજો, ખાસ તો એટલા માટે કે તમને ઘણા અજ્ઞાન ને સ્વચ્છતાના ઓછા ભાનવાળા લોકોનો ભેટો થશે. તમે એમની સાથે નરમાશથી બોલજો ને એમને સમજાવજો કે તેમણે મહાસભાના નિયમો પાળવા જોઇએ અને તોજ આ નગરમાં સ્વચ્છતા રહી શકે. તમે આ કળા સાધી હશે તો હું તમને મહાસભાના પ્રતિનિધિ કરતાં પણ સારા ગણીશ. આમ કહેવાનો આશય મહાસભાના પ્રતિનિધિઓને ઉતારી પાડવાનો નથી, પણ મહાસભાનું ખરૂં કામ કોને કહેવાય એ તેમને સમજાવવાનો છે. મહાસભામાંથી મેં નિવૃત્તિ લીધી તે અમસ્થી નહોતી લીધી. મેં જોયું કે મારે જેટલી જરૂર મહાસભાના પ્રતિનિધિ બનવાની નહોતી તેટલી મહાસભાનું કામ કરવાની હતી. અને જ્યાં સુધી મારી મૂંગી સેવાનો પ્રજા સ્વીકાર કરે ત્યાં સુધી હું એ કર્યા કરીશ. મારે મન તો રેંટિયો ફેરવવો, બીજા હાથઉદ્યોગોનું કામ કરવું, પાયખાનાંની સફાઇ વગેરે મહાસભાની ભાવનાથી કરવી એ બધું મહાસભાનું જ કામ કરવા બરોબર છે, અને ઈશ્વર જ્યાં સુધી મને જિવાડવા માગતો હશે ત્યાં સુધી હું ગામડામાં દટાઇ રહેવામાં સંતોષ માનીશ.

"આ કામમાં નથી અક્ષરજ્ઞાનની જરૂર, નથી પદવીઓની જરૂર, એમાં શુદ્ધ ને કોમળ હૃદયની અને સ્વચ્છ ને મજબૂત હાથની જરૂર છે. એ બે તમારી પાસે હોય ને તમે આ કામમાં જોડાઓ તો તમારા જેવાં દોઢ હજાર

યુવક યુવતીઓ સ્વરાજ્ય મેળવવાને બસ થઇ જાઓ. આ વાત મેં વરસો પહેલાં કરેલી ને આજે ફરી એ કહેતાં મને સંકોચ થતો નથી. પણ તમારી પાસે એને માટે જે શુદ્ધ હૃદયની જરૂર છે તે છે ખરાં?"

**સાચી ગોસેવા:** હરિપુરાની મહાસભા એ ગુજરાતના સર્વ સેવકોનો — સરદાર વલ્લભભાઇથી માંડીને નાનામાં નાના સ્વયંસેવક સુધીનો — ગાંધીજીનાં અનેક સ્વપ્નો ફળીભૂત કરી બતાવવાનો એક મહાપ્રયાસ છે. એમાં એમને કેટલી સફળતા મળી છે એ તો મહાસભાને અંતે આપણે જોઇ શકીશું. પણ એમણે સૌએ જ્ઞાનપૂર્વક એ પ્રયત્ન કર્યો છે એની તો કોઇ ના નહિ પાડે. એનું એક દૃષ્ટાંત સફાઇના સ્વયંસેવકોની સેનાનું હું આપી ગયો. મહાસભામાં આવનાર હજારો પ્રેક્ષકોને કેવળ ગાયનાંજ દૂધઘી પૂરાં પાડવાનો જે નિશ્ચય એમણે કરેલો છે એ બીજું દૃષ્ટાંત છે. જ્યાં ૫૦૦ ગાયોનું ધણ રાખેલું છે એ ગૌશાળાની નજીકમાંજ ગોપાલન અને દુગ્ધાલયને લગતું એક નાનકડું પ્રદર્શન ગોઠવેલું છે. એ પ્રદર્શનનું ઉદ્ઘાટન ૧૩મી તારીખે સરદાર વલ્લભભાઇને હાથે થયેલું. ગાંધીજી વિઠ્ઠલનગરનો એકે એક ભાગ ફરીને જુએ છે, એટલે એમણે આ ઉદ્ઘાટન સમારંભમાં હાજરી આપેલી, એકે એક વિભાગ ફરી ફરીને જોયેલો, અને ગોસેવા વિષેના પોતાના વિચારો એ પ્રસંગે ફરી સંભળાવ્યા હતા. એમણે કહ્યું: "ગોરક્ષા એ શબ્દ બરાબર નથી. આપણો આદર્શ તો ગોસેવાનો છે. આપણા અજ્ઞાનને કારણે આપણી દુઃસ્થિતિ થયેલી છે, એ અજ્ઞાનના મૂળમાં આપણું આળસ રહેલું છે. કાપડના શુદ્ધ જ્ઞાનનો વિચાર કરીએ તો ખાદી ને રેંટિયોજ આવશ્યક જણાય. એજ રીતે દૂધના ધાર્મિક અર્થશાસ્ત્રનો વિચાર કરીએ તો હિંદુસ્તાનમાં તો ગાય સેવાજ આવશ્યક જણાય. દૂધશાસ્ત્રના અભ્યાસથી ને એ શાસ્ત્રના નિષ્ણાતો જોડે વાતચીતો કરતાં મેં જોયું કે ગાય અને ભેંસ એ બંને પ્રાણીને પાળવાનું આપણને પોષાય એમ નથી. સંભવ એવો છે કે ગાયનું પાલન કરતાં કરતાં ભેંસને થોડે ઘણે અંશે બચાવી શકાય. પણ જો ભેંસને ગાયની સાથે હરીફાઇ કરવા દઇએ તો ભેંસ અને ગાય બંનેનો નાશ થઇ જશે. ખરી વાત એ સમજવાની છે કે ગાય ભેંસના કરતાં ખરે-ખર વધારે કમાતલ છે. આપણા પૂર્વજો એ સમજ્યા હતા કેમકે એમણે રાજાઓને ગૌબ્રાહ્મણપ્રતિપાળ એ નામ આપ્યું હતું. પણ એમણે ગાયનું નામ પહેલું મૂક્યું છે, કેમકે બ્રાહ્મણની પણ હસ્તી તો ગાયની હસ્તી પરજ નિર્ભર છે. તમે બારડોલીના લોકો એવા વહેમમાં પડેલા છો કે ગાય રાખીને કમાણી ન કરી શકાય ને ભેંસજ તમારો ખરો આધાર છે. હું તમને કહું છું કે

એ ખોટી વાત છે, અને તમે ભેંસની જેટલી માવજત કરો છો એટલી ગાયની કરો અને ગોસેવાનું ખરૂં અર્થશાસ્ત્ર શીખો તો તમે જોશો કે ભેંસનાં કરતાં ગાયને પાળવામાં લાંબે કાળે વધારે આર્થિક લાભ રહેલો છે.

"અત્યાર સુધી આપણે ગાયને કસાઈના હાથમાંથી બચાવવાના જ પ્રયત્નો કર્યા છે ને એમાં આપણી શક્તિ એળે ગુમાવી છે. ગાયને કસાઇના હાથમાંથી બચાવવાનો પ્રયત્ન શો કરવો? કમાઇને તો એનો ધંધો કરવો રહ્યો. કસાઇનો વાંક કાઢવો એ આપણા તાવને સારુ ડાકટરનો વાંક કાઢવા જેવું છે. આપણે એની ભયાનક ઉપેક્ષા કરીને એને કસાઇના હાથમાં જવા દીધી છે, અને એની કતલને માટે કેવળ આપણે જ જવાબદાર છીએ. ગાય કસાઇને વેચવાનું આર્થિક દૃષ્ટિએ પરવડે જ નહિ ને અશક્ય થઇ જાય એવી સ્થિતિ પેદા કરવી એ આપણા હાથની વાત છે. આ પ્રદર્શન અને મોટા પ્રદર્શનમાંનું ચર્માલય તમને બતાવશે કે એવું કરવું શક્ય છે."

('હરિજનબંધુ,' તા. ૨૦:૨:'૩૮).

૨

ગયે વર્ષે ફૈજપુરમાં પ્રથમવાર ગ્રામમહાસભા જોઇને ગાંધીજીને આનંદ થયેલો અને તબિયત પણ સારી હતી એટલે બોલેલા કે 'હું જ્યાં રહેવાને તલસતો હતો ત્યાં રહેવાનું મળવાને લીધે મારૂં શરીર પણ સરસ સ્વાસ્થ્ય ભોગવે છે.' '૩૭ની સાલમાં શું એમને સેગાંવમાં રહેવાનું નહોતું મળ્યું? '૩૬માં તો માંદા પણ પડ્યા હતા, '૩૭માં તો માંદા નહોતા પડ્યા એટલે કે તાવે કદિ નહોતા પડ્યા, છતાં '૩૭ના આરંભમાં જે શક્તિ હતી તે '૩૮ના આરંભમાં એમનામાં નથી. આનું કારણ એ છે કે પરસેવાનાં ટીપાં પાડી જે નચિંત જીવન સામાન્ય ગામડિયો ગાળે છે તે નચિંત જીવન આદર્શ વાતાવરણ છતાં ગાંધીજીને નથી મળી શકતું. તેમાં પ્રધાનોએ પ્રધાનપદાં લીધાં ત્યારથી તો હદ વળી. હરિપુરા તો જવાનું છોડી શકત તો છોડવા સુધીની ગાંધીજીની તૈયારી હતી. પણ સરદાર એમને છુટ્ટી કેવી રીતે આપે? ગાંધીજીનું પોતાનું મન તો હરિપુરા જવાને ઉત્સુક હતું જ.

હરિપુરામાં સરદારના અપાર પ્રેમે ગાંધીજીને માટે ઉત્કૃષ્ટ સ્થાન ઉપર તેમની ઝૂંપડીની રચના કરાવી હતી. પણ સવારની કડકડતી ટાઢ, સખત વાવાઝોડાં અને ધૂળથી એ ઝુંપડી વસમી થઇ પડી. તેમાં પ્રધાનોનાં રાજીનામાંથી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિએ એમના કામનો બોજો વધારી મૂક્યો. લોકોનાથી રક્ષવાને માટે પણ સરદારે તો કોટકિલ્લા રચ્યા હતા એમ કહેવાય.

પણ અમે કેટલાને 'ના' પાડીએ? ગાંધીજીને સારી પેઠે શરદી ઉધરસ થયાં, લોહીનું દબાણ વધ્યું, પણ પરિશ્રમ ઓછો ન થયો. એમણે ઉગ્ર ઇલાજ લીધો એટલે બચ્યા અને તાવનો ખાટલો લીધા વિના પાછા આવ્યા. ઉગ્ર ઇલાજ એટલે અર્ધઉપવાસ — દૂધ અને સંતરાનો રસ, તે પણ હમેશના કરતાં ઓછા પ્રમાણમાં લેવા ઉપરાંત બીજું કશું નહિ, અને ઉધરસ માટે ગરમ પાણી અને મીઠું. પણ આવા ઇલાજો પણ કયાં સુધી કામ આપે? શરીરની સાથે તે કેટલે અંશે છૂટ લેવાય?

ટોળાંઓના ત્રાસનું વર્ણન કરું? ખરી રીતે તો ટોળાંઓનો ત્રાસ ન હતો — કારણ 'ટોળાંને કોઇ આવવા દે એમ ન હતું. વળી ગુજરાતના કાર્યકર્તાઓએ તો જાણે ગાંધીજીની પાસે ભૂલેચૂકે પણ ન ફરકવાના સોગંદ લીધા હતા. પણ બહારના કાર્યકર્તાને શી રીતે સમજાવાય? એક દિવસ ત્રણ ચાર કદાવર અને વૃદ્ધ સજ્જનોએ તો સ્વયંસેવક સેવિકાઓને ડરાવી ધમકાવી ધસારો કર્યો. આવીને મને કહેવા લાગ્યા, 'ભૂલ થઇ છે, પણ શું થાય? એ છોકરીઓ આવા બુજરગને પણ રોકે એટલે અમારે કાયદો અમારા હાથમાં લેવો પડયો.'

ગાંધીજીએ એ લોકો સ્વયંસેવિકાઓની માફી ન માગે ત્યાંસુધી તેમને મળવાની ના પાડી. આ ઉપર મારે એમની સાથે કડવી દલીલોમાં ઊતરવું પડયું.

"થોડી મિનિટ અમારી સાથે વાત કરવાથી એમનું સ્વાસ્થ્ય બગડી જશે કે?"

"થોડી મિનિટ લેનારાની સંખ્યાથી મિનિટનો ગુણાકાર કરો, અને જુઓ કે શું થાય?"

"પણ જેઓ જેલમાં ઉપવાસ કરી ક્ષણે ક્ષણે રિબાઇને મરી રહ્યા છે તેના કરતાં તો ગાંધીજીની તબિયત વધારે ખરાબ નથી ના? મોટા માણસની મોટી માંદગી. નાના માણસની મોટી માંદગી પણ તમારે મન નાની માંદગી?"

મને બહુ દુઃખ લાગ્યું. મેં વિનયથી કહ્યું: "એ ક્ષણે ક્ષણે રિબાઇ રહેલાઓને માટે ચોવીસે કલાક એમના પ્રયત્ન ચાલે છે અને એઓ પોતાને ઘસી નાંખી રહેલા છે તે જાણો છો?"

"તો પછી તેઓ પંજાબ શા માટે આવતા નથી?"

"એઓ જીવતા આવે એમ તમે ઇચ્છો છો કે મરીને આવે?"

પેલા કાંઇક ઠંડા પડયા. મેં કેદીઓને માટે સંદેશો મોકલવાનું કહ્યું એટલે પાછા ફર્યા. આપણે ત્યાં એક વિચિત્ર ખ્યાલ એવો લાગે છે કે માણસ ખાટલાવશ ન થાય અને કામકાજ કરતો ન અટકે ત્યાં સુધી બીમારજ ન કહેવાય.

**સાત લાખનો ધુમાડો?** ફૈજપુરમાં જ્યારે મહાસભાનું અધિવેશન થયું ત્યારે શ્રી. નંદલાલ બોઝ અને શ્રી રામદાસ ગુલાટીએ રચેલા નગરની કેટલાક ગ્રામીણતાઓની ઠેકડી કરવાનું 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ને સૂઝયું હતું. પણ જમાનો કેવો ફરી ગયો છે! આ વર્ષે એજ પત્રે અહીંની વ્યવસ્થા અને રચનાનાં ગુણગાન ગાયાં છે, અને કેવળ ભવ્ય શોભા અને વ્યવસ્થા માટે બારડોલીના સરદારને કોઇ પહોંચી ન શકે એમ સાબીત થયેલું જાહેર કર્યું છે. મહાસભાને ગામડામાં ભરવાની કલ્પના જે એકવાર હાંસીપાત્ર હતી તે આજે સ્તુતિપાત્ર થઇ છે, કારણ એ સફળ થઇ છે. પણ એનો હેતુ સફળ થયો છે ખરો? એવો પ્રશ્ન સહેજે થાય છે.

મહાસભાના ગ્રામ–અધિવેશનનો હેતુ મહાસભાનો ગામે ગામે પ્રવેશ કરાવવાનો હતો, અને તે તો અદ્દભુત રીતે સફળ થયો, એમ એજ પત્રકાર કહે છે. પણ તમાશો દૂર કરી અમલી કામ વધારવાનો પણ ગાંધીજીનો હેતુ હતો તે સફળ નથી થયો એની તે ફરિયાદ કરે છે. હજારો તો કેવળ એક સહેલગાહ માટેજ તાપી કિનારે ઊલટયા હતા, અને પ્રમુખનું સરઘસ નીકળ્યું તે દિવસે હજારોને પાછા જવાને 'બસ' ન મળી એટલે તેઓ તોફાને ચઢ્યા, મોટરો રોકી.

પણ આ તો ક્ષણિક હતું. એ પ્રકારના દેખાવ ફરી પાછા નજ થયા. રસ્તાની ધૂળ ઓછી કરવાનો ભગીરથ પ્રયત્ન સરદારે પબ્લિક વર્ક્સ ખાતાના સહકારથી કર્યો હતો, અવરજવરની વ્યવસ્થા અને નિયમો એવા કડક કર્યા હતા કે લાખો માણસ ઊભરાતાં પણ અકસ્માતો ભાગ્યેજ થાય, સ્વચ્છતાની સેનાએ એટલું કડક નિયમપાલન કર્યું અને કરાવ્યું, અને પાણીની એટલી તો છૂટ અને સગવડ હતી કે રોગ ફાટી નીકળવાનું અશક્ય થયું. રાતદિન હજારો સ્વયંસેવક અને સ્વયંસેવિકાઓએ આ લાખોની મેદનીની સુખસગવડને પહોંચી વળવાને માટે જે અથાગ પરિશ્રમ કર્યા તેનાં કોણ મુક્ત કંઠે વખાણ નહીં કરશે?

પણ આટલા આટલા માણસની મેદની, એ મેદનીને માટે આટલાં માણસોને રોકવાં, અને પાણીની જેમ પૈસો વાપરવો એ કયાં સુધી યોગ્ય ગણાય? આવશ્યક હતું એ વિષે તો કોઇને શંકાજ નથી. છેલ્લે દિવસે સરદારે પોતાના

ભાષણમાં આવશ્યકતા તો સ્પષ્ટ રીતે સિદ્ધ કરી આપી. પણ એવી રીતે મહાસભા ભરવાનું ચાલુ રાખવું એ કયાં સુધી શકય છે, યોગ્ય છે? મહાસભા ગામેગામ પ્રવેશ કરે એ તો ગાંધીજીના અનેક હેતુઓમાંનો એક હતો. પણ જે મુખ્ય હેતુ હતો તે તો એ હતો કે પ્રત્યેક મહાસભાવાદીનું હૈયું ગ્રામમયતાથી રંગાય, પ્રત્યેક મહાસભાવાદી ગ્રામવાસીઓની સાથે એકતા અનુભવે, એનાં સુખદુઃખનો સહભાગી થવાનો લ્હાવો મેળવે, એના હિતની દૃષ્ટિએ પ્રશ્નો વિચારતો થઇ જાય, અને એના તરફનું પોતાનું કર્તવ્ય વિચારતો થઇ જાય. આ મહાન ઉદ્દેશ કેટલે અંશે પાર પડયો કહેવાય?

કિંચિત્ અંશે પાર પડયો, કારણકે આખી નગરરચના ગ્રામવાસીઓના ખીસામાં થોડા પૈસા ઉમેરાય એ દૃષ્ટિએ થઇ, એની મજૂરીનો જેટલો અધિક ઉપયોગ થાય તેટલો અધિક ઉપયોગ કરવામાં આવ્યો, ગામડામાં મળતાં સાધનોનો જ ઉપયોગ કરવાનો ઠીક પ્રયત્ન થયો. ૭ા લાખમાંથી ગ્રામવાસીઓના ખીસામાં કેટલા ગયા એનો હિસાબ તો આપણે સહેજે કાઢી શકશું, કારણ આપણું હિસાબ ખાતું એટલું ચોખ્ખું છે કે સહેજે એ વસ્તુ કાઢી શકાય. વળી ગામડાંમાંથી આવેલા સેંકડો સ્વયંસેવકોને આવી વિરાટ સભાના અધિવેશનની રચનાનો અનુભવ મળ્યો, સહકાર અને તાલીમ મળ્યાં, એ બધું બીજી રીતે ન મળત. ઘણાએ તો દેશસેવાની ભભૂત હરિપુરાની એ પૂણ્યભૂમિની ધૂળથી પ્રથમવાર જ ચોળી હશે.

પણ છતાં પ્રશ્ન થાય છે કે આપણો જે મુખ્ય હેતુ હતો તે કેટલો સર્યો? આમ આટલા લાખ ખર્ચીને આપણે જે લાભ મેળવ્યા તે મેળવવાનું આપણને પરવડશે કે? લાભની સામે ગેરલાભોનું ત્રાજવું વધી જાય એમ ન હોય? આપણે ગ્રામમયતાથી રંગાવાને ગયા પણ આપણે ગામડિયાઓને એથી ઊલટા જ રંગે નહિ રંગી આવ્યા હઇશું? આપણી મોટરો અને આપણી વિજળીની દિવાળી, આપણી શહેરી આદતો અને શહેરી શેખીઓ, શહેરી શેડાઇ-અને શહેરી અપલક્ષણોનો આપણે એમને ચેપ તો-નથી લગાડી આવ્યા?

અથાગ પરિશ્રમ અને કુશળતાનું જે દર્શન થતું હતું તેની કિંમત ઓછી કરવાને માટે આ નથી લખાઇ રહ્યું. આપણે જે ભવ્ય ઉદ્દેશ પાર પાડવાનો છે—અહિંસા દ્વારા આપણી સિદ્ધિ મેળવવાનો અપૂર્વ પ્રયોગ જે પાર પાડવાનો છે—તે કસોટીએ આપણે ચઢવાનું છે. એ કસોટી અસાધારણ છે, એ હેતુ સાધવાને અર્થે જ આપણે હરિપુરા જઇ આવીને અધિક આત્મનિરીક્ષણ કરતા થઇ જઇએ તોપણ ઘણું છે, તો આપણે સાત લાખ ભલે ખર્ચ્યા.

**ખાદીનો મંત્ર:** એટલું જ આપણને ઢોલ વગાડીને કહેવા માટે, એ વસ્તુ આપણને આપોઆપ ઊગી જાય એ માટે, આપણાં હૈયાં ખોલવા માટે ગાંધીજીએ ખાદીનો મંત્ર અજબ રીતે સંભળાવ્યો. ફૈજપુરમાં પણ એમણે એવી જ રીતે એ મંત્ર સંભળાવીને ત્યાંની માનવમેદનીને ઘેલી કરી હતી અને કેટલાક ઉદ્ગારો એવા કાઢ્યા હતા કે જેના અનેક અર્થ ઉકેલવાનો ઘણાને રસ ચડ્યો હતો. કેટલાક તો આ વેળા પણ ભાષણમાં જતા પહેલાં પૂછતા હતા: "ગાંધીજી આ વર્ષે પણ કંઇક એવું બોલશે કે? વાઇસરોયને વિષેના ગયા વર્ષના ઉદ્ગારો તો ભવિષ્યવાણી જેવા થઇ પડ્યા. આ વર્ષે પણ કંઇ નવી ભવિષ્યવાણી ભાખશે?" ભવિષ્યવાણી ભાખી કે ન ભાખી તે તો ભગવાન અને ભવિષ્ય જાણે, પણ એ વાણીમાં ફૈજપુર જેટલો વેગ અને બુલંદપણું ન હતું છતાં, સત્યનો એટલોજ ઘેરો રણકાર હતો, અને અંતરના ઊંડાણમાંથી નીકળતું કાંઇક આપી દેવાની એટલી જ ઊછળતી ધગશ હતી—જે ધગશ એમની ક્ષીણ થઇ જતી શક્તિના લોકોના જ્ઞાનને લીધે કાંઇક અધિક જોરદાર બનતી હતી. ફૈજપુરમાં આખું ભાષણ "સબી ભોમ ગોપાલકી"ના મંત્ર ઉપર ભાષ્ય થઇ પડ્યું હતું. હરિપુરામાં હરિના જન ભક્ત નરસૈયાના "જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહિ" એ પરભાતિયાના રંગે આખું પ્રવચન રંગાયું હતું, એ આપણે ગયા અંકમાં જોઈ ગયા.

હરિપુરામાં આવ્યા તેજ દિવસથી તેમને હરિપુરાના અધિવેશનની મનોહર રચનામાં કાંઇક ખટકતું હતું તેને તેમણે પ્રદર્શનમાં કરેલા ૧૬મીના પ્રવચનમાં પ્રગટ રૂપ આપ્યું. પોતાની ઝૂંપડી બહારથી જોવાનો અવસર એક દિવસ ફરવા ગયેલા ત્યાંથી આવતાં એમને મળ્યો. પોતે અને પોતાના સાથીઓએ બીજાના કરતાં દશગણી જગ્યા રોકી હતી તે પણ તેમની આંખે ચડી, અને બોલ્યા: "મારે માટે આ ખાસ સગવડ શી? મારા ઝૂંપડા ઉપર તરસાડાનું ખાસ છાપરું શા માટે, અને બેવડા ટટ્ટા અને અંદર ખાદીની ચંદની શા માટે?" સરદાર કહે: "એટલી તરસાડ બધાને માટે લાવું તો મારે હજારો રૂપિયા બીજા ખરચવા પડે, કારણ તરસાડ અહીં એટલી સસ્તી નથી મળતી. અને મારે તો તમારી તબિયતનો વિચાર કરવાનો પણ રહ્યો ના?" સરદારે તો એમના પ્રેમની અતિશયતામાં અને ગાંધીજીની સાથે આવનારાઓની 'શિવજીની બરાત'ની સંખ્યા ધ્યાનમાં રાખીને બધું કરેલું. ટોળાંઓ ધસારો કોઇ પણ રીતે ન કરી શકે એટલા માટે કુદરતી ખાઇના કિલ્લાવાળું સ્થાન પસંદ કર્યું, અને ટોળાંથી અલગ રહીને પોતાના ઝૂંપડાની આસપાસજ ફરી

શકે એટલા માટે એક વિશાળ પટ પણ આપ્યો. આ સગવડ તો હતી પણ એક રીતે કેદ પણ હતી. પણ ટીકા કરનારની દૃષ્ટિ આ જુએ? ટીકા કરનારે લખ્યું:

"હે ગાંધી! તું મહાપાખંડી છે. રાતના હજારો સ્ત્રીપુરુષો બહાર ઠંડીમાં થથરે છે છતાં તું તારી સુંદર ઝૂંપડીમાં મજા કરે છે. તું મહાત્મા છે તો દરેકની દરકાર રાખ. અરે ઈશ્વરની પ્રાર્થનામાં આવવાની પણ તેં ફી રખાવી તો તારામાં ને દામોદરલાલજીમાં શો ફેર? અહીં તો કિસાનોને ૧।। આને ભાણું અને અમને ૭ આને અને નેતાઓને કોણ જાણે કેટલે આને હશે કે મફત? પણ નેતાઓને નાજુકડી સ્વયંસેવિકાઓ અનેક વાનીઓ પીરસે અને અમને ભાતના ડૂચા ફેંકવામાં આવે! નેતાઓમાં દૂધની નદીઓ વહે અને અમને ચા જેટલું પણ ન મળે. નેતાઓ મોટરમાં મહાલે અને અમારી આંખ અને ગળાં એ મોટરની ધૂળે રૂંધાય. આ તે તારી સમદૃષ્ટિની બલિહારી જ ના? હું માંદો પડયો, ઇસ્પિતાલમાં લઇ ગયા, મારે માટે આવેલ દૂધ બિસ્કિટ પણ કોઇ બીજા જ ઉડાવી ગયા. મને તો એકજ પરમાત્મા ઇસ્પિતાલમાં જોવામાં આવ્યો. એ પરીક્ષિતલાલ ખરેખર એક દેવ છે. બીજા ઘણાખરા પાખંડી છે. એ લોકોને દૂર કરીને તું અમર થા."

અનેક દાનવોમાં પરીક્ષિતલાલ એક દેવ આ ટીકાકારને મળ્યો એ પણ આપણું સુભાગ્ય છે. પણ એ ટીકાકાર તો એક ખાતાની વાત કરતો હતો. બીજાં ખાતાંઓમાં પણ પરીક્ષિતલાલો પડ્યા હતા એની એને શેની ખબર હોય? છતાં એની તીખી કટારોમાં ઘણું સત્ય નથી શું? ખાદી જો અહિંસાની મૂર્તિ હોય તો ખાદી રંકરાયને એક કરનારી પણ છે. એ ખાદીની છત્રછાયા તળે થતા અધિવેશનમાં રંકરાયના અને નેતાવર્ગ અને આમવર્ગના ભેદ શા? ભાવનાશીલ અને ભક્ત હૃદયમાં આ ભેદો ન ખૂંચે — કેટલાય માણસો કેવળ માનભાવે 'નેતાનિવાસ' અને 'ગાંધી કુટીર'નાં દર્શન કરવા આવતા હતા — પણ ટીકાકારને એ ખૂંચે, અને પ્રજાના મહાસેવકો હોવાને લીધે નેતાપદને પહોંચેલાઓએ એ ટીકાનો વિચાર કરવો રહ્યો. નેતાઓમાં વૃદ્ધો હોય, અતિશય કામના બોજાને લીધે બીજાં કામોને માટે જેમને સમય ન હોય, એવાની ખૂબ સેવા અવશ્ય કરીએ. સ્વયંસેવકોમાંથી લાયક સેવકોને એવી સેવા સોંપાય, પણ કેવળ નેતા જ હોવાને કારણે એ વધુ સગવડ ન ભોગવે કે સિરજોરી ન કરે.

ફૈજપુરમાં ગાંધીજીએ કહેલું: "અહીં તો તમને ગામડિયાઓ જે સુખ-સગવડ આપી શકે છે એ જ મળશે. આ તો યાત્રાનું ધામ છે, આપણાં કાશી મથુરા અને મક્કા છે, જ્યાં આપણે આપણા સ્વરાજને માટે પ્રાર્થના કરવાને અને દેશસેવાની દીક્ષા લેવાને માટે ભેગા થયા છીએ. ગરીબ ખેડૂતો ઉપર સિરજોરી કરવાને માટે નહીં, પણ તેમની પીઠ ઉપરથી નીચે ઊતરી તેમની

સાથે મહેનત મજૂરીમાં ભાગ લેવાને માટે, ભંગીકામ કરવા માટે, કપડાં ધોવા માટે, જાતે બધું કામકાજ કરી લેતાં શીખવાને માટે આપણે ભેગા થયા છીએ."

જો આ શબ્દો બીજા મહાસભાવાદીઓને લાગુ પડે તો નેતાઓને શા સારુ ન લાગુ પડે? મહાસભાનું સ્થાન એ એક પવિત્ર તીર્થ હોય તો ત્યાં તો જગન્નાથપુરીની જેમ રાયરંક, હરિજન હરિજનેતર, નાના મોટાએ એક મહાપ્રસાદમાંથી ખાવું ઘટે. આપણા મહામેળાઓ થાય છે ત્યાં અનેક દૂષણો અને અનિચ્છનીય વસ્તુઓ જોવામાં આવે છે, પણ ત્યાં એક પ્રકારની જગન્નાથપુરી જામે છે એ તો અનુકરણ કરવા જેવી છે. સાત આઠ દશ દિવસ માટે આપણે સહુ ભેદો ભૂલી એક ન થઇ શકીએ તો મહાસભાનો ઉદ્દેશ પાર પડતાં બહુ વાર લાગવાની.

આ બધું ગુજરાતનો હોઇ, ગુજરાતના સેવકોમાંનો એક હું મને માનતો હોઇ, આત્મનિરીક્ષણની દૃષ્ટિએ લખી રહ્યો છું. હરિપુરાનાં અનેક મીઠાં સ્મરણો, અનેક સંઘરવા જેવી વાતો તો હવે પછી.

'હરિજનબંધુ,' તા. ૨૭:૨:'૩૮ મહાદેવ હરિભાઇ દેસાઇ

---

## 'પાટીદાર'

### (૪) પ્રસંગકથા—આકરી ભાષા

"જાહેર પત્રકાર જનસમૂહનો શિક્ષક છે. એના પ્રભાવની નીચે જે જે કોઇ વ્યક્તિ આવે એ સૌને શિક્ષણ આપવું, એમને ઊંચે લેવી અને પ્રકાશમાં દોરવી એ એનો ધર્મ છે અને એ ધર્મને લીધે જ વર્તમાન જગતમાં સાચી જ રીતે પત્રો એક મહાસત્તારૂપ થઇ પડયાં છે. અનિષ્ટ અને જંગલી રિવાજોને ઉઘાડા પાડવા અને ધિક્કારી કાઢવા, નૈતિક પવિત્રતાને અને સામાજિક પ્રગતિને જે રૂઢિરિવાજ અનુકૂલ નથી તેમના ઉપર પ્રહાર કરવા એ પત્રકારનો અત્યંત આવશ્યક ધર્મ છે."

—ન્યાયાધીશ જોસેફ આર્નોલ્ડ

ઉપરના શબ્દો કયારે, કયાં અને કોને માટે બોલાયા હશે તેની સાથે આપણને નિસ્બત નથી; 'પાટીદાર'ની લેખનીતિને એ સંપૂર્ણતઃ લાગુ પડે છે એ આજે પૂરાં ચૌદ વર્ષની એની હયાતી પછી નિશ્ચયપૂર્વક કહી શકાય છે. પાટીદાર જ્ઞાતિમાં અને બને તો હિંદુ સમાજમાં અનિષ્ટ અને જંગલી રિવાજો પ્રત્યે ધૃણા ઉપજાવવી અને કલ્યાણપથ બતાવવો એ 'પાટીદાર'નો એકમાત્ર હેતુ છે. લોકશિક્ષણની દૃષ્ટિએ જ લેખ અને પ્રસંગકથા પ્રગટ થાય છે. માસ દરમિયાન બનેલા અગત્યના પ્રસંગોની ટૂંકામાં હકીકત આપવામાં આવે છે. એ હકીકત

સમાચારની ગરજ સારે છે, તેની સાથેજ તાણાવાણાની જેમ પ્રસંગને અનુકૂળ ટીકા પણ આવી જાય છે. અનેક વાચકહૃદયોને આ પ્રમાણે લખાએલી 'પાટીદાર'ની પ્રસંગકથા પ્રત્યે આદર છે. અનેક બાળમાનસને એ નિશ્ચયનું બળ આપે છે. અનેક કર્તવ્યમૂઢ ભાવનાશાળી યુવકોને એ પથપ્રદર્શક થઇ થઇ પડે છે. અનેક જૂનવાણી યુવકવૃદ્ધોને અને વૃદ્ધોને એનો તાપ સહન ન થવાથી છાનાં ડગ ભરવાં પડે છે. એમાં આવતી એનીના પ્રશ્નોની ચર્ચા, એમાં આવતી રાજકારણની ચર્ચા તો નિરપવાદ સૌને ભાવે છે. માત્ર સામાજિક પ્રશ્નોની ચર્ચામાં કેટલાકનો મતભેદ છે. જેનો એમાં મતભેદ છે તે આખી જ્ઞાતિની દૃષ્ટિએ સંખ્યામાં કંઇ વિસાતમાં નથી. હજારો ગામડાંમાં વશી રહેલી આ પાટીદારોની સાગરનાતમાં થોડાંક ગામોમાં વસતા કહેવાતા કુળવાન પાટીદારોની સંખ્યા શી વિસાતમાં? સંખ્યાની દૃષ્ટિએ કંઇ નહિ, પણ કુળાભિમાનની દૃષ્ટિએ વિસાતમાં ખરા. કહેવાતા કુળવાનો કુળાભિમાનને જોરે પોતાને સમગ્ર જ્ઞાતિના પ્રતિનિધિ કહેવડાવી શકે છે. અને કેન્દ્રરૂપે તેઓ છે એટલે બહારના માણસને પણ એમજ લાગે કુરિવાજોની જડ–ભયંકર નાગની ચૂડ જેવી જડ–પણ આજ વર્ગને વિશેષ લાગુ પડી છે. ચૌદ વર્ષની પ્રસંગકથા જુઓ અને જોશો કે ન્યાયાધીશ જોસેફ આર્નોલ્ડે સૂચવ્યા છે તેવા પ્રહાર એ વર્ગ પ્રત્યે વિશેષ કરવામાં આવ્યા છે. લોકદૃષ્ટિ એ વર્ગ પર ચોંટેલી છે. એ વર્ગમાં થતો સુધારો બીજે તો આપોઆપ થાય છે. એટલે ધર્મજના પટેલ અંબાલાલ કાળિદાસ સરખાનું વૃદ્ધલગ્ન કે વસોના અમીન શાન્તિલાલ અને સોજીત્રાના પટેલ ડાહ્યાભાઇ ઇશ્વરભાઇ સરખાનું નન્દીલગ્ન એમાં વિશેષે ચર્ચાય છે; એના ઉપર કાતીલ પ્રહારો થાય છે; અને એમ એ લોકબત્રીસીએ ચઢે છે. શું આ લોકશિક્ષણ માટે નથી? અનિષ્ટ પ્રસંગને તેના ઉઘાડા સ્વરૂપમાં સમાજ સામે મૂકવામાં આવે અને ભાવાની મર્યાદા અટકાવે ના ત્યાં સુધી તેને વગોવવામાં આવે, વખોડવામાં આવે તો એથી અનેકને એવા પ્રસંગ ઉપર ઘૃણા ઊપજે અને સન્માર્ગ જડે. એમાં શંકા નથી.

પણ આ વર્ગથી આ કાતીલ પ્રહારો સહન નથી થતા એટલે તેઓ કેટલીક વખત હકીકતનેજ જુદી કહી વગોવે છે; કેટલીક વખત અસભ્યતાનો અને અવિવેકનો દોષ આપે છે; કેટલીક વખત નનામા પત્રો લખી તંત્રીને ધમકાવે છે અને પૂજ્ય ગાંધીજીનું બતાવેલા એકમાત્ર શસ્ત્ર 'અસહકાર'નો ઉપયોગ કરે છે–તેઓ 'પાટીદાર'ના ગ્રાહક રહેતા નથી અને પોતાનાં બાળકોને 'પાટીદાર' વાંચતાં રોકે છે. આ સ્થિતિ અત્યંત ખેદજનક છે.

પ્રસંગકથાની ભાષા કડક છે એની તો કોઇ ના નથી પાડતું. એ કડકજ હોવી જોઇએ એમ પણ ઘણા માને છે એ વાત નરમપક્ષે જાણી લેવી ઘટે છે. અને તેઓએ એ પણ જાણી લેવું ઘટે છે કે આજે નરમપક્ષને દુનિયામાં ઊભા રહેવાનું સ્થાન નથી. કયું કામ તમે નરમ રહીને કરી શકશો? મહાસભામાં વિનીતોનીજ દશા જુઓઃ ૧૯૧૭ સુધી એમના હાથમાં મહાસભાનું સુકાન હતું, ત્યારની અને આજની મહાસભાની સ્થિતિ જુઓ. અને આજે વે–વીશ વર્ષ પછી યે–એક પક્ષ તરીકે ઊભા રહીને નરમ પક્ષે શું ઉકાળ્યું છે? આજે તેમને આગજનતા ઓળખે છે ખરી? પણ આ વિષયાન્તર શા માટે? આપણોજ દાખલો લોને. આપણા પૂજ્ય મોતીભાઇ પંદર વર્ષ ઉપર 'પાટીદાર પત્રિકા' પ્રગટ કરતા હતા. એના બધા અંક જોઇએ. એમણે કેવળ લગ્નનોજ પ્રશ્ન ઉપાડ્યો હતો. લગ્નના પ્રશ્નમાંયે જાન વગેરેનોજ–વિધવાઓનો કે વાંઢાઓનો નહિ. સમાજનું એ કેટલું હિત કરે તેમ હતી? કન્યા માટે વર મેળવવાની મુશ્કેલી કે દીકરી પરણાવવાનું ભારે ખર્ચ; અને એવા નાના નાના મામુલી સુધારા અને તેયે સૌને રુચે તેવી મીઠી વાણીમાં! ભલા, એથી સમસ્ત સમાજના જટિલ પ્રશ્નોનો ઉકેલ થાય ખરો કે? મર્મસ્થળમાં મોટું નારૂં પડ્યું છે, અને તેમાં પરુ થવાથી ઝેર આખે શરીરે વ્યાપી ગયું છે, તેના ઉપર મલમપટ્ટા કરવાથી શરીર સુધરશે કે? જ્યાં અણુએ અણુએ શળો ભોંકાઇ રહી છે ત્યાં થોડીક શળો કાઢી થોડાક અણુઓ ઉપર તેલસિંચન કરવાથી આરામ થશે કે? પાખંડી પુરુષ જ્યાં લગ્નને નામે ભયંકર પ્રપંચ રમી રહ્યો છે, નારીને અસહાય, અનાથ કરી રહ્યો છે ત્યાં કહેવાતા કુળવાનોના થોડા અનિષ્ટ રિવાજોમાં સુધારો કરવાથી સમગ્ર જ્ઞાતિનું શું દળદર ફીટવાનું હતું? એ ઝેરનિવારણ માટે મલમપટ્ટા નહિ, પણ મૃત્યુને હાથમાં લેઇ જીવનની ઉચ્ચ આશા રાખી નિર્દય હસ્ત વડે છરી ચલાવી નશ્તર મૂકવું પડશે. જ્યાં જ્યાં શળ જોવામાં આવે ત્યાંથી ત્યાંથી તેને વીણી કાઢવી પડશે. જ્યાં જ્યાં નારીને ભ્રષ્ટ કરતી પુરુષની અધમતા જોવામાં આવે ત્યાં ત્યાં તેને બળતા અગ્નિ જેવી ભાષામાં વખોડી કાઢવી જોઇશે. એમાં નરમાશ ને દિલાશ કેમ ચાલશે?

ટીકાઓ ગમે તેટલી કડક હોય, કડવી હોય, પણ તેનો હેતુ જોનાર તટસ્થ માણસને તે યોગ્ય લાગ્યા વિના રહેશે નહિ. એની ખાતરી કહેવાતા કુળવાન પાટીદારને નહિ થાય; કારણકે એના ઉપર ઘા થાય છે, એને તો એ શાના રુચે? પણ ઇતર જ્ઞાતિના અથવા કહેવાતા કુળહીનને પૂછશો તો તમને એની ખાતરી થશે. ઇતર જ્ઞાતિના પ્રૌઢ વયના નીચેના ભાઇનો અભિપ્રાય જુઓઃ

"શ્રી. 'પાટીદાર' તંત્રીમહોદય,

"આપના તરફથી આપનું માસિક મળે છે. અને તે હું નિયમિત ઘણા આનંદથી વાંચું છું. ગુજરાતીમાં એક શિષ્ટ જ્ઞાતિમાસિક તરીકે એની કિંમત કંઇ ઓછી નથી, બલ્કે જેટલાં જ્ઞાતિમાસિકો નીકળે છે તેમાં પ્રમુખપદે એને હું તો મૂકવા લલચાઉં, એ મારો નિષ્પક્ષ અભિપ્રાય છે.

"તા. ૪–૧૨–'૨૯ ઉમીઆશંકર જેશંકર મહેતા, બી. એ."

આવા અનેક નિષ્પક્ષ અભિપ્રાયોની હૂંફ જ્ઞાતિજનોના કડવા અભિપ્રાયો સામે ઊભા રહેવાની શક્તિ આપે છે. એ જ્ઞાતિજનોને ઉદ્દેશીને તંત્રી લખે છે:

"ચરોતરનાં કુલીન ગામોના ઘેર બેઠેલાનો આ પત્ર સામે અણગમો જણાય છે, પણ તે શાથી? મુખ્ય કારણ તો એ જ જે આ પત્રમાં આવતા અભિપ્રાયો એમના સ્વાર્થ વિરુદ્ધ જતા એમને જણાય છે. એમણે જાણવું જોઇએ જે આપણી નાતના સુખમાં આપણું સાચું સુખ સમાએલું છે. વળી કેટલાક ભાઇઓ મિત્રરૂપે મને સૂચવે છે જે તારા વિચારો તો સારા છે, પણ તારી ભાષા બહુ આકરી છે, તેથી તારા પત્ર પ્રત્યે લોકોનો અણગમો છે. મહાત્મા ગાંધીના જેવી કોમળ અને સ્નેહાળ ભાષા લખે તો લોક ચિઢાય નહિ. ××× પણ આથી મારે બચાવ નથી કરવો. મારી ભાષા આકરી હશે, કઠોર પણ હશે, પણ નાતમાં ગરીબોનાં અને કુળહીનોનાં (એટલે કુલીન સ્ત્રીઓનાં તથા વિધવાઓનાં સુદ્ધાં)[1] દુઃખ એટલાં ભારે છે, આપણે આપણા સ્વાર્થમાં એટલા આંધળા બની ગયા છીએ કે એ વાતો સ્પષ્ટ કરવાને એવી ભાષા સહેજે નીકળી પડે છે, ભાઇઓ (અને બેનો)[1] પ્રત્યેની લાગણીને લીધે બળતા હૃદયમાંથી એવી ભાષા સહેજે નીકળી પડે છે. પણ સૌ એટલું તો નક્કી માનજો કે કોઇ ભાઇને જાણી જોઇને ખોટું લગાડવા માટે હું એવું નથી જ લખતો" (વર્ષ ૧, પૃષ્ઠ ૩૮૭). વળી એવા ભાઇઓને એ વિનવે છે: "તમારા અભિપ્રાયો પણ આમાં છપાય તો લોકને બે બાજુના અભિપ્રાયો વાંચી તુલના કરવાનું સારી રીતે સૂઝે" (૩૮૬).

અને આમ પ્રહાર કરવા છતાં–પત્રકારનો ધર્મ બજાવવા છતાં, તંત્રીને કોઇના ઉપર દ્વેષ નથી. એ જણાવે છે, કે "માણસ માત્ર ભૂલને પાત્ર છે, એટલા માટે પાટીદાર કુળવાન પર સ્નેહની દૃષ્ટિ રાખી એને સુધારવો ઘટે; દ્વેષ આપણને પોતાને જ બાળી દેશે. પાટીદાર કુળવાન સુધરશે એવી આશા કદી ન છોડવી ઘટે. એનું હૃદય શુદ્ધ બન્યું એટલે જગ જીત્યા" (વર્ષ ૧, પૃષ્ઠ ૧૦૮).

*

૧. કૌંસમાં મેં ઉમેરેલું છે. —લેખક

'પાટીદાર' વાંચતાં રોકના બાળકોના પિતાને ઉદ્દેશીને તેમણે લખ્યું છે: "હા, 'પાટીદાર' તે તમારાં કુટુંબોમાં સત્ય-અસત્ય વચ્ચે યુદ્ધ જમાવનાર, અગ્નિ ઝરાવનાર અગ્નિચક્ર છે; હા, હું જાણું છું કે તેથી ઘણાંયે ઘર બળીને ભસ્મ થઇ જશે, પણ ત્યારે જ સત્ય વિજયવંતું થઇને તરી આવશે. હા, હું જાણું છું કે તમારા હાથમાં રાજસત્તા હોત તો, સરકારે મારાં કેટલાંક પુસ્તકો જપ્ત કર્યાં છે તેમ, તમે 'પાટીદાર'ને જપ્ત કરવાના હુકમ છોડયા હોત! પણ 'મીયાં કે પાત્ર મેં ઐસી જુતી' આવશે ત્યાં સુધી તો 'પાટીદાર' એવાં સ્વાર્થલાડીલાં કુટુંબોમાં સત્ય-અસત્યનું જુદ્ધ મચાવનાર, અગ્નિ ઝરાવનાર, વિજયવન્તું અગ્નિ-ચક્ર ફેરવ્યેજ જશે. એ એની દૃઢ પ્રતિજ્ઞા છે" (વર્ષ ૫, પૃષ્ઠ ૧૧૪).

આજે દશ વર્ષ પછીયે આપણે જોઇએ છીએ કે એની એ પ્રતિજ્ઞા દૃઢ છે. આપણે ઇચ્છીશું કે એ હમેશાં દૃઢ રહો.

આણંદ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---*---

## સમાજહિતેચ્છુ ભાઇઓને

હિંદુ સમાજ બાળલગ્ન, કજોડાં, વૃદ્ધલગ્ન, નંદીલગ્ન, કુળવાન અકુળવાનના ભેદ, ફરજિયાત વૈધવ્ય, વગેરે અનેકવિધ કુરિવાજોથી એટલો બધો સળગી રહ્યો છે કે જ્યાં ત્યાં નજર નાખતાં તેની ચિનગારીઓ માલમ પડે છે. આ ચિનગારીઓને બુઝાવવા ચારે મેરથી લેખો, ભાષણો અને ગણીગાંઠી વિરલ વ્યક્તિઓનાં કૃત્યો દ્વારા પ્રયાસો થઇ રહ્યા છે. છતાં સમાજમાં જોઇએ તેવાં પરિવર્તન થયાં નથી. વધુમાં જો સમાજમાં ઊંડે ઊતરીને તેનો બારીકાઇથી અભ્યાસ કરવામાં આવે તો માલમ પડશે કે તે કુરિવાજોનો નાશ થવાને બદલે તેનાં મૂળ ઊંડાં ને ઊંડાં ઊતરતાં જાય છે. આનું કારણ શું? કારણો તપાસીએ તો અનેકવિધ છે. પરંતુ નીચેનાં કારણો મુખ્ય ભાગ ભજવે છે. આ કારણોને લેખકો, વિચારકો, સુધારકો અને સમાજહિતેચ્છુઓ અપનાવે, પચાવે અને તે પ્રમાણે વર્તન કરે તો હાલમાં સમાજસુધારાને નામે જે ભગીરથ પ્રયત્નો કરવા પડે છે તે કરવાની જરૂર રહેશે નહિ અને સમાજ જે સુધારો માગી રહ્યો છે તે રૂઢિ તરીકે આપોઆપ દાખલ થઇ શકશે. હવે તે કારણો તપાસીએ:

(૧) વિચારોને આચારમાં મૂકવાની નિર્બળતા:- સમાજની ઘણીખરી વ્યક્તિઓ અમુક રિવાજ ખરાબ છે અને તે નાબુદ કરવા જેવો છે, એવું વિચારો દ્વારા પ્રદર્શિત કરતી હોવા છતાં જ્યારે તે વિચારોને અમલમાં મૂકવાનો વખત આવે છે ત્યારે તેઓ પીછેહઠ કરે છે અને પરાપૂર્વથી ચાલતા આવેલા

ચીલામાં ઘસડાઇ સમાજ ઉપર ખોટી અસર પેદા કરે છે. પરંતુ દરેક વિચારક પ્રસંગ આવ્યે પોતાના વિચારો આચરણમાં મૂકી દે, તો એ રિવાજોને નાબુદ કરવા અત્યારે જે હિલચાલ કરવી પડે છે તેની બિલકુલ જરૂર રહેશે નહિ અને તેમનાં આચરણોથી સમાજ ઉપર જોઇએ તેવી અસર ઉપજાવી શકાશે.

(૨) યુવકોમાં કામ કરવાની ધગશનો અભાવ: સમાજમાં ચાલતા રિવાજો તરફ આધુનિક યુગનો યુવક તિરસ્કારયુક્ત નજરથી નિહાળે છે, પરંતુ જ્યારે તે રિવાજો તરફ બંડ ઉઠાવવાનો તેને સુયોગ મળે છે ત્યારે તે હતાશ થઇ વીલે મોંઢે તે રિવાજને આધીન થાય છે. આવી રીતે તે કુરિવાજોનો પાયો મજબુત કરવામાં મદદગારી કરે છે. બારમા જેવા ક્રૂર અને નિંદ્ય રિવાજને જે યુવક સમાજમાંથી હાંકી કાઢવા માટે હમેશ તત્પરતા બતાવતો માલમ પડે છે, તેજ યુવક બારમાનો પ્રસંગ પોતાને હાથે ઊજવતાં સહેજ પણ અચકાતો નથી. આને બદલે દરેક યુવક પોતાના કુટુંબમાં બારમાનો પ્રસંગ આવે તે વખતે તે અટકાવવા ગમે તે જોખમે પણ કમર કસે તો તે સહેજે નાબુદ કરી શકાય તેમ છે. આવી રીતે કુરિવાજોને અટકાવ્યાના દાખલા સમાજમાં મોજુદ છે. મહેળાવના ભાઇ પ્રભુદાસ લલ્લુભાઇ સમાજસુધારાના સાચા હિમાયતી છે. વિચારોને સિદ્ધાન્ત તરીકે સ્વીકારીને વડીલોની ખફગી વહોરીને આચરણમાં મૂકતાં સહેજ પણ અચકાયા નથી. તેમના લગ્ન સંબંધે અનેક માગાં આવેલાં. પરંતુ ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લગ્ન કરવાનું ન સ્વીકારતાં, પોતે પોતાને સ્થળેથી બે ચાર મિત્રો સાથે જઇ લગ્ન કરવાની તત્પરતા દેખાડેલી. તે પ્રમાણે વર્તવા કોઇ કન્યાનો પિતા તૈયાર થતો નહિ હોવા છતાં પોતે પોતાના વિચારોમાંથી સહેજ પણ ડગતા નથી. તે પ્રમાણે ન થાય તો આજીવન અપરિણીત રહેવાના પોતાના વિચારને વળગી રહ્યા છે. બીજો દાખલો: હમણાંજ તેમના પિતા ગુજરી ગએલા. તેમના પિતાની હયાતીમાં બારમું નજ કરવું તે સંબંધે ઘણી વખત પોતાના વડીલ ભાઇઓ સાથે ટપાટપી થતી હતી. તે ભાઇને પિતાશ્રીના મરણના સમાચાર અમદાવાદ મળતાંજ પોતાના વડીલ ભાઇને પત્ર દ્વારા લખી દીધું કે જો પિતાશ્રી પાછળ બારમા સંબંધે કોઇ પણ જાતની હિલચાલ કરશો તો હું આજીવન ઉપવાસ આદરી મારી જિંદગીનો ભોગ આપીશ. આવી રીતે દરેક યુવક પ્રસંગ આવ્યે કામ કરવાને તૈયાર રહે તો સમાજનું નવું ચણતર આપોઆપ ઊભું થઇ જાય.

(૩) ખોટા આડંબરને મળતું પ્રાધાન્ય: સમાજની ઘણીખરી વ્યક્તિઓ ખોટા આડંબરને ઉત્તેજન આપવામાં સહેજ પણ અચકાતી નથી. પ્રથમ

સત્તાવીશ ગામના ગોળમાં, વિવાહ કરતી વખતે એક જ માટલી મોકલવાનો રિવાજ હતો. તેને ઠેકાણે ગયાં એ ત્રણ વર્ષથી બે માટલીઓ મોકલવાની શરૂઆત થઇ ગઇ છે.. કન્યા આપનાર તેમજ લેનાર વિવાહ નક્કી કરતી વખતેજ આ બે માટલીઓ આપવાનું તેમજ લેવાનું નક્કી કરે છે. ભલે સમાજની એકાદ વ્યક્તિએ બુદ્ધિહીન થઇને બે માટલીઓ લીધી હોય અને આપી હોય, પણ તેથી સમાજની બીજી વ્યક્તિઓએ તે પ્રમાણે આચરણ કરતાં અચકાવું જોઇએ. આવી રીતે સમાજ સુધરવાને બદલે કુરિવાજોમાં વધારે ને વધારે જકડાતો જાય છે. માટે સમાજમાં જ્યાં એક માટલીની પણ પ્રથા નાબુદ કરવાની વાત ચાલી રહી છે ત્યાં આવા ખોટા આડંબરને કોઇ ઉત્તેજન ન આપે તો તેથી પણ સમાજસુધારાને સારો વેગ મળે. આવા ખોટા આડંબરોને તોડીફોડી નાખી દફનાવી દેવાનો સમાજમાં અભાવ રહેલો છે.

(૪) સમાજસેવકોનો અભાવ: સમાજસુધારાનો ધ્વનિ ચોમેરથી સંભળાયા કરે છે, પરંતુ આમજનતા ઉપર તેની અસર ઉપજાવી શકે તેવા સાચા સમાજસેવકોનો સદંતર અભાવ રહેલો છે. માટે જેઓ સર્વ વાતે સુખી હોય અને સુધારાના સાચા હિમાયતી હોય તેઓ આમજનતાને સુધારવાનું કાર્ય ઉપાડી લે તો રસ્તો ઘણોજ સુલભ બને તેમ છે. જ્યાં સુધી આવા સેવકો સમાજને નહિ મળે ત્યાં સુધી આખા સમાજને સુધારવાની વાત સ્વપ્નવત્ છે.

(૫) સત્ય અને પ્રામાણિકતાનો અભાવ: સમાજની ઘણીખરી વ્યક્તિઓ બીજાઓને અમુક કુરિવાજોને તિલાંજલિ આપવા ઉત્તેજન આપે છે અને તે પ્રમાણે તેની પાસે આચરણ કરાવે પણ છે. પરંતુ તે વ્યક્તિઓને પોતાને તે પ્રમાણે વર્તન કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ પોતાનાં મોં છુપાવી જૂના ચીલામાં ઘસડાય છે. આમ થવાથી સમાજની બીજી વ્યક્તિઓ આ માણસો ઉપર ભરોંસો રાખવાનું છોડી દેઇ જૂના રિવાજને વળગી રહે છે અને તેથી કરીને સમાજસુધારાનું કામ અટકી પડે છે. આને બદલે જો જે સત્ય અને પ્રામાણિક લાગતું હોય તે પ્રમાણે પોતે વર્તન કરી બીજાઓ પાસે તેવું વર્તન કરાવે તો સુધારાને સારો વેગ મળે, અને સુધારકોમાં સંગઠન થઇ તેમનાં જૂથ જામવા માંડે.

(૬) સંગઠનનો અભાવ: સુધારકો પોતાનાં કાર્યો ને સહકાર દ્વારા બીજાઓને ભેળવી, પોતે અંગીકાર કરેલા સુધારા તેઓ અપનાવી લે તે માટે તેઓએ સાચું સંગઠન કરવું જોઇએ. આને બદલે સમાજમાં સંગઠનનો અભાવ નજરે પડે છે, જેથી કરી આમજનતા દિવસે દિવસે સુધારાથી દૂર ખસતી જાય છે.

ઉપર જણાવ્યાં તે અને તેવાં બીજાં અનેકવિધ કારણો સમાજસુધારાની સાચી પ્રગતિને ગૂંગળાવી રહ્યાં છે. સમાજ જ્યાં સુધી કાર્યો દ્વારા કામ કરવાને મંડી નહિ પડે ત્યાં સુધી લેખો ને ભાષણો દ્વારા સમાજસુધારાનો ગમે તેટલો પ્રચાર કરવામાં આવશે તોપણ સુધારો દાખલ થઇ શકશે નહિ. માટે દરેક સમાજહિતેચ્છુ ઉપરનાં કારણો અપનાવે, પચાવે અને તે પ્રમાણે આચરણમાં મૂકી સંગઠન જમાવે તો સુધારો હાથવેંતમાં છે તે દીવા જેવી સ્પષ્ટ વાત છે.

માટે હે યુવક અને યુવતી, તમારે જો સાચો સુધારો દાખલ કરવો હોય, સમાજમાં ને ઘરમાં સ્વર્ગ ઉતારવું હોય, ભાવી પ્રજાને સુખસાગરમાં મહાલતી કરવી હોય તો સમાજમાં ચાલતા આવતા કુરિવાજોને જીવને જોખમે પણ તિલાંજલિ આપી સાચું કાર્ય કરવાને મંડી જવું જોઇએ. કાર્યો દ્વારા સમાજને પણ બતાવવું જોઇએ કે અમો મોંઢાના નહિ પણ કાર્યો દ્વારા સુધારા માગીએ છીએ. વિચારોથી પર રહી તેમને આચરણમાં મૂકવામાં નહિ આવે તો સાચો સુધારો દૂર જ છે તે નક્કી માનજો. માટે હે યુવકયુવતી, આજેજ તત્પર થાઓ અને પ્રતિજ્ઞા કરો કે ચાલતા આવેલા કુરિવાજોને વશ નહિ થતાં સમાજના હિતકર રિવાજને ઉત્તેજન આપીશું ને વર્તનમાં મૂકીશું. દરેક યુવકયુવતી સમાજમાં આ ધગશ ઉત્પન્ન કરવા સમર્થ બને એજ અભ્યર્થના.

મહેળાવ મણિભાઇ ગોકળદાસ પટેલ

---

## શ્રી. દાદાભાઇ અમીનને માનપત્ર

[સામાન્ય રીતે માન અને માનપત્રના મેળાવડા મોટા મોટા અમલદારો માટે યોજાય છે, શિક્ષકો વા અધ્યાપકો માટે નથી યોજાતા. પણ જ્યારે શિક્ષકને તેમની શિષ્યાઓ પિતા વા માતા તરીકે ઓળખે, તે પ્રમાણેનોજ સંબંધ હૃદયમાં રાખે અને તે સંબંધ જાહેર રીતે સ્વીકારે ત્યારે તેવા શિક્ષકનું ગામ, તેની જ્ઞાતિ કે તેનો પ્રદેશ મગરૂર બને એ સ્વાભાવિક છે. ભાઇ દાદાભાઇ પેટલાદ બોર્ડિંગ હાઉસના એક સારા વિદ્યાર્થી હોઇ તેમને એક સેવાભાવી શિક્ષક તરીકે વર્ષો થયાં હું ઓળખું છું. પણ ચરોતરના વાચકો પણ, તેમણે સતત પંદર વર્ષ સુધી વડોદરા મહિલા પાઠશાળાના મુખ્ય સંચાલક ને અધ્યાપક તરીકે કેવું સુંદર કામ કર્યું છે તે જાણે અને તેમના સદ્‌ગુણો દ્વારા તેમને સાચી રીતે પિછાને તે માટે નીચેની હકીકત પ્રગટ કરવામાં આવે છે. —મોતીભાઈ અમીન]

* * *

તા. ૨૭ : ૧ : '૩૮ને રોજ સાંજના પાંચ વાગ્યે શ્રી મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલના મકાનમાં શ્રી મહારાણી ચીમનાબાઇ મહિલાપાઠશાળાની જૂની તથા

હાલની વિદ્યાર્થિનીઓ તરફથી શ્રી. દાદાભાઈ અમીનના વિદાયમાનમાં શ્રી. શારદાબેન મહેતાના પ્રમુખપદ નીચે સમ્માનસમારંભ યોજવામાં આવ્યો હતો.

આ પ્રસંગે પાઠશાળાની જૂની તથા હાલની વિદ્યાર્થિનીઓ, પાઠશાળાના જૂના તથા હાલના પ્રોફેસરો તથા સ્ત્રીકેળવણી મંડળના સભ્યો આવ્યા હતા.

શરૂઆતમાં શ્રી. સરોજ પટેલની દરખાસ્તથી તથા પ્રો. દાંડેકરના ટેકાથી શ્રી. શારદાબેન મહેતાએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

ત્યાર બાદ શ્રી. વિમલ પરલીકરે, ઈંગ્લીશમાં લખેલું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. તેમાં પાઠશાળાનું વહાણ શ્રી. દાદાભાઇએ એક નિષ્ણાત કપ્તાન મુજબ તોફાની દરિયામાંથી નીડરપણે સલામત સ્થાને લંઘર્યા બાબતનો અને વિદ્યાર્થિનીઓને જ્ઞાન તથા સેવાની ભાવનાથી રંગી પ્રેરણા આપી પિતા તરીકે હરહમેશ કીમતી સલાહ અને મદદ કર્યા બાબતનો ઉલ્લેખ કરી, તેમના જવાથી થતી દિલગીરી સાથે બહોળા ક્ષેત્રમાં જવાનો આનંદ વ્યક્ત કરવામાં આવ્યો હતો; શ્રી. અમીન તરફ આભાર, માન તથા પ્રેમ દર્શાવવામાં આવ્યાં હતાં, તથા તેમને તેમના નવા ક્ષેત્રમાં સફળતા ઇચ્છવામાં આવી હતી.

શ્રી. વત્સલા ચિત્રેએ, બે ખાદીના કકડા ઉપર સુંદર રીતે ઈંગ્લીશમાં છાપેલું ચાંદીની ફ્રેમમાં મઢેલું માનપત્ર શ્રી. દાદાભાઇને અર્પણ કર્યું હતું, જે શ્રી. દાદાભાઇએ સહર્ષ સ્વીકાર્યું હતું.

ત્યાર બાદ શ્રી. સુભદ્રાબાઇ પગારે શ્રી. અમીન સંબંધે મરાઠીમાં બોલતાં જણાવ્યું હતું કે "મને તો એમજ લાગે છે કે અમીન એટલે પાઠશાળા અને પાઠશાળા એટલે અમીન. એ શબ્દો એકબીજામાં એટલા બધા ઓતપ્રોત થઇ ગયા છે કે પાઠશાળા સંભારીએ એટલે તરત અમીન યાદ આવે અને અમીન સંભારીએ એટલે તરત પાઠશાળા યાદ આવે. આ બે સંબંધો એટલા બધા સંકળાએલા છે કે તેઓને છૂટા પાડવા અશક્ય છે એમ હું માનતી અને તેથી શ્રી. દાદાભાઇ અમીન પાઠશાળામાંથી જાય છે એમ જ્યારે મેં જાણ્યું ત્યારે ખરેખર મને બહુજ નવાઇ લાગી.

"સૌથી પહેલાં જ્યારે કોલેજ શરૂ થઇ ત્યારે અમે ત્રણજ વિદ્યાર્થિનીઓ હતી. તે વખતે શ્રી. દાદાભાઇ તનતોડ મહેનત કરીને અમને ઘણા વિષયો શિખવતા હતા. તેમને કોઇ વખત કંટાળો કે નિરાશા ઉપજી હોય એમ અમે જોયું નથી. એ જ્યારે શિખવતા ત્યારે પૂર્ણ ઉત્સાહથી અને ખૂબ આનંદથી શિખવતા.

"પી. એ.ના વર્ગો પાઠશાળા તરફથી ચાલતા નથી, છતાં પણ તેઓ અમારા

તરફના પ્રેમને લીધે તેમના ફુરસદના વખતમાં અમને જ્યારે જ્યારે મદદ જોઇતી ત્યારે ત્યારે મદદ કરતા અને હજી પણ કરે છે."

શ્રી વત્સલા ચિત્રેએ જણાવ્યું હતું: "દાદાભાઇ કણ્વ ઋષિ જેવા છે અને સંસ્થા એ શકુંતલા છે. જેમ કણ્વ ઋષિએ શકુંતલાને પાળીપોષીને મોટી કરી હતી અને ત્યાર પછી લગ્ન પછી તેને સાસરે મોકલતાં કણ્વ ઋષિને ખૂબ દુઃખ થયું હતું, તેમ શ્રી. દાદાભાઇએ પાઠશાળાને નાનપણથી ઉછેરી તેને ચૌદ વર્ષની કરી અને હવે તેજ શકુંતલાને છોડીને તેમને જવાનો પ્રસંગ આવ્યો છે, તેથી અમને દુઃખ થાય છે; પણ બહોળા ક્ષેત્રમાં કામ કરશે તેથી આનંદ થાય છે.

"અમારા બધા સાથે શ્રી. દાદાભાઇનો ગુરુશિષ્યા જેવો સંબંધ નહોતો, પણ પિતાપુત્રી જેવો સંબંધ હતો. એમણે કોઇ વખત ઉચ્ચ નીચનો ભેદ રાખ્યો નથી. અમારે કોઇ પણ બાબતમાં તેમની સલાહ જોઇતી હોય તો તેઓ ખુશીથી અમને આપતા."

ત્યાર બાદ સ્ત્રીકેળવણી મંડળના પ્રમુખ શ્રી. તામ્બેએ બોલતાં જણાવ્યું હતું: "શ્રી. દાદાભાઇના જવાથી પાઠશાળાને તેમજ અમારા સ્ત્રીકેળવણી મંડળને ભારે ખોટ પડશે, કારણ કે તેમના જેવા મહેનતુ, નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરનારા, બધા વિષયો જાણનારા અને ન જાણતા હોય તો શીખીને તાબડતોબ તૈયાર થઇ જનારા માણસો બહુ ઓછા હોય છે.

"શ્રી. દાદાભાઇ અહીંથી જશે એટલે સંસ્થાને ભારે ખોટ પડશે, પરંતુ તે ત્યાં બહોળા ક્ષેત્રમાં કામ કરી તેમના જ્ઞાનનો લાભ હજારો વિદ્યાર્થીઓને આપશે જાણી મને આનંદ થાય છે. તેમને તેમના નવા ક્ષેત્રમાં ખૂબ સફળતા મળે એમ હું ઇચ્છું છું."

શ્રી. બાપટે બોલતાં જણાવ્યું હતું કે "શ્રી. દાદાભાઈ પાઠશાળાની મા હતા. જેમ મા તેનાં બાળકોને પાળીપોષીને મોટાં કરે છે તેમ શ્રી. દાદાભાઇએ પાઠશાળાને પોષીપોષીને મોટી કરી છે. તેમના માર્ગમાં અડચણો હતી, પણ તેમણે ગભરાયા વગર તે બધી મુશ્કેલીઓને દૂર કરી."

શ્રી. કાન્તા ગોશલિયાએ જણાવ્યું હતું કે "સ્કૂલમાં અમે ગૂંગળાએલી હાલતમાં રહેતાં હતાં. ત્યાં અમને સ્વતંત્ર વાતાવરણ 'લાગ્યું' નહોતું. પણ પાઠશાળામાં આવ્યા પછી અમને અહીંનું સ્વતંત્ર વાતાવરણ મળ્યું છે અને અમને જાણે ઑક્સીજન-પ્રાણ મળ્યો હોય એમ લાગે છે."

શ્રી. શારદાબેને પ્રમુખસ્થાનેથી બોલતાં જણાવ્યું હતું કે: "આ સંસ્થાની

શરૂઆત થઇ ત્યારથી જ શ્રી. મોતીભાઇ અમીને શ્રી. દાદાભાઇને અમને સોંપ્યા હતા, અને તે વખતે ત્રણ જ વિદ્યાર્થિનીઓ હતી, છતાં તેઓ કંટાળ્યા વગર પોતાનું કામ કરતા. તે વખતે અમારે મકાનનું ઠેકાણું નહોતું અને વડોદરા કોલેજના સત્તાવાળા પોતાની સગવડે જે સગવડ કરી આપતા તેનો લાભ લેતાં.

"એક વખત એવો આવ્યો કે નાણાંની ભારે મુશ્કેલી ઊભી થઇ. શ્રી. દાદાભાઇએ મહિનાઓ સુધી પગાર ન લીધો. હું અને સ્વ. મહુભાઇ કાંટાવાળા એવા નિર્ણય પર આવ્યાં કે હવે કોલેજ બંધ કરવી પડશે. તે વખતે શ્રી. દાદાભાઇએ દઢતાપૂર્વક જણાવ્યું કે કોલેજ બંધ કરવી નથી. હું ગમે તેમ કરીને ચલાવીશ અને એ દઢતાને પરિણામે કોલેજ આજે આટલી ઉન્નત અવસ્થાએ પહોંચી છે."

તે પ્રસંગે રા. બ. ગોવિંદભાઇ દેસાઇ, શ્રી. સી. બી. જોષી તથા શ્રીમતી કમળાબાઇ લેલે તરફથી શુભેચ્છાના સંદેશા આવ્યા હતા, જે શ્રી. શારદાબેને વાંચી સંભળાવ્યા હતા.

શ્રી. દાદાભાઇએ વળતો જવાબ વાળતાં જણાવ્યું હતું કે: "હું ત્રિશાળ ક્ષેત્ર માટે જતો નથી તેમ મને અન્યાય થયો છે માટે જઉં છું એમ પણ નથી. હું કેમ જઉં છું તે હું જાણતો નથી, પણ હું જઉં છું એટલી વાત ખરી છે. હું કેમ જઉં છું તે જાણવા તમે વ્યર્થ પ્રયત્નો કરશો નહિ.

"આજને પ્રસંગે મને ખૂબ આનંદ થાય છે, કારણ કે ચૌદ વર્ષથી મારા સમાગમમાં આવેલા બધા પ્રોફેસરો તથા વિદ્યાર્થિનીઓને મળવાનો યોગ આજે પ્રાપ્ત થયો છે."

વિદ્યાર્થિનીઓને ઉદ્દેશી તેમણે જણાવ્યું હતું કે: "જે પાઠશાળામાં તમારા ઘડતરનો પાયો ચણાયો છે તે પાઠશાળાને હરહમેશ યાદ રાખજો. માણસો બદલાયા કરે છે પણ સંસ્થા બદલાતી નથી. માટે જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે પાઠશાળાને મદદ કરજો અને 'અમારી પાઠશાળા' એટલું હૃદયમાં કોતરી રાખજો, અને ભાઇ દેશપાંડેને સાથ આપજો.

"તમે બીજા ગ્રેજ્યુએટો કરતાં ઊતરતાં છો એમ માનશો નહિ. તમે બીજી યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટોથી જરા પણ ઊતરતાં નથી, પણ તેથી તમે જ સૌથી ડાહ્યાં અને હોશિયાર છો એમ માની અભિમાનમાં ફુલાશો નહિ."

પ્રમુખને હસ્તે શ્રી. દાદાભાઇ અમીનને, તેમનાં પત્ની સૌ: કાશીબા અમીનને તથા મીસ નીડહેમને ફૂલહાર થયાં હતાં.

('નવગુજરાત,' તા. ૩૧:૧:'૩૮ ઉપરથી) 'ચરોતર,' માર્ચ ૧૯૩૮

## બ્રહ્મભોજન

**'પ્રેતભોજન'ને** નામે પ્રખ્યાત થએલું મરહૂમ વ્યક્તિનું સ્મારકસંમેલન આજ પહેલાં નિંદ્ય ગણાઇ ચૂક્યું છે. મરહૂમની સ્મારકભક્તિ એવાં ખર્ચાળ ને ઉડાઉ પ્રેતભોજનોથી નહિ, પણ કન્યાવિદ્યાલયો, વાચનાલયો ને શુભ સામાજિક કલ્યાણસંસ્થાઓને પોતાની આર્થિક સ્થિતિ મુજબ દાન દેવાથી મરહૂમનું સાચું સ્મારક થાય છે. એમ કરી ધનનો સદુપયોગ કરવો તે સૌની નૈમિત્તિક ફરજ ગણાવી જોઇએ. આ સિદ્ધાન્ત સર્વમાન્ય બનવો જોઇએ.

પણ આપણે તો એક પ્રેતભોજનજ નહિ, પણ તેવાં કેટલાંય વ્યર્થ ભોજનોમાં ધનનો વ્યય કરીએ છીએ; બ્રહ્મભોજન, ચોરાસી, ગંગાપૂજન, પર્વણીભોજન અને એવાં અનેક બ્રહ્મભોજનો ધર્મને નામે આજે આપણા ધનનો અપવ્યય માત્ર આપણી અંધશ્રદ્ધા ઉપરજ કરી રહ્યા છીએ!

પ્રાચીન કાળમાં 'બ્રહ્મ–બ્રાહ્મણ'ની વ્યાખ્યા આજના કહેવાતા લેભાગુ બ્રાહ્મણ જેવી ન હતી; આધુનિક બ્રાહ્મણો હવે વેષધારી રહ્યા છે, 'સાપ ગયા ને લિસોટા રહ્યા' જેવી તેમની સ્થિતિ છે. અને બ્રાહ્મણની વ્યાખ્યામાં તો આધુનિક અસ્પૃશ્ય ગણાતો ચમાર પણ, જો તે બ્રહ્મત્વ ધરાવતો હોય તો, બ્રાહ્મણ છે. પણ આજના અંધશ્રદ્ધાળુ મનુષ્યોને ભાનજ નથી. તેઓ આ 'દેવના દીકરા'ને ઉર્ફે બ્રાહ્મણોને માટે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર છે. કેળવાએલા માંહેનો પણ એક વર્ગ એવો છે, જે આ અંધાનુકરણ કરે છે! આધુનિક બ્રહ્મબંધુઓ આજે પ્રમાદી બનતા જાય છે અને તેમને અંધશ્રદ્ધાળુઓએ નિરુદ્યમી બનાવ્યા છે.

આજે ગામડાને ખૂણે ખૂણે ખભે ઝોળી લટકાવી ફરતાં બ્રહ્મભિક્ષુઓનાં ટોળેટોળાં નજરે ચઢે છે, તે ઉપરથી પણ સમજી શકાય છે કે તેઓ નિરુદ્યમી બની 'ખુદાબક્ષ' લહેજત ઉડાવી રહ્યા છે, ત્યારે ગામડાનાં અંધશ્રદ્ધાળુઓનાં લાડકવાયાંને છાશનો છાંટોયે મળતો નથી! આવી મૂર્ખ જનતાનો ઉદ્ધાર એમ સહેજે થવાનોજ નથી. તેઓએ જાતે વહોરી લીધેલાં આવાં કેટલાંયે અનિષ્ટોમાંથી તેઓ જ્યાં સુધી મુક્ત ન થાય ત્યાં સુધી તેમની આ સ્થિતિ લેશમાત્ર સુધરવાની નથી. તેઓને રાહત આપવા ભલે પછી હિતચિંતકો નવા નવા કાયદા ઘડે, ભલે સહકારી બેંકો ખોલવામાં આવે કે ભલે પછી તેમના ઉદ્ધાર માટે શકય તેવા બધાયે ઇલાજો લેવામાં આવે, તે બધું તેમની આ અજ્ઞાનતા ટાળ્યા સિવાય નકામું છે.

સનાતનીઓ એટલા તો ધર્મચુસ્ત બન્યા છે, અરે ધર્માંધ બન્યા છે કે

તેઓ પોતાની આર્થિક સ્થિતિનો લેશમાત્ર વિચાર કર્યા સિવાય ચોરાશી ને ગંગાપૂજન જેવાં બ્રહ્મભોજનોમાં નિઃસંકોચ ખર્ચો કર્યે જાય છે! તેમને પોતાની સ્થિતિનું ભાનજ હોતું નથી. પ્રભુને નામે આજે નરકાગારો પોષાય છે તેનું આ પણ મુખ્ય કારણ છે.

બ્રાહ્મણોને જમાડવાથી જો પાપનો નાશ થતો હોય ને બ્રાહ્મણોને જમાડવાથી જો પુણ્ય મળતું હોય તો પરાયાં પાપ ને પોતાનાં પુણ્ય આમ ભિન્ન ન રહ્યાં હોત, અર્થાત આ વિશ્વ—આ રમ્ય સંસાર આજે આમ [1]મરુભૂમિ જેવો શૂન્યવત્ ન હોત! આજે ભાઈ ભાઈ ઉપર દ્વેષ રાખે છે, પાડોશી પાડોશી ઉપર ઇર્ષ્યા રાખે છે, તે સઘળું ન હોત! અને એક રીતે આ ભાવના વિશ્વનો સંહાર કરનાર આપણને ભાસે છે તે પણ ન હોત, કારણકે પુણ્ય ને પાપ નિવારનાર એ આત્માઓ સ્વચ્છંદી ને કર્મવિમુખ તો નજ થાત.

પણ પાપ ને પુણ્ય નિવારવાં એ તો ખુદ પ્રભુના હાથની યે વાત નથી! અને જો પ્રભુ એમ નિવારતો હોય તો તે પ્રભુ પણ સ્વાર્થી છે! પરમેશ્વરની પ્રાર્થના કરતાં કોઇ મનુષ્ય એમ કહે કે: 'હે પ્રભુ, તું મારા દુશ્મનનો નાશ કર,' સામી વ્યક્તિ પણ તેજ પ્રમાણે પ્રાર્થના કરે તો પ્રભુ તેઓની પ્રાર્થના સાંભળતો નથી અને જો સાંભળે તો તે પ્રભુ માનવભક્ષી રાક્ષસજ ગણાયને!

આમ આવી સાવ સહેલી વસ્તુ પણ ધર્માન્ધો માનવા તૈયાર નથી, એ તેઓની અધોગતિની નિશાની છે. અત્રે પ્રશ્ન એ ઊઠે છે કે આ ધર્માન્ધતા આવી ક્યાંથી? આ વિચાર યોગ્ય છે તેમ વાસ્તવિક પણ છે. જૂના કાળમાં નિઃસ્વાર્થ બ્રાહ્મણો સમાજની સેવા કરતા, વિદ્યાદાન દેતા અને તેમ કરી પૂજનીય ને વંદનીય મનાતા. તેઓ જનતાને ઊંધે રસ્તે ન લેઇ જતાં ધર્મ-પંથ તરફ દોરતા. અને તે કાળે તેઓ માટે 'બ્રહ્મ'નું માનવંતું બિરુદ યથાયોગ્ય હતું. પણ કાળે કાળે પરિવર્તન થતું ગયું તેમ તેમ બ્રાહ્મણો કર્તવ્યવિમુખ બનવા લાગ્યા ને છેવટે ભ્રષ્ટ માનસના સમાજદ્રોહી બન્યા! અને તે એટલે સુધી કે તેઓ પ્રમાદી, આળસુ, નિસ્તેજ ને નિરુદ્યમી બની ગયા, એટલે તેમણે આસપાસ નજર દોડાવી ને પોતાની સ્વાર્થવૃત્તિને પોષવા તેમણે ધર્મગ્રંથોમાં પોતાને ફાવતી કેટલીએક વસ્તુ ઘુસાડી દીધી! તેને પરિણામે આજે આપણે પણ તેમની સાથે નિર્માલ્ય બની પરાધીન બન્યા!

*———

૧ મરુભૂમિ જેવો, અર્થાત્ મનુષ્યો હોવા છતાં, તે મનુષ્યો આદર્શજીવન ન જીવતાં હોવાથી તેમની હસ્તી હોવા છતાં, ન હોવા બરાબર છે. —લેખક

તેમણે ભોળી ને અજ્ઞાન ધર્મશ્રદ્ધાળુ પ્રજાને એટલી તો અંધકારમાં ધકેલી દીધી કે જ્યાંથી તેમને પ્રકાશનું એક પણ કિરણ મળે નહિ! વિદ્યાનો એક-હથ્થુ ઈજારો બ્રાહ્મણોએ પોતાને માટે જ ઈલાયદો અનામત રાખ્યો. સ્ત્રીઓને અને શૂદ્રોને વિદ્યાનાં અનધિકારી ગણ્યાં. ધાર્મિક કે અધાર્મિક પ્રબંધોમાં પણ તેમણે પોતાનું વ્યક્તિત્વ મજબૂત બનાવ્યું. તેમનું વર્ચસ્વ આવશ્યક ને ધર્મયુક્ત ગણાવા લાગ્યું. બ્રાહ્મણો એટલે દેવ! બ્રાહ્મણો એટલે 'દેવના દીકરા,' બ્રહ્માના પુત્રો! આવાં અનેક જુઠાણાં હસ્તીમાં આવ્યાં!

ચોરાશી, ગંગાપૂજન અર્થાત્ બ્રહ્મભોજનો વિષે ઉપર કહ્યું તેમ શાસ્ત્ર-ગ્રંથોએ ઉપજાવી કાઢેલી કલ્પનાનાં સ્વાર્થી શોષણસૂત્રો! શ્રદ્ધાળુ ધર્માન્ધો પ્રસંગાનુસાર કોઈ એક પ્રકારનું પાપ કરી પાંચ બ્રાહ્મણોને જમાડવાનું પુણ્ય લે છે; જાત્રાએ જઈ આવેલાં ગંગામાં નાહવાનું પુણ્ય બ્રહ્મપુત્રો જમાડી પૂરું કરે છે! આ બધું વિચારતાં આપણી ઉન્નતિ માટે શી આશા રાખી શકાય?

અજાયબી તો એ છે કે બ્રહ્મપુત્રોને જમાડી ઉપરથી દક્ષિણા આપવામાં આવે છે! કંગાલો બીજું કરે પણ શું? હિંદુ ધર્મ આજે છેક જ અંધકારમાં ડૂબી કર્તવ્યવિમુખ થયો છે. આ સ્થિતિ એક પણ ઘડી ચલાવી લેવાય તેમ નથી.

આપણો સમાજ આવાં અનેક જમણો દ્વારા ધનનો દુરુપયોગ કરે છે. ગામડાનો ખેડૂતવર્ગ આમાં મુખ્ય ભાગ ભજવે છે, અને તેમ કરી આજે ખેડૂત પાયમાલ થઈ ગયો છે. આમ ખેડૂતને ચોમેરથી વિવિધ પ્રકારે લૂંટવામાં આવે છે, તેનું મુખ્ય કારણ ખેડૂત હજી અજ્ઞાનમાં ને અંધકારમાં ડૂબેલો છે!

પણ આ સ્થિતિ આમ સહેજમાં અટકવાની તો નથી જ. તે માટે તો ઉત્સાહી ઉપદેશકો ને નિઃસ્વાર્થ સ્વયંસેવકો વ્યવસ્થિત પ્રચાર કરે તો જ આ વિષમ પરિસ્થિતિનો વિનાશ કરી શકાય. કાયદાથી આવાં અજ્ઞાનો દૂર કરી શકાય નહિ. કાયદાથી કરેલું ફરજિયાત દબાણ માનવહૃદય ઉપર જોઈએ તેવી અસર કરી શકતું નથી.

મુસ્લીમ બાદશાહો જે ધર્મનીતિને ન ફેરવી શક્યા, તે ધર્મનીતિ આમ કાયદાથી સુધરશે તે આશા હાસ્યાસ્પદ ગણી શકાય!

માત્ર હિંદુ ધર્મમાં જ આવા અનર્થો છે તેવું યે નથી. દુનિયાનો દરેક ધર્મ, આદિમાં શુદ્ધ થઈ અંતે અશુદ્ધ બનેલો આપણે જોઈએ છીએ. અને આવાં અનેક અનિષ્ટો, અનેક કુકર્મો, ભયંકર ને ભીષણ હત્યાકાણ્ડો ધર્મને નામે આજ સુધી થએલા આપણે ઇતિહાસને પાને વાંચ્યા પણ છે. તેને પરિણામે આજે રુશિયા નાસ્તિકમતવાદ તરફ ફરી ગયું છે! યુગે યુગે મહાત્માઓ આ પૃથ્વી

ઉપર આવી અધર્મનો નાશ કરી ગયા છે, પણ અધર્મનો નાશ થવાને બદલે તે વધતોજ જાય છે!

કોઇ પણ ધર્મની નિંદા ન કરવી તે સર્વ ધર્મનું એક સૂત્ર છે. પણ ધર્મને નામે ચાલતા અધર્મ ને પોષાતા 'વામમાર્ગ'ને ધર્મ ગણવામાં આવે તો તેના ઉપર પ્રહારો ન કરવા તે બને જ કેમ? અને તેમ આજ આપણે ત્યાં ધમધોકાર ચાલતા આ પ્રચલિત 'વામમાર્ગ'થી આપણે સંવેળો ચેતી અધર્મમાં ન ઘસડાતાં ધર્મ તરફ વળીશું તોજ આપણો ઉદ્ધાર થઇ શકશે. દરેક સમજુ ભાઇબેન આ વિચારશે?

આ લેખમાં કોઇ પણ ધર્મિષ્ઠની લાગણી દુભાવવાનો હેતુ નથી, પણ સત્ય પંથે સર્વ કોઇ જઇ શકે ને વિચારી શકે તે માટે આ નમ્ર પ્રયાસ છે તેમાં કોઇ એક ધર્મની નિંદા કે કોઇ એકની પક્ષપાતનીતિ નથી એટલું સર્વ ભાઇબેન સમજે.

બુટેમ્બા (ઉગાણ્ડા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---*---

## યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?

આપણો સમાજ એક મોટા મહાસાગર જેવો છે. એક હાથે જેમ તાળી પડતી નથી તેમ એકલે હાથે આ મોટા મહાસાગરને પાર ઊતરવો પણ ઘણોજ મુશ્કેલ છે. મહાસાગરને પાર ઊતરવાને માટે વહાણ વિગેરે સાધનો છે. આ સંસારરૂપી મહાસાગરને યુવકોની મદદથી પાર ઊતરી શકાય. પરંતુ જેમ મહાસાગરમાં ઘણીજ જાતની અડચણો હોય છે, તેમ આ સમાજમાં પણ ઘણીજ જાતની અડચણો છે. મહાસાગરની અડચણો જેવી રીતે આપણે દૂર કરી છે, તેવીજ રીતે આપણા સમાજની અડચણો યુવકો દૂર કરી શકે.

બાળલગ્ન, લગ્નપ્રથાઓ, મરણક્રિયાઓ અને પ્રેતભોજન; કુલીન અકુલીનના ભેદો, અસ્વચ્છતા, કુસંપ, વગેરે સામાજિક અડચણો દૂર કરવા યુવકોએ પ્રયત્ન કરવા જોઇએ.

ઘરની મજબુતાઇ તેના પાયા ઉપર આધાર રાખે છે. આ સૂત્રને અનુસરીને આપણા સમાજરૂપી ઘરના પાયા બહુજ મજબુત હોવા જોઇએ. બાળકો આ સમાજના પાયા છે. તેમને આપણે મજબુત બનાવવાં જોઇએ, કારણ કે બાળકો ઉપરજ સમાજનો બધો આધાર છે. હવે આ બાળકોને યુવકો કેવી રીતે સુધારી શકે તે જોઇએ.

પ્રથમ યુવકોનો તેમના તરફ સંપૂર્ણ પ્રેમ હોવો જોઇએ. આ પ્રેમ દર્શાવવામાં તેમને એક પાઇનું પણ ખર્ચ કરવાનું નથી હોતું. રસ્તે જતાં જતાં પણ તેમને સુધારી શકાય. ધારો કે આપણે ચોકમાં બેઠા છીએ. સ્વાભાવિક રીતે બાળકો તો ત્યાં રમતાં હોયજ. તેમને કોઇ રમુજી સારી વાર્તા કહેવાના ઉદ્દેશથી આપણી પાસે બોલાવવાં જોઇએ. ધીમે ધીમે તેમનામાં જે જે ખામીઓ હોય તે બધી પ્રેમપૂર્વક બતાવીએ, એટલે તે બધું તેમના મનમાં ઠસે. દાખલા તરીકે, તેમના નખ કાપવાની શરૂઆત કરીએ અને હાથ તથા મોઢું સ્વચ્છ રાખવાનું કહીએ તો તેટલું તો તે ચોક્કસ કરશે. પછી તેવીજ રીતે દાંત, કપડાં, વાળ વગેરે પણ સ્વચ્છ રાખતાં શીખશે. આ બધું આપણે તેમને કરી બતાવવું જોઇએ એટલે તે પછી જાતે કરતાં શીખશે. ભવિષ્યમાં આ બધી સારી ટેવોને લીધે તેઓ આગળ વધી શકશે.

કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે, તે પ્રમાણે બાળકો કેળવણી લે તેટલી ઉમરનાં થાય ત્યારથી તેમને આપણે એવી રીતે કેળવણી આપવી જોઇએ કે ભવિષ્યમાં તેઓ સમાજહિતનાં કામ કરે. એક ખડકીમાં એકજ યુવાન હોય અને તે ફક્ત પોતાનો સાંજનો એકજ કલાક તેમને સારી સારી વાતો કહેવામાં ગાળે તો તે ધારે તે દિશામાં તેમને વાળી શકે. થોડી રમતો રમાડે તો એક યા બીજે રસ્તે તેમનાં શરીર પણ મજબુત થાય.

પરંતુ બાળકોને નાનપણમાં પરણાવી દેવામાં આવે છે. માટે સમાજમાં ઘર કરી બેઠેલી બાળલગ્નની એ ભયંકર બદીનો સદંતર નાશ કરવા યુવકોએ શકય તેટલા બધાય પ્રયત્નો કરવાની પહેલી જરૂર છે. શારદા એકટ પછી કંઇક અંશે આપણા સમાજમાંથી બાળલગ્નો થતાં ઓછાં થયાં છે, પરંતુ હજુ તેનો સદંતર નાશ થયો નથી. બાળલગ્નથી ઘણા ગેરફાયદા આપણને થાય છે તે બધા આપણે જાણીએ છીએ, પરંતુ થોડા વખતના લાહવાને માટે આપણે તે બધુંય ભૂલી જઇએ છીએ. પાછળથી બાળકોની શી દશા થશે તેની કોઇ ચિંતા કરતું નથી. અને માટે સારામાં સારો ઉપાય એ છે કે યુવકોએ દરેક ગામમાં યુવકમંડળો સ્થાપવાં જોઇએ. થોડે થોડે દિવસે ગામલોકને ભેગા કરી બધાએ હળીમળી પ્રથમ તેનાથી થતા ગેરફાયદાનું વિવેચન કરવું જોઇએ. ધીમે ધીમે તેમના મનમાં આ ઠસાવવું જોઇએ અને આખરે બધાનો વિશ્વાસ મેળવી બાળલગ્નો થતાં અટકે તેમ કરવું અને આપણી સમજાવટની થએલી અસર તેમનામાંથી જતી ન રહે તે માટે કાર્ય તો ચાલુ જ રાખવું અને દિવસે દિવસે મજબુત કરતા રહેવું, જેથી પરિણામ ધાર્યા કરતાં ઘણું સુંદર આવે.

હવે બાળલગ્નો અટકાવવાનું કાર્ય સારા પાયા ઉપર આવી જાય કે તુરતજ સ્ત્રીકેળવણીનું કાર્ય શરૂ કરવા યુવકોએ ઘણીજ જહેમત ઉઠાવવાની છે. 'જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે,' આ સૂત્રને આધારે આપણે સ્ત્રીઓને કેળવણી આપેજ છૂટકો છે. યુરોપ અમેરિકામાં જોઇશું તો ત્યાંની સ્ત્રીઓ કેળવાએલી છે. એ દેશ પણ તેટલાજ આગળ પડતા છે. હવે સ્ત્રીઓને યુવકો કેવી રીતે કેળવી શકે તે જોઇએ. આ ક્ષેત્રમાં કામ કરતો યુવાન કેળવાએલો હોય એટલે તેની પત્ની પણ ઘણુંખરું કેળવાએલી હોય. હવે આ પત્ની દ્વારા યુવાન કામ લઇ શકે. શરૂઆતમાં તો તે લાયબ્રેરીમાંથી છાપુ લાવી બપોરના કે સાંજના ફુરસદને વખતે ફળીઆની બેનોને ભેગી કરી વાંચવાની શરૂઆત કરે. આ પ્રમાણે તે દરરોજ વાંચે અને તેમને આજુબાજુના વાતાવરણથી વાકેફ કરે. તેમનામાં વાંચવા લખવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરે. અને નવરાશના વખતનો સદુપયોગ કેમ કરવો તે સમજાવે. સાધારણ લખતા વાંચતા આવડવાથી તેમને છાપા દ્વારા વાંચવાનો વધારે મહાવરો પાડે. સાથે સાથે સારાં પુસ્તકો લાવી વંચાવે. આ રીતે યુવકો ઘણું કરી શકે. આ કેળવણીથી ખાસ એ ફાયદો છે કે બેનો, જે ભવિષ્યની માતાઓ છે તે, પોતાના બાળકોને સારી રીતે કેળવણી આપી શકે.

આપણી અત્યારની સ્થિતિ જોતાં લગ્નપ્રથાઓ બહુજ ખરાબ છે. તેની અંદર ન કરવાનાં કામો તથા ન કરવાના ખર્ચો કરી નાખવામાં આવે છે. કેટલાક કન્યાવિક્રય કરે છે, તો કેટલાક વરવિક્રય કરે છે. કેટલાક જમણવરામાં પુષ્કળ ખર્ચ કરે છે. આ બધું ખોટી કીર્તિને માટે છે. આવી જાતની લગ્નપ્રથાઓ જો નાબુદ કરવી હોય તો યુવાનોએ કમર બાંધી કામ કરવાની જરૂર છે. યુવકે પોતેજ સાદી રીતે લગ્ન કરવું જોઇએ અને એ પ્રમાણે કરી સમાજમાં દાખલો બેસાડવો જોઇએ. ધીમે ધીમે તેણે પોતાના અનુયાયીઓ વધારવા જોઇએ અને તેમને પણ સમજાવી લગ્ન સાદી રીતે કરવાનું કહેવું જોઇએ. લગ્ન કરનાર બંને પક્ષને આપણે સારી રીતે સમજાવી શકીએ. યુવાનો આ કામ તો ઘણી સહેલાઇથી કરી શકે. આમાં ફક્ત તેમને સારી અને સચોટ દલીલો કરવાની હોય છે અને લોકોનો વિશ્વાસ મેળવવાનો હોય છે.

કુદરતી નિયમ પ્રમાણે જે જન્મ્યું છે તે મરણ પામવાનું છે એમાં કોઇ પણ પ્રકારની શંકા નથી. માયા રૂપી બંધનથી આપણે બંધાએલા છીએ એટલે સહેજ છૂટા પડતી વખતે આપણને લાગી આવે. પણ તેથી શું? આપણે અહીં તો, કોઇ મરી ગયું કે તેની પાછળ રડવાકૂટવાનું શરૂ થાય છે. રડવાની વાત બાજુએ રહી જાય છે, પણ માણસ ચિતા ઉપર બળતો હોય

ત્યાં તો જમવાની વાત શરૂ થાય છે. તેના સગાંવહાલાંને ગમે તેમ સમજાવી કળે કે બળે તેની પાસે લાડુ કરાવવાની 'હા' ભણાવે છે. વર્ષોનાં વર્ષોથી આ ખોટી રૂઢિઓ જે ચાલી આવે છે, તેને અટકાવવા પ્રથમ યુવકે પોતાને ઘેરથીજ શરૂઆત કરવી જોઇએ. પોતાના ઘરનાંને સમજાવીને તે દૂર કરી શકે. ધીમે ધીમે તે કુટુંબમાં બંધ કરાવે. ગામના બીજા યુવકોના સહકારથી ગામમાં પણ સુધારો કરી શકે. પ્રથમ લોકો વાંધો ઉઠાવે ખરા, પરંતુ તે વાંધાને ન ગણકારતાં માનઅપમાન સહન કરીને તેમને સમજાવવા જોઇએ. સમજાવતાં ઘણો વખત લાગશે, પરંતુ તેથી હિંમત ન હારતાં ધીમે ધીમે કામ કરતા જવું જોઇએ. ધીરજનાં ફળ મીઠાં હોય છે એમ માની કામ કરવાથી આખરે તેનું સારામાં સારૂં પરિણામ લાવી શકે.

'પહેલું સુખ તે જાતે નર્યા,' એ સૂત્ર સ્વચ્છતા ઉપર ખાસ આધાર રાખે છે. હમેશાં ગંદકીમાં પડી રહેવાથી માણસોની સુખાકારી ઓછી થાય છે. આખરે પ્લેગ ફાટી નીકળે છે અને ગામોનાં ગામોમાં ફરી વળે છે. સ્વચ્છતાથી આપણે ધારીએ તો પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી શકીએ. આની શરૂઆત યુવક પોતાને ઘેરથી કરી શકે. સારી, સ્વચ્છ, અને ચોકખી વસ્તુઓ જોવી તથા વાપરવી દરેકને ગમે છે. પોતાનાજ ઘરમાં પાણીઆરૂં, વાસણ, કપડાંલત્તાં વગેરે સ્વચ્છ હોવાં જોઇએ. દેખાદેખીથી બેનો આ કામ કરી શકે છે. આંગણું પણ દરરોજ આપણે પોતેજ જો સાફ કરીએ તો થોડા વખત પછી ત્યાં કોઇ ગંદકી કરતાં શરમાવશે. આપણું આંગણું સ્વચ્છ જોઇ બીજાં માણસો પણ પોતપોતાનું આંગણું સ્વચ્છ રાખતાં શીખશે. આ પ્રમાણે જો દરેક ઘરના ચોક સાફ થાય તો તેમાં આખી શેરીનો પ્રશ્ન સમાઇ જાય છે. કૂવા ઉપર પણ ઘણી ગંદકી હોય છે ત્યાં આપણે પોતેજ જઇ, જે વખતે બેનો પાણી ભરતી હોય તે વખતે તેમની પાસેથી એક એક ઘડો પાણી લેઇ સાફ કરવા મંડી પડીએ તો એક બે દિવસ પછી ત્યાં આગળ ગંદકી કરતાં તેઓ શરમાશે અને પોતેજ અન્યોઅન્ય તે સ્વચ્છતાનું કામ કરી લેશે. આમાં તો ફક્ત એક ચિનગારીની જરૂર છે. આવીજ રીતે તળાવ ઉપર પણ સ્વચ્છતા જાળવી શકાય.

છેવટમાં 'સંપ ત્યાં જંપ,' એ કહેવતને અનુલક્ષીને આપણા બધાય યુવકો તથા સમાજની અંદરના માણસો એક બીજાને સહકાર આપી સમાજ-સુધારણા માટે ઉપર જણાવ્યા પ્રમાણે કામ કરીએ તો નજીકના ભવિષ્યમાં સમાજ કોઇ જુદાજ સ્વરૂપમાં ફેરવાઇ જાય.

સેવાઆશ્રમ, ઉનાવા (ખાલવા) રણછોડભાઇ ડાહ્યાભાઇ પટેલ

# ખેડૂતની અવદશા

હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. હિંદમાં કાચો માલ પાકે છે. તેને તૈયાર કરવા પરદેશ મોકલવા ફરજ પડે છે. પાણીને ભાવે તે ખરીદાય છે અને કીમતી થઇ પાછો ફરે છે. જગતભરમાં હિંદ અતિ રસાળ અને રસકસથી સંપૂર્ણ બગીચો લેખાય છે. જો તે પોતાનું જ સંભાળી રાખે તો બહુ છે, બીજા તરફ દયામણી દૃષ્ટિ રાખી કંગાલપણું બતાવવાની જરૂર નથી. પરંતુ તેને અભાવે હાલ હિંદ પરદેશીઓને ત્યાં વેચાણુ થયું છે. ખેડૂત ખેડૂત મટી ખેતીનો મજૂર થઇ રહ્યો છે. જ્યારે હિંદ પરદેશ સાથે ઝાંઝા સંબંધમાં નહોતો આવ્યો ત્યારે કોઠીઓ દાણાથી તર હતી, ઢોર ખૂબ હતાં અને તે કારણે ઘી દૂધ સારા પ્રમાણમાં મળતાં. મન ઉદાર અને સંતોષી હતાં, જીવ કૃપણ નહોતા. સાદાઇ અને આબાદી દીસતી હતી.

જ્યારથી દેશ પરદેશીના પંજામાં ફસાયો ત્યારથી ધર્મ અને માલ આગબોટમાં ચાલતો થવા લાગ્યો છે. નાદિરશાહની લૂંટ તો લૂંટ તરીકે ઓળખાઇ, પણ આપણે અગથી પકવેલો આ માલ આગબોટો ભરી આમ લેઇ જવાય તેને લૂંટ કહી શકાય કે નહિ તે માટે વિચાર કરી યોગ્ય તે જવાબ આપી વાચક વર્ગ શાહીવાદને ઇન્સાફ આપશે. પહેલાં તો ખેતીમાં જે પાકતું તેમાંજ સરકારનો હિસ્સો હતો. જો પાકે તો લે, ન પાકે તો ન લે. સરકાર માબાપને આ બધી કડાકૂટ ન પાલવી તેમજ ઉપજ પણ ચોક્કસ નહિ, તેથી તેને બદલે રોકડ વિઘોટી દાખલ કરી. અસલના રાજાઓ છઠ્ઠો ભાગ લેતા. આજ તેવું કાંઇ રહ્યું નથી. ખેડૂત જો ખેતીમાં સુધારો કરે; કૂવો ખોદાવે ને પાક વધારે તો વિઘોટી વધે, ત્યારે સુધારાવધારા કરવાનું ખેડૂતને મન થાય જ કેમ? આથી આર્થિક સ્થિતિ બગડતી ચાલી અને કાંઇ આધાર ન રહ્યો, એટલે દુકાળ સામે ટકવાની શક્તિ ઘટી ગઇ. ખેડૂત તેથી દેવાદાર બન્યો. જેમ તેની આંટ ઓછી અને સ્થિતિ લાચાર તેમ વ્યાજ વધારે ભરવું પડે. કરજ વધવા માંડ્યું. અત્યારે ખેડૂતોને ગળે કરજનો પત્થર એવડો મોટો છે કે ને પ્રશ્ન ઘણોજ મહત્ત્વનો થઇ પડ્યો છે.

ખેડૂતને પૈસા જોઇએ જ અને તે સારૂ જેમાંથી પૈસા વધારે મળે એવો પાક તેણે કરવોજ જોઇએ. તેને અને છોકરાંને ખાવા દાણા જોઇએ અને ઢોરને ખાવા ઘાસ જોઇએ. તેનું સૌ થઇ પડશે, પણ સરકારનું અને કાબુલીનું (શ્રીમંત શેઠશાહુકારનું) મોઢું તેણે ભરવુંજ જોઇએ, પેટમાંથી દૂર કરી આપેજ છૂટકો. પેટનાં દૂર કરી પારકાં જિવાડવા ફરજ પડે છે. હપ્તો ચૂકવાની

બીકથી પકવેલો માલ સોંઘે વેચી જરૂર પડ્યે મોંઘા ભાવથી ખરીદવો પડે છે. આમ ખેડૂત પૈસાની મારામારીમાં બેવડો કુટાય છે. કોઇ ખેડૂત પાસે બળદ હોતા નથી, માગી તાગીને ભાડે ચલાવે છે; તો કોઇ પાસે એકજ હોય જે તે બીજાને ભાગિયો કરી ચલાવે છે, અને એનીની વરાપની તક તેનાથી સચવાતી નથી. કોઇ સારા જ ખેડૂત પાસે એક જોડ બળદ હોય છે. ઢોરની સારી જાત દિવસે દિવસે ઘટતી જાય છે, પરંતુ ના. વાઇસરોય સાહેબનું તે પ્રત્યે વલણ હોવાથી ભાવિના ફળ માટે ખેડૂતને આશાવાદી બનવું પડે છે. જે ગુજરાત બગીચો હતો અને જેમાં ગોચરનાં વન હતાં અને જેનાં ઢોર વખણાતાં તે હાલ બેહાલ થઇ પડેલો જોઇ કોનું હૃદય અનુકંપા નહિ અનુભવે? ઘાસની તંગીને કારણે ઢોર દુબળાં બન્યાં, જેથી કામ આપવામાં અશક્ત થવાથી કતલખાનાંમાં કપાવા મોકલાય છે. હવે ઘી દૂધ ખાવાનું ક્યાં રહ્યું? હિંદનાં બાળકો દૂધ વિના ટળવળે છે. બહુ તો દૂધની સેપેરેટ ખાવા મળે, જેથી કુમળાં બાળક શક્ત અને તંદુરસ્ત હોવાનો દાવો કરવો ભૂલી જાય. દિનપ્રતિદિન ગુલામીની જંજીરમાં વધુ સપડાઇ તેને નિર્માલ્ય બનાવી કદી પણ માથું ઊંચું ન કરવાનું માનસ કેળવવા પગલાં યોજાય છે.

સાધારણ નિયમ છે કે જમીનમાંથી જેટલું લેવાય તે બીજા રૂપમાં જમીનમાં પડવું જોઇએ. હવે એરંડી, સરસી, તેલી બિયાં, ચામડાં, હાડકાં, ઘઉં ઇત્યાદિ વસ્તુઓ લાખો ટન પરદેશ રવાના થાય છે તેના બદલામાં જમીનમાં શું પડે છે? કાંઇજ નહિ. ઊલટું ખેડૂતોને પોતાને બળતણ ન મળવાને કારણે તેઓ ઢોરના છાણનાં છાણાં બાળે છે, અને આવી રીતે સોના જેવું કીમતી ખાતર નાશ પામે છે. આ પ્રમાણે થવાથી દેશની ફળદ્રુપતા ઘણી ઘટતી જાય છે. આટઆટલી હાડમારીમાં પણ હિંદના ખેડૂતે જમીન ખેડીને પોતાની જાતને તથા પુત્રસ્નેહથી પાળેલાં મડદાલ ઢોર ઉપર અમાનુષી કેર વર્તાવી કેટલાયનું ભરણપોષણ કરવું પડે છે. એજ તેની વિશિષ્ટ ઉદારતાનો નમુનો છે. ટાઢતડકો, માંદાસાજા, ઇત્યાદિનો વિચાર ન કરતાં રાતદિવસ તેના કરાવનારને વશ રહી તેમની દયા ઉપર જીવતો ખેડૂત છુટકારો મેળવવા ઘોર નિદ્રામાંથી કદી જાગ્રત થવા પ્રેરાયો નથી!

આ બધા પીંજણની મતલબ એ છે કે આ દેશ નિધણિયો થઇ પડ્યો છે. જેને જેમ ફાવ્યું તેમ તે પોતાનું ઢોલકું વગાડે છે અને તેમાં ગરીબ ખેડૂત મરણપથારીએ ચામ અને હાડના માળા રૂપ પડેલ છે, તેમાંથી છુટકારાનો શ્વાસ શી રીતે લેવાય એજ વિચારવાનું છે.

સોખડા પુરૂષોત્તમ મંગળભાઇ પટેલ

## ૨. પુણ્યશાળી .. ગામ

મહાશય તંત્રીજી, પાટીદાર માસિક, આણંદ

નીચે પ્રમાણે આપના માસિકમાં છપાવી પ્રસિદ્ધ કરવાથી પાટીદાર કોમને શિખામણ આપવાનો મારો ઇરાદો છે. તો તે તમને ઠીક લાગે તો આપના માસિકમાં છપાવશો.

હું અત્રે ટાન્ગાનીકા ટેરીટરીમાં લગભગ તેર વરસથી રહું છું. મારો એક ચિ. નામે ••• ભાઇ લગભગ સાત વરસની ઉમરના થઇ ગયા છે અને ચાલુ સાલના એપ્રિલ માસમાં આઠમું વરસ બેસશે. અત્રે હું જે જગ્યાએ રહું છે તે જગ્યા લગભગ જંગલ જેવી છે. બે ચાર ઇન્ડીયન ખોજાભાઇઓની વસ્તી છે. લગભગ મારી આફ્રિકાની ઘણીખરી જીંદગી આવી જગાએ ગુજરેલી છે. જેથી મારે મારા મોટા ચિ. •• ભાઇને કેળવણી માટે ઇન્ડીઆ મોકલવા પડયા છે. મારા ચિ. ••• ભાઇનું મોસાળ પુણ્યશાળી •• ગામમાં થાય છે. ને તેમના મામાશ્રી કેળવણી ખાતામાં શિક્ષક તરીકે ઘણા વખતથી કામ કરે છે. લગભગ ત્રણ વરસ પહેલાં હું ઇન્ડીઆ આવ્યો તે વખતે મારા મોટા ચિરંજીવીને લગભગ પાંચ વરસની ઉમરતી તૈયારી હતી. એટલે મારો વિચાર તેજ વખતે તેમને તેમના મામાને ત્યાં ઇન્ડીઆમાં રાખવાનો હતો. હું મારાં પત્ની તથા ચિરંજીવી વિગેરેને ઇન્ડીઆ રાખીને આવ્યો હતો. કારણકે મારો વિચાર હતો કે ચિરંજીવી થોડો વખત પછી સ્કુલમાં જવાને લાયક થશે. અને તેમના મામા તેમની કેળવણી સંબંધી તપાસ કરશે. પણ પુણ્યશાળી ••ના વતનીને રૂચતુ નહતું. કારણકે બાર મહિને દશ પંદર રૂપીઆનું અનાજ ભાણાના પેટમાં જાય તો તેમની કમાણીનો અમુક ભાગ ઓછો થાય. જેથી ચાલાકીભેર કાગળ લખીને મારાં પત્નીને તથા ચિરંજીવીને આફ્રિકા મોકલી દીધાં. આફ્રિકે મોકલવાને એકએક પાઇનો ખરચ મેં મોકલી આપ્યો ત્યારે તેમણે ત્યાંથી આંણંદ સ્ટેશન સુધી મુકી ગયા. તે વખતે મેં ધાર્યું કે હજુ એક બે વરસ પછીથી ચિ. સ્કૂલમાં જઇ શકશે જેથી મન વાળી લીધું. પણ લગભગ છેલ્લા ૭ મહિનાથી ચિ. કેળવણીના સંબંધમાં ઘણીજ ફીકર થયા કરતી હતી. જેથી મેં તેમના મામાશ્રીને એક બે કાગળ લખ્યા. પણ ચાલાક મામા ઘણાજ કાબેલ છે તેઓ દરેક બાબતનો આગળથી વિચાર કરનારા છે. જેથી કંઇ પણ જવાબ આપે તો સપડાય જેથી કંઇપણ

જવાબ આપેજ નહિ. છેવટે તેમના નાના ભાઇ જે મારી સાથે લગભગ દશ વરસથી રહે છે, તેમણે તેમના મોટા ભાઇને કાગળ લખ્યો કે ચિ. • • • ભાઇને કેળવણી માટે ઇન્ડીઆ મોકલવાની જરૂર છે. ને તેઓ • • રાખવાને ગોઠવણ થવી જોઇએ. આ કાગળનો જવાબ મહાશયે એરમેલથી આપ્યો. કારણકે મેં અહીયાં તા. ૨૫-૧-૩૮ના રોજ ઉપડતી સ્ટીમરમાં ચિ. • • • ભાઇની ગોઠવણ કરી હતી. મહાશયનો જવાબ તા. ૨૩-૧-૩૮ના રોજ મલે છે. તે જવાબ ચાલાકીભેર છે: આ કાગળનો હેતુ એજ છે કે ચિ. • • • ભાઇ • • રહી શકશે નહિ. કારણકે બાર મહીને ભાણો કંઇ નહિ તો પાંચ પચીસ રૂપીઆ ખાડો પાડે અને તે ખરચ મારી પાસે માગતાં તેમને શરમ આવે. જો કે ચિરંજીવીના ખરચના બદલામાં તેનાથી ડબલ બીજે કોઇ રસ્તે આપવાને હું ખુશી હતો. પણ મુદ્દલ દાઝ દેવી-નહિ એવો મામાનો ઇરાદો છે.

ચરોતરના પાટીદાર આવા વિચારો તમારી અધોગતિ જણાવે છે. આપણા વડીલો બીજાની મેમાનગીરિમાં પંકાએલા હતા. પણ હવે આપણી અધોગતિ થએલી છે. જેથી સ્વાર્થ સિવાય કંઇ પણ ખરચ કરતા નથી. ફક્ત હાય પૈસો પૈસો કરી રહ્યા છો. હિંદુ ધર્મમાં બેન અને ભાણાને દાન કરવું તે પવિત્રમાં પવિત્ર કાર્ય ગણેલું છે. પણ • • ગામના પાટીદાર પોતાની બેનનાં કપડાં વેચીને પેટ ભરે તેવા છે. તેમનો સ્વાર્થ હોય તો ભંગીઆને પણ સલામ ભરે છે. નહિ તો બીજો તેમનો ગમે તેવો ઓળખીતો હોય તેના માટે લેશ પણ ચિંતા કરતા નથી. આ મામા ભાણાને અને તેનાં બેનને દુઃખી જુએ તો મદદ કરે તેવા નથી પણ તેમની પાસે કંઇ બાકી રહ્યું હોય તે લઇ લેવાનો ઇરાદો રાખે તેવા છે. તેઓ કેળવણી ખાતામાં કામ કરે છે. જો કોઇ પણ ગાયકવાડ સરકારના વિદ્યાધિકારી ખાતાનો માણસ તેમને બે રૂપિઆ વધારે પગાર કરી આપવાનું કહે તો અધિકારીના છોકરાંનું સંડામ ગએલ પણ સાફ કરે તેવા મારા ચિરંજીવીના મામા છે. પ્રભુની બલિહારી છે કે આવા મનુષ્યો દુનિયામાં પેદા કરે છે.

પાટીદાર કોમ સાંભળ. • • • ના એક ભવસાર જેની સાથે મારો ઘણોજ ટુંક સ્નેહ છે. તેણે મારા બાળકને આફ્રિકેથી પૂરતી સંભાળ રાખીને ઇન્ડીયા લઇ ગયા છે. અને મારા ચિરંજીવીની કેળવણી માટે પુરતી વ્યવસ્થા કરવાને બંધાયા છે. હાલમાં મારા ચિરંજીવી • • • તે મહાશયના છત્ર તરે છે. ઘણોજ ટુંક વખતનો સ્નેહ છે છતાં લાગણી કેટલી છે. તે જોવી હોય તો તમો જાતે જશો. ને તપાસ કરશો કે તે કેટલી સંભાળ મારા ચિરંજીવી માટે રાખે છે.

•• ગામના પાટીદાર બંધુઓ આપસ આપસમાં કજીયા કરીને કોર્ટ ખરચા અને વકીલ ખરચા કરીને ખુશી થાઓ છો. અને એક પાઇ પણ શુભ કાર્યમાં વાપરતા નથી. પાટીદાર કોમ આ તારી અધોગતિ કે બીજું કંઇ તે તારી મેળે વિચારી લે.

પુણ્યશાળી મામા નામે ••• •••• (અહીં તેમનું ઠામઠેકાણું લખ્યું છે.)

લી. સેવક

••••

---

## ચર્ચાપત્ર

### ૫. ગૃહશાન્તિ

**ગયા** અંકના 'લગ્નવિધિ'વાળા લેખમાં 'લગ્નપડીકું' અને 'ગૃહશાન્તિ' વગેરે બાબતમાં જરા વધારે ખુલાસો કરવાનો જણાવાથી તે નીચે આપું છું:

આજનાં ગાડીનાં તેમ જ ટપાલનાં સાધનોને લીધે કદાચ આવાં 'લગ્નપડીકાં' લેઇને ગોરમહારાજને ન મોકલવામાં આવે એ સ્વાભાવિક છે, પરંતુ જ્યાં ગામડામાં કે શહેરમાં 'જીવવા'ની અને 'જીવવા દેવા'ની આપ-લેની પદ્ધતિએ સમાજરચના ચાલતી હોય ત્યાં એવા ખેપીઆઓ ઉપયોગી હતા. 'લગ્નપડીકા' માટે આવતો જતો ગોર એ સીધો ઘરને આંગણે ન જતાં, મહેલ્લાના–ખડકીના–ચોકના (ઘરના આંગણા) બહાર આવી ઊભો રહે અને કહેવરાવે કે અમુકને ત્યાં લગ્નપડીકું લેઇ આવ્યો છે. આનો અર્થ એટલો જ હતો કે લગ્નપડીકું મોકલનાર જાણવા માગે છે કે વરપક્ષના ઘરનાંને કોઇ સામાજિક વાંધો તો નથી ને? આથી ત્રણ પૈસાના પત્રરૂપી લગ્નપડીકા કરતાં રૂઢિને સમજવાની જરૂર છે.

રેલ્વેની ગાડી પ્લેટફોર્મ ઉપર નથી આવતી, જ્યાં સુધી છેટેનું (Distant) નિશાન (હાથ) પાડવામાં ન આવે ને હોમ (Home Signal) સીગ્નલ ન બતાવવામાં આવે. આ નિશાનો એટલા માટે છે કે પ્લેટફોર્મ ઉપર આવનાર ગાડી માટે લાઇન કલીઅર થાય. એવી જ રીતે લગ્નપડીકું લેઇ આવનાર વરપક્ષવાળાઓ તરફનું 'લાઇન કલીઅર' લેવા આવે છે, આવતો હતો. આમ રૂઢિમાં પણ કંઇક ઉદ્દેશો સમાએલા છે. જો વરપક્ષવાળાને વાંધો (સામાજિક) હોય, તો પેલા ગોરને લગ્નપડીકું વધાવી લેવા સિવાય પાછો જ મોકલે. ગોરમહારાજો પોતેજ આવાં લગ્નપડીકાં લેઇ જતા પહેલાં અર્થ ન સમજે ત્યાં બિચારા બીજાઓને શું સમજાવે?

'ગૃહશાન્તિ–ઘરાંસાંનક': આમાં રૂઢિ પ્રધાન થઇ છે, તે અર્થ વગરની છે.

ગ્રહ (તારામંડળના) નહિ, પણ ગૃહ–ઘર શબ્દ સમજવાનો છે. ઘરમાં ક્લેશ, કંકાસ, ઉદ્વેગ, અણબનાવ જેવું વિવાહ જેવે શુભપ્રસંગે ન રહે તે માટે ઘરમાં શાન્તિ કરવાની હોય છે. તેને બદલે ગ્રહોની શાન્તિ કરવાનો રિવાજ પડી ગયો છે. પછી ભલેને પોતાનો સગો ભાઇ પણ વિવાહમાં ન આવે. દશ્ય ગૃહમાં–ઘરમાં જીવતા નડતા ગ્રહોની–ભાઇભાંડુઓની શાન્તિ કરવાને બદલે અદશ્ય ગ્રહોને સંતોષવા હોમયજ્ઞાદિ કરાવી યેન કેન પ્રકારેણ ગોરમહારાજોનાં તરભાણાં ભરવાના રિવાજ સિવાય અત્યારની ગ્રહશાન્તિમાં બીજો કંઇ અર્થ નથી. વરકન્યા ઉપર અદશ્ય ગ્રહો કરતાં ગૃહના–ઘરના ગ્રહો કેટલીક વખત એવા જબરદસ્ત હોય છે કે તેમને જો શાન્ત કર્યા વગર લગ્ન ઉકેલાઇ ગયું હોય છે તો એમની (સામાજિક) મનોતૃપ્તિને અભાવે બિચારાં નિર્દોષના ઘરસંસાર ધૂળધાણી થઇ જાય છે, જન્મારાનાં મહેણાંટૂણાંના ટચકા ખાવા પડે છે. એટલે વરકન્યાનાં ઉભયનાં માબાપોને માથે તથા નજીકનાં સગાંવહાલાંને માથે વરકન્યાના પક્ષનાં ઘરોમાં કૌટુંબિક શાન્તિ પ્રથમ કરવાની હોય છે, નહિ કે ગ્રહોની.

'ગણપતિ': ગણપતિની પૂજાનું પણ રહસ્ય સમજ્યા વગરનું છે. ગણપતિ કદરૂપા થઇ ગયા પછી તેમનું અપમાન થતું લાગ્યાથી પૂજાઓમાં પ્રથમ સ્થાન એમને આપવામાં આવેલું છે એમ કહેવાય છે. પણ નહિ; મનુષ્યગણ, પશુગણ, જીવજંતુગણ, વગેરે ગણોનો જે પતિ તે ગણપતિ એમ અર્થ લેવાય અને એ દૃષ્ટિએ પૂજન થતું હોય તો ઠીક છે. નહિ તો ભીંત ઉપર રંગના આડાઅવળા હાથ મરાવી ગણપતિનું સ્થાપન કરી કૃતાર્થ મનાય એ ઇચ્છવા જોગ નથી જ.

આમ અનેક રીતે રૂઢિરિવાજોના અર્થ સમજ્યા સિવાય 'સાપ ગયા ને લિસોટા રહ્યા,' એ નીતિએ સમજ્યા વગર સમાજ ફક્ત આંધળું અનુકરણ કરે છે, તેથી તે રૂઢિરિવાજોના અર્થોનાં સ્પષ્ટીકરણ થવાની વધુ આવશ્યકતા છે. પ્રતિકૂળ–અનુકૂળ દૃષ્ટિએ ફેરફાર કરવાનો સૌને હક્ક છે.

પુના–કેમ્પ **મગનભાઇ ઈશ્વરભાઈ પટેલ**

---

## જાણવાજોગ

### ૬. શ્રી. ગિજુભાઇનાં બે પુસ્તક

શ્રીયુત ગિજુભાઇએ લખેલાં બે પુસ્તકો, **પ્રાસંગિક મનન** કિંમત રૂ. ૦–૮–૦ અને **શાંત પળોમાં** કિંમત રૂ. ૦–૬–૦, એટલાં બધાં ઉત્તમ

કોટિનાં મને સમન્વય છે કે ચરોતર પ્રદેશમાં આ પુસ્તકોનો પ્રચાર કરી લોકોને એ પુસ્તકો વાંચવાની અનુકૂળતા કરી આપવી એ મને ખાસ જરૂરનું લાગ્યું છે; માટે 'દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર'ની અને બીજા એક સદ્‌ગૃહસ્થની ઉદારતાથી એ બંને પુસ્તકો અર્ધી કિંમતે પેટલાદ, ભાદરણ તથા વસોનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં અને આણંદ ચરોતર એન્યુકેશન સોસાયટીની ઓફિસમાં વેચાતાં મળે તેવી વ્યવસ્થા કરી છે. તા. ૨૭-૩-'૩૮થી તા. ૩૦-૪-'૩૮ સુધીમાં જ ઉપરની કિંમતે આ પુસ્તકો ઉપરને સ્થળે મળી શકશે, માટે જેમને શિષ્ટ, સંસ્કારી અને પ્રેરણાત્મક વાચનની અભિરુચિ હોય તેમણે એ મુદ્દતની અંદર સદરહુ પુસ્તકો ખરીદવા તજવીજ કરવી.

**વસો, તા. ૧૫-૩-'૩૮ મોતીભાઇ ન. અમીન**

## ૭. વિમાન ટપાલ (Air Mail)

વિમાન ટપાલ પહેલ વારકી સં. ૧૯૯૧માં શરૂ થઇ હતી અને તેના દર, વખતપત્રક વગેરે માહિતી આ માસિકના ૧૯૯૧ના કાર્તકના અંકમાં પૃષ્ઠ ૩૮ ઉપર આપી હતી. એમાં તા. ૧ : ૩ : '૩૮થી જે મહત્ત્વના ફેરફાર થયા છે, તે જાણવાજોગ હોવાથી નીચે આપ્યા છે:

### (૧) વિમાન ટપાલના દર:

क. એડન, બર્મા અને સિલોન સિવાય હિંદુસ્થાનમાં કોઇ પણ સ્થળે મોકલવાના કાગળ ઉપર તેના સાધારણ દર ઉપરાંત એક આનો વધારે અને કાર્ડ ઉપર અર્ધો આનો વધારે. એડનમાં એર મેલની ટપાલ મોકલી શકાતી નથી, અને એર મેલને માટે બર્મા અને સિલોનનો સમાવેશ હિંદુસ્થાનમાં થતો નથી.

ख. બર્મા અને સિલોન સુદ્ધાં અંગ્રેજી રાજ્યના બીજા કોઇ પણ પ્રદેશમાં કાગળો અને પેકેટો ઉપર દર ॥ ઔંસે અઢી આના સ્ટેંપ ચોઢવા જોઇશે, પોસ્ટ કાર્ડ ઉપર બે આનાના સ્ટેંપ ચોઢવા જોઇશે. એથી વધારેના, એટલે કે આજ સુધીના ભારે દર કાઢી નાખવામાં આવ્યા છે.

ग. ઉપરના બે વર્ગના કાગળ ઉપર એર મેલની ભૂરી ટીકિટ ચોઢવાની જરૂર નથી ને તે ટપાલ પેટીમાંજ નાખવાના છે.

घ. અંગ્રેજી રાજ્ય સિવાયના બીજા પ્રદેશો માટે વિમાન ટપાલના હાલ જે દર છે તેજ ચાલુ રહેશે.

ङ. વજન પ્રમાણે ઉપરને દરે પોસ્ટલ સ્ટેમ્પ ચોઢયા હશે તે કાગળો વિમાન ટપાલમાં જશે ને બાકીના કાગળ સાધારણ ટપાલમાં જશે.

લીલોતરી પાક, મનુષ્યમળ વગેરે) એ જમીનનો પ્રાણ છે. જ્યાં સુધી જમીનની આ ખાતર માટેની ભૂખ મટે નહિ ત્યાં સુધી જમીન સુપાક થાય નહિ. આ ખાતરોમાં રહેલાં ખોરાકનાં તત્ત્વો છોડને પૂરાં પાડવા ઉપરાંત જમીનમાં રહેલા ખાદ્ય પદાર્થો પાક માટે તૈયાર કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. વળી જ્યાં સુધી જમીન સારી ખતરાયલી નહિ હોય ત્યાં સુધી બનાવટી ખાતરોનો ઉપયોગ છોડ સારી રીતે કરી શકશે નહિ. એકલાં બનાવટી ખાતરોનો ઉપયોગ જમીનનું પોત બગાડે છે. એ વગેરે મુદ્દાઓ દરેક ખેડૂતભાઇને સારી રીતે જાણવા જોઇએ.

પુસ્તકમાં કેટલાંક વિધાનો છે, જે ફરીથી તપાસવા જેવાં છે. દાખલા તરીકે, (૧) "વળી શેરડી પણ આપણે તેને ખાતર મારફને જેટલો નાઇટ્રોજન આપીએ તેટલો બીજો નાઇટ્રોજન હવામાંથી લે છે" (પૃષ્ઠ ૭), (૨) "પાયખાનાનું ખાતર ૭.૪ ટકા નાઇટ્રોજન, માણસનું મૂત્ર ૪.૯ ટકા નાઇટ્રોજન" (પૃષ્ઠ ૧૧), (૩) "આ સિવાય તળાવની માટીમાં પણ ખાતરનાં ત્રણે તત્ત્વો હોય છે એટલે તે પણ એક સંપૂર્ણ ખાતર છે" (પૃષ્ઠ ૧૩). (તળાવની માટી એમાં સમાએલાં રજકણો વડે જમીન સુધારવા માટે મુખ્યત્વે કરી વપરાય છે.) (૪) "દસથી પંદર ટકા હ્યુમસ હોય તેવી જમીન ફળદ્રુપ કહેવાય છે" (૩૭), (૫) "આ જમીનમાં હ્યુમસ જો દસ ટકાથી ઓછો હોય તો તેવી જમીનને હ્યુમસ વધારવા માટે લીલું ખાતર આપવું જોઇએ" (પાન ૩૮), વગેરે વગેરે.

લેખકે સંપૂર્ણ ખાતર એટલે નાઇટ્રોજન, ફોસ્ફરીક એસીડ અને પોટાસનું બનેલું છે, તેના ઉપર બહુ ભાર મૂક્યો છે. આપણી જમીનમાં સાધારણ રીતે હ્યુમસ અને નાઇટ્રોજનની વધારે પ્રમાણમાં ખામી હોય છે, ફોસ્ફરીક એસીડની કંઇક અંશે અને પોટાસની નહિ જેવી.

ચોમાસુ તુલોને જમીન અને પાકના પ્રમાણમાં ઓછાવત્તા પ્રમાણમાં કુદરતી ખાતરની પહેલી જરૂર છે. વરસાદની અનિયમિતતાને લીધે તથા હાલના ભાવમાં રાસાયણિક ખાતરોનો ઉપયોગ ઘણાખરા ચોમાસુ પાકોમાં પરવડતો નથી. પીતના પાક માટે કુદરતી ખાતર ઉપરાંત પાકની મગદુર પ્રમાણે રાસાયણિક ખાતરો નાખવાં પરવડે. રાસાયણિક ખાતરોમાં ફક્ત નાઇટ્રોજન વાળાં ખાતરો આર્થિક દૃષ્ટિએ પરવડે છે. ફોસ્ફરીક એસીડ અને પોટાસનાં ખાતરો જોકે ઉત્પન્ન વધારે છે, પણ આર્થિક દૃષ્ટિએ એનો ઉપયોગ હાલના ભાવમાં પરવડતો નથી. આ મુદ્દો ખાતર વાપરનાર ભાઇઓએ ધ્યાનમાં રાખવાનો છે.

'ખેડૂત'

# પ્રસંગકથા

## ગુજરાતના બે વૃદ્ધ સાક્ષરનાં અવસાન

આ માસમાં ગુજરાતે બે સાક્ષરોને ખોયા છે. શ્રી કેશવલાલ ધ્રુવે ગુજરાતના ઉત્તમ શિક્ષક અને પ્રોફેસર તરીકે તો સારી સેવા કરીજ છે, પણ સાહિત્યની તેમની સેવાએ તેમને લોકપ્રસિદ્ધ ને લોકપ્રિય કર્યા છે. ભાષાશાસ્ત્રનાં તેમનાં વિવેચન તલસ્પર્શી છે. વળી તેમણે કરેલાં સંસ્કૃત નાટકોનાં ભાષાન્તરો ને સાહિત્યનાં બીજાં વિવેચનો પણ ઉત્તમ છે. બીજા સાક્ષર શ્રી ડાહ્યાભાઈ દેરાસરીએ પણ કેટલાંક વિજ્ઞાનનાં પુસ્તકો લખ્યાં છે, એટલુંજ નહિ પણ કેટલાંક સરસ કાવ્યો પણ લખ્યાં છે. એ બંને સાક્ષરો સમાનવયે—૮૦ વર્ષને વૃદ્ધ વયે—અનુક્રમે તા. ૧૩:૩:'૩૮ને અને તા. ૧૫:૩:'૩૮ને રોજ ગુજરી ગયા છે. વૃદ્ધ સાક્ષરો એકે એકે ચાલતા થાય છે.

## મહાસભાનો મહાવિજય

ગુજરાતને આંગણે—હરિપુરામાં—તા. ૧૯, ૨૦, ૨૧:૨:'૩૮ના દિવસોએ આપણા દેશની એકમાત્ર રાષ્ટ્રીય સંસ્થાનું—મહાસભાનું—૫૧મું અધિવેશન અપૂર્વ ઉત્સાહથી થયું. અનેક રાજકીય પક્ષોએ પોતાના મતભેદ ભૂલીને ઐક્ય સ્થાપ્યું ને અધિવેશનને સમર્થ રીતે સફળ બનાવ્યું. અને આ પ્રસંગે ગુજરાતે પોતાના આતિથ્યસત્કારથી તથા સ્વયંસેવકોએ ને સ્વયંસેવિકાઓએ પોતાની વ્યવસ્થાશક્તિથી તો સૌને આશ્ચર્યચકિત કરી મૂક્યાં. બંગાળના કલાધર નંદબાબુએ ને ગુજરાતના કલાધરોએ આપણી સાચી કળાનાં દર્શન કરાવ્યાં. ગ્રામોદ્યોગ પ્રદર્શને આપણી કારીગરીનાં દર્શન કરાવ્યાં. અધિવેશનનું વિઠ્ઠલનગર તૈયાર કરવામાં તે વિભાગના કેટલાય ગરીબ મજૂરોને સારી રીતે મજૂરી મળી, એમ હજારો રૂપિયા એમને મળી રહ્યા. ખરેજ પ્રત્યક્ષ દેખનાર સૌ એના બાહ્ય દર્શનથી તો આશ્ચર્યચકિત થઈ ગયાં, એ અધિવેશનમાં આવેલા લૉર્ડ સેમ્યુઅલ પણ આશ્ચર્યચકિત થઈ ગયા!

## મહાત્માજીનું દર્દ

પણ આન્તર દૃષ્ટિએ ઊંડે ઊતરીને જોનાર મહાત્માજીને તો એ અધિવેશનની વસ્તુસ્થિતિથી બહુ દર્દ થયું છે. ત્યાં ભરાએલા ગ્રામોદ્યોગ પ્રદર્શનમાં એમણે આ શબ્દોમાં પોતાનું દર્દ ઠાલવ્યું હતું: "અહીં હરિપુરામાં મહાસભા ભરી છે તેનું ખરચ સાડાસાત લાખ રૂપિયા થયું છે. એમાં ઘણી વસ્તુઓ મને સારી લાગી છે. પણ એમાં ખાદીનો આત્મા ભરેલો નથી. સરદાર અને મારામાં

તો ભેદ નથી, અમે એકદિલ છીએ. પણ સરદાર કદાચ ખાદીનું રહસ્ય પૂરું ન સમજ્યા હોય એમ બને. જ્યાં ખાદીની સાધના હોય ત્યાં સાડાસાત લાખનું ખરચ શું? મેં તો કહેલું કે ગામડામાં મહાસભા ભરાય તેમાં પાંચ હજારનું ખરચ થવું જોઇએ. ફૈજપુર વખતે દેવને પણ મેં કહેલું ને પાંચ હજારથી વધારે ખરચ થશે તો તમે નકામા ઠરશો, ને નકામા ઠર્યા પણ ખરા. એ વાત મારા મનમાંથી ગઇ નથી. એટલું ન થઇ શકે તો આપણે સાચા સ્વરાજ્યના સેવક નથી બન્યા, સાચા દેહાતી નથી બન્યા. દેહાતી ભાવના હોય ત્યાં વળી વીજળી શી? મોટર લોરી ક્યાંથી? ફૈજપુરમાં મને મોટરમાં લઇ ગયેલા. અહીં પણ મોટરમાં લાવ્યા. મને ચાલવા ન દીધો. બળદગાડીમાં તો બેસાડ્યા સુભાષબાબુને, મને નહીં. મને અહીં આવતાં વાર લાગત તો શું બગડી જાત? હવે તો સૌ શાહજાદા થઇ ગયા છે, અને કહે છે કે મોટર ન મળે, તો અમે દંગો કરશું. અહીં સાડાસાત લાખનું ખરચ થયું એમાં ખાદીની ભાવના નથી. હું તો ખેતરમાં કપાસ પેદા કરું ને એમાંથી ખાદી પેદા કરું. અહીં તો બધી વસ્તુઓ બહારથી મંગાવેલી છે. કામિની હેર ઑઇલ અને ટૂથ પાઉડર પણ આવેલાં છે. દેહાતીનો ટૂથ પાઉડર તો કોલસા ને મીઠું હોય. પણ અહીં તો લોકોને દાતણ નહીં પણ ટૂથબ્રશ જોઇએ મીઠું નહીં પણ પાઉડર પેસ્ટ જોઇએ. કાંસકી પણ ગામડી ન ચાલે, એ પેરીસની જોઇએ યા જંત્રની જોઇએ, મોટર જોઇએ અને બાકીનો બધો સામાન વિદેશી જોઇએ!"
('હરિજનબંધુ,' તા. ૨૦:૨:૧૯૩૮)

### જમાઉધારના તરસાળા

અને એ અધિવેશનના ખર્ચના જમાઉધારના તરસાળા કાઢીએ તો મહાત્માજીની એ હૃદયવેધક વાતોનો અક્ષરે અક્ષર સાચો લાગ્યા વિના નથી રહેતો. શ્રી મહાદેવભાઇએ પણ સાતલાખના ધુમાડા વિષે ઊહાપોહ કર્યો છે. ('હરિપુરાની મહાસભા' વિષેના એમના લેખ બહુ વિચારવા જેવા હોવાથી આ અંકથી આખા ય ઉતારવા માંડ્યા છે.) પણ પળવાર માની લેઇએ કે સાતે સાત લાખનું વળતર થઇ ગયું હશે, તોય એ વળતર કરનાર કોણ? દૂરથી અને પાસેથી ત્યાં આવનાર ત્રણ લાખ માણસની મેદનીમાંના જણદીઠને સરેરાશ દશ રૂપિયા ખર્ચ થયું માનીએ તોય એકંદરે ત્રીસ લાખ રૂપિયા ખર્ચાયા હશે. એમાંથી કેટલાય પૈસા રેલવે ને મોટરવાળા કમાઇ ગયા હશે, કેટલાય પૈસા શહેરી ને પરદેશી બનાવટની વસ્તુઓમાં વેડફાયા હશે! ગરીબ ગામડીઆના ગજવામાં એમાંથી કેટલો પૈસો ગયો તે તો હિસાબ બહાર

મહાસભાનાં પ્રધાનમંડળનો વહીવટ સ્વીકારવો પડ્યો છે. મહામભાનો આ સ્પષ્ટ વિજય છે. યુરોપમાં ઇંગ્લેણ્ડની સ્થિતિ આજે વિકટ થઇ પડી છે તેવે પ્રસંગે હિંદુસ્થાનને–અર્થાત્ તેની એક માત્ર પ્રતિનિધિ મહાસભાને–ન દુભવવી એ તો આ પીછેહઠનો મર્મ નહિ હોય?

## હિંદુ–મુસલમાન એકતા

દેશની સમસ્ત પ્રજામાં જો સાચી એકતા હોય તો આથી યે મોટા વિજય મહાસભા કરી શકે એમાં કશી શંકા નથી જ. પણ આપણે દુર્ભાગ્યે કેટલાક મુસલમાન આગેવાનો–આમજનતા નહિ, પણ આગેવાનો જ–પોતાનું હિત સાધવા માટે, કોમને નામે કેટલાક લાભો ઉઠાવી લેવા માટે, મહાસભા સામે ઝગડી રહ્યા છે. તેમનું મન મનાવી લેવા મહાસભાએ અને મહાત્માજીએ અનેક પ્રયાસ કરી જોયા છે. તુર્કોને જ જે ખલીફા જોઇતો ન હતો ને એમણે જેને પાછળથી હાંકી કાઢ્યો હતો, તે ખલીફાને માટે હિંદુસ્થાનના મુસલમાનોએ ખિલાફતનું યુદ્ધ આરંભ્યું ને તેમાં મહાસભાએ તેમને પૂરો સાથ આપ્યો. (પેલેસ્ટાઇનના ભાગલાને આ પ્રસંગે મહાસભાએ એવો ઝગડો વહોર્યો નથી એ સારૂં જ કર્યું છે.) હિંદુ–મુસલમાન એકતાને માટે મહાત્માજીએ ૨૧ ઉપવાસ કર્યા, મુસલમાન ભાઇઓને કોરા ચેક આપવાની વાતો થઇ, પણ સૌ નિરર્થક! શ્રી. ઝીણાના ૧૪ મુદ્દામાંથી તો એકે ઘટતો નથી, ઉલટા એમાં વધ્યે જાય છે. ભાઇ-બાપા કરવાની મહાસભાની આ નીતિથી પરિણામ શું આવ્યું છે?

## હિંદુઓને અન્યાય

એથી પરિણામ એ આવ્યું કે મુસલમાનોને રીઝવી શકાયા તો નથી જ, પણ હિંદુઓને ખીજવી શકાયા છે. वंदे मातरम् જેવા શુદ્ધ દેશભક્તિના ગીતમાં પણ મુસલમાનોએ હિંદુત્વનું ને મુસલમાન ધર્મ વિરોધી તત્ત્વ ખોળી કાઢ્યું. ધારાસભાઓમાં એ ગીત ગવાય ત્યારે તેમણે વાંધા ઉઠાવ્યા. 'કજિયાનું મોં કાળું' કરવા મદ્રાસની ધારાસભામાં ગવાતું એ ગીત પડતું મુકાયું. પણ હવે તો થિયેટરોમાં ને સિનેમામાં પણ એ ગીત સામે વાંધા ઉઠાવવામાં આવે છે. હવે તો નજીવે કારણે પણ એ બે કોમો વચ્ચે મારામારી થઇ પડે છે, એનો પુરાવો આ વર્ષે ખૂબ મળ્યો છે. મહાસભાની નમતું મૂકવાની નીતિથી ચુસ્ત હિંદુઓનાં દિલ ઘવાય છે, અને તેથી તેઓ મહાસભાવિરોધી નીતિ ગ્રહણ કરે છે. સમવાયતંત્રમાં દેશી રાજાઓનાં પુતળાંપ્રતિનિધિ આવીને દેશહિતમાં આડખીલી નાખે, માટે એ સ્વરૂપના સમવાયતંત્રનો મહાસભા વિરોધ કરે છે, મુસલમાનો પણ પોતાની દૃષ્ટિએ વિરોધ કરે છે, ત્યારે હિંદુ મહાસભા

તેને સ્વીકારવાનો ઠરાવ કરે છે, કારણ કે દેશમાં હિંદુ રાજાઓ વધારે છે, એટલે ગમે તેવા તો ય તેમના હિંદુ પ્રતિનિધિઓ ધારાસભામાં આવી શકે ને ત્યાં હિંદુ તત્ત્વ વધારી શકાય. આમ એક બાજુથી મુસ્લીમ લીગે મહાસભા સામે મોરચા માંડ્યા છે, ત્યારે બીજી બાજુથી હિંદુ મહાસભાએ મોરચા માંડવા શરૂ કર્યા છે. આ અધિવેશનને પ્રસંગે જ આર્યસમાજ તરફથી ફરિયાદ ઊઠી છે: 'આર્યપ્રકાશ'નો 'પરિષદ અંક' (તા. ૬ : ૩ : '૩૮) ફરિયાદ કરે છે કે "આર્યસામાજિક વર્તમાનપત્રોએ પત્રપ્રતિનિધિ તરીકે, રાષ્ટ્રીય મહાસભાના મંત્રીજી પાસે પાસ મેળવવાની માગણી કરી હતી," ત્યારે તેમને કોમી પત્રો માની પાસ આપવામાં ન આવ્યા, પણ "કોમીવાદના રંગથી પૂર્ણ રીતે રંગાએલાં મુંબઈનાં 'હિલાલ' જેવાં પત્ર"ને પાસ આપવામાં આવ્યા હતા (પૃષ્ઠ ૨૨). આ વાત માની શકાતી નથી, પણ જો સાચી જ હોય તો બેશક આર્યસમાજનાં એ પત્રોને અન્યાય જ થયો લેખાય. મહાસભાએ તો ધર્મરંગથી પર રહીને સૌ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખવી ઘટે. સારું થયું છે કે આ અધિવેશનમાં મુસ્લીમ લીગ સાથે બાંધછોડ કરવાના કંઈ ઠરાવ થયા નથી. લીગે બાંધછોડ કરવી હોય તો રાષ્ટ્રીય મહાસભા સાથે નહિ, પણ હિંદુ મહાસભા સાથે કરી લેવી ઘટે અને એ બનેએ દેશહિત તરફ દૃષ્ટિ રાખીને સંયુક્ત યોજનાઓ ઘડી કાઢવી જોઈએ. રાષ્ટ્રીય મહાસભાએ તો સમસ્ત દેશના સર્વજનહિત તરફ જ દૃષ્ટિ રાખવી ઘટે.

### ઇંદોરમાં હરિજનોનો સત્કાર

"ઇંદોર, તા. ૨. ઇંદોરના મહારાજાએ એક ઢંઢેરો બહાર પાડી જાહેર કર્યું છે કે રાજ્યની માલીકીનાં તમામ મંદિરો હરિજનોને દર્શન માટે ખુલ્લાં મૂકવાં. હરિજનોને તમામ જાહેર કૂવાઓ, જાહેર સ્થળો, હોટેલો, વાહનો વગેરેનો નિર્બાધિત ઉપયોગ કરવા દેવો અને હરિજનોને બીજી કોમોને માટે ખુલ્લા એવા વિસ્તારોમાં મકાનો બાંધવાની છૂટ આપવામાં આવી છે. આ જાહેરનામામાં અન્ય બાબતો સાથે એમ પણ જણાવવામાં આવ્યું છે કે મહારાજા હોલ્કરને એમ લાગે છે કે હિંદુ કોમના મોટા વિભાગને ધાર્મિક માન્યતાઓને આધારે દાબી રાખવામાં આવવો ન જોઈએ તેમ જ તેમની એ સ્થિતિને નૈતિક માન્યતાને આધારે પણ ટકાવી રાખવી ન જોઈએ" ('ગુજરાત સમાચાર,' તા. ૪ : ૩ : ૩૮). વડોદરા તો શું, ત્રાવણકોર રાજ્યના કરતાં પણ આ જાહેરનામું ઉદાર છે.

### જાહેરનામાનો લાભ ને હિંદુઓનો ફફડાટ

"ઇંદોર, તા. ૧૦મી માર્ચ. ઇંદોરનરેશના ઢંઢેરા પછી આજરોજ સવારે હજારો હરિજનોનાં ટોળાઓએ રાજ્યના મુખ્ય ગોપાલમંદિર તરફ દર્શન અર્થે

કુચ કરી ત્યારે શહેરમાં જોવા લાયક દેખાવ થઇ રહ્યો હતો. હરિજનોનાં આ ટોળાંઓમાં ભંગીઓ અને ગંદકી સાફ કરનારી કલકી ગણાતી કોમનો પણ સમાવેશ થતો હતો. સવર્ણ હિંદુઓમાં આ સામે ભારે વિરોધ ફાટી નીકળ્યો હતો અને હિંદુઓનું એક પ્રતિનિધિમંડળ વડા પ્રધાન સર સુરજમલ બાપનાને મળવા ગયું હતું અને આ સરઘસ રોકવાનો તેઓને આગ્રહ કર્યો હતો. હરિજન સેવક સંઘના પ્રેસિડેન્ટ રાય બહાદુર ડૉ. પંડિતે તાત્કાલિક નિર્ણય માટે માગણી કરી હતી, જે ઉપરથી પ્રધાનમંડળની તાત્કાલિક સભા મળી હતી અને તેણે મંદિરપ્રવેશનો નિર્ણય જાહેર કર્યો હતો. . . . એમ જણાય છે કે રૂઢિચુસ્ત હિંદુઓ ના. મહારાજા ઉપર એક કેબલ સંદેશો મોકલીને તેઓએ કરેલી મંદિરપ્રવેશની જાહેરાત રદ કરવા માટે આગ્રહ કરનાર છે.

"હરિજનોનું પ્રચંડ સરઘસ

"મુખ્ય બજારો બંધ રહ્યાં હતાં અને હરિજનોના સરઘસને જોવા માટે હજારો માણસો રસ્તાની બંને બાજુએ ટોળે વળીને ઊભા રહ્યા હતા. હરિજન સરઘસમાં સવર્ણ હિંદુઓ પણ જોડાયા હતા. સરઘસની આગેવાની ડૉ. પંડિત, ભાઇ કોટવાલ, પ્રો. બોરડીઆ અને બીજા જાણીતા શહેરીઓએ લીધી હતી. સરઘસને મોખરે મહારાજા હોલકરની ભવ્ય પ્રતિમા લેઇ જવામાં આવતી હતી. મોટી પોલીસ ટુકડીના રક્ષણ હેઠળ મંદિર તરફ જવા માટે સરઘસ શહેરના મુખ્ય રસ્તા ઉપર થઇને પસાર થયું. કેટલાંક સ્થળોએ સરઘસના માર્ગ ઉપર ફૂલો વેરવામાં આવ્યાં હતાં અને સરઘસ ઉપર પત્થરો ફેંકવાના માત્ર એક બે નજીવા બનાવો બન્યા હતા. પોલીસના ઇન્સ્પેકટર જનરલ મી. ડી. જી. વેસ્ટનની તેમજ ડિસ્ટ્રીકટ મેજિસ્ટ્રેટ મી. કે. એન. અગ્નિહોત્રીની દેખરેખ હેઠળ મંદિરનો માર્ગ લાઠીધારી પોલીસની હાજરીમાં ખુલ્લો રાખવામાં આવ્યો હતો. હરિજનોનુ સરઘસ સાંજે મંદિરે જઇ પહોંચ્યું હતું અને તેમાં પ્રાર્થના પછી ઊભા કરવામાં આવેલા સભામંડપ તરફ વળ્યું હતું. ત્યાર બાદ મંદિરના પૂજારીએ નાતજાતના કોઇ પણ ભેદભાવ રાખ્યા વગર પ્રસાદની વહેંચણી કરી હતી" ('મુંબઇ સમાચાર,' તા. ૧૧ : ૩ : '૩૮).

નાપામાં બાળલગ્ન કરનારને સજા

"આણંદ, તા. ૬ઠ્ઠી માર્ચ, ગુજરાત પાટીદાર મંડળના મંત્રી શ્રી. વેણીભાઇ પ્રભુદાસે ખેડા મે. ડી. મા. સાહેબની કોર્ટમાં કરેલી ફરિયાદમાં નીચે મુજબ દંડ કરવામાં આવ્યો છે: બોરીઆવી તા. આણંદના પા. ધુળાભાઇ છજીભાઇના ૧૭ વર્ષના દીકરા હરમાનભાઇનું લગ્ન નાપા તા. બોરસદના

પા. હરમાનભાઇ રણછોડભાઇની ૨ાા વર્ષની દીકરી બબલી ઉર્ફે કમળાની સાથે નાપામાં તા. ૧૩:૫:'૩૭ને રોજ કરેલું તે કામમાં આજ રોજ નાપા મુકામે મે. ડી. મા. સાહેબ મી. વૈદ્યે નીચે મુજબ દંડ કર્યો છે: (૧) વરના બાપને રૂા. ૧૫૦, (૨) કન્યાના બાપને રૂા. ૧૦૦, (૩) કન્યાની મા કાશીને રૂા. ૧૦૦ અને (૪) ગોર મણિલાલ માણેકલાલને રૂા. ૧૦૦, મળી કુલ રૂા. ૪૫૦ દંડ કર્યો છે, તેમાંથી રૂા. ૪૦ ફર્યાદીને કંપેન્સેશનના આપવા હુકમ કર્યો છે.

## મિત્રાલમાં બાળલગ્ન કરનાર સામે ફરિયાદ

"પોરડા તા. બોરસદના પા. મોતીભાઇ દેસાઇભાઇના દીકરા ગોરધનભાઇના ૧૬ાા વર્ષના દીકરાનું લગ્ન મિત્રાલના પા. માધાભાઇ તળસીભાઇની ૧૭ વર્ષની કન્યા સાથે તા. ૨૩:૬:'૩૭ને રોજ મિત્રાલમાં થએલું. આ કામમાં વરના બાપ આફ્રિકા રહેતા હોવાથી (૧) વરના દાદા મોતીભાઇ, (૨) વરની મા ઝવેરબેન, (૩) કન્યાના બાપ માધાભાઇ તથા (૪) કન્યાની મા કસળ ઉપર તા. ૫:૩:'૩૮ને રોજ પાટીદાર મંડળના મંત્રી શ્રી વેણીભાઇએ શારદા એકટના ભંગ બદલ નાપા મુકામે મે. ડી. મા. સા.ની કોર્ટમાં ફર્યાદ કરી છે. મેજિસ્ટ્રેટ સાહેબે ફરિયાદ દાખલ કરી પ્રાથમિક તપાસ માટે નડીઆદના મે. રે. ફ. મા. સા.ની કોર્ટમાં મોકલવા હુકમ કર્યો છે." ('મુંબઇ સમાચાર,' તા. ૯:૩:'૩૮).

## બેન શાન્તાબેનની 'જાહેર સૂચના'

બાંધણીના ભાઇ મણિભાઇ લહુભાઇ પટેલ સાથે, તેમને એક પત્ની જીવતાં છતાં મહેળાવના ભાઇ ફુલાભાઇ કાશીભાઇનાં પુત્રી બેન શાન્તાબેનને, તેમના પિતાથી છાનામાના એ બેનના મામા ભાઇ ભીખાભાઇ લહુભાઇએ ગાડામાં પરણાવી દીધેલાં, તેનો ઝઘડો એ ગોળને પંચે ચઢેલો; પંચે એ લગ્નને નિરર્થક ગણેલાં. એ સૌ હકીકત ગયા અંકની પ્રસંગકથામાં પૃષ્ઠ ૨૩૭ ઉપર જણાવેલી ને છેવટે જણાવેલું કે એ "બેન શાન્તાબેન કોઇક રીતે ગૂમ થયાં છે." પણ હાલ એ બેન તરફથી 'જાહેર સૂચના' આમ પ્રકટ થઇ છે: "હું બાઇ ચંચળ ઉર્ફે શાન્તા તે બાંધણીના પા. મણિભાઇ લહુભાઇની પત્ની આ સૂચનાથી જણાવું છુ કે મારા બાળપણમાં મારી મા મરી ગએલી હોવાથી, અને મારા બાપને ત્યાં મારાં ઓરમાયાં ભાઇબેન હોવાથી, મારા મામાએ મને ઉછેરી મોટી કરી છે. પુખ્ત ઉમરે પહોંચતાં લગ્ન માટે મારા બાપને કહેવરાવ્યા છતાં તેમણે ગણકાર્યું નહિ તેથી મારી ઇચ્છાથી મારા પતિ પા. મણિભાઇ લહુભાઇ સાથે તા. ૫:૧:'૩૮ બુધવારને રોજ ગાડા મુકામે મારૂં લગ્ન

થયું છે. મારો કબજો લેઇ મારા બાપનો ગને બીજા કોઇની સાથે ફરીથી પરણાવવાનો ઇરાદો છે. પણ હું બીજે લગ્ન કરવા ખુશી નથી. તે જાહેર થવા આ સૂચના પ્રસિદ્ધ કરી છે. તા. ૧૩ માર્ચ ૧૯૩૮. શાન્તાબેન મણિલાલ દા. પોતે" ('નવગુજરાત,' તા. ૧૪:૩:'૩૮).

**રોઝનો નાશ કરવાની યોજના**

ખેડા જિલ્લાની સીમમાં પંદર વીસ હજાર રોઝની વસતિ છે, તે દર વર્ષ ખેતીના પાકનો પારાવાર નાશ કરે છે. આ ત્રાસ દૂર કરવા ખેડૂતો વર્ષોવર્ષ પોકાર કરે છે. પણ આ વર્ષે મહાસભાના પ્રધાનોએ એ સંબંધે વ્યવસ્થા કરી છે. "ખેડા જિલ્લાના કલેક્ટર સાહેબે ગ્રામસુધારણા યોજનાને અંગે મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતા મારફત રોઝ મારનાર બંદુકધારી બે શિકારી પાર્ટી બોલાવી છે. આ પાર્ટી નડિયાદ, આણંદ, બોરસદ તાલુકામાં, જ્યાં રોઝનો ત્રાસ વિશેષ છે ત્યાં કામ શરૂ કરશે. આ પાર્ટી માર્ચની તા. ૮મીથી એક માસ સુધી કામ કરશે અને બનશે તેટલાં રોઝને બિલકુલ ઠાર કરશે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૩:૧૯૩૮). ખેડૂતો એ શિકારી પાર્ટીને પૂરો સાથ તે સાચી સહાયતા આપી પોતાનું હિત સાધશે એવી આશા છે.

**બનેવીનો સાળા ઉપર હક્ક!**

પરદેશથી મળેલો એક પત્ર અક્ષરશઃ આ અંકમાં પૃષ્ઠ ૨૭૨થી છાપ્યો છે. લખનારે સાળાનું પૂરું નામઠામ આપ્યું છે, છતાં પોતાનું પૂરું નામ કે ગામ આપ્યું નથી. અને એમ સ્વાર્થભાવે એ સાળાને ફજેત કરવા ઇચ્છે છે, હું એમાં અન્યાય માનું છું તેથી કોઇનું નામ નથી આપતો. પત્ર વાંચવાથી સમજાશે કે પોતાના પુત્રને ભણાવવાનો બોજો સાળા ઉપર નાખવો છે અને તે પણ "બાર મહિને દશ પંદર રૂપીઆ" કે "પાંચ પચીસ રૂપીઆ" જેટલો જ! અને "તેનાથી ડબલ બીજે કોઇ રસ્તે આપવાને" એ ખુશી હતા! આમ જ્યારે હતું ત્યારે ચ. એ. સોસાયટી કે એવી કોઇ શાળામાં કેમ પુત્રને ભણાવવાનો બંદોબસ્ત ન કર્યો? સ્ત્રી પિયેરમાં હોવાથી હાથે રોટલા બાળી ખાતા સાળા ઉપર આવડો શો હક્ક! પોતાના પિતા પાસે એ પુત્રને કેમ ન મૂક્યો? પરદેશમાં કમાતા પાટીદારોને આ જમાનામાંય સાસરિયાં ઉપર દલા કઢાવવાનો હક્ક સાબુત રાખવો છે, જાણે ત્યાં ઘી વેચી આવી આવ્યા હોય ને! અને વળી તે પણ નાતને ઉદારતાના પાઠ શીખવીને! લખનારનું માનસ કેવું ભ્રષ્ટ ને સ્વાર્થભર્યું છે તે એ કાગળને શબ્દે શબ્દે વંચાય છે.

———*———

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ } આણંદ { વૈશાખ
વર્ષ ૧૫ } { અંક ૭


## હરિપુરાની મહાસભા

૩

**વિશાળ પાયા પર:** હરિપુરામાં એકેએક વસ્તુની રચના વિશાળ પાયા પર થયેલી હતી. અઢી માઈલ લંબાઈની પાઘડીપને આવેલી નગરરચના, પ્રેક્ષકો ને પ્રતિનિધિઓ માટેનાં હજારો ઝૂંપડાં, વિશાળ રસોડું, મહાસભાનો ભવ્ય મંડપ, વિસ્તૃત પ્રદર્શનભૂમિ, અને આ માનવમેદનીને માટે દૂધ પૂરું પાડનાર મોટું ગાયોનું ધણ, એ બધું આ મહાસભાની ભવ્ય યોજના અને કલ્પનાને અનુરૂપ હતું. ત્યાંનાં જુદાંજુદાં ખાતાંના આંકડા આવવાની હું વાટ જોઈ રહ્યો છું, એટલે અદ્ધર કશી વાત નહિ કરું. પણ આટલું તો હું જાણુંજ છું કે પહેલે દિવસે મહાસભાના મંડપ માટે રૂા. ૫૬,૦૦૦ની ને બીજે દિવસે રૂા. ૬,૦૦૦ની ટિકિટો વેચાઈ હતી. તે ઉપરાંત હજારો માણસો તો મંડપની બહારના અંડાચોકના વિશાળ ચોગાનમાં બેઠેલાં, ને ધ્વનિવર્ધકની ગોઠવણ એટલી સરસ હતી કે ત્યાં બેઠાં પણ તેઓ મંડપમાં થતાં ભાષણો બરાબર સાંભળી શકતાં હતાં. પ્રદર્શનમાં પ્રવેશફીના રૂા. ૨૯,૫૮૬–૧૦–૦ આવ્યા, તે બતાવે છે કે ૨,૩૬,૬૯૩ માણસોએ પ્રદર્શન જોયું (છેલ્લે દિવસે હજારો કાર્યકર્તાઓ અને સ્વયંસેવકોએ મફત જોયું એ તો જુદું). ખાદીનું છૂટક વેચાણ રૂા. ૯૬,૫૦૫–૧૨–૦નું થયું, ને જથાબંધ વેચાણ રૂા. ૨૨,૫૦૮નું થયું. આ બધા આંકડા અગાઉના કોઈ પણ વરસના આંકડા કરતાં વધારે હશે, અને એ બતાવે છે કે જનસમૂહના માનસ પર મહાસભાનો કેટલો બધો પ્રભાવ જાગેલો છે.

**કલાકારોનો હાથ:** વિઠ્ઠલનગરની સાદી ને સુંદર રચનાની એકેએક

વિગતમાં કલાકારોની કળા ઝળકી ઊઠતી હતી. શ્રી. નંદલાલ બોઝ અને શ્રી. ગુલાટીએ ફૈજપુરમાં જે વાંસની નગરી બનાવેલી તે જોઇને સૌ મુગ્ધ થઇ ગયેલા. એ બે સજ્જનો હરિપુરામાં પણ હતા, ને અહીં તેમને ગુજરાતના કલાકારો શ્રી. રવિશંકર રાવળ અને શ્રી. કનુ દેસાઇ ને કલાની અભિરુચિવાળા બીજા અનેક સેવકોની મદદ હતી. એ સહુએ મળીને કેવળ વાંસમાંથી જે ઉત્કૃષ્ટ કલામય રચના કરી તે જોઇને એકેએક પ્રેક્ષકની આંખ ઠરતી હતી. નગરમાં ૫૧ દરવાજા હતા ને એને જુદાજુદા દેશનેતાઓનાં નામ આપેલાં હતાં. એ દરવાજા વાંસ ને લાકડાના બનાવેલા હતા, પણ એમાં કલામય દેખાવ કરવાને સારુ વાંસની એકસરખી ચીપો પસંદ કરીને તેની આડી ઊભી વાંસી એવી સુંદર રીતે ગોઠવેલી કે એ આખી એક કલાકૃતિ જ બની જતી હતી. એને મથાળે માટીનાં નાનાં મોટાં કુલડાં ઊંધાં ગોઠવેલાં હતાં. નંદબાબુએ બારડોલીનાં ગામડાંમાં ફરતાં ફરતાં દરેક ગામડાને પાદરે ઝાડ નીચે આવાં માટીનાં વાસણ ને કુલડાં ભેગાં કરેલાં જોયાં હશે. એમની કલાકારની નજરે એ વસ્તુ ઝડપી લીધી ને એનો ઉપયોગ એમણે કરી લીધો. પ્રદર્શનમાં ગાંધી દરવાજો ને મગન દરવાજો (જેને સ્વ. મગનલાલ ગાંધીનું નામ આપેલું હતું) એ વિઠ્ઠલનગરમાં મોટામાં મોટા દરવાજા હતા, અને આ વરસે આ દરવાજાની બાજુમાં ને મથાળે ને કેટલાક નેતાઓની કુટીરો પર સુંદર વિવિધ રંગીન ચોગ્સ આકારનાં ચિત્રો ચોડેલાં તેથી શોભામાં કંઇ અનેરી વૃદ્ધિ થતી હતી. મહાસભાના મંડપમાંનો વ્યાખ્યાનમંચ એ એક અતીવ સુંદર કલાકૃતિ હતી, ને એની રચના કેવળ વાંસની ચીપો જુદી જુદી રીતે ગોઠવીને કરેલી હતી. કચરો નાખવાના કરંડિયા એ પણ વાંસનાં ટટ્ટાંને ગોળ વાળીને કોડીના આકારના બનાવેલા હતા, એના ઉપર કલાકારનો હાથ ફરેલો દેખાતો હતો. ધોળીને બનાવેલી શુભ્ર પાર્શ્વભૂમિ પર પાણીમાં પડેલું નીલકમલનું પ્રતિબિંબ ચીતરેલું હતું. કમળ કાદવ ને પાણીમાંથી પોષણ મેળવે છે છતાં કાદવ ને પાણીથી અલિપ્ત રહે છે એટલે સ્વચ્છતા ને નિર્મળતાનું કમળ કરતાં સારું પ્રતીક બીજું શું હોઇ શકે? નેતાનિવાસના મધ્યભાગમાં તેમજ કાર્યાલય વિભાગના મધ્યભાગમાં નાના સુંદર બગીચા બનાવેલા હતા, તેની રચના એક સેવાભાવી ગુજરાતી નિષ્ણાતે કરી હતી. રસ્તે ચાલનારાઓ અને પ્રેક્ષકો માટે લખેલી સૂચનાઓમાં પણ કલાકારનો હાથ સ્પષ્ટ દેખાતો હતો. એવી સૂચનાઓ ઠેરઠેર મૂકેલી હતી. એને માટેની લિપિ શિરોરેખા વિનાની દેવનાગરી પસંદ કરેલી હતી, જેથી ગુજરાતી કે હિંદી ગમે તે લિપિ જાણનાર એ વાંચી શકે. ઘણીખરી સૂચનાઓ ગુજરાતી ને હિંદી બંને ભાષામાં હતી, એટલે ગામડાંના

લોકો સહેજે જરાજરા હિંદી શીખી શકે એવી સગવડ હતી. સ્વચ્છતા બાબતની સૂચનાઓ ગામડાંના લોકોને ઘેર લઈ જવા માટે પણ અપાઈ હોત તો સારું થાત. ઉર્દૂ પણ ભુલાઈ નહોતી. દરવાજાનાં નામો દેવનાગરીમાં ને જોડાજોડ ઉર્દૂમાં આપેલાં હતાં.

**સફાઈ સેના :** સફાઈની વાત કરતાં સફાઈ સેનાની વાત પર અવાય છે. વ્યવસ્થા ને સંગઠનની દૃષ્ટિએ હરિપુરા મહાસભામાં સૌથી સફળ વસ્તુ તે આ સફાઈ સેના હતી. એ કામ શ્રી. જુગતરામ દવે, ગામાસાહેબ કડકે અને સુરેંદ્રજી જેવા જૂના જોગીઓના હાથમાં હતું. એમની એ સેનામાં ૧,૨૦૦ જણ હતાં —૨૦૦ તો બહેનો હતી—અને તેઓ દિવસરાત બધો વખત કામ કરતાં હતાં, અને વિઠ્ઠલનગર આટલા બધા દિવસ સ્વચ્છ રહ્યું, ક્યાંયે કચરાના ઢગલા પડેલા દેખાયા નહિ, કે ક્યાંયે દુર્ગંધ સરખી આવી નહિ, એ બધું એમની એ અવિરત સેવા ને ચોકી વિના ન બની શકત. પાયખાનાં ને મુતરડી ઠેરઠેર રાખેલાં હતાં, ને એનો સતત ઉપયોગ થયો હોવા છતાં દુર્ગંધ કે માખો ક્યાંયે જોવામાં આવી નહિ. ગુજરાતની ત્રણ ચાર કન્યાશાળાઓએ (દા૦ ત૦ નડિયાદનું વિઠ્ઠલ કન્યા મંદિર) પોતાની બધી છોકરીઓને સફાઈ સેનામાં ભરતી થવા મોકલી હતી, અને આ સ્વચ્છ શુભ્ર વસ્ત્રમાં સજ્જ થયેલી બહેનો નગરના દૂરદૂરના ખૂણા સુદ્ધાં વાળી ઝાડીને સાફ કરતી હતી એ દેખાવ ખરેખર જોવા જેવો હતો. એક દિવસ હું તાર ઑફિસમાં તાર આપવા ગયો. હતો. તાર ઑફિસની પાછળ એની અને ચોગાનની દીવાલની વચ્ચે નાની સરખી જગા હતી તેમાં આ સેવિકાઓ એ વખતે કામ કરતી હશે એવી કલ્પના મેં રાખેલી નહિ. પણ પાંચ છ બહેનો ખરે બપોરે તડકામાં ત્યાં કામ કરતી હતી, ને તેમણે થોડીવારમાં ચોગાન વાળીને સાફ કરી નાંખ્યું. એમને માટે શુભ્ર વસ્ત્રોની યોજના કરી હતી એ બહુ જ યોગ્ય હતું, કેમકે જેમને સ્વચ્છતા સાચવવી હોય તેમણે પોતે સ્વચ્છ રહેવું જોઇએ, પોતાનાં શરીર કે કપડાં પર એક ડાઘ સરખો ન રહેવા દેવો જોઇએ. અને રંગીન વસ્ત્ર હોય તો તેમાં ઘણો મેલ ઢંકાઇ શકે. પુરુષોમાં કેટલાક ૧૨-૧૩ વરસના છોકરાઓ હતા, તેમણે બહુ હોંશ ને પ્રસન્નતાથી પોતાનું કામ કર્યું. એમને હોંશનું એક કારણ એ હતું કે શ્રી. જુગતરામ દવેએ રોજ સાંજે જુદીજુદી છાવણીઓમાંથી નેતાઓને બોલાવીને સ્વયંસેવકો આગળ તેમનાં પ્રવચન કરાવવાની ગોઠવણ કરી હતી. આમ આખી સ્વયંસેવક છાવણી એક પ્રકારની શાળા બની ગઈ હતી. મારી પાકી ખાતરી છે કે આ સ્વયંસેવકોએ ત્યાં જોયેલા થયેલા

લોકો પર એક પ્રકારનો સરસ નૈતિક પ્રભાવ પાડ્યો હતો, ને ઘણા પ્રેક્ષકો સ્વચ્છતા કેમ સચવાય એનો પાઠ શીખીને ને એ સારી ટેવ લઇને ઘેર ગયા હશે.

**સેવિકા દળ:** પણ સૌનું ધ્યાન વધારેમાં વધારે કોઇ દશ્યથી ખેંચાતું હોય તો તે કેસરિયા સાડીવાળી સ્વયંસેવિકાઓ હતી. એમાં સાતથી માંડીને સિત્તેર સુધીની બધી વયની બેનો હતી, ને તેઓ ઠેકઠેકાણે ગોઠવેલી હતી ત્યાં ચપળતાથી પોતાનું કામ કરતી હતી. એ સેવિકાઓનાં નેત્રી શ્રીમતી મૃદુલા બહેને આખા ગુજરાત કાઠિયાવાડમાં ફરીને આ કામ માટે બહેનોને ભેગી કરી હતી. મૃદુલાબેન અહર્નિશ સ્ત્રીસેવાના કામમાં મચેલાં છે, ને એમનું નામ ગુજરાતના સ્ત્રીવર્ગમાં ઘેરેઘેર જાણીતું છે. એટલે છેક કાઠિયાવાડનાં દૂરદૂરનાં ગામડાંમાંથી જે બેનો કદી ઘર છોડીને બહાર નીકળેલી નહોતી એવી બહેનો પણ એમનું આ સેવાનું આમંત્રણ સ્વીકારીને આવી હતી. વિઠ્ઠલનગરમાં સેવિકાઓની છાવણીનો દેખાવ અજબ હતો. એમાં પણ પાછી અનેક છાવણીઓ હતી, એક મૉંટીસૉરી બાળમંદિર ને એક ઘોડિયા ખાતું હતું, એક છાવણી બાળકો માટે ને એક પ્રૌઢ સ્ત્રીઓ માટે હતી. મૃદુલાબેન કહે, "નાનાં બાળકોની મા મહાસભાની સેવામાં ભાગ ન લઇ શકે એવું શા સારુ હોવું જોઇએ? અને એ એનાં બાળકોને લઇને આવે તો મારે એ બાળકોની પણ સંભાળ લેવી જ રહી." એટલે ૧૧૫ બાળકોનું એક ઘોડિયાખાતું રાખેલું, ને એ બાળકોની માતાઓ કામ પર જાય ત્યારે બીજી પ્રૌઢ બહેનો એ બાળકોની સંભાળ રાખતી. એક મૉંટીસૉરી બાળમંદિર હતું તેમાં એક શિક્ષકના હાથ નીચે ૫૦ બાળકો શિક્ષણ મેળવતાં હતાં. મેં મૃદુલાબહેનને પૂછ્યું, "પણ આ સાત આઠ વરસની છોકરીઓને શા સારુ આણી છે?" તો કહે, "એ છોકરીઓ કામની નથી એમ તમે શા સારુ માનો છો? હું તમને કહું કે એટલી ઉમરના છોકરાઓ જેટલું કામ આપે એના કરતાં એ સારું કામ આપે છે, ને એવું એક કામ નથી જે તેઓ ન કરી શકે. એમને ખાસ તાલીમ આપેલી છે. તેઓ તમારા સંદેશા લઇ જશે, તમારાં તાર ટપાલ તાર ને ટપાલ ઑફીસમાં લઇ જશે, ને એવાં બીજાં કામ કરશે." અને એ કામો એમણે બહુ સારી રીતે કર્યાં એ મારે કહેવું જોઇએ. પણ મેં એકવાર મૃદુલાબેનને કહ્યું, "પણ એમને આખી રાત કામ પર રાખવી એ તો વધારેપડતું કહેવાય. એ કામ એમને ન આપ્યું હોત તો સારું હતું." એમણે કહ્યું, "ના તમે ભૂલો છો. એમને આ કામનો અણગમો નથી. ને એમને રાતનું કામ શા માટે આપ્યું છે તે કહું. તમને ખબર હશે કે આપણી ઘણીખરી બહેનોને અંધારાની બહુ

બીક હોય છે, ને તેઓ રાત પડ્યા પછી કદી ઘરની બહાર નીકળતી નથી. મેં એમના કાનમાં ઠોકીઠોકીને કહ્યું છે કે આ બીક ખોટી છે, ને આ રાતના કામથી એમનામાં ઘણી હિંમત આવશે."

અને એ સહુ બહેનોએ પોતાનું કામ બહુ જ ઉત્સાહભેર–કંઇક વધારે-પડતા ઉત્સાહભેર પણ—કર્યું એમાં જરાયે શક નથી. એક દિવસ ડૉ. ગિલ્ડર એમને ઉતારે જતા હતા ત્યાં એક સેવિકાએ એમને રોક્યા ને પૂછ્યું: "તમે નેતા છો? આ તો નેતાનિવાસ છે!" ભલા ડાકટર હસી પડ્યા ને બોલ્યા: "પેલો મારો ઉતારો છે. ત્યાં જાઉં છું." કેટલાયે લોકો કેવળ કુતૂહલથી 'ગાંધીકુટીર' અને 'નેતાનિવાસ' જોવાને જ આવતા હતા. સેવિકાઓ એમને પૂછતી, "તમારે અહીંયાં શું કામ છે?" "કામ તો કંઇ નથી. અમારે નેતાનિવાસ ને ગાંધીકુટીર જોવાં છે." "પણ તમને ખબર હશે કે બંને જગાએ જવાના પાસ હોય છે." "પણ અમારી પાસે તો પાસ નથી. અમે ત્યાં જરા વાર જઇ આવીએ એમાં શું બગડવાનું છે? અમે ગાંધીજીનાં દર્શન કરીશું ને તરત પાછા આવતા રહીશું." "પણ ગાંધીજીની તબિયત સારી નથી ને ત્યાં કોઇને પાસ વિના જવાની પરવાનગી નથી." "જુઓ, બહેનો, એમ ના કરો. જરા આટલી મહેરબાની કરો." "મહેરબાની કેવી? એમ કરવા જઇએ તો અમને રુખસદ જ મળે. અમારાં સગાં અને ઓળખીતાંઓને પણ અમે પાસ વિના જવા દેતાં નથી." આખું ટોળું રોપભેર ચાલ્યું ગયું.

પરપ્રાંતથી આવેલા માણસો જોડે આ બહેનો કેટલીકવાર ગુજરાતીમાં ને ભાંગીતૂટી હિંદીમાં દલીલ કરતી એ જોઇને રમૂજ પડતી હતી. એક દિવસ એક મોટું ટોળું આવ્યું ને ગાંધીજીની કુટીરમાં પેસવા માટે ધસારો કર્યો. એટલે ત્યાં ચોકી પર ઊભેલી બહેનોએ બૂમ પાડી બીજી બહેનોને બોલાવી ને તેઓ ટોળાની સામે હાર કરીને અડગ ઊભી રહી. ટોળામાંના લોકો કહેવા લાગ્યા, "પણ અમે કેટલે દૂરદૂરથી ગામડાંમાંથી આવ્યા છીએ એની તમને ક્યાં ખબર છે? તમને સેવિકાઓને એ વાતનો વિચાર જ નથી લાગતો." સેવિકાઓ કહે, "અમે પણ દૂરદૂરનાં ગામડાંમાંથી આવેલાં છીએ. ગાંધીજી અહીં પાસે જ રહે છે, તોયે અમે પણ એમનાં દર્શન કરવા નથી જતાં તે! અમારી જગાએ તમે છો એવો ખ્યાલ કરો. તો તમને અમારી કેવી દશા છે એ સમજાશે."

પણ આટલું કહ્યા પછી મારે કહેવું જોઇએ કે મહાસભાની સ્વયંસેવિકાઓની છાવણીમાં ઘોડિયાખાતું કે મૉંટીસોરી બાળમંદિરને સ્થાન નથી. માતૃત્વની જે

લોકો પર એક પ્રકારનો સરસ નૈતિક પ્રભાવ પાડ્યો હતો, ને ઘણા પ્રેક્ષકો સ્વચ્છતા કેમ સચવાય એનો પાઠ શીખીને ને એ સારી ટેવ લઈને ઘેર ગયા હશે.

**સેવિકા દળ:** પણ સૌનું ધ્યાન વધારેમાં વધારે કોઈ દશ્યથી ખેંચાતું હોય તો તે કેસરિયા સાડીવાળી સ્વયંસેવિકાઓ હતી. એમાં સાતથી માંડીને સિત્તેર સુધીની બધી વયની બેનો હતી, ને તેઓ ઠેકઠેકાણે ગોઠવેલી હતી ત્યાં ચપળતાથી પોતાનું કામ કરતી હતી. એ સેવિકાઓનાં નેત્રી શ્રીમતી મૃદુલા બહેને આખા ગુજરાત કાઠિયાવાડમાં ફરીને આ કામ માટે બહેનોને ભેગી કરી હતી. મૃદુલાબેન અહર્નિશ સ્ત્રીસેવાના કામમાં મચેલાં છે, ને એમનું નામ ગુજરાતના સ્ત્રીવર્ગમાં ઘેરઘેર જાણીતું છે. એટલે છેક કાઠિયાવાડનાં દૂરદૂરનાં ગામડાંમાંથી જે બેનો કદી ઘર છોડીને બહાર નીકળેલી નહોતી એવી બહેનો પણ એમનું આ સેવાનું આમંત્રણ સ્વીકારીને આવી હતી. વિઠ્ઠલનગરમાં સેવિકાઓની છાવણીનો દેખાવ અજબ હતો. એમાં પણ પાછી અનેક છાવણીઓ હતી, એક મૉંટીસોરી બાળમંદિર ને એક ઘોડિયા ખાતું હતું, એક છાવણી બાળકો માટે ને એક પ્રૌઢ સ્ત્રીઓ માટે હતી. મૃદુલાબેન કહે, "નાનાં બાળકોની મા મહાસભાની સેવામાં ભાગ ન લઈ શકે એવું શા સારુ હોવું જોઈએ? અને એ એનાં બાળકોને લઈને આવે તો મારે એ બાળકોની પણ સંભાળ લેવી જ રહી." એટલે ૧૧૫ બાળકોનું એક ઘોડિયાખાતું રાખેલું. ને એ બાળકોની માતાઓ કામ પર જાય ત્યારે બીજી પ્રૌઢ બહેનો એ બાળકોની સંભાળ રાખતી. એક મૉંટીસોરી બાળમંદિર હતું તેમાં એક શિક્ષકના હાથ નીચે ૫૦ બાળકો શિક્ષણ મેળવતાં હતાં. મેં મૃદુલાબહેનને પૂછ્યું, "પણ આ સાત આઠ વરસની છોકરીઓને શા સારુ આણી છે?" તો કહે, "એ છોકરીઓ કામની નથી એમ તમે શા સારુ માનો છો? હું તમને કહું કે એટલી ઉમરના છોકરાઓ જેટલું કામ આપે એના કરતાં એ સારું કામ આપે છે, ને એવું એકે કામ નથી જે તેઓ ન કરી શકે. એમને ખાસ તાલીમ આપેલી છે. તેઓ તમારા સંદેશા લઈ જશે, તમારાં તાર ટપાલ તાર ને ટપાલ ઑફીસમાં લઈ જશે, ને એવાં બીજાં કામ કરશે." અને એ કામો એમણે બહુ સારી રીતે કર્યાં એ મારે કહેવું જોઈએ. પણ મેં એકવાર મૃદુલાબેનને કહ્યું, "પણ એમને આખી રાત કામ પર રાખવી એ તો વધારેપડતું કહેવાય. એ કામ એમને ન આપ્યું હોત તો સારું હતું." એમણે કહ્યું, "ના તમે ભૂલો છો. એમને આ કામનો અણગમો નથી. ને એમને રાતનું કામ શા માટે આપ્યું છે તે કહું. તમને ખબર હશે કે આપણી ઘણીખરી બહેનોને અંધારાની બહુ

૪

**હિંદી-હિંદુસ્તાની:** હરિપુરાની મહાસભામાં હિંદી-હિંદુસ્તાનીનો વિજય ઠીકઠીક પ્રમાણમાં થયો એમ કહી શકાય. ત્યાં આવેલા લોકોને પત્રિકાઓ અને ધ્વનિવર્ધક દ્વારા હિંદીમાં સૂચનાઓ અપાતી એ તો હું અગાઉ કહી ચૂક્યો છું. પણ રાષ્ટ્રપતિએ સભાનું બધું કામકાજ હિંદીમાંજ ચલાવવાનો નિશ્ચય કરેલો એ એક વિશેષતા હતી. સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના પૂતળાના અનાવરણ સમારંભ પ્રસંગે હિંદીમાં ભાષણ આપીને એમણે સરસ શરૂઆત કરી હતી. એ સમારંભમાં જતાં રસ્તામાં એમણે મને કેટલાક અંગ્રેજી શબ્દોના હિંદી પર્યાય પૂછી લીધેલા એ જ એમના નિર્ણયનું સૂચક હતું. એમના પ્રમુખ તરીકેના ભાષણનો હિંદીમાં થયેલો અનુવાદ મહાસભામાં વાંચતાં એમને ઠીકઠીક શ્રમ પડ્યો, પણ મારી ખાતરી છે કે અનુવાદક જો સારો મળ્યો હોત તો એ ભાષણ તેઓ વધારે સારું વાંચી શક્યા હોત. અનુવાદકની સફળતા એમાં રહેલી છે કે વક્તા જે કહેવા માગતો હોય તે તેની જ ભાષામાં ઉતારવું, ને એમાં વ્યાકરણ સિવાય બીજા કશા ફેરફાર ન કરવા. પણ સુભાષબાબુએ તો અડગ નિર્ધારપૂર્વક એ અનુવાદ વાંચ્યો, એટલું જ નહિ પણ સભાનું બધું કામકાજ પણ હિંદીમાંજ ચલાવ્યું. શ્રોતાજનોને એ પ્રયત્ન ગમ્યો. ઘણાઓ મૌલાના અબુલ કલામ આઝાદનાં ભાષણોથી મુગ્ધ થઇ ગયા દેખાયા ને કહેવા લાગ્યા કે એ હિંદી-હિંદુસ્તાની સમજતાં એમને કશી મુસીબત ન લાગી. જયરામદાસ ને વલ્લભભાઇ જેવા બીજાઓએ પણ પોતપોતાની હિંદી-હિંદુસ્તાનીમાં ભાષણો કર્યાં. એક નવી જ ઢબની હિંદી ઝપાટાભેર રચાઇ રહી છે, ને થોડાં વરસમાં કરોડો સહેજે સમજી શકે એવી રાષ્ટ્રભાષા તૈયાર થઇ જશે એમ કહી શકાય. કરોડો હિંદુ અને મુસલમાન સરખી રીતે સમજી શકે એવી એ ભાષાને હિંદી-હિંદુસ્તાની કહો કે ઉર્દૂ એથી કશો ફરક પડતો નથી.

**સંખ્યા:** ગયે અઠવાડિયે મહાસભાની વિશાળતાની, ત્યાં આવેલી માનવ-મેદનીની, ને વિશાળ પાયા પર થયેલી વ્યવસ્થાની વાત મેં કરી ત્યારે મેં સ્વયંસેવકોની અને સેવિકાઓની સંખ્યાનો ઉલ્લેખ કર્યો નહોતો. સ્વયં-સેવકોની કુલ સંખ્યા ૭ હજાર હતી, ને એ ઉપરાંત ૪ હજાર કાર્યકર્તાઓ ગણી મહાસભાને રસોડે મફત જમનાર ૧૧ હજાર માણસ હતાં. જે માણસ દિવસરાત તનતોડ કામ આપે એને ખાવાનું મેળવવાનો હક તો છેજ, એટલે એ સેવકો ને સેવિકાઓને રોજ જમાડવામાં આવતાં એની ફરિયાદ તો કોઇ કરીજ ન શકે. પણ એટલો પ્રશ્ન થાય છે ખરો કે સ્વયંસેવકોની . આવડી

મોટી સેનાની ને તેને દિવસો સુધી રાખવાની જરૂર ખરી? અને એ સંખ્યાની વાત કરતાં એ પ્રશ્ન પણ મનમાં ઊભો થાયજ છે કે આ મહાસભાનું અત્યારનું રૂપ કાયમ રાખવું, એમાં આવનાર હજારો માણસોને ત્રણચાર દિવસ રાખવાં, ને એ વિશાળ સમુદાયની સગવડ સાચવવાને આટઆટલી જહેમત ઉઠાવવી એ યોગ્ય છે ખરું? આ યોજનામાં ધરમૂળનો ફેરફાર ન થાય તો ગાંધીજી જે પાંચ હજાર રૂપિયાના ખરચમાં મહાસભા ભરાય એમ ઇચ્છે છે એ હદને તો કદી પહોંચવાનો વિચારજ ન કરી શકાય. અને એ મોટું વૉટર વર્ક્સ, એ ઇસ્પિતાલ, એ બગીચા વગેરે ચાર દહાડાનું ચાંદરણું હતું ને એમાંની કશી નિશાની પણ એ જગાએ કાયમ રહેવાની નથી, એ વિચાર કરતાં તો ખરેખર વિષાદ થાય છે.

મારા પર એક કાગળ આવ્યો છે તેમાં જે વ્યવસ્થાને મેં પણ સંગઠનશક્તિનો એક વિજય કહી છે તેમાં દોષ બતાવવા માટે મને ઠપકો આવ્યો છે. અને એક સન્માન્ય નેતા મને પૂછતા હતા કે 'તમે બધા ભેદભાવ નાબૂદ કરીને મારા જેવા અપંગને માટે મહાસભામાં આવવાનું અશક્ય કરી મૂકશો શું?' પહેલી વાત તો એ કે મેં વ્યવસ્થાના દોષ બતાવવાને સારુ કશું લખ્યું નથી, તો જે ભાઈબહેનોએ એને સારુ મહિનાઓ લગી સેવાભાવે તનતોડ પરિશ્રમ ઉઠાવ્યો એમનો દોષ બતાવવાને તો ક્યાંથીજ લખ્યું હોય? મેં તો લખ્યું તે એટલાજ માટે કે આપણે વિચાર કરતા થઈએ કે હરિપુરાની પુનરાવૃત્તિ કરવી શક્ય છે ખરી, ને શક્ય હોય તોયે એમ કરવાથી લાભ ખરો? જે નેતાઓ અપંગ હોય ને જેમની સેવા વિના મહાસભામાં નહિ ચાલી શકે તેમને માટે બધી જાતની ગોઠવણ કરવામાં આવશે—તેઓ નેતા છે એટલા માટે નહિ પણ અપંગ છે એટલા માટે.

પણ આ વિષે વધારે તો ગાંધીજીના વિચારો વર્ણવતી એક નોંધ હવે પછી આપીશ તેમાં આવશે.

**ગાયો અને રસોડું:** હરિપુરામાં સૌથી બુલંદ પ્રયોગ તો એ થયો કે સહુને ગાયનાં દૂધઘી પૂરાં પાડવામાં આવ્યાં ને મહાસભાના રસોડામાં કેવળ એનોજ વાપર કરવામાં આવ્યો. એ પ્રયોગ સફળ એ રીતે થયો કે એ પડી ભાગ્યો નહિ, જોકે પડી ભાંગવા જેટલી માણસોની ભીડ તો હતી. અને જ્યારે રસોડામાં પ્રતિનિધિ કે પ્રેક્ષકો તરફથી કંઇ તકલીફ ઊભી થતી ત્યારે સરદાર એમની વિનોદની વાણીમાં કહેતા, "આ ૫૦૦ મૂગા પ્રતિનિધિ અમને કશી તકલીફ આપતા નથી!" અને એમણે ખરેખર કશી તકલીફ આપી

નહોતી, ઊલટું રોજનું પાંચ હજાર રતલ દૂધ આપ્યું હતું. એ ગાયોને જે રીતે રાખેલી હતી, ને દુગ્ધાલયના કામમાં રસ લેનાર ગ્રામવાસીઓને માટે ગાયોનું જે પ્રદર્શન ગોઠવેલું હતું તેમાંથી ઘણીજ ઉપયોગી માહિતી મળતી હતી.

મહાસભાને રસોડે ૨૦થી ૨૫ હજાર માણસો જમતાં. એટલી સંખ્યાને પહોંચી વળવું એ મહાકઠણ કામ હતું, ને એ પણ બહુ અજબ સફળતાથી પાર ઊતર્યું—એ અર્થમાં કે એની વ્યવસ્થા ભાંગી ન પડી. ગુજરાતના કેટલાક સારામાં સારા સેવકોને રસોડાની વ્યવસ્થામાં રોકેલા હતા, ને એમણે દિવસ ને રાત ખડે પગે કામ કર્યું. રસોડામાં જે અનાજ વગેરે વપરાયું તે બધું ગામડાંમાં બનેલું, ગામડાંનાં માણસોએજ તૈયાર કરેલું, ને બહુજ સ્વચ્છ હતું. પણ ફૈજપુરની પેઠે અહીં પણ, કદાચ અજાણ્યે, ગુજરાતી ઢબનીજ રસોઇ સર્વ પ્રાંતના લોકોને જમાડવામાં આવી; એટલે જેઓ અધીરા ને આંકળા હતા તે ચિડાયા ને લડ્યા પણ ખરા. એ વિશાળ સમુદાયમાં ગરમ ગરમ ભાનજ ખાવા માગનારા માણસો પણ હતા, ને ભાત ઠંડો જોયો એટલે એમણે એ સીધો પીરસનારનાં શરીર પર ફેંક્યો! સહુને માટે રોટલી બનાવી શકાય એમ નહોતું, એટલે તેને બદલે વ્યવસ્થાપકોએ જાતજાતનાં મિષ્ટાન્નો આપ્યાં! દાળશાકમાં તેલ ને મરચાં મસાલાનો હદપારનો ઉપયોગ કરવામાં આવેલો. ને રોજનું પાંચ હજાર રતલ દૂધ નીકળતું અને 'કંડેન્સ્ડ' દૂધના હજારો ડબા રાખેલા હોવા છતાં, ઘણા થોડાને દૂધ કે છાશ મળી શક્યાં. આ મુસીબત ટાળવાનો એક રસ્તો એ છે કે રસોડાની બહાર પાટિયા પર, રસોડામાં બનેલી ચીજોની યાદી લખી રાખવી ને ચીજો ઠરાવેલા ભાવે વેચવી. સહુને ગમે તેમ એક કે અનેક ચીજ પૈસા આપીને લઇ જઇ શકે એવી ગોઠવણ રાખવી. આની સામે એ ટીકા થશે ખરી કે 'આમ કરવામાં તો ધનિક સારામાં સારી ચીજો લઇ જાય, ને ગરીબોને ખરાબમાં ખરાબ ચીજોજ મળે.' એવું કંઇ નથી. ગરીબો ધનિકના કરતાં વધારે ડહાપણ વાપરશે, કેમકે તેઓ શરીરને નભાવવાને ખરેખર જરૂરની હોય એવીજ ચીજો લેશે. સ્વચ્છતા જળવાય ને સુઘડતાથી પીરસાય એને સારુ પીરસવાનું કામ સેવિકાઓને સોંપાવું જોઇએ. ફૈજપુરમાં એ વ્યવસ્થા રખાયેલી તેથી સહુને સંતોષ થયો હતો.

**પ્રદર્શન:** અત્યારસુધી મહાસભાને અંગે જેટલાં પ્રદર્શનો થયાં છે તેમાં સૌથી સુંદર, સૌથી કલામય, સૌથી બોધપ્રદ, ને સૌથી વ્યવસ્થિત આ વખતનું

પ્રદર્શન હતું. અમુક અંશે આ સ્વાભાવિક હતું, કેમકે પ્રદર્શન ગોઠવનારા કાર્યકર્તાઓ તો દર વરસે એના એજ હોય છે, ને તેઓ દર વરસના અનુભવે શીખતા જાય છે. પ્રદર્શનની એક નાનકડી માર્ગદર્શિકા પણ મળતી હતી; અને જેમને કાળજીપૂર્વક જોવું ને નીરખવું હોય તેમને માટે હરવા ફરવાની પૂરતી જગા પણ રાખેલી હતી. ખાદી વિભાગ પ્રદર્શનના મધ્યભાગમાં રાખેલો હતો એ યોગ્યજ હતું. હમણાંનાં વરસોનાં પ્રદર્શનોમાં આ વખતે આ વિભાગ આગમાં સારો હતો, ને એની યોજના ને ગોઠવણ એવી હતી કે ગમે તેવી કડક રુચિવાળા માણસને પણ એથી સંતોષ થયા વિના ન રહે. કલાકારોએ ખાદી વિભાગને પ્રદર્શનમાં સૌથી વધારે આકર્ષક બનાવવામાં પોતાની બધી કળા રેડી હતી, ને એમાંયે જો કંઇ ખોટ રહી ગઇ હોય તો તે પૂરી કરવા એ વિભાગના મુખ્ય પ્રદર્શક શ્રી. જેરાજાણી લગભગ આખો વખત વાતો કરતા ને સમજાવતા ઊભા હતા. દરેક પ્રાંત પોતાની ખાસ બનાવટો બતાવીને બીજાઓની જોડે સરસાઇમાં ઊતરવા માગતો દેખાતો હતો, અને એકવાર સંભાળપૂર્વક ખાદી વિભાગમાં ફરી વળ્યા પછી કઇ દુકાનેથી સારું ધોતિયાં, સાડી, પંહેરણની ખાદી ચાદર કે છાપેલી ખાદી મળી શકે એ સહેજે જાણી શકાય એવું હતું. એક કાચના ચોકઠાની અંદર ખાદીએ ૧૯૨૦થી અત્યાર લગી કરેલી ત્વરિત પ્રગતિ બતાવેલી હતી અને બહારના અનેક વિભાગોમાં અત્યારસુધીના કરતાં વધારે સંપૂર્ણતાથી ખાદીઉત્પાદનની બધી ક્રિયાઓ બતાવેલી હતી. હિંદુસ્તાનના એક વિશાળ નકશામાં હિંદુસ્તાનનાં સર્વ ખાદીઉત્પત્તિકેંદ્રો બતાવેલાં હતાં. અને સર્વ પ્રકારના સામાન્ય તેમજ સુધારેલા રેંટિયા પર સામાન્ય તેમજ નિષ્ણાત કાંતનારાઓ કાંતતા બતાવેલા હતા. ગતિચક્રવાળા રેંટિયા પર કલાકમાં લગભગ ૬૦૦ વારની ઝડપે ૩૨ આંકનું સૂતર કતાયું હતું! સાત દિવસ સુધી રોજના નવ કલાક લેખે કાંત્યા પછી આ સરેરાશ ઝડપ કાઢેલી હતી! ભવિષ્યમાં આવા રેંટિયા પ્રદર્શનમાં રાખવા જોઇએ, ને એના પર જેને આવીને કાંતવું હોય તે કાંતે. કેમકે, જોનારાઓ એવો ખ્યાલ લઇને જાય છે કે સુધારેલા રેંટિયા પર પણ વધારે ઝડપે તો નિષ્ણાતજ કાંતી શકે! વસ્ત્રસ્વાવલંબન વિભાગમાં, જેઓ જાતે કાંતે છે તેમના સૂતરમાંથી બનેલી ખાદી રાખેલી હતી, અને જેઓ કંતામણનો દર ને ખાદીના ભાવ વધારવાની સામે છે એને એ ખાદી સચોટ જવાબ આપતી હતી. જાતે કાંતવાથી કેટલી બચત કરી શકાય એ બતાવનારા એ આલેખો આપેલા હતા:

### કાંતનાર જાતે પૂણી બનાવે ત્યારે

| | |
|---|---|
| રૂની કિંમત (મણની) | રૂા. ૩-૦-૦ |
| કુટુંબીજનો રૂ સાફ કરે, પીંજે, કાંતે તેની કિંમત | ,, ૦-૦-૦ |
| ૩૫ વાર ખાદી, ૪૫" પનાની, ૨૦ આંકના ૧૨ રતલ સૂતરમાંથી વણેલી, તેની વણકરી | ,, ૬-૧૨-૦ |
| કુલ... | રૂા. ૯-૧૨-૦ |
| આ જ ખાદી, ખાદી ભંડારમાં લેવા જાય તો શું બેસે? | રૂા. ૨૭-૦-૦ |

### કાંતનાર પૂણી વેચાતી લે ત્યારે

| | |
|---|---|
| એક રતલ પૂણીની કિંમત ... | રૂા. ૦-૧૦-૦ |
| ૩૦ આંકના સૂતરમાંથી વણેલી ૩॥ વાર ખાદીની વણકરી | ,, ૦-૧૪-૪ |
| કુલ | રૂા. ૧-૮-૦ |
| આ જ ખાદી, ખાદી ભંડારમાં લેવા જાય તો શું બેસે? ... | ૩-૮-૦ |

ખાદીનું ઉત્પાદન અને વેચાણ કેટલાં આગળ વધી રહ્યાં છે એ એક જ પ્રાંત–બિહાર–ને લગતા આંકડા પરથી જોઇ શકાશે:

| | ૧૯૩૬ | ૧૯૩૭ |
|---|---|---|
| ઉત્પાદન | રૂા. ૬૮,૩૭૩ | રૂા. ૭૮,૨૪૩ |
| વેચાણ (છૂટક) | ,, ૧,૭૧,૦૭૪ | ,, ૨,૬૦,૪૦૨ |
| ,, (જથાબંધ) | ,, ૮૩,૦૪૩ | ,, ૧,૭૭,૫૫૬ |

પ્રયોગ વિભાગમાં જેટલી વિવિધતા દાખલા તરીકે લખનૌમાં હતી તેટલી અહીં નહોતી. કાશ્મીરની કાંતનારીઓ ને ત્યાંના વણકરો, અને બંગાળની રેશમની કાંતનારીઓ ને તે વણનારાઓને કાશ્મીર અને બંગાળ જેટલે દૂરથી આટલે સુધી ઘણું ખરચ કર્યા વિના લાવી શકાય એમ નહોતું. પણ બીજા પ્રયોગ વિભાગ–દા૦ ત૦ કાગળનો, દળવાનો, ડાંગર ખાંડવાનો, ઘાણીનો, સાબુ બનાવવાનો, અને ચર્માલયનો–નો સંપૂર્ણ હતા. કાગળના વિભાગમાં જુદી જુદી જાતની ચીજોમાંથી માવો બનાવવાથી માંડીને બધી ક્રિયાઓ પહેલી જ વાર બતાવેલી હતી. અને જેઓ પોતાને ઊંચા વર્ણના માને છે

તેમને પર્ણ કરવો હોય તો ચામડાં કેળવવાનો ધંધો કેટલો શુદ્ધ ને સ્વચ્છ છે એ 'ચર્માલય વિભાગમાં સંપૂર્ણપણે હતું. કેમ ચામડું કેળવવાનાં ને ચામડાંને ઓપ ચડાવવાનાં યંત્રો-ગામડી બનાવટનાં ને ગામડાના ચમારને પોસાય એટલાં સસ્તાં હતાં. જાનવરનાં શિંગડાં, હાડકાં, આંતરડાં, વાળ વગેરેનો ઉપયોગ કેમ કરી શકાય એની ક્રિયાઓ પણ બતાવેલી હતી. ગ્રામઉદ્યોગ સંઘના બે માંડવામાં તાડીનો ગોળ બનાવવાની ક્રિયા બતાવેલી હતી. યુક્ત પ્રાંતની સરકારના એક માંડવામાં ગોળને શુદ્ધ કરવાની ક્રિયા બતાવેલી હતી. લોટ દળવાના અને ડાંગર ભરડવાના વિભાગમાં ઘંટીમાં થયેલા નવાનવા સુધારા બતાવેલા હતા. બૉલબેરિંગવાળી અને નકૂચા ને ખીલાવાળી ઘંટી હતી તેમાં આ યુક્તિને લીધે પડ હળવું ફરતું હતું, ને કલાકે ૮ રતલ જેટલો લોટ દળાતો હતો. ગ્રામઉદ્યોગ સંઘે ગોઠવેલો ઘાણી વિભાગ તેલી બનેલા એક ગ્રેજ્યુએટના હાથમાં હતો. એ ભાઈએ હિંદુસ્તાનની જુદી જુદી જાતની ઘાણીઓનો ખાસ અભ્યાસ કર્યો છે, ને તે પછી જે ઘાણી બનાવે છે તેમાં વધારે ટકા તેલ ઊતરે છે, ને બળદને ફેરવવી હળવી પડે છે, તેમાં માણસની શક્તિની બચત થાય છે, અને ઘંટીની (? ઘાણીની) કિંમત રૂ. ૩૦ ઓછી પડે છે.

સુરતના જરીકામના પ્રયોગ વિભાગમાં રૂપાની લગડીમાંથી ઝીણા તાર કાઢીને તેને જરીકામ માટે તૈયાર કરવાનું દેખાડવામાં આવતું હતું. એ પ્રદર્શનમાંનાં અનેક આકર્ષણોમાંનું એક હતું. વાંસદા ને હૈદરાબાદ રાજ્યોએ પોતાના ખાસ વિભાગો રાખેલા. વાંસદાના વિભાગમાં વાંસની જુદી જુદી બનાવટો કલામય રીતે ગોઠવેલી હતી એને લીધે એ વિભાગ બહુ સુંદર બની ગયો હતો. હૈદરાબાદના વિભાગમાં કાગળ અને રમકડાંની બનાવટની ક્રિયાઓ બતાવાતી હતી. મૈસુરથી એક ચંદન ને હાથીદાંત જડિત સોનાનું સિંહાસન આવેલું હતું, તે બનાવતાં ૧૦ કારીગરોને ૨૦ વરસ લાગ્યાં હતાં ને તેની કિંમત રૂ. બે લાખ ઉપર થઇ હતી. હાથીદાંત પર રામાયણ ને મહાભારતના પ્રસંગો કોતરેલા હતા. તેમાં જે સિતાંતસુંદર કલા પ્રગટ થતી હતી તે બતાવે છે કે હજુ પણ આપણે ત્યાં એ કારીગરી જીવતી રહી છે. એ વસ્તુ પ્રદર્શનમાં બહુ જ આકર્ષક થઇ પડેલી એ સ્વાભાવિક હતું. જોકે એ સિંહાસન હરિપુરા લઇ આવવાનો તેના માલિકોને બે હજાર રૂપિયાનું ખરચ થયેલું ને ભરપાઇ કરવા સારુ એ સિંહાસન જોવાની એક આનો ફી રાખેલી હતી.

નંદબાબુ અને શ્રી. રવિશંકર રાવળ તથા શ્રી. કનુ દેસાઇ જેમણે આપણા સર્વ ઉદ્યોગોને સુંદર ઉઠાવદાર રીતે બતાવવાની યોજના કરી હતી તેમના

પોતાના કલા વિભાગો પણ પ્રદર્શનમાં હતા. નંદલાલનું કલાભવન સાદી કલામય રીતે ગોઠવેલું હતું, ને એમાં પ્રાચીન કાળથી આજ લગીની આપણી કલાની પ્રગતિ ને વિકાસ બતાવવાનો પ્રયત્ન કરેલો હતો. શ્રી. રવિશંકર રાવળ અને શ્રી. કનુ દેસાઇના કલા અને કારીગરીના વિભાગમાં ગુજરાતની(નો) — એનાં વસ્ત્રાભૂષણ, રાચરચીલાં ને ભીંતનાં પડદામાં પ્રગટ થતો — ગત વૈભવ દેખાડેલો હતો. આ વિભાગમાં કેટલાક એવા હીંચકા હતા જેની સાંકળોની એકએક કડી એકએક સુભગ કલાકૃતિ હતી, અને બીજા કેટલાક હીંચકા એવા હતા જેની બનાવટમાં લોખંડનો એક ટુકડો વાપરેલો નહોતો. ભાગવતનાં ચિત્રોવાળા પડદા બસોથી પણ વધારે વરસના જૂના હતા, અને જરીકામના, મણકાના અને શાલના ભરતકામના કેટલાક કલાના વિરલ નમૂના હતા, તે જોઇને ભૂતકાળની કલાનું ને ભૂતકાળના નષ્ટ થઇ ગયેલા વૈભવનું સખેદ સ્મરણ થતું હતું.

પંડિતજી ખરેના સ્વર્ગવાસથી એમનું સ્થાન તો ખાલી જ પડ્યું હતું. એમની દીકરી મથુરીએ તેની સખીઓની સાથે પ્રદર્શનમાં દરરોજ રાતે સુંદર સંગીતનો કાર્યક્રમ પૂરો પાડેલો, ને કાઠિયાવાડનાં ગામડાંમાંથી આવેલા માણસોએ રાસ કરી બતાવેલા.

('હરિજનબંધુ,' તા. ૧૩ : ૩ : '૩૮) મહાદેવ હરિભાઇ દેસાઇ

---

## 'પાટીદાર'

### ( ૫ ) પ્રસંગકથા — આકરી ભાષાના નમુના

'પાટીદાર' એ પીડિતોનું—સ્ત્રીઓ, ખેડૂતો અને હરિજનોનું વકીલ છે. ગુજરાતમાં હરિજનના વકીલ જો પરીક્ષિતલાલ છે, ખેડૂતના વકીલ સરદાર છે, તો સ્ત્રીઓના વકીલ શ્રી. નરસિંહભાઇ છે. સ્ત્રીઓનાં દુઃખે દુઃખી થઇ અગ્નિ જેવી ભાષામાં સમાજના સમજુ વર્ગ સામે તેમણે સ્ત્રીઓનો કેસ રજુ કર્યો છે. એ કેસ રજુ કરતાં એમણે આકરામાં આકરી ભાષા વાપરી છે એની ના પડાય તેમ નથી. ગુજરાતી ભાષામાં એવી આકરી ભાષા વાપરનાર પહેલાં કે આજે બીજો કોઇ હોય એવું મારી જાણમાં નથી. સરદારની ભાષા પણ તલવારની ધાર જેવી—એક ઘાએ બે ટુકડા કરે તેવી—છે. એમની એ ભાષા એમનાં ભાષણોમાં જોવામાં આવે છે. એમનું ક્ષેત્ર જુદું છે. પત્રકાર અને લેખક વર્ગમાં આકરી ભાષા વાપરનારાઓમાં શ્રી નરસિંહભાઇ સૌથી મોખરે છે. એમની ભાષામાં ચરોતરની જાડાઇ છે. મૂળે એ ચરોતરના ખેડૂત—પાટીદાર ને!

તે પ્રસંગ સાથે વિચારીને જોવા ઘટે. બીજા અનેક પ્રસંગોમાં સૌમ્ય, પ્રેરણાત્મક, અંતરની ઊંડી વેદનાએ લખાએલા શબ્દો જોવામાં આવે છે. કર્તવ્યાકર્તવ્યના માર્ગમાં મૂંઝાતા યુવકને તંત્રીએ પ્રસંગકથામાં સુંદર રીતે પત્નીધર્મ, પિતૃધર્મ અને દેશધર્મ સમજાવ્યો છે. દેશ અથવા પ્રભુની સાધના માટે પત્નીને ત્યજવા તૈયાર થએલા યુવકને તેઓ આ પ્રમાણે શિખામણ આપે છે: "તારે સાધનાને માટે 'કોઇ ગુપ્તસ્થાને' જવું હોય, તો તારે ભાગે આવતું પાપ પ્રથમ ધોઇ નાખી નિર્મળ થા. માતૃજાતિની ભયંકર હત્યા કરવા સમાજ જે સાધના સાધી રહ્યો છે, તે સાધનાના–તે કુરૂઢિપ્રયોગના–ભાગી તોડી ચુરા કરી નાખ. × × × તારી પત્નીને છોડી તું ગમે ત્યારે ચાલતો થાય એવો તું સ્વાધીન છે; તારી પત્ની તને છોડી ગમે ત્યારે ચાલતી થાય એવી તું એને સ્વાધીન કર. × × × પછી જ તારે જવું હોય ત્યાં. તે પહેલાં જઇશ તો તારી સાધના વિફળ છે. દેશના ઓ નવજુવાનો, તમે ગમે તે સાધના સાધતા હો, પણ જ્યાં સુધી દેશના કોઇ ખૂણામાં એક પણ પત્નીની કે માતાની આંખ તમે દીધેલા દુઃખની વેદનાએ આંસુનું એક પણ બિન્દુ ટપકાવતી હશે, ત્યાં સુધી તમારી સર્વ સાધનાઓ મિથ્યા છે, સ્વાર્થમય છે,–ત્યારે તો તમારૂં સ્વરાજ્ય પણ મિથ્યા છે" (વર્ષ ૬: સંવત ૧૯૮૫, પૃષ્ઠ ૧૩૯). આ શબ્દો બતાવે છે કે ત્યજાએલીઓનાં હૃદયની વ્યથા 'પાટીદાર'ને આંગણે કેટલી ઠલવાઇ છે.

અને આવી વ્યથાના ભારથીજ જો "હું રાજા હોઉં તો" એ શીર્ષકથી તેઓ લખે છે: "હું શું કરૂં તે જાણો છો? સમ્મતિવયનો કાયદો કાઢી નાખું, એની જરૂર નથી. સમ્મતિવયના કાયદામાં જે ઉમર ઠરાવી છે, તે ઉમર લગ્નની રાખું. લગ્નમાં વરકન્યાની ઉમર વચ્ચે ૧૦ વર્ષથી વધારેનો તફાવત ન રાખું. કારણકે રોટલાતુર, પ્રજાતુર ને કામાતુર 'લગને લગને કુંવારા' થઇને નીકળે છે ને કંઇ કંઇ બહાનાં કાઢી એક જીવતીએ બીજી ને ત્રીજી પરણે છે, તેથી કુમળી કન્યાના ભવ બગાડે છે! નાનાંને પરણાવનાર માબાપને બે વર્ષની સખ્ત મજુરીની જેલમાં નાખું. લગ્નવિધિ કરાવનાર ગોરનો લગ્નવિધિ કરાવવાનો પટો છીનવી લેઉં અને એ લગ્નપ્રસંગે જે પેટમાં મિષ્ટાન્ન ગળાયાં હોય એ પેટ ઉપર ત્રિશૂળના ડામ દેઉં! દંડની સજા કાઢી નાખું. રાજ્યના જે અમલદાર કે રાજકુટુમ્બી એવાં લગ્નમાં મ્હાલ્યાં હોય તેની નોકરી ને સાલીઆણું પહેલું જાય ને ઉપરાંત પ્રજાજનના જેવીજ સજા થાય" (વર્ષ ૬: સં. ૧૯૮૫, પૃષ્ઠ ૨૮૩).

કોઇને આ શબ્દોમાં રુશિયાનું બોલ્શેવીઝમ જણાશે. રુશિયામાં સમાજવાદના

સિદ્ધાન્તોનો અને સમાજસુધારાનો અમલ કાયદાથી અને જ્યાં પ્રતિકાર થશે ત્યાં લશ્કરી બળથી થયો છે. આપણે અહીં આવું નથી ઇચ્છતા. પણ સમાજસુધારામાં કાયદાની મદદ ક્યારેય લીધા સિવાય તો છૂટકો નથી જ થવાનો. લોકમત ગમે તેટલો કેળવાયા પછી પણ સમાજના જડ ભાગ ઉપર કાયદાથી અમલ ચલાવવો પડશેજ. ભલે એને બળાત્કારનું નામ અપાય. આજે તો સમાજ મૂઢ છે, કર્તવ્યવિમુખ છે; રોજ ને રોજ સમાજની બળતી વેદીમાં કોઈ ને કોઈ બાળા વધેરાતી આપણે જોઇએ છીએ, ત્યારે સુધારક પત્રકારની કલમે ઉપરના અતિઆકરા શબ્દો લખાય તેમાં નવાઇ પામવા જેવું કે રોષ કરવા જેવું શું છે? એમાં ઉતાવળ અને અધીરાઇ જણાઇ આવશે, પણ જ્યાં પાપ છે ત્યાં ત્રિલોચનનું ત્રીજું નેત્ર ફરકે અને પાપ ભસ્મ થાય તો એ ભસ્મમાંથીજ સાચું નવસર્જન થશે.

'લોકસમાજ અને સુધારો' એ મુદ્દા ઉપર બોલતાં ખુદ કવિવર ટાગોર કહે છે: આ રીતે "લોકમત કેળવવામાં તો કંઇ જમાના વહી જશે, વખતે મારા જન્મારામાં તો એવો કેળવાવાનો નથી. સમાજસુધારણામાં લોકની જડ વૃત્તિઓ જોતાં તો લાગે છે કે આવી કુરૂઢિઓને દૂર કરવાનો એકમાત્ર ઉપાય તો કાયદો જ છે" ('મોડર્ન રિવ્યુ,' સપ્ટેમ્બર, ૧૯૨૯).

સુધારામાં કાયદાના અમલનો વિરોધ કરનારા અને વખત આવ્યે ગાળિયું કાઢી જનારા, કવિવરના આ અભિપ્રાય ઉપર વિચાર કરે એમ આપણે ઇચ્છીએ.

મુંબઇ — ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## 'છેક જ વહૂઘેલો!'

**મનહર** અંગ્રેજી ચોથા ધોરણમાં હતો ત્યાં તો લગ્નની વાતો ચાલી. મોટા કાકાના વિચારો જરા સુધરેલા એટલે તેમનો વિચાર પાછો, પણ મનહરની માને તો ઘરમાં વહુ ફરતી જોવાની પ્રબળ ઉત્કંઠા. મોટા કાકા વિધુર અને પુત્ર પણ પ્લેગમાં ચાલ્યો ગએલો, એટલે સંન્યાસી જેવા. મનહરની માતાના વિચારોનો તેમણે વિરોધ ન કર્યો.

પાંચમા ધોરણમાં તે આવ્યો કે તરતજ તેનાં લગ્ન થઇ ગયાં. તે સત્તર વર્ષનો અને કમળા ચૌદ વર્ષની. કમળા સાસરે આવી એટલે મનહરની માને તો આનંદ આનંદ થઇ રહ્યો!

"મારી પથારી નથી કરી?" મનહરે પોતાની સુવાની જગાએ કશું ન જોતાં કહ્યું.

"મેડા ઉપર છે." પાડોશમાં માતા એમના ગએલાં એટલે તે બાજુથી દાદીનો અવાજ આવ્યો. વડીલોએ મર્યાદા રાખવી જોઈએ એ સૂત્રને અનુસરી માએ બીજાને મુખે જવાબ અપાવ્યો. દાદર ચઢતાં મનહરના મનમાં કંઈ કંઈ વિચારો આવ્યા. આજે તેને બધું નવું નવું લાગતું હતું. કમળા ઉપર બેઠી હતી. ખાટલા ઉપર જઈ તે બેઠો. જાણે કોઈએ તેને ફરજિયાત બેસાડ્યો હોય તેમ હાસ્યા આલ્યા વિના શાન્ત બેસી રહ્યો!

તે એક બાજુ સુઈ ગયો. તેના હૃદયમાં કંઈ કંઈ વિચારો ઘોળાયા કરતા હતા. તેને લાગ્યું કે પોતે લગ્ન કરવા લાયક ન હતો. તે વિદ્યાર્થી હતો અને વિદ્યાર્થી રહેવા માગતો હતો. લગ્ન કર્યા છતાં સંસારી જીવન ગાળવા તે તૈયાર ન હતો. બીજે દિવસે તેણે જણાવી દીધું કે તે મેડે સુવા જવાનો નથી. સ્ત્રીમંડળોમાં કંઈ કંઈ વાતો થઈ.

મેટ્રિકની પરીક્ષાનું પરિણામ પ્રસિદ્ધ થયું. મનહર પરીક્ષામાં સારે નંબરે પાસ થયો. પણ 'શું કરવું?' એ પ્રશ્ન દરેકને મૂંઝવે છે તેમ તેને પણ મૂંઝવવા લાગ્યો. આગળ અભ્યાસ કરવાનો વિચાર કરતાં તેને કમળા યાદ આવતી. આજે તે કમળાથી પહેલાંના જેટલો અજાણ્યો ન હતો, સંસારી પણ બન્યો હતો. 'હજુ ક્યાં સુધી ભણવાનું છે?' કમળાનો એ પ્રશ્ન દરેક વખતે તેના કાનના પડદા ઉપર અથડાતો હોય તેમ તેને લાગતું. કૉલેજમાં જાય તો ઓછામાં ઓછાં ચાર વર્ષ લાગે, અને બધે લાગતાં બીજાં થોડાં વર્ષ લાગે તે જુદાં. કમળા અધુરામાં પૂરી અક્ષરશૂન્ય, એટલે તેનો માનસિક વિકાસ પણ કેટલો? કાકા પણ લગભગ આજ વિચારથી કૉલેજમાં જવાનું ના કહેતા હતા. માતાએ તો જાણે પુત્ર બધું ભણી ઊતર્યો એટલે હવે ભણવાની જરૂર નથી એમ માન્યું. અને છેવટે મનહરને વધુ અભ્યાસ કરવાનું બંધ રહ્યું.

નોકરી ખોવાઈ ગઈ હોય અને શોધતો હોય તેમ મનહર અમદાવાદના રસ્તા ઉપર ફરતો હતો. 'શાની નોકરી પોતે કરી શકે?' તેને પ્રશ્ન થયો. કોઈ તેને અંગ્રેજી વર્તમાનપત્ર વાંચી સંભળાવવા રાખે તો તે વાંચી શકે ખરો? વેપારીને ત્યાં રહે તો અંગ્રેજીમાં કેટલો પત્રવ્યવહાર કરી શકે? મેટ્રિક એટલે ન અંગ્રેજી વાંચી શકે કે ન લખી શકે! પોતાની કઈ લાયકાતે તે નોકરી શોધે છે તે વિચારજ તેને મૂંઝવી રહ્યો. દુનિયાના અનુભવ વિનાનો મનુષ્ય કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરે છે તેમ મનહરનું પણ થયું. તેને નોવેલ વાંચવાનો ઘણો શોખ હતો. તેણે પુસ્તકોની આવૃત્તિ અને કિંમત જોવા માંડી. 'રાઈનો પર્વત' પંદરમી આવૃત્તિ, 'સરસ્વતીચંદ્ર' એકવીસમી આવૃત્તિ. તેનું મન ચકડોળે

ચઢયું. નિશાળમાં શીખેલા નફાતોટાના હિસાબ તેને અહીં કામ લાગ્યા. એક પુસ્તકની કિંમત બે અઢી રૂપિયા અને એકવીસ આવૃત્તિ લેખક લક્ષ્મીનંદન થઇ જાય તેવો સામાન્ય સિદ્ધાન્ત તેણે તારવી કાઢયો.

'કપટીનાં કારસ્તાન' સવાસો પાનની વાર્તા મનહરે પંદર દિવસમાં લખી કાઢી. તેને લાગ્યું કે હવે પોતાને નોકરી કરવાની જરૂર નથી. સવાસો રૂપિયાનું ખર્ચ કરી તેણે તે પુસ્તક છપાવ્યું. પોતાની સાથેના બેચાર મિત્રો અમદાવાદની મીલમાં કારકુન હતા અને તે સો સો ચોપડીઓ વેચી આપશે એવી તેણે ત્રિરાશી મૂકેલી. પુસ્તકો તૈયાર થયાં, પણ એકેય વેચાયું નહિ. તે મૂર્ખ બન્યો. ઘેરથી કાગળ આવે, પણ તેને ઘેર જવાનું ગમતું નહિ. 'તમારાં પુસ્તક લેઇ જાઓ, અમારે અહીં મૂકી રાખવાની જગા નથી,' પ્રેસના મેનેજરના બે ત્રણ કાગળો તેને મળ્યા. 'મારા પુસ્તકની આટલી જ કિંમત!' આમ વિચાર કરતાં મનહરની આંખમાંથી બે આંસુ ખર્યાં.

"મનહર! તારો કાગળ આવ્યો છે." નટવરે કહ્યું. અમદાવાદમાં તેના કાગળો તેના મિત્ર નટવરને સરનામે આવતા.

"કોનો છે?"

"ખબર નથી." નટવરે નકાર ભણતાં કવર મનહરના હાથમાં મૂકયું. સરનામાના અક્ષર જોતાં તેનું મન ચકડોળે ચઢયું. વાંચવાની ઉત્કંઠા દાબી રાખી તેણે કવર ખિસ્સામાં મૂકયું. નટવર ઓફીસનો વખત થતાં મીલમાં ચાલતો થયો. એકલા પડતાં તેણે કવર ફોડયું.

"વહાલા સ્વામીનાથ, મઝામાં હશો. તમને કમળા સાંભરતી નહિ હોય, પણ તમે તો મને રાતદિવસ યાદ આવ્યા કરો છો. મને અહીં બિલકુલ ગમતું નથી. તમારી પાસે આવવાનું મન થાય છે. આપણી સાથેનાં બધાં તો ઠેકાણે પડી ગયાં, પણ મારૂં કરમ એવું છે કે આપણે સાથે રહેવાનું થતું નથી. ઘર સવિતાની જોડે રાખજો. જો હું તમને વહાલી હોઉં તો મને તરત બોલાવી લેશો. તમારૂં શરીર સારૂં હશે. તમારી દાસી કમળાના પ્રણામ. લી: ગીરજાબેન."

કાગળ વાંચી મનહર આડો પડ્યો. તેની આંખમાં પાણી આવ્યું. કમળાને પોતે દુઃખી કરી રહ્યો છે. તેને વાંચતાં લખતાં શીખવવું જોઇએ એમ પણ તેને લાગ્યું. 'સવિતા જોડે ઘર રાખજો' શબ્દો યાદ આવતાં તેને હસવું આવ્યું. 'કમળા અહીં આવે તો મને પણ મઝા પડે,' સવિતા ઘણી વખત નટવરને કહેતી. પુરુષો પોતાની મુશ્કેલીઓ સ્ત્રીઓને ન કહે, પછી તે અજ્ઞાન રહે તેમાં શી નવાઇ! મનહરે એકદમ ઘેર આવવાનો વિચાર કર્યો. કંઇ કામ વિના અમદાવાદ પડી રહેવું તેને યોગ્ય ન લાગ્યું.

"ચોપડીઓનું શું થયું?" ગામ આવતાં બધા તેને એક જ પ્રશ્ન કરતા. જાણે કંઇ ખરાબ કામ કર્યું હોય તેમ તે શરમાઇ જતો. કમળા તો તેની મા માંદી હતી એટલે હમણાં તે આવી શકે તેમ ન હતી. મનહર ઘેર કંઇ કરી શકશે નહિ એમ વિચાર કરી કાકાએ પોતાના એક ભાઇ સાપ્તાહિક પત્રના મેનેજર હતા તેમને ભલામણ કરી. મનહર તેમના હાથ નીચે કારકુનમાં રહ્યો.

હવે કમળાને તે થોડા વખતમાં તેડી જશે તેવો પત્ર મનહરે તેને લખ્યો હતો. કમળાને પોતે સેવેલાં સ્વપ્ન નજદીક આવતાં લાગ્યાં. છ મહિને મનહર દિવાળી ઉપર ઘેર આવ્યો. કમળાને આ વખતે સાથે જવાનું છે માની તે તૈયાર થઇ રહી હતી.

"ઘર રાખ્યું?" કમળાએ મનહરને પૂછ્યું.

"ના." મનહરનો આ ટૂંકો જવાબ સાંભળતાંની સાથે કમળાની આંખમાંથી આંસુની ધારા ચાલી. તેને આશ્વાસન આપવા મનહર પાસે શબ્દો ન હતા. ને તેમ વાયદા કરી થાક્યો હતો.

"અહીંથી જઇ તરત રાખીશ." તેના આ શબ્દો કમળાના હૃદયને સ્પર્શ્યા નહિ. તે તો ડૂસકાં ભર્યે જ જતી હતી.

"પાંચ વર્ષ થયાં, હજુ ક્યાં સુધી એકલી મૂકવી છે?" કમળાએ રડતાં રડતાં કહ્યું.

"પંદર દિવસમાં બોલાવી લઇશ."

"હજુ પંદર દિવસ!" કમળાને તો આટલા દિવસ પણ અસહ્ય લાગતા હતા.

મનહર રજાઓ ખલાસ થતાં ચાલ્યો ગયો. જે કાકાના હાથ નીચે તે રહેતો હતો તેમને ઘર રાખવા વિષે તેણે કહ્યું. "હજુ એકાદ વર્ષ તો થવા દે. આફ્રિકા જાય છે તેને ક્યાં એકલું નથી રહેવું પડતું?" કાકાએ ઘર રાખવાનું માંડી વાળતાં કહ્યું. મનહર તેમના આગળ શું બોલે?

વડોદરા ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાની જાહેર ખબર બહાર પડી હતી. મનહરને સરકારી નોકરીમાં દાખલ થવાનું મન થયું. સમાજમાં કહેવાતા મોટેરાઓના શબ્દોમાં કહીએ તો તે 'પંતુજી' થવા તૈયાર થયો. કમળા જાણશે તો તેને કેટલો આઘાત થશે? છેવટે તેણે દાખલ થવા અરજી કરી અને જવાનું નક્કી થઇ ગયું. ઉનાળાની રજાઓ પડી અને તે ઘેર આવવા નીકળ્યો. જાણે તેણે કમળાનો ગુનો કર્યો હોય તેમ તેને તેની બીક લાગતી હતી.

"હવે તો મને મારી નાખો એટલે બસ." કમળાએ નીચે પડતું મૂકતાં કહ્યું. મનહરથી આ શબ્દો સાંભળતાં રડી પડાયું. પતિ પત્ની આગળ રડે તો સમાજ

ને બાયલો કહે. મનહર બાયલો હતો? ના. તે પત્નીના હૃદયની વ્યથા સમજતો હતો. આજનો સમાજ તો તેનેજ મર્દ કહે છે, જે સ્ત્રીને ગુલામ તરીકે રાખે. પરંતુ પતિ પત્ની એટલે એકને સુખે સુખી અને દુઃખે દુઃખી,-એનું એને ક્યાં ભાન છે?

"કમળા, એમાં મારો દોષ છે?"

"હું તમારો દોષ ક્યાં કાઢું છું? એ તો મારા નસીબનો દોષ, પણ મારે એકલું ક્યાં સુધી રહેવું?"

મનહરના આશ્વાસનભર્યા શબ્દોથી તે શાન્ત થઇ. વેકેશન ખલાસ થતાં તે ચાલતો થયો. કૉલેજમાં તે મોટી ઉમરના લોકોને પણ કેવી રીતે ભણાવવું તે શીખ્યો. ઘેર જઇ કમળાને પ્રથમ ભણાવવી એવો નિશ્ચય કર્યો. દક્ષિણામૂર્તિ તરફથી પ્રસિદ્ધ થએલી અક્ષરજ્ઞાન યોજનાનો તેણે બરાબર અભ્યાસ કર્યો. કમળા લખતી વાંચતી થશે તે વિચારથી તે હર્ષઘેલો થયો હતો.

પરીક્ષા પૂરી થતાં તે ઘેર આવવા નીકળ્યો. તેની ધારણા હતી કે કમળા ઘેર હશે. પરંતુ ઘરમાં નજર ફેરવતાં તે ત્યાં હોવાનું એક પણ ચિહ્ન જણાયું નહિ. કમળાના પિતા સાથે વાંધો પડતાં તેને તેડવી નહિ તેવો વડીલોએ નિશ્ચય કર્યો હતો એવું તેણે જાણી લીધું. 'કરડે માકણ ને માર ખાય ખાટલો' એવો ન્યાય તે ચલાવી લેવા તૈયાર ન હતો. સમાજના અને કુટુંબના આવા કાવાદાવામાં ફસાવા તે તૈયાર ન હતો. ઘરનાં વડીલો સાથે તે આ બાબતમાં વાત કરવા માગતો હતો. સમાજ તો સ્ત્રીની વાત પુત્ર કરે તે સહી લેવા તૈયારજ ન હોય. પરંતુ તે આવી ખોટી મુશ્કેલીઓમાં પડી કમળાને દુઃખી રાખવા માગતો ન હતો.

"કમળાને તમે તેડવા કેમ ન મોકલ્યું?' ઘરમાં સર્વ બેઠાં છે ને મનહરે પ્રશ્ન કર્યો. વડીલો આગળ સ્ત્રીની વાત ન થાય એ વાત તો રહી, પણ તેણે સ્ત્રીનું નામ પણ દીધું!

"નાને મોઢે બોલતાં શરમાતો નથી? બહુ ભણ્યો તે જાણ્યો તને. તારે એ વાતમાં વચ્ચે પડવાની જરૂર નથી." માતાએ તેનો એ બાબતમાં કંઇ હક્ક નથી તેમ જણાવી દીધું.

"વડીલો વડીલપણું છોડે તો પછી નાનાઓએ શરમાવાનું શું? કમળાના પિતા સાથે વાંધો પડ્યો તેમાં તેને ન તેડવી એ તે ક્યાંનો ન્યાય? સહેજ તો બીજાંની દયા રાખો. ૭ વર્ષ સુધી એકલી રહી તોપણ તમને સંતોષ ન થયો?"

"બહાર જા અહીંથી, અમારી તો સહેજ મર્યાદા પણ ન રાખી.' બીજા

કોઇના મુખમાંથી શબ્દો નીકળતા ન હતા એટલે માતાએ બોલવું જ રહ્યું.

"મોટાં મર્યાદા રખાવવા ન જ માગતાં હોય, પછી મર્યાદા કેમની રાખે? પુત્ર જવાબદારી સમજે નહિ તે પહેલાં લગ્ન કરવા વડીલો તૈયાર, અને ન ફાવે એટલે તકરાર કરવા પણ તૈયાર. મોટાંની લડાઇમાં નાનાંનો મરો, કેમ એમ જ ને?" મનહરે બધું કહી દીધું. માતાને પણ હવે શું બોલવું તે ન જડયું. દરેક સમજતું તો હતું જ કે તે ખરૂં કહેતો હતો.

કમળા આવી અને તેને માલમ પડયું કે પોતાને માટે મનહરે માતાપિતાને દુભવ્યાં હતાં. પોતાની ફરજ બજાવતાં કંઇ કડવા શબ્દો કહેવા પડ્યા હતા માટે મનહરે વડીલોની માફી માગી. ઘરનાં સર્વ સમજ્યાં હતાં કે મનહરે કંઇ ખોટું કર્યું ન હતું અને તેના તરફ તેમનો ભાવ સહેજ પણ ઓછો થયો ન હતો. આજે કમળા મનહર સાથે રહેતી હતી. તે પહેલાંના જેવી અક્ષરશૂન્ય ન હતી, ઠીક ઠીક લખી વાંચી શકતી. તેનાં માતાપિતા પણ તેને હાથેલખેલા કાગળ વાંચતાં ત્યારે, દીકરીને પ્રથમ દુઃખ પડયું પણ હવે સુખી છે એમ જાણી, આનંદ માનતાં.

પણ સમાજ મનહરની આ સ્વતંત્રતાને સ્વીકારવા તૈયાર ન હતો. 'છોકરાને અંગ્રેજી ભણાવીને ઘરમાં ગોટચમ ઘાલ્યું તે આનું નામ,' ઘણાંના મુખમાંથી એ શબ્દો નીકળતા. કોઇ કોઇ તો કહેતું કે 'જવા દો ને વાત, એ તો છેકજ બાયડીનો થઇ ગયો, છેકજ વહૂઘેલો!'

**નેદા,** તા. પાદરા — ઈશ્વર પેટલીકર



## સમાનતા

એક વસ્તુ તો દરેક માણસે કબુલ કરવી જ પડશે, કે અત્યારે પુરુષ અને સ્ત્રી બંનેની માનસિક શક્તિઓમાં ઘણું જ અંતર પડી ગયું છે. ન્યાયની દૃષ્ટિથી જોનાર દરેક મનુષ્યને એટલું તો સમજાશે જ, કે તે વસ્તુસ્થિતિમાં પુરુષો જ વધુ જવાબદાર છે. જોકે એમાં સ્ત્રીઓનો દોષ નથી જ એમ કહેવાનો હેતુ નથી, છતાં બંનેની મનોદશામાં જે અંતર પડેલું છે એમાં સ્ત્રી કરતાં પુરુષ વધારે જવાબદાર છે. કેટલીક બાબતોમાં પુરુષો પારંગત હોય છે, જ્યારે સ્ત્રીઓએ તેમાં ચંચુપાત પણ કર્યો હોતો નથી. પુરુષે એવી કેટલીય બાબતોથી સ્ત્રીને અળગી જ રાખેલી છે, કેટલીક બાબતોમાં સ્ત્રીએ પોતાની જાતે પ્રવેશવા પ્રયત્ન નથી કર્યો. તેવી બાબતોમાં સ્ત્રી પોતે પણ જવાબદાર છે.

પુરુષના જેટલી જ જવાબદારી સ્ત્રીને પણ સોંપવી જ જોઇએ એમ. કહેવાનો આશય નથી. સ્ત્રીએ પુરુષ પેઠે ડોક્ટર, બૅરિસ્ટર, વેપારી કે ખેડૂત બની એકલે જ હાથે એ બોજો ઉપાડી લેવો જોઇએ એમ કહેવાનો પણ હેતુ નથી. સંપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્યના સિદ્ધાન્તોના માનનારને આર્થિક સ્વતંત્રતા માટે કદાચ ઉપરના બોજા સ્ત્રી ઉપર નાખવાની ઇચ્છા થાય, પણ તે પ્રમાણે સ્ત્રીને માથે જ જો તે બોજો લાદી દેવામાં આવે, તો સ્ત્રી ને પુરુષ બંને અત્યારે ગૃહજીવનની જે મીઠાશ અનુભવે છે તે પુસ્તકોમાં જ રહે. પાશ્ચાત્ય દેશોનું અંધ અનુકરણ કરતાં આપણે આપણી એક અમૂલ્ય વસ્તુનો ભોગ આપી દેવો પડે. સંયુક્ત કુટુંબ-ભાવનાની જે મીઠાશ છે એ પછી વાતોમાં જ રહે. સ્ત્રી ને પુરુષ આમ વિષમ રીતે સ્વતંત્ર થતાં અત્યારે બંને વચ્ચે જે સહચાર છે તે પણ ગુમાવી બેસીએ. સ્ત્રીને પુરુષની અને પુરુષને સ્ત્રીની અમુક જવાબદારી હોવી એ આવશ્યક છે.

પુરુષનું કાર્યક્ષેત્ર વિશાળ સેવાક્ષેત્રમાં છે, જ્યારે સ્ત્રીનું ક્ષેત્ર કંઇક સંકુચિત—ગૃહમાં ને બહાર કંઇક—સેવાક્ષેત્રમાં છે. સ્ત્રીએ પુરુષની અને પુરુષે સ્ત્રીની આવશ્યક સેવા ઉઠાવવી એ બંનેની ફરજ છે. પણ એ સેવામાં કાર્યક્ષેત્રને ન બાંધી દેવું જોઇએ. સ્ત્રીએ જ પુરુષની સેવા કરવી અને પુરુષની વાસનાઓને પણ સંતોષવી એ જ જો તેનું કર્તવ્ય બનાવી દેવામાં આવે, તેની બુદ્ધિને એ જ ક્ષેત્રમાં જકડી તેને વિકાસ પામવાનો અવકાશ જ આપવામાં ન આવે તો તે પુરુષોનું પાપક્ષેત્ર બની રહે છે.

પુરુષે પોતાના ક્ષેત્રમાં સ્ત્રીને ભાગીદાર બનાવી બહારના જીવનથી માહિતગાર કરવી એ પુરુષની ફરજ બની રહેવી જોઇએ. છતાં એમ રખે માનતા કે પુરુષે તેની ઉપર બોજો નાખી નિવૃત્ત થઇ જવું.

સ્ત્રી પુરુષનું અર્ધું અંગ ગણાય છે. જો એ વાત સાચી હોય તો પુરુષનું અર્ધું અંગ જડ રહે એ તેને પાલવશે? ન પાલવે તો પુરુષે સ્ત્રીને પણ માનસિક રીતે પોતાની સાથે જ રાખવી એ તેની ફરજ છે. અર્ધું અંગ આગળ વધેલું અને અર્ધું જડ અવસ્થામાં હોય—એક પલ્લું આકાશમાં અને બીજું પાતાળમાં હોય તો સંસારની દાંડી કેવી રીતે સીધી રહે તેનો આપણે પુરુષોએ જ વિચાર કરી લેવો ઘટે.

તમે તમારા બહારના જીવનમાં ગમે તે હો, પણ તમારી સ્ત્રીને તમે શું છો તે નહિ સમજાય ત્યાં સુધી તમારી માનસિક વૃત્તિઓને તે શી રીતે પિછાની શકશે? અને પિછાની ન શકે તો સંતોષી તો શકે જ શી રીતે? સ્ત્રીને માટે નહિ તો પુરુષે પોતાને માટે પણ સ્ત્રીને પોતાની સમાન બનવાની અનુકૂળતા

આપવીજ જોઇએ. પુરુષની ભાવનામાં ભળી જનાર સ્ત્રી કેટલી હિતજનક બની રહે છે એ અનુભવથી જોઇ શકાશે.

તમારી કલબો, મંડળો કે બીજી કોઇ સાર્વજનિક સંસ્થાઓમાં તમારી સાથેજ તમારી પત્ની, પોતાની મર્યાદાનું ભાન રાખી, તમારી પેઠે સર્વ પુરુષો કે સ્ત્રીઓ સાથે હળેમળે તો એમાં ખોટું શું છે? પછી સ્ત્રીઓનાં જુદાં મંડળો સ્થપાઇ પુરુષો વિરુદ્ધ ઠરાવો પસાર કરવાની કંઇ જરૂર રહેશે કે?

પુરુષો અને સ્ત્રીઓનાં મંડળો ને સંસ્થાઓ એકજ હોય તે વધારે લાભદાયી છે. મંડળોમાં ભાષણો કે ઉચ્ચ વિચારોની ચર્ચાઓ થતી હોય, ને સ્ત્રીઓ પણ તે વખતે પુરુષો સાથે વિચારો ને યોજનાઓની આપલે કરે તો સ્ત્રીના માનસને વિકાસ પામવાને અવકાશ ને વેગ બંને મળે. તેના આચારવિચારોમાં પણ તમારી સાથે ઊભી રહેવાની અમુક શક્તિ તો તેને જરૂર પ્રાપ્ત થાય. આવી સંસ્થાઓનો ઉદ્દેશ, આનંદ સાથે સેવા અને જ્ઞાનવૃદ્ધિની ચર્ચાઓજ હોવો જોઇએ. આધુનિક કેટલીક સંસ્થાઓમાં માત્ર બખેડા જ હોય છે તેનો સંપૂર્ણપણે નાશ થાય તોજ ઉપરના ઉદ્દેશને બર લાવી શકાય.

છતાં આધુનિક કલબોમાં ને મંડળોમાં સ્ત્રીઓ સ્વતંત્રતાને નામે જે સ્વચ્છંદતામાં વિહાર કરે છે તે તો સ્ત્રીસ્વાતંત્ર્યનો કોઇ પણ હિમાયતી પસંદ નહિજ કરે. પણ ઉપર જણાવેલ વ્યવસ્થિત સંસ્થાઓમાં જો સ્ત્રીને પ્રવૃત્તિમય બનાવી સક્રિય ભાગ લેતી કરવામાં આવે તોજ સ્ત્રીસ્વાતંત્ર્યનું એકાદ પગથિયું ચઢી શકાય. પુરુષો સાથે સ્ત્રીઓ કોઇ પણ કાર્યમાં સક્રિય ભાગ લે તો તેમાં મીઠાશ અને હોંશ જરૂર વણાઇ જવાની.

ગૃહજીવનનેજ દિપાવવાના ઉદ્દેશવાળા કદાચ દલીલ કરે કે સ્ત્રીનું પોતાનું જ ક્ષેત્ર એટલું વિશાળ છે કે તેને પુરુષોની પ્રવૃત્તિઓમાં ધ્યાન આપવાનો વખત જ ન મળી શકે. વસ્તુ તદ્દન સત્ય છે, પણ સ્ત્રીને પોતાનાં એ કર્તવ્યોનું જ્ઞાનજ ન હોય તેનું શું? એકલા ગૃહકાર્યથી સ્ત્રીના માનસનો વિકાસ નથી. પુરુષજાતિથી દૂર ને દૂરજ રહેવામાં તે પોતે પોતાના વિકાસનું બીજક ક્યાં છે તે નથી શોધી શકતી. એ શોધવાનો તેને ખ્યાલ પણ નથી આવતો. તેના એ કર્તવ્યનું જ્ઞાન આપવા માટે પણ તેના માનસના વિકાસની અનિવાર્ય આવશ્યકતા છે. આવી સ્ત્રી ગૃહજીવનને સાચી રીતે દિપાવી શકે છે—ગૃહજીવનમાં મીઠાશ લાવી શકે છે. ગૃહજીવનની શીતળતાનો સાચો અનુભવ લેવા માટે પણ સ્ત્રીના માનસને વિકસવા દેવાની અનુકૂળતાઓ આપવીજ જોઇએ.

પાશ્ચાત્ય પ્રજાની પેઠે સ્ત્રીપુરુષને ગમે તેમ ભટકવા દેવાની, કે આપણી

પેઠે સ્ત્રીને ઘરમાંજ ગાંધી રાખવાની કોઇ પ્રથાને સંમત થઇ અનુસરવું એ હાનિકારક નીવડે, પણ પુરુષે મંડપ અને સ્ત્રીએ વેલી બની એક બીજાને શોભાવવાની પ્રથા હોવી લાભદાયક નીવડે. મંડપ વિના વેલી ને વેલી વિના મંડપ જેમ નથી શોભતાં તેમ પુરુષ અને સ્ત્રીની એકતા અને સમાનતા વિના નથી શોભતાં. સ્વતંત્રપણે વિહરતો પુરુષ સ્ત્રીને ટેકો આપી વેલની પેઠે પોતાને વીંટાળી રાખે તેમાં સૌન્દર્ય નથી? અને અન્ય સાથે હળવામળવામાં ભ્રષ્ટતાનો વહેમ દૂર થાય તે પણ ઉચિત નથી? આપણી વ્યાવહારિક બાબતોમાં સ્ત્રી ને પુરુષ ઘણી વખત મિશ્ર થઇ રહે છે, તેવીજ રીતે જીવનના આખાય ક્ષેત્રમાં સ્ત્રીને સાથે રાખવામાં નુકસાન શું છે?

ગૃહજીવનની સુંદરતા વધારવી એ આર્ય સ્ત્રીની ફરજ મનાય છે. પણ ગૃહજીવનની સુંદરતા સ્ત્રીને સંકુચિત વાતાવરણમાં પૂરી મૂકવાથી શી રીતે મળશે? તેના માનસને સમાનતાની હદ સુધી જવાજ ન દેવાય તો તે પુરુષના માનસને શી રીતે ઓળખી શકે? અને સમાનતા ન હોય તો બંનેના વિચારો મળેજ ક્યાંથી? વિચારોની ભિન્નતાવાળું ગૃહજીવન કેટલે અંશે સફળ થાય? સ્ત્રી ને પુરુષ માનસિક અને વ્યાવહારિક ક્ષેત્રમાં સમાનતા ન મેળવે ત્યાં સુધી લગ્નજીવનની સાચી મીઠાશ મળવી મુશ્કેલ છે.

કમ્પાલા ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

---*---

## ખેડૂતની અવદશા

**ખેડૂતોની** અવદશાનાં કારણોમાંનું એક મોટું કારણ હિંદની હુંડીઆમણની નીતિ છે. હિંદમાં કાચો માલ પેદા થતો હોવાથી અને યુરોપિયન દેશોને તેનો વધારે ખપ હોવાથી તેની ખરીદી કરવી અને પાછો પાકો માલ બનાવી તેને પાછો આજ દેશમાં વેચવો એ પરવડે, તેટલા માટે હુંડીઆમણના કૃત્રિમ નિયમો બનાવીને ભારતને પાયમાલ કરેલો છે. રૂપીઆ અને શીલિંગના સંબંધમાં જે ફેરફાર કરવામાં આવે છે તે હિંદના લાભાર્થે નહિ, પરંતુ બ્રિટિશોના લાભાર્થે જ હોય છે અને તે ફેરફાર કરવામાં વડી ધારાસભામાં આપણા દેશીઓજ કુહાડીના હાથા બને છે. આપણો ખેડૂત માલ વેચે તે રૂપીઆ—આના—પાઇમા વેચાતો દેખાય છે, પણ હુંડીઆમણના ધોરણને લીધે તેને ઘણુંજ સહન કરવું પડે છે.

હિંદમાથી જતો માલ પૌંડ—શીલિંગ—પેન્સમાં વેચાય છે. આવતા માલનાં નાણાં પણ પૌંડ—શીલિંગ—પેન્સમાં ભરવાં પડે છે. એટલે જતો

માલ પૌંડ-શીલિંગ-પેન્સને ધોરણે એક રૂપિઆની મણ બાજરી હોય તો ખેડૂતને ૧૮ શીલિંગને ધોરણે મણ દીઠ બે આનાની બાજરી વધારે આપવી પડે છે, અથવા કાબેલ વાણિયો બે આનાની કમરને હિસાબે ભાવમાંજ કાપીને મણનો ભાવ કરે છે; એટલે દર રૂપીએ હિંદના ખેડૂતને નસિબે શીલિંગને ધોરણે બે આનાનો માલ કાં તો વધારે આપવો પડે છે અથવા તો બે આનાના માલની કિંમત મણને ભાવે ઓછી ઉપજે છે.

આવીજ રીતે હિંદમાં આવતા માલનાં નાણાં પરદેશી ધોરણને હિસાબે ગેનમાં, પૌંડ-શીલિંગ-પેન્સમાં કે ડૉલરમાં ભરવાનાં હોય છે. ૧૮ પેનીનો રૂપીઓ હોવાથી હિંદમાં આવતા ઇંગ્લેંડના માલ ઉપર બે આના વધારે ભરવા પડે છે. સોળ પેન્સનો રૂપીઓ હોય તો પૌંડને હિસાબે લેવડદેવડમાં ફરક પડે નહિ, પણ અહીં તો, 'કાશીનું કરવત' જતું અને આવતું બેઉ તરફ કાકર હોવાથી બેઉ બાજુ વહેર કાઢે છે તેમ, જતા અને આવતા માલ ઉપર લેવા-વેચવાના વેપારમાં દર રૂપિયે બે આના હિંદને નુકશાન થાય છે. આ નુકશાન સીધી-પ્રત્યક્ષ રીતે નહિ તો આડકતરી-પરોક્ષ રીતે હિંદના ખેડૂતોને જ જાય છે એમાં ના પાડી શકાય તેમ નથીજ.

૧૯૩૧-૩૨થી ૧૯૩૫-૩૬ સુધીના આવક જાવકના આંકડા જોતાં આ પારાવાર નુકશાની આંખો આગળજ તરી આવે છે. હિંદમાં ઉપર દર્શાવેલાં પાંચ વરસ દરમ્યાન એકંદર ૧ અબજ ૧૫ કરોડ ૩૮ લાખ ૬૧ હજારની કિંમતનો માલ દેશાવર ચઢ્યો. આટલા રૂપીઆનો માલ ચઢાવવામાં હિંદને દર રૂપીએ બે આનાનો માલ વધારે આપવો પડ્યો અથવા માલની અસલ કિંમત હોવી જોઇએ તેના કરતાં ૧૮ પેનીને હિસાબે માલનો ભાવ ઘટાડ્યો, એટલે જાવક ઉપર હિંદને રૂપીએ બેઆના લેખે, ૧૨॥ ટકા લેખે ૧૪ કરોડ ૪૨ લાખ લાખ, ૩૨ હજાર, ૬૨૫ રૂપિઆનું નુકશાન થયું, અર્થાત્ એટલાનો માલ વધારે જોખવો પડ્યો અથવા એટલા કિંમતમાં ઓછા મળ્યા. તેવીજ રીતે હિંદમાં તેજ અરસામાં ૧ અબજ ૪૬ કરોડ ૩૧ લાખ ૬૬ હજાર રૂપિયાનો માલ આવ્યો. આ માલનાં નાણાં ૧૮ પેનીને હિસાબે ચુકવવાનાં હોવાથી ૧૨॥ ટકા લેખે વધારે નાણાં એકોમાં ભરી માલ છોડાવવો પડ્યો એટલે ૧૮ કરોડ ૨૭ લાખ ૭૫ હજાર ૭૩૫નું નુકશાન થયું. આમ હિંદને જતા અને આવતા માલ ઉપર ભારે નુકશાની હિંદના હુંડીઆમણને લીધેજ ભોગવવી પડે છે. પાછો માલ હિંદમાં ૧૬ પેનીને હિસાબે લેવાય તો રૂપિયે રૂપિયો થયો. પણ બે આનાના ફેરમાં કરોડો રૂપિયા વરસોથી લૂંટાય છેજ.

આ સિવાય ટ્રેઝરી બીલોમાં ભરાતાં નાણાં, રોકડ વેપારમાં થતી પારાવાર નુકશાની ગણીએ તો, હિંદમાંથી નાણાં ખેંચી ઘસડી જવાનો ધોરી માર્ગ એ હુંડીઆમણની કુટિલ નીતિ છે.

આવા કાયદેસરના લૂંટના ધંધા તો ત્યારેજ બંધ થાય, જ્યારે વડી સરકારનું સારૂંયે તંત્ર આપણા હાથમાં આવે. ખેડુતના મહેસુલમાં પાંચ દસ ટકાનો ઘટાડો કર્યો કે ગામડાંમાં નિશાળો ઉઘાડી અથવા લાઇબ્રેરીઓનો પ્રચાર કર્યો, તે રાહતને—વાચનને હિસાબે કદાચ ઠીક કહેવાય, પણ બ્રિટિશોની નાળે દાટા રાખી દરવાજા ઉઘાડા રાખવાની હિંદ માટેની કુટિલ નીતિને ઓળખવાની છે. હિંદના હુંડીઆમણના સવાલને અડવાનો અધિકાર—જકાત નાંખવાની સત્તા હિંદવાસીઓના હાથમાં ન આવે ત્યાં સુધી હિંદના સુધારા મૃગજળ જેવાજ છે એમ ધારવામાં જરાય ખોટું નથી.

અંગ્રેજોના કાનુનો ખેડૂતોને તેમજ વેપારીઓને કેવી રીતે મારે છે, તેનો દાખલો હુંડીઆમણ સિવાય બીજો આપું તો અસ્થાને નહિ ગણાય. દીવાસળીની પેટીઓ ઉપર જે જકાત હતી તે જકાત તેટલીજ રહેવા દેઇને પેટીની અંદરની સળીઓની સંખ્યા ઉપર આંકણી કરી. સો સળીની પેટીની જે કિંમત ગ્રાહકને આપવી પડતી હતી તેટલીજ કિંમતમાં પેટી ખરી, પણ તેમાં સળીઓ ૧૦૦ને બદલે ૫૦—૬૦જ! સરકારને આવકમાં બેવડો ફેર પડ્યો. ગ્રાહકને બેવડો માર પડ્યો. આવી નાની નાની ચીજોમાં કાયદાથી કેમ માર મારે છે એનો અભ્યાસ કરવાની જરૂર છે. કેટલાકો એમ કહે છે કે આવી જકાતી પદ્ધતિ વેપારીઓને નુકશાનકર્તા છે, ખેડુતને નહિ. આવું કહેનારા સ્વાર્થીજ છે એમ સમજવું.

કોઇ પણ વેપારમાં નફો કે નુકશાન તે માલની પેદાશ ઉપર રહે છે. સોંઘું કે મોંઘું પેદાશ ઉપર આધાર રાખે છે, વેપારી પોતાના ઘરનું ઘાલતો નથી. ગએલી નુકશાની, 'નવટાંક ઘડે ઘાબડે, નવટાંક છેડે છાબડે, નવટાંક ઓછો શેર છે, નવટાંક પાસંગ ફેર છે,' એમ કહેતો જાય છે અને ખળામાંથી જોખતાંજ કાઢતો જાય છે. અને એક કણના અનેક કણ પકવનાર—ગાડે ધનધાન્ય ભરનાર—ભૂખે મરે છે.

આ કારણો ઉપરાંત મહેસુલની પદ્ધતિ પણ ખેડુતો માટે નુકશાનકર્તા છે. મહાસભા સરકારના સમયમાં ધોરણમાં ખેડુતો ફેરફાર ઇચ્છે એ સ્વાભાવિક છે. નોકરને ઉધારે ધીરેલું વસુલ કરવાનો વખત જેમ એના પગારનો સમય હોય છે, તેમ ખેડુતોના કર વસુલ કરવાનો સમય પેદાશનો સમય ઠરાવ્યો છે એ ખેડુતોને માટે જીવલેણ નીવડ્યો છે.

દાણો ખળામાં પડેલો હોય છે તે વખતે મહેસૂલ ભરવાનો સાદ પડતો હોવાથી તે ભરવા માટે સસ્તે ભાવે માલ કાઢવો જ રહ્યો. વાણિયો પણ એમ સમજે છે કે ખેડૂત જવાનો ક્યાં છે. દેવું ને મહેસૂલ સાથે ભરવાનું હોવાથી મુંબઇના બજારના ભાવો કરતાં, પડતર કરતાંય, નીચા ભાવ રાખી ખેડૂતોને નિચોવે છે. આમાં ખેડૂતોને રાહત આપવા હજી એ કોએ કંઇ પણ પગલાં ભર્યાં નથી. એને તો વ્યાજ ખાવું છે અને લાગતાવળગતાઓને નાણાંની મદદ કરવી છે. ખેડૂતોના માલના કોઠારો ભરી, ઊંચે ભાવે વેચાણ થાય તેવી જોગવાઇ કરવાની તેને પડી નથી. અત્યારના ભાવતાલ માલની પેદાશ ઉપર આધાર રાખે, તેના કરતાં વધારે ગરજ ઉપર આધાર રાખે છે, લડાઇની અફવા ઉપર – હીટ્લર, મુસોલીની કે રુઝવેલ્ટના વલણ ઉપર – આધાર રાખે છે. આવી વધઘટનો લાભ ખેડૂતને તો મળતો જ નથી. એને તો પાક ખેતરમાંથી નીકળતા પહેલાં જ વેચી દેવો પડે છે. પાકની મોસમ વખતે બધાંય બજારો એમને નસીબે (?) જાણે બેસી જ જાય છે (એમ નથી કહેતા કે બેસાડી દેવામાં આવે છે), અને ખેડૂતોના ઘરમાંથી માલ વેચાઇ ગયા પછી વેપારીને નસીબે ભાવ વધે છે! આવાં અનેક કારણોને લીધે આજનો ખેડૂત, ખેડૂત રહ્યો નથી, પણ આવતી કાલનો બેકાર બનતો જાય છે. બેકારી વધવાથી કેવાં અનેક પરિણામો આવેલાં છે એ રશિયા તરફ નજર નાખવાથી માલુમ પડશે. ઝારશાહીની જડો ઉખેડી નાખવામાં કોઇ કારણભૂત હોય તો તે બેકારી જ હતી, જુલમ જ હતો. બેકારી ને જુલમ બેઉનો મેળાપ થાય એટલે, દેવતાને દારુ ભેગો થતાં ભડકો જ થાય તેમ, દેશમાં દાવાનળ જ સળગે – બળવો થાય. આની જવાબદારી બેકારોને માથે નથી, પણ બેકારો બનાવનારાને જ માથે હોય છે.

લક્ષ્મીનંદનો, મૂડીવાદીઓ ને જમીનદારો ખેડૂતોને બેકારો બનાવતાં, લૂંટતાં, માતબર થતાં આનંદ પામે છે; પણ એઓના ભોગ થઇ પડેલા બેકારોના અંતઃકરણમાં રોજ ભૂખની સળગતી હોળીઓથી તેમને ભસ્મીભૂત થઇ જવાનું છે એ તેઓ તાત્કાળિક લાભને લીધે સમજી શકતા નથી, એમાં જ એ એમની પાયમાલી નોતરી રહ્યા છે.

આમ ખેડૂત ચારે તરફથી સમાજનાં ષડ્યંત્રોમાં સપડાયો છે. એની સંકડામણો કેટલીક એણે હાથે કરીને ઊભી કરેલી છે, જે હું આગળ બતાવીશ જ, તે તેણે પોતે કાઢવાની છે. બીજી સમાજની, શાહુકારની, ને સરકારની શોષણ-નીતિમાંથી પણ તેણે પોતાને જ બળે નીકળવાનું છે. ઉપરના વર્ગ તેને તેનું હિત બતાવતા હોય તો તે પોતાના લાભાર્થે છે, ખેડૂતના લાભાર્થે નથી.

ખેડૂતોએ જ પોતાનો માલ ક્યારે ને કેમ કાઢવો તેને માટે યોજનાઓ ઘડવી પડશે. કેટલો ને કયો માલ કેવી રીતે પકવવો તે તેણે જ શોધવું પડશે. લાખોનું ખર્ચ કરતાં ખેતીવાડી ખાતાં તેને ઉપયોગી થઇ પડ્યાં નથી ને પડવાનાં નથી. એમને તો સરકારે બંધ કરી, તેને બદલે ખેડૂતોને રાહત – મદદ કરવામાં તેટલો ખર્ચ કરવાની જરૂર છે.

કેમ્પ, પૂના — મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ

---

## પત્ર

### સંપ ત્યાં જંપ

(તા. ૨૪:૩:'૩૮ને રોજ મે. રા. રા. વિદ્યાધિકારી ભાટે સાહેબને વરદ હસ્તે નારમાં 'વિઠ્ઠલ વિજ્ઞાનમંદિર' ખુલ્લું મુકાયું તે વખતે વંચાએલો પત્ર)

શ્રી મંત્રીજી,

આપના તરફથી 'વિઠ્ઠલ વિજ્ઞાનમંદિર'ને ખુલ્લું મૂકવાની ક્રિયાને શુભ પ્રસંગે હાજર રહેવા સંબંધે આમંત્રણ મળ્યું. હું આ પ્રસંગે હાજર રહેવાનો હતો જ, પરંતુ અન્ય જરૂરી કામે મારે એ જ દિવસે સુરત જવાનું થવાથી હું હાજર રહી શકતો નથી, એટલે આ પત્ર દ્વારા જણાવું છું કે:

નાર ગામે અંદર અંદર લડાલડી કર્યાના કડવા અનુભવ પછી બે હાઇ સ્કૂલો એકત્ર કરી સંઘબળ અને સહકારને ધોરણે જે સુંદર કામ કરવા માંડ્યું છે અને બાલમંદિર પણ જે શરૂ કરી દીધું છે એ માટે નાર ગામના સદ્‌ગૃહસ્થોને હું અભિનંદન આપું છું. આશા રાખું છું કે કુટુંબના, નાતજાતના કે પાડાપાડોશીના ખાનગી ઝગડાને કારણે, ગામના સાર્વજનિક હિતનાં કાર્યોમાં હવે પછી કદી ભંગાણ પડશે નહિ અને હાલને ધોરણે જ યુવાનો અને વૃદ્ધો સર્વ એકરાગથી, એકસંપથી અને એકનિષ્ઠાથી સેવાનાં કામ કર્યે જશે.

નારનું ભવિષ્ય ઉજ્જવળ છે એમ હું માનનારો છું. પાટીદારની જ વસતિથી ભરપુર એવું કોઇ એક ગામ ચરોતરમાં હોય તો એ નાર છે એવી મારી માન્યતા છે. લોકો ઉદ્યોગી છે અને વિદ્યાર્થીઓ બુદ્ધિશાળી તેમ જ ઉદ્યમી છે, એટલે જો ગામના આગેવાનો પ્રામાણિક, સપીલાં તથા સેવાભાવી જીવન જીવતાં શીખે તો તેમની છાપ યુવકો ઉપર સુંદર પડે અને નાર ગામ એટલી પ્રગતિ કરે કે પેટલાદ તાલુકાનાં બીજાં ગામોને તે આદર્શરૂપ થઇ પડે.

જેમની વિરલ અને બહાદુરીભરી સેવાઓને માટે સમગ્ર હિંદ, ખાસ કરીને

ગુજરાત અને ચરોતર, સાચી મગરૂરી લેઇ શકે એવા કરમસદવાસી વીર વિઠ્ઠલભાઇનું સ્મારક, નડિયાદ અને ભાદરણની માફક, નાર ગામના નાગરિકો 'વિજ્ઞાનમંદિર' સાથે તેમનું પવિત્ર નામ જોડીને કરે છે એ બનાવ નારની ભાવિ પ્રજાને હમેશને માટે પ્રેરણા આપ્યા કરશે. હું આશા રાખીશ કે નડિયાદમાં જેમ 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય,' ભાદરણમાં જેમ 'વિઠ્ઠલ બાલમંદિર,' નારમાં જેમ 'વિઠ્ઠલ વિજ્ઞાનમંદિર,' તેમ વિઠ્ઠલભાઇના પોતાના વતનમાં પણ એ દેશદીપક માનવંતા વિઠ્ઠલભાઇના નામ સાથે કરમસદની હાઇ સ્કૂલનું અથવા તો બીજી કોઇ સંસ્થાનું નામ જોડાશે.

મે. રા. રા. વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ભાટે સાહેબને શુભ હસ્તે ખુલ્લું મુકાતું 'વિઠ્ઠલ વિજ્ઞાનમંદિર' એકલા વિદ્યાર્થીઓ માટેજ વિદ્યામંદિર ન બને, પરંતુ હાઇ સ્કૂલના વિજ્ઞાનના શિક્ષક દ્વારા નારનાં સમગ્ર સ્ત્રીપુરુષોમાં પણ વિજ્ઞાનનો પ્રચાર કરવામાં મોટો ફાળો આપે, એવી આશા રાખવી એ આ વીસમી સદીમાં વધારે પડતી નહિ ગણાય.

વસો, તા. ૨૩:૩:'૩૮ મોતીભાઇ ન. અમીન

---

## જાણવાજોગ

## હિંદની વધતી વસતિનો ઉકેલ

(દિનપ્રતિદિન કુદકે અને ભૂસકે વધતી જતી હિંદની વસતિના ભયંકર પ્રશ્નનો ઉકેલ કઇ રીતે થઇ શકે? કઇ ધરતી આ માનવ-કીડિયારાંનો ભાર ઝીલશે? ક્યા માર્ગો દ્વારા આ ભૂખ્યા જીવોનાં પેટ ભરાશે? આ નીચે મનનીય લેખમાં દીનબંધુ એંડ્રુસે હિંદની વધતી જતી વસતિ સામે લાલ બત્તી ધરી એક માર્ગ સૂચવ્યો છે: એ માર્ગ તે પરદેશગમન. જાપાનવાસીઓ જેવી સાહસવૃત્તિ કેળવી વસતિ-પ્રશ્નનો ઉકેલ કરવાની હિંદીઓને એ અપીલ કરે છે. નવી દુનિયાના સૌથી વધુ ફળદ્રુપ દેશ બ્રાઝીલનો અણખેડાએલો પ્રદેશ, જ્યાં દુનિયાની સૌથી ઓછામાં ઓછી વસતિ વસે છે, ત્યાં જઇ વસવાટ કરવાની એમણે સૂચના કરી છે.)

દક્ષિણ અમેરિકા ખનીજ અને કુદરતી પેદાશની દૃષ્ટિએ દુનિયાનો સૌથી વધુ સમૃદ્ધ દેશ છે એ ઘણા ઓછા માણસો જાણતા હશે. એ દેશમાં દુનિયાની સૌથી ઓછામાં ઓછી વસતિ છે. બ્રાઝીલની ફળદ્રુપ જમીન ઉપર માણસોનો સૌથી ઓછો વસવાટ છે. રાજપૂતાનાનું રણ બાદ કરતાં જે હિંદ સમાઇ જાય એવડો મોટો આ પ્રદેશ છે અને તે છતાં પણ ત્યાંની વસતિ માત્ર દરિયાકિનારા ઉપરજ વસી રહી છે, અંદરનો ભાગ ખાલી પડ્યો છે. ત્યાંની ફળદ્રુપતા

અને વરસાદનું પ્રમાણ અત્યારે છે તે કરતાં દશ ગણી વધુ વસતિનું ભરણપોષણ કરી શકે, કારણકે માનવીઓએ હજુ વસવાટ ન કર્યો હોય તેવો વિશાળ પ્રદેશ ખાલી પડ્યો છે.

બ્રાઝીલમાં રહેવા માટે હું કદી ગયો નથી, પણ દક્ષિણ અમેરિકામાં આ દેશની નજીક હું રહ્યો છું અને તે દેશનું હું ઘણું જ્ઞાન ધરાવું છું. બ્રાઝીલ કરતાં અનેક ગણું વસતિપ્રમાણ ધરાવના હિંદની વસતિના પ્રશ્નનો અભ્યાસ કરવાની મને એક વખત ફરજ પડી હતી. જાપાનવાસીઓની માફક ચૂંટી કાઢેલા હિંદીઓને બ્રાઝીલ ખાતે મોકલી આપી હિંદી વસતિનો પ્રશ્ન ઉકેલવાનું આપણે માટે શક્ય છે?

હિંદમાં અત્યારે શું બની રહ્યું છે તેનો આપણને ખ્યાલ છે? વસતિ-ગણત્રીને લગતા અધિકારીઓએ આપણને ચેતવણી આપી દીધી છે કે ૧૯૪૧ની સાલ આવી પહોંચતાં, હિંદની વસતિ વધીને ૪૦,૦૦,૦૦,૦૦૦ થશે. આ ૪૦ કરોડ માનવીઓ કેવી રીતે પોતાનાં પેટ ભરશે? કઇ ધરતી ઉપર આ માનવીઓ ઊભા રહેશે? અર્થશાસ્ત્રી આ બધા પ્રશ્નોનો જવાબ આપી શકતો નથી. દરેક હિંદી વિચારકે આ પ્રશ્ન ઉપર ગંભીર વિચાર કરવો જોઇએ. હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખે હરિપુરા મહાસભાના અધિવેશન દરમિયાન ભાષણમાં આ પ્રશ્ન ઉપર પોતાના વિચાર રજુ કર્યા હતા. આ પ્રશ્ન એમની દૃષ્ટિએ કેટલો અગત્યનો છે એ આ ઉપરથી જણાઇ આવે છે.

જાપાનવાસીઓ શું કરે છે એ આપણે તપાસીએ. કારણ કે એ પ્રજા દીર્ઘદૃષ્ટિ ધરાવે છે. હું કેપટાઉન (દક્ષિણ આફ્રિકા)માં હતો ત્યારે ટોળાબંધ સાહસિક યુવાન જાપાનવાસીઓ બ્રાઝીલમાં વસવાટ કરવા માટે અહીં આવતા હતા. દરેકના ચહેરા ઉપર હિંમત તરી આવતી હતી. જાપાનમાં વધી પડેલી વસતિનો ઉકેલ કરવા માટે તેઓ નવા પ્રદેશ શોધવા નીકળ્યા હતા. એમની વ્યવસ્થિત વર્તણૂક માટે દક્ષિણ અમેરિકામાં તેઓનાં વખાણ થતાં હતાં એ મેં સાંભળ્યું છે. દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજામાં એશિયાવાસીઓ પ્રત્યે ઘર કરી રહેલા પૂર્વગ્રહ છતાં, આ જાપાનવાસીઓ જે રીતે પોતાના વસાહતની યોજના આગળ ધપાવી રહ્યા હતા એ બદલ તેઓનાં વખાણ થતાં હતાં.

હિંદમાં (જ્યાં સામુદાયિક ભાવના નજરે પડતી નથી અને દરેક પોતપોતાને માર્ગે ચાલ્યો જાય છે) પ્રભુત્વ જમાવી બેઠેલા વ્યક્તિવાદની જાપાનના વિદેશ-ગમનના આ અજબ પ્રયાસ સાથે સરખામણી કર્યા વિના હું રહી શકયો નહિ. વિદેશગમનના ભયથી હું પૂરેપૂરો વાકેફગાર છું અને કરારનામું તથા

ખતપત્રક કરાવી તેને જોરે હિંદીઓને પરદેશ લેઇ જવાની પ્રથા સામે હું છેક સુધી લડ્યો છું. પણ વસતિનો પ્રશ્ન હજુ અણઉકલ્યો રહ્યો છે અને દરેક દસ વરસને અંતે આપણી વસતિમાં ત્રણથી ચાર કરોડનો વધારો થાય છે. કોઇ પણ દેશ આવો ભાર સહી શકે નહિ.

બીજો એક મુદ્દો ધ્યાન રાખવાનો છે. જે દેશના ઉગતા જુવાનને બૃહદ્ દુનિયાની પ્રેરણા ન મળતી હોય તે દેશ હાલના સંજોગો વચ્ચે સમૃદ્ધિ મેળવી શકે નહિ. પરદેશમાં સાહસિકતા રહેલી છે. કોઇ પણ દેશનો યુવક એ સાહસવૃત્તિ ન ઝીલે તો એ દેશનો માનવસમૂહ પાછળ રહી જાય છે. અન્ય પ્રજા પ્રગતિને પંથે આગે ધપે છે. ઉષ્ણ કટીબંધ અને સમશીતોષ્ણ કટીબંધમાં આવેલા દેશોમાં ખાસ કરીને આ ભય રહેલો છે, કારણ કે ગરમીને લીધે એ દેશોની ગરમ આબોહવાને અંગે આળસ અને એદીપણું માનવીઓને ઘેરી વળે છે. ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં ઠંડીને ખાળવા માટે યુક્તિપ્રયુક્તિઓ યોજવામાં આવે છે, એ પ્રમાણે ગરમ દેશોની ગરમી દૂર કરવા ઉપાય લેવા ઘટે. સમુદ્ર ઓળંગી પરદેશગમન કરવું એ પાપ છે એ માન્યતા હિંદમાં જે દિવસે ઘર કરી બેઠી હતી એ દિવસ હિંદ માટે ઘણો કમભાગી હતો. એ રૂઢિએ હિંદની પ્રગતિને સ્થંભિત કરી મૂકી હતી. હાલની નિરાશાજનક સ્થિતિ થોડે અંશે તેનેજ આભારી છે.

આપણે બ્રાઝીલ તરફ ફરી નજર કરીએ. તાજેતરમાં દુનિયા ઉપર ફરી વળેલાં મંદીનાં મોજાંની કોફીના ઉદ્યોગ ઉપર માઠી અસર થઇ. બ્રાઝીલનો આ ઘણોજ નફાકારક ઉદ્યોગ હોઇ, ઘણા લોકો બેકાર બન્યા અને પરદેશ-ગમન સામે કાયદા ઘડાયા. જાપાનના કવોટા ઉપર જંગી કાપ મૂકવામાં આવ્યો. પણ અત્યારે મંદીનું મોજું પાછું ફરે છે અને બ્રાઝીલની ફળદ્રુપતા ઘણીજ છે.

દુનિયાની સૌથી મોટી નદી, એમેઝોન, બ્રાઝીલના મોટા વિસ્તાર ઉપર ફરી વળે છે. આ નદી એટલી મોટી છે કે ૮૦૦૦ ટનની સ્ટીમર મેનાઓસ, જે દરિયાના મુખથી એક હજાર માઇલ દૂર છે ત્યાં, સુધી જઇ શકે છે. કોઇ પણ જાતના ભય વિના સ્ટીમર પોતાનો પંથ કાપી શકે છે.

દક્ષિણ અમેરિકામાં રંગભેદ નથી. દરેક કોમ આપસઆપસમાં આન્તરલગ્ન કરી શકે છે. હળીમળી શકે છે. યુનાઇટેડ સ્ટેટ્સ (ઉત્તર અમેરિકા) કરતાં અહીં જુદીજ પદ્ધતિ છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં રંગભેદની ભાવના છે. બ્રાઝીલમાં ફીરંગી ભાષા બોલાય છે. દક્ષિણ અમેરિકાના બીજા ભાગોમાં સ્પેનિશ ભાષા મુખ્ય છે. એથી સ્પેનિશ ભાષા આખી દુનિયામાં સૌથી વિશાળ વિસ્તારમાં બોલાતી ભાષા થઇ પડી છે.

ઉષ્ણ કટીબંધ ઉપર આવેલા બ્રાઝીલમાં ઘણો વિસ્તાર ખાલી પડેલો હોવાથી અને તેટલી ઝડપથી હિંદે તેમાં શોધખોળ કરવી જોઇએ એમ મને લાગે છે અને બ્રાઝીલ ખાતેના હિંદીઓના 'પરદેશગમનનો પ્રશ્ન વહેલી' તકે વિચારવો જોઇએ. મુશ્કેલીઓ એટલી બધી છે કે વ્યક્તિગત પરદેશગમન હવે શક્ય નથી, પણ વસાહતની યોજના ઘડવામાં આવે તેની ઘણી શક્યતા છે. હિંદે આવા માર્ગ લેવાની ખાસ જરૂર છે.

('જન્મભૂમિ,' તા. ૧૦:૪:'૩૮)

## ૯ ખેડા જિલ્લાના ખેડૂત ભાઇઓને સૂચના

### આંબાવાડીઓ માટે સસ્તા દરથી મળતું મીઠાનું ખાતર

ખેડા જિલ્લામાં દેશી તેમજ કલમી આંબાનાં ઝાડોને મીઠાનું ખાતર ગુણકારી હોય એવું અનુભવવામાં આવ્યું છે. સરકાર તરફથી ખાવાના મીઠા કરતાં ઘણા સસ્તા ભાવથી ખાતરના ઉપયોગ માટે મીઠું આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

છેલ્લાં ચાર વર્ષથી ખેડા જિલ્લાના ખેડૂતભાઇઓએ ખેડા જિલ્લાના ખેતીવાડીના 'ઇન્સ્પેક્ટર, મુકામ આણંદ,' એમની મારફતે મીઠું મંગાવી પોતાનાં ફળાઉ આંબાનાં ઝાડોને ખાતર તરીકે આપ્યું છે. સારી સ્થિતિવાળા ઘણા ખેડૂતો ખાવાનું મોઘું મીઠું ખરીદી પોતાનાં ઝાડોને આપે છે, પરંતુ સસ્તા ભાવથી ખાતર માટે મીઠું મેળવવાની યોજનાની ખબર ઘણાને નથી. મીઠાનું ખાતર ફક્ત ફળાઉ આંબાના ઝાડોને અપાય છે. કુફળ (ફળ નહિ આપતા) આંબાને મીઠું આપવું નહિ.

આંબાને મીઠું આપવાનો વખત અને પ્રમાણ:

મીઠું ઓગસ્ટ સપ્ટેમ્બર માસમાં દર ઝાડ દીઠ ૧૫ રતલ અપાય છે, પરંતુ તે નીચે જણાવેલાં ખાતરો સાથે મિશ્રણમાં આપવાથી વધુ ફાયદાકારક છે: મીઠું રતલ ૧૫, હાડકાંનો ભૂકો રતલ ૧૫, રાખ રતલ ૧૫, છાણિયું ખાતર ૨–૩ ટોપલા. ઉપર જણાવેલું સર્વ ખાતર ભેળસેળ કરી ફળ આપતાં મોટાં ઝાડોને ઓગસ્ટ–સપ્ટેમ્બર માસમાં દરેક ઝાડ દીઠ આપવું. જેટલી જગ્યામાં ઝાડ ફેલાયું હોય તેટલી જગ્યામાં થડથી આશરે ૩ ફુટ દૂર નાળી ગોડ આપવો.

મોટાં આંબાવાડીઆં, જેમાં વચ્ચે પેટા પાક બિલકુલ લઇ શકાતા ન હોય તેમાં વરસાદની શરૂઆતમાં વીઘે મણથી દોઢ મણ સુધી શણ વાવી દેવા અને તેને ફૂલ આવતા પહેલાં હળથી ખેડી જમીનમાં દાબી દેવા. આંબાવાડીઆંની જમીન વારંવાર ખેડી સાફ રાખવી.

ખાતર માટે મીઠું મેળવવા શું કરવું?

એપ્રિલ માસ આખર સુધીમાં 'ખેડા જિલ્લાના ખેતીવાડીના ઇન્સ્પેક્ટર, મુકામ આણંદ,' એમને અરજી કરવી. મીઠું કેટલું જોઇશે ને બંગાળી મણમાં જણાવવું. પછી એઓ તરફથી મીઠું મેળવવાનો પાસ વિના મૂલ્યે મોકલી આપવામાં આવશે. મીઠાની કિંમત નીચે પ્રમાણે છે:

૧. એક મણ બંગાળી મીઠાની કિંમત રૂા. ૦-૮-૦.

૨. એક મણ બંગાળી મીઠાના બારદાન ખર્ચના રૂા ૦-૧-૧૦.
(એક ગુણમાં ૩ મણ બંગાળી મીઠું માય છે).

૩. એક બંગાળી મણે મજૂરી, માગફત વગેરે ખર્ચના રૂા. ૦-૦-૮.

મીઠાનો પાસ મળ્યેથી તે પાસ ટપાલથી તથા ઉપર જણાવેલે હિસાબે દર બંગાળી મણે રૂા. ૦-૧૦-૬ પ્રમાણે નાણાં મની ઓર્ડરથી નીચે જણાવેલે સરનામે મોકલી આપવાં.

મે. મેનેજર સાહેબ, મેઇન સૉલ્ટ સ્ટોર, ખારાઘોડા

('ગુજરાત સમાચાર,' તા. ૨૫:૩:૧૯૩૮).

## ૧૦. વિમાન ટપાલના (Air Mailના) દર

ગયા અંકમાં પૃષ્ઠ ૨૭૫ ઉપર વિમાન ટપાલના દર આપેલા છે, તેમાં કેટલીક ભૂલો રહી ગઇ છે, માટે તેમાં નીચે પ્રમાણે સુધારીને વાંચવું:

क. "હિંદુસ્થાનમાં કોઇ પણ સ્થળે મોકલવાના કાગળ ઉપર તેના સાધારણ દર ઉપરાંત એક આનો વધારે ..." એમ છપાયું છે, તેને બદલે "હિંદુસ્થાનમાં કોઇ પણ સ્થળે મોકલવાના કાગળ ઉપર તેના સાધારણ દર ઉપરાંત દર તોલે એક આનો વધારે..." એમ વાંચવાનું છે.

તે જ કલમમાં છપાયું છે કે "એર મેલને માટે બર્મા અને સિલોનનો સમાવેશ હિંદુસ્થાનમાં થતો નથી." પણ સિલોનને માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે "કાગળો ને પૅકેટો ઉપર સાધારણ દર ઉપરાંત દર તોલે એક આનો અને પોસ્ટ કાર્ડ ઉપર અર્ધો આનો વધારે પડશે."

અને પછી તો બર્મા માટે પણ એમ ઠરાવવામાં આવ્યું છે કે "કાગળો ઉપર સાધારણ દર ઉપરાંત દર તોલા દીઠ દોઢ આનો અને કાર્ડ ઉપર અર્ધો આનો વધારે પડશે."

ड. "હિંદુસ્થાનમાં જે કાગળો ઉપર વજન પ્રમાણે ઉપરને દરે પોસ્ટલ સ્ટેમ્પ ચોઢ્યા હશે તે કાગળો વિમાન ટપાલમાં જશે ને બાકીના કાગળ સાધારણ ટપાલમાં જશે." આમ સુધારી લેઇ નીચેનો ભાગ એ કલમમાં ઉમેરી

લેવો: "હિંદુસ્થાન, સિલોન, બર્મા સિવાય સમસ્ત અંગ્રેજી રાજ્યની બધી પ્રથમ વર્ગની ટપાલ—એટલે કે પત્રવ્યવહારના કાગળ, પોસ્ટ કાર્ડ અને કાગળને દરે પોસ્ટલ સ્ટેમ્પ ચોઢેલા આર્ટીકલો—વિગાની ટપાલમાંજ જશે (એટલે કે સ્ટીમર ટપાલમાં નહિ જશે), અને તેના ઉપર દર અર્ધો ઔંસે અઢી આનાના સ્ટેમ્પ ચોઢવા જોઇશે."

"બીજા વર્ગની ટપાલ—એટલે કે છાપેલા કાગળો, વ્યાપારી કાગળો, સેમ્પલો, પેકેટો, પાર્સલો વગેરે હાલની પેઠે સ્ટીમર ટપાલમાં જશે ને તેના પોસ્ટલ દર હાલ છે તેજ છે."

## ૬૧. બ્રહ્મદેશના (Burmaના) જમીન ટપાલના દર

ગઇ તા. ૧ : ૪ : ૧૯૩૮થી બ્રહ્મદેશ (Burma) જનારી જમીન ટપાલના દર આ પ્રમાણે ઠર્યા છે: કાગળના પહેલા એક તોલા ઉપર દોઢ આનો અને પછી દર તોલે એક આનો વધારે. કાર્ડનો એક આનો. છાપેલા કાગળો, વ્યાપારી કાગળો અને પેકેટો ઉપર પહેલા પાંચ તોલા ઉપર પોણો આનો અને પછીના દર પાંચ તોલા દીઠ અર્ધો આનો. રજિસ્ટર્ડ વર્તમાનપત્રોની દરેક નકલ ઉપર દરેક દર દશ તોલે અર્ધો આનો.

—*—

## ગ્રંથપરિચય

૩૮. **ખરી કેળવણી:** લેખક—મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૧૪+૪૫૮, કિંમત બાર આના. થોડાજ સમય ઉપર કંઇ વાતો કરતાં એક ભાઇને મેં પૂછેલું: "આ નવી ભાવનાઓ વાળી કેળવણીને 'રાષ્ટ્રીય' કેળવણી શા માટે કહેતા હશે? શું ઇરાન, ઇરાક કે અફગાનિસ્તાનમાં આજ કેળવણી, અનુકૂળ થોડાક ફેરફાર સાથે, અપાય તો તે ઇષ્ટ નથી? ત્યારે એને કોઇ એક દેશ 'રાષ્ટ્રીય' કેમ કહી શકે? હું તો માનું છું કે સમસ્ત માનવજાતિને ઇષ્ટ આ કેળવણીને 'રાષ્ટ્રીય' નહિ, પણ 'સાચી' કેળવણી કહેવી જોઇએ." અને ત્યાર પછી થોડે જ દિવસે, આજે આ 'ખરી કેળવણી'નું પુસ્તક આપણા હાથમાં આવી પડે છે. સર્વ પ્રકારની કેળવણીને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પણ સ્પર્શતા, ગાંધીજીના સમસ્ત લેખોનો ને ભાષણોનો આ પુસ્તકમાં સંગ્રહ છે. કોઇ કોઇ સ્થળે એમાંના વિચારો સાથે મતભેદ પડે પણ ખરો, પણ ગાંધીજી એવા સમર્થ વિચારક છે કે તેમના એકે એક વિચારનો ગંભીર અભ્યાસ કરવો ઘટે. દેશમાં કેળવણીનું કલેવર ફેરવી નાખવાના આજે સમર્થ પ્રયાસો થઇ

રહ્યા છે તેવે પ્રસંગે પ્રકટ થએલું આ પુસ્તક આપણ સૌને સહાયક થઇ પડશે. કેળવણી સંબંધે વિચાર કરનાર એકે એક ભાઇબેને, પાણીને મૂલે વેચાતું આ પુસ્તક ખરીદીને, એનો ગંભીર અભ્યાસ કરવો ઘટે.

૩૯. **ગ્રામભજનમંડળી:** સંપાદક–જુગતરામ દવે; પૃષ્ઠ ૮+૯૪, કિંમત બે આના. ગામડાંમાં હજી રાતે ભજનમંડળીઓ બેસે છે ને ભજનો ગાય છે. આ નવજુગને અનુકૂળ થઇ પડે એવાં જૂનાં અને દેશના પુનરુત્થાન માટે ચાલી રહેલી વર્તમાન હીલચાલને પ્રસંગે રચાએલાં નવાં, એમ બંને પ્રકારનાં ભજનોનો આમાં સંગ્રહ છે. યોજના એવી છે કે રોજનાં દશ, એમ સાત દિવસ બેસનાર મંડળી માટે ૭૦ ભજનો ગોઠવ્યાં છે. ભજનમંડળીઓને બહુ ઉપયોગી છે.

ઉપરનાં બે પુસ્તકના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૪૦. **મહાસભાના પ્રમુખો:** લેખક–સોમભાઇ પટેલ; પ્રકાશક–સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, ન્યુ ઇરા સ્કૂલ, મુંબઇ ૭; પૃષ્ઠ ૧૬+૨૦૪, કિંમત રૂા. ૧. હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં આજ સુધીમાં ૫૧ અધિવેશન થયાં, તે દરેક અધિવેશનના પ્રમુખની છબિ સાથે તેમનાં ટૂંકાં જીવનચરિત આ પુસ્તકમાં આપ્યાં છે. પુસ્તક એટલું સરસ રીતે લખાયું છે, કે તેની બીજી આવૃત્તિ નવજ દિવસમાં કાઢવી પડી છે. આપણા ગુજરાતી સાહિત્યમાં આવું આ પ્રથમજ બને છે એમ માનું છું. દરેક વિદ્યાર્થીએ તો આ પુસ્તક જરૂરજ વાંચવું ઘટે, બીજા પણ વાંચે.

૪૧. **જ્યોતિસંઘ:** પ્રકાશક–લીલાવતી દેસાઇ, જ્યોતિસંઘ, મગનભાઇની હવેલી, રાયપુર, અમદાવાદ; પૃષ્ઠ ૩૬, કિંમત ત્રણ આના. હરિપુરા મહાસભાને પ્રસંગે નીકળેલી કાર્યનોંધની આ પુસ્તિકા સૌ સમાજસેવકોએ વાંચવી ઘટે છે. સંઘની સંચાલિકા બેનો ગુજરાતના નારીસમાજની કેવી સુંદર સેવા બજાવી રહી છે તે આ પુસ્તિકાને પાને પાને પ્રકટ થાય છે. બેનોના કાર્યપ્રદેશના એકે એક વિભાગ તરફ દૃષ્ટિ રાખીને સંઘ કેવું સુંદર કામ કરી રહ્યો છે તેનું પુષ્કળ ચિત્રો આપીને દર્શન કરાવ્યું છે. સૌએ આ સુંદર પુસ્તિકા વાંચવીજ ઘટે, એટલુંજ નહિ પણ સંઘને સૌએ યથાશક્તિ ધનની તો સહાયતા આપવીજ ઘટે, 'ઓ ધનના ધણી ધર્મ તમારો.'

૪૨. **ઇલેક્ટ્રોકલચર એ શું છે?** ગ્રામોન્નતિ પુસ્તક માળા, પુસ્તક ૧લું: લેખક–સોમાભાઇ ડીશાભાઇ પટેલ, સુણાવ (વાયા આણંદ); પ્રકાશક–જૂઠાભાઇ અમરશી શાહ, હરિજન આશ્રમ, સાબરમતી; પૃષ્ઠ ૨૮, કિંમત ૦–૨–૦

(ટપાલખર્ચ માફ). વિજળી લગાડીને શરીરના રોગ દૂર કરવામાં આવે છે એ તો આપણે જાણીએ છીએ. પણ ડૉ. નેહરુ નામે વિજ્ઞાનશાસ્ત્રીએ અનેક પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યું છે કે એવી રીતે જીવમાત્રના અનેક રોગ દૂર કરવામાં આવે છે અને નિર્બળને સબળ કરવામાં આવે છે. આનો લાભ ખેતીમાં બહુ સારી રીતે લેઇ શકાય એમ છે. એથી ગાયભેંસનું દૂધ વધે છે તેમજ ગુણે સમૃદ્ધ બને છે. શેરડી, કપાસ, ઘઉં, કોબેજ, ટમેટા, બટાટા, હળદર, ડુંગળી, મકાઇ, મરચી, બાજરી, કાંગેર વગેરે સૌ ઓછે પાણીએ વધારે ઉપજ આપે છે. વળી વિજળી આપેલું પાણી પાકના જીવજંતુનો પણ નાશ કરે છે. અને સૌથી સારી વાત તો એ છે કે કોઇ પણ ખેડૂત પોતેજ, શરૂઆતની થોડે ખર્ચે, વિજળી આપવાનું કામ કરી શકે છે. એક જ ઉદાહરણ: વાયવ્ય પ્રાન્તોના ખેતીવાડી ખાતાના ફાર્મમાં એકરે સરેરાશ ૨,૮૪,૩૮૯ રતલ ઘઉં થતા, પણ વિજળી આપેલાં બીજ વાવ્યાથી ૩,૪૨,૧૯૭ રતલ પાકયા! સારા સારા વિદ્વાનોએ પ્રયોગો કરીને આપેલા અભિપ્રાયો પુસ્તકમાં ટાંકયા છે તે ઉપરથી ખાત્રી થાય છે કે વાત સાચી જ છે. માણસના અને પશુના શરીરને પણ આ પ્રકારે વિજળી આપવાથી અનેક લાભ થાય છે. સૌ ખેડૂતોએ આ સસ્તું ને નાનું પુસ્તક વાંચી જવું જોઇએ ને પછી વિશેષ માહિતી જોઇએ તેમણે ઉપર જણાવેલા બેમાંથી કોઇ પણ સ્થળેથી માહિતી મેળવવી.

**૪૩ ખેતીનાં મૂળતત્ત્વો, ભાગ ૧ (જમીન, પાણી, ઓજાર)**: લેખક અને પ્રકાશક—માર્તંડ શિવભદ્ર પંડ્યા, બી. એજી., બી. એસસી., સરકારી ફાર્મ, ભરૂચ; પૃષ્ઠ ૮૮, કિંમત રૂ. ૦—૬—૦. આ પુસ્તકમાં જમીનની ઉત્પત્તિ, રચના અને પૃથક્કરણ સંબંધે લેખકે પ્રાથમિક શિક્ષણ માટે ઉપયોગી થઇ પડે તેવી માહિતી સાદી અને સરળ ભાષામાં લંબાણથી રજુ કરી છે. જમીન સંબંધે પ્રાથમિક જ્ઞાન મેળવવા જે કોઇ ઇચ્છતું હોય તે આ પુસ્તકના વાચનથી સારો લાભ ઉઠાવી શકશે. જમીનની પરીક્ષા એ બહુ અઘરી બાબત છે. આજુબાજુની પરિસ્થિતિનો અનુભવ, જમીનના નાના મોટા રજકણોનું પ્રમાણ, રાસાયણિક પૃથક્કરણ, વગેરેની પરીક્ષા માટે જરૂર રહે છે. આ દિશામાં ઠીક ઠીક જાણવાનું આ પુસ્તકમાંથી મળી રહે તેમ છે. છોડ કેવી રીતે પાણી લે છે અને તેથી પાક સારો લેવો હોય તો કેવી રીતે જમીનને પાણી આપવું જોઇએ તેનો વિચાર કરનારે આ પુસ્તક વાચવું ઘટે. ખેતીઉપયોગી ઓજારો સંબંધેની હકીકત પણ લેખકે પ્રાથમિક શિક્ષણ માટે ઉપયોગી થઇ પડે તેવી રીતે રજુ કરી છે. લેખકે ખેતીનાં મૂળતત્ત્વો રજુ કરવામાં એકંદરે ઘણો સારો

પ્રયત્ન કરેલો છે. ખેતીવાડી શીખવતા વર્ગોમાં આ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે પણ દાખલ કરી શકાય. શિ. જે. પટેલ

**૪૪. બાલભાગવત,** શ્રી સયાજી બાલજ્ઞાનમાલા, પુષ્પ ૭૮, વાર્તાગુચ્છ: લેખિકા–અ. સૌ. મંજુદેવી માર્તંડરાવ પંડ્યા, રામજી મંદિરની પોળ, વડોદરા; પૃષ્ઠ ૧૬+૯૨, છબિ ૫, મૂલ્ય આઠ આના. ભાગવતમાંથી જુદી જુદી વાતો સરળ અને સાદી ભાષામાં બાળકોને માટે ઉતારી છે. પ્રયત્ન સારો છે. પુસ્તકની આ બીજી આવૃત્તિ છે, તે એની લોકપ્રિયતા સૂચવે છે. સો. ભા.

**૪૫. ગ્રામદેવતા:** લેખક–મહીજીભાઈ કાળિદાસ પટેલ, (નાપાડ, તા. આણંદ) હાલ દારેસલામ; પ્રકાશક–દુર્લભદેવ વ્રજલાલ પરીક્ષક, દારેસલામ; પાકું પૂંઠું, પૃષ્ઠ ૮+૪૫૬, કિમ્મત રૂ. ૧–૮–૦ (૩ શિલિંગ). ગામડાંના ઉદ્ધાર માટે યોજાતી અનેક યોજનાઓના આ યુગમાં ગ્રામજીવનનાં સારાં સારાં તત્ત્વોનો ખ્યાલ આવે તેવી વાર્તાઓ લખાય એ જરૂરનું છે. આ દિશામાં 'ગ્રામલક્ષ્મી' અને 'દીનેશ'ના લેખકોએ પોતાની સિદ્ધ શૈલીથી વાચકોને ગામડાના જીવન માટે સારો રસ ઉત્પન્ન કર્યો છે. 'ગ્રામદેવતા' પણ તે દિશામાં એક ઉમેરો છે. શહેરી વાતાવરણમાં ઉછરેલો સેવાપરાયણ સિદ્ધાન્તવાદી નવલચન્દ્ર ગામડાંના ઉદ્ધાર માટે પોતાનું ઉજ્જવળ ભાવી છોડી ગામડાંમાં જઈ સામાન્ય ખેડૂતની માફક આખું જીવન જીવે છે, તેમજ તેની સેવાથીજ મુગ્ધ બનેલી શ્રીમંત નવલિકા તેને પરણી ગામડાંમાં જઈ સામાન્ય ખેડૂત સ્ત્રીઓના જીવનમાં કરવાં પડતાં બધાં ઘરકામ જાતે કરવામાં જીવનની કૃતકૃત્યતા સમજે છે, એ આ નવલિકાની વિશિષ્ટતા છે. પણ ગામડાંના લોકો માટે લખાએલી આ કથામાં કોઈ જગાએ ઘૃણા ઉપજાવે તેવો શૃંગાર વાંચતાં સૂગ ચઢે છે! નવલકથાની દૃષ્ટિએ તેનું મૂલ્યાંકન કેટલું છે તે ચર્ચવાનું આ સ્થળ નથી, છતાં ગામડાંમાં કામ કરનારને ડગલે ને પગલે જે પારાવાર મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કરવો પડે છે તેવી મુશ્કેલીમાંથી આ કથાના નાયકને પસાર થવું પડતું હોય અને નાયકની કસોટી થતી હોય તેવું જણાતું નથી. વાર્તાની ગૂંથણીમાં મજૂરોનો પ્રશ્ન, દારૂનિષેધ, હરિજનોનો પ્રશ્ન, લોકશિક્ષણ વગેરે જેવા હાલના યુગમાં ચર્ચાતા પ્રશ્નો અલાઉદીનના જાદુઈ ફાનસની મદદથી ઝપાટાબંધ સફળ થતા હોય તેમ હાથ ધર્યા છે. કેટલેક અંશે ગામડાંના જીવન માટે રસ ઉત્પન્ન કરે તેવું આ પુસ્તક છે અને તે રીતે લેખકનો આ પહેલો પ્રયત્ન, ઘણી ત્રુટીઓ હોવા છતાં, આવકારને પાત્ર છે. આ. ન.

**૪૬. કિસાન (જાહેરનામું):** પૃષ્ઠ ૨૭, કિંમત બે પૈસા. આમાં અખિલ

હિંદ કિસાનસભાનું જાહેરનામું–સભાનો ઉદ્દેશ અને કિસાનોનું હક્કપત્રક, યોજના અને બંધારણ–આપ્યું છે. (૪૭). **બિહાર કિસાન:** પૃષ્ઠ ૫૪, કિંમત એક આનો. આમાં બિહાર કિસાન સભાની પ્રવૃત્તિઓનું વર્ણન છે. ત્યાંની ધારાસભામાં મહાસભાવાદી પ્રધાનો કિસાનોનું હિત સાધવા નિષ્ફળ નીવડ્યા છે અને એકંદર મહાસભા તરફથી પણ એ કિસાન સભા પ્રત્યે સહાનુભૂતિ મળી નથી, કંઇક વિરોધભાવ થયો છે, એવી આ પુસ્તિકામાં ફરિયાદ છે. બેશક, દેશે અને મહાસભાએ કિસાન–સભાઓની–સંઘોની અવગણના કર્યે હવે નહિજ પાલવે. એ સભાઓએ ને સંઘોએ પણ જાણવુંજ જોઇશે કે આજે તો ધીકતો પ્રશ્ન દેશની સ્વતંત્રતાનો છે, એ મળ્યે કિસાનોનું ને સમસ્ત પ્રજાનું હિત ઉકેલતાં વાર નહિ લાગે; માટે આજે તો તેમણે પોતાની સૌ પ્રવૃત્તિઓ મહાસભાને બળવાન કરવામાં અને એમ કરીને દેશને સ્વતંત્ર બનાવવામાંજ કામે લગાડવી ઘટે.

ઉપરનાં બે પુસ્તકના પ્રકાશક: લોકનાદ કાર્યાલય, દીલ્હી ચકલા, અમદાવાદ.

૪૮. **માંગલિક ગીતમાળા:** કર્તા અને પ્રકાશક–શ્રી. લવજી કરશન ભક્ત, શ્રી. ફતેપુર ભોજા ભક્તની જગ્યા, અમરેલી; પૃષ્ઠ ૧૩+૧૧૨, કિમ્મત ૦–૧૦–૦. માંગલિક પ્રસંગોએ ગાવાનાં નૂતન ભાવવાહી ગીતોને જરૂર અવકાશ છે. કર્તાએ એવા પ્રયત્નની શરૂઆત કરી છે, એ ઇચ્છવાજોગ છે; પણ ગીતોના લય ઘણાખરા કાઠિયાવાડી હોઇ ગુજરાતની બેનોને મોઢે ચઢવામાં તે કઠણ પડે. કેટલીક જગ્યાએ ગીતનો પ્રાસ મેળવવાને માટે શબ્દોને થોડોક વળાંક આપવો પડ્યો છે, અને ગાતાં પણ ક્ષતિ અનુભવાય છે. પૃષ્ઠ ૧૦, ગીત ૧૦મામાં પૂર્વ તરફનું મુખ કરાવીને સાયંસંધ્યા કરાવે છે તે યોગ્ય નથી; એ રીતે આખું ગીત વિરોધસૂચક બને છે. થોડાંક ગીત ભાવવાહી છે. કર્તાએ ભાષાશુદ્ધિ ને જોડણીશુદ્ધિ સાચવી હોત તો સારૂં થાત. 'ઉપેન્દ્ર'

૪૯. **રાસનલિની:** ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, વર્ષ ૧લું, પુસ્તક ૩જું: પૃષ્ઠ ૩૦+૧૮૪, કિંમત વાર્ષિક ફાળે ૦–૧૨–૦ ટપાલખર્ચ માફ, છુટક ૧–૦–૦ ટપાલખર્ચ જૂદું. રાસજગતમાં હવે તો ભાઇ કેશવ હ. શેઠનું નામ એટલું બધું જાણીતું છે કે એમની ઓળખાણ આપવા જેવું રહ્યું નથી. એમના રાસો ગૂજરાતની જનતાએ વધાવી લીધા છે એજ બતાવે છે કે એમના રાસ કેટલા સારા હશે. રાસનલિની આપીને ભાઇ શેઠ વળી એમાં વધારો કરે છે. રાસનલિનીમાં ભાઇ શેઠે 'સમ્બોધન,' 'કન્યાવેલ,' 'ફૂલક્યારી,' 'બાલવાડી,' 'વગડો,' 'તપોવન,' 'આમ્રલીલા,' 'સમર્પણ' અને 'વ્હાલું વતન' એમ ૯ ભાગમાં એમના રાસોની વિભાગવાર વહેંચણી કરી છે. ભાઇ શેઠનો સંગ્રહ સારો છે.

**૫૦. મંદારમાલા:** ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, વર્ષ ૧લું, પુસ્તક ૮મું: પૃષ્ઠ ૬+૧૬૪, કિંમત વાર્ષિક ફાળો ૦–૭–૦ પોસ્ટેજ માફ, છૂટક ૦–૧૨–૦ ટપાલખર્ચ જૂદું; ભાઇ કેશવ હ. શેઠની ટૂંકી નવલિકાઓનો આ સંગ્રહ છે. એમાં જુદી જુદી ૧૨ વાર્તાઓ છે. બધી યે વાતો નારીજીવનને લગતી છે. ગૂજરાતી સાહિત્યમાં હમણાં હમણાં ટૂંકી નવલિકાઓ સારા પ્રમાણમાં લખાય છે. ટૂંકી નવલિકાઓ વિષે હમણાંજ વડોદરામાં શ્રી. સયાજીરાવના જન્મદિવસના અરસામાં ગોઠવાએલી વ્યાખ્યાનમાળામાં 'પ્રસ્થાન'ના આદ્ય તંત્રી શ્રી. રામનારાયણ પાઠક બોલ્યા હતા કે ટૂંકી નવલિકાઓમાં લેખકે એ સાવચેતી રાખવાની છે કે નવલિકાનું લખાણ આજુબાજુને નહિ સ્પર્શતાં સીધે સીધું પોતાની ગતિમાં ચાલ્યું જવું જોઇએ, એમાંજ નવલિકાની ખૂબી છે. એમણે બીજાં ભયસ્થાનો વિષે પણ ઉલ્લેખ કર્યો હતો. એ રીતે જોતાં આ સંગ્રહ આવકારદાયક છે.

ઉપરનાં બે પુસ્તકોના લેખક–શ્રી. કેશવ હ. શેઠ; પ્રકાશક–નવચેતન સાહિત્યમંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. **સો. ભા.**

**૫૧. તપોવન:** લેખક–ગોવિંદ હ. પટેલ, ધર્મજ; પ્રકાશક–પટેલ ગોરધનભાઇ કિશોરભાઇ, એડવોકેટ, નંદાનંદ, અલકાપુરી, વડોદરા; પૃષ્ઠ ૨૮+૧૧૦, એક છબિ, કિંમત બાર આના. 'તપોવન' અને 'યજ્ઞશિખા' નામનાં બે લાંબાં કાવ્યોનો આ સંગ્રહ છે. 'તપોવન'માં 'સાવિત્રી અને યમ'ના પ્રસંગની કથા છે, 'યજ્ઞશિખા'માં શીખ ગુરુઓમાંના એકના બલિદાનની કથા છે. રજુ કરવાની રીત સામાન્ય છે, છતાં કર્તાની એની પાછળ દષ્ટિ છે એમ જણાઇ આવે છે. પરિચયમાં ભાઇ શાન્તિલાલ ઠાકરે લખ્યું છે તેમ સાચેજ કવિ વારે વારે આધ્યાત્મિકતા તરફ ઢળી જાય છે. કેટલાકને એમાં કવિતાની ખૂબી જણાશે અને કેટલાકને કદાચ એ દોષપાત્ર લાગશે. પણ બધીય રીતે બંને કાવ્યો વાંચવા સરખાં છે અને એ રીતે ગૂજરાતી જગતને આવાં કાવ્યો આપવા બદલ લેખકને ધન્યવાદ ઘટે છે. **સો. ભા.**

**૫૨. નવાં ઉખાણાં,** નરોત્તમ બાલ ગ્રંથાવલી, પુસ્તક ૧લું: લેખક–વલ્લભજી સુંદરજી કવિ; પ્રકાશક–શ્રી બાલવાચન પ્રકાશન મંદિર, રાજકોટ; પૃષ્ઠ ૩૨, એક છબિ, કિંમત ત્રણ આના. ચોપડી સારી છે. ઉખાણાં બાલોચિત છે. ઉખાણાં પોતેજ એવાં છે કે તે બાળકના હૃદયમાં કુતૂહલ ઉત્પન્ન કરે છે, તો પછી સંપાદકે સમજુતી શા માટે આપી હશે એ સમજણ પડતી નથી. સમજુતી ન આપી હોત તો ચોપડી વધુ સુંદર લાગત અને એ રીતે એનો હેતુ વધુ પાર પડત. બાકી બાળકોને ઉખાણા વાંચતાં મઝા પડશે. **સો. ભા.**

*

**૧૬. હાસરા કપડવંજ તાલુકા લાર ખેડૂત મંડળની તપાસ સમિતિનો અહેવાલ–૧૯૩૮,** ડાકોર. **(૧૭) ગુજરાત હરિજન સેવક સંઘ:** પાંચમા વર્ષનો હેવાલ, ૧૯૩૬–૩૭. **(૧૮) ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ** (દાદાભાઇ નવરોજી વાચનાલય): સંચાલક–ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. **(૧૯) જ્યોતિસંઘ,** મગનભાઇની હવેલી, અમદાવાદ: આભારનોંધ, હિસાબો, ફાળાઓની નોંધ, ૧૯૩૬–૩૭.

---*---

## પ્રસંગકથા

### હરિજનોની વહારે સરકાર

"મુંબઇ, તા. ૨૪. 'સરકારની એ માન્યતા છે કે શેડયુલ્ડ જાતિના પ્રાથમિક સામાજિક હક્કોને સંરક્ષવા વધારે કડક પગલાં લેવાનો સમય હવે આવી પહોંચ્યો છે.' હરિજનોને આ હક્કો આપવા માટે પગલાં ભરવાની જરૂરિયાત ઉપર ભાર મૂકતી સરકારની યાદીમાં ઉપર પ્રમાણે જણાવવામાં આવ્યું છે. યાદીમાં વધુ જણાવવામાં આવ્યું છે કે સરકારના બધા અમલદારોને આ સંબંધમાં, જ્યાં શેડયુલ્ડ વર્ગોને આ હક્કો ભોગવતા અટકાવવામાં આવે એ બધા કેસોમાં, સખ્ત હાથે કામ લેવાનું જણાવી દેવામાં આવ્યું છે, ખાસ કરીને સરકારે નીચેનાં પગલાં લેવા જણાવ્યું છેઃ (૧) કેસ માંડનાર સત્તાધારીઓએ શેડયુલ્ડ વર્ગો માટે પીવાના પાણીના બગાડના કેસોમાં ગુના માટે સખ્ત-સજા માટે કોર્ટમાં દબાણ કરવું. (૨) એક સ્થાનિક સંસ્થા આ બનાવમાં પૂરતી ચેતવણી આપવા છતાં સરકારની આ નીતિને અમલમાં મૂકવા નિષ્ફળ નીવડે તો એવા બનાવોમાં સ્થાનિક અમલદારોએ એવી સંસ્થાઓને સરકાર તરફથી અપાતી વોલંટરી ગ્રેન્ટમાં કાપ મૂકવાની અથવા રદ કરવાની ભલામણ કરતાં ખચકાવું જોઇએ નહિ. (૩) જો સ્થાનિક સંસ્થા જાણીબુઝીને અને ચાલુ આ બાબતમાં સરકારના હુકમોની અવગણના કરે અને જાહેર કૂવાઓ અને તળાવો બધી જાત અને વર્ગ માટે ખુલ્લા મૂકવાની તેની ફરજ બજાવવામાં નિષ્ફળ જાય તો સ્થાનિક અમલદારોએ વિલંબ વિના આવા કેસો સરકારને લખી જણાવવા અને સરકાર આવા સામે થતા કેસોમાં સ્થાનિક સંસ્થાને નિષ્ફળ કરાવી વિખેરી નાખવી અથવા બદલી નાખવા ખચકાશે નહિ. યાદીના અંતમાં જણાવવામાં આવ્યું છે કે સામાજિક બહિષ્કાર અને બીજા પ્રકારની સત્તામણીઓ સામે જાહેરમત કેળવવા માટે સરકાર સાથે

બધાએ સહકાર કરવા અપીલ કરવામાં આવી છે, જે વિના કારોબારી એકલી આ બાબતોને સંપૂર્ણ અટકાવી શકે નહિ. જ્યાં સુધી તે જાહેર અને સામાજિક હકોને લાગેવળગે છે ત્યાં સુધી અસ્પૃશ્યતા ટાળવાની એ સરકારની નીતિ છે અને આ હેતુ સાધવા બધાં શક્ય પગલાં લેવા ધારે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૫:૩:'૩૮). આવા સખ્ત કાયદાની ચાબુકે આપણને ચલાવવાની સરકારને ફરજ પડે એ આપણે અને સ્થાનિક સંસ્થાઓ માટે શરમભરેલું છે. જાહેર કૂવા તળાવો ઉપર, તેમનો ઉપયોગ સર્વને કરવા દેવાનાં, જાહેર પાટીઆં મૂકવાના હુકમો થયા છતાં બહુ જ ઓછે સ્થાને મુકાયાં છે. એ સંસ્થાના પ્રમુખો જ હરિજનોને એ સંસ્થાઓનો ઉપયોગ કરાવવા પોતાની સાથે લેઇ જાય એવા હુકમો હવે છૂટવાની તેઓ વાટ જુએ છે?

**બાળલગ્ન નિષેધ કાયદા વધારે સખ્ત**

"બાળલગ્નોનો સદંતર નાશ હજી આપણા દેશમાં થયો નથી તે શોકજનક છે. બાળલગ્નના પ્રતિબંધ માટે થોડાં વર્ષો ઉપર 'શારદા' કાયદા નામે ઓળખાતો કાયદો પસાર થયો હતો; પરંતુ તેમાં એટલી બધી છૂટવા બારીઓ હતી, કે એ કાયદાથી બાળલગ્નોની અટકાયત થઇ શકી નથી. આ કારણથી હમણાં એ કાયદાની અંદર સુધારા કરવાનો ઠરાવ વડી ધારાસભાએ કર્યો છે. તેને અનુસરીને હવે એ કાયદાનો અમલ સખ્તાઇથી થશે. અત્યાર સુધી કાયદામાં એમ છે; કે બાળલગ્ન માટેની ફરિયાદ કોઇ ખાનગી સખ્સ જ કરી શકે અને ફરિયાદ સાથે એને રૂા. ૧૦૦ ડીપોઝીટ મૂકવા જોઇએ. હવે આ રકમ જમે મૂકવી પડશે નહિ; તેમજ સરકાર પોતે પણ ફરિયાદ નોંધાવી શકશે. વળી આ ગુન્હા માટે સ્ત્રીઓ સિવાય બીજા સર્વ ગુન્હેગારોને કેદની સજા પણ કરી શકાશે. વળી લગ્ન કરનારાં ચાલુ રહેવાસી બ્રિટિશ હદનાં હોય તો દેશી રાજ્યમાં લગ્ન કરવા છતાંયે તેઓના ઉપર કેસ માંડી શકાશે. આ રીતે બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો અમલ હવે વધુ સખ્તાઇથી અમલમાં મુકાવાની આશા રહે છે" ('સ્ત્રીબોધ,' એપ્રિલ ૧૯૩૮). દરેક લગ્નની વીગતવાર-મિતિ, લગ્ન કરાવનાર બંને પક્ષ-વગેરે હકીકત સરકારમાં નોંધાવવાની ફરજ ગોર ઉપર નંખાવી જોઇએ, એટલે એ બધું ફરિયાદ કરતા કચેરીમાં સાબિત કરવું, હાલમાં જેમ કઠણ ને ખર્ચાળ થાય છે, તેમ ન થાય.

**બાળલગ્ન વિરુદ્ધ નોટીસો**

"નરસંડા, તા. ૨૦. ભરૂચ જિલ્લાના આમોદ ગામના પા. કરસન હીરાભાઇના સાત વર્ષના પુત્રનું લગ્ન જંબુસર તાલુકાના ગજેરા ગામના પા. હાથીભાઇ

હીરાભાઇની પાંચ વર્ષની પુત્રી કાશી સાથે તા. ૨૪:૩:'૩૮ને રોજ ગજેરા ગામમાં થવાનું હોવાથી ગુજરાતના પાટીદાર મંડળના મંત્રી વેણીભાઇ પ્રભુદાસ પટેલે સદરહુ બાળલગ્ન નહિ કરવા કરાવવા વરકન્યાનાં માબાપો અને કન્યાપક્ષના ગોર શંકરલાલ અંબાલાલને તા. ૧૮:૩:'૩૮ને રોજ નોટીસો મોકલી છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૨:૩:૧૯૩૮). બાળલગ્ન થયા પછી લોકને કોર્ટે ખેંચવા, તેના કરતાં અગાઉથી સૂચના આપવી એ સારું છે.

## બાળલગ્ન માટે સજા

ભેટાસીના ઠક્કર જવેરલાલ મોતીલાલના ૧૬ વર્ષના દીકરા પૂંજાલાલનું બાળલગ્ન કહાનવાડીના ઠક્કર ત્રિભુવનદાસ ગરબડદાસની દીકરી છબી સાથે થએલું. ભાઇ વેણીભાઇ પ્રભુદાસ પટેલે એ બાળલગ્નમાં (૧) વરના પિતા જવેરલાલ, (૨) વરનાં માતા રેવાબાઇ, (૩) વરના કાકા નાથાલાલ મોતીલાલ. (૪) કન્યાના પિતા ત્રિભુવનદાસ અને (૫) કન્યાનાં માતા ચંચળબાઇ વિરુદ્ધ ખેડા ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં તા. ૨૧:૧૨:'૩૭ને રોજ ફરિયાદ દાખલ કરેલી. પ્રાથમિક તપાસ થઇ ગયા પછી આણંદ મુકામે તા. ૩:૩:'૩૮ને રોજ ડિ. મેજિસ્ટ્રેટ શ્રી. વૈદ્યની રૂબરૂ કેસ ચાલ્યો. ફરિયાદી તરફથી અમદાવાદ વાળા શ્રી. સૂર્યદત્ત જોઇતારામ ભટ્ટ અને આરોપીઓ તરફથી નડીઆદ વાળા સુપ્રસિદ્ધ રા. સા. સોમાભાઈ શાહ વકીલો હતા. ફરિયાદી પક્ષે શારદા ઍક્ટ વિરુદ્ધ આ બાળલગ્ન થયાનો પુરાવો રજુ કર્યો. આરોપીઓ તરફથી શ્રી. સોમાભાઇએ દલીલ કરેલી કે (૧) કાયદો થયા પહેલાં આ વિવાહસંબંધ બંધાએલો અને (૨) કન્યા મોટી થઇ ગઇ હોવાથી ને તેનો ઋતુકાળ જતો હોવાથી આ લગ્ન કરવાની ફરજ પડેલી. મેજિસ્ટ્રેટે આ બંને દલીલોને ફેંકી દીધી. અને તા. ૫:૩:'૩૮ને રોજ નાપા મુકામે (૩) વરના કાકા નાથાલાલ સિવાયના ચારેય આરોપીને—દરેકને રૂા. ૩૦૦નો મળી—કુલ રૂા. ૧૨૦૦નો દંડ કર્યો. બચાવપક્ષના વકીલે વાંધો લીધા છતાં કંપેન્સેશનના રૂા. ૩૫ ફરિયાદીને આપવાનો કોર્ટે હુકમ કર્યો. આવા દંડ ખાધા છતાં અને સરકારની ને લોકની દૃષ્ટિએ નાલેશી પામ્યા છતાં આપણા લોક ક્યાં સુધી આવાં બાળલગ્ન કરીને બાળકોનું અહિત કર્યા કરશે?

## "પરદાનશીન સ્ત્રીઓનો બળવો

"હમણાં નહાન (પંજાબ) ખાતે પરદાનશીન હિંદુ સ્ત્રીઓએ ભારે ધાંધલ મચાવી એક વૃદ્ધલગ્ન અટકાવી દીધું છે. એ વૃદ્ધ વેપારી પોતાની પત્ની હયાત હોવા છતાં બીજું લગ્ન કરવા તૈયાર થયો હતો. આ લગ્ન અટકાવવા બારેક

પરદાનશીન સ્ત્રીઓ પોતાના બુરખાઓ ફેંકી દેઇ બહાર પડી. લગ્નમંડપ આગળ તેમણે વરઘોડાને 'શરમ! શરમ!' અને 'વૃદ્ધલગ્નનો નાશ હો!' એવા પોકારોથી વધાવ્યો; પણ વરરાજાએ તેમના તરફ કંઇ ધ્યાન ન આપ્યું ત્યારે તેમણે સત્યાગ્રહ કરવાની ધમકી-આપી. જોકે વરરાજા તો અડગ રહ્યા, પણ કન્યા ઉપર તેની ભારે અસર થઇ અને પોતે એ બુઢ્ઢાને કોઇ પણ સંજોગોમાં પરણનાર નથી એમ તેણે આનંદના પોકારો વચ્ચે જાહેર કર્યું" ('પ્રજાબંધુ,' તા. ૧૦:૪:'૩૮). સત્તાપ્રિય પુરુષોને સ્ત્રીઓના આવા બળવાથી પોતાની લાજમર્યાદા હણાતી લાગતી હશે, પણ એક બાળાને બચાવી લેવા માટે બળવો કરનાર એ બધી બેનોને અને છેલ્લી પળે સમજીને બચી જનાર એ બાળાને પણ ખરેજ ધન્યવાદ ઘટે છે.

### બળવાના અનેક પ્રસંગ

અને બેનો જાગે તો બળવો કરવાના અનેક પ્રસંગ આપણી નજર સામે આવી પડે છે. બે જુદે જુદે સ્થળેથી અહુણાજ મને સમાચાર મળ્યા છે કે "સોજીત્રાના પટેલ જુગલભાઇ શિવાભાઇ ધર્મજના પટેલ લાલાજી તુળશીભાઇની પુત્રી બેન કમળા સાથે લગ્ન કરવા આવનાર છે. કન્યાની ઉમર કરતાં વરની ઉમર ત્રણ ગણી એટલે કે ૪૫થી ૫૦ સુધીની છે." આવે પ્રસંગે એવી કુમળી બાળાઓને બચાવી લેવાને માટે બેનોએ બળવો ઉઠાવવોજ રહ્યો. આપણા યુવકો તો શિથિલ થઇ બેઠા છે, એમને તો લહેરજ ભોગવવી છે, એટલે એમના ઉપર વિશ્વાસ રાખીને બેસી રહ્યે હવે બેનોને નહિ ચાલે. પોતાની જાતિના ઉદ્ધાર માટે એમણે તો હવે જાતેજ ઊઠવું જોઇશે.

### લુહાણા યુવતીનો આપઘાત

જો બેનો વેળાસર જાગીને પુરુષોના જુલમ સામે બળવો નહિ ઉઠાવે તો તેમની અવનતિનો પાર નથી. રાજકોટની "નર્મદા નામની લુહાણા યુવતીએ પોતાનાં બે બાળકો સાથે આપઘાત કર્યાના ખબર આવી ગયા છે. એ ખૂન અને આપઘાત પાછળની કારમી સામાજિક સમસ્યાઓ આજે જાણવા મળે છે. આપઘાત કરનાર બાઇને આઠ વર્ષની છોકરી હતી. તે પછી તેને બીજી પણ એક બાળકીજ અવતરી હતી. હજુયે લુહાણા જ્ઞાતિમાં છોકરીનો જન્મ નારાજી મનાય છે, કારણ કે લુહાણા જ્ઞાતિમાં સ્ત્રીઓનું સ્થાન જૂના જમાના જેટલુંજ કચડાતું રહ્યું છે. બીજી બાળકીના જન્મથી તેને કુટુંબે તેના ઉપર હ્યાનત વરસાવવી શરૂ કરી દીધી. એ પહેલાં પણ તેના ધણીનો ને સાસુનો વર્તાવ ત્રાસરૂપ હતો. નર્મદાને લાગ્યું કે તેનો પતિ હવે બીજી સ્ત્રી કરશે. અને,

તેને ભરણપોષણ વગર હાંકી કાઢવામાં આવશે. લુહાણા જ્ઞાતિમાં સ્ત્રીઓને આ રીતે હાંકી કાઢવાના બનાવો નવાં નથી. અને આ સ્થિતિમાં નર્મદાએ જીવવા કરતાં મરવું પસંદ કર્યું અને પોતાની છોકરીઓનું પણ મૃત્યુ જીવન કરતાં તેણે વધારે સારું ગણ્યું હોય એ સ્વાભાવિક છે." પ્રચંડ વેદના અસહ્ય થઇ પડે ત્યારે માણસ પોતાને હાથે પોતાના પ્રાણ કાઢી નાખે! પણ એવી સ્થિતિમાં આવી પડેલી બેનોએ સમજવું ઘટે કે એવી સ્થિતિનું સાચું નિવારણ આપઘાત નથી; પણ જુલમગારો સામે બંડ ઉઠાવવું એ જ છે; અને પેલી પંજાબી બેનો પેઠે અનેક બેનો સહકાર કરે તો બંડ સુસાધ્ય છે ને સફળ પણ છે.

## પત્નીને ડામ દેવા બદલ

"પાટણ તા. ૯. અત્રેના ચંદુલાલ વાડીલાલ સાંડેસરા નામને એક માણસે ગયા ઑગસ્ટ માસમાં પોતાની સગીર વયના સ્ત્રીના શરીર ઉપર સંખ્યાબંધ ડામ દેઇને વ્યથા નીપજાવી હતી. પોલીસે સદરહુ ચંદુલાલની સામે કેસ કર્યો હતો. તા. ૮મીએ તે કેસનો ચુકાદો આપતાં પાટણ મહાલ વહીવટદાર શ્રી. ખેમરભાઇ દેસાઇએ સદરહુ ચંદુલાલને એક માસ સખ્ત કેદ અને ૧૦૦ દંડની સજા ફરમાવી છે" ('ગુજરાત સમાચાર' તા. ૧૧:૨:'૩૮). આવા ક્રૂર પતિઓને આ સજા હજીયે ઓછી છે. પણ સનાતન હિંદુ ધર્મના પતિપત્નીના ખાનગી વ્યવહારમાં આમ હાથ નાખી, પત્ની ઉપરના પતિના કુલમાલકી હકનો સરકાર નાશ કરે છે, એટલા માટે પાટણનું ને સમસ્ત હિંદુસ્તાનનાં સનાતની હિંદુ મહાજનો પોતાના ડૂબતા 'સનાતન હિંદુ ધર્મ'ને તારવા સરઘસો કાઢે ને સભા ભરી વિરોધ જાહેર કરે તો નવાઇ નહિ! આમ હિંદુ પતિના હક્ક લૂંટી લેવાય તો આભ તૂટી પડે ને!

## વડી ધારાસભામાં શરિયત બીલ

લઘુમતિના હક્કનું રક્ષણ કરવાને નામે કેટલાક મુસલમાન અગ્રેસરો આકાશપાતાળ એક કરી રહ્યા છે. હિંદુ-મુસ્લીમના ઐક્યની આશાએ મહાસભા એ અગ્રેસરોનાં આક્રમણો સહન કર્યે જાય છે તેમ તેમ તેઓ અવનવાં આક્રમણ કર્યે જ જાય છે. હમણાં જ વડી ધારાસભામાં મી. કાઝમી નામે એક મુસ્લીમ સભ્યે શરિયત બીલ (Muslim Women Apostasy Bill) રજૂ કર્યું છે. એ બીલનો હેતુ એવો છે કે "કોઇ પરણેલી મુસ્લીમ સ્ત્રી ધર્મ બદલે તોય તેના ઉપર તેના મુસ્લીમ પતિનો હક્ક કાયમ રહે, પણ જો કોઇ પરણેલી હિંદુ સ્ત્રી મુસલમાન ધર્મ સ્વીકારે તો ત્યાર પછી તે પોતાના હિંદુ પતિને પણ મુસલમાન થવાનું કહે અને છતાં તે મુસલમાન થાય નહિ તો તે

સ્ત્રી ઉપરથી તેના હિંદુ પતિના હક ઊડી જાય!" વાહ! આપણામાં કહેવત છે કે 'તારૂં મારૂં સહિયારૂં, મારૂં મારૂં આગવું.' એ કહેવત સાચી પાડવાને જ મારૂ મી. કાઝમીએ આ બીલ ધારાસભામાં આણ્યું હશે! અને વળી હિંદુ-મુસ્લીમ ઐક્યનો આ એક પ્રયાસ હશે અથવા તો લઘુમતી કોમના સંરક્ષણનો પ્રયાસ હશે! અને વળી બીલમાં એમ પણ સૂચવ્યું છે કે "આ કાયદા અનુસાર કંઇ વાંધો પડે તો એવા કેસ મુસ્લીમ ન્યાયાધીશ સમક્ષ ચાલે." એટલે કે કેસના ચુકાદામાં પણ મુસલમાનનેજ લાભ થાય! બેશક સ્ત્રીને કે પુરુષને પોતાનું લગ્નજીવન અસહ્ય થઇ પડે તો તેમને કાયદાથી લગ્નવિચ્છેદની પરવાનગી મળવી જ જોઇએ, પણ આમ એકતરફી ને મુસ્લીમ લાભનેજ ખાતર કાયદા ઘડાય ત્યારે તો એવું આક્રમણ હિંદુઓને અસહ્ય થઇ પડે. આશા છે કે વડી ધારાસભાના સર્વે અમુસ્લીમ સભ્યો અને મહાસભાના સભ્યો આ બીલ ઉડાવી દેશે. હિંદુઓ પોતેજ અનેક રીતે પોતાનો ધર્મ ડુબાવી રહ્યા છે, તેમાં વળી આવાં બહારનાં આક્રમણ થાય તો હિંદુ ધર્મનો નાશ જ છે.

### પેટલાદ તાલુકા પ્રજામંડળ પરિષદ

તા. ૩ : ૪ : '૩૮ને રોજ બાકરોલમાં દરબારશ્રી ગોપાળદાસને પ્રમુખપદે પેટલાદ તાલુકા પ્રજામંડળ પરિષદ ભરાઇ. પ્રજા જાગ્રત થઇ છે એ અતિ આનંદનો વિષય છે. પણ તેનું દૃષ્ટિબિંદુ હજી વધારે વિશાળ થવાની જરૂર છે. પરિષદમાં જે ઠરાવો પસાર છે તે મોટે ભાગે ખેડુતોના હિતના છે, સમસ્ત પ્રજાના હિતના બહુ ઓછા જ છે. સ્હેજ કોઇને એમ જ લાગે કે આ તો 'પ્રજામંડળ'ની નહિ, પણ 'ખેડુતમંડળ'ની પરિષદ છે. વળી ઠરાવોમાં મોટે ભાગે રાજ્ય પાસેની માગણીના છે, પ્રજાએ પોતે પોતાનો ધર્મ કેમ બજાવવો એ વિષે એક પણ ઠરાવ નથીઃ નથી તો અસ્પૃશ્યતાનિવારણ વિષે કોઇ ઠરાવ કે નથી તો સામાજિક ખર્ચ ઘટાડવાનો કોઇ ઠરાવ, જોકે પ્રજા ગરીબ થતી જાય છે એમ કહીને સરકાર પાસે રાહત માગવામાં આવે છે! પોતે પોતાને કંઇ સહાયતા કર્યા વિના જે પ્રજા સહાયના માટે હમેશાં સરકાર સામેજ નજર માંડીને બેશી રહે તેને તે સમસ્ત જગતમાંય કોણ સહાયતા કરી શકશે? ત્યારે ખેડુતે પોતે જાગ્રત થઇ જવું જોઇશે.

### બાર માસની ખેતી

અને વળી ખેડુતોના હિતના જે ઠરાવ એ પરિષદમાં થયા છે, તેમાંય ટૂંકી દૃષ્ટિથી રાહતો માગી છે, વિશાળ હિતના ઠરાવ નથી થયા. ખેડુતની ખેતી બારેય માસ ચાલે એટલા માટે નહેરો–તળાવો થવાં જોઇએ, ખેતીનો પાક

સારા ને કિંમતી ઊતરે એવી યોજનાઓ ઘટે; આજનું ખેતીવાડી ખાતું તો નિષ્ક્રિય અને જાણે પેન્શનખાતું કે પાંજરાપોળ હોય એવું બની ગયું છે, તેને બદલે તે સક્રિય બને અને ખેડૂતોને પ્રોત્સાહન મળે એવી યોજનાઓ થવી ઘટે. આ અને આવા કેટલાક ઠરાવો પરિષદમાં આવવા જોઇતા હતા. માનવીને વસ્ત્રની જરૂર કરતાંયે અન્નની જરૂર વધારે છે—તે નાગો જીવી શકે, ભૂખ્યો ન જીવી શકે. આમ વસ્ત્રઉત્પાદનની કરતાં અન્નઉત્પાદનની જરૂર વધારે છે. છતાં પરદેશી સરકારની રાજ્યનીતિને પરિણામે ખેડૂત બેકાર થઇ ગયો છે, એની પણ સતત નથી કરી શકતો અને માટેજ નિરાશ થએલો ખેડૂત નવરો પડે છે ત્યારે તેણે કાંતીને પણ બે પૈસા મેળવવા પ્રયત્ન કરવો એમ મહાત્માજીએ સૂચના કરવી પડે છે. બાકી આબાદ ખેડૂતને નવરા પડવાનો ને કાંતવાનો અવકાશ ક્યાંથીજ હોય?

### ભેંસ વિરુદ્ધ ગાય

વળી મહાત્માજી અને બીજા દેશનેતાઓ ખેડૂતોને ભેંસને બદલે ગાય રાખવાની સૂચના કરે છે. આર્યો આ દેશમાં આવ્યા ત્યારે ગાયજ પળાતી. એટલાજ માટે રાજાને પણ 'ગોબ્રાહ્મણપ્રતિપાલક' કહ્યો છે. વળી આપણી ધાર્મિક ક્રિયાઓમાં પણ ભેંસ નહિ પણ ગાયજ પૂજાય છે. ત્યારે ખેડૂતોએ અને ખાસ કરીને ગુજરાતના ખેડૂતોએ ગાયને તરછોડી ભેંસને કેમ સ્વીકારી હશે એ પ્રશ્ન ઊભો થાય છે. સમાજનેતાઓએ આ પ્રશ્નનો અભ્યાસ કરવો ઘટે અને તે ખેડૂતો સામે મૂકી તેમને સમજાવવું જોઇએ કે આપણે અમુક મતિભ્રમથી ભેંસને સ્વીકારી, પણ આખરે સરવાળે તો ગાયજ ભેંસના કરતાં વધારે આર્થિક, શારીરિક અને માનસિક લાભ આપે છે. પણ વળી અત્યારે તો ગાયની વિરુદ્ધ પરિસ્થિતિ ઊભી થતીજ જાય છેઃ માત્ર ખેતી ઉપર બળદની જોડ રાખવી પાલવતી નથી, બીજી મોસમમાં ખેતીનો પાક લેઇ જવા ભાડે પણ ફેરવાય ત્યારેજ પાલવે. પણ હવે તો બધો માલ મોટરોથી જાય છે, એટલે એ રીતે બળદ રાખવા ને તેથી ગાય રાખવી ખેડૂતને પાલવે નહિ. આથી ગામડાંનો માલ મોટરોએ નહિ વહેવો એવો પણ કાયદો થવાની જરૂર છે.

### વરણામામાં પ્રેતભોજન બંધ

પણ આગળ જણાવ્યું જ છે કે આપણે જાતેજ જાગ્રત થઇ જવું જોઇશે. રાજા તે કેટલા કાયદા કરશે? અને રાજ્યને કાયદે આપણું તે શું દળદર ફીટવાનું હતું, જો આપણે પોતેજ સમજીને નહિ ચાલીએ તો? સારી વાત છે કે આ નવજુગમાં ક્યાંક ક્યાંક યુવકો જાગતા થયા છે અને નિરર્થક ખર્ચ

ફરતા અટકતા થયા છે. "વરણામા સેવાસમાજના એક કાર્યકર્તા ભાઇ આશાભાઇ પ્રભુદાસ પટેલનાં માતુશ્રી ગં. સ્વ. ફસનબા ગઇ ફાગણ વદ ૩જને રોજ ગુજરી જતાં એમના સંસ્કારી પુત્રોએ બારમાનું અનિષ્ટ જમણ જમાડયું નથી. માત્ર અનાથાશ્રમ તથા કેળવણીના કાર્યમાં યથાશક્તિ દાન કરી ગામમાં એક વધુ સારો દાખલો બેસાડયો છે. કાનમના ભાઇઓ બારમાના અનિષ્ટ ખર્ચથી પાયમાલ થતા બચે અને પોતાનાં તેમજ ભાઇ-પાડોશીનાં બાળકો કેળવવા તરફ પ્રેરાય અને એ રીતે અજ્ઞાનતા ફિટાડે તો કેવું સારું!"

## લાંબી રજાઓમાં વિદ્યાર્થીઓનાં ધર્મકાર્ય

ઉનાળાની લાંબી રજાઓ આવે છે. પરીક્ષાઓનો થાક લાગે, પણ યુવક વિદ્યાર્થીઓ થાકથી લોથ થઇને આખી રજામાં પડ્યા રહે તો એમની જુવાની લાજે! વિદ્યાર્થીઓ કર્તવ્યહીન બને અને રજા જેવો અવકાશનો પ્રસંગ મળે તોય ધર્મકાર્યનો લાભ ન ઉઠાવે તો તેમનું ભણતર લાજે! તેમણે સમાજહિતનાં કંઇ કંઇ ધર્મકાર્ય શોધી કાઢવાં ઘટે અને સંઘ બાંધીને, પ્રસંગે એકલા પણ, એ ધર્મકાર્ય સાધવા યથાશક્તિ પ્રયત્ન કરે. આ માસમાં જ ભાઇ મોતીભાઇ અમીને એક ધર્મકાર્યનો અંગુલિનિર્દેશ કર્યો છે. એમણે ચરોતર એજ્યુકેશન સોસાયટી દ્વારા આણંદ તાલુકામાં 'કેળવણીદીન' ઊજવ્યો. અગાઉથી આખા તાલુકાની ગુજરાતી શાળાઓના શિક્ષકોને આમંત્રી આ દિન ઊજવવા પ્રેરણા કરી અને ગઇ તા. ૧૦મીએ તાલુકાનાં લગભગ સર્વે ગામોએ દા. ન. હાઇ સ્કૂલનાં વિદ્યાર્થીઓ જઇ પહોંચ્યા. કેટલેક સ્થળે એ હાઇ સ્કૂલના શિક્ષકો પણ ગએલા. દિવસ એક જ રાખેલો ને દાનની રકમ પણ પાંચ રૂપિયાથી એક આના સુધીની જ હતી. પણ એ એક જ દિવસમાં આખા તાલુકામાં, શાળાઓના શિક્ષકોની સહાયતાથી, ત્રણેક હજાર રૂપિયા મળ્યા. એ પૈસા કેળવણીની જુદી જુદી શાખાઓમાં વપરાશે. સમાજનો યુવક વિદ્યાર્થીવર્ગ યોજના ઘડી, રજાઓમાં તે પ્રમાણે કાર્ય કરવા મંડી પડે તો થોડા જ સમયમાં સમાજનું કલેવર ફેરવી નાખે. ત્યારે વિદ્યાર્થી બંધુઓ, उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।

---

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

દાવા વગેરે સરકારી કામકાજમાં મંડળના પ્રતિનિધિ તરીકે મંડળના પ્રમુખે કામ કરવા ઠર્યું છે. ચાલુ વર્ષ માટે મંત્રી તરીકે શ્રીમતી શરદબેન મજમુદાર અને શ્રી. રાવજીભાઇ મણિભાઇ નિમાયાં છે. શ્રી. સુભદ્રાબેન શ્રોફ અને શ્રી. સુમતિબેન વૈદ્ય ઉમેદવાર સ્વયંસેવક થયાં છે. શ્રી. હનમાનભાઇ ભાઇલાલભાઇ પટેલને શિક્ષક તરીકે કાયમ કરવામાં આવ્યા છે. નવો અભ્યાસક્રમ નક્કી થયો છે. કાયમી કર્મચારીઓ માટે વેતન તથા પ્રોવિડંટ ફંડની યોજના સુધારવામાં આવી છે.

કન્યાકેળવણીમાં રસ લેનાર એક ભાઇએ વિદ્યાલયના મકાન માટે સરદારશ્રી વલ્લભભાઇ દ્વારા રૂા. ૨૫૦૦૦ આપ્યા છે. તેથી રૂા. ૫૫૦૦૦ના ખર્ચના અંદાજવાળા બે મજલી મકાનમાંથી પહેલો મજલો રૂા. ૩૦૦૦૦માં બાંધવાનું કામ શરૂ થઇ ગયું છે. ઍન્જિનિયર તરીકે શ્રી. હરિભાઇ શિવાભાઇ પટેલ અને મકાન દેખરેખ રાખનાર તરીકે શ્રી. નારણભાઇ દેસાઇ કામ કરે છે. હજી છાત્રાલયના મકાન માટે રૂા. ૨૫૦૦૦ની અને વિદ્યાલયના મકાન માટે રૂા. ૨૫૦૦૦ની જરૂર છે. એટલા મળે તોજ કન્યાઓને પૂરતી સવડ મળે અને વધારે કન્યાઓ લેઇ શકાય.

વિદ્યાલયમાં પાણીની કાયમી સગવડ માટે દેસાઇ ગોકળભાઇ બાપુજીભાઇ તરફથી તેમનાં માતુશ્રી સદ્ગત લાડબાઇબાના સ્મરણાર્થે રૂા. ૨૦૦૦ મળ્યા છે.

વિજળીનાં દીવાબત્તીની સગવડ માટે મુંબઇના મહાજન એસોસિએશને રૂા. ૧૦૦૦ પ્રમુખશ્રી દાદુભાઇ દેસાઇ દ્વારા આપ્યા છે. બંને કામ શરૂ કરી દીધાં છે.

ઉપરનાં ત્રણે દાતાઓનો ઉપકાર માનીએ છીએ.

**મંડળની વાર્ષિક સભા:** તા. ૧૪:૫:'૩૮ને રોજ બપોરે ત્રણ વાગે મળનાર છે.

## વિદ્યાલય સમાચાર

હરિપુરા મહાસભામાં સ્વયંસેવક તરીકે કામ કરવા ૧૧૦ વિદ્યાર્થિનીઓ, ૧૪ શિક્ષકો, ને પરિવારમાંથી પાંચ મળી કુલ ૧૨૯ જણ ગયાં હતાં.

તા. ૬થી ૧૩ એપ્રિલ સુધીનું રાષ્ટ્રીય સપ્તાહ કાંતીને અને રોજ અર્ધો કલાક દેશનેતાઓનાં જીવન સંબંધે વિદ્યાર્થિનીઓએ જાને કાંઇ ને કાંઇ કહીને ઊજવ્યું હતું. સપ્તાહમાં ૨,૭૯,૮૭૦ તાર કંતાયા હતા. ઉપરાન્ત ઘણી વિદ્યાર્થિનીઓએ આવતા સપ્તાહ સુધીમાં અમુક સૂતર કાંતવાનો નિર્ણય કર્યો છે.

૧૦મી એપ્રિલે વિદ્યાર્થિનીઓની એક ટુકડી નરસંડા ને બીજી ટુકડી ચકલાશી ચાલતી ગઇ હતી. તે આખો દિવસ ત્યાં ગાળી સાંજે પાછી ફરી હતી. નરસંડામાં ભંગીભાઇઓની હડતાલને લીધે થએલી ગંદકી તેમણે સાફ કરી હતી. તેમનું જોઇને ગામલોકે પણ સહકાર આપ્યો હતો અને ભંગીભાઇઓએ પણ સહકાર આપ્યો હતો.

શ્રી. ગિજુભાઇ બધેકા, શ્રી. ચંદુલાલ કાશીરામ દવે અને છાત્રાલયનાં મકાન માટે રૂ. ૫૦૦૦૦ની સખાવત કરનાર સદ્ગત શેઠશ્રી મનસુખલાલનાં ધર્મપત્ની શ્રીમતી હીરાવંતીબેન વિદ્યાલયમાં આવીને સહવાસનો લાભ આપી ગયાં. ૧૨મી એપ્રિલે સરદારશ્રી વલ્લભભાઇએ પધારીને શાળાનું બાંધકામ તથા સ્વયંપાકી રસોડાંનું કામ નિહાળી, વિદ્યાર્થિનીઓ સાથે વાતચીત કરી ભોજન લીધું હતું.

**વિદ્યાર્થિનીમંડળ પોતાનો વાર્ષિક ઉત્સવ તા. ૧૪:૫:'૩૮ને રોજ ઉજવશે.**

**તા. ૧૫:૫:'૩૮થી ૧૫:૬:'૩૮ સુધી વિદ્યાલય બંધ રહેશે. નવાં દાખલ થવા ઇચ્છનારાંએ ૩૧:૫:'૩૮ સુધીમાં પ્રાર્થનાપત્ર ભરીને આચાર્યને મોકલી દેવાનાં છે. છાત્રાલયમાં નવી છાત્રાઓ ફક્ત પચીશ લેવાની છે.**

## સુધારેલા અભ્યાસક્રમની અતિસંક્ષિપ્ત રેખા

### નીચલી કક્ષા

ગુજરાતી ત્રીજી ચોપડી પૂરી કરીને આવનાર માટે ચાર વર્ષનો આ અભ્યાસ છે. તેમાં નીચેના વિષયોનો સમાવેશ થાય છે.

ક. ઉદ્યોગ તથા (છાત્રાલય માટે) ગૃહકાર્ય.

ખ. (૧) **ગુજરાતી**; (૨) **ગણિત:** અંકગણિત, નામું અને વ્યાવહારિક ભૂમિતિ; (૩) **સામાજિક વિષયો:** ઇતિહાસ, ભૂગોળ, સમાજશાસ્ત્ર, અને વ્યવહારનાં સાધનો તથા સંસ્થાઓ; (૪) **સામાન્ય વિજ્ઞાન:** સૃષ્ટિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, સફાઇશાસ્ત્ર, આકાશ-

દર્શન, ગૃહવ્યવસ્થા; (૫) આલેખન; (૬) સંગીત; (૭) હિન્દી.
ધોરણો ઝાકીર હુસેન કમિટીના નિવેદન મુજબ છે.
ગ. શરીરવિકાસ: બાગકામ, સંઘવ્યાયામ, કવાયત, ઇત્યાદિ.

**ઉપલી કક્ષા**

નીચલી કક્ષા પૂરી કરનાર આ અભ્યાસ કરી શકશે.

વિષયો:

ક. (૧) ઉદ્યોગ ને (૨) ગૃહકાર્ય (છાત્રાલય માટે).

ખ. (૧) ગૂજરાતી; (૨) અંગ્રેજી, હિન્દી ને સંસ્કૃતમાંથી ગમે તે એક; (૩) સામાજિક વિષયો અને ગણિતમાંથી એક; (૪) સંગીત અને આલેખનમાંથી એક; (૫) સામાન્ય વિજ્ઞાન.

ગ. શરીરવિકાસ.

## ફંડ
### ભેટ તરીકે

| | રૂ. આ. પા. |
|---|---|
| કન્યાકેળવણીમાં રસ લેનાર એક સજ્જન, મુંબઇ (વિદ્યાલયના મકાન માટે) | ૨૫૦૦૦-૦-૦ |
| દેસાઇ ગોકુળભાઇ બાપુજીભાઇ, નડિઆદ (તેમનાં સ્વ. માતુશ્રી લાડબાઇબાના સ્મરણાર્થે પાણીની કાયમી સગવડ માટે). | ૨૦૦૦-૦-૦ |
| શ્રી. મહાજન એસોસિએશન લી, મુંબઇ (વિદ્યાલયમાં વિજળીની બત્તીની સગવડ માટે). | ૧૦૦૦-૦-૦ |
| શ્રી. ભાઇલાલભાઇ ફકીરભાઇ પટેલ, કિડુગાલો (આફ્રિકા) (સ્વ. પુત્રી શાન્તાના સ્મારકમાં પુસ્તકાલય માટે). | ૧૦૦-૦-૦ |
| શ્રી. ફૂલાભાઇ હીરાભાઇ પટેલ, ઇટોલા | ૫-૦-૦ |
| | ૨૮૧૦૫-૦-૦ |

### શ્રી ગ. એ. સોસાયટી મારફતે

| | |
|---|---|
| સ્વ. હરખાબા સ્મારક ટ્રસ્ટફંડના વ્યાજના. | ૪૫-૯-૦ |
| સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇ, કન્યાકેળવણી ઉત્તેજન ફંડના વ્યાજના. | ૨૦-૦-૦ |
| શ્રી. સુરજબેન કન્યાકેળવણી ફંડના વ્યાજના. | ૧૪-૧૨-૦ |
| | ૮૦-૫-૦ |

તા. ૬થી ૧૩ એપ્રિલ સુધીનું રાષ્ટ્રીય સપ્તાહ કાંતીને અને રોજ અર્ધો કલાક દેશનેતાઓનાં જીવન સંબંધે વિદ્યાર્થિનીઓએ જાતે કાંઇ ને કાંઇ કહીને ઊજવ્યું હતું. સપ્તાહમાં ૨,૭૯,૮૭૦ તાર કંતાયા હતા. ઉપરાન્ત ઘણી વિદ્યાર્થિનીઓએ આવતા સપ્તાહ સુધીમાં અમુક સૂતર કાંતવાનો નિર્ણય કર્યો છે.

૧૦મી એપ્રિલે વિદ્યાર્થિનીઓની એક ટુકડી નરસંડા ને બીજી ટુકડી ચકલાશી ચાલતી ગઇ હતી. તે આખો દિવસ ત્યાં ગાળી સાંજે પાછી ફરી હતી. નરસંડામાં ભંગીભાઇઓની હડતાલને લીધે થએલી ગંદકી તેમણે સાફ કરી હતી. તેમનું જોઇને ગામલોકે પણ સહકાર આપ્યો હતો અને ભંગીભાઇઓએ પણ સહકાર આપ્યો હતો.

શ્રી. ગિજુભાઇ બધેકા, શ્રી. ચંદુલાલ કાશીરામ દવે અને છાત્રાલયનાં મકાન માટે રૂા. ૫૦૦૦૦ની સખાવત કરનાર સદ્દગત શેઠશ્રી મનસુખલાલનાં ધર્મપત્ની શ્રીમતી હીરાવંતીબેન વિદ્યાલયમાં આવીને સહવાસનો લાભ આપી ગયાં. ૧૨મી એપ્રિલે સરદારશ્રી વલ્લભભાઇએ પધારીને શાળાનું બાંધકામ તથા સ્વયંપાકી રસોડાંનું કામ નિહાળી, વિદ્યાર્થિનીઓ સાથે વાતચીત કરી ભોજન લીધું હતું.

**વિદ્યાર્થિનીમંડળ પોતાનો વાર્ષિક ઉત્સવ તા. ૧૪:૫:'૩૮ને રોજ ઉજવશે.**

**તા. ૧૫:૫:'૩૮થી ૧૫:૬:'૩૮ સુધી વિદ્યાલય બંધ રહેશે. નવાં દાખલ થવા ઇચ્છનારાંએ ૩૧:૫:'૩૮ સુધીમાં પ્રાર્થનાપત્ર ભરીને આચાર્યને મોકલી દેવાનાં છે. છાત્રાલયમાં નવી છાત્રાઓ ફક્ત પચીશ લેવાની છે.**

## સુધારેલા અભ્યાસક્રમની અતિસંક્ષિપ્ત રેખા

### નીચલી કક્ષા

ગુજરાતી ત્રીજી ચોપડી પૂરી કરીને આવનાર માટે ચાર વર્ષનો આ અભ્યાસ છે. તેમાં નીચેના વિષયોનો સમાવેશ થાય છે.

ક. ઉદ્યોગ તથા (છાત્રાલય માટે) ગૃહકાર્ય.

ખ. (૧) **ગુજરાતી**; (૨) **ગણિત:** અંકગણિત, નામું અને વ્યાવહારિક ભૂમિતિ; (૩) **સામાજિક વિષયો:** ઇતિહાસ, ભૂગોળ, સમાજશાસ્ત્ર, અને વ્યવહારનાં સાધનો તથા સંસ્થાઓ; (૪) **સામાન્ય વિજ્ઞાન:** સૃષ્ટિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, સફાઇશાસ્ત્ર, આકાશ-

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ } વર્ષ ૧૫ } આણંદ { જેઠ { અંક ૮

## હરિપુરાની મહાસભા

૫

'મહાસભાનો રાજા': વિઠ્ઠલનગરની રચનામાં કામ કરનારાં રાનીપરજ સ્ત્રીપુરુષોને એ નગરને વિષે કશી ખબર હશે કે કેમ એમ મારા મનમા થતુ હતું. એમાંનાં એક બે જણની જોડે મારી પેઠે વાતચીતો થઇ શકી હોત તો સારૂં થાત, પણ એ તક મને ન મળી શકી. મહાસભાના નામની તો ખબર એમને હતીજ, જોકે મહાસભા શાને સારુ છે ને શું કરે છે એની ખબર નહોતી. તેઓ અજ્ઞાન ને ભોળાં ભલે હોય, પણ તેમનામાં અક્કલ નથી હોતી એવું નથી. એમને એટલી ખબર તો હતીજ કે ઓટલા બધા નેતા આવ્યા, 'મહાત્માજી' આવ્યા, પણ એમના સ્વાગત માટે કશી ધામધૂમ થઇ નહોતી. પણ એક નેતા એવા આવવાના હતા જેમને માટે બાદશાહી ઠાઠની તૈયારીઓ ચાલી રહેલી હતી, ને વાંસદા રાજ્યના રથને ૫૧ બળદ જોડીને એ રથમાં એમને બેસાડીને લાવવાના હતા. એટલે આ ભાઇબહેનોને થયું એ 'મહાસભાનો રાજા'જ આવવાનો હશે. એ 'રાજા'નું નામ તેઓ જાણતાં નહોતાં, જાણવાની એમને પડી નહોતી. રાજા આવે છે એટલું જ એમને માટે બસ હતું. એ રાજાને જોવાને એમણે ખારસોએક માણસોએ કામ મૂકી દીધું. એમને એમની જ તળપદી બોલીમાં સમજાવી શકે એવા સેવકો ત્યાં હતા, તેમણે એમને સમજાવ્યાં કે 'એ રાજાનું સ્વાગત સારું થઇ શકે એટલા માટે પણ તમારે કામ પૂરું કરવું જોઇએ.' સરદારને પણ જાતે એમની જોડે વાતો કરવી પડી. પણ તેઓ એકનાં બે ન થયાં. "મહાસભાનો રાજા આવે છે એને તો અમે જોવાનાં જ. આજે કામ શાનાં કરીએ?" એ એમનો જવાબ હતો. એટલે સરદારે પણ

જોયું કે એમની જોડે વધારે દલીલ કરવામાં સાર નથી!

**અજબ શ્રદ્ધા:** ગાંધીજીને એમના 'મહાત્માપણા' ને ગાંદગી માટે સજા એ ભરવી પડેલી કે તેમને વિઠ્ઠલનગરના બાકીના ભાગથી અલગ એવા એક સ્થાનમાં બાંધેલી ઝૂંપડીમાં ઉતારો આપવામાં આવેલો. માણસોની આવજા પર કંઇક અંકુશ રાખી શકાય એ માટે અમે પાસ રાખેલા. એ પાસ આપવાનું કામ બહુ અકારું હતું, કેમકે ઘણા લોકોને ગાંધીજી પાસે આવવાનો પૂરેપૂરો હક હતો, અથવા ઓછામાં ઓછો **મારા** જેટલો હક તો હતો જ, તેમને ત્યાં પ્રવેશ નહોતો મળી શકયો. અને એક દિવસ ગાંધીજીની તબિયત વધારે બગડેલી હતી ને ડૉ. ગિલડરે કોઇને ગાંધીજીની પાસે આવવા ન દેવાનો હુકમ આપેલો એટલે મારે સૌને આવવા દેવાની ના પાડવી પડેલી. એક દિવસ એવું બન્યું કે બપોરને વખતે હું ટપાલ ઑફીસમાં જતો હતો ત્યાં બે માણસો બભા પર ને હાથમાં સામાન લઇને મારા તરફ દોડી આવતા દેખાયા. એમાંના એકને તો હું ઓળખી શકયો. એ એક પંજાબના બુજર્ગ હતા, ને અમે બે વરસ પર દિલ્હીમાં હતા ત્યારે તેઓ અચૂક પ્રાતઃકાળની પ્રાર્થનામાં આવતા. મેં કહ્યું, "તમે મહાસભા માટે આવ્યા છો? કયારે આવ્યા?" તેઓ કહે, "આજે સવારે આવ્યા છીએ." મેં પૂછ્યું, "તમને જગા મળી નથી?" પેલા વૃદ્ધ કહે, "જગાની કશી ઉતાવળ નથી. અમારે તો સૌથી પહેલાં મહાત્માજીનાં દર્શન કરવાં છે. અમે એમની કુટીર શોધવાનાં બહુ ફાંફાં માર્યાં પણ જડી નહિ, એટલે હવે શું કરવું એની સમજ પડતી નથી. તમે જરાવાર અમને ત્યાં ન લઇ જાઓ?" મને ખબર હતી કે એમણે સવારનું કંઇ ખાધું નહોતું, ને ગાંધીજીનાં દર્શન ન કરે ત્યાં સુધી ખાવાના નહોતા તેમ વાસે ઓળીને રહેવાના પણ નહોતા. મેં કહ્યું, "આ કાગળો ટપાલમાં નાંખી આવું ત્યાં સુધી ઊભા રહો, પછી મારી જોડે ચાલો." તેઓ મારી જોડે ચાલ્યા. ગાંધીજીની પાસે એમને હું લઇ ગયો ત્યાં ડોસાએ ગજવામાંથી ટપાલનું કોરું પરબીડિયું કાઢયું, ને જાતે કાંતેલા સૂતરની ખાદીનો કકડો ને આ પરબીડિયું ગાંધીજીની આગળ મૂકયાં. ગાંધીજીને આશ્ચર્ય થયું કે કોરા પરબીડિયામાં તે શું ભરેલું હોઇ શકે? એમાંથી તો સો રૂપિયાની નોટ નીકળી! રાજકુમારી અમૃતકુંવર ત્યાં હતાં, એમણે આ પંજાબી સજ્જનોને પંજાબી બોલીમાં પૂછ્યું, "આ પૈસા કોરા પરબીડિયામાં સંતાડીને શા સારુ લાવ્યા?" ડોસા કહે, "મારી પાસે બીજું પરબીડિયું નહોતું. ને સાંભળ્યું કે અહીં તો ખીસાકાતરુ ઘણા ફરે છે. એટલે વિચાર કર્યો કે હરિપુરા જઇને તરત જ,

ખીસું કતરાઇ જાય તે પહેલાં, આ બોજો ઉતારી નાખું! હવે મને નિરાંત વળી, ને હવે હું પંજાબના પ્રેક્ષકોની છાવણીમાં રહેવાની જગા શોધવા જઇશ. મારું અહીં આવ્યું સફળ થઇ ગયું."

બીજે એક દિવસે રાજપુતાનાના એક ખેડૂત આવી ચડ્યા. એમને ત્યાં વાડી હતી, એમાં પાકેલાં દરેક જાતનાં ફળ ગાંધીજીને ભેટ આપવાનો સંકલ્પ કરીને આવેલા. ફળનો એક મોટો થેલો જાતે ઉપાડી લાવેલા. એવાને મારાથી આવવા દેવાની ના શી રીતે પાડી શકાય? ગાંધીજીએ એમને પૂછ્યું, "ગાડીભાડાના કેટલા પૈસા ખરચ્યા?" પેલા સજ્જન કહે, "સાનેક રૂપિયા ખરચ્યા. પણ એનો શો હિસાબ છે? હું તો અહીં આવીને મારી વાડીનાં ફળ આપને ચરણે ધરી શક્યો એ જ ભગવાનની મોટી કૃપા માનું છું."

એક ત્રીજા ભાઇ આવ્યા તે તો હરિપુરા બીજા કશા ઉદ્દેશથી નહિ પણ કેવળ ગાંધીજીને સૂતરનું એક મોટું પોટકું આપવાને જ આવેલા. મહિનાઓ સુધી કાંતીને એમણે એટલું સૂતર ભેગું કરેલું, ને એ બીજા કોઇને નહિ પણ ગાંધીજીને જ આપવું એવો નિશ્ચય કરેલો. પોટકામાં સવા લાખ વાર સારું વળદાર સૂતર હતું. એ સજ્જન ખંભાતથી ખાસ આ માટે જ આવેલા, ને મને લાગે છે બીજે જ દિવસે ચાલ્યા ગયા!

**દાખલ ન થઇ શકનારા:** આ ત્રણ ચાર જણ તો ગાંધીજી પાસે આવી શક્યા, પણ આવવાની ઇચ્છા છતાં ન આવી શકનારની સંખ્યા તો મોટી હતી. એક બિહારી ગુજરાતમાં વસેલા છે તેનો એક કરુણ કાગળ મારા પર આવ્યો છે. એમને મારા પર અથવા તો જેમણે એમને 'ગાંધીકુટીર'માં પેસવા દેવાની ના પાડી તેમના પર રોષ કરવાનો પૂરો અધિકાર હતો; પણ એમણે તો પ્રેમથી મને તરબોળ એવી વાણીમાં કાગળ લખ્યો છે. એને સારુ હું એમને વંદન કરું છું. આ રહ્યો એ કાગળ:

"હું બિહારનો રંક કિસાન છું. મહેનતમજૂરી કરીને પેટ ભરું છું. અજ્ઞાન છું ને તુલસી રામાયણ સિવાય બીજું કશું મેં વાંચ્યું નથી. ગુજરાતમાં મહાસભા આવવાની છે એમ જાણીને મારો હરખ માયો નહોતો. મને થયેલું હવે ગાંધીજીના દર્શનનો લાભ મળશે ખરો. સત્યાગ્રહના દિવસોમાં હું બે વાર જેલ ગયેલો, પણ મેં મહાત્માજીનાં દર્શન કર્યાં નહોતાં. મેં ઊન ખરીદ્યું, એને સાફ કર્યું, જાતે કાંત્યું, ને એમાંથી મહાત્માજીને માટે એક બંડી ને દુપટ્ટો ગૂંથી કાઢ્યાં. (મને ગૂંથતાં આવડે છે.) મને થયું કે મહાત્માજીને ચરણે ધરવા માટે એ સારી ભેટ થશે. તે ઉપરાંત મેં રૂ. ૧૫ાા બચાવી રાખેલા તે પણ એમને આપવા હતા. મારી પાસે ગાડીભાડાના પૈસા નહોતા, પણ એક ભલા સજ્જને મને રિટર્ન ટિકિટ

ખરીદી આપી, અને હું હરિપુરા આવ્યો. આવતાં મારું હૃદય આનંદ ને આશાથી નાચતું હતું. પણ મહાત્માજીની પાસે પહોંચવું શી રીતે? હું સહમંત્રીની પાસે ગયો, તેમણે મારી વાત સાંભળી ને —પાસે જવાનું કહ્યું. તેમણે પણ મારી વાત બહુ ધીરજથી સાંભળી, પણ કહ્યું, 'હું બહુ દિલગીર છું. ગાંધીજી ગરમ કપડાં પહેરતા નથી, ને અત્યારે તો એમની તબિયત એવી ખરાબ છે કે કોઈને એમની પાસે જવાની પરવાનગી નથી. હું પોતેજ એમની પાસે ગયો નથી!' હવે તો પાછા ફર્યા વિના રસ્તોજ નહોતો. મારુંજ નસીબ વાંકું હશે. હું કોઈનો વાંક નથી કાઢતો. હું એ ચીજો લઈને ઘેર આવ્યો. હવે મારે એ ચીજો ક્યાં મોકલવી તે લખશો? ગાંધીજીનાં દર્શન કરવાની તક તો મને હવે કદી મળે એવું લાગતું નથી."

આ સજ્જનની મારી વતી તેમજ એમને રોકનારાઓના તરફથી હૃદયપૂર્વક ક્ષમા માગું છું. પણ હું એમને ખાતરી આપું છું કે એમની ભેટ ગાંધીજીને અપાઈ નહિ તોયે અપાઈ ચૂક્યા જેવીજ છે, અને જેઓ ગાંધીજીની પાસે બેસે છે તેઓ ઈશ્વરને પ્રિય નથી, પણ જેઓ ઈશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તે છે ને એનું કામ કરે છે તેઓજ એને પ્રિય છે.

('હરિજનબંધુ' તા. ૨૭:૩:૧૯૩૮)

૬

**રંક ગ્રામવાસીઓ:** વિઠ્ઠલનગરના અનેક નિવાસોની વાત હું અગાઉ કરી ગયો છું. એમાં જે ઊંચાનીચાનો તફાવત હતો તે દૃષ્ટિએ છેલ્લો નંબર ખેડૂત નિવાસનો હતો. એમને માટે રોજના જમવાના ત્રણ આના ને માંડવામાં રહેવાના બે આના રાખેલા હતા. એટલા પૈસા ભરવાનું પણ જેમનું ગજું નહોતું એવા ઘણા હરિપુરામાં હતા એની ઘણાને ખબર નહિ હોય. એક દિવસ સાંજે હું ફરવા નીકળ્યો હતો ત્યાં એક ડોસાએ મને આઘેથી પ્રેમપૂર્વક બોલાવ્યો. હું એમને ઓળખી ન શક્યો એનું મને દુઃખ થયું. પણ એ ચહેરો અપરિચિત તો નહોતોજ. ડોસાએ કહ્યું, "કેમ, તમને યાદ નથી, તમે બારડોલી સત્યાગ્રહ તપાસ વખતે અમારે ગામ આવેલા તે? તમે અમને ભૂલી ગયા હશો, પણ અમે તમને ભૂલ્યા નથી." આ ડોસા એમના દીકરાને લઈને મહાસભામાં આવેલા. વિઠ્ઠલનગરની હદ બહાર કેટલાયે માણસો ખુલ્લામાં રહેતા હતા, તે ઈંટોનો ચૂલો બનાવીને રાંધી ખાતા ને રાતે નાની તાપણી કરીને ઠંડી ઉડાડતા. આ બાપદીકરો બાદશાહના જેટલા સુખી દેખાતા હતા, ને જે લોકો જુદા જુદા નિવાસોમાં પૈસા ભરીને રહેતા હતા એમની એમને જરાયે અદેખાઈ નહોતી. બાપદીકરામાંથી એક વારાફરતી જોવા આવતો ને એક ઉતારે રહેતો. ઘેરથી સીધું લઈ આવેલા તે રાંધીને ખાઈ લેતા ને મોજ

કરતા હતા. દીકરાને વિઠ્ઠલનગરમાં કંઇક કામ મળેલું હતું તેમાંથી ઠીક કમાણી પણ થતી હતી. આવા રંક લોકો મહાસભા વિષે શું ધારતા હશે, મહાસભાએ એમને માટે શું શું કર્યું છે, ને એમને 'ઉપલા' વર્ગોની સમીપ આણવાને મહાસભાએ શું કર્યું છે, એના વિચારો કરતો કરતો હું પાછો ફર્યો.

**એક રાનીપરજ બહેન:** અમારા નિવાસમાં બાને કચરો કાઢવા, વાસણ માંજવા વગેરેમાં મદદ કરવા માટે એક રાનીપરજ બાઇ રાખેલી હતી. અમે પાછા આવવા નીકળ્યા તે દિવસે તે મારી પાસે આવીને પ્રમાણપત્ર—સારું કામ કર્યાનું નહિ, પણ આટલો દિવસ અમારા નિવાસમાં કામ કર્યું એટલું જ પ્રમાણપત્ર—માગવા લાગી. મેં એને પૂછ્યું, "અહીં તને રોજના કેટલા પૈસા મળવાના?" એણે મલકાઇને કહ્યું, "છ આના." આટલી મજૂરી એને જિંદગીમાં પહેલાં કદી મળી નહોતી, ને આટલા મહિનાથી રોજના છ આના મળતા હતા એથી એ હરખાતી હતી. મેં પૂછ્યું, "આ છ આના શાને લીધે મળે છે?" એણે ફરી હસીને કહ્યુ, "મહાસભાને લીધે." મેં પૂછ્યું, "પણ એ મહાસભા છે કોણ?" એના મનમાં મહાસભા વિષે કંઇક કલ્પના તો હશેજ, પણ એ એણે મને જણાવી નહિ. એણે કહ્યું, "મહાસભા તે કોણ હોય? મહાસભા જ વળી!" પણ મેં એને પૂછ્યું, "આ બધી ઝૂંપડીઓ છે એમાંની એકમાં તને રહેવાનું ગમે ખરું કે?" એટલે નિસાસો નાખીને કહે, "ના રે, તમે જશો એટલે આ બધું ઊપડી જશે, ને અમે અમારાં ઝૂંપડાંમાં ચાલ્યાં જઇશું."

એના અવાજમાં એક પ્રકારની દુઃખની છાયા હતી તેની મારા મન પર અસર થઇ, ને મેં પણ નિઃશ્વાસ મૂક્યો. મેં મનમાં કહ્યું, "આપણે અહીં પાછળ કશું મૂકી જવાના નથી? મહાસભા ભરાયાનું કંઇ પણ એંધાણ આ જગાએ નહિ રહે? લોકો જે જોઇને ગર્વ કરે એવું કશું ચિહ્ન અહીં નહિ રહી જાય? મોટરોમાં બેસીને ફરનારાં માણસો ને ગામડાંમાં ઝાકઝમાળ કરનારી શહેરી રોશની એ સિવાય કશાનું સ્મરણ આ ગ્રામવાસીઓને નહીં રહે?"

**એક કાર્યકર્તાના વિચાર:** એક કાર્યકર્તા ત્યાં કામની ખરી ભીડમાં હતા, ને પોતે કંઇક સારું કામ—આ લેખ લખવાના કરતાં તો બેશક સારું—કર્યું એવો ગર્વ તેઓ લઇ શકે એવું હતું. તેમણે મને કાગળ લખ્યો છે તેમાં મેં પાછલા એક અંકમાં અંતરદૃષ્ટિ કરીને જે લખ્યું છે તે એમના વિચારોને બહુજ મળતું આવે છે એને સારું આનંદ પ્રગટ કર્યો છે. તેઓ લખે છે:

"હરિપુરામાં હજારો માણસોનો સમુદાય ભેગો થયો હતો. મારે ગામથી પણ કેટલાયે માણસો દસબાર રૂપિયાનું ખરચ કરીને ગયેલા. એમને માટે તો એટલું ખરચ પણ ઘણું ગણાય. એ ગયા એથી તો હું રાજી થયેલો, પણ પાછા આવ્યા પછીની તેમની વાતો સાંભળીને મને નિરાશા થઇ. 'વીજળીની રોશની કેટલી સરસ કરેલી! શાં માણસોનાં ટોળાં! એવડું મોટું શહેર એ લોકોએ શી રીતે ઊભું કર્યું? જ્યાં જુઓ ત્યાં પાણીના નળ, ને કેટલી બધી મોટરો! આ ગાંધીવાળા જબરા તો ખરા!' એમણે મહાસભામાં આટલું જ જોયું ને એટલું જ એમને યાદ રહેવાનું. તેઓ ત્યાં જઇને કંઇ શીખ્યા ખરા? એ તો ભગવાન જાણે. થોડાક વિદ્યાર્થીઓ ગયેલા તે આવીને કહેવા લાગ્યા: 'અમે તો ત્રણ દહાડા મહાસભામાં ગયા, પણ અમને એક શબ્દેય સમજાયો નહિ.' આનું કારણ મોટે ભાગે ભાષાનું અજ્ઞાન અને મહાસભાના રાજકારણ વિષે અગાઉથી કશું જાણી નહિ રાખેલું એજ હશે. તમે હિંદી ભાષાના વાતાવરણ વિષે લખ્યું છે એ તો ઠીક છે, પણ દરેક ઠરાવ પસાર થાય તે પછી કોઇ સ્થાનિક નેતાએ એ ઠરાવ તે પ્રાંતના લોકોને પ્રાંતિક ભાષામાં વીગતવાર સમજાવવા જોઇએ. ભુલાભાઇએ ઠરાવો ગુજરાતીમાં સમજાવેલા, પણ એટલું પૂરતું નથી. મહાસભામાં હાજરી આપનાર બહુ મોટો સમુદાય તો એ પ્રાંતમાંથી જ આવેલો હોય, એટલે એમને દરેક ઠરાવ પ્રાંતભાષામાં સ્પષ્ટ રીતે સમજાવવો જ જોઇએ......મેં વિરોધી ટીકા પણ સારી પેઠે સાંભળી છે. કેટલાક કહે: 'અમારે ભાગે તો વેતરું કરવાનું, અમને તો નેતાનિવાસમાં ડોકિયું પણ કરવા ન મળે! અમે મહામહેનતે રોજના છ આના કમાઇએ છીએ, ને આ લોકો તો રોજના છ રૂપિયા ખરચતાં પણ આચકો નથી ખાતા!'...... અને છતાં તમે કહ્યું છે તેમ જ્યાં હજારો માણસો ભેગાં થયાં હોય ત્યાં વીજળી વિના ને પાણીના નળ કે વૉટર વર્કસ વિના કેવી રીતે ચાલી શકે? પણ મહાસભા એકજ દિવસની કેમ ન કરી નાંખી શકાય? એટલે કે મહાસભાની ખુલ્લી બેઠક એકજ દિવસ ભરાય. બધા માણસો પોતપોતાનું ખાવાનું સાથે લઇ આવે, અને તેજ દિવસે ઘેર પાછા ચાલ્યા જાય. હરિપુરામાં એક ક્ષણિક નગરી વસાવવાને ને પછી બધું સંકેલી લેવા માટે આપણા સારામાં સારા કાર્યકર્તાઓ મહિનાઓ થયાં વેતરું કરતા હતા ને હજુ કરે છે. એ બધા પૈસાનો ને શક્તિનો ઉપયોગ આથી સારા કામમાં—એટલે કે વધારે અસરકારક રીતે મહાસભાનો સંદેશો ગામડાંમાં પહોંચાડવામાં કરી ન શકે?"

આ કાગળમાં કહેલા એકેએક શબ્દમાં મારી સંમતિ છે. વસ્તુતઃ, આ કાગળમાં છેવટે કરી છે એના જેવીજ કંઇક સૂચના મેં કરી હતી, પણ ગાંધીજીને તે પસંદ પડી લાગી નહીં. ગાંધીજી આ પ્રશ્નો પર ઊંડો વિચાર કરી રહેલા છે. એકવાર તો એમણે એમ પણ કહેલું કે મુંબઇની પેલી કાળી રાતે જેમ એમને ઊંઘ ન આવેલી તેમ હરિપુરાની વીજળીની રોશનીને લીધે એમને જાગતા રહેવું પડેલું. સંભવ છે કે તેઓ થોડાંક અઠવાડિયાંમાં જ્યારે

ફરી પાછા આ છાપામાં લખતા થશે ત્યારે તેઓ હરિપુરા મહાસભાએ આપણાં મનમાં જગવેલા પ્રશ્ન પર વિસ્તારથી લખશે.

**થોડીક ત્રુટીઓ:** એક દિવસ તેઓ એક મિત્ર અને સાથીની સાથે હરિપુરા મહાસભા વિષેના પોતાના વિચારોની ચર્ચા કરતા હતા. એ વખતે એમણે પોતાના એ વિષેના વિચારો મહાકોશલમાં મહાસભા ભરનારાઓની જાણ અને લાભ માટે બને એટલા વહેલા પ્રગટ કરવાનો વિચાર જણાવેલો. પણ તે દરમ્યાન, એ મિત્ર સાથેની વાતચીતમાં ગાંધીજીએ કહેલી વાતોનો સાર એમની ભાષામાંજ નીચે આપી દઉં છું. વાચક જોશે કે નીચે જણાવેલા વિચારોજ એમણે સારરૂપે ૧૬મી ફેબ્રુઆરીની સભામાં ખાદી વિષે ભાષણ આપતાં પ્રગટ કરેલા:

"આ મહાસભાએ સરદારની ને તેમના સાથીઓની પ્રચંડ વ્યવસ્થાશક્તિનું તેમજ ધનિક મિત્રો પાસેથી દ્રવ્યની મદદ મેળવવાની સરદારની શક્તિનું ભારે દર્શન કરાવ્યું. પણ એવડા મોટા પ્રમાણ પર મહાસભા ફરીવાર ભરી ન શકાય, ન ભરવી જોઇએ. પૈસાની છોળ ઊડતી હોય તોપણ એનો છૂટે હાથે ઉપયોગ કરવો એ અયોગ્ય છે. વીજળી ને મોટરો ને મોટર લૉરીઓને માટે અમુક અંશે હું જવાબદાર છું. કેમકે દેવ અને દાસ્તાનેની વિનવણીને વશ થઇને મેં ફૈજપુરમાં એટલી છૂટ મૂકેલી. સરદારની દરેક કામ ચોકસ ને સંપૂર્ણ કરવાની ટેવે મને હરિપુરામાં બતાવ્યું કે ગામડાની મહાસભામાં આ ચીજોનો ઉપયોગ કરવો એ હાસ્યાસ્પદ છે. મહાસભા તો મોટા ગામડા જેવી દેખાવી જોઇએ, ગામડામાં મહાસભા ભરવાની પાછળ ધારણાજ એ હતી, પણ અહીં તો મહાસભાનગરને મુંબઇના એક કટકા જેવુંજ બનાવી દેવામાં આવ્યું હતું.

"ફૈજપુરમાં વર્ગભેદ રાખવામાં આવેલો. હરિપુરામાં એ વર્ગીકરણ તીવ્ર બનાવવામાં આવ્યું. નેતાઓ, પ્રધાનો, પ્રતિનિધિઓ, પ્રેક્ષકો અને ખેડૂતો એવા અનેક વર્ગો પાડવામાં આવ્યા હતા. આ વર્ગીકરણ પ્રાંતના ભેદ પર નહીં પણ ઊંચાનીચાના ભેદ પર કરવામાં આવ્યું હતું. મહાસભા એ તો આપણું રાજકીય કાશી છે, મક્કા છે. મહાસભાનું વાર્ષિક અધિવેશન એ તમાશો કે મેળો નથી, પણ હજ છે, યાત્રા છે. ત્યાં તો ગરીબ અને તવંગરના, સાક્ષર અને અભણના, નગરવાસી અને ગ્રામવાસીના તમામ ભેદો અદૃશ્ય થઇ જવા જોઇએ. કાર્યવાહક સમિતિના સભ્યોને બીજાઓના કરતાં વધારે સગવડો શા સારુ અપાવી જોઇએ? એમને ગ્રામવાસીઓના કરતાં નોખો ખોરાક શા સારુ અપાવો જોઇએ? કોઇ ગ્રામવાસી કાર્યવાહક સમિતિનો સભ્ય થાય ત્યારે તેણે પહેલાંના કરતાં જુદી જાતનો ખોરાક ખાવો જોઇએ ને

જુદી જાતના ઘરમાં રહેવું જોઇએ? અથવા તો જે પ્રતિનિધિ પ્રધાન હોય તેને માટે મોટું ઝૂંપડું શા માટે રાખવું જોઇએ? માણસ માંદો હોય કે એને જુદી જાતનો ખોરાક ખાવાની ટેવ હોય તો સાવ જુદી વાત છે. એવા માણસોએ પોતાની નોખી ગોઠવણ કરી લેવી જોઇએ અથવા સ્વાગત સમિતિ જોડે અગાઉથી પ્રબંધ કરીને કરાવવી જોઇએ. જેમનાં શરીર નબળાં હોય તેમણે, તેમની હાજરીની મહાસભાના કામ માટે ખાસ જરૂર હોય તે સિવાય, આવવુંજ ન જોઇએ. નિવાસોના ઊંચાનીચાની દૃષ્ટિએ જુદાજુદા વર્ગો પાડવાથી મહાસભામાં આવનાર ગ્રામવાસીઓના વિશાળ સમુદાયનાં મન પર ખોટી અસર પડે છે. મહાસભાના વ્યવસ્થાપકોએ તો ખાસ પ્રયત્ન કરીને બતાવી આપવું જોઇએ કે મહાસભાની આગળ કોઇ રાય નથી ને કોઇ રંક નથી પણ સહુ સરખા છે. આ કૃત્રિમ ભેદો આવતે વરસે અલોપ થઇ જશે તો ઘણું ખરચ બચી જશે.

"વીજળીના દીવાની કશી જરૂર નથી. પ્રેક્ષકો પોતપોતાનાં ફાનસ લઇને આવે. મહાસભાના કામકાજ માટે અને નગરની રક્ષા માટે જેટલી બત્તી જોઇએ તેટલીનોજ પ્રબંધ સ્વાગત સમિતિ કરે. અંધારું પડ્યા પછી ઘણું કામ કરવાની આશા ન રખાવી જોઇએ.

"મોટરો અને મોટર લોરીઓ ઉપદ્રવરૂપ છે, ગ્રામવાસીઓને ખોટી કેળવણી આપે છે, શાંતિમાં ખલેલ પાડે છે, કામનો યોગ્ય ઉકેલ થતો અટકાવે છે, ને ધૂળ ઉડાડે છે. રેલ્વે સ્ટેશનથી દસેક માઇલનું કે ઓછું અંતર હોય તે તો માણસો પગે ચાલીને ને બળદગાડાંમાં બેસીને કાપે. મહાસભાના નગરની અંદર પગપાળા ચાલવાનીજ છૂટ હોય, કોઇ પણ વાહનનો અવરજવર બંધ કરવો જોઇએ.

"મહાસભાને માટે પસંદ કરેલી જગા બનતા સુધી સમચોરસ હોવી જોઇએ. આને લીધે નગરના એક છેડા ને બીજા વચ્ચે લાંબાં અંતરો નહિ રહે. જે જગાએ ખુલ્લી બેઠક ભરાવાની હોય તે ચોગાનને કેન્દ્રમાં રાખીને તેની આસપાસ નગરની રચના કરી શકાય.

"મહાસભામાં એક સામાન્ય રસોડું હોવું જોઇએ. દરેક ચીજનો ભાવ ઠરાવેલો હોય, એ ભાવે ત્યાં ખોરાક અપાય ને જમનારાઓ તે રસોડામાં બેસીને ન ખાતાં પોતાના નિવાસસ્થાન પર લઇ જઇને ખાય.

"આટલી સાવચેતી ન રાખવામાં આવે તો, સંભવ એવો છે કે ગ્રામવાસીઓને કેળવણી આપવા માટે, નગરવાસી ને ગ્રામવાસીની વચ્ચે ગાઢ અને રાષ્ટ્રીય સંપર્ક સાધવા માટે ગ્રામવાસીઓની મહાસભા ભરવાની આખી કલ્પનાજ વિફળ જશે."

('હરિજનબંધુ,' તા. ૨૭:૩:'૩૮) મહાદેવ હરિભાઇ દેસાઇ

## 'પાટીદાર'

### ( ૬ ) ગુણદોષ

હવે હું 'પાટીદાર'ની લેખનીતિની ચર્ચાના મહત્ત્વના ભાગ ઉપર આવું છું. એને આખી ચર્ચાનું મર્મસ્થળ કહીએ તો પણ ચાલે. એ છે એના ગુણદોષની પરીક્ષા. અખબાર માટે આ કસોટી આકરી છે. એ કસોટીમાંથી પાર ઊતરનાર અખબારને જ ઊંચી કોટીનું કહી શકાય. 'પાટીદાર'ની લેખનીતિ માટે હલકો અભિપ્રાય ધરાવતો, તેની ભાષાને અવિવેકી અને અસભ્ય તથા તેની હકીકતને જુઠી ને પક્ષપાતી માનતો એક વર્ગ છે. એ વર્ગ નાનોસૂનો નથી. સમાજમાં મોભો ધરાવતા કેળવાએલા અને કહેવાતા કુળવાન વર્ગની જ એ ફરીઆદ છે. આ મતભેદના પ્રશ્નને નિષ્પક્ષપાત અને પ્રામાણિકપણે ચર્ચવો એ 'પાટીદાર'ની લેખમાળાના લેખકનો મહત્ત્વનો ધર્મ છે. તેને માટે પહેલેથી તે છેલ્લે સુધીનાં બધાં 'પાટીદાર,' એટલે ચૌદ વર્ષની ફાઇલો ઝીણવટથી તપાસી જવી એ અશક્ય નહિ તો નવરાશને અભાવે મુશ્કેલ તો ખરૂં જ. એમ છતાં 'પાટીદાર'ની આજ સુધીની બધી ફાઇલો અને તેને અંગેનો સહાનુભૂતિવાળાઓનો અને વિરોધીઓનો પત્રવ્યવહાર ઉપલક જોઇ ગયો છું. તેમાંથી જરૂરની કેટલીક નોંધ પણ કરી છે. એ નોંધને આધારે જ આ લેખમાળાનો ચોથો અને તે પછીના ક્રમાંક લખાયા છે.

કહે છે કે "સુધારકો વિવેકશૂન્ય ભાષા વાપરે છે;" 'પાટીદાર'માં "અંગત અપ્રાસંગિક ટીકાઓ આવે છે;" એમાં "અવિવેકી, અંગત, અપ્રસ્તુત અને સામાને ઉશ્કેરી મૂકે એવી રીતે સામાજિક વાતોની ચર્ચા કરવી સારી નથી;" એમાં "શંકારપદ વાતોને મહત્ત્વ મળે છે." જુના અંકો જોઇને તેઓ કહે છે: "લાગણીના આવેશમાં અઘટિત લખવાનો મોહ ઘણાને થતો લાગે છે" અને એમ "અસભ્ય અને જુઠી વાતો" લખી નાખવામાં આવે છે. આથી તેમને "હાલની નીતિમાં હિંસા દેખાય છે." એમના સિદ્ધાન્ત પ્રમાણે "સહિષ્ણુતા એ સુધારકોનો મોટામાં મોટો ગુણ હોવા જોઇએ." તંત્રીશ્રી પ્રત્યે "પૂર્ણ માન હોવા છતાં એમની ભાષામાં આવતી કડવાશ" તેમને ગમતી નથી, એટલે "સુધારકે જરા શાન્તિથી અને ધીરજથી કામ લેવાની જરૂર" તેમને જણાય છે. એમનો વિરોધ "સમાજસુધારાની પ્રવૃત્તિ સામે નથી," પણ એ પ્રવૃત્તિમાં "હળવી અને વિવેકપૂર્ણ ભાષામાં ટીકા થાય તો એ અસહ્ય નથી." એથી ઉલટું "અશ્લીલ ભાષા અને ન ગમતું કરનારને ઉતારી પાડવાની રીત બદલવાની જરૂર છે." એમને હિસાબે "કુદરતના ક્રમ અનુસાર સમય મુજબ'ને

બદલાનારનો નાશ થવાનોજ છે." વાત તો સાવ સાચી છે; આથીજ કદાચ આગળ જતાં તેઓ કહે છે: "એટલે આપણને ગમતી વાતો ન કરનાર કે માનનાર વર્ગની હાંસી વગેરે કરવી જરૂરની નથી–એમાં આપણી ખાનદાની અને સંસ્કારિતા ઉઘાડી પડે છે." છેલ્લે તેઓ શિખામણ આપે છે: "જેઓ બીજાને સુધારવા બેઠા છે તેમણે કેટલીક બાબતોમાં સુધરવું જરૂરી છે." ઉપરના વિચારો અનેક જણના છે. ભાઇ ચીમનભાઇ મૂ. અમીને અનેકના વતી તે રજુ કર્યા છે એમ કહીએ તોપણ ચાલે. આથીજ મેં તેને એક વ્યક્તિના નહિ, પણ એક વર્ગના ગણીને ઉપર પ્રમાણે ટૂંકમાં નોંધ્યા છે. એમાં જો કંઇ અઘટિત થતું હોય તો આશા છે કે ભાઇ ચીમનભાઇ મને ક્ષમા આપશે.

મને લાગે છે કે આ કંઇ મોટો ઊહાપોહનો વિષય નથી. માત્ર દરેકના અંગત મતભેદનો વિષય છે. આપણે ત્યાં અંગત મતભેદોજ બહુ ઊહાપોહ મચાવે છે. પ્રામાણિક મતભેદ રજુ કરવાની અને પછી બહુમતીને વશ થઇ મૌનસેવવાની ટેવ ભાગ્યેજ જોવામાં આવે છે. મુખ્યત્વે તો એમાં દષ્ટિફેરનો સવાલ છે. એક ને એક હકીકત એકને સાચી લાગે, બીજાને જુઠી પણ લાગે. એક ને એક ફકરામાં એકને ભાષા કડક હોવા છતાં કડવાશ ન જણાય, અવિવેક ન જણાય, બીજાને તે અસહ્ય, વિવેકશૂન્ય અને કેવળ કડવાશ વધારતો જણાય. એક ને એક વસ્તુ પ્રસ્તુત અને મુખ્ય મુદ્દાનું સમર્થન કરનારી જણાય, બીજાને તે અપ્રસ્તુત અથવા અપ્રાસંગિક જણાય. એકને જેમાં હિંસા દેખાય તેમાં બીજાને અહિંસા દેખાય. બીજાને જેમાં હિંસા દેખાય તેમાં પહેલાને અહિંસા દેખાય. એકને સહિષ્ણુતા અને તેથી હળવી ભાષા પસંદ હોય; બહારના બનાવોથી તેના હૃદયનાં પાણી હાલતાં ન હોય અને હાલતાં હોય તો સહિષ્ણુતાને નામે તેને દબાવી નરમ રહેવાનું તેને પસંદ હોય. બીજાને પોતાની કાર્યનીતિમાં પ્રચંડ આન્દોલન પસંદ હોય; અને તેથી તેની કલમ કાતિલ હોય, તેની વાણી તલવારની ધાર જેવી હોય, બહારના બનાવોથી તેના હૃદયનાં પાણી ઉષ્ણ થઇ તેની બળતી જ્વાળા બહાર ધસી આવતી હોય; તે અનાયાસે ગરમ બને.

વળી કાળક્રમે કુદરત ફેરફાર કર્યે જશે એમ તો બન્ને પક્ષ માને છે; પણ એક પક્ષ તેને કેવળ કુદરત પર છોડી દેવા કહે છે. બીજો કહે છે કે કુદરતના ક્રમમાંયે નૈમિત્તિક કારણ તો ભૌતિક હોય છે. વૃક્ષનાં પત્ર પાકી જવા છતાં વાયુનો ઝપાટો આવવાથી જ વહેલાં ખરી પડે છે, નહિ તો પડતાં પડતાં કંઇ સમય વહી જાય. મનુષ્ય પણ કુદરતની જડચેતન સૃષ્ટિનું અંગ છે. તેને તો સારાસારની તુલના કરવા વિવેકબુદ્ધિની બક્ષિસ મળેલી છે. કુદરતના ફેરફારોમાં તે પણ

આજ સુધી થોડે ઘણે અંશે નૈમિત્તિક કારણ બનતો આવ્યો છે અને બનશે. અને એમજ જર્જરિત થએલી પોપલીલાઓને માર્ટીન લ્યુથરે હિમાલય જેવો અડગ સામનો કર્યો અને જ્વાલામુખી જેવી ભાષામાં વિરોધનાં પ્રચંડ આન્દોલન જગાવ્યાં. અને એમ એ કેટલેક અંશે તેનો નાશ કરવામાં નિમિત્ત બન્યો. એને સહિષ્ણુ થવાનો ઉપદેશ આપવો એ કુદરતનીજ અવગણનાજ છે.

અનિષ્ટ અને જંગલી રિવાજોને ઉઘાડા પાડવા, એમાં કેટલાકને નાતની આબરૂ જતી લાગે છે, લખનારનીજ "ખાનદાની અને સંસ્કારિતા" ઉઘાડી પડતી લાગે છે. જ્યારે બીજા કેટલાક એમ માને છે કે સમાજે પોતાનાં દુષણોથી શરમાવાની કે તેને ઢાંકવાની જરૂર નથી. ઊલટું એમ કરવું એ તો આત્મવંચના છે અને આત્મઘાત એ તેનું સીધું પરિણામ છે. જેમ વ્યક્તિઓએ ઉન્નત બનવા પોતાના દોષ જોવાની જરૂર છે, તેમ સમાજે પણ પોતાના દોષ જોઇ તેમાં સુધારો કરવો જોઇએ. તેની સામે આંખમીંચામણાં કર્યે ઉન્નતિ નથી. સમાજના શિષ્ટ વર્ગને જો આ દોષ સમજાયો હોય તો તેને ઉઘાડો પાડવો અને તેના નિવારણ માટે તેની સામે લોકમત કેળવવો તે એની ફરજ છે. મનુ મહારાજના કથન મુજબ શિષ્ટ પુરુષો જે નીતિનિયમો ઘડે છે તેજ ધર્મ છે. આજે જાહેર પત્રો એ લોકશિક્ષણનું મોટું સાહિત્ય છે. તેની દ્વારા લોકશિક્ષણ ખૂબ આગળ વધ્યું છે. આખરે તો સરકારનેય સમાજના કુરિવાજોમાં સુધારો કરવા કાયદાનાં કડક બંધન ઘડવાં પડે છે. અલબત્ત, લોકોનો તેમાં વિરોધ હોય છે અને તેઓ નાહાબારી શોધવા પ્રયત્ન કરે છે. તેનું કારણ લોકશિક્ષણનો અભાવ છે. સામાન્ય રીતે લોકતંત્રથી ચાલતા રાજ્યમાં બહુમતે ઘડાએલા કાયદા સર્વમાન્ય થવા જોઇએ, વિરોધો સમી જવા જોઇએ. વળી લોકો સમજપૂર્વક કાયદાનો અમલ કરતા થાય તેટલા માટે કેળવણી, અખબાર તથા જાહેર પ્રવચનો દ્વારા લોકશિક્ષણ અપાવું જોઇએ. જો આમ છે તો 'પાટીદાર' સરખા જાહેર પત્ર સામે આ વિરોધ શો?

અને કોણ છાતી ઠોકી કહે છે કે 'પાટીદાર' ઇરાદાપૂર્વક જુઠાણું પ્રગટ કરે છે? પ્રસંગકથાની વાત કરીએ તો તે તપાસ કર્યા વિના લખતું જ નથી. માણસ માત્ર ભૂલને પાત્ર છે, એટલે શરતચૂકથી કે કોઇ ઉપરના વિશ્વાસથી ખોટી હકીકત લેવાઇ ગઇ હોય તો તે દીલગીરી સાથે માફી માગે છે. ભાઇ ચીમનભાઇ મૂ. અમીનને સલાહ આપતાં વસોના પેલા પૂજ્ય મુરબ્બીએ સાચું જ કહ્યું છે, કે "ભાઇ નરસિંહભાઇ તપાસ કર્યા વિના લખે છે એ વાત નથી" (ચાલુ વર્ષ, પૃષ્ઠ ૩૨). આમ પ્રસંગકથા વિષે છે, તો શું

બીજા લેખકો જુદી વાતો લખે છે? બનવા જોગ છે. હાલની બીજી બાજુ પણ જોવી જોઈએ. કેવળ હડહડતી જુઠી હકીકતો નો તંત્રી નજ લે. જેમાં મતભેદને અવકાશ છે તે લેવામાં વાંધો નથી, લખનારના વિચારો સાથે તંત્રી સંમત ન હોય. રિબાતા વાછરડાને મોતની સોય મરાવવામાં મહાત્માજીએ અહિંસા જોઇ, લોકોને એમાં પારાવાર હિંસા દેખાઇ અને તેઓ ગાંધીજી પર તૂટી પડ્યા. રખડતાં તેમજ હડકાયાં કૂતરાંને મારવામાં પણ એમજ એમને અહિંસાના સિદ્ધાન્તનો ભંગ થતો ના લાગ્યો, બીજા અનેકને તેમાં હિંસા જણાઇ. આમ આ મતભેદનો વિષય છે, તેમાં કોણ ન્યાય તોળશે? એટલે બીજાને જણાતી સાચી વસ્તુઓને માત્ર પોતાનેજ તે જુઠી જણાય છે તેટલા માટે ખોટી કહી તેના ઉપર ગુસ્સે થઇ સહિષ્ણુતા ગુમાવવી એ ઉચિત નથી.

ભાઇ ચીમનભાઇએ લીધેલાં અવતરણો ઉપરજ વિચાર કરીએ: એમણે જુહાણાના સમર્થનમાં ગયા ભાદરવાના અંકમાં 'કુળવાનશાહી' એ મથાળા નીચે લખાએલા લેખનાં બે વાક્યો લીધાં છે. અહીં એ શરત રાખવાની જરૂર છે કે એ વાક્યો ચર્ચાસ્પદ છે અને તેથી તેમાં મતભેદને અવકાશ છે. અને તેથી એમ ફલિત નથી થતું કે 'પાટીદાર' જુહાણાંજ પ્રગટ કરે છે. એને સાચાં કે જુઠાં કહેતા પહેલાં નક્કર સાબિતીની જરૂર રહે છે." એ લખનારે અનુભવ અને સાબિતી સિવાય માત્ર લાગણીના પૂરમાંજ એ લખી નાખ્યું હશે એમ માનવાને કારણ નથી. 'ભાઇ ચીમનભાઇને ચેલેન્જ' એ મથાળા નીચે (ચાલુ વર્ષ, પૃષ્ઠ ૧૩૨-૩૪) પ્રગટ થએલા લેખમાં આપેલાં ઉદાહરણો એ વાક્યોની વાસ્તવિકતા સિદ્ધ કરે છે. એટલે ઊલટો ચોર કોટવાળને દંડે એવું ભાઇ ચીમનભાઇમાટે થયું. આમ છતાં બીજી દૃષ્ટિએ એમાં દોષ પણ છે, કારણ કે એ અર્ધસત્ય છે. વ્યક્તિઓના સારા માઠા અનુભવથી જેમ 'કાઠીઆવાડી તો આવા છે અને અમુક તેવા છે,' 'અમુક ગામના કે નાતના લોકો આવા છે અને ફલાણા ગામના કે નાતના લોક તેવા છે,' એમ કહેવું જેમ ખોટું છે તેમજ અહીં પણ છે. અવતરણવાળાં વાક્યો કહેવાતા કુળવાનોનું માનસ અમુક અંશે વ્યક્ત કરે છે એની ના નથી, પણ એ વર્ગમાં બધાય એવા છે એમ કહેવું તે ખોટું છે. વળી ત્રીજી રીતે જોઇએ તો એ આક્ષેપ મૂગે મોંઢે સહી લેવા જેવા ગણાશે. પાટીદારોમાં દૂધપીતી થતી હતી અને હજુ પણ થાય છે, એના મારી પાસે પુરાવા છે. આથી જોકે બધા પાટીદારો દૂધપીતી કરે છે કે તેને પથરાની પેઠે ઉછેરે છે એમ નથી, છતાં જ્ઞાતિનું એકંદર વલણ કન્યાઓ પ્રત્યે કેવું છે તે એથી વ્યક્ત થાય છે. અને

ત્યારે કોઇ પર-જ્ઞાતિનો કે -પ્રાન્તનો એમ કહે કે 'પાટીદારો દીકરીઓને દૂધપીતી કરે છે,' તો તેની સાથે ટંટો કરવા નહિ જવાય, પણ મૂગે મોંઢે તે સહી લેવું જોઇશે. એટલે અવતરણવાળાં વાક્યોને જુદાં કહી અસહિષ્ણુ થવાની કે જુદાઇની પુનરાવૃત્તિ કરવાની જરૂર ન હતી. જો તેમાં જરૂર હોય તો તેને નાબુદ કરવા પ્રયત્ન કરવો જોઇએ. તેમ કરવાની પોતાની શક્તિ ના હોય તો મૂગા બેસી રહેવું સારૂં. પરંતુ પોતે જેમાંના-એક છે તે વર્ગની વકીલાત કરવા જતાં નો બીજી હજાર વાતો બહાર આવે એમ છે, એ ન ભૂલવું જોઇએ.

બીજો આક્ષેપ અવિવેકી અસભ્ય અને અશ્લીલ ભાષા વાપરવાનો છે. ઉપર જોયું તેમ આમાં પણ દૃષ્ટિફેર છે. ભાષા કડક હોય, ટીકા પ્રહારાત્મક હોય, શબ્દો શૂળ જેવા હોય, તેથી તે અસભ્ય નથી બની જતા. સરદાર વલ્લભભાઇની ભાષાને આપણે તલવારની ધાર જેવી, એક ઘા અને બે કકડા કરનારી કહીશું, પણ તેને અસભ્ય અને અવિવેકી કહી શકીશું ખરા? તેમનાં રાજકીય ભાષણો બાજુએ મૂકીએ તો પાટીદાર પરિષદના પ્રમુખ સ્થાનેથી તેમનું ભાષણ બળતાં લાવા જેવું હતું, છતાં ક્યાંય અસભ્યતાનો અંશ સુદ્ધાં તેમાં ન હતો. પણ તેમના ભત્રિજાની દીકરીનાં લગ્નપ્રકરણ વખતે તેમણે મુંબાઇમાં આપેલું ભાષણ ચરોતરની જાડી બાપાશાહી ભાષામાં હતું. એને ઝીણવટથી જોઇએ તો એમાં અવિવેક હોવાનો સંભવ હતો. સંભવ એટલા માટે કે એ મતભેદની બાબત છે. ખરૂં કહું તો આપણી ચરોતરની ભાષા જ જાડી છે અને તેમાંયે બાપાશાહી ભાષા એટલે સુદર્શન ચક્ર જેવી અને છતાં જાડી. સરદારનાં ભાષણોમાં અને શ્રી. નરસિંહભાઇનાં લખાણોમાં એ જાડી ભાષા તો છે જ, પણ પદ્ધતિસર નવા લેબાશમાં છે, એનો મૂળ અંશ ચોરે બેઠેલા બાપલીઆઓનો છે.. તેઓની ભાષા અશ્લીલતા મિશ્રિત કઠોર હોય છે. 'પાટીદાર'માં આવતી ભાષાનો મૂળ અંશ આવો જ છે, પણ તે એવી અસભ્ય નથી. જેના ઉપર એ ટીકા થાય છે તેનાં તો મૂળિયાં સુદ્ધાં બળી જાય છે, તેથી હકીકત જુઠી કહેવી કે ભાષાને અસભ્ય કે અશ્લીલ કહેવી વ્યાજબી નથી. પ્રસંગકથાની ભાષા માટે તંત્રી જવાબદાર છે અને અખબારના કાયદા અનુસાર લેખો માટે પણ. લેખોમાં સુષ્પ્તત્વે લાગણીઓના આવેશથી શુદ્ધ ચરોતરીઆ જાડી બાપાશાહી ભાષા વપરાએલી જોવામાં આવે છે. ક્વચિત પ્રસંગકથામાં પણ એમ બને છે, અંગત આક્ષેપોમાં તો ખાસ. આ ભાષા બીજાને અવિવેકી અને વખતે અસભ્ય પણ જણાય. એ મતભેદનો પ્રશ્ન છે. એ અશ્લીલ તો નથી જ. મને લાગે છે કે આ ચર્ચા નકામી છે, કારણ કે આપણી એ ભાષા છે, એને

ત્યજી તેને બદલે સંસ્કારી ઉચ્ચ ગુજરાતી ભાષા લખવા પ્રયત્ન કરવો જોઇએ એમ પણ હું માનું છું. તે માટે મહાત્માજીની ભાષા આદર્શ કહી શકાય. પણ એ તો મૂળે વાણીઆ રહ્યા, એમની ભાષામાં વાણીઆવિદ્યા તો હોયજ ને! કોઇને માઠું લાગે એવી કઠોર ભાષા તેમને શીખવાજ મળે નહિ. આપણે રહ્યા કોશ, કોદાળો અને હળ ઝાલનાર ખેડૂત; આપણી ભાષામાંથી આપણને મળેલા સંસ્કાર એમ ઝટ જાય કે? અને જાય તોય મૂળ કઠોરતાનો અંશ તો એક નહિ ને બીજે સ્વરૂપે આવેજ. એમાં અપવાદ હશે, પણ મુખ્યત્વે તો વલ્લભભાઇની કોટીએ પહોંચેલા માણસમાં પણ એ ફેરફાર નથી થયો એ આપણે જોઇએ છીએ – મહાત્માજીનું સાન્નિધ્ય અને પ્રભાવ છતાં.

અનેક લેખો અશ્લીલ ભાષાને કારણે 'પાટીદાર'માં સ્થાન પામ્યા નથી એ ટીકાકારોએ જાણવું જોઇએ. કેટલાય લેખો લેખકની પરવાનગીથી સુધારો પામ્યા પછીજ પ્રગટ થાય છે. કેટલાક લેખની હકીકત માટે ત્રાહિતને લખીને સાચી હકીકત મંગાવવામાં આવે છે. લાગણીના આવેશમાં લખાએલાં ગમે તેવાં ગાંડાંઘેલાં લખાણ 'પાટીદાર' ઉપર આવે છે, પણ તે યોગ્ય ફેરફાર વિના, યોગ્ય તપાસ વિના કદી પ્રગટ થતાં નથી.

અત્રે ગયા પોષના અંકમાં પૃષ્ઠ ૧૩૦ ઉપર છપાએલાં નીચેનાં વાક્યો ટાંક્યા સિવાય રહી શકતો નથી: "વડીલોએ કરેલાં પરાક્રમોને નામે 'કુળના કટકા છીએ, બાપાની ખડકીના મુઆ છીએ' કહીને પેટ ભરવાનાં સ્વપ્નાં સેવનારને 'પાટીદાર'ની કલમો અને એનાં કોલમો કાતીલ ઝેર જેવાં લાગશે, પણ ઉપાય નથી. પગ ઝાલી હલાવ્યા, માથાં દાબી જગાડ્યા, ઢંઢોળ્યા, પણ નથી જાગતા, એટલે હવે કલમના ગોદાએ કોઇ જગાડે તો તેની લેખનીતિ પર ટીકાનો વરસાદ!" આમાં અવિવેક અને અસભ્યતાની ગંધ તો છેજ, લાગણીનો આવેશ પણ છે, પણ અશ્લીલતા તો નથીજ. એકંદરે એ આપણી બાપાશાહી ભાષા છે. લખનાર ભાઇ કેળવાએલા છે અને એમને આપણે વિનવીએ કે તમે કડક ભાષા જરૂર લખો; પણ લખવાની રીત બદલો, એ નવા જમાનાની સંસ્કારિતા માટે જરૂરનું છે. આપણે જોકે એમને રોકી શકતા નથી, માત્ર વિનવીએ છીએ. ભાષા અને કલમમાં સંસ્કાર લાવવા એ તો રાષ્ટ્ર માટે અતિઆવશ્યક વસ્તુ છે. આપણે કેળવાએલા યુવકો તો બાપાશાહી ભાષામાંથી અનિષ્ટ તત્ત્વો કાઢી તેમાં નવાં ઉમેરી ભાષાને અને કલમને અગ્નિચક્ર સરખી બનાવી શકીએ છીએ. મને પોતાને ભાઇ ચીમનલાલ મૂ. અમીનની સરખી મુડદાલ ભાષાયે પસંદ નથી, તેમજ પૂના કેમ્પથી લખતા ભાઇ મગનભાઇની ભાષા પણ પસંદ

નથી. ખેર, આ તો અંગત પસંદગીનો સવાલ છે. પણ સામાન્ય રીતે 'આપણી બાપાશાહી જાડી ભાષા અમર તપો' એમ તો કોઇ નહિજ કહે. મહાત્માજીની વાણી અને કલમને આદર્શ રાખી આપણે તેમાં સુધારો કરવો જોઇએ. આ પણ સુધારકોનું જ કર્તવ્ય છે.

ગુણદોષ સંબંધે વિશેષ વિચાર હવે પછીના અંકમાં કરીશું.

દારેસલામ, પૂર્વ આફ્રિકા    ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ



## યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?

**આ પરિવર્તનશીલ** જગતમાં વસ્તુમાત્રમાં કાળચક્રની સાથે પરિવર્તન થયાં જ કરે છે, પરંતુ દરેક કાર્યના પરિવર્તનમાં કારણ હોય છે. તદનુસાર હિંદુ સમાજમાં સુધારાના કાર્યમાં યુવકે જ કારણરૂપ થવાનું છે. સમાજ-સુધારાની પ્રવૃત્તિમાં યુવક વ્યક્તિગત અને વ્યવસ્થિત મંડળો મારફત, એમ બે રીતે ભાગ લઇ શકે છે.

પહેલી રીતે કામ કરવા માટે યુવક નીડર, દઢનિશ્ચય, સંયમી, વિનયી, શરીરે સુદઢ, પોતાની જાતને ન છેતરનાર, બીજાની ટીકા ન કરનાર અને બીજાની ટીકાઓ ભાવિના ગર્ભમાં પોતાને અંધારામાં પથપ્રદર્શક ( Torch Light ) સમાન થઇ પડનાર છે એમ માનનાર હોવો જોઇએ. જેમના મગજમાં આધુનિક પ્રચલિત કુરૂઢિઓ વિષે જે જૂનવાણી વિચારો ઊંડાં મૂળ નાખી અત્યાર સુધી પોષાઇ તેમની દૃષ્ટિએ અચળ થઇ ગયા છે, તેવા વૃદ્ધોનો સામનો કરવો પડશે. તેઓ ખખડધજ શરીરે, પરંતુ જલદ શબ્દોમાં બોલી ઉઠશે: "શું આપણા બાપદાદા મૂર્ખા હતા તે અત્યાર સુધી આમ કરતાં આવ્યા હશે?" તેમના આ વારંવાર પ્રયોગમાં લવાતા વાક્યનો જવાબ આપવા માટે તેમને સમજાવવા જોઇશે કે એક વસ્તુ અમૃત સમાન હોય છે, પરંતુ તે કાળના ઘસારાથી વિષ બની જાય છે. આ ભૌતિક સત્ય સુંદર રીતે અને લંબાણથી સમજાવતાં તેમની ટીકાઓ તેમના મોંમાં પાછી મૂકાઇ જશે.

હવે ઉપર બતાવ્યા તેવા ગુણસંપન્ન યુવક પોતાના વ્યક્તિગત જીવનમાં સમાજસુધારાને કેવી રીતે અપનાવી શકે તે જોઇએ.

લગ્ન: આ પ્રસંગે પોતે વરવિક્રયને કે કન્યાવિક્રયને સ્થાન આપવું નહિ. બની શકે તેટલી સાદાઇથી લગ્ન કરવું. 'મોટા ભા' થવા માટે આગ્રહપૂર્વક

લેવાદેવામાં આવતા દીપાં રૂપી લાગા બિલકુલ બંધ કરવા. બની શકે તેટલાં ઓછાં માણસ જાનમાં લેવાં. કન્યાપક્ષ તરફથી તે પક્ષ પોતે મોટો થવા ખાતર આપતો હોય તેવી કોઇ ચીજ લેવી નહિ. વાજાંનો બાહ્યાડંબર રાખવો નહિ. લગ્નવિધિ અત્યારના કહેવાતા ભૂદેવો દ્વારા નહિ, પરંતુ વિદ્વાનો દ્વારા કરાવવો જોઇએ.

સંતાનોનાં લગ્નઃ છોકરા અગર છોકરીઓને બાળપણથી જ એ પ્રકારની કેળવણી આપવી કે તેઓ કુરૂઢિઓ તરફ ધૃણાની નજરે જ જોતાં શીખે. આવી સ્થિતિમાં તેઓ પુખ્ત વયનાં થાય ત્યારે જ તેમનાં લગ્ન કરવાં. તે લગ્નોમાં તેમની પોતાની પસંદગીને અનુમોદન આપવું. અલબત્ત તેમાં સલાહ જરૂર આપવી.

વિધવાઃ પોતાના કુટુંબમાં સામાજિક કુરૂઢિઓને ભોગે કોઇ બાળવિધવા થઇ હોય તો તેને ફરજિયાત વૈધવ્ય નહિ પળાવતાં તેની ઇચ્છા હોય તો તેને પુનર્લગ્ન કરવાની અનુકૂળતા કરી આપવી. દૈવસંજોગે કદાચ તે નીતિભ્રષ્ટ થઇ ગર્ભવતી થઇ હોય તો અત્યાર સુધી થતું આવ્યું છે, તેમ કાશીની યાત્રા ન કરાવતાં તેને પ્રસૂતિની સગવડ કરી આપી બાળકનું રક્ષણ કરવું. વાળ રાખવા હોય તો તેમ કરવાની છૂટ આપવી.

મરણઃ મરણ પછીની ક્રિયાઓમાં બારમાંના જલસા, રોવુંકૂટવું, શ્રાધ કરવું, વગેરેમાંની કોઇ ક્રિયા કરવી નહિ. કારણકે તેમ કરવામાં માત્ર ચૌદશીઆનું પોષણ થાય છે. જે સમાજ પોતાના ઘરની સ્ત્રીને ઘૂમટો દૂર કરવાની છૂટ નથી આપતો તે સમાજ તેમની પાસે છાતીઓ ઉઘાડી કરી બજાર વચ્ચે કૂટવાનું નિર્લજ્જ નાટક ભજવાવે છે! આ નાટકનું સમૂળું ઉચ્છેદન કરવું. મરણનો આઘાત તાજેજ હોય તેવે પ્રસંગે લાડુ ખવડાવવાની સ્થિતિ ન હોય, તોપણ તેમ કરવુંજ પડશે એવે વિચારે મરનારના વારસોને મૃતપાય બનાવી દેતી એ રૂઢિનો નાશજ કરવો.

બીજી રીતે કામ કરવા માટે ઉપર બતાવ્યું તેમ પોતાના જીવનમાં સમાજસુધારાને અપનાવ્યો હોય તેવા યુવકોનાં વ્યવસ્થિત મંડળો સ્થાપવામાં આવે. હાલ જેમ મહાસભા ગામ, તાલુકા, પ્રાન્ત, જિલ્લો, એમ રાજકીય વિભાગોવાર સમિતિઓ સ્થાપે છે, તેમ સામાજિક કામ કરવામાં સાનુકૂળ થાય તેવાં ગામવાર, ગોળવાર અથવા બીજી કોઇ રીતનાં મંડળો અને તે મંડળોનું પ્રતિનિધિત્વ ધરાવતું એક મહામંડળ સ્થાપવામાં આવે.

તે મહામંડળનું મુખ્ય ધ્યેય સમાજસુધારાનું રાખવામાં આવે. તે બાળલગ્ન વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, દહેજો, મરણ પાછળનાં ખર્ચ, પ્રેતભોજન, રોવાકૂટવાનો રિવાજ, ફરજિયાત વૈધવ્ય, વગેરે કુરૂઢિઓનો સદંતર નાશ કરવાના

પ્રયત્નો કરે. તેને લગતું સાહિત્ય પ્રસિદ્ધ કરે, એટલે કે સામયિકો અને પ્રસંગોચિત પત્રિકાઓ બહાર પાડે. શરૂઆતને માટે તેવાં ચાલુ સામયિકોને પ્રોત્સાહન આપે. કોઈ યુવકને વ્યક્તિગત જીવનમાં સમાજસુધારાને માર્ગે ચાલતાં મુશ્કેલીઓ ઉપસ્થિત થતી હોય તેવે પ્રસંગે તેને મદદ કરવા દોડી જવું. જેમ જેમ મંડળ સબળ થતું જાય તેમ તેમ અક્ષરજ્ઞાન પણ આપવા માંડે. નિરક્ષર હોવાને કારણે કેટલાક યુવકોને સમાજસુધારાનો સાચો ખ્યાલ આવી શકતો નથી. તે આ મંડળ તરફથી બહાર પડતાં અગર એવાં બીજાં સામાજિક સુધારાની ચર્ચા કરતાં સામયિકો વાંચીને સુધારામાં મદદરૂપ થઇ પડે. પંચો બોલાવી તેમના દ્વારા રૂઢિવિનાશક ઠરાવો પસાર કરાવવા. તે ઉપરાંત અત્યારે ચાલતા નાના નાના ગોળ તોડી લગ્નક્ષેત્ર વિશાળ બનાવવા પ્રયત્નો કરવા. આ પ્રમાણે તે મંડળ પોતાના કાર્યમાં સહાયભૂત થઇ પડે તેવી રીતે સમાજને કેળવવા માટે જરૂર પડતી દરેક પ્રવૃત્તિ હાથ ધરે. આમ જો યુવકો વ્યક્તિગત રીતે તથા મંડળો સ્થાપી કાર્ય કરવા મંડી જાય તો સમાજને ચૂસી રહેલી તમામ અનિષ્ટ રૂઢિઓ ભસ્મીભૂત થઇ ગયા સિવાય રહેજ નહિ.

આણંદ — શંકરભાઇ પ્રભુદાસ પટેલ

---

## લગ્ન ને સ્ત્રીપુરુષ

**ગામડાંમાં** ઊછરતી કન્યાઓમાં આજ પણ એક એવી સમજણ કે અણસમજણ છે, કે કુંવારી મટી પરણવું એ તદ્દન સ્વાભાવિક વસ્તુ છે, ઉપરાન્ત જીવનના કલ્પિત આનંદોત્સવો અનુભવવાની એ અમૂલ્ય પળ છે; જોકે શહેરમાં ઊછરતી ને થોડુંઘણું ભણેલી કન્યાઓમાં પણ આથી લાંબે નજર નાખવાની શક્તિ બહુ નથી હોતી. પણ કૌમાર્યનો ઉંબર ઓળંગી લગ્નમંદિરમાં પ્રવેશ કરવો, એ વસ્તુ બધી કુમારિકાઓ ને કુમારો કલ્પે છે એટલી સરળ નથી. એ કલ્પના પ્રમાણે સરળતા ન અનુભવવી તેનું નામજ દુ:ખ. લગ્નજીવન દુ:ખી થતાં હોય તો તેમાં આ એક સબળ કારણ છે.

કૌમાર્યમાં સેવેલાં સ્વપ્નોની સિદ્ધિ માટે સ્ત્રી તલપાપડ થઇ રહી હોય છે; સાથે કૌમાર્યમાં ભોગવેલ સ્વાતંત્ર્યનાં સ્વપ્નોને મનોરમ ચિત્રો સાથે વાસ્તવિકતામાં મૂકવાના તેના કોડ પણ ઓછા નથી હોતા. અને તેજ વખતે પુરુષ પણ પોતાની સ્વપ્નસૃષ્ટિને અમલમાં મૂકવા અધીરો બનેલો હોય છે. સ્ત્રીના કરતાંય તે વધુ પ્રબળ રીતે પોતાનાં સ્વપ્નોને આગળ ને આગળ ધરે છે.

જીવનના ખરાબાનો પહેલો ખડક અહીં ઉપસ્થિત થાય છે. કૌમાર્યની ભાવનાઓને કચડાતી જોતાં બંને પક્ષ એક જાતની અકથ્ય મૂંઝવણમાં ઊતરી પડે છે. લગ્નજીવનમાં કાલ્પનિક ચિત્રો ને સ્નેહસ્વપ્નો નિરાશાથી ને પરાજયથી વીંધાઈ જાય છે. એક બીજા પ્રત્યેનો સ્નેહમાં કે સ્નેહની ભાવનામાં પણ અહીંથીજ એક જાતની જુદાઈ ઉત્પન્ન થાય છે.

એટલું તો દરેક માણસ સમજી શકે છે કે બે મનુષ્યોની દૃષ્ટિમાં, કાર્યરીતિમાં, વિચારમાં કે આચારમાં તદ્દન સામ્ય હોતું જ નથી. દરેકને પોતાના જુદાજ આદર્શો. જુદીજ કાર્યભાવના ને જુદાંજ સિદ્ધિસ્વપ્નો હોય છે. એટલે પતિપત્નીમાં પણ આપણે ઉપરના સામ્યની આશા રાખી શકીએજ નહિ. સાથે સાથે લગ્નજીવનની-શરૂઆતથીજ બંને પોતાનાં સ્વપ્નો ઉપર ઝઝુમે છે અને પતિને પત્નીનું તથા પત્નીને પતિનું વર્તન પોતાને અનુકૂળ લાગતું નથી. બંનેને પોતાનીજ વસ્તુ પ્રિય લાગે છે, ને એ પ્રિય વસ્તુનો ત્યાગ ન કરવા બંને સરખાંજ દૃઢ હોય છે. ઉપરાંત બંને એકીસાથેજ પોતાનાં સ્વપ્નો સિદ્ધ કરવા જોરથી કમર કસે છે, પોતાનીજ વસ્તુને સત્ય–ઉત્તમ ઠરાવવા મથે છે; પ્રયત્નો ચાલે છે ને ચર્ચાઓ ઉત્પન્ન થાય છે. આજ ચર્ચાઓ પાછળથી ટંટાનું સ્વરૂપ લે છે. ટંટામાં બંને પોતાની વસ્તુને વધુ મજબુતાઈથી પકડી રાખે છે. એકેય પક્ષ ઢીલું મૂકવા તૈયાર નથી હોતો. છેવટે સબળ પક્ષ–બનતાં સુધી પુરુષ–પોતાનું ધાર્યું કરે છે, કરાવે છે. પ્રસંગ તો સુખદ કે દુઃખદ રીતે પોતાનો માર્ગ કાઢી પસાર થાય છે, પણ દામ્પત્યમાં કંકાસ ને અસંતોષનું વિષ ઢોળતો જાય છે. અનિચ્છાએ જે પક્ષે ભોગ આપ્યો હોય તે પક્ષ અસંતોષમાં એટલો વિદ્વેષી બને છે, કે લગ્નજીવનનાં બંને પક્ષનાં સ્વપ્નો, ભાવનાઓ ને આદર્શોને અશાન્તિની વેદીમાં હોમી મોટો ભડકો પેદા કરે છે.

લગ્નજીવનની અશાન્તિનું એક કારણ, કૌમાર્યની ભાવનાઓના ને લગ્નભાવનાના પ્રોત્સાહનની નિષ્ફળતા પણ છે. અને તે માટે જો એકલી સ્ત્રીનેજ જવાબદાર ગણવામાં આવે તો તે હડહડતો અન્યાય છે, છતાં એકલો પુરુષ પણ તેને માટે જવાબદાર નથી. સ્ત્રી અને પુરુષ સરખે હિસ્સે તેનાં જવાબદાર ગણાવાં જોઇએ, કારણ કે જીવનમાં બંનેને સરખો હક્ક છે. બંનેને હૃદય ને વિચારશક્તિ હોવાથી ભાવનાઓ ને આદર્શો હોય તે તદ્દન સ્વાભાવિક છે, તેથી ગુનો એકને માથે ઢોળવો એ યોગ્ય ન ગણાય.

લગ્ન એ માત્ર પોતાનાજ સિદ્ધાન્તોને સિદ્ધ કરવાનું ક્ષેત્ર ન મનાવું જોઇએ. લગ્ન એટલે પોતાનાજ આત્માને સંતોષવા આદરેલી મોજ મુસાફરી

–Pleasure Trip– નથી, કે લગ્ન એ સિદ્ધાન્તોના શબ્દનું ખોખું પણ નથી. લગ્ન એટલે આત્માની એકત્રતા સાધી એકત્ર જીવનની આબાદી ને સુખાર્દ્રતા સાધવા માટેનું સંયોજન છે. કેટલીક વખત લગ્ન એટલે સંયુક્ત જીવન સાધવા માટે આત્મસુખનું હર્ષભર્યું-બલિદાન પણ છે. કૌમાર્યનાં સ્વપ્નો જેવું એ જીવન ચિત્રપટ સમું નથી. નાનપણની દુનિયા જેવી એ દુનિયા સરળ નથી. લગ્નજીવન બંને પક્ષ પાસેથી સ્વાર્થત્યાગ ને સ્વાર્પણની માગણી કરે છે, આત્મસંયોજન માટે બંને પક્ષને શેઠ મટી સેવક બનવાની ફરજ પાડે છે. વિશ્વાસ, બંધુત્વ અને સહચાર લગ્નજીવનની અનિવાર્ય આવશ્યકતાઓ છે.

પણ લગ્ન માટે જે સંસ્કાર સમાજ તરફથી આપણને મળેલા છે તેમાં ઉપરની એક પણ વસ્તુ આપણને સાચી રીતે દસાવવામાં આવી નથી. નવા સંસ્કારો પણ આપણને લગભગ એકતરફી જ વિચારો તરફ પ્રેરતા લાગે છે. પાશ્ચાત્ય વિચારોને અંધપણે અનુસરતાં આપણી પાસે કંઇ સારૂં હશે તે પણ ગુમાવી દેવાનું છે. તો થાય શું, એ પ્રશ્ન સ્વાભાવિક ઉત્પન્ન થાય.

લગ્ન પહેલાં કૌમાર્યનાં સ્વપ્નો રચતાં કોઇનાથી કોઇને ખાળી શકાતું નથી. અને એમ ખાળવાથી ફાયદો પણ શો ? પણ લગ્નને એ સ્વપ્નોની સિદ્ધિ માટેનું ક્ષેત્ર–પોતાના વિચારોને વાસ્તવિકતામાં મૂકવાની જ દુનિયા–મનાય છે, તે માન્યતા દબાઇ જવી જોઇએ. અને તે માટે લગ્નજીવનની શરૂઆતમાં જ પોતાના કક્કાને મૂકી દેઇ સ્નેહાવિષ્ટ એ આત્માની એકરૂપતા માટે, પોતાના ગમે તેનું બલિદાન આપવા તૈયાર રહેવું જોઇએ. સ્નેહ ને વિચારસામ્ય સાધવા બંને પક્ષોએ પ્રયાસો આદરવા જ જોઇએ. અને એકબીજાના આત્માની સમીક્ષા કરવાની શક્તિ પ્રાપ્ત કર્યા પછી, આત્મામાં ઊંડું સમ્માન ઊપજ્યા પછી, સહકાર ને ઐક્યનાં તપ કર્યા પછી, પોતાના વિચારોને યોગ્ય સમયે જ આગળ આવવાની તક આપવી જોઇએ. છતાંય જો હજી કચાશ લાગે તો વધુ તપશ્ચર્યા પછી જ તે બહાર આવવા પામવા જોઇએ.

આત્મસમર્પણ સાથે જીવનમાં સ્નેહ, સહકાર, સહચાર ને ઐક્ય ઉત્પન્ન થતાં વાર નહિ લાગે. યોગ્ય સમયની તૈયારી કર્યા પછી સ્વાતંત્ર્ય શોધનારને મુશ્કેલીઓ વેઠવામાં પણ આનંદ આવે છે. સબળ પ્રયત્નો હોય તો જરૂર તે પ્રાપ્ત કરી શકે છે. પછી સ્ત્રીના સ્વાતંત્ર્યને દબાવવા કોઇ તૈયાર નહિ હોય. મહાત્માજીનો શાન્તિભર્યો ને સચોટ પંથ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે અમૂલ્ય થઇ પડશે.

કમ્પાલા, યુગાન્ડા ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

# સાત ગામના પંચના આગેવાનોને

**નડિયાદ**, વસો, સોજીત્રા, ધર્મજ, ભાદરણ, ઉત્તરસંડા, ઓડ, એ ચરોતરનાં સાત ગામના અમુક ખડકીનાએ ભેગા મળી, પોતાને કન્યા આપવા મેળવવામાં અડચણ પડવાથી લગભગ સંવત ૧૯૭૦માં પોતાનો જુદો જથ બાંધ્યો. શરૂઆતમાં તો તે જથ સાધારણ ચાલ્યો, પણ વખત જતાં તેના ધારાધોરણમાં સખ્તાઇ કરવાથી દિવસે દિવસે તે સારા પાયા ઉપર આવતો ગયો. અને છેલ્લાં દશેક વર્ષથી તે બરાબર ચાલે છે. તેમાં પણ અંદરના કુસંપોને લીધે અમુક વર્ષે બે તડ પડ્યાં, પણ છેવટે હાલમાં જથ એકત્ર થઇ ગયો છે. તેના કાયદાકાનુનો બાંધેલ તે નીચે મુજબ છે:

૧. જથના કોઇ માણસે કન્યાવિક્રય કરવો નહિ.

૨. જથમાં સટાત્રેખડાં કરવાં નહિ.

૩. જથના કોઇ પણ માણસે પોતાના છોકરાના લગ્ન વખતે વિલાયતી વાજાં વગાડવાં નહિ, પણ તેને બદલે દેશી ઢબનાં તાછાં વગાડવાં. તે કાયદાનો ભંગ કરે તેનો રૂા. ૫૧ દંડ કરવો. કન્યાપક્ષવાળાને વાજાં વગાડવાની છૂટ છે.

૪. જે માણસ પોતાની કન્યા જથ બહાર પરણાવે તેને પંચે નાતબહાર મૂકવો અને તેની સાથેનો બધો વહેવાર બંધ કરવો; તે માણસ પોતાની બીજી કન્યા જથમાં પરણાવે અને રૂા. ૨૦૦૦ દંડ આપે તો તેને જથમાં લેવો અને તેની સાથે બધો વહેવાર ચાલુ કરવો.

વખત જતાં કોઇ કોઇ ગામમાંથી અમુક માણસોએ જથની બહાર કન્યા આપી. તેને જથના ધારા મુજબ પંચે નાતબહાર મૂકેલ છે, પણ કન્યાવિક્રય તથા સટાત્રેખડાંનો જે નિયમ હતો તે ઢીલો થઇ ગયો. અને જથમાં કન્યાવિક્રય તથા સટાત્રેખડાં ચાલુ થયાં, છતાં તે તરફ પંચના સભ્યોએ ધ્યાન આપ્યું નહિ અને પોતાના લાગતાવળગતા સંબંધીની કન્યાના પૈસા લેવામાં તથા તથા છોકરો પરણાવતાં પૈસા આપવામાં અગ્રેસર થઇ કામ કરવા લાગ્યા. પંચ તે જાણવા છતાં કંઇ કરી ન શક્યું.

સટાત્રેખડાંનો રિવાજ જો કે નિંદનીય છે, છતાં કન્યાવિક્રય જેટલો નહિ. તેના પ્રત્યે પંચના સભ્યોની ચાર આંખ થઇ અને જ્યાં સટાત્રેખડાં થતાં હોય ત્યાં જાતે જઇ અગર પત્ર દ્વારા વિરોધ નાંખવા માંડ્યો. અમુક કેસોમાં તો કન્યાના તથા વરના માબાપોના અને જાનમાં જનાર માણસોના દંડ પણ કરેલ છે. પંચના કાયદાકાનુનો દરેક માણસ માટે સરખા હોવા જોઇએ, પણ અત્રે તેથી ઊલટું બને છે; કોઇ સાધારણ માણસ સટુંત્રેખડું કરે તો તેને

પંચ દંડ અગર બીજી રીતે હેરાન કરે છે અને જો તેવુંજ કામ પંચના સભ્યોનાં સગાંસંબંધી અગર લાગતાવળગતામાં થયું હોય તો પંચ તે નિભાવી લે છે. આ ખુલ્લી રીતે પંચના સભ્યોની આપખુદી છે. પંચનાં આવાં કામ પ્રત્યે જ્ઞાતિના યુવકોએ વિરોધ કરવો જોઇએ, અને સભ્યોની આપખુદી ઉઘાડી પાડી તેમની સાન ઠેકાણે લાવવી જોઇએ.

જ્ઞાતિનું હાલનું બંધારણ વ્યવસ્થિત નથી, તેમાં કંઇક શિથિલતા આવી છે. તે શિથિલતા દૂર કરી નવું બંધારણ બાંધવું જોઇએ. જે કાયદા ઠીક લાગે તે કાયમ રાખી તેને વધારે મજબુત કરવા અને બીજા જે યોગ્ય લાગે તે ઉમેરવા; અને તે છપાવી તેની નકલો દરેક ગામમાં વહેંચવી, જેથી જ્ઞાતિની દરેક વ્યક્તિને તેની બરોબર માહિતી મળે.

સમાજમાં કન્યાવિક્રય એ મોટામાં મોટું પાપ છે, તે બંધ કરવા કડક પગલાં લેવાં જોઇએ. તે માટે અમુક દંડ તથા જે માણસ તેવા લગ્નમાં ભાગ લે તેને માટે પણ દંડ રાખવો ઠીક છે. તે બંધ કરવા માટે બીજો ઉપાય કરવો તે પણ યોગ્ય છે. જે માણસની આર્થિક સ્થિતિ ખરાબ હોય અને પોતાની કન્યા નાણાંને અભાવે પરણાવી શકતો ન હોય તેને ઓછે ખરચે પંચે પરણાવી આપવી, અને તે ખરચ રૂા. ૫૦થી વધારે ન હોવું જોઇએ. કદાચ તે માણસ પંચનાં નાણાંથી લગ્ન કરવા ખુશી ન હોય, તો તેના ગામના સભ્યોએ જેમ બને તેમ ઓછે ખર્ચે લગ્ન થઇ શકે તેવી દરેક સગવડ કરી આપવી જોઇએ. જમણવાર, જાન વગેરે ખોટા આડંબરનાં ખર્ચ કાઢી નાખવાં અને સાદાઇથી, પાંચ દશ માણસથી લગ્ન પતાવી શકાય તેમ કરવું. તેથી નાણાંનો બચાવ થશે અને તે રિવાજ નાબુદ થશે.

જ્ઞાતિની બહાર જે કન્યા આપે તેનો રૂા. ૨૦૦૦ દંડ તથા બીજી કન્યા જ્ઞાતિમાં આપે તોજ તેને જ્ઞાતિમાં લેવો તે મુજબ નિયમ છે. તેવા કોઇ માણસને બીજી કન્યા ન હોય તેણે શું કરવું તે બાબતનો પંચે વિચાર કરવો, અને તેવા કેસોમાં કંઇક છૂટછાટ રાખવી જોઇએ. તેવા માણસો માટે કન્યાને બદલે બીજો વધારે દંડ રાખવો ઠીક છે. આ કાયદાનો પૂરેપૂરો અમલ કરવો, કોઇ પણ સંજોગોમાં તેમાં શિથિલતા લાવવી નહિ, તોજ જ્ઞાતિ બરાબર ચાલશે અને કોઇ જ્ઞાતિની બહાર જશે નહિ. આવા કેસોમાં પંચ ખાતાં પડાવી લે છે તે ઠીક નથી. તે દંડ પેટે તો રોકડા રૂપિયા લેઇ તેનો ફેંસલો કરવો, નહિ તો ખાતાં તો નકામાં છે. કારણ કે પંચ કોઇના ઉપર રૂપિયા માટે કેસ કરતું નથી, જેથી ગુનેગાર પંચની પોલનો પૂરેપૂરો લાભ લે છે. માટે દંડ પેટે ખાતું પડાવવું તે દેખીતી રીતે મૂર્ખાઇ છે.

## સાત ગામના પંચના આગેવાનોને

**નડિયાદ**, વસો, સોજીત્રા, ધર્મજ, ભાદરણ, ઉત્તરસંડા, ઓડ, એ ચરોતરનાં સાત ગામના અમુક ખડકીનાએ ભેગા મળી, પોતાને કન્યા આપવા મેળવવામાં અડચણ પડવાથી લગભગ સંવત ૧૯૭૦માં પોતાનો જુદો જથ બાંધ્યો. શરૂઆતમાં તો તે જથ સાધારણ ચાલ્યો, પણ વખત જતાં તેના ધારાધોરણમાં સખ્તાઇ કરવાથી દિવસે દિવસે તે સારા પાયા ઉપર આવતો ગયો. અને છેલ્લાં દશેક વર્ષથી તે બરાબર ચાલે છે. તેમાં પણ અંદરના કુસંપોને લીધે અમુક વર્ષે બે તડ પડ્યાં, પણ છેવટે હાલમાં જથ એકત્ર થઇ ગયો છે. તેના કાયદા કાનુનો બાંધેલ તે નીચે મુજબ છે:

૧. જથના કોઇ માણસે કન્યાવિક્રય કરવો નહિ.

૨. જથમાં સટાત્રેખડાં કરવાં નહિ.

૩. જથના કોઇ પણ માણસે પોતાના છોકરાના લગ્ન વખતે વિલાયતી વાજાં વગાડવાં નહિ, પણ તેને બદલે દેશી ઢબનાં વાજાં વગાડવાં. તે કાયદાનો ભંગ કરે તેનો રૂ. ૫૧ દંડ કરવો. કન્યાપક્ષવાળાને વાજાં વગાડવાની છૂટ છે.

૪. જે માણસ પોતાની કન્યા જથ બહાર પરણાવે તેને પંચે નાતબહાર મૂકવો અને તેની સાથેનો બધો વહેવાર બંધ કરવો; તે માણસ પોતાની બીજી ..ા જથમાં પરણાવે અને રૂ. ૨૦૦૦ દંડ આપે તો તેને જથમાં લેવો અને ..ા સાથે બધો વહેવાર ચાલુ કરવો.

વખત જતાં કોઇ કોઇ ગામમાંથી અમુક માણસોએ જથની બહાર કન્યા આપી. તેને જથના ધારા મુજબ પંચે નાતબહાર મૂકેલ છે, પણ કન્યાવિક્રય તથા સટાંત્રેખડાંનો જે નિયમ હતો તે ઢીલો થઇ ગયો. અને જથમાં કન્યાવિક્રય તથા સટાંત્રેખડાં ચાલુ થયાં, છતાં તે તરફ પંચના સભ્યોએ ધ્યાન આપ્યું નહિ અને પોતાના લાગતાવળગતા સંબંધીની કન્યાના પૈસા લેવામાં તથા તથા છોકરો પરણાવતાં પૈસા આપવામાં અગ્રેસર થઇ કામ કરવા લાગ્યા. પંચ તે જાણવા છતાં કંઇ કરી ન શક્યું.

સટાંત્રેખડાંનો રિવાજ જો કે નિંદનીય છે, છતાં કન્યાવિક્રય જેટલો નહિ. તેના પ્રત્યે પંચના સભ્યોની ચારે આંખ થઇ અને જ્યાં સટાંત્રેખડાં થતાં હોય ત્યાં જાતે જઇ અગર પત્ર દ્વારા વિરોધ નાંખવા માંડ્યો. અમુક કેસોમાં તો કન્યાના તથા વરના માબાપોનાં અને જાનમાં જનાર માણસોના દંડ પણ કરેલ છે. પંચના કાયદાકાનુનો દરેક માણસ માટે સરખા હોવા જોઇએ, પણ અત્રે તેથી ઊલટું બને છે; કોઇ સાધારણ માણસ સટુંત્રેખડું કરે તો તેને

પંચ દંડ અગર બીજી રીતે હેરાન કરે છે અને જો તેવુંજ કામ પંચના સભ્યોનાં સગાંસંબંધી અગર લાગતાવળગતામાં થયું હોય તો પંચ તે નિભાવી લે છે. આ ખુલ્લી રીતે પંચના સભ્યોની આપખુદી છે.. પંચનાં આવાં કામ સામે જથના યુવકોએ વિરોધ કરવો જોઇએ, અને સભ્યોની આપખુદી ઉઘાડી પાડી તેમની સાન ઠેકાણે લાવવી જોઇએ.

જથનું હાલનું બંધારણ વ્યવસ્થિત નથી, તેમાં કંઇક શિથિલતા આવી છે: તે શિથિલતા દૂર કરી નવું બંધારણ બાંધવું જોઇએ. જે કાયદા ઠીક લાગે તે કાયમ રાખી તેને વધારે મજબુત કરવા અને બીજા જે યોગ્ય લાગે તે ઉમેરવા; અને તે છપાવી તેની નકલો દરેક ગામમાં વહેંચવી, જેથી જથની દરેક વ્યક્તિને તેની બરાબર માહિતી મળે.

સમાજમાં કન્યાવિક્રય એ મોટામાં મોટું પાપ છે, તે બંધ કરવા કડક પગલાં લેવાં જોઇએ. તે માટે અમુક દંડ તથા જે માણસ તેવા લગ્નમાં ભાગ લે તેને માટે પણ દંડ રાખવો ઠીક છે. તે બંધ કરવા માટે બીજો ઉપાય કરવો તે પણ યોગ્ય છે. જે માણસની આર્થિક સ્થિતિ ખરાબ હોય અને પોતાની કન્યા નાણાંને અભાવે પરણાવી શકતો ન હોય તેને ઓછે ખરચે પંચે પરણાવી આપવી, અને તે ખરચ રૂા. ૫૦થી વધારે ન હોવું જોઇએ. કદાચ તે માણસ પંચનાં નાણાંથી લગ્ન કરવા ખુશી ન હોય, તો તેના ગામના સભ્યોએ જેમ બને તેમ ઓછે ખર્ચે લગ્ન થઇ શકે તેવી દરેક સગવડ કરી આપવી જોઇએ. જમણવાર, જાન વગેરે ખોટા આડંબરનાં ખર્ચ કાઢી નાખવાં અને સાદાઇથી, પાંચ દશ માણસથી લગ્ન પતાવી શકાય તેમ કરવું. તેથી નાણાંનો બચાવ થશે અને તે રિવાજ નાબુદ થશે.

જથની બહાર જે કન્યા આપે તેનો રૂા. ૨૦૦૦ દંડ તથા બીજી કન્યા જથમાં આપે તોજ તેને જથમાં લેવો તે મુજબ નિયમ છે. તેના કોઇ માણસને બીજી કન્યા ન હોય તેણે શું કરવું તે બાબતનો પંચે વિચાર કરવો, અને તેવા કેસોમાં કંઇક છૂટછાટ રાખવી જોઇએ. તેવા માણસો માટે કન્યાને બદલે બીજો વધારે દંડ રાખવો ઠીક છે. આ કાયદાનો પૂરેપૂરો અમલ કરવો, કોઇ પણ સંજોગોમાં તેમાં શિથિલતા લાવવી નહિ, તોજ જથ બરાબર ચાલશે અને કોઇ જથની બહાર જશે નહિ. આવા કેસોમાં પંચ ખાતાં પડાવી લે છે તે ઠીક નથી. તે દંડ પેટે તો રોકડા રૂપિયા લેઇ તેનો ફેંસલો કરવો, નહિ તો ખાતાં તો નકામાં છે. કારણ કે પંચ કોઇના ઉપર રૂપિયા માટે કેસ કરતું નથી, જેથી ગુનેગાર પંચની પોલનો પૂરેપૂરો લાભ લે છે. માટે દંડ પેટે ખાતું પડાવવું તે દેખીતી રીતે મૂર્ખાઇ છે.

પંચનાં નાણાંપ્રકરણ તપાસતાં જણાય છે કે આશરે સાત આઠ હજાર રૂપિયા જમા હશે, પણ તેની કંઇ યોગ્ય વ્યવસ્થા નથી. જેની પાસે તે જમા મૂકેલ છે તે લોકો દબાવી બેસી ગયા છે અને તેનો હિસાબ વગેરે બરોબર નથી. તો તે નાણાં એકત્ર કરી કોઇ સદ્ધર બેંકમાં જમા મૂકવાં. તેનો આજ સુધીનો ચૂકતે હિસાબ વીગતવાર બહાર પાડવો તથા દરેક વર્ષે વ્યાજ સાથે હિસાબ છાપીને બહાર પાડવાની પ્રથા રાખવી, જેથી જયના દરેક માણસને તેની બરોબર માહિતી મળે.

પંચનાં નાણાં તથા તેના વાર્ષિક વ્યાજનો સારામાં સારો ઉપયોગ થઇ શકે તેમ છે. પણ તે તરફ પંચના મેમ્બરો ધ્યાન આપતા નથી. તેમનું ધ્યાન તો ફક્ત જ્યાં ત્યાં પંચ ભેગું કરી, લોકનાં એ નાણાંનો ઉપયોગ બેત્રણ દિવસ મિષ્ટાન્ન ઉડાવવામાં છે. બેત્રણ દિવસમાં નાહકનું સો બસોનું પાણી કરે છે અને છેવટે પરિણામમાં શૂન્ય આવે છે. માટે સભ્યોએ નકામું પંચ ભેગું કરવાની તથા મિષ્ટાન્ન ખાવાની મનોવૃત્તિ રાખવી ન જોઇએ. પંચની ખાસ જરૂર હોય તોજ ભેગું કરવું અને તેમાં ખોરાક સાદો રાખવો, અગર તો પોતાને ખરચે ભેગું થવું. જ્યાં મહાત્મા ગાંધી, જવાહરલાલ નહેરુ, વલ્લભભાઇ જેવા નેતાઓ દેશના ભલા માટે પોતાનો તન, મન, ધનથી ભોગ આપે છે, ત્યાં પંચના સભ્યો જયના ભલા માટે મિષ્ટાન્ન ન ખાવા જેટલો ભોગ આપે તોય પૂરતું છે. જો તેટલો ભોગ ન આપી શકે તો તેમનું દેખીતું હલકટપણું છે; અને તેવા સભ્યો જયનું શું ભલું કરશે તે દરેક માણસ વિચાર કરશે.

પંચનાં નાણાંનો નીચે મુજબ ઉપયોગ કરવો તે યોગ્ય છે.

૧. કન્યાદાનઃ જે માણસની આર્થિક સ્થિતિ ખરાબ હોવાને લીધે પોતાની કન્યા પરણાવી શકતો ન હોય તેને પંચે પોતાને ખરચે પરણાવી આપવી.

૨. વિદ્યાદાનઃ જય કેળવણીમાં ઘણોજ પછાત છે, તો કેળવણી કેમ વધે તે તરફ પૂરતું ધ્યાન આપવું. જયના મેટ્રિક કલાસમાં તથા કોલેજમાં ભણતા વિદ્યાર્થી માટે અમુક સ્કોલર્શીપ આપવાની પ્રથા રાખવી. ઘણા યુવકો પોતાનાં માબાપની આર્થિક સ્થિતિ ખરાબ હોવાને લીધે આગળ અભ્યાસ કરી શકતા નથી, તેવા યુવકોને તે ગામના સભ્યોની અનુમતિ લઇ શિષ્યવૃત્તિ આપવી. જયનો કોઇ વિદ્યાર્થી કોલેજમાં અગર આગળ અભ્યાસ કરવા ઇચ્છતો હોય, પણ નાણાંને અભાવે તે આગળ અભ્યાસ કરી શકતો ન હોય, તો તેવા વિદ્યાર્થીને પંચે લોન તરીકે નાણાં ધીરવાં અને તેનું અમુક વ્યાજ રાખવું. આ રીતે યુવકોને ઉત્તેજન આપવાથી તેઓ અભ્યાસ કરવા પ્રેરાશે અને એથી ઉત્તરોત્તર કેળવણી વધશે તથા જયની સારી આબાદી થશે.

પંચના સભ્યોએ નાણાં વગેરેની યોગ્ય વ્યવસ્થા કરવી અને જથની ખામીઓ હોય તે તાકીદે દૂર કરવી, નહિ તો પછી જથના યુવકોએ તેની સામે ઝુંબેસ ઉઠાવવી અને જ્યાં પંચ ભેગું થાય ત્યાં જઇ સત્યાગ્રહ કરવો. જો તેઓ આ કામ હાથમાં લેશે તો જથમાં પ્રગતિ થશે. હાલમાં આપણો જથ દરેક ગામમાં ઊતરતી પંક્તિમાં છે, તેનું કારણ કેળવણીનો અભાવ તથા જથની લગામ અઢારમી સદીના જૂના સભ્યોના હાથમાં છે તેજ છે. માટે યુવકોએ તે લગામ પોતાના હાથમાં લેઇ જથની ઉન્નતિના ઉપાયો યોજવા ઘટે. એથી પાંચ વર્ષમાં તે સારા પાયા ઉપર આવશે અને બીજા જથોની હરોલમાં આવશે. માટે યુવકોએ સત્વર કામ હાથમાં લેઇ યોગ્ય વ્યવસ્થા કરવી એજ યોગ્ય છે.

જથના કાયદાકાનુનો તથા બીજી બાબતોની મને પૂરતી માહિતી નથી, છતાં જે જાણું છું તે આ લેખ દ્વારા જણાવેલ છે. તેમ છતાં કોઇ બાબત રહી જતી હોય અગર કોઇ વધારે દર્શાવેલ હોય તો પંચનો કોઇ પણ યુવક અગર સભ્ય, જેને જથની પૂરતી માહિતી હોય તેને આ માસિક દ્વારા ચર્ચા કરવા સૂચના કરૂં છું. હું આશા રાખું છું કે કોઇ પણ યુવક તેવી ચર્ચા કરશે તો મને તથા જથના બીજા માણસોને કંઇક જાણવાનું મળશે.

પાઉડે, બ્રહ્મદેશ — **મણિભાઈ બાપુભાઇ પટેલ**



## ચીનમાં ખેતી અને ખેડૂતો

આપણા દેશની માફક ચીન પણ ખેતીપ્રધાન દેશ છે. ચીનની વસ્તી ૪૦ કરોડની છે. વસ્તીના એંસી ટકા ખેતી કરીને જીવન ગુજારે છે.

આપણા દેશના ખેડૂતોની માફક ચીન દેશના ખેડૂતો પાસે ટૂંકી ટૂંકી જમીનો છે, તેમની ખેતી કરવાની રીત પણ હિંદની ખેતી કરવાની રીત જેટલીજ પુરાતન છે. તેમનાં ખેતીનાં ઓજારો પણ પ્રાચીન ઢબનાં અને સામાન્ય કોટીનાં હોય છે. ગધેડાંથી ચાલતો સમાર, (ડલના=વેલણ જેવું?) લાકડાનું હળ અને ૧૩ ઇંચ લાંબી કોદાળી એટલાં એમનાં ખેતીનાં મુખ્ય ઓજારો છે. ખાતર તરીકે તેઓ પોતાનાજ હાથે તૈયાર કરેલું ખાતર વાપરે છે. વિદેશી રસાયણિક ખાતર તો જરાક જેટલું પણ વાપરતા નથી. એને છતાંય પોતાની રીતે ખાતર વાપરી તેઓ પુષ્કળ પ્રમાણમાં અનાજ પકવે છે.

ચીનના ખેડૂતો તેમની ખેતી કરવાની રીતમાં કોઇપણ જાતનો નવીન સુધારો કરવા નાખુશ છે. આપણને કદાચ આ વિચિત્ર લાગશે, પણ તેમની આ

ગોઠાઈ જેવી વિચિત્રતા અને નવીન રીતના ફેલાવા સામેના અણગમા હેઠળ કેટલાંક કારણ છૂપાયાં છે. ચીની લોકો ચાર હજાર વર્ષથી સફળતાપૂર્વક ખેતી કરતા આવ્યા છે. જે ખેડૂતો ૪૦ કરોડ જેટલી વસ્તીનું ભરણપોષણ હજારો વર્ષથી કરતા આવ્યા છે તેમને ખેતીના વિષયમાં કૈં નવીન શીખવાનું હોય ખરૂં કે, એ પ્રશ્ન સહજ ઉદ્‌ભવશે. ચીનના ખેડૂતો આવી વિશાટ વસ્તીનાં આહારપાણી તેમજ વસ્ત્રની વ્યવસ્થા કેવી રીતે કરે છે તેનો આપણને એકદમ ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે.

ઉત્તર ચીનના મેખ્ય વિભાગના સાન્ટુ પ્રદેશના લગભગ ૪૨ વીઘાં જેટલા એક ખેતરની પેદાશમાંથી ત્યાંના એક કુટુંબનાં બાર માણસ, એક ગાય અથવા બળદ, એક ગધેડું અને બે ભુંડ જેટલાંનો નિભાવ થઈ શકે છે. આમ ત્યાંની ૭૦ વીઘાં જેટલી જમીન ૧૯૨ માણસોની બધી જરૂરિયાતો પૂરી પાડે છે, અથવા તો ખેડાતી જમીનના એક ચોરસ માઇલ જેટલા વિસ્તારમાંથી ૩૦૭૨ માણસોનું ભરણપોષણ થાય છે. કોઈ કોઈ સ્થળે ૫ વીઘાંની ઊપજવાળા એક ખેતરમાંથી ૧૦ માણસનું અન્નવસ્ત્ર પૂરતું થાય તેટલું મળી રહે છે. ચીનમાં આવાં નાનાંનાનાં હજારો ખેતરો છે. આવાં આ નાનાં ખેતરોએ હજારો વર્ષથી તેમના માલિકને ખાવા પહેરવાનું પૂરતા પ્રમાણમાં પૂરૂં પાડ્યું છે. આચાર્યશ્રી પી. સી. રોયના મત મુજબ, એક એકર જેટલી જમીનમાંથી ચીની ખેડૂત દર વર્ષે ૪૫૦થી ૬૦૦ રૂપિયા જેટલી આવક મેળવે છે. આ ઉપરથી સહેલાઈથી સમજી શકાશે કે એક વીઘા જેટલી જમીનમાંથી ત્યાંનો ખેડૂત દર વર્ષે ઓછામાં ઓછી રૂા. ૨૫૦ જેટલી આવક મેળવે છે.

ચીની ખેડૂતો ખેતીકામ માટે કેવો અથાગ પરિશ્રમ ઉઠાવે છે તે ઉત્તર ચીનમાં આવેલા ચિહ્‌લી અને સાન્ટું પ્રદેશના ખેડૂતોના જીવનકાર્યના વિવરણ ઉપરથી સ્પષ્ટ થઈ જશે. અહીં આપણે સામાન્યતઃ આ બંને પ્રદેશના ખેડૂતોની વાત કરીશું. ખેતીકામ માટે અનુકૂળ આબોહવા આવશ્યક છે. ઉત્તર ચીનના ખેડૂતો એ બાબતમાં ભાગ્યશાળી છે: તદુપરાંત પ્રબળ તોફાનો અને અતિવૃષ્ટિની બીક ત્યાં નથી. ત્યાંનો વરસાદ પ્રમાણમાં ઓછો છે, સરાસરી માત્ર ૨૪ ઈંચ જેટલો. જૂનથી સેપ્ટેમ્બર વરસાદના માસ ગણાય છે. આ ચાર મહિનામાંજ ઘણુંખરૂં લગભગ ૧૭ ઈંચ જેટલો વરસાદ થાય છે. વળી ત્યાંની ઋતુઓ પણ ઘડિયાળના કાંટા માફક નિયમિત છે. એટલે ત્યાંનો ખેડૂત ક્યારે કેવી આબોહવા થશે તે નિશ્ચિતરૂપે સહેલાઈથી જાણી શકે છે. કં-સમયની અતિવૃષ્ટિથી ત્યાંનો પાક બગડવાની ધાસ્તી તો છેજ નહિ. વળી શિયાળામાં પણ જમીન ભીની

અને પ્રફુલ્લ બાળકબાલિકાઓનાં જૂથ જોવામાં આવે છે. નાની નાની છોકરીઓ રંગીન પટ્ટીથી કેશવેણી ગૂંથી તેમજ ગાલે સહેજ રાતા રંગ લગાવી રસ્તે ઘાટે આમતેમ રમતી માલમ પડે છે. ખાવાનું વેચનારને જોતાંજ તેઓ આનંદથી નાચતાં નાચતાં તેની પાસે દોડી જાય છે અને બધાં મળી એકેક પૈસાનું ખાવાનું લઇ વહેંચી ખાય છે. છોકરાંને ભણાવવામાં પણ ચીના લોક પૂરતી કાળજી રાખે છે. પ્રાયઃ દરેક ગામમાં નિશાળ હોય છે. નિશાળનું મકાન ઝાકઝમાળ ન હોતાં સાદું પણ દેખાવમાં સુંદર હોય છે. ગ્રીષ્મ ઋતુમાં સવારે છ વાગ્યાને સુમારે છોકરાછોકરીઓ ટોળાબંધ ગીત ગાતાં ગાતાં નિશાળે જાય છે. નિશાળમાં બેસવા માટે બેંચ કે પાટલીઓ હોતી નથી. છોકરાં ચર્માસન પર બેસી આનંદથી વિદ્યાભ્યાસ કરે છે.

ચીન દેશના બહુજ થોડા ખેડૂતો લખી વાંચી શકે છે. તેમના આનંદનાં પ્રધાન સાધનોમાં તેમનું મુક્ત કંઠનું હાસ્ય, અમેરિકન સીગારેટ અને લોકોને મોઢેથી દેશપરદેશની વાતો સાંભળવી એટલાં મુખ્ય છે. માટી (ભૂમિ)જ ચીનના ખેડૂતોની સાથી અને શિક્ષક છે. યુદ્ધ સમયે થતી દુઃખદુર્દશા સિવાય રાજનીતિ એટલે શું તે તેઓ જાણતા પણ નથી. તેમનામાં નવીન સમાચારો જાણવાની કુતૂહલવૃત્તિ ખૂબ પ્રબળ હોય છે. ચીની ખેડૂતો દુઃખી વા દરિદ્ર નથી એમ તો નજ કહી શકાય. પણ તેમનામાં માનસિક મલીનતા અને અવસાદ ખૂબજ ઓછાં છે. નૈતિક પતન થતાં મલીનતા સંભવે છે અને હતાશ દુઃખ વગેરેને લઇને પોતાનું મનુષ્યત્વ સાચવવું મુશ્કેલ થઇ પડે તેવી પરિસ્થિતિઓ ઉત્પન્ન થાય છે, પણ ચીનના ખેડૂતોમાં આવું નૈતિક પતન સામાન્યતઃ જોવામાં આવતું નથી. નૈતિક પતનને તેઓ વિનાશજ સમજે છે. તેઓ કોઇ પણ સંજોગોમાં હળ (ખેતી) છોડી દેતા નથી, ઊલટું મંદ પડી જતા કાર્યને પૂર્ણ મનથી અને ખંતથી સફળ કરવા પ્રયત્ન આદરે છે. ખેતરોમાં કામ કરી કરીને તેઓ આવું કઠોર સત્ય શીખ્યા છે. આ સત્યનું શિક્ષણ તેમની નસેનસમાં વ્યાપી ગયું છે, મંત્રરૂપ થઇ પડ્યું છે. કોઇ પણ વસ્તુનો દુર્વ્યય તેમને આઘાત પહોંચાડનારો લાગે છે. અદમ્ય પરિશ્રમ, અસીમ ઉત્સાહ અને પ્રકૃતિ સાથે આખુંય જીવન યુદ્ધ ખેલવું એ આ પ્રાચીન જાતિને મનુષ્યત્વના પ્રદાન કર્યે રાખે છે.

ચીનના ખેડૂતોના ઉપરના વર્ણન ઉપરથી સહેજે માલમ પડે છે કે ખેતીકામમાં આધુનિક પાશ્ચાત્ય ખેતીપ્રણાલીનું અવલંબન ન કરતાં તેઓ કેવળ અતિ પરિશ્રમ અને પોતાના અભિજ્ઞતાલબ્ધ વ્યાવહારિક જ્ઞાનદ્વારા પોતાના દેશના ચાળીસ કરોડ લોકનાં અન્નવસ્ત્ર પૂરાં પાડે છે. આપણા દેશના

ખેડૂતોની માફક તેઓ અદૃષ્ટવાદી કે નિરુત્સાહી નથી. બધાં કામ તેઓ સંપૂર્ણ આશા અને આનંદથી કરે છે. થોડી જમીનમાંથી પુરાતન ખેતીપદ્ધતિનું અવલંબન કરવા છતાંય જે રીતે ચીની ખેડૂતો પાક પકવે છે એ આખીય પદ્ધતિ ભારતવાસીઓને જરૂર માર્ગદર્શક થઈ પડે તેવી છે એમ કહીએ તો તેમાં કંઈજ ખોટું નથી. અસ્તુ[1]

('પ્રસ્થાન,' મહા–ફાગણ, ૧૯૯૪) છોટાલાલ સુથાર

---*---

## ખેડૂતની અવદશા

હિંદનો ખેડૂતજ નર્યો દેવાદાર છે એમ નથી. હિંદની સરકારને માથે પણ દેવાના ડુંગર ખડકાએલા છે. ખેડૂતને માથે ૧૩થી ૧૭ કરોડ રૂપિયાનું દેવું છે, તો હિંદી સરકારને માથે ૧૧ અબજ ૬૪ કરોડનું છે. તેમાંના ૬ અબજ ૭૭ કરોડ હિંદમાં દેવા છે અને ૪ અબજ ૮૭ કરોડ હિંદ બહાર દેવા છે. એમ નહિ ધારવું કે હિંદની સરકારજ ફક્ત દેવાદાર છે, યુરોપિયન રાજ્યોની પ્રજાને માટે પણ અબજો પૌંડના દેવાની ઊંડી ખાઈઓ મૂડીવાદીઓએ ખોદી રાખી છે. દેવાનો દાસ એ કદી સ્વતંત્ર થઈ શકતો નથી એ ભાવનાએ તમામ રાષ્ટ્રો પ્રજાને દેવાના ડુંગર તળેજ દબાવી રાખે છે. ખેડૂતની અવદશાનાં અનેક કારણોમાંનું એક કારણ હિંદને માથે અણછાજતો લશ્કરી ખર્ચ પણ છે. આ લશ્કરી ખર્ચ હિંદના ખેડૂતના બચાવ માટેનો નથી, છતાં ખેડૂતને એ બોજો ઉપાડવો પડે છે. ૧૬૬૦થી ૧૯૩૧ સુધીના આંકડા જોતાં ખેડૂતને જોખમે અને હિસાબે, બ્રિટિશ સરકારે ૨૧ અબજ ૨૮ કરોડ રૂપીઆનો ખર્ચ કર્યો છે. આમાં મોટો ભાગ બ્રિટિશ અમલદારોના પગારોનો હોય છે. હિંદને માથે કરેલા કરજનું વ્યાજ છેલ્લાં ૭૧ વરસમાં ૧૦ અબજ ૫૦ કરોડ રૂપિયા ભરાઈ ગયું છે. હિંદનો ખેડૂત પછી કેટલું કમાય તે સરકારના કાંધીઆઓએ વિચાર્યું જ નથી. શાહુકારનાં ઊંચાં વ્યાજ, મહેસૂલની પારાવાર શોષક નીતિ, લશ્કરી ગંજાવર ખર્ચ, હુંડિયામણની ઘાતક પદ્ધતિ, અને સાથે સાથે 'બાપા મુવા છીએ'ના ખોટા ખર્ચ: આ ખેડૂતની અવદશાનાં મુખ્ય કારણો છે. ખેડૂતના જાગ્યા સિવાય એ જાય તેમ નથી, એ ખેડૂત પંડે સમજતો થઈ જાય તોજ તરે.

પૃથ્વીના ત્રણ ભાગમાં પાણી છે. એક ભાગમાં વસવાટ માટે તેમજ જીવન-

---

[1] 'ચીનેર કૃષિ ઓ કૃષક પરિવાર' નામના શ્રી. દેવેન્દ્રનાથ મિત્રના લેખને આધારે ('પ્રવાસી,' પૌષ ૧૩૪૧).

નિર્વાહ અર્થે પેદાશ કરવા ખેતી માટે પૂરતી જમીન છે. જગતમાં વસતિ ર અબજ કરતાં વધારે નથી. જગતના ખેતીવાડીના પાક જોતાં, કાપડની પેદાશ ગણતાં અને એને વસતિના પ્રમાણુ સાથે સરખાવતાં જગતમાંનું એક પણ માણસ ભૂખે સૂઈ રહેવું જોઇતું નથી, નાગું ફરી શકવું જોઇતું નથી અને પડી રહેવાની જગા વિના રહી શકવું જોઇતું નથી. છતાં હિંદમાંજ કરોડો ભૂખે મરે છે, હજારો એક ટંકની વાળુજ કરે છે અને અનેકો ભૂખને પરિણામે થતા ક્ષયરોગથી પીડાય છે. આ બધાનું મુખ્ય કારણ ધનની વહેંચણી કામના પ્રમાણમાં થતી નથી એ છે, અને મૂડીદારો તથા મજૂરો પોતાથી ફરજો સમજ્યા નથી એ પણ છે. કાચો માલ પેદા કરનાર ભૂખે મરે છે, જ્યારે કાચાનો વેચનારો દલાલીને જોરે મોજમજાહ ઉડાવે છે. જીવન માટે અર્થ છે, અર્થ માટે જીવન નથી, એ ભુલાયું છે.

હિંદમાં વસતિનો મોટો ભાગ એટલે લગભગ ૮૦ ટકા ખેડૂતો છે, જ્યારે ૨૦ ટકા બીજા વર્ગોના છે. ૮૦ ટકા ઉપર જીવતો વર્ગ ધનવાન, ખાધેપીધે સુખી; અને ૨૦ ટકા વર્ગને જીવાડનારો ૮૦ ટકા જેટલો વર્ગ ખાધેપીધે દુઃખી, કપડેલત્તે તંગ, આર્થિક સ્થિતિએ અધમ, શરીરે કંગાળ અને સ્વભાવે દુબળો—નિર્બળ થઇ પડયો છે. એનું કારણ એ પણ છે કે ખેડૂત વર્ગને પોતે કોણ છે તેનું ભાન નથી. જગતનો તાત હોવાનો દાવો કરનાર પોતાનું ભાન ભૂલ્યો છે. ઊઠયો ત્યાંથી લૂંટાવા, ચુસાવા, હડધૂત થવાજ, અભણ—નિરક્ષર રહેવાજ જાણે ન સર્જાયો હોય એમ એ માની બેઠો છે. આ ભાવના એણે ફગાવી દેવી પડશે અને જાણવું જોઇશે, જાણવું પડશે કે જગતમાં એ ગરીબ, કંગાળ, દુબળો રહેવા નથી સર્જાયો; નસીબના, કર્મના ખોટા આશ્વાસનના વમળમાં પડી સડવા નથી આવ્યો. એનું બળ જર-જમીન-જોરૂમાં નહિ પણ ખેડ-ખાતર-પાણીમાં છે. એનું ધન રૂપીઆ-આના-પાઇ નથી, પણ પશુધન એ એનું ખરૂં ધન છે. એને તો એમ લાગવું જોઇએ કે 'ઘરના જોદ્ધા, ઘરના ગોધા, ઘરની નારી લાવે ભાત; ઘરનો કૂવો, ઘરનું ખેતરખાતર, ના પાકે એ કયાંની વાત?' આજ તો આથી ઊલટું છે. પશુધન વિહોણો આજનો ખેડૂત દહીં, દૂધ, છાશ વિના ટળવળે છે. પછી એ કાંગલો ન હોય તો કેવો હોય?

આજેજ જ્યારે હિંદના ખેડૂતની આ દશા છે, તો ત્રિરાશીનેજ હિસાબે ઇ. ૧૯૪૧માં ૪૦ કરોડ વસતિ થશે, ઇ. ૨૦૦૧માં ૭૦ કરોડ થશે, ત્યારે એનું શું થશે એનો અસ્વાળો કે ત્રિરાશી કોઇ મૂકે છે ખરા કે? હિંદના ખેડૂતે—ખાસ કરીને ચરોતરના ખેડૂતે વેળાસર ચેતવાનું છે. ખેતીવાડી ખાતાં એને

માટે ઉપયોગી નથી નીવડયાં ને નીવડવાનાં યે નથી. કળશી કઠોળ કે ખેડિયું બાજરી પાકતા વીઘામાં ખેડિયું કઠોળ કે બે ખેડિયાં બાજરી પકવવાના પ્રયોગ ભલે એમની લેબોરેટરિ–પ્રયોગશાળામાં કર્યા હોય (કર્યા તો નથી જ), તોપણ ખેડૂતે તો તે અનુભવ્યા નથી. એ તો તમાકુ કેમ રોપાય છે એ જોવા–શીખવા માટે ધર્મજ ખેતીવાડી ખાતાની કૉલેજના વિદ્યાર્થીઓને જતા સાંભળ્યા છે. એટલે ખેડૂત એ ખાતે ઉજળો થાય એ અસંભવિત છે.

હિંદુસ્થાનમાં ખેતીવાડીના પ્રયોગ કરનારી લગભગ ૨૨ સંસ્થાઓ છે. તેનાં જુદાં-જુદાં કેન્દ્રસ્થાન લગભગ ૩૦૦ જેટલાં છે. આ કેન્દ્રસ્થાનોમાં જુદી જુદી રીતે ખેતી સંબંધે પ્રયોગ કરવા તથા સંશોધનો કરવા સારૂ લગભગ ૮૦૦ અધિકારીઓ મોટા પગારોએ રોકેલા છે. અને આ પ્રયોગોનો પ્રચાર કરવા સારૂ ૨૦ હજાર સરકારી નોકરો રોકાએલા છે. છતાં ખેતી બગડતી જ જાય છે, ખેડૂત ભાગતો જ દેખાય છે. ગામડાનો ખેડૂત ભેંસ, ગાય કે બળદને જેટલો જલદી પારખી શકે છે એટલો જલદી ભણેલો પારખી શકતો નથી એ અનુભવસિદ્ધ વાત છે. ત્યારે તો રાષ્ટ્રીય સરકારે, ખેડૂતને નામે–એવા સુધારાવધારાને નામે નિભાવવામાં આવતાં આવાં નર્યાં ખાતાંને અલીગઢનાં તાળાં મારવાં જોઇએ અને એટલો જ ખર્ચ ખેડૂતોને પશુધન તેમ જ રાચરચીલાં વસાવવામાં રાહત આપવા માટે કરવો જોઇએ. એ વિના ભાગતો જતો ખેડૂત ઉભો રહી શકે એમ નથી જ.

અલબત, નવા ફાક પેદા કરવા કંઇક એ ખાતાએ મદદ કરી હોય, તો તે ખાતાંએ તેથી વધારે નુકશાન પણ કરેલું છે. ઇટાલીના બટાટાને બદલે દેશી બટાટાનાં વાવેતર સમજી શકાય તેવાં છે, પણ ૧૬મી સદીમાં મગફળી-(ભોંયશિંગ)નું વાવેતર શરૂ થતાં આજ ૭૦ લાખ એકરમાં તેનું વાવેતર થવા લાગ્યું અને ૦થી લેઇને આજ ૪૦ કરોડ રૂપિયાનો પાક ઊતરવા લાગ્યો, પણ તે બધોય પરદેશ માટે જ પેદા થાય છે ને? એના પ્રમાણમાં ખાદ્ય ખોરાકીના વાવેતર ઉપર કાળ પડ્યો તે ભૂલી જવાય તેમ નથી. સરકાર આવા આંકડાથી ખેડૂતને સલચાવે ભલે, પણ તેથી ખેડૂતની દશા વળવાની નથી. એને તો એણે પકવેલા માલનો ભાવ સારો ઉપજાવે એવી સંસ્થાઓની અને ઊપજમાંથી તેને વેપારે લાભ કરાવે એવા કાયદાઓની જરૂર છે. એમ થાય તો જ દેશની દશા વળે. ખરીદ કરવાની શક્તિ વિના કોઇ દેશની આર્થિક સ્થિતિ સારી છે એમ કહેવાય નહિ. આનો પુરાવો લેવા જવું પડે એમ નથી. પરરાષ્ટ્રો પ્રજાની ખરીદ કરવાની શકિત ઉપર જ જીવે છે અને એ માટે તો પ્રેસિડંટ રૂઝવેલ્ટે

રહેવાને લીધે ત્યાં હળ ફેરવવામાં જરા પણ મુશ્કેલી પડતી નથી. ત્યાંના ખેડૂતો ત્યાંની આબોહવાને માફક આવતાં મકાઇ અને બાજરી જેવાં ધાન્ય ખાસ કરીને ઉત્પન્ન કરે છે. આ ઉપરાંત તેઓ નારપતિ (સફરજન), આલુ જેવાં વિલાયતી ફળ અને મલય પ્રદેશનાં મંગુસ્તાન જેવાં ફળો પણ પકવે છે. ઘઉં, ચીની બદામ અને મીઠાં આલુ વગેરેને પણ વર્ષારાની ફસલ તરીકે નીપજાવવામાં આવે છે.

ચીની ખેડૂતો વિદેશી રાસાયણિક ખાતરનો ઉપયોગ નથી કરતા. છતાંય એકની એકજ જમીનમાંથી ચાર હજાર વર્ષથી યથેષ્ટ પરિમાણમાં ધાન્ય ઉત્પન્ન કરતા આવ્યા છે. અમેરિકામાં સંયુક્ત ગન્જ્યોને એકની એકજ જમીનમાંથી સો વર્ષ સુધી પાક લીધા પછી ખૂબ રાસાયણિક ખાતર નાખવું પડ્યું હતું અને ત્યારેજ તેઓ પહેલાંના જેટલું ધાન્ય ઉત્પન્ન કરી શકવા શક્તિમાન થયા હતા. ચીન દેશના ખેડૂતો ખેતીકાર્ય કેટલું સારી રીતે સમજે છે તેનું આ એક સરસ ઉદાહરણ છે. ખાસ કરીને વારાફરતી કરવામાં આવતું ધાન્યનું ઉત્પાદન, ધાન્ય ઉગાડતી વખતે કરાતાં મિશ્રણો (જેમકે બાજરીમાં કઠોળ), જમીનમાં લીલા ખાતરનો ઉપયોગ અને બધી જાતની નકામી ચીજોમાંથી ખાતર બનાવવાની રીત, આ બધાં ચીની ખેડૂતોની સફળ કાર્યપ્રણાલીના મુખ્ય અંકોડા છે. તેઓ એની એજ જમીનમાંથી અનેક પ્રકારનું ધાન્ય ખૂબ દક્ષતાપૂર્વક ઉપજાવે છે. શિયાળામાં ૨૮ ઇંચ જેટલું ખાતર ભરી તેઓ ઘઉં પકવે છે. વસંત ઋતુમાં ઘઉંમાં બાજરી જેવું ધાન્ય વાવે છે. ઘઉં લઇ લીધા બાદ શિમ જાતનું ધાન્ય પકવે છે. બાજરી જેવું ધાન્ય પાકયા બાદ આ ધાન્ય પાકે છે. આ પ્રમાણે એકજ ખેતરમાં ખાતર નાખીને જુદી જુદી જાતનાં ધાન્ય આબાદ કરીને યત્નથી સુંદર રીતે પકવે છે. ફળ સ્વરૂપે જમીન ખૂબ પોચી રહે છે અને તેથી જમીનમાં રસ પણ ખૂબ જળવાઇ રહે છે. ધાન્યથી લચી પડતાં ખેતરો કુદરતના સુંદર બાગબગીચા જેવાં લાગે છે. શહેરોની પાસેનાં સ્થળોમાં ધાન્ય ઉપરાંત શાક તરકારીની પણ વાડીઓ હોય છે. ડુંગળી, બટાટા, કોબીજ, મૂળા વગેરેની ફસલો એક પછી બીજી એમ ખૂબ હોશિયારીપૂર્વક લેવામાં આવે છે.

કઇ જાતનું ધાન વાવવાથી જમીનમાંથી જોઇતો કસ ઉપર નીકળી આવશે એ ચીનના ખેડૂતો સારી રીતે જાણે છે. કઠોળ ઉગાડવાથી માટીમાં નાઇટ્રેટની વૃદ્ધિ થાય છે એ હાલમાં શોધાયું છે. પણ આ શોધ પૂર્વે કેટલાંય વર્ષથી હિંદના તેમજ ચીનના ખેડૂતો આ વૈજ્ઞાનિક તથ્યને જાણતા હતા; એટલુંજ નહિ પણ તેનો ઉપયોગ પણ કરતા હતા. વટાણા જેવું કઠોળ હજી લીલુંજ

હોય ત્યાં તેને કાપી લેવામાં આવે છે. પછી એક ખાડામાં આ કઠોળના થર ઉપર થર બનાવી તેમને નહેરનાળાંના કાદવથી અથવા ખેતરની નીચેના પડની ભીની માટીથી ઢાંકી દેવામાં આવે છે. થોડા થોડા દિવસને અંતરે આ થરોને ઉલટાવીને ફરી ગોઠવવામાં આવે છે. પરિણામે આવાં પડોના બધાય અંશ સરખી રીતે પાકી જઇ મૂલ્યવાન ખાતર બની જાય છે. આ ઉપરાંત બધી જાતનું બોરેલું (કચરો પૂંજો) નાના નાના ખાડાઓમાં નાખી તેઓ તેની માથે રાખ અને માટી મેળવે છે. થોડા દિવસ બાદ એ પણ ઉત્તમ પ્રકારના ખાતરનું સ્વરૂપ પામે છે. જીવજંતુનાં મળમૂત્ર વગેરેને કોઇ જરાપણ બગડવા દેતું નથી. એ બધાનું ખાતર બનાવી ખેતરોમાં વાપરવામાં આવે છે. ચીની ખેડૂતો ઢોરઢાંકનાં મળમૂત્ર કેવી રીતે સંગ્રહે છે એ જાણીને આશ્ચર્ય પમાય તેવું છે. બે ગામ વચ્ચેના ચરાની જમીનમાં આજુબાજુથી થોડીથોડી માટી ઉમરડીને નાના ખાડા જેવું બનાવવામાં આવે છે. આવા ખાડાઓની ધારે ધારે ચરાઉ ઘાસનાં જડિયાં જામવા દેવામાં આવે છે. મુસાફરો, ગોવાળિયા વગેરે જ્યારે ચરાને રસ્તે થઇ ઊંટ, ગધેડાં, વગેરે જનાવર લઇ પસાર થાય ત્યારે તેઓ પોતાનાં ઢોરને ચરવા માટે છૂટાં મૂકે એ સહજ છે. પશુઓ ચરતાં ચરતાં આ ખાડાઓમાં મળમૂત્ર ત્યાગ કરે છે. પછી આ મળમૂત્ર મિશ્રિત માટીને ખાડાઓમા ઉઠાવીને ખાતરરૂપે ખેતરમાં નાખવામાં આવે છે. આ ઉપરથી સમજાયું હશે કે ખેતીકામના મૂળ પાયારૂપ ખાતર બનાવવામાં લગભગ દરેક મનુષ્યનો હિસ્સો હોય છે. પરસ્પર સહાયવૃત્તિનું આ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. ખેતીકામની ઉન્નતિ માટેની ચીનના ખેડૂતોની આ કાર્યપદ્ધતિ ખરેખર અદ્ભુત જ છે.[1]

---

૧. એમના દેશમાં (ચીનમાં) ખાતરનો ઉપયોગ કેવી રીતે કરે છે એ પૂછ્યું. એણે (મિ. ચેને) કહ્યું. "હા, અમે તો અમારાં નાનાં નાનાં તળાવનો ઉપયોગ કરીએ છીએ. તે આ રીતે: આ તળાવડાં ને ખાડાઓમાં પાણી સૂકાઇ જવા આવે કે તરત અમે માટીનાં ભીનાં પડ પાવડા વડે ઉસેડી લેઇને તે ખેતરમાં પાથરી દઇએ છીએ; એનું બહુ જ સરસ ખાતર બને છે. વળી અમે જંગલો ને પહાડો પરથી સૂકાં પાંદડાં ભેગાં કરીએ છીએ અને તેનું એક ખાસ રીતે ખાતર બનાવીએ છીએ. પાંદડાંનો થર, તેના પર છાણું વગેરે ને તેના ઉપર તળાવડાંમાંથી કાઢેલી માટી, એમ પાંચ ફૂટ ઉંચો ઢગલો થાય ત્યાં લગી એક પર એક એમ થર પાથરી દઇએ છીએ. પછી આખા ઢગલા પર માટીનું જાડું લીંપણ કરીએ છીએ, જેથી પાણી અંદર પેસી ન જાય. બીજી વસંતઋતુ આવતાં સુધીમાં સુંદર ખાતર તૈયાર થઇ જાય છે." આ રીત ગામડાંના ખેડૂતોએ જાણવા જેવી અવશ્ય છે.

['હરિજનબંધુ,' તા. ૯:૮:'૩૬) — મ. હ. દેસાઇ

ચીનના ખેડૂતોનાં ઘરનાં ભીંતતળીઆં કાચાં હોય છે. અને તેથી ત્યાંની માટીમાં લૂણો લાગે છે. ચીની ખેડૂતો લગભગ ત્રણ ઇંચ જેટલી લૂણાવાળી જમીન ખોતરી લઇ તેનો ખાતર રૂપે ઉપયોગ કરે છે. પોતાનાજ પરિશ્રમ અને બુદ્ધિ દ્વારા જમીનની શક્તિ સાચવી રાખી તેની ઉપયોગિતા વધારનારી કેવી અદ્ભુત જાતિ!

ચીનના ખેડૂતોની સફળરૂપે ખેતી કરવાની રીતનું રહસ્ય તેમનું કુદરતને અનુકૂળ થવા માટે કરવા પડતા કઠોર પરિશ્રમરૂપી શિક્ષણજ છે. અને આ શિક્ષણ તે બીજું કંઇ નહિ પણ કોઇ ચીજ કે જેનો ખાવામાં, સળગાવવામાં અથવા ખાતર બનાવવામાં ઉપયોગ થઇ શકતો હોય તેનો કદી બગાડ ન કરતાં તેને યોગ્યરૂપે વાપરવા ખૂબ પરિશ્રમ ઉઠાવવામાં કદી પણ પીછેહઠ ન કરવી એટલુંજ છે.

ખેતીકામ માટે ચીનના ખેડૂતો જેટલી જહેમત ઉઠાવે છે તેટલીજ જહેમત તેમને ઘરસંસારનાં કાર્યો માટે પણ ઉઠાવવી પડે છે. ઉત્તર ચીનમાં મોટાં વૃક્ષ થતાં નથી એમ કહીએ તો ચાલે. મોટાં વૃક્ષની અછતને લીધે તેમને બાળવાનાં લાકડાંની હંમેશાં તંગી રહે છે. ખનીજ કોલસા અથવા લાકડાના કોલસા વેચાતા લઇ તેનો ઉપયોગ કરવો એ તેમના ગજા બહારની વાત છે. એટલે ખૂબ મહેનત કરીને પણ તેઓ બળતણ માટે લાકડાં ભેગાં કરે છે. દેવધાન જાતના વૃક્ષના સાતઆઠ ફૂટ લાંબા મજબૂત ટુકડાઓને તેઓ વાડ તેમજ ઘરનાં છાપરાં બાંધવાના કામમાં વાપરે છે, જ્યારે વૃક્ષનાં મૂળ અને ફળનાં છોતરાંને તેઓ બળતણ તરીકે ઉપયોગમાં લે છે. ગાય બળદને તેઓ મકાઇના સાંઠા અને પાંદડાંને કાપી નાખી કરેલા નાના નાના ટુકડાઓ નીરે છે.

ચીનના ખેડૂતો શયનગૃહ ગરમ રાખવા માટે ઘરની અંદર એક કાચો ચૂલો તૈયાર કરે છે. આ ચૂલાની ચીમનીની ઈંટો પણ કાચીજ રાખવામાં આવે છે. આવી ચીમની સાધારણતઃ ચારેક વર્ષ ચાલ્યા બાદ તૂટી જાય છે. તૂટેલા ચૂલાની બધી ઈંટોનો (મેશવાળી ઈંટો સુદ્ધાંનો) ભૂકો કરી ખેતરમાં વાપરવામાં આવે છે. ચૂલાની રાખ પણ ખાતર તરીકે વાપરવામાં આવે છે. મકાઇ અને મટરના છોડના સૂકા ટુકડા તેમજ મૂળનો આ ચૂલાઓમાં બળતણ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આમ ચીનના ખેડૂતો ધાન્યને કાપીને તેનો ઉપયોગ કરે છે. એટલુંજ નહિ, પણ તેનાં મૂળ સુદ્ધા ઉપાડી લાવીને તેના બધા વિભાગો ઉપયોગમાં લઇ તેનું કલ્પવૃક્ષ નામ સાર્થ કરે છે. ચીની ખેડૂતો, આગળ કહ્યું તેમ, કોઇ પણ ચીજનો દુર્વ્યય કરતા નથી. બાળવાનાં લાકડાં

ભેગાં કરવામાં ખેડૂતોની સ્ત્રીઓ, બાળક તેમજ બાળિકાઓ પુરુષોને યથેષ્ટ સહાયતા કરે છે. નીલા રંગના સાદા પણ રમ્ય પોશાક પહેરી પહાડ પર્વત અને રસ્તે યા ઘાટે મકાઇ મટરનાં મૂળ તથા ટુકડા ઇત્યાદિ ભેગાં કરતાં તેમને અતિ આનંદથી આમતેમ ફરતાં પ્રવાસીગણ જોઇ શકે છે.

ચીન દેશના ખેડૂતો સાધારણતઃ અન્નાહારી છે. માંસ બહુ જ જુજ પ્રમાણમાં ખાવામાં આવે છે. ઘણાખરા ખેડૂતો દૂધ ખાતા નથી. ઘઉં અને મકાઇનો લોટ યા મેદો તેમનો ખોરાક છે સાથે સાથે તેઓ બાજરી જેવા અનાજને બાફીને ખાય છે. આ ખોરાક સાથે તેઓ ભાજી, ચટણી વગેરેનો પણ વ્યવહાર કરે છે. પણ તેઓ મીઠું ખાતા નથી. આવું સીધું સાદું ભોજન ખાઇને શરીરસ્વાસ્થ્ય તેઓ સરસ રીતે જાળવી રાખે છે. સ્ત્રીઓ સુંદર અને લાવણ્યમયી હોય છે. બાળકો હૃષ્ટપુષ્ટ, સુંદર અને હંમેશાં આનંદી માલૂમ પડે છે.

ચીન દેશના ખેડૂતોની માફક તેમની સ્ત્રીઓ પણ કષ્ટસહિષ્ણુ હોય છે. સ્ત્રીઓ બજારમાં જઇ ખાદ્યસામગ્રી અને ઘરકામને જોઇતી ચીજો ખરીદી લાવે છે. તેઓ નહેર અથવા નદીએ જઇ કપડાં ધુવે છે, ઘંટી ચલાવે છે, ગામના કૂવામાંથી સવારસાંજ સ્વચ્છ પાણી ભરી લાવે છે એટલું જ નહિ, પણ ખેતરોમાં પુરુષોને વિવિધ પ્રકારે મદદ કરે છે અથવા ફળબાગમાંથી નાના પ્રકારનાં ફળ વીણી લાવી તેની યોગ્ય વ્યવસ્થા કરે છે.

ચીન દેશની સ્ત્રીઓ શીવણકામમાં ખૂબ પ્રવીણ છે. બની શકે ત્યાંસુધી તેઓ કપડાંને થીગડાં મારી, વારે વારે સાંધી પહેરી શકાય ત્યાં સુધી પહેરે છે. કપડાં સંપૂર્ણ ભાવે તૂટી જાય અથવા શીલાઇ કરવામાંથી બાતલ થાય ત્યારે તેમને અગ્નિદેવને અર્પણ કરી બળતણ તરીકે વાપરવામાં આવે છે. તેમાંથી ઉત્પન્ન થએલી રાખનો નાશ ન કરતાં ખાતર તરીકે ખેતરમાં વાપરવામાં આવે છે. કેવું અદ્ભૂત જાતિચાતુર્ય!

ઠંડીમાં ચીનના લોકો ઘર ગરમ રાખવા હમેશાં અગ્નિ પ્રજ્વલિત રાખતા નથી. ઠંડીમાં પહેરવાનાં તેમનાં વસ્ત્રો ખૂબ સાદાં હોય છે. લાંબા ઓવરકોટ તે પહેરતા નથી. સૂતરાઉ લાંબો ડગલો તેમનો શિયાળાનો પ્રિય પોશાક છે. પહેરેલાં કપડાં ભારે ન હોવાને લીધે તેમને કામકાજ કરવામાં કશી મુશ્કેલી પડતી નથી.

જોકે ચીનના ખેડૂતોને જીવનયાત્રા માટે અતિકઠોર પરિશ્રમ કરવો પડે છે, તથાપિ તેઓ પોતાનાં સંતાનસંતતિને ખૂબ યત્નપૂર્વક ઉછેરે છે. બાળકો તરફનો તેમનો વર્તાવ ખૂબ મીઠો હોય છે પ્રત્યેક ગામમાં હૃષ્ટપુષ્ટ, પરિશ્રમી

હમણાં ૩ અબજ, ૧ કરોડ ને ૨૦ લાખ જેટલા ડૉલર (લગભગ ૯॥ અબજ રૂપીઆ) ખર્ચવા મંજુર કર્યા છે. આ રકમની વહેંચણી જુદાં જુદાં ખાતાં મારફતે મજૂરોને ને ખેડૂતોને પહોંચાડવામાં કરવાની છે, જેથી એ લોકો કારખાનાંમાં બનેલો માલ ખરીદ કરતા થાય. આનો અર્થ એટલો જ થાય છે કે 'આંધળાની દયાએ પરણવાનો' દંભ છે. વાત એમ છે કે દેખતીને દીકરો થનો નથી એટલે આંધળીને પરણી વંશવૃદ્ધિ કરવી. તેવી જ રીતે કારખાનાંવાળાના માલના ઉઠાવ થતા નથી ત્યારે મજુરોને ને ખેડૂતોને મદદ કરીએ છીએ એમ કહી પોતાનો માલ ખપાવવાનો ઇરાદો છે. પણ જેમ આંધળીને પરણનારનો ઇરાદો આંધળી સમજી જાય છે એટલે ધણીના તાબામાં રહેવા–ગુલામી ભોગવવા ના પાડે છે, તેમ ખેડૂતોને ને મજૂરોને એ કારખાનદારોનો ઇરાદો જણાતાં વધારે વૈતરાં કરવા ના પાડે પણ ખરા.

અમેરિકન પ્રજાની આવક ૧૯૩૭માં ૬ અબજ ૮૦ કરોડ ડૉલરની (લગભગ ૨૧ અબજ રૂપીઆની) હતી, તે અત્યારે ૫ અબજ ૬૦ કરોડ ઉપર આવી ગઇ છે. આમાં ઉછાળો લાવવા અમેરિકન કોંગ્રેસ એમ ધારતી નથી કે આવાં અબજોનાં ફંડ મદદરૂપ થઇ પડે, છતાં તેનો પ્રેસિડેંટ હાયવલાળા કરી રહ્યો છે.

ખેતીના આંકડા ઉપર નજર નાખતાં હિંદ કેટલું ગરીબ છે તે જણાયા સિવાય રહી શકતું નથી. આ રહ્યા તે આંકડાઃ

| | ખેતીની આવક | | ઇતર ધંધાની આવક | |
|---|---|---|---|---|
| દેશનું નામ | અબજ | કરોડ રૂપિયા | અબજ | કરોડ રૂપિયા |
| ગ્રેટબ્રિટન | ૦ | ૮૦ | ૮ | ૮ |
| અમેરિકા | ૨ | ૮૮ | ૧૩ | ૪૭ |
| કૅનેડા | ૪ | ૬૪ | ૧૦ | ૪૦ |
| જાપાન | ૦ | ૮૫ | ૧ | ૨૦ |
| સ્વીડન | ૧ | ૧૯ | ૩ | ૮૪ |
| ગરીબ હિંદ | ૦ | ૬૭ | ૦ | ૧૩ |

ઉપરની પેદાશના આંકડા ઉપરથી નથી દેખાતું કે હિંદની આવક એ દરિયામાં ખસખસના દાણા જેટલી છે? માથાદીઠ રોજની આવકના આંકડા પણ જોવા જાણવા જેવા છે:

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | રૂ. ૯–૨–૦ | જાપાન | રૂ. ૩–૨–૦ |
| ઇંગ્લૅન્ડ | ,, ૪–૧–૦ | હિંદ | ,, ૦–૧–૬ |
| ફ્રાન્સ | ,, ૩–૮–૦ | | |

આટલી ટૂંકી આવકવાળા દેશ ઉપર સેંકડે ૪૨ ટકા લશ્કરી ખર્ચ ઠોકી બેસાડવામાં આવ્યો છે; જ્યારે ઇગ્લેંડમાં ૧૪ ટકા, જાપાનમાં ૧૧ ટકા, જર્મનીમાં ૫ ટકા છે. અને એ દેશોના ખેડૂતો હિંદ જેટલા ગરીબ તો નથીજ. જ્યાં સુધી હિંદના ખેડૂતની આવક વધે નહિ અને ગંજાવર ખર્ચ ઓછો થાય નહિ ત્યાં સુધી ખેડૂતની અવદશાજ રહેવાની એમ લાગ્યા વિના નથી રહેતું. પ્રાન્તિક સરકારનો કબજો મહાસભાના હાથમાં આવ્યા છતાં તેનાં પ્રધાનમંડળ તો ત્યારેજ ખેડૂતોને લાભ આપી શકે કે અત્યારનું લખલૂંટ ખર્ચાળુ ધોરણ બદલાય, હુંડિયામણનું ધોરણ હાથમાં લેવાય, ભાવની વધઘટનાં ધોરણ હુંડિયામણને આધારે વધઘટ કરી શકાય. આમ થાય તોજ ખેડૂત જીવતો રહી શકે એમ છે.

ઇંગ્લેણ્ડે પોતાના સ્વાર્થ માટે કરેલા દેવાનું વ્યાજ અને મૂડી તેનેજ માથે નાખી મહાસભા દેશના દેવાના ડુંગર ફગાવી દેઇ, ખેડૂતોએ પકવેલા માલને સારે ભાવે વેચાણ કરવાની ધરખમ યોજનાઓ યોજે; મહેસૂલની પદ્ધતિ અને દર બંને બદલે, ખેડૂત જગતનો તાત છે એમ સમજી એના તરફ ઘૃણાથી નહિ પણ માનથી જુએ અને ખેતીવાડીને લગતાં તમામ ઓજારો તેમજ સારાં બીજ પૂરાં પાડવાનું માથે લે, તોજ ખેડૂતની દશા સુધરશે, નહિ તો ખેડૂત ભાગતાં ગામડાં ભાગવા લાગ્યાં છે તે વધુ ભાગશે, શહેરો તૂટશે, અસંતોષ ફેલાતાં પ્રજા ઉપરનો કાબુ જશે, ભૂખમરો અનેક કૃત્ય કરાવે છે તેમ વધુ કરાવશે. અને આભ ફાટે ત્યારે થીંગડાં નકામાં નીવડે છે તેમ તે વખતે સરકારનાં તમામ હથિયારો બુઠ્ઠાં થઇ જશે, પૈસાની ને પ્રતિષ્ઠાની સલામતી નહિ રહેશે. ત્યારે અત્યારથીજ ખેડૂત તરફ સહાનુભૂતિથી જોઇ તેમની ઉન્નતિ તરફ લક્ષ આપવું એજ સારૂં છે. પણ જેટલું વહેલું એ થાય તેટલું દેશ સમસ્તને માટે સારૂં છે, નહિ તો ભારતવર્ષનો ખેડૂત તો અર્ધુંય ગુમાવી બેઠો છે, હવે તો એણે પેટના બળ્યા ગામ બાળવા નીકળી પોતાના ઉદ્ધાર માટે પોતેજ ઝઝૂમવાનું છે.

કેમ્પ, પૂના — મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ

---

## ચર્ચાપત્ર

### ૬. લગ્નવિધિ

એલ્ડોરેટના ભાઇ ઉમેદભાઇ ત્રિભુવનદાસે ફાગણ માસના અંકમાં પાન ૨૦૩થી લગ્નવિધિ નામનો લેખ લખી તેના ઉપર ચર્ચાપત્રો આમંત્ર્યાં છે. તેમાં થોડાઘણા સુધારા હું નીચે મુજબ સૂચવું છું.

હાલનું ગુજરાત બાહ્ય દષ્ટિથી ગમે તેટલું સુધરેલું લાગતું હોય તોપણ તે કુળવાનશાહીના ખોટા આડંબરને લીધે લગ્નવિધિમાં એ ભાઇ તરફથી સૂચવાએલા બધા સુધારાઓ તે સ્વીકારી શકે તેમ લાગતું નથી. પણ સમાજને અનુકૂળ પડે તેવા સુધારાઓ દાખલ કરવામાં આવે તો આ લગ્નવિધિઓને જલદીથી સુધારી શકાય. ગાંધીયુગના ગુજરાતના નવલોહિયા યુવકો પણ જૂના લગ્નવિધિઓ ત્યજી દેવા તૈયાર હોય એમ જણાતું નથી. માટે જે જૂના વિધિ જલદીથી સુધારી શકાય તેમ હોય તેમને નાબૂદ કરી દફનાવવા કડક બંધારણ ઘડવું જોઇએ. આવી રીતે બંધારણ દ્વારા નવા અને જૂના વિચારો ધરાવતી વ્યક્તિઓનો સાથ મળવાથી હાલના ચાલતા કેટલાક વિધિઓ આપોઆપ અદૃશ્ય થઇ જશે. નવા બંધારણમાં મારા તરફથી સૂચન થતા સુધારાઓ નીચે મુજબ છે:

ક નવા બંધારણમાં આપ-લેનો વહેવાર કોઇ પણ સંજોગોમાં સદંતર બંધ કરવો જોઇએ. હાલની કુળવાનશાહી આપવા લેવામાંજ અસ્તિત્વ ભોગવે છે. માટે લગ્નવિધિ જ્યાં ચાંલ્લાથી શરૂ થાય છે ત્યાંથી માંડીને વર પરણીને ઘેર જાય ત્યાં સુધી કન્યાપક્ષ તરફથી કોઇ પણ જાતની રકમ આપવાની અને વરપક્ષે તે સ્વીકારવાની બંધારણથી બંધ થવી જોઇએ. કોઇ તેનું ઉલ્લંઘન કરે તો જ્ઞાતિ તરફથી તે માટે તુરત તેને યોગ્ય શાસન કરી ચાનક આપવી જોઇએ. જો આપવા લેવાની પ્રથા ન હોય તો કુળવાનશાહીનું ભૂત સમાજમાં રહે નહિ. જે વધારે લે તે વધારે કુળવાન ગણાય છે. આવી રીતે કુળવાનશાહીને દફનાવવાની સાથેજ નીચેના વિધિઓ આપોઆપ નાબૂદ થાય છે: (૧) માટલીનો, (૨) કન્યાદાન ઉપર મંગળફેરા વખતે જે દક્ષિણા અપાય છે તેનો. (૩) સાસુનો પાલવ પકડવાનો, (૪) પહેરામણીનો. કુળવાન-અકુળવાનના ભેદ મટી જતાંની સાથે યોગ્ય કન્યા માટે યોગ્ય વર શોધતાં ઘણી સુગમતા પડશે. લગ્નનો કોયડો પણ ઉકલશે અને સાથે સાથે ઉપર જણાવેલા ચાર વિધિઓ પણ નાબૂદ થશે.

સમાજસુધારામાં રસ લેતા ભાઇઓ બંધારણ દ્વારા આપવા લેવાનો રિવાજ બંધ કરી શકે તેમ છે. છ ગામના ગોળ સિવાય દરેક ગોળનાં પંચ હોય છે, અને તે પંચ ગોળનું બંધારણ નક્કી કરે છે. એ પંચોના આગેવાનોને વ્યક્તિગત મળીને, આપવા લેવામાં રહેલાં અનિષ્ટો તેમને દાખલા દલીલોથી સમજાવવામાં આવે તો તેઓ પંચના બંધારણમાં આપવા લેવાની બંધી કરી તેનો સખ્તાઇથી અમલ કરવા કાળજી રાખશે. અને આવી રીતે સાથે સાથે

કુળવાનશાહીને પણ દફનાવી શકાશે.

ख હવે બીજા વિધિઓ તરફ નજર ફેરવીએ. બંધારણ દ્વારા દરેક વિધિને નાબૂદ કરવા માટે પ્રયાસ કરવામાં આવે તો સમાજ જે સાચો સુધારો માગી રહ્યો છે તે સુધારો દિવસે દિવસે દૂર ખસતો જશે, સમાજ ઝીણી ઝીણી બાબતોમાં રચ્યોપચ્યો રહેશે. માટે વિધિના કેટલાક રિવાજો તો વ્યક્તિગત કૃત્યોની અપેક્ષા રાખે છે. દાખલા તરીકે, ગણપતિનીપૂજાનો અને ગ્રહશાન્તિનો વિધિ. આ વિધિઓ સમાજની થોડીઘણી વ્યક્તિઓ બંધ કરશે તો દેખાદેખી તે આપોઆપ ચાલ્યો જશે. તેમાં શ્રદ્ધા કે અંધશ્રદ્ધાનો સવાલજ નથી, અમુક રિવાજ ચાલ્યો આવ્યો છે માટે તે કરવોજ એમ જૂના તેમજ નવા વિચારના પણ માણસો માને છે. માટે સમાજની થોડીઘણી વ્યક્તિઓ તે વિધિઓને કૃત્યો દ્વારા નાબૂદ કરી સમાજને પોતાની સાથે સહેલાઇથી દોરી શકે છે. આ વિધિઓમાં નીચેના વિધિઓનો હું સમાવેશ કરું છું, જે વ્યક્તિગત કાર્યની અપેક્ષા રાખે છેઃ (૧) ગણપતિની પૂજાનો, (૨) ગ્રહશાન્તિનો, (૩) પીઠી ચોળવાનો, (૪) કટાર ઝાલી ફરવાનો, (૫) કલવાનો, (૬) વરની પૂજા કરી સંપુટ તોડવાનો, (૭) કન્યાનાં માતાપિતા પાસે પૂજન કરાવવાનો અને (૮) ચોરીમાં કંસારના કોળિયા એક બીજા તરફ ધરવાનો. આ વિધિઓ સમાજની થોડીઘણી વ્યક્તિઓ નહિ કરે તો બીજાઓ પણ તેમને પગલે ચાલી તે કરવાનું છોડી દેશે. તે માટે બંધારણની જરૂર હોય નહિ. બંધારણથી આ નાબૂદ કરવા જઇશું તો તેથી ધારેલું ફળ પ્રાપ્ત કરી શકાશે નહિ. કારણ કે જ્યારે બંધારણનું ઉલ્લંઘન કરવામાં આવે ત્યારે તેને શિક્ષા આપવા માટે પણ પગલાં લેવાંજ પડશે, અને ત્યારે સમાજ આવી ઝીણી બાબતોમાં દિવસે દિવસે વધુ રસ લેતો થઇ જશે.

ग ખૂંપ નાખી ફૂલ બગાડવાના વિધિ પ્રત્યે જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે સમાજ ઝીલી લેશે કે કેમ તે શંકાની વાત છે. કારણ કે બંધારણ ઘડી જૂના વિચારવાળા માણસોનો સાથ પણ લેવાનો હોય છે. અને બંધારણનો કડક અમલ કરવાનું કામ પણ તેમનું જ છે. ગોળના જૂના વિચારના આગેવાન બંધારણમાં જેટલો ભાગ લેઇ તેનો અમલ કરાવે છે તેટલો ભાગ યુવાનો ભજવતા નથી. માટે જૂના અને નવા વિચારના માણસોને અનુકૂળ પડે તેવો વિધિ જો ખૂંપને બદલે દાખલ કરવામાં આવે તો તે અસ્થાને નહિજ ગણાય. ખૂંપને બદલે હાર પહેરવાની પ્રથા ઘણે ઠેકાણે દાખલ થઇ પણ ગઇ છે. અને કાળાન્તરે તે કલગીમાં આવી પણ રહેશે. માટે આ વિધિને

હાલમાં તો હારના સ્વરૂપમાં ફેરવવામાં આવે તો આવકારદાયક થઇ પડશે એમ મારૂં માનવું છે.

ઘ વરની સાથે જાનૈયા બિલકુલ ન જાય તે ઇચ્છવા યોગ્ય છે. પણ હિંદુ સમાજ કૌટુંબિક ભાવનાથી એટલો બધો તરબોળ થઇ ગએલો છે કે તે વિચારને સમાજ ઝીલી લેશે નહિ. માટે જેમ બને તેમ ઓછા જાનૈયા વરની સાથે જાય તેવી પ્રથા બંધારણથી ઘડવી જોઇએ. તેમજ સમજુ અને સમાજહિતમાં ભાગ લેતા માણસોએ બને ત્યાં સુધી જાનમાં નજ જવું તેવો વિચાર રાખવો જોઇએ. જાન હાલમાં જે બે દિવસ રહે છે તેને બદલે જાન જાય તે દિવસની સાંજ અને બીજા દિવસની બપોર રહે તેવી પ્રથા દાખલ કરવામાં આવે તો સમાજ તેને જલદીથી આવકારશે અને કન્યાના બાપને ખર્ચના બોજામાંથી ને બીજી ઉપાધિમાંથી થોડોઘણો બચાવી પણ શકશે.

ઙ સુખપાલ તો હવે નહિંજ જેવી રહી છે, અને તે મોટર નહિ મળી શકવાને કારણે. પણ મોટરની પ્રથા દાખલ કર્યાથી ઊલટો ખર્ચ વધ્યો છે. ગાંધીયુગના ગુજરાતીઓને કેમ જાણે શાથી આ ખર્ચ વધારવાનું પાલવે છે? હાલનો યુવાન વર્ગ પણ પગે ચાલીને જવાને તૈયાર હોય એમ મને તો બિલકુલ લાગતું નથી. અડધા ગાઉને અંતરે જવું હોય તોપણ બે ત્રણ કલાકને ભોગે પણ વાહનની આશા રાખી બેસી રહે છે. તો પછી તેમને પગે ચાલી મોકલવાનું કેમ પાલવશે? તેને બદલે મહેસાણા પ્રાન્તમાં દરેક જ્ઞાતિમાં જેમ 'વરવહેલ' લેઇ જવાનો રિવાજ છે તેવોજ રિવાજ અત્રે દાખલ કરીને વર કાં તો રથમાં કે ડમણીઆમાં બેસીને જાય એવી પ્રથા દાખલ થવાથી સમાજને અનુકૂળ પડશે. પરંતુ ગાંધીયુગના ગુજરાતીઓ વૈજ્ઞાનિક યુગને પ્રભાવે મોટરને બદલે તેને સ્થાન આપશે કે કેમ તે મને શંકાસ્પદ જણાય છે.

ચ બનીઠણીને માંયરામાં બેસી પસીનાથી ઝબોળાવું તે તો વ્યક્તિની શારીરિક આરોગ્યની અજ્ઞાનતા સૂચવે છે. સમાજ તેને માટે કંઇ કરી શકે નહિ. છતાં ત્રણે ઋતુને અનુકૂળ પડે તેવાં કપડાં દાખલ કરી શકાય તેવાં હોય તો તે ખાદીનાંજ છે. માટે વર અને કન્યા ખાદીના લેબાશમાં સજ્જ થઇ માંયરામાં બેસે તો તે હિતાવહ ગણાય.

બીજા વિધિઓ જેવા કે અપવાસ કરવો, શ્લોકોનો ગુજરાતીમાં તરજુમો કરી બોલવા, વગેરેને હું આવકાર આપું છું.

ઉપર પ્રમાણે મારી દલીલો રજુ કરી નવા બંધારણમાં કયા કયા વિધિઓને સ્થાન આપવું અને કયા કયા વિધિઓ વ્યક્તિઓના કૃત્ય ઉપર છોડી દેવા તે

શીખે તો સારી ઊપજ લેઇ શકે. પરંતુ તે બનાવવાની રીત પૂરતી વિગતોથી અને સાદી તથા સમજી શકાય તેવી ભાષામાં લખવામાં આવે તો જ ખેડૂતો સહેલાઇથી ફૂલમાંથી અને પાંદડાંમાંથી પાકો માલ બનાવી શકે. વળી જુદી જુદી જાતના સંકરણથી બનતા છોડ જેવા કે (૧) મૂળા અને કોબીજના સંકરણથી જમીનમાં મૂળો અને ઉપર કોબીજ, (૨) બટાટા અને ટામેટાના સંકરણથી જમીનમાં બટાટા ને ઉપર ટામેટા (૩) શેરડી ને જુવારના સંકરણથી નીચેના ભાગનો રસ થઇ ગોળ ને ટોચે ડૂંડાં થઇ જુવાર, (૪) પપનસ ને મોસંબીના સંકરણથી ગ્રેઇપફ્રુટ થાય છે એમ લખવામાં આવ્યું છે, પરંતુ આ વર્ણાન્તર છોડનું સંકરણ કેવી રીતે કરવું તે સ્પષ્ટ રીતે જણાવવામાં આવે તો જ ખેડૂતો તે પ્રમાણે પ્રયોગ કરે; તેમ કરવામાં ન આવે ત્યાં સુધી અજ્ઞાન અને વગર સાધનના ખેડૂતો ખર્ચ કરીને શીખવા જનાર નથી. નારંગીની છાલમાંથી અત્તર કાઢવાની રીત, તેના ગરમાંથી ચટણી, શરબત અને જુદી જુદી જાતના ખોરાકો બનાવવાની તથા લીંબુનો મુરબ્બો, લેમન વગેરે બનાવવાની રીતો ઠીક જણાવવામાં આવી છે. લીંબુ, નારંગી, સંતરાં વગેરે ફળાઉ ઝાડો રોપવા માટે અગાઉથી ખોદવાના ખાડા, તેમની વચ્ચેનું અંતર, ખાડામાં નાખવાનું ખાતર, છોડ રોપવા, ગોડ પાડવો, પાણી પાવું, વગેરે રીતો સારી રીતે જણાવવામાં આવી છે, તે પ્રમાણે ઝાડ ઉછેરવામાં આવે તો લાંબા સમય સુધી ઝાડ સારાં રહે અને જોઇતી આવક આપે. ફળ મોટાં કરવા માટે જુદી જુદી જાતનાં ખાતર, ચૂનો, હાડકાંનો ભૂકો, માંસ વગેરેનો ખાતર તરીકે ઉપયોગ કરવા જણાવ્યું છે; જેથી ફળ મોટાં થાય એ નિર્વિવાદ છે, પરંતુ કમોસમમાં ફળ લાવવાની જે રીત બતાવવામાં આવી છે એ તદ્દન શંકાભરેલી છે. એ બાબતમાં તો સરકારી ખેતીવાડી ખાતાએ ખેડૂતો પાસે અનેક અખતરા કરાવ્યા, છતાં નિષ્ફળતા મળી છે. પરંતુ આ પુસ્તકમાં છોડ ઉછેરવાની, ખાતર અને પાણી આપવાની, વગેરે બાબતો જણાવી છે તે પ્રમાણે સારી રીતે માવજત કરવામાં આવે તો કમોસમમાં પણ થોડાં થોડાં ફળ ચાલુ રહે છે. જીવજંતુ ફળઝાડનો નાશ ન કરે તે માટે જે જે ઉપાયો જણાવ્યા છે તે પણ બરાબર છે. તે ઉપાયો ખેડૂતો કરે તો જીવજંતુ ફળાઉ ઝાડોનો નાશ ન જ કરી શકે. ફળાઉ ઝાડને ઉછેરવા, પાણી પાવા, ખાતર નાખવા, ગોડ પાડવા, મૂળ ખુલ્લાં કરી ઝાડને આરામ આપવા વગેરે વરસવાર અને માસવાર સમયપત્રક લખવામાં આપ્યું છે, તેથી પણ ઝાડ ઉછેરવા માટે ખેડૂતોને ઘણું જાણવાનું મળી શકે તેમ છે. આવાં પુસ્તકો ખેડૂતો વધારે પ્રમાણમાં વાંચી રસ લેતા થાય તે માટે ઓછામાં ઓછી કિંમત રાખવામાં આવે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે.

વેણીભાઇ પટેલ

## પ્રસંગકથા

### પૂણીમાં પુનર્લગ્ન

ઊછરેલા કણજરીમાં પણ મૂળે નારના ભાઇ શંકરભાઇ બી. પટેલ હાલ વાંસદામાં ટયુબ વેલનું કામ કરે છે. સત્યાગ્રહસંગ્રામમાં તે જેલજાત્રા કરી આવ્યા છે. તેમણે ગઇ સુદિ ૬, તા. ૫:૫:'૩૮ને રોજ જલાલપુર તાલુકાને પૂણી ગામે એક વિધવા સાથે લગ્ન કર્યું છે. તે બેન આર્યસમાજી કુટુંબનાં છે, કોઇ ગુરુકુલમાં ૭ વર્ષ સુધી અભ્યાસ કરેલો છે અને પછી પણ અભ્યાસ ચાલુ રાખેલો છે. લગ્ન કરનાર એ યુગલનું લગ્નજીવન તેમને પોતાને અને સમાજને કલ્યાણજનક હો!

### મલાડમાં લગ્નક્રિયા

ભાદરણ તાલુકાના બ્રાહ્મણગામના રહીશ ભાઇ નાગરદાસ છ. પટેલ મલાડમાં રહે છે, બાલસાહિત્યના પ્રખ્યાત લેખક છે. તેમનાં પુત્રી બેન કમળાબેન પણ સંસ્કારી છે. એ બેનનો વિવાહ સોજિત્રાના રહીશ, પણ હાલ કંપાલામાં રહેતા ભાઇ મગનભાઇ લલુભાઇ સાથે કરવાનો નિર્ણય થયો. ભાઇ નાગરદાસના કુટુંબીજનોને એ વિવાહ પસંદ ન પડયો અને તેથી વિરોધ કર્યો. વિરોધ ઉગ્રરૂપ ધારણ ન કરે એટલા માટે લગ્નક્રિયા મલાડમાં કરવાનો નિર્ણય થયો ને તે પ્રમાણે ગઇ સુદિ ૧૦મ ને સોમવારે લગ્નક્રિયા થઇ. તે દિવસે સાંજના ૨૦ માણસોની જાન મલાડ પહોંચી. બ્રાહ્મણગામથી તો ભાઇ નાગરદાસના પિતા પણ ગયા નહિ. સંધ્યાકાળે ૭॥ વાગ્યે આર્યસમાજની વિધિએ લગ્નક્રિયા થઇ: વરકન્યાએ પરસ્પર લગ્નમાળા પહેરાવી, લગ્નપ્રતિજ્ઞા પણ વરકન્યા પોતે જ બોલ્યાં. કન્યાએ પહેલેથી છેવટ સુધી ઘૂમટો રાખ્યો ન હતો અને સંપૂર્ણ છૂટથી બધે હરતાં ફરતાં. લગ્નક્રિયા પૂરી થયા પછી દશેક વાગ્યે સૌએ ભોજન કર્યું હતું. જાન બીજે દિવસે સાંજે જમીને વિદાય થઇ હતી. આ લગ્નમાં કોઇ પણ જાતની લેવડદેવડ કરવામાં આવી ન હતી. આમ સાદી રીતે આ લગ્નક્રિયા આટોપી લેઇ સમાજને દૃષ્ટાન્ત આપ્યાને કારણે ભાઇ નાગરદાસને ધન્યવાદ ઘટે છે.

### સલુણમાં બાળલગ્ન

હવે લગ્નગાળો આવ્યો છે ને ધમઝટ લગ્ન થવા લાગ્યાં છે. બાળલગ્ન નિષેધક કાયદો સખ્ત થયા છતાં લોક તે કર્યે જ જાય છે. આણંદ તાલુકાના અજરપુરા ગામના ભાઇ મોતીભાઇ ગિરધરભાઇનો પુત્ર ભાઇ અંબાલાલ ૧૪ વર્ષ ૯ માસની ઉમરનો છે, તેનું લગ્ન સલુણના ભાઇ મગનભાઇ તુળસીભાઇની પુત્રી બેન સૂરજની સાથે ચૈત્ર વદિ ૧૦ને રોજ થયું. એ બેન સૂરજની ઉમર

૭ વર્ષ ૮ માસની છે. અજરપુરાના યુવકમંડળે વિરોધ ઉઠાવ્યા છતાં આ લગ્ન કરવામાં આવ્યું છે. આવાં લગ્ન અટકાવવાં જોઇએ, હવે તો અગાઉથી મનાઇ હુકમ પણ મળે છે. અને છતાં એ લગ્ન ન અટકે તો અપરાધીઓને રાજદરબારે ચઢાવી સજા કરાવવી જોઇએ. અજરપુરાનું યુવકમંડળ પણ આ બાબતની ફરિયાદ કરી શકે, અથવા કમમાં કમ સરકારને ખબર આપે.

"સગીર છોકરીને નહિ પરણાવું"

"અમદાવાદ, બુધવાર. દરિયાપુર બહેચરદાસ ડિસ્પેન્સરી પાસે રહેતા ઘાંચી દલસુખરામ મોતીની આશરે ૧૦ વર્ષની છોકરીનાં લગ્ન દરિયાપુર અડાઇના ચોગ પાસે રહેતા ઘાંચી કાળિદાસ માધવના છોકરા સાથે શનિવાર તા. ૭મીની રાત્રે થવાનાં હતાં. આ લગ્નમાં નાતના ગોરને બોલાવવામાં આવ્યો હતો. જ્યારે લગ્ન પહેલાં ગૃહશાન્તિનો વિધિ ચાલતો હતો ત્યારેજ ગોરના જોવામાં તે છોકરી આવતાં, તેમને તે સગીર લાગવાથી છોકરીની ઉમર વિષે પૂછપરછ કરતાં છોકરીને બાપે તેની ઉમર આશરે ૧૦ વર્ષની જણાવ્યાથી ગોરે લગ્નમાં ભાગ લેવાની તેમ જ કોઇ પણ જાતની ક્રિયા નહિ કરાવવાનું જણાવીને તે ચાલી ગયા હતા, એટલે પાછળથી છોકરીને બાપે બીજા બ્રાહ્મણને બોલાવી પોતાની છોકરીનાં લગ્ન કરાવ્યાથી નાતગોરે સદરહુ છોકરીના બાપ સામે વાંધો દર્શાવી આ સવાલ નાત સામે મૂકેલો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૨:૫:'૩૮). યજમાનનું હિત ઇચ્છનાર ગોર હોય તો આવા જ હોજો! ખરે જ, આ ગોરને ધન્યવાદ ઘટે છે. અને બાળલગ્નને મમતે ચઢેલા લોકને તો કહેવું જ શું!

વૃદ્ધલગ્ન સામે મનાઇ હુકમ

ઓડના રહીશ, અને ખંભોળજ ગુજરાતી શાળાના હેડમાસ્તર ભાઇ સોમાભાઇ પ્રભુદાસ પટેલ ૫૧ વર્ષની ઉમરના છે; તેમને પરણ ચઢ્યું એટલે સારસાના ભાઇ જવેરભાઇ ઇશ્વરભાઇ પોતાની ૧૫ વર્ષની કુમળી બાળા બેન શાન્તાબેનને તેમની સાથે પરણાવવા તૈયાર થઇ ગયા. ગઇ તા. ૭મીએ એ લગ્ન થવાનું હતું. યુવકોએ વિરોધ જગાવ્યો અને પાટીદાર યુવકમંડળના મંત્રી ભાઇ વેણીભાઇ પ્રભુદાસને એ સમાચાર આપ્યા. એમણે એ લગ્ન વિરુદ્ધ મનાઇ હુકમ આપવાની ને પોતાને એ કન્યાના વાલી નીમવાની, કચેરીમાં અરજી કરી. તે પ્રમાણે તા. ૨૯:૪:'૩૮ને રોજ મનાઇ હુકમ મળેલો અને તા. ૩:૫:'૩૮ને રોજ તેની સુનાવણી માટે કચેરીમાં હાજર રહેવા બંને પક્ષને હુકમ થએલો. ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં એ દિવસે હાજર થઇ કન્યાના પિતાએ તથા

વૃદ્ધ વરરાજાએ જાહેર કરવું પડયું કે એ લગ્ન નહિ કરીએ. અરજદાર તરફથી વકીલ ભાઇ જમિયતરામ પંડયા-સેવાભાવે ઊભા હતા, લગ્ન કરવાની લાલસાવાળા તરફથી વકીલ ભાઇ ચતુરભાઇ નરસિંહભાઇ પટેલ ઊભા હતા.

### આણંદના વકીલનું લગ્ન

આણંદના ભાઇ ડાહ્યાભાઇ શંકરભાઇ પટેલ બી. એ., એલ. એલ. બી. છે, વકીલ છે, તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ હતા; આશરે ૪૪ વર્ષની ઉમરના છે. તે આ વર્ષે વિધુર થઇ પડયા. પણ તેમને ત્રણ પુત્રો છે, મોટા પુત્ર તો ૧૬ વર્ષની ઉમરનો છે અને હાલ મેટ્રીક કલાસમાં આવ્યો છે. પણ વિધુર થયા એટલે થાય શું? પરણ્યા વિના ચાલે કંઇ? સ્ત્રી વિધવા થાય તો ભોગ એના, એનું ગમે તે થાય! પણ પુરુષને કોઇ પણ વયે કોઇ પણ પ્રસંગે વિધુર થતાં સ્ત્રી વિના તે ચાલ્યું સાંભળ્યું છે કયાંય? એટલે ભાઇ ડાહ્યાભાઇએ ફરી લગ્ન કરવાનો ઇરાદો જાહેર કર્યો, અને વરવિક્રય કરનારી નાતમાં પૈસા વિના મૂંઝાતા કન્યાપિતાઓ આવાં લાકડાં સાથે પોતાનાં માંકડાં વળગાડી દેવા તૈયારજ હોય છે! ચાંગાના ભાઇ શંકરભાઇ બાપુજીએ એ મૂંઝામણમાં મોટી કરેલી પોતાની ૨૧ વર્ષની પુત્રી બેન કમળાબેનને ગઇ સુદિ ૧૦મને રોજ ભાઇ ડાહ્યાભાઇ સાથે પરણાવી મારી! જાનમાં મિષ્ટાન્ન ઉડાવવા પોણોસોએક માણસો ગયા હતા. કન્યાથી વર બેવડા કરતાંયે મોટા! આવાં કજોડાંમાં–ઉમરના તફાવતને લીધે પણ–વરકન્યાના માનસિક મેળ કેમ કરીને મળે?

### સમાજ કાયદોજ માગે છે!

નિશાળમાં લગભગ સરખી ઉમરના છોકરાઓને કે છોકરીઓને ઘણું કરીને મેળ મળે છે, સમાજમાં પણ સરખી ઉમરનાં માણસોના મેળ મળે છે, એ તો માનસશાસ્ત્રનો કાયદો છે ને સૌ જાણે છે અનુભવે છે. ત્યારે લગ્ન જેવા ગંભીર ને જીવનભરના સંબંધમાં વિષમ ઉમરનાં સ્ત્રીપુરુષને શી રીતે મેળ મળે? એવાં લગ્નનાં વિષમ પરિણામ તો વારંવાર આવે છે. વળી સ્ત્રી કરતાં પુરુષ જેટલે વર્ષે મોટા મોટા હોય, તેટલા વર્ષ એ વહેલો જાય એ તો સ્વાભાવિક છે–સ્ત્રી વહેલી જાય એ તો અપવાદ કહેવાય, પણ સ્વાભાવિક નિયમે તો મોટું હોય તે પહેલું જાય. અને ત્યારે આ હિંદુ સમાજમાં એમ વિધવા થઇ પડેલી એ સ્ત્રીની શી અવગતિ! પુરુષો આ સમજતા નથી ત્યારે તો એમજ કહેવું પડે છે કે સમાજ કાયદોજ માગે છે! સરકારે હવે તો કાયદોજ કરવો ઘટે છે કે લગ્ન કરનાર સ્ત્રીપુરુષની ઉમરમાં ૫ વર્ષથી–બહુ તો ૧૦ વર્ષથી વધારેનો તફાવત નજ હોવો જોઇએ અને છતાં એવું

કરુણ કથા' લખી છે. ગાંધી સેવાસંઘની ગઈ વાર્ષિક બેઠકને પ્રસંગે ભાઈ મહાદેવભાઈનાં પત્ની બેન દુર્ગાબેન ગએલાં. ત્યાંથી જગન્નાથપુરી છેક જ પાસે, એટલે એમને ત્યાં દર્શન કરવા જવાની ઇચ્છા થઈ. કસ્તુરબા અને બીજાં પણ જવાનાં હતાં. ગાંધીજીને એ વાતની ખબર થઈ એટલે મહાદેવભાઈને તે બાબત વ્યવસ્થા કરવા કહ્યું. ત્રણ ત્રણ વાર ટોક્યા એટલે મહાદેવભાઈએ વ્યવસ્થા કરી. સૌ ત્યાં ગયાં. પણ એ મંદિરમાં હરિજનોને પેસવા દેતા નથી, તેથી જ્યાં રહીને તેઓ દર્શન કરી શકે છે, ત્યાં દૂર ઊભાં રહીનેજ દર્શન થાય, અંદર ન જવાય એ સૂચના એ બેનોને ન તો ગાંધીજીએ આપેલી, ન તો મહાદેવભાઈએ આપેલી. આથી જોઈએ તો ભોળે ભાવે કે જોઈએ તો એ ધર્મ ન સમજાયાથી કસ્તુરબા, દુર્ગાબેન અને બીજી બેનો મંદિરમાં જઈને દર્શન કરી આવ્યાં. "સોમવારે સાંજે સંઘ પાછો આવતાં ગાંધીજીને બધી હકીકતની ખબર પડી. પ્રથમ તો તેઓ હસ્યા. 'મહાદેવ, આપણે ત્રણેએ તો છેડા ફાડી આપવા પડશે,'" એમ એમણે મહાદેવભાઈને કહ્યું. "પણ એ હાસ્ય તો એમની તીવ્ર વેદના ઢાંકવા માટે હતું." એવા ધર્મપરાયણ મહાત્માને એથી અતિશય વેદના થાય એ તો છેક જ સ્વાભાવિક છે, પણ એમનાં સ્વજન પણ પોતાના જેવાંજ ધર્મપરાયણ હોઈજ શકે એમ એમણે માનવું જોઈતું નહોતું.

## પુરુષનો સ્ત્રી ઉપર અધિકાર

પણ ગાંધીજી પોતેજ સ્વીકારે છે કે "એ લોકોનું તો અજ્ઞાનજ હતું એ વિષે શંકા નથી. પણ એમને અજ્ઞાન રાખનાર કોણ? આપણેજ ના?" આવાં અજ્ઞાન નારીજન ઉપર આમ આવેશમાં આવી જઈને 'છેડા ફાડી આપવાની' વાત બોલી નાખવી એ તે હિંસા કે અહિંસા? એમનાં એ વચનોથી એ બેનોનાં હૃદય કેટલાં ચિરાયાં હશે? "આપણો ધર્મ છે કે અહિંસાથી, પ્રેમથી એમને સમજાવીએ. એમના અજ્ઞાનને ન ફેડવામાં અહિંસા નથી, હિંસા છે; ધર્મ નથી, અધર્મ છે." આજ સુધી એમનું અજ્ઞાન ન ફેડવાનો હિંસા કરી, અધર્મ કર્યો ને છેક છેવટની ઘડીએ તેમની ભૂલ થઈ, ત્યારે રોષે ભરાઈને 'છેડા ફાડી આપવા'ની વાત કરી એ કેવી ભયંકર હિંસા? હિંદુ નારીના હૃદયમાં એથી કેવી ભયંકર વ્યથા થશે એ વિચારવાનો એ અહિંસાના પૂજારીનો ધર્મ નહોતો? અને વળી બીજી વાત: ગાંધીજી જન્મે પુરુષ અને કસ્તુરબા સ્ત્રી, માટે જ આટલા અધિકારથી એ બોલી શક્યા ને? કસ્તુરબાએ જેને ધર્મ માન્યો હોય તે ધર્મ ગાંધીજીને ન સમજાયો હોય ને તેથી ન પાળી શકે તો કસ્તુરબાથી 'છેડા ફાડી આપવા'ની વાત થઈ શકવાની હતી? કારણ કે આખરે તો એ

માનવસમાજમાં ને ખાસ કરીને હિંદુસમાજ,નારીદેહે અવતર્યાં છે ને? જન્મથી કોઇ ઉચ્ચ નીચ નથી, એમ હજારો વાર બોલનાર ગાંધીજી એ સત્ય આજે ભૂલ્યા અને સ્ત્રીજન પ્રત્યે હિંસા કરી બેઠા, કારણ કે એ તો પુરુષ છે ને! અને સત્યયુગના રામચંદ્રે સતી સીતાને એમના દોષ સિવાય ગર્ભાવસ્થામાં યે હાંકી મૂક્યાં હતાં, કારણ કે એ પણ અધિકારી પુરુષ હતા ને! સાચે જ સ્ત્રીઓ પુરુષોને એ સત્ય નહિ સમજાવે ત્યાં સુધી તો એ નથી જ સમજવાના. ત્યારે તો બેનો, સ્ત્રીપુરુષની સમાનતા પુરુષોને શિખવવા તમારે જ ઊઠવું જોઇશે. उत्तिष्ठत जाग्रत प्राप्य: वरान्निबोधत।

**"તમે દારૂડીઆ અને સ્વચ્છંદી છો**

પતિપરાયણ રહેવાનું હોય ત્યાં સુધી તો ઠીક, પણ પતિદેવ જ એ નામને યોગ્ય ન રહે ત્યાં બીજું થાય શું? અહુણા જ એક પ્રસંગ બન્યો છે: "દાઓલ, તા. ૧૩. અત્રેની એક સત્તર અઢાર વર્ષની બાઇ સોનાએ પોતાના ધણી રેવનદાસ ખુશાલભાઇ, જે સંદેસરના જાણીતા કુટુંબના પા. કુલાભાઇ બકોરભાઇના ભત્રિજા થાય છે, તેમને જાહેર નોટીસથી જણાવ્યું છે કે સદરહુ રેવનદાસ દારૂડીઆ અને સ્વચ્છંદી છે અને તેથી તેમણે સેટલમેંટ દસ્તાવેજથી તેમની મિલકત તેમનાં પુત્રના વાલી તરીકે અમોને સોંપી છે, છતાં તેઓ ઘરની મિલકત વેચી રેંદેફે કરે છે. આવી જાતની જાહેર નોટીસ નીકળતાં અત્રે તેમજ દાઓલ–બોદાલ સત્તાવીસ ગામોમાં ચકચાર પેદા થવા પામી છે. અને આ બાબતમાં બાઇએ પોતાના ધણી સામે કાયદેસર ઇલાજ લેવાનું સંભળાય છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૫:'૩૮). પતિ પતિપણું છોડે તોય પત્નીએ પતિપરાયણતા છોડાય નહિ તો જીવાય શી રીતે? -

**"સાબાશ! બેનો !"**

"કેશોદ, તા. ૧૦. નવાબ સાહેબનો કેમ્પ હાલમાં કેશોદ છે. આ સમયમાં કેશોદમાં એક એવો બનાવ બની ગયો છે કે તે જાણવાથી કેશોદની કેટલીક બેનોની બહાદુરી માટે આપણને માન ઊપજે તેવું છે. બન્યું એવું કે કોઇ એક સૈયદે કોઇ એક બાઇની છેડતી કરી. આ બનાવ બનતાં જ આ બાઇઓ એકઠી થઇ ગઇ. પેલા સૈયદને ઠીક ઠીક મેથીપાક આપ્યો અને પછી પોતાના ઓઢણાથી બાંધ્યો. ગામલોકોને પણ આ વાતની જાણ થઇ અને તેથી કેટલાક બેહનોએ પણ તે સ્થળે જઇને સૈયદભાઇને ખોખરા કર્યા. પછી તો તે માણસ પોતાનું મોં સંતાડવા ક્યાંક નાશી ગયો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૨:૫:'૩૮). ખરે સ્ત્રીઓએ આમ જ પુરુષોનું ભાન ઠેકાણે લાવવું જોઇશે અને સમાજમાં પોતાનું સાચું સ્થાન પ્રાપ્ત કરવું જોઇશે.

**કન્યાકેળવણી**

અને કન્યાઓ સાચી કેળવણી પામશે, ત્યારે જ સ્ત્રીઓ સમાજમાં પોતાનું સાચું સ્થાન પ્રાપ્ત કરી શકશે. મહાસભાએ સાચી કેળવણીની યોજના ઘડી છે. પણ તેમાંયે કન્યાકેળવણી પ્રત્યેની ઉપેક્ષા પ્રદર્શિત થઇ છે. ડા. ઝાકીર હુસેન સમિતિએ પોતાના નિવેદનમાં ભલામણ કરી છે "કે સાત અને ચૌદ વરસની વચ્ચેનાં છોકરાછોકરીઓને સારુ કેળવણી મફત અને ફરજિયાત હોવી જોઇએ. પણ એક છૂટ રાખી શકાય કે છોકરીઓને બાર વરસ પૂરાં થયે ઉઠાડી લેવાની તેમનાં માબાપોની મરજી હોય તો તેઓ તેમ કરી શકે" ('હરિજનબંધુ,' તા. ૧૯:૧૨:'૩૭): શા માટે? એ છોકરીઓ છે માટે જ ને?

**કાવીમાં પ્રેતભોજન બંધ**

કાવીમાં ભાઇ પ્રયાગદાસ બાપુભાઇ પટેલનાં માતુશ્રી દિવાળીબા ગુજરી ગયાં ત્યારે તેમના પુત્ર પ્રયાગદાસને બારમું કરાવવા માટે તેમનાં સગાંવહાલાંએ અનેક દબાણ કર્યું. તેમના સસરા પણ તેમને ત્યાંથી રિસાઇ ચાલ્યા ગયા. પણ ભાઇ પ્રયાગદાસ અડગ રહ્યા અને અનેક મુસીબતો વેઠીને ય તેમણે પોતાનાં માતુશ્રી પાછળ પ્રેતભોજન કરાવ્યું નહિ. કાવી ગામમાં આ ભાઇએ બારમું બંધ કરવાની પહેલ કરી છે. સ્થિતિ ઘણી સારી હોવા છતાં આ ખર્ચાળ રિવાજ બંધ કર્યો છે. ત્યાર પછી ભાઇ પુરુષોત્તમ ગોરધનભાઇ પટેલે પણ પોતાની સ્ત્રી પાછળ પ્રેતભોજન કરાવ્યું નથી. આ બંને ભાઇઓને ખરે જ ધન્યવાદ ઘટે છે.

**મહાસભાનો વિજય**

મહાસભાએ સાત પ્રાન્તમાં પ્રધાનવટાં લીધાં છે અને તે સૌ પ્રાન્તનાં પ્રધાનમંડળ સફળતાપૂર્વક રાજ્યકારભાર ચલાવી રહ્યાં છે, પણ અંગ્રેજ સરકાર તેમને કંઇ કંઇ અટકચાળાં કર્યા કરે છે. ઓરિસાના ગવર્નરને રજા ઉપર ઊતરવું હશે; તે જાય ત્યારે તેમની ગેરહાજરીમાં તેજ પ્રાન્તની સિવિલ સર્વિસના, પ્રધાનોના તાબાના, એક અંગ્રેજ અમલદારને ગવર્નરની જગાએ કામચલાઉ નીમવામાં આવ્યો. જે અમલદારો પોતાના તાબામાં નોકરી કરતા હોય ને જેના ઉપર તેમની ખફામરજી કદાચ થઇ હોય એવો માણસ પોતાની ઉપર ગવર્નર થઇ બેસે ત્યારે રાજ્યકારભાર કરવો પ્રધાનોને વિકટ થઇ પડે. ઓરિસાના પ્રધાનોએ આ નિમણૂક વિરુદ્ધ પોતાનો વિરોધ જાહેર કર્યો. આ તો સંકટ આવી પડયું જાણી, અંગ્રેજ સરકારે એવી ગોઠવણ કરી દીધી કે ત્યાંના ગવર્નરે રજા ઉપર જવાનું જ માંડી વાળ્યું! ત્યારે 'મહાસભાનો વિજય' અપાવવા આવાં અટકચાળાં એ કરતી જ શા માટે હશે? અંગ્રેજ અને પુરુષ સત્તાધિકારીઓએ હવે હિંદીઓ ને સ્ત્રીઓ ચેતવું ઘટે!

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ | આણંદ | અષાઢ
વર્ષ ૧૫ | | અંક ૯

## હરિપુરાની મહાસભા

૭

એક નામ રહી ગયું? હરિપુરા વિષેની મારી લેખમાળાને વિષે મિત્રો તેમજ બીજાઓના અનેક કાગળો મારા પર આવ્યા છે. એમાંના કેટલાકનો સાર એ છે કે મેં દૂધમાંથી પોરા કાઢ્યા છે ને ત્યાંની જે સારી સારી વસ્તુઓ હતી તેની વાત જાણી બૂઝીને કરી નથી. મને લાગે છે આ ટીકામાં મને ન્યાય નથી થતો. હું ફરીવાર કહું કે ત્યાં જે અનેક મિત્રો કામ કરતા હતા તેમની સાથે કામ કરવાનો લહાવો તો મને ન મળ્યો એ ખરું, પણ હું એક ક્ષણવાર પણ એ ભૂલી નથી શકતો કે હું એમનામાંનોજ એક છું અને હું ગુજરાતમાં હોત તો મેં એમની હારોહાર કામ કર્યું હોત. એટલે મારે મારા મિત્રો ને સાથીઓની સ્તુતિનું ગાણું ગાવું ઉચિત નહોતું. અને જ્યાં સહુ પોતે કંઇ ભારે કે ખાસ મહત્ત્વનું કામ છે એ ભૂલી જઇને આત્મવિલોપનપૂર્વક હારોહાર કામ કરી રહેલા હતા ત્યાં મારે કેટલાને વીણી કાઢીને તેમનાં નામ દેવાં? અને મહાસભાએ સંગઠનશક્તિ, સ્વચ્છતા અને સુવ્યવસ્થાનો એક અપૂર્વ ને અદ્વિતીય વિજય બતાવ્યો એમ કહેવા ઉપરાંત એની ઊજળી બાજુ વિષે વધારે સ્તુતિવચન શું કહી શકાય? પણ એક ભાઇ લખે છે કે "તમે કાનજીભાઇ, કલ્યાણજીભાઇ, રવિશંકરભાઇ, નરહરિભાઇ અને બીજા અનેકનાં નામ ન દીધાં એ તો ભલે, પણ સ્વ. વિઠ્ઠલભાઇ પટેલની પેલી ભવ્ય પ્રતિમા ઘડનાર વિખ્યાત શિલ્પી શ્રી. કરમરકરનું નામ તો તમારે ખાસ દેવું જોઇતું હતું. તેઓ ગુજરાતી નથી ને ગુજરાત એમનું ઋણી છે. એમના એ મહાકાર્ય માટે સરદારે કે દરબારસાહેબે કે સુભાષબાબુએ એક શબ્દ સરખો કહ્યો નથી.

એ કલાકારે બહુ જ ઓછા વખતમાં પોતાનું કામ પૂરું કરેલું ને પોતાની એ કૃતિની મહાસભાને ભેટ ધરી છે. આ પ્રતિમા સિમેંટ કૉંક્રીટની હોઇ હિંદુસ્તાનમાં એ જાતની પહેલી પ્રતિમા છે. એનું વજન ચાર ટન છે, એમણે એ ૭ દિવસની અંદર ઘડેલી, ને એની કિંમત દસથી પંદર હજાર રૂપિયા છે. રાષ્ટ્રને આપેલી એ એક વિરલ ભેટ છે, અને એની યોગ્ય કદર થવી જોઇતી હતી.” હું આ કાગળ ખુશીથી પ્રગટ કરું છું અને એમ કરીને જે દોષ અજાણે રહી ગયેલો તે દૂર કરું છું. મારી ખાતરી છે કે જે કલાકારે કેવળ પ્રેમભાવે એ પ્રતિમા ઘડીને રાષ્ટ્રને ભેટ આપી છે તેમને તો કદરનાં વચનોની જરૂર નથીજ. એ કૃતિની સૌએ મુક્ત કંઠે પ્રશંસા કરી એના કરતાં મોટી કદર બીજી શી હોઇ શકે? મને યાદ છે કે દરબારસાહેબે શ્રી. કરમરકરનું નામ દઇને તેમના આભાર માનેલા, પણ એમણે કે કોઇએ આભાર ન માન્યા હોય તોયે એમને સૌએ, શ્રી. નંદબાબુ અથવા શ્રી. રામદાસ ગુલાટીની જેમ, પોતાનામાંના જ એક માનેલા એને વિષે તો મને કશી શંકા નથી. નંદબાબુ કે ગુલાટી ક્યાં ગુજરાતી છે? આ ગુજરાતી મહારાષ્ટ્રીનો સવાલ નથી. ભારતમાતા અને મહાસભા જેટલાં બીજા સેવકોનાં તેટલાંજ શ્રી. કરમરકરનાં છે. અને શ્રી. કરમરકરે પોતાની પ્રતિભામાંથી નીપજેલી આ કલાકૃતિની ભેટ આપીને જેટલું માન મહાસભાને આપ્યું છે તેટલુંજ પોતે મેળવ્યું છે.

**એક સુંદર કાગળ:** એક કાગળ મારા પર આવ્યો છે તે મારે વાચકો આગળ મૂકવો જ જોઇએ. એમાં આ ચિત્રની જે બાજુ ચીતરેલી છે તે ઘણાના ધ્યાન બહાર જવાનો સંભવ છે, કેમકે એવી સ્થિતિ તો સ્વાભાવિકપણે હોય જ એમ માનવાને આપણે ટેવાઇ ગયા છીએ. એ કાગળ લખનાર છ હરિજન જુવાનો છે. તેઓ લખે છે:

“અમે છયે ભંગી છીએ, પણ હરિપુરામાં ભૂલી ગયેલા કે અમે ભંગી છીએ. વિઠ્ઠલનગરમાં કોઇને પોતાની કે બીજાની નાતજાત શી છે એની પડી નહોતી. અમે ત્યાં માળાના મણકાની પેઠે સહુની સાથે સાથે હળીમળીને રહેતા હતા. જ્યાં ફરવું હોય ત્યાં ફરતા, ને જ્યાં ખાવું હોય ત્યાં ખાતા. રસોડામાં કે હોટેલોમાં કે બીજી કોઇ પણ જગાએ અમને જવાની મનાઇ નહોતી. એવું આખા હિંદુસ્તાનમાં ક્યારે થશે? આખું હિંદુસ્તાન એક વિઠ્ઠલનગર બની જાય તો કેવું સારું! અમને સૌથી વધારે નવાઇ તો એ લાગી કે અમે ત્યાં પ્રેક્ષક તરીકે ગયેલા ને ત્યાં અમારું ભંગીકામ કરનારાં તે ઊંચી વર્ણનાં ભાઇબેનો હતાં. આ જુવાન ભાઇબેનો રોજ પરોઢિયે હાથમાં ઝાડુ લઇને આવતાં એ દેખાવ જોવા જેવો હતો. ભંગીકામ જેને કરવું હોય તે જ કરે એવી છૂટ મૂકવામાં આવે અને બીજા કોઇ પણ સારા ગણાતા કામના જેટલુંજ એનું મહેનતાણું આપવામાં આવે તો અસ્પૃશ્યતા નીકળી

જાય અને બધે સફાઇ જળવાય. વિઠ્ઠલનગરમાં અમે જે જોયું તેથી અમારી તો આંખ ઉઘડી ગઇ. એથી અમને ગર્વ થાય છે. અમે ત્યાં ગયા અને સરદાર, દરબારસાહેબ, કાનજીભાઇ અને બીજાઓએ મહિનાઓ સુધી જે મહેનત કરેલી તેનું પરિણામ જોયું એથી અમને આનંદ થયો."

આખું હિંદુસ્તાન એક વિશાળ વિઠ્ઠલનગર બને એ આ ભાઈઓનું સ્વપ્નું સત્વર ફળો.

**કેટલાક આંકડા અને હકીકતો:** સફાઇ ખાતાના સ્વયંસેવકોની સેવાની વાત હું કરી ચૂક્યો છું. હવે એમને વિષે કેટલાંક આંકડા ને હકીકતો મને મળેલાં છે તે બહુ જ રસપ્રદ છે. સફાઇ સેનામાં કુલ સંખ્યા ૧,૩૬૪—૧૧૦ સ્ત્રીઓ અને ૧,૨૫૪ પુરુષો—હતી. એ બધાં ભાઇબહેનો ગુજરાતની પ્રસિદ્ધ શિક્ષણસંસ્થાઓમાંથી આવેલાં હતાં એટલે એમને આ કામનો અનુભવ હતો. ગુજરાત કાઠિયાવાડની ૪૦ શિક્ષણસંસ્થાઓએ આ સેનામાં પોતાનો ફાળો આપેલો. કેટલાંક ગામડાંમાં ગ્રામસેવકો જઇને વસ્યા છે ત્યાં સરસ કામ ચાલી રહેલું છે. એમનું એ કામ ઊગી નીકળ્યું છે એટલે એ ગામડાંમાંથી સારી પેઠે સ્વયંસેવકો આવેલા. એવાં ગામોમાં ખાસ તો માસરા, બોરીઆવી, બોદાલ, રસિકપુરા, બાબલા, વેડછી, વરાડ, પિપોદરા, વરસડા, ગારિયાધાર, સણોસરા ને પાંચતલાવડાનાં નામ ગણાવી શકાય. કુલ ૧,૩૬૪ જણમાંથી ૧૧૪ શિક્ષકો અને ૭૧૧ વિદ્યાર્થીઓ હતા. એમાં પણ પાછી ૮ શિક્ષિકાઓ ને ૫૨ વિદ્યાર્થિનીઓ હતી. એમની વય પ્રમાણે સંખ્યા નીચે પ્રમાણે હતી:

| વય | સેવક | સેવિકા | કુલ |
|---|---|---|---|
| ૧૮ ને ઉપર | ૮૨૮ | ૩૪ | ૮૬૨ |
| ૧૫ થી ૧૭ | ૩૫૧ | ૩૨ | ૩૮૩ |
| ૧૪ ને નીચે | ૭૫ | ૪૪ | ૧૧૯ |
| | ૧,૨૫૪ | ૧૧૦ | ૧,૩૬૪ |

આમાં પણ પાછા ૨૦૨ સ્વયંસેવકો અને ૪૨ સેવિકાઓ હરિજન, રાનીપરજ વગેરે પછાત ગણાતા વર્ગો, જે હવે મહાસભાની અસર તળે આવી રહ્યા છે, તેમાંનાં હતાં.

એમણે જેટલી મુદત લગી સેવા આપી તેનો કોઠો નીચે આપ્યો છે:

| | સેવક | સેવિકા |
|---|---|---|
| ૮ અઠવાડિયાં ને વધારે | ૧૨ | — |
| ૭ ,, ને ઓછું | ૬૦ | — |
| ૬ ,, ,, | ૨૦ | — |

| | | |
|---|---|---|
| ૫ અજવાળિયાં ને વધારે | ૬૨ | — |
| ૪ ,, ,, | ૯૦ | ૪૨ |
| ૩ ,, ,, | ૫૩૯ | ૩૭ |
| ૨ ,, ,, | ૫૦૦ | ૩૦ |
| ૧ ,, ,, | ૧૧ | ૧ |
| | ૧,૨૫૪ | ૧૧૦ |

આ સેનાના કામને નિયમિત પ્રાર્થના ને કવાયત, આંતરિક વ્યવસ્થા, ટુકડીઓમાં કામની વહેંચણી વગેરે અનેક વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું હતું. શ્રી. જુગતરામ દવે અને શ્રી. મામાસાહેબ ફડકેની મદદમાં શ્રી. ચીમનલાલ ભટ્ટ, બબલભાઇ મહેતા, ભાઇલાલ પટેલ, રમણિકલાલ મોદી, શિવાભાઇ પટેલ ને બાપુભાઇ કેશવભાઇ જેવા સમર્થ સાથીઓ હતા. આ બધા કસાયેલા સેવકો હતા, ને છેલ્લા ભાઇ રાનીપરજના હોઇ તેમણે એ કોમમાંથી આવેલાં સર્વ સેવક સેવિકાઓમાં ભારે ઉત્સાહ રેડ્યો ને ટકાવી રાખ્યો હતો. સર્વ સેવિકાઓને ભેગી રાખવાનો ને એ છાવણીમાં સૌની તબિયતની સંભાળ રાખવાનો ભારે બોજો શ્રીમતી ગંગાબેન વૈદ્યે ઉઠાવ્યો હતો, ને તેમણે એક નાનું દવાખાનું પણ ત્યાં ચલાવ્યું હતું.

એક દિવસ સુભાષબાબુ મને પૂછે, ‘આ બધા સ્વયંસેવકો ને સેવિકાઓને મહેજે એક ઠેકાણે ભેગાં કરી શકાય ખરાં?’ મેં એમને કહ્યું, એ બધાં ચુનંદાં સ્ત્રીપુરુષો છે ને બીજી કેટલીયે અરજીઓ આવેલી તે નામંજૂર કરવી પડી છે. એ સાંભળીને એમને સાનંદાશ્ચર્ય થયું. કસાયેલાં સેવક સેવિકાઓની આવડી મોટી સેનાને સારૂ કોઇ પણ પ્રાંત મગરૂરી કરી શકે. પણ આ ભાઇબેનોએ હરિપુરા પછી હવે બેસી જવાનું નથી, પણ સતત કામ કરીને કામ કરવાની શક્તિ તાજી ને તાજી રાખવાની છે, જેથી અહિંસક સેનામાં જોડાવાની હાકલ ગમે તે ક્ષણે આવે તે ક્ષણે તેઓ એને માટે તૈયાર રહી શકે.

**પૈસાનો હિસાબ:** મારી પાસે કેટલાયે ગભરાટભર્યા કાગળો આવેલા છે તેમાં લખ્યું છે કે સ્વાગત સમિતિને ભારે ખોટ ખાવી પડે તો ભારે અવ્યવસ્થા થઇ હોવી જોઇએ. અવ્યવસ્થા જરાયે થઇ નથી ને ઇશ્વરકૃપાએ ખોટ પણ નહિ આવે. આવડા મોટા વિશાળ અધિવેશનની વ્યવસ્થામાં કંઇક ઝીણીઝીણી ખામીઓ તો રહીજ જાય, અને જે ચીજો શાંતિના સમયમાં સારી રીતે થઇ શકે તે કામની દોડાદોડ ને ધમાલમાં કરતાં કંઇક ત્રુટી પણ

રહે. પણ સહુ એટલી તો ધારણુ રાખે કે સ્વાગત સમિતિના કાર્યાલયમાં બહુ જ ચોકસ હિસાબ રખાયો હતો, રોજેરોજ અન્વેષકો એ હિસાબ તપાસતા હતા, અને આવક ખરચની એકેએક પાઇનો હિસાબ પ્રજા સમક્ષ રજુ કરવામાં આવશે. એક પત્રલેખક રોષભેર પૂછે છે: "મહાસભાના મંડપમાં બે લાખ માણસ હાજર હતાં એવો અંદાજ મેં કરેલો. અને તમે તો કહો છો કે ટિકિટ વેચાણના ફક્ત સાઠ જ હજાર રૂપિયા ઊપજ્યા. એટલે કોઇક જગાએ કંઇક ગોટાળો થયેલો હોવો જોઇએ." આપણી પાસે ચોકસ આંકડા જ પડેલા હોય ત્યાં અનુમાનો કરવામાં શો સાર? આ રહ્યા એ આંકડા:

| ટિકિટોની સંખ્યા | દર | કુલ રકમ |
|---|---|---|
| ૨૪૪ | રૂા. ૧૦ | રૂા. ૨,૪૪૦ |
| ૧,૭૧૯ | ,, ૫ | ,, ૮,૫૯૫ |
| ૯,૨૬૧ | ,, ૨ | ,, ૧૮,૫૨૨ |
| ૨૭,૨૬૦ | ,, ૧ | ,, ૨૭,૨૬૦ |
| ૧૩૬ | ,, ૨॥ | ,, ૩૪૦ |
| ૧૨,૪૭૧ | ,, ૦॥ | ,, ૬,૨૩૫॥ |
| ૧૯ (એક દિવસની) | ,, ૫ | ,, ૯૫ |
| પરચુરણ આવક | | ,, ૧૯૮ |
| | | રૂા. ૬૩,૬૮૫॥ |

સરવૈયું તૈયાર થશે ત્યારે ખોટ નહિ નીકળે. ગાયો ઠીક ઠીક કિંમતે વેચી દીધી છે, એમાંની ઘણી તો બારડોલીના ખેડૂતોએ રાખી છે, અને દાણો વગેરે ગરીબ રાનીપરજ લોકોને સસ્તે ભાવે અપાય છે, એટલે એમને જેટલો આનંદ મજૂરીના દામ મેળવતાં થયેલો તેટલો જ આ સસ્તો ને ચોખ્ખો દાણો મેળવતાં થાય છે.

**એક ખુલાસો:** ગાંધીજીની સૂચનાથી મેં હરિપુરાના કાર્યકર્તાઓને લખેલું કે તેઓ ભવિષ્યની મહાસભાની બેઠકો કેવી રીતે ભરવી, તેમાં કઇ કઇ ભૂલો ટાળવી વગેરે વિષે પોતાને જે કંઇ કહેવા જેવું લાગે તે લખી મોકલે. વિઠ્ઠલનગરની યોજના કરનાર ઇજનેર શ્રી. રામદાસ ગુલાટીએ એક આંખ ઉઘાડે એવો કાગળ લખ્યો છે. તેઓ લખે છે:

"હરિપુરામાં ભારે ખરચ થયું તેનું કારણ એ હતું કે દરેક વસ્તુની યોજના બહુ વિશાળ પાયા પર કરવામાં આવી હતી. હવે હું જોઉં છું કે માણસોની સગવડ કરવામાં સંખ્યાની અટકળ ખોટી બંધાઇ હતી. દાખલા તરીકે, મહાસભાના મંડપમાં સવા લાખ માણસ બેસી શકે એવી જોગવાઇ કરેલી હતી, પણ સાઠ હજાર માણસ જ આવ્યાં. મસલત સમિતિનો મંડપ પણ બહુ મોટો પડયો, ને ત્રીજા ભાગની જગા ખાલી રહેતી હતી. ખેડૂતોના રસોડામાં ત્રણ લાખ માણસને જમાડવાની સગવડ કરી હતી, પણ એક લાખથી વધારે માણસ ત્યાં જમ્યાં નહિ હોય. પાણીની ટાંકી કલાકે ૯૦ હજાર ગૅલન પાણી પૂરું પાડે એવડી બનાવેલી. પણ એટલું પાણી દિવસમાં એકબે કલાક જ જોઇતું, બાકીના વખતમાં તો ૪૦થી ૬૦ હજાર ગૅલન કરતાં વધારે પાણી ન વપરાતું. આ વિશાળ રચનાને લીધે વધારે સામગ્રી ને વધારે મજૂરો જ નહિ પણ સ્વયંસેવકો પણ વધારે રોકવા પડયા.

મારી નમ્ર સૂચના એ છે કે નીચે આપેલી સંખ્યા કરતાં વધારેની સગવડ ન કરવી જોઇએ:

૨,૦૦૦ પ્રતિનિધિ
૧,૦૦૦ પ્રેક્ષક
૨,૦૦૦ કાર્યકર્તા અને સ્વયંસેવક.

બાકીના પ્રેક્ષકોની રહેવા ખાવાની સગવડ સ્વાગત સમિતિથી નોખી કરવી જોઇએ. આથી જગા ને ખરચ બંનેમાં મર્યાદા જળવાશે."

ગાંધીજી જ્યારે 'હરિજન'માં લખવા માંડશે ત્યારે તેઓ આને વિષે પોતાના વિચારો જણાવશે. પણ શ્રી. ગુલાટીનો ખુલાસો વિચારવા જેવો તો છે જ.

(સમાપ્ત)

('હરિજનબંધુ,' તા. ૨૭:૩:'૩૮) મહાદેવ હરિભાઇ દેસાઇ

# 'પાટીદાર'

## (૭) ગુણદોષ

આ લેખમાં આપણે બીજા બે મુદ્દા પર ગુણદોષની દૃષ્ટિએ વિચાર કરીશું: (૧) નિષ્પક્ષપાતપણું અને (૨) અંગત અને અપ્રાસંગિક ટીકાઓ.

'પાટીદાર'ના તંત્રીએ પ્રસંગકથા લખવામાં કોઈની ખોટી શરમ કે પક્ષ લીધો અમારી જાણમાં નથી. કોઈનાં વધારે પડતાં વખાણ કે કોઈના સત્કૃત્યને નાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન પણ તેમણે કર્યો હોય એવું અમારી જાણમાં નથી. ચર્ચાસ્પદ પ્રશ્નોને પૂરતું સ્થાન આપી યોગ્ય ઊહાપોહ થવા દીધો છે. અંગત વખાણને તો કદી સ્થાનજ નથી આપ્યું; અંગત નિંદાનો બચાવ નથી કર્યો, એનો નિર્ણય તેમણે વાચકો ઉપર છોડી દીધો છે. હા, કદીક કોઈની નનામી ધમકીઓ પ્રગટ કરીને લખનારની કાયરતા ઉપર પ્રહાર કર્યો છે.

એ તો જાણીતું છે કે સમાજમાં સામાન્ય ખેડૂતો, કારીગરો અને હલકી ગણાતી જ્ઞાતિના લોક જેમનો દાખલો લેઇ શકે તેવા શિષ્ટ ગણાતા માણસોને હાથે થતાં અનિષ્ટો ઉપર 'પાટીદાર' અતિ નિર્દયતાથી ઘા કરે છે. લોકનેતાઓ, સંસ્થાઓના નાના મોટા કાર્યકર્તાઓ, મોટા હોદ્દા ભોગવતા સરકારી અમલદારો, રાજામહારાજાઓ, સાધુસન્યાસીઓ અને મહંતો, શિક્ષકો, ગ્રેજ્યુએટો અને ડબલ ગ્રેજ્યુએટો, વકીલો અને દાક્તરો તેમજ પરદેશ જઈ આવી ખૂબ કમાણી કરતા, અને એવા લોકોની ખબર 'પાટીદારે' જાગ્રત રહીને લીધી છે. એમાં પક્ષપાત કર્યો નથી. કોઇની વધુ ટીકા કે કોઇના અનિષ્ટ કાર્ય ઉપર દલીલોનું આચ્છાદન કરી બચાવ કર્યો હોય કે આંખ આડા કાન કર્યા હોય એમ બન્યું નથી. ભરોસાદાર હકીકતને અભાવે ઘણી વખત નોંધ લેવી પડતી મૂકવી પડે છે અથવા વિલંબ કરવો પડે છે. કેટલીક વખત કોઇને બદનામ કરવા કોઇ ઊંધી ખબર મોકલે એમ પણ બને. આથી હકીકતની સત્યતા તો, તે પ્રસંગની નોંધ જતી કરવાને ભોગે પણ, જોવી જોઇએ. આમ જો કોઇ પ્રસંગ રહી જાય તો તે પક્ષપાત નથી. વળી આખા સમાજનાં બધાં અનિષ્ટો નોંધવા માટે જગ્યા નજ હોય, અને એવી નોંધનો કંઇ અર્થ પણ નથી. આથી, તરી આવતા પ્રસંગોની પાકે પાયે હકીકત મળે તેનીજ નોંધ લેવી એ 'પાટીદાર'નો નિયમ જણાય છે. કોઇ દુઃખી કન્યાના, સધવાના કે વિધવાના આપઘાતની કે તેના ઉપર થએલા અમાનુષી વર્તાવની નોંધ હૃદયસ્પર્શી ભાષામાં થતી આપણે જોઇએ છીએ. એના ઉદાહરણ માટે જુઓ વર્ષ ૭, પૃષ્ઠ ૮૨ ઉપર 'હા વિધવા'. એ

શીર્ષકથી પ્રગટ થએલો પત્ર અને તેની નોંધ. વળી 'કુલબાળા વિધવા' અને 'માંડીને કહેજો જે દીકરી કૂવે પડી' એ શીર્ષકથી અનેક વખત લખાતી નોંધ મૂગી અને અનાથ સ્ત્રીઓની હૃદયવિદારક કથાએ બહાર લાવે છે.

જે જે સુધારા થાય છે તે તે ઉપર યોગ્યાયોગ્યતાનો વિચાર થાય છે અને તે પ્રમાણે ધન્યવાદ આપવામાં આવે છે. દાનની અને બીજાં સત્કાર્યોની નોંધ લેવાય છે અને ધન્યવાદ વા આભાર માનવામાં આવે છે. કેવળ ખુશામદમાં ન તણાતાં કે ગુણગાન ગાનારૂં વાજું ન બનતાં ઉપકાર, આભાર અને ધન્યવાદ એ બધું પ્રમાણસર અને યોગ્ય માત્રામાં આપવામાં આવે છે. એમાં પણ પક્ષપાત થતો હોય એવું અમારી જાણમાં નથી.

ઘણી વખત સુધારા સાથે કુધારા પણ એકજ પ્રસંગે થતા જોવામાં આવે છે. આવે પ્રસંગે 'પાટીદાર' ધન્યવાદ અને ઠપકો બંને યોગ્ય માત્રામાં આપે છે. વળી અભણ અને સામાન્ય વર્ગમાં જે સુધારો થાય તો તેને વધુ ધન્યવાદ આપી પ્રોત્સાહન આપવું જોઇએ. દરેક સત્કાર્ય અને દાનનો પ્રસંગ નોંધાવો જોઇએ અને લોકની સદ્વૃત્તિઓ પ્રત્યે સહાનુભૂતિનો સૂર પૂરવો જોઇએ. સમાચારને અભાવે કે ગમે તે કારણે પણ અમને આમાં 'પાટીદાર'ની કંઇક શિથિલતા જણાય છે. જેમ જુગુપ્સા ઉપજાવે તેવા પ્રસંગની નોંધ લેઇ વાચકના હૃદયમાં તે કાર્ય પ્રત્યે ઘૃણા ઉપજાવવી તે લોકશિક્ષણનો હેતુ સારે છે તેમ વ્યક્તિઓનાં કે સમૂહનાં સુધારો, દાન અને ઇતર સત્પ્રવૃત્તિઓની નોંધ, તે માટે ઉત્તેજન, ધન્યવાદ અને પ્રાસંગિક સૂચના વાચકના હૃદયમાં શુભ ભાવના ઉત્પન્ન કરશે અને એમ લોકશિક્ષણનો હેતુ સરશે.

અમુક વ્યક્તિ નેતા, અમલદાર, વકીલ કે દાક્તર હોવાથી સમાજમાં બીજી રીતે બહુ મોટું સ્થાન ધરાવતી હોય, એટલા જ કારણસર તેણે કરેલા જાહેર દોષની નોંધ લેઇ ટીકા ન થઇ શકે એમ અમે માનતા નથી. એવી રીતે ટીકા ન થાય એ તો પક્ષપાત છે. 'હળવી ભાષામાં વિવેકથી' ટીકા થાય તેની અમને ના નથી, પણ પ્રસંગની ગંભીરતા પ્રમાણે ટીકાની માત્રા વધે તો તે પણ અમને અજુગતું લાગતું નથી; જ્યાં સમાજનું નૈતિક અધઃપતન થઇ રહ્યું હોય ત્યાં તો ખાસ એ વિષે આપણે 'આકરી ભાષા' એ લેખમાં વિચાર કર્યો છે. એક જાણીતા લોકસેવકે 'એકલે હાથે શું થાય?' એમ મનને મનાવી કૌટુંબિક લાગણીને આગળ ધરી પરણ્ણ અને ઇતર અનિષ્ટ સાથે થએલાં લગ્નમાં ભાગ લેવાની નબળાઇ દાખવેલી. એમણે અમને કહેલું કે તેઓ એટલી બધી કડક ટીકાને પાત્ર ન હતા. સમાજસુધારાની બહારનાં ક્ષેત્રમાં એમની

સેવા અમૂલ્ય છે. એ ભાઇએ યાદ રાખવું જોઇએ કે એમના જેવા માણસો પાસેથીજ વિશેષ આશા રાખી શકાય. આથી એમણે આત્મદોષ સ્વીકારી મૂગે મોઢે ટીકા સહન કરી લેવી રહી. એમની ટીકા કરીને પત્રકારે તો પોતાનો ધર્મ જ માત્ર બજાવ્યો છે.

અને પત્રકારની આ પવિત્ર ફરજ તેને કેટલે સુધી લેઇ જાય છે તે જુઓ. લોહીનો સંબંધ ધરાવતા પોતાના ભાઇ ડાહ્યાભાઇના બહુપત્ની તેમજ વૃદ્ધ લગ્ન ઉપર કલમનાં કાતિલ બાણ તેમણે છોડયાં હતાં. એમણે એમ ન કર્યું હોત તો પક્ષપાત થાત અને એમનું પત્રકારિત્વ લાજત. આથી એ દુઃખદાયક ફરજ બજાવતાં એમણે પાછી પાની કરી નથી. 'સળગતું સળગતું ઘર-આંગણે' અને તે પછીના ફકરાઓ વાંચો (વર્ષ ૧૧, પૃષ્ઠ ૨૮૧થી ૨૮૪), અને વાચકને તેની ખાતરી થયા વિના રહેશે નહિ.

'નરસિંહભાઇને ડાહ્યાભાઇની મિલકત ખાવી છે, માટે વિરોધ કરવા આવશે' એવા આક્ષેપના જવાબમાં થી. ભક્તિબાએ જણાવ્યું કે નરસિંહભાઇના "વતી હું લખી આપું કે એમની સાત પેઢી સુધી કોઇ તમારી એક પાઇને પણ અડે નહિ." પણ એ તો ભાઇ ડાહ્યાભાઇના પક્ષનું બહાનુંજ હતું એટલે એની તો જરૂર ન હતી. અનેક પ્રકારની વિનંતીઓ એળે ગઇ, છતાં છેવટે બન્ને ભાઇઓ વચ્ચે કાનમાં થએલી વાતચીતને કોઇ ગૂઢ કારણે એ લગ્ન બંધ રહ્યું અને ચાંલ્લાના રૂપીઆ પાછા અપાયા. પણ "ડાહ્યાભાઇનાં પત્નીએ ધડાકો કર્યો ને આખરે નિર્બળ ડાહ્યાભાઇએ તે સ્વીકારવા પડ્યા. હા નિર્બળતા! આખરે લગ્ન કરવાનો એમણે નિર્ણય કર્યો." આથી નીચેનાં દર્દભર્યાં પણ સત્ય વચન જાહેરમાં મૂકતાં એમને સંકોચ ન થયો! "ચર્ચામાં સૌને મહાત કરવાનો એમનો ઉત્સાહ ભારે છે; મંડળો બાંધી મોરચા બાંધવામાં પણ શૂરા છે. પણ ··· ઘરમાં એમનું બહુ ચલણ નથી. ··· પણ આવે વિકટ પ્રસંગે પણ આમ 'જી લબ્બે' થઇ જશે એમ તો મેં કલ્પેલુંજ નહિ!" પછી તેમના હૃદયમાંથી ના કહેવા જેવાં વચનો નીકળી પડ્યાં: "ડાહ્યાભાઇ, તમારી ને કન્યાની ઉમર વચ્ચે ૩૦ વર્ષનો ફેર છે. કંઇક અકસ્માત બની જાય તો જુદી વાત છે, નહિ તો કુદરતી રીતે તો તમે ૩૦ વર્ષ વહેલા જવાના અને એ કન્યાને ૩૦ વર્ષનું વૈધવ્ય આપી જવાના!" વાચકને તેઓ કહે છે: "નાના ભાઇને આ વેણ સંભળાવતી વખતે મને કેટલું દર્દ થયું હશે એ તો હૃદયજ જાણે. પણ ધર્મ સમજીને કહેવાં પડ્યાં. ડાહ્યાભાઇ એથી પણ કંઇક ઓગળ્યા ખરા, પણ પ્રબળ પત્નીને ધડાકે એ નિર્બળ પતિએ આખરે કોઇ

કુમળી કન્યાનો ભવ બાળવો જ પડયો !" આવાં બીજાં લગ્નને તેમણે 'નન્દીલગ્ન' કહ્યાં છે. 'બાજખેડાવાળ'ના તંત્રીશ્રી ઠીક જ કહે છે કે: "મોટી ઉમરે થતાં આવાં લગ્નોને 'પાટીદાર'ના વિદ્વાન તંત્રી શ્રી. નરસિંહભાઇ પટેલ વ્યાજબી રીતે 'નંદીલગ્ન' કહે છે" (મે-જૂન, ૧૯૩૮, પૃષ્ઠ ૩૭). પણ ભાઇ ડાહ્યાભાઇનું આ લગ્ન તો ઘરડપણમાં ચાકરી કરવા દાસી લાવવા માટે થએલું એટલે તેને 'દાસીલગ્ન' પણ કહ્યું છે.

આ નીતિની પત્રકારો કેવી નોંધ લે છે તે જુઓ: "ભાઇ નરસિંહભાઇએ 'પાટીદાર'ના છેલ્લા અંકમાં 'પ્રસંગકથા'માં તેમના સગા ભાઇ ડાહ્યાભાઇનાં પ્રથમ પત્નીના આગ્રહને લીધે એ પત્નીની હયાતીમાં થએલા બીજા લગ્નની કથા વર્ણવી, તે અટકાવવા પોતે તથા અન્ય સહાયકોએ શું શું કર્યું તથા છેવટે તેમની સાથે સામાજિક સંબંધ પણ છોડયો, વગેરે દિલ પીગળાવનારી હકીકત પ્રગટ કરી પત્રકાર તરીકે પોતાની ફરજ બજાવવામાં લોહીનો સંબંધ બાજુએ રાખી દર્દભરી ભાષામાં પોતાનું હૃદય ઠાલવી દીધું છે તે માટે તેમને ખરે જ શાબાશી ઘટે છે. × × × આ બધા પ્રસંગમાં શ્રી. નરસિંહભાઇનું વર્તન તેમના નીડર હૃદયને તથા સમાજ સામે બળવો કરનારને શોભતું હતું. પોતાના મત પ્રમાણે વર્તનારને અમારાં હજારો વંદન છે" ('નવગુજરાત,' તા. ૧૯ : ૩ : '૩૪).

હવે 'અંગત અને અપ્રાસંગિક' એ મુદ્દા ઉપર વિચાર કરીએ. આ શબ્દો વાપરનારાઓ વિચારદોષમાં પડેલા છે એમ અમારૂં માનવું છે. કોઇ પણ સારા વા નરસા પ્રસંગની નોંધ લેવી એટલે શું? નામઠામ અને હકીકત સાથે તે પ્રસંગને રજુ કરવો અને સાથે તંત્રીએ પોતાના પત્રના ધ્યેય અનુસાર ટીકા લખવી, એટલો જ એનો અર્થ છે. 'પાટીદાર'ની પ્રસંગકથા આ પ્રમાણે લખાતી આવી છે. જો કોઇનોય અંગત પ્રસંગ ગમે તેવા બનાવ માટે, અને ગમે તેટલી સાચી હકીકત માટે પણ લેવામાં ના આવે તો તો પ્રસંગકથા બંધ કરવી રહી. નામ અને ઠામની જગાઓ ખાલી રાખી નોંધ લખાય તો તેનો અર્થ નથી. અનિષ્ટ રિવાજ કે વર્તન એ કોઇનો ઇજારો નથી કે એને અંગત ગણી એની સામે કલમ ન ઉપાડી શકાય. સત્તાધારી રાજામહારાજાઓની ભ્રષ્ટતા-ચાહે તેટલી અંગત હોવા છતાં પણ-પત્રકારો બને તેટલી સ્પષ્ટતાથી રજુ કરી ટીકા કરે છે. આપખૂદ તંત્ર તેને દબાવી ગુંગળાવી મારવા પ્રયત્ન પણ કરે છે.

સમાજને વ્યવસ્થિત રાખવા, જીવતો રાખવા માટે તો ધર્મના નિયમો પ્રવર્તે છે. પાપ જેવી જો કોઇ વસ્તુ હોય તો તે આ નિયમોના ભંગને જ કહેવામાં આવે છે. આ અર્થમાં પાપ વ્યક્તિને વહેલું કે મોડું, પ્રત્યક્ષ કે પરોક્ષ જેટલું

નુકશાન પહોંચાડે છે—કહો કે સજા કરે છે તેટલું જ અને તેવી જ રીતે સમાજને પણ નુકશાન પહોંચાડે છે; કારણ કે સમાજ વ્યક્તિઓનો બનેલો છે. એ યાદ રાખવાની જરૂર છે કે પાપની અંતિમ સજા મરણ છે, ચાહે વ્યક્તિનું, ચાહે સમાજનું. આથી પાપનું ભાન થતાં પ્રાયશ્ચિત્ત કરવું; નવું પાપ ન કરતાં એટલેથી નવજીવન ઘડવું એ જ એક માર્ગ છે. આપણી સામાજિક અનિષ્ટ પ્રથાઓમાં કેટલીક ચર્ચાસ્પદ છે; તેને બાજુ ઉપર રાખીએ, પણ બીજી અનેક અનિષ્ટ પ્રથાઓનું આચરણ કેવળ પાપરૂપ છે. એનો બચાવ નથી તો ઢાંક-પીછોડો શા માટે? વળી આવાં પાપ કરનાર જ્યારે જાહેર વ્યક્તિ હોય છે, ત્યારે તો તે પોતાનાં કૃત્ય માટે વધુ જવાબદાર છે. તેમનાં એ અંગત પાપ જેટલાં અંગત છે તેટલાં જાહેર પણ છે. કારણકે લોકસમાજ તેને દૃષ્ટાન્તરૂપ ગણે છે અને તેથી તેઓ પાપને જ કર્તવ્ય માની વધારે શ્રદ્ધાથી વળગે છે. વળી એ જાણીતા લોકો જો કુરિવાજો સાથે ચાલુ જમાનોનાં અનિષ્ટોને ભેળવી દે છે તો તે નવાં અનિષ્ટો સાથે તે તે કુરિવાજ દૃઢ થાય છે. આમ થતું આપણે ડગલે ને પગલે જોઇએ છીએ.

એટલે સામાજિક અપરાધની નોંધ જેટલી અંગત છે તેટલી જાહેર પણ છે. એમ કહેનાર પણ મળી આવશે—અને અમે તો જોયા છે—કે: 'મારી પત્ની મારો અંગત માલ છે, હું એનું ચાહું તે કરી શકું—માર મારું, બારણે તાળું મારી પૂરી રાખું, કડે બાંધીને લટકાવું, કૂવામાં ટીંગાવું કે મારી નાખું.' આમ કરનારને શું કોઇ વારી જ ના શકે? કેટલાંક વર્ષ પહેલાં એક રૂપવતી અને ગુણિયલ સ્ત્રીની અહીં (દારેસલામમાં) ઉપર કહી તેવી સ્થિતિ થઇ હતી. ઘરમાં આખો દિવસ પૂરી રાખ્યાથી તે ગાંડા જેવી થઇ ગઇ હતી. તેના ધણી મનાતા એ પતિએ તેનું નાક કાપી ખાટલાને પાયે બાંધી છરી વતી નિર્દય ઘા કરેલા! પરિણામે સવારે તે મૃત્યુ પામી. અદાલતમાં પણ તેણે બચાવમાં પતિના હકની વાત કરેલી અને ઉમેરેલું કે હિંદુસ્તાનમાં તો આડે માર્ગે જતી સ્ત્રીને નાકકટ્ટી કરવાનો રિવાજ છે! ચારેક માસ પછી આ નર-પિશાચ જ્યારે ફાંસીને લાકડે ચઢ્યો ત્યારે તેને થયું હશે કે 'મારી અંગત વાતમાં માથું મારવાનો રાજ્યને શો હક હોઇ શકે?'

જો બારમાં, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, બહુપત્નીત્વ, બળાત્કારે વૈધવ્ય અને પછી અત્યાચાર, ત્યજાતી વહૂદીકરીઓનાં દુઃખ, વગેરે સમાજમાં સર્વેએ નહિ તો શિષ્ટ પુરુષોએ ધિક્કારી કાઢેલાં અનિષ્ટો હોય, તો પછી તેવું આચરણ કરનારની ટીકાને અંગત કહેવાની આવશ્યકતા છે ખરી? એ અંગત હોય તેથી

શું થઇ ગયું? આ ટીકાઓને રોકવી એ જ ખરૂં જોતાં સમાજને અવનતિમાં ધકેલવા જેવું છે. વેપાર અથવા નોકરીની ખાનગી હકીકતો, હુન્નરકળાની ખૂબીઓ, ગૃહજીવન, મિલકત અને તેની વ્યવસ્થા, વગેરે માણસના જીવનમાં અંગત તો ઘણું યે હોય છે. ટીકાકારો એમ તો નહિજ કહી શકે કે આવી અંગત વાતોને 'પ્રસંગકથા'માં ભેળવવામાં આવે છે. એટલે અંગત પાપની ટીકા કરવામાં અપ્રાસંગિક ક્યાં લખાય છે તે અમને સમજાતું નથી.

**દારેસલામ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ**

——*——

## પરિત્યક્તા

### (જગતમાં જોએલી)

'કોણ છે એ?'

'એ તો હું'

'ક્યાં જવું છે? અત્યારે આટલી રાતે!'

'ભાઇ, ··· ગામ તરફનો રસ્તો બતાવશો?'

'કેમ નહિ, આવો બેસો. આ બાજુ થઇનેજ જવાય છે.'

અને આ ભલા ભાઇ માટે પેલી રસ્તો પૂછનાર વ્યક્તિને ખરેખર માન ઉપજ્યું. એ વ્યક્તિ હતી એક નવયૌવના.

આવી ભયંકર કાળરાત્રીએ આમ તે અચાનક એકલવાયો પંથ ખેડી રહી હતી. હિંદુ સમાજમાં સ્ત્રીઓ માટે આવું સાહસ નવાઇ ભર્યું ને હીણપત ભર્યું ગણાય છે. સમાજ કહે છે: 'સ્ત્રી એટલે ડરનું છેલ્લું સ્વરૂપ!', અને પેલી નવયૌવના પેલા ભલા ભાઇ સાથે ગઇ. ક્યાં ગઇ? એક ભયંકર પ્રપંચના પંજામાં! કાળના મુખમાં!

નરપ્રકૃતિ નારીપ્રકૃતિને સારી રીતે સમજી ગઇ છે. નારીપ્રકૃતિને કઇ વસ્તુ ગમે છે ને કઇ વસ્તુ તરફ તેને અણગમો છે તે ચબરાક પુરુષથી ભાગ્યેજ અજાણ્યું હોય છે. અને નારીજાતિ પણ જાતીય વિકૃતિ હાથે કરી વહોરી લેતી આવી છે. તે કેમ? તેને ડગલે ને પગલે પુરુષે પાંગળી બનાવી છે. જાણ્યે અજાણ્યે સ્ત્રીએ તેમાં સંમતિ દર્શાવી છે.

રસ્તો બતાવવાના એક નજીવા ઉપકારને પણ નારીહૃદય મહાઉપકારમાં ગણે છે. રસ્તો બતાવનાર પુરુષપ્રકૃતિ તેમાં સ્ત્રીની નિર્બળતા અને પોતાની શ્રેષ્ઠતા નીરખે છે.

તે નવયૌવનાના પવિત્ર યૌવનને પેલે પુરુષે પતિત કર્યું.

અને એ કારમી કુદરત જગતનાં સંતાન વિનાનાં માતાપિતાને નિઃસંતાન ટળવળાવે છે ને ગરીબોને ઘેર એકસામટાંજ ધકેલે છે! તેમ આ રાક્ષસના એકજ સમયને સંસર્ગે પેલી નવયૌવનાને ગર્ભ રહ્યો! ન રહ્યો હોત તો? તેની નિંદા જગત નજ કરત. કારણ કે તેની સાથેનાં કેટલાંયે સમાજમાં એ પંથે, એજ વિનાશમાર્ગે વિચરી રહ્યાં છે.

પેલી નવયૌવનાની પિછાણ આપું? તેની જ્ઞાતિ જાણવાથી શો ફાયદો? જાણીનેય જગત તેનો શો ઉદ્ધાર કરવા તૈયાર છે? અને ત્યારે તેમ કરી તે બિચારીના કલંકિત ઇતિહાસમાં વધુ કલંક કેમ ચઢાવું?

પણ તે નવયૌવના કુમારિકા નહોતી. આ સંસારનાવને ક્ષેમ હંકારવા, તેમાં જોઇતી સગવડો મેળવવા, સાગર પારની ભૂમિમાં આજીવિકાનાં સાધનો શોધતો હતો તેનો પતિ.

તેને પ્રથમથીજ પત્ની સાથે વિસંવાદ હતો. આ જગતનાં માનવી સૌન્દર્યનાંજ પિપાસુ છે! સૌન્દર્યહીણુ માનવીયે સૌન્દર્યને શોધે છે! તેનો તેમ કરવાનો હક ખરો?

પણ આ સમાજ—આપણો હિંદુ સમાજ—એટલે 'પાપનો પહેલો અવતાર.' ત્યારે બીજો અવતાર કેવોક થશે?

કુળના ચાંદ મેળવવા એ કાંઇ બજારુ વસ્તુ નથી. તેમ હોત તો આપણે ત્યાં વાંઢાનું નામ નિશાન હોત કે કેમ તે શંકાભર્યું ગણાત.

કોઇક કહે છે હમણાં હમણાં વેચાય છે. પણ આથી કોઇ રખે માની લે કે જમાનો સુધર્યો છે. ઘણા કહે છે. 'કન્યાઓની છત થઇ છે.' એ તો પૂછી જુઓ બિચારા વાંઢાઓને, તેઓજ તેનો પ્રત્યુત્તર આપી શકે.

પેલી નવયૌવનાનો પતિ એક જીવતી જાગતી પત્નીએ બીજી વખત ઘોડે ચઢવા આવ્યો! પણ તે આવ્યો ત્યારે ઉપરની ઘટનાથી તે અપરિચિત હતો, તેના બચાવમાં તો પત્નીની અરસિકતા અને સૌન્દર્યની ઊણપજ હતાં.

અને અંતે કોઇ હૈયાહીણા કન્યાપિતાએ પોતાની વહાલસોઇ પુત્રીનો હાથ આ વહૂધેલાને આપ્યો!

* * *

'કોણ પડ્યું?"

'કોણ જાણે!'

'એ તો પેલી રાંડ, કભારજા સદાય એવીજ રહી.' સામેથી આવનારે નવા આવનારની શંકા ઉકેલી.

'કોણ છે એ?'

તે જરૂર પાડયા વગર રહેતી નથી. ઘરમંદિર કેવી ગોઠવણીથી શોભે છે! જરૂર તેમનામાં કળાનું કુદરતી જ્ઞાન પુરુષો કરતાં વિશેષ છે. જ્યાં પવિત્રતા ત્યાં ઇશ્વરનો સુવાસ.

તેનું શારીરિક ઘડતર નિર્બળ છે, પણ તેથી તેના વિચારો કંઇ નિર્બળ હોતા નથી. તેનામાં ઘણા સદ્‌ગુણો હોય છે. તેના કાર્યમાં શાન્તિ, ધીરજ તેમજ સુંદરતા ઘણી હોય છે. આવા ગુણોથી તે જરૂર સમાજમાં શોભે છે.

પ્રાચીન યુગનો ઇતિહાસ તપાસો. સ્ત્રીને કેટલી સમાનતા હતી, સમાજમાં તેનું સ્થાન કેવું હતું! ઘણી વખત સ્ત્રીઓ યુદ્ધમાં જતી. તેની ચાલાકી ને ચંચળતા પુરુષવર્ગને શુરાતન આપતી, ને પરિણામે ઘણા વખત યુદ્ધમાં જીત થતી. આ જાતની હોશિયારી પુરુષોને કોઇ રીતે ઉતારી નાખે છે એમ કહેવાનો અહીં અર્થ નથી.

પડદામાં રહી સ્ત્રી કંઇ મહત્ત્વનું કાર્ય કરી શકશે? સંસ્કારી બની શકશે? પછી ક્યાંથી તેમને સ્વતંત્રતા ભોગવવાની યોગ્યતા આવે? આ રિવાજથી ઘણા ડૉક્ટરો કહે છે કે સ્ત્રીને ક્ષયરોગ જલદીથી થાય છે. આમ તો સ્ત્રી વધુ ગુલામ નિર્બળ બનશે. એક તો પ્રજા પોતે ગુલામ તે ઉપરાંત પુરુષોએ સ્ત્રીઓને વિશેષ ગુલામ બનાવી. ઘણા કહેશે કે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ!' આવું કહેવું તે ભૂલભરેલું છે. કારણ કે સ્ત્રીની બુદ્ધિ જેટલી ચંચળ છે, તેટલીજ તીક્ષ્ણ છે. ઘણી સ્ત્રીઓ મૅજિસ્ટ્રેટ, ડૉક્ટર તથા રાજકીય નેતા બને છે. ત્યારે પડદાની રીત કાઢી નાખી આજની યુવતીઓને સારું શિક્ષણ આપી સુસંસ્કારી બનાવવી ઘટે.

પુરુષ સ્ત્રીને સ્થૂળ રીતે રિઝવશે, પણ સ્ત્રી તો પુરુષને પોતાનું હૃદય અર્પણ કરી તૃપ્ત કરશે. સ્ત્રીઓ પુરુષોની ઉત્તેજક શક્તિ છે. તેમનામાં પુરુષ કરતાં આધ્યાત્મિક વિકાસ વધારે થયો છે, તો પછી તેમના હક્ક સિદ્ધ કરવા તે લાયક જ છે. જગતના પ્રખર બુદ્ધિશાળી પુરુષોને જન્મ આપનાર સ્ત્રીઓની સમાજમાં આજની આવી કલુષિત દશા! જગતના રાજકીય વિપ્લવ માટે માતાઓજ કારણરૂપ છે. તેઓ પોતાના પ્રાણ રેડી કેવા સારા સંસ્કારી વીર બનાવે છે, ને છેવટે તે વીરલાઓને પોતાના દેશને ખાતર અર્પણ કરે છે. કેટલી ઉચ્ચ ત્યાગવૃત્તિ! પુરુષ પોતાના સ્થૂળ પૈસામાં રચ્યોપચ્યો રહી પોતાનાં પુત્રપુત્રીઓ માટે પૂરતી કેળવણી આપવા જેટલું ધ્યાન નહિ આપે, તો આ કારણથી પુરુષ કઇ રીતે સ્ત્રી જેટલો દેશને ઉપકારી થશે? ભવિષ્યની પ્રજાને ચેતન આપી જાગ્રત કરનાર માતાઓના ત્યાગની સીમાજ નથી.

પ્રેમની વેદી ઉપર સ્ત્રીઓનો ભોગ સાત્ત્વિક છે, જ્યારે પુરુષોનો ભોગ સ્વાર્થી છે. પુરુષસમાજ કહેશે કે સ્ત્રી પતંગીઆની માફક મોહથી મુગ્ધ થઇ પુરુષોને નમે છે, અને એમ કહી પુરુષ સ્ત્રીને સરખું માન આપતો નથી. પુરુષોનો સંયમ કેટલો સંકુચિત! સ્ત્રીઓની શીલવૃત્તિ એનાથી વિશેષ છે. જેમ પુરુષ સંયમથી શોભે છે, તેમ સ્ત્રી શીલથી શોભે છે. સ્ત્રીઓનું શીલ લૂંટનાર પુરુષજ છે. પુરુષની જેટલી સ્ત્રીમાં પશુવૃત્તિ નથી. સ્ત્રીઓને દૂષિત કરનાર પુરુષોજ છે. સ્ત્રીઓ પુરુષોના સંયમ ઉપર આક્રમણ નથી કરતી.

પુરુષોએ જાણી જોઇને સ્ત્રીઓના શિક્ષણ ઉપર આક્રમણો કર્યાં છે, કારણ કે તેમને બીક છે કે તેઓ કદાચ તેમના કરતાં આગળ આવશે. પણ સ્ત્રીઓમાં દ્વેષબુદ્ધિ ને ઇર્ષ્યા પુરુષો કરતાં ઘણી ઓછી છે. સ્ત્રીઓ ભાવના ઉપર જીવે છે ને તેથીજ તે ભાવનાઓને ઉચ્ચ બનાવે છે. દરેક સ્ત્રી પોતાના બાળક, પતિ ને વડીલના જમ્યા પહેલાં કંઇ નહિ લે. કદાચ કોઇ દિવસ અચાનક કોઇ મહેમાન આવી ચઢે તો પછી જે કંઇ ટૂકડો તેમના નસીબમાં રહ્યો હોય તે લેઇ સંતુષ્ટ રહીને ભૂખ સહન કરશે. સંતતિ માટે સ્ત્રીઓ કેટલું દુઃખ સહન કરે છે? જન્મ આપતી વખતની તેમની વેદના ઉપર નજર નાખો. પણ પુરુષને તેની ક્યાં પડી છે? તેમને મન સ્ત્રી તે બિચારૂં પશુપ્રાણીજ છે! દરેક ક્ષણે પુરુષ તેને દુઃખ આપવા પાછી પાની નહિ કરે. આજ કારણથી સ્ત્રીઓના માનસ ને વ્યક્તિવિકાસ માટે સ્થાન રહ્યું નથી. સ્ત્રી પોતાનું શરીર, હૃદય તથા આત્મા સર્વ પુરુષને અર્પણ કરે છે! તો શા માટે પુરુષે તેને સમાજમાં સમાન સ્થાન ન આપી જીવનરૂપી ફૂલની સુગંધી લેવા માટે તૈયાર થવું ન જોઇએ?

સ્ત્રી લગ્નગ્રંથીમાં જ્યારથી જોડાય છે, ત્યારથી તે પોતાના પતિ માટે ઉચ્ચ ને સાત્ત્વિક વિચારો સેવે છે ને એમ સમજે છે કે પતિ તે તેનો અમૂલ્ય જીવનસાથી છે. પુરુષ તેને મન જીવનનું સુકાન ને સ્ત્રીપુરુષની જીવનહોડી છે. સુકાન ને હોડી સારી, તો જીવનરૂપી મુસાફરી ઘણી સરળ ને સુંદર બને છે. બંનેમાંથી એકનો અભાવ ને અપૂર્ણતા હોય તો પછીથી કેવું નિઃસ્વાદ જીવન! ક્યાંથી જીવનમાં રસ રહેશે?

---

આમ વહૂ સાસુના અનેક અત્યાચારો હેઠળ છૂંદાતી જાય છે. કેટલીક વહૂઓએ પોતાના પતિને તેની પોતાની આંખે પોતાની દુઃખદ સ્થિતિ બતાવી હોવાથી બંને અલગ રહેવાનું પસંદ કરે છે, પણ અલગ રહેવામાં પતિની શક્તિ ન હોય તો તેમ ન બની શકે. એટલે વહૂઓએ સાસુના અને સમાજના અમાનુષી બંધનોમાંથી મુક્ત થવા 'માડીને કહેજો જે દીકરી કૂવે પડી!' એ સૂત્રનું શરણું લેવું પડે છે!

કેટલીક વહૂઓ પોતાનાં માતાપિતાની આબરૂ માટે સાસુના અત્યાચારો મૂંગે મોંએ સહન કરી દુઃખદ સ્થિતિમાંજ પોતાનું જીવન વિતાવે છે. આપણામાં 'સાસુવહૂને બને નહિ,' એવી કહેવત થઇ ગઇ છે અને તેની સાચાઇ માટે આજે પણ સાસુની નીતિ ટેકો આપે છે.

મહાન પુરુષો કહે છે અને કહી ગયા છે કે સ્ત્રી વિના પુરુષ સુખી નથી. તે પ્રમાણે પુત્ર પુત્રવધૂ વિના સુખી ક્યાંથી થવાનો હતો? પુત્રવધૂ ઉપરના અત્યાચારો ફક્ત વહૂને એકલીનેજ નહિ, પણ પોતાના હિતેચ્છુ પુત્રને પણ હાનિકર્તા છે તે સાસુએ બંને આંખો ખુલ્લી રાખી જોવાની જરૂર છે. પોતાના પુત્રને આદર્શ નીતિમય જીવન જીવી કુળને સાચી કુલીનતાની શ્રેણીએ પહોંચાડવામાં પુત્રવધૂ સિવાય બીજું કોઇ ટેકારૂપ નથી. પુત્રહિતૈષી માતાઓએ પુત્રવધૂ ઉપરનું અત્યાચારી સાસુપદ અળગું કરી સ્નેહી માતાપદને સ્વીકારી વહૂને પુત્રીતુલ્ય માનવી એ યોગ્ય અને ઇષ્ટ છે. નિર્દય અંકુશો ઉઠાવી લેવાય અને ઘરકામમાં સાસુ ભાગીદાર બને તો સાસુવહૂ વચ્ચે પુત્રીમાતાના શુદ્ધ સ્નેહનું નૈસર્ગિક વહેણું વહે અને તેજ વહેણથી વહૂ બાળઉછેર, ગૃહસંસાર વગેરે ઉપયોગી વિષયોનું જ્ઞાન ધરાવી સૌન્દર્ય સાથે બુદ્ધિનો વિકાસ કરી આદર્શ નીતિમય જીવન જીવી બતાવી વીર અને નીતિવાન સંતાનો સમાજને ચરણે ધરશે. ખરેખર આજે સમાજને તેવાંજ સંતાનોની જરૂર છે.

પોતાના જીવનસાથીને સુખે સુખી અને દુઃખે દુઃખી થનાર યુવક પ્રજામત કેળવી વહૂને સ્વતંત્ર થવાના સાચા હક્કને આગળ લાવી તેની સ્વતંત્રતા માટે પોતાથી બનતો ફાળો આપે.

મોમ્બાસા (કેન્યા) મોહનભાઇ ગિરધરભાઇ પટેલ

---*---

## સમાજસુધારણાનાં અંગોને

પુઆપણા હિંદુ સમાજમાં જે ઘણા જુલમી સડાઓ રહેલા છે, તે સડાઓને આરેનાવવા માટે સમાજસુધારકો, લેખકો, સામાજિક પત્રો બનતે પ્રયત્ને તનતોડ

મહેનત કરી રહ્યાં છે. સમાજને અધોગતિના ક્રૂર પાશમાંથી મુક્ત કરવા મથતા એ પ્રત્યેક અંગ પાસેથી સમાજ શી શી આશાઓ રાખી શકે તે વિચારીએ.

આર્થિક દૃષ્ટિએ જોતાં હાલને કટોકટીને પ્રસંગે ઘણા મધ્યમ વર્ગના સમાજસુધારકો પોતાની પ્રિય વસ્તુઓનો ત્યાગ કરી સમાજના ઉદ્ધારનું મહાકઠિન કામ પોતાના તનમનને ભોગે કરી રહ્યા છે. સમાજસુધારકોએ સમાજને અનિષ્ટ વસ્તુનો ત્યાગ કરવા પોતાના દૃષ્ટાન્તથી સમાજની દરેક વ્યક્તિને પ્રેરવી ઘટે. જેવી રીતે બુદ્ધિહીન બળનો ઉપયોગ યોગ્ય રીતે થતો ન હોવાથી તે બળ નકામું છે, તેવીજ રીતે અમલમાં મૂક્યા સિવાયનું સૂત્ર શિખામણ તરીકે આપવું તે પણ નકામું છે, તે સમાજસુધારકોએ ન ભૂલવું જોઇએ. પોતાની મહેનતનો હેતુ બર લાવવા માટે પોતાની જાતને અપ્રામાણિક ન બનાવતાં પ્રત્યેક સુધારકે પોતાનું દૃષ્ટિબિંદુ આગળ રાખી દાખલો બેસાડવા પ્રયત્ન કરવો જોઇએ. મધ્યમ વર્ગના સુધારક કરતાં ધનિક વર્ગના સુધારક સારી રીતે બહાર આવી શકે છે, અને કોઇ ધનવાન સુધારક બનવા ધારે તો જલદીથી સુધારક બની શકે છે. આ વર્ગના સુધારકોએ પોતાની યોગ્યતા મુજબ સમાજને યોગ્ય મદદ આપી પોતાની ફરજ અદા કરવાનો આશય રાખવો જોઇએ.

હાલના વખતમાં ઘણા જણ પોતાના વિચારો લેખો દ્વારા પત્રોમાં છપાવી સમાજની આગળ મૂકે છે; અને તેની અસર સમાજ ઉપર કંઇક રીતે થાય છે. કોઇ પણ માણસના વિચારો તે નજીવી વસ્તુઓ નહિ, પણ તે માણસના સિદ્ધાન્તો કહી શકાય. સિદ્ધાન્તો એટલે કોઇ પણ રીતે જીવન પર્યંત જીવને જોખમે સાચવી રાખી વખત આવ્યે કોઇ પણ જાતનો ભય રાખ્યા સિવાય અમલમાં મૂકવાનાં સૂત્રો. પોતાના વિચારોને અમલમાં મૂકી જીવનમાં સ્થાન આપવા કોઇક ભાગ્યશાળીજ સમર્થ છે. કોઇએક લેખક પોતાના લેખોમાં વરવિક્રય, કન્યાવિક્રય, ઉત્તરક્રિયા અને કજોડાં ન કરવા માટે, તેથી થતી હાનિઓનું પ્રકાશન કરી, લેખ દ્વારા ચીતરી સમાજનો સડો દૂર કરવા પ્રયત્ન કરે; પણ તેજ લેખક જો વખત આવ્યે, પોતાનાં લખાણો ભૂલી જવાથી અગર કોઇ પણ જાતના બીજા ડરથી વરવિક્રય, વગેરે અનિષ્ટો આચરે તો તે લેખકને સમાજ-ઇમારતનો ચણનાર નહિ પણ ખોદનાર કહેવામાં કોઇ પણ જાતનો વાંધો કે દોષ નથી અથવા ધાર્મિક દૃષ્ટિએ જોતાં પાપ નથી. માટે લેખકે પોતાના પ્રગટ કરેલા વિચારો પોતાના હૃદયના ઊંડાણમાં કાળાન્તરે પણ ન ભૂંસાય એવી રીતે કોતરી રાખવા જોઇએ; કોઇની સ્મરણશક્તિને હાનિ પહોંચી હોય તો શાહીથી ચોકખે અક્ષરે પોતાની નોંધપોથીના પાના ઉપર

લખી પોતાની બનતી જહેમતે સાચવી રાખવામાં કોઇ પણ જાતની શરમ યા ઢીલ રાખવી નહિ. અને લેખકબંધુઓએ ભૂલવું ન જોઇએ કે જે માણસ બોલે કાંઇ અને કરે કાંઇ તો તે માણસ સમાજનો વિશ્વાસ ગુમાવી બેસે; અને સાથેસાથ સમાજસુધારણાના સાચા હિમાયતીઓને પણ પોતાનું કામ આગળ ધપાવવામાં વાંધો આવે, કારણકે કોઇ એક ધર્મનો માણસ પોતાની ફરજ અદા કરતાં ભૂલ કરે તો તે ભૂલનો ભોગ તેને પોતાને જ નહિ પણ તે ધર્મને પણ થોડો ઘણો આપવો પડે છે. માટે સમાજસુધારણામાં ફાળો આપતા લેખકોએ વિશ્વાસઘાતી ન બનવું જોઇએ.

સામાજિક પત્રો આપણા સમાજને ઉન્નતિનો પંથ દેખાડે છે. તે પંથે વિચરતાં તેના ફાયદા સ્પષ્ટ રીતે તરી આવતા દેખાશે. કેટલાક માણસો કેટલાંક સામાજિક પત્રોને વખોડી કાઢે છે, કારણ કે એ પત્રો સમાજમાં બનતી હાનિજનક બાબતો ઉપર પ્રકાશ પાડી ઉઘાડી પાડે છે. આમ કરવાથી જે માણસે તેવું આચરણ કર્યું હોય તે માણસને સાધારણ રીતે ખોટું તો લાગે જ; કારણ કે તેવાં લખાણથી સમાજમાં પોતાનાં માન ઘટી જાય. સમાજમાં પોતાના પાપને ખુલ્લાં પાડી સમાજને સુમાર્ગ બતાવનાર પત્રને એવાં પાપ કરનાર વગોવી કાઢવામાં પાપનું પ્રાયશ્ચિત કર્યું માને છે; અને ભવિષ્યમાં એવાં પાપ કરવાની આશા રાખતા કેટલાક લોકો તેના પક્ષમાં ભળી જઇ પત્રને તોડી પાડવા અને હલકું પાડવા મથે છે. આમ છતાં ખરા સમાજસુધારક પત્રે સમાજમાં થતાં અનિષ્ટ કામો ઉપર પ્રકાશ પાડી આંધળા સમાજની લાકડી બનવું જોઇએ. જે પત્ર આવી તક જતી કરી પાપ કરનાર પાસે ઊલટું માફી માગવા પ્રેરાય તે પત્રના કરતાં વધારે સમાજદ્રોહી કોણ હોઇ શકે?

મહેળાવ — રાવજીભાઈ નાનુભાઈ પટેલ

---

## અનુકરણીય લગ્નખર્ચ

**આશરે** ત્રણસો વર્ષ ઉપર મેવાડ દેશમાંથી મેવાડા વણિક જ્ઞાતિનાં કુટુંબોના મુખ્ય માણસો સોજીત્રા ગામમાં આવીને વસ્યા. ગુજરાત અને ચરોતરમાં વીસા મેવાડા જ્ઞાતિના વાણિયાનું મૂળ રહેઠાણ સોજીત્રા હતું અને છે. આ ગામમાં જેમ જેમ તેમની વસતી વધતી ચાલી તેમ તેમ નિર્વાહ અને વેપાર અર્થે નર્મદા અને સાબરમતી વચ્ચેનાં જુદાં જુદાં ચોસઠ ગામોમાં તેઓ જઇ વસ્યા. ત્યાં તેઓ પોતાનો ધંધો ચલાવે છે, પરંતુ લગ્નપ્રસંગે તેઓ દર ત્રીજે વર્ષે વૈશાખ માસમાં સોજીત્રામાં ભેગા થયા છે. તેમનાં લગ્ન સોજીત્રામાં જ થાય છે.

તેમનામાં ઘણાનાં ઘર પ્રથમથી જ ત્યાં હતાં, તે હાલ પણ ચાલુ છે. જે કેટલાક લોકોએ વેચી દીધેલાં, તેઓ લગ્નસરા વખતે આવે છે ત્યારે જરૂરીઆત પ્રમાણે પંદર ત્રીસ દિવસ કે એકાદ માસ માટે ભાડે ઘર રાખે છે.

ગમે ત્યાં રહેતા હોય ત્યાંથી લગ્ન વખતે તેઓ બધા સોજીત્રામાં કુટુંબ સાથે આવીને રહે છે. લગ્નવાળાને ત્યાં, માત્ર લગ્નપ્રસંગે, લગ્નવિધિમાં હાજરી આપે છે. પરઠણ આપવાની રીત હોતી નથી. પલ્લાનો રિવાજ ફક્ત રૂા. ૧૮૧ છે. પાટીદારોની કે દેખાવ કરનારી બીજી જ્ઞાતિઓની માફક જથાબંધ લોકોને જમવા જમાડવા પાછળ પૈસા ખર્ચવાના હોતા નથી.

પૈસાપાત્ર માણસો પણ લગ્નમાં પચાસથી બસો સુધી ખર્ચ કરીને ચલાવી શકે છે.

ત્રણ કે ચાર લગ્નપ્રસંગો એક જ કુટુંબમાં સાથે સાથે અને એક જ દિવસે રાખી શકાય છે અને થોડા ખર્ચમાં પૈસાપાત્ર માણસો પણ પતાવી શકે છે. લગ્નની એક જ મિતિએ દશ દશ લગ્ન હોઇ શકે છે. સંવત ૧૯૮૮માં એક જ મિતિનાં બે છસો ઘરની જ્ઞાતિમાં ૪૪ લગ્ન હતાં.

આ કોમમાં લગ્નપ્રસંગ સોજીત્રા ગામમાં જ કરવા પડે છે. મરણ, સીમંત, અને એવા બીજા પ્રકારના ખર્ચ કરવા કોઇની ઇચ્છા હોય તો જ્યાં રહેતા હોય ત્યાં કરી શકે છે.

જ્યાં રહેતા હોય ત્યાં લગ્ન પછીનું જમણ કરવું હોય તો તે પણ કરી શકે છે અને જ્ઞાતિના લોકોને આમંત્રી શકે છે, અગર તો સોજીત્રામાં લગ્નસરાના વખતમાં છસો ઘરની તમામ જ્ઞાતિને જમવા નોતરી શકે છે. પણ આ કંઇ ફરજિયાત નથી.

પાટીદારની વસ્તી પ્રમાણમાં વધારે છે. તેઓ મોટે ભાગે ખેતી ઉપર નિર્વાહ કરનારા છે, ગરીબાઇ ઘણી છે, દેવામાં ડૂબેલા હોય છે, છતાં દીકરીના અને ગામડાંમાં દીકરાદીકરીના બંને લગ્નપ્રસંગે ગરીબમાં ગરીબ પાટીદારને પણ કમીમાં કમી પાંચસોથી એક હજાર સુધી ખર્ચ કરવો પડે છે. જ્યારે વીસા મેવાડા વણિક કોમના લોકો પૈસાદાર છે, કેટલાક તો લક્ષાધિપતિ છે, છતાં સો, બસો અને વધારેમાં વધારે પાંચસો રૂપિયામાં લગ્નખર્ચ પતાવી નાખે છે. પચાસ રૂપિયામાં પણ સારી રીતે ચલાવવા ધારે તો આ લોકો ચલાવી શકે છે.

પાટીદારની માફક ધામધૂમ હોતી નથી, દોડાદોડ અને હૈડફૈડ હોતી નથી, ખોટો ખર્ચ કે ખોટી મોટાઇનો દેખાવ હોતો નથી. તદ્દન સાદાઇથી તમામ વિધિ કરવામાં આવે છે.

લગ્નને દિવસે જમણનો વ્યવહાર હોતો જ નથી, માત્ર બહારથી આવેલા મહેમાનજ જમે છે.

હું મારા જે મિત્રને ત્યાં લગ્નપ્રસંગ માટે ગયો હતો ત્યાં જમનાર પુરુષ અને સ્ત્રી મહેમાન દશ દશથી વધારે નહોતાં. રસોઇની ધમાલ નહિ. મહેમાન સ્ત્રીઓ અને ઘરની સ્ત્રીઓ એક બીજાના સહકારથી રસોઇ, વ્યવસ્થા, વગેરેનું કામ કરે. ઘરના માણસો અને સ્ત્રીઓ પણ જમવા સાથે બેસે.

મારા આ મિત્ર સારા પૈસાપાત્ર છે. એક ભાઇ વડોદરામાં વકીલાત કરે છે. એક ભાઇ જર્મની જઇ આવી કોલ્હાપુર રાજારામ કોલેજમાં પ્રોફેસર અને વાઇસ પ્રિન્સીપાલ છે. છતાં આવી સાદાઇથી લગ્નવિધિ અને ખર્ચ થાય છે. તેમની મારા ઉપરની કંકોત્રીનો નમુનો નીચે પ્રમાણે છે, ને ઉપરથી કેટલાં લગ્ન અને વિધિ એકી વખતે થઇ શકે છે, તેનો દાખલો પૂરો પડે છેઃ

સુજ્ઞ મહાશય,

વિ. વિ. કે અમારે ત્યાં નીચે પ્રમાણે શુભ પ્રસંગો સોજીત્રા મુકામે નિરધાર્યા છે.

૧. ચિ. દામોદરદાસના પુત્ર ચિ. શરદ્ચંદ્રનાં શુભલગ્ન સંવત ૧૯૯૪ના વૈશાખ સુદ ૧૦ ને સોમવાર, તા. ૯ મે ૧૯૩૮ને રોજ સાંજે ૭ વાગ્યે.

૨. ચિ. ભાઇ સાકરલાલની પુત્રી ચિ. સરલાબેનનાં શુભલગ્ન સંવત ૧૯૯૪ના વૈશાખ સુદ ૧૦ ને સોમવાર, તા. ૯ મે ૧૯૩૮ને રોજ સાંજે ૭ વાગ્યે.

૩. ચિ. ભાઇ દામોદરદાસની પુત્રી ચિ. જસુમતીબેનનાં શુભલગ્ન સંવત ૧૯૯૪ના વૈશાખ સુદ ૧૧ ને મંગળવાર, તા. ૧૦ મે ૧૯૩૮ને રોજ.

૪. ચિ. ભાઇ સાકરલાલના પુત્ર ચિ. કેસરીકુમારને નિશાળે બેસાડવાનું મુહૂર્ત સંવત ૧૯૯૪ના વૈશાખ સુદ ૧૨ ને બુધવાર, તા. ૧૧ મે સને ૧૯૩૮ને રોજ સવારમાં ૬થી ૯ વાગ્યે.

ઉપર પ્રમાણેના માંગલિક પ્રસંગોમાં આપ સહકુટુંબ સહપરિવાર સોજીત્રા પધારી આભારી કરશોજી. તા. ૨૪-૪-૩૮.

લી. સ્નેહાધીન
શા. વ્રજલાલ જેઠાલાલના
જયજીનેંદ્ર વાંચશો.

પાટીદાર આ અનુકરણીય દાખલો લેઇ હજી લગ્નના ખર્ચમાંથી ખુવાર થતો ક્યારે બચશે? રિવાજમાં ક્યારે ફેરફાર કરશે?

પ્રભુ સર્વને સદ્બુદ્ધિ આપે.

વડોદરા, કોઠી નજીક  વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ

## યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લેઇ શકે?

યુવકો સમાજસુધારામાં ભાગ લેઇ શકે એ જેટલું સહેલું છે તેટલું વિષમ પણ છે. યુવક એટલેજ એમ માની શકાય કે તે ધાર્યું કરી શકે, પાર પાડી શકે. તેથીજ યુવકો માટે સમાજસુધારામાં ભાગ લેવાનું ઘણું સહેલું છે. પણ સમાજસુધારામાં ભાગ લેવો એ એક પ્રકારનો સેવાધર્મ છે; અને સેવાધર્મ એટલે તલવારની ધાર ઉપર ચાલવું અને સર્વસ્વ અર્પણ કરવું. એ યુવકોને માટે મુશ્કેલ તો શું, અશક્ય પણ છે. આજના મોજીલા યુવકોને માટે એ તદ્દન અસંભવિત છે. આજની નિષ્ક્રિયતા સમાજમાંથી ટાળવી જોઇએ. તે કઇ રીતે ટળે અને આજનાં યુવકયુવતીઓ સમાજસુધારામાં કઇ રીતે કેટલો ભાગ લેઇ શકે તે માર્ગ શોધવો જોઇએ.

જિંદગીમાં પ્રવેશ કરતા યુવકને સમાજસુધારામાં ભાગ લેવાની ધગશ હોય છે, ધાર્યું પાર પાડવાની ઇચ્છા હોય છે. નિશ્ચય કરવો અને તેને વળગી રહેવું એ તેને મન સહેલ છે, કદાચ એવા નિશ્ચય માટે ખુવાર થવાને અને આવી પડે તે સહન કરવાને તે તૈયાર હોય છે, પણ રૂઢિના આક્રમણ આગળ તે નરમ થઇ જાય છે; પરિસ્થિતિ તેને નિરુપાય બનાવી દે છે. એટલે સમાજસુધારામાં કયો યુવક કેટલો ભાગ લેઇ શકે તે એની પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. યુવકો એમ ચાર પ્રકારની પરિસ્થિતિમાં હોય છે:

૧. કુટુંબમાં માતા, પિતા, કાકા, દાદા વગેરે હયાત હોય, એ અને એવાં બીજાં ભરચક કુટુંબીઓ વચ્ચે રહેવાનું હોય. અને જ્યાં ભણવું કે ફરવું એ જ કાર્ય કરવાનું હોય, બીજી કોઇ પણ બાબતમાં માથું મારવાનું જ ન હોય તેવો યુવક સમાજસુધારામાં શો ભાગ લઇ શકે? આવા એક પ્રકારના યુવક.

૨. માતા, પિતા અને વડીલો હયાત હોય, પણ યુવકનું જ ચલણ હોય. કમાવું, કુટુંબસંભાળ અને કાર્યવ્યવહાર એ સર્વ એ યુવકને માથેજ હોય ત્યાં એવો યુવક જરૂર સમાજસુધારામાં અગત્યનો ભાગ લઇ શકે.

*૩. વડીલોથી ભરચક કુટુંબમાં પણ અને તેમનું દબાણ હોવા છતાં પણ* જે યુવક પોતે કુટુંબમાં સમાન હિસ્સો આપતો હોય તેવો યુવક શું સમાજના હિતને ખાતર પણ વડીલોને દુભવીને નહિ, પણ સમજાવીને પોતે સમાજ-સુધારામાં ભાગ ન લઇ શકે?

૪. જે યુવકને માથે વડીલ નથી, હોય તોપણ જે પોતે સ્વતંત્ર છે, જ્યાં વડીલોનું દબાણ નથી, સમાજ તરફની ફરજો જેને પોતાની જવાબદારીએ બજાવવાની હોય તેવો યુવક જરૂર સમાજસુધારામાં સંપૂર્ણ ભાગ લેઇ શકે.

આ ચારમાંથી કોઇ પણ પરિસ્થિતિમાં હોવા છતાં હરકોઇ યુવક સમાજ-સુધારામાં જરૂર ભાગ લેઇ શકે છે. લેઇ શકે છે એટલુંજ નહિ પણ આદર્શ બની સમાજને દોરી શકે છે. એને માટે યુવકમાં બે બાબતની જરૂર છે: (૧) સારાસારનો વિચાર અને તેનો નિર્ણય, (૨) એવા નિર્ણયને અમલમાં મૂકવાનો નિશ્ચય. સામાજિક બાબતોની દરેક બાબતમાં અને ખાસ કરીને જ્યાં પોતાને હિસ્સો આપવાનો છે તેવી બાબતોમાં દરેક યુવકે તે બાબતનો વિચાર કરવો જોઇએ. પોતાના એ કાર્યથી સામાન્ય રીતે સમાજને કેટલો લાભ છે તેનો વિચાર કરવો જોઇએ. સમાજના ખળ પુરુષોની કે વિઘ્નસંતોષીઓની દલીલ-બાજીથી નહિ, પણ પોતાની બુદ્ધિથીજ તેનો નિર્ણય કરવો જોઇએ; અને એ નિર્ણયને વળગી રહેવું જોઇએ. સમાજના રૂઢિચુસ્તોના કે કુટુંબીઓના વિરોધથી કેટલું સહન કરવું પડશે એ એ નિર્ણયની સાથેજ ગણી લેવું જોઇએ. પછી પોતે કરેલા નિર્ણયનો દૃઢપણે પૂરેપૂરો અમલ કરવો જોઇએ. તેમ કરતાં જે સહન કરવું પડે તે સહન કરી લેવું જોઇએ. યુવક એટલું તો જરૂર કરી શકે.

તે ઉપરાંત એક બાબતની યુવકમાં ખાસ જરૂર છે: હૃદયબળ. યુવક માનતો હોય કે આ અનિષ્ટ છે અને તે કાર્ય કરવા યોગ્ય નથી, છતાં પોતે તે પ્રમાણે વર્તી શકતો નથી; પોતાની નિર્બળતાએ એ અનિષ્ટ કાર્યો પોતાની નજર આગળ, પોતાનીજ જવાબદારી હેઠળ, બલ્કે પોતાનેજ હાથે મૂક સંમતિથી થવા દે છે. આમ થવાનું કારણ એકજ છે: માત્ર હૃદયબળની ઊણપ. આજનાં ઘણાંખરાં સામાજિક રૂઢિકાર્યો એવી મૂક સંમતિએજ થાય છે.

વળી યુવકે સમાજમાં રૂઢિથી ચાલતાં ભય, વહેમ અને અર્થશૂન્યતા સમજી લેવાં જોઇએ. 'એમ કર્યા સિવાય નજ ચાલે' એવું જ્યાં કહેવાતું હોય ત્યાં તે કેટલું કારણભૂત છે, અર્થકારક છે તે જોવું જોઇએ. માત્ર ખાલી કારણો અને હેતુ સિવાય કહેવાતું 'આમ થવુંજ જોઇએ,' એનાથી અંજાઇ જવું ન જોઇએ. એમ શા માટે કહેવાય છે, તેમાં કયો ઉદ્દેશ રહેલો છે, અને એમાં મૂળભૂત કારણો શાં છે તે જોવું જોઇએ. એવાં કશાં કારણો કે હેતુ ન હોય તો માત્ર કહેવાવા ઉપરથીજ તેને સ્વીકારી લેવું ન જોઇએ. યુવકને મન આ સહેલ છે, કારણ કે એવું તો એ દરેક બાબતમાં એ જોતોજ હોય છે. તો હૃદયબળનીજ ખામી હોય છે. ઘરનાં વૃદ્ધ માજી કહેશે કે 'ભાઇ, બૂટ પહેરીને ઘરમાં ન અવાય,' તો તેને આજનો યુવક ઓછુંજ માનવાનો છે? તેવુંજ સમાજની રૂઢિઓમાં. દાખલા તરીકે 'બાપનું બારમું કરવુંજ જોઇએ, નહિ તો સાત પેઢીની આબરૂ જાય' એવું કહેવાતું હોય ત્યાં પણ યુવકે વિચાર કરવો જોઇએ

કે બાપનું બારમું કરવાની સમાજને શો ફાયદો છે? અને આબરૂ કયાં જાય છે? આબરૂ તો સત્યને અને નીતિને માર્ગે જતી જ નથી.

યુવકે સામાજિક રૂઢિઓના ફરજિઆતપણાનો કે એ રીતે થતા બળાત્કારનો પણ વિચાર કરવો જોઇએ. સમાજની કોઇ પણ વ્યક્તિ પાસેથી તેની ઇચ્છા વિરુદ્ધ; તેની શક્તિ ઉપરાંત પણ, રૂઢિસાધક કાર્યો શા માટે કરાવવાં જોઇએ? યુવકે આ બાબતનો પણ વિચાર કરવો જોઇએ. એવા બળાત્કારનો તો જરૂર સામનો કરવો જોઇએ, અને એ ફરજિઆતપણું સમાજમાંથી સદાને માટે દૂર કરવું જોઇએ. જે સમાજ અને તેની પ્રથાઓ વ્યક્તિનું હિત સાચવતાં ન હોય અને હિત તો નહિ, પણ ઊલટું તેવી વ્યક્તિની શક્તિઓનો નાશ કરતાં હોય, તેવા સમાજને અને તેની પ્રથાઓને સાથ શા માટે આપવો જોઇએ? યુવકો આ જોઇ શકશે?

પણ યુવકોમાં આ બધાની આશા રાખવામાં એક ભય છે. યુવકોમાં કેટલાક યુવકોનું માનસ આજે મોજશોખ અને વિલાસ તરફ દોરાએલું છે. નાટક-સીનેમા જોવામાં અને નૉવેલો વાંચવામાં જ એમની પ્રવૃત્તિ આવી રહે છે; શહેરોમાં ફરવું, હોટેલોમાં જઇ સ્વાદ કરવા, એ એમનું મુખ્ય કાર્ય થઇ પડયું છે; અને વેવલા પ્રેમની રસકથાઓ કરવી એ જ એનું લક્ષ્ય હોય છે. આવા યુવકોને સમાજની કે દેશની—કશાની પડી હોતી નથી, તેનો વિચાર સરખોય હોતો નથી. એ યુવકો સમાજસુધારામાં સાથ આપે એવી આશા જ કેમ રખાય? એવાઓ તો મોટી ઉંમરે જ્યારે પોતાને ત્યાં કોઇ પ્રસંગ આવે છે ત્યારે જ આ સામાજિક રૂઢિઓ સામે બબડી ઊઠે છે!*

જેવું યુવકોનું તેવું જ યુવતીઓનું પણ. યુવતીઓ ધારે તો યુવકો કરતાં વધુ ભાગ લેઇ શકે. ખરી રીતે તો સમાજમાં પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ જ સમાજની રૂઢિઓને વધુ પોષે છે. એટલે સ્ત્રીવર્ગે જ સમાજસુધારા માટે વધુ ધ્યાન આપવું જોઇએ. સ્ત્રીઓનાં હૃદય કોમળ હોય છે, તેમને લાગણીની અસર તરત થાય છે, તેથી તેઓ પોતાની ટૂંકી દૃષ્ટિને લીધે ન કરવાનાં સામાજિક કાર્યો કરવા ઉત્સુક થાય છે. એમ થતું અટકે તેટલા માટે સ્ત્રીવર્ગને માટે કેળવણીની ખાસ જરૂર છે. એ કેળવણી તે આજની કહેવાતી કેળવણી નહિ, પણ કર્તવ્યો વિષેનું સાચું ભાન થાય તેવી કેળવણી હોવી જોઇએ. ઘણી વાર જોવામાં આવે છે કે હાઇસ્કૂલમાં ને કૉલેજમાં કેળવણી પામેલી યુવતી કાળી સાડી પહેરી, લાંબો ઘૂમટો તાણી, દેખાવને ખાતર પણ શોકનાં બેસણાંમાં રડવા બેસી જાય છે. ત્યારે એમ કહી શકાય કે આજની કેળવણી આ રૂઢિઓ ઉપર કશી અસર કરતી નથી. આજની યુવતી આવતી કાલે સ્ત્રીસમાજની

અગ્રણી બનશે, સામાજિક રૂઢિઓમાં કરતીકારવતી બનશે; આજની યુવતી આપવિતીની ભઠ્ઠીમાંથી પસાર થઇ આવતી કાલે સાસુપદે વિરાજી ધુરકશે; આજની યુવતી માતાપિતાનાં દુઃખો જોઇ કુમારિકા મટી બીજે ઘેર વહૂ બની પતિ, સાસુ, સસરાને સંતોષવા ખાતર બાપને ચૂસવાને વિફરશે, અને દીકરાની વહૂને મેણાં મારી રડાવશે. ત્યારે કહેવું જોઇએ કે હજુ યુવતીઓ કેટલીયે સદીઓ પાછળ છે.

રોવું કૂટવું, કાણમાકણ કરવી, વેવાઇની આપ્યા લીધાની કુથલી કરવી અને મેણાં મારવાં, બીજાનાં ખર્ચો જોઇ તેની હરિફાઇમાં કુટુંબીઓને ખર્ચના ખાડામાં ઉતારવાં, વગેરે બાબતનો યુવતીઓએ વિચારપૂર્વક ત્યાગ તો કરવો જ જોઇએ. પોતાને ત્યાં આવતે દરેક પ્રસંગે શક્તિ પ્રમાણે અને ઓછામાં ઓછે ખર્ચે એ કાર્યનો ઉકેલ કરવો જોઇએ. ડોળદમામ દેખાડવા માટે નહિ, પણ પ્રસંગના હેતુ અને ધ્યેય તરફજ દૃષ્ટિ રાખી તે ઉકેલવાં જોઇએ. એટલું કરવાને યુવતીઓ વિચાર કરશે?

યુવકયુવતીઓ આ બધું બીજાને કહી બતાવી કે ટીકા કરીને સમાજ-સુધારાને કશો સાથ નહિ આપી શકે. સાચા સુધારા માટે તો પોતાની ફરજો અને વર્તણૂક તપાસવાં જોઇશે, અને સમાજસુધારાની દરેક બાબતમાં અથવા સામાજિક રિવાજોમાં પોતાની વર્તણૂકથીજ ધડો આપવો પડશે. તોજ તેની અસર થશે, અને સમાજસુધારામાં કંઇક કાર્ય થઇ શકશે. બારમાંનું પીકેટિંગ કરવું સહેલું છે, પણ જ્યારે પોતાને ત્યાંજ એવો પ્રસંગ આવે ત્યારે અદૃશ્ય થઇ જવાનું કેટલાયે યુવકો માટે બન્યું છે, એટલે પીકેટિંગ કરવું નિષ્ફળ જાય એમાં નવાઇ નથી. સમાજનાં યુવકયુવતીઓ સમાજનાં દૂષણો તરફ નજર કરે, તેનો વિચાર કરે, સારાસારનો નિર્ણય કરે, કરેલા નિર્ણય પ્રમાણે નિશ્ચય કરે અને તેનો અમલ કરે, તેમ કરીને સમાજને સુધારે અને દોરે. એવું તેઓ કરતાં થાય તે માટે સમાજમાં તે સમજાવવાની પ્રવૃત્તિઓ ચાલુ રહેવી જોઇએ. લેખો, ભાષણો, વર્તમાનપત્રો દ્વારા આ પ્રવૃત્તિ ચાલુ રહેવી જોઇએ. ગામે ગામ સુધારકમંડળો હોવાં જોઇએ, જેથી આવી પ્રવૃત્તિઓ ચાલુ રહે. તે સાથે એ મંડળો ગામની સામાજિક બાબતો તરફ નજર રાખે, જે કોઇ યુવક આવા સમાજસુધારામાં પગ મૂકવા ઇચ્છતો હોય તેને આશ્વાસન આપે, ઉત્તેજન આપે, હિંમત આપે, જેથી હરકોઇ યુવક સમાજસુધારો કરતાં પાછો ન પડે.

નડિયાદ  છોટાભાઇ સોમાભાઇ પટેલ

—*—

# ખેડૂતની અવદશા

અંગ્રેજી અમલમાં હિંદુઓનું જન્મવું, જીવવું અને મરવું એ ત્રણેય અવસ્થા પારકા માટે હોય છે. એવી જ રીતે હિંદનો ખેડૂત જન્મે છે કરજમાં, જીવે છે કરજમાં અને મરે છે પણ કરજમાં જ. જન્મ્યો ત્યારથી જ આપદાદાનું ચાલતું આવતું દેવું હોય છે અને જન્મ્યા પછી એની ઉપજ ઉપર સુધરેલા ભણેલા સુશિક્ષિત લૂંટારુઓની લૂંટ ચાલુ જ હોય છે. એટલે ખેડૂતનું જીવન તેનાં બાળબચ્ચાં માટે નથી હોતું, પણ પારકાં માટે જ હોય છે. પરોપકારાર્થે જીવવું એ સમજપૂર્વકનો ત્યાગ આનંદજનક હોય છે, પણ અનિચ્છાએ ગરીબી ભોગવવી એ કંગાલિયત જીવલેણ હોય છે એ જાણવાની જરુર છે?

ખેડૂતને ગળે ઉતરે એવું લખાણ લખવાનો પ્રયાસ તો છે જ, પણ આર્થિક દૃષ્ટિએ આંકડાની પદ્ધતિ પરિસ્થિતિનું ભાન કરાવવા પૂરતી ખોટી તો નથી જ. હમણાં જ સુભાષબાબુએ શિખામણ આપી છે કે હિંદના દરેક જણે આન્તર-રાષ્ટ્રીય બનાવો ઉપર ધ્યાન આપવાની જરૂર છે. કોઇ પણ વસ્તુના મુકાબલા વગર સારા નરસાની કસોટી થતી નથી, એ દૃષ્ટિએ ખેડૂતની અવદશા આંકડાથી સમજાવવા મારો ઇરાદો છે. ખેતીપ્રધાન દેશમાં ભૂખમરો એ કોઇને પણ ચોંકાવનારી બિના તો ખરી, પણ તેનાં કારણો ખોળવાં જોઇએ છે. અન્ય દેશોમાં વસ્તી ઓછી હોવાથી અને તેથી જમીનની સરેરાશ માણસદીઠ મોટી હોવાથી તે ગુજરાન ઉપરાંત વધુ પેદા કરી જાણે છે, પણ હિંદમાં તેમ નથી.

હિંદમાં–બ્રિટિશ હિંદમાં તો ખેડૂત દીઠ ૫ એકર, યુનાઇટેડ કિંગડમમાં ૫૫ એકર, અમેરિકામાં ૧૫૭ એકર, કેનેડામાં ૧૯૮ એકર અને જર્મનીમાં ૨૧ એકર જમીન આવે છે. ખેડૂત દીઠ અને બળદની જોડ દીઠ દર હળે લગભગ ૪૦ વીઘાં જમીન જોઇએ, પણ હિંદના ખેડૂત માટે એમ નથી. છતાં આટલી ટૂંકી જમીનમાંય આ ખેતીપ્રધાન દેશમાં, ઉદ્યોગધંધાને અભાવે ને બેકારીને પ્રભાવે ખેતી ઉપર આધાર રાખનારાના ટકા વધ્યે જ જાય છે: ૧૮૯૧માં ૬૧ ટકા, ૧૯૦૧માં ૬૬ ટકા, ૧૯૧૧માં ૭૨ ટકા અને છેવટે ૧૯૨૧માં વધીને ૭૩ ટકા થયા છે. આ બોજો ખેડૂતને માથે જ છે. આમ ખેડૂત દરેક રીતે પિલાતો જાય છે.

ખેતીનાં ઓજારો ઘટયાં. કોશ ગયા ને પંપ આવ્યા. હળલાકડાં ગયાં ને લોખંડે તેની જગા લીધી. અનેરાં વાવેતરમાંથી એકાંગી વાવેતરો થવા લાગ્યાં. બળદગાડીની ને એક્કાની જગાએ મોટર ગાડીઓએ અને બસોએ કામ ચલાવવા માંડ્યું. એટલે ઉત્પન્ન ઘટયું અને ખર્ચ વધ્યો. બાવળનાં લાકડાંની જગાએ

કોલસાએ ઘર ઘાલ્યું. એરંડીઆને બદલે કેરોસીન ને વિજળી આવ્યાં. ઘંટી ને ખાંયણીઆને બદલે ચક્કીઓ અને હલરો દાખલ થયાં અને કૂવાના પાણીને બદલે ઘેર ચકલીઓ ફરવા લાગી, એટલે શારીરિક કસરત ગઇ. શરીર નિર્બળ બન્યાં. બળવાન ખેડૂત ગરીબ દુર્બળ બન્યો. જે વસ્તુઓ એને પોતાની પેદાશમાંથી મફત અગર બદલામાં મળતી હતી, તે વસ્તુઓ ખરીદવા એને પોતાનો માલ સસ્તો વેચવો પડે છે અને જોઇતી જરુરી ચીજોના ભાવ એને મોં માગ્યા આપવા પડે છે.

એટલે ગામડાંમાં, ખેડૂતજગતમાં, આપ-લેનું સુંઢલિયું ચલણ હતું તે ગયું અને તેને બદલે નગદ-નારાયણિયું ચલણ ચાલવા માંડ્યું. પરિણામે જમીનની અને ખેડૂતની અવદશા થઇ. એણે પકવેલા માલ માટે એના હાથમાં બજાર ન હોવાથી દલાલો દાખલ થયા અને એમની નફાખોરીને કારણે ખેડૂતનો નફો ગયો. પાકની પેદાશ પ્રમાણે કાચા માલના ભાવ મળતા હોત અને બીજી ચીજો દાખલ થઇ હોત તો ખેડૂતની અવદશા કદાચ ઓછી થાત ખરી. પણ ઉપર કહ્યા પ્રમાણે તેને તો કરજ માટે, મહેસુલ માટે, વિવાહ-વરસી જેવા અવસર માટે માલ સસ્તે વેચવો જ રહ્યો અને અન્ય વસ્તુઓ તેને મોંઘે ભાવે ખરીદવી જ રહી. આથી એને પારાવાર ખુવાર થવું પડે છે.

ઉપરાંત એકાંગી વાવેતરે તેને ઘણું જ નુકશાન પહોંચાડ્યું છે. કોદરાના વાવેતરમાં તલ, શેરિયાં, તુવેર વગેરે પાકતું વાવેતર થતું હતું; કળશી કોદરા થાય તો પાછળથી તલ, શેરિયાં, તુવેર, રાતડીઓ વગેરે મળી વીઘે બેડીઉ પડતું. બાજરીના વાવેતર ભેગું ગવાર, મઠ, મગ, અડદ વગેરે વવાતું. આને માટે, કોદરા કે બાજરી માટે કરવી પડતી હોય એટલી જ ખેડ કરવી પડતી ને વાવેતર માટેનો ખર્ચ પણ એટલો જ આવતો. પણ જ્યારથી ખેડૂતે અનેરાં વાવેતરોને બદલે એકાંગી વાવેતરની પદ્ધતિ દાખલ કરી છે ત્યારથી તેની આવક ઘટી છે. એને ખાધખોરાકી માટે કેટલીક વસ્તુઓ બહારથી ખરીદવી પડે છેઃ જેમકે, તમાકુ વાળાને ખાધખોરાકી માટે તમામ દાણો ખરીદવો જ રહ્યો, કપાસ વાળાને પણ તેમજ થયું. આથી તો કારતક-માગશરમાં જ ચરોતરમાં કાનપુરની બાજરીનાં ગાડાં ફરવા લાગ્યાં. નડિયાદ આણંદની દાળને બદલે કાનપુરની દાળ ખવાવા લાગી. બળદની જોડ માટે ખેતરનું ખડ પૂરતું હતું. કૂવાના પાણીએ જે પાક ઊતરતો હતો તેને બદલે પંપના પાણીએ ઓછો ઊતરવા લાગ્યો. બળદની જોડી ને કૂવાના પાણીમાં રોકડની જરૂર નહોતી, પણ પંપવાળાને ચુકવવા રોકડ નાણાં ઊભાં કરવાં રહ્યાં. આથી ખેડૂત

ભાગતો જાય છે. બીજા દેશોમાં વિશાળ જમીન એટલે લાંબે ચાસે મોટે હળે ખેડ કરવી પોષાય, પણ હિંદમાં ટુકડા જમીનોમાં લોખંડી હળો નકામાં છે. બીજા દેશો પ્રમાણે આ દેશમાં ખેતી કરવી એમ કહેવું એ ખેતીકારની દષ્ટિએ અજ્ઞાન છે. જમીન, આબોહવા, બીજ, ખેડખાતર, પાણી, પરિસ્થિતિ વગેરે અન્ય દેશના કરતાં આ દેશમાં ભિન્ન છે, તો પછી પ્રથાઓ પણ ભિન્ન હોવી જ જોઈએ. એ ભેદ સમજીને જે ખેડૂત વેળાસર ચેતશે તો જ એ પોતાની હસ્તી જગતમાં ટકાવી રાખશે.

ખેતીવાડીનાં દેશી ઓજારોમાં લુહાર, સુથાર, કુંભાર, ચમાર, મોચી, કોળી, વાઘરી, તમામ સાથે સહકાર સાધવો પડતો હતો. દેશાવરના તૈયાર માલમાં આ લોકોને એકબીજાની ગરજ રહી નહિ, તેથી ખેડૂતોને નાણાં ઊભાં કરવા સારૂ કરજના બોજા તળે જવું પડ્યું. ખેડૂતોએ ઊભા થવાનો સીધો ને સાદો માર્ગ તો એ છે કે તેમણે ખોએલું ખોળવું. શહેરો વાળા કહે છે કે 'ગામડામાં પાછા ફરો અને સુખી થાઓ.' તેમ તમે જૂનું ખોળો અને સુખી થાઓ, એ સિવાય છૂટકો નથી.

ગામડાં શહેરો બનશે, વિજળીનો ઝગઝગાટ થશે, ધમકે બેઢું લાવનાર નારીઓ ચકલીએ પાણી ભરશે, ઘંટીને બદલે ચક્કીએ દળાશે અને ખાંયણીઆને બદલે હલર ચોખા છડશે, એટલે ગામડાના ખેડૂતોની સ્ત્રીઓ આળસુ એદી બનશે અને નમાલો નિર્બળ પરિવાર વધારશે. અમે એમ નથી કહેવા માગતા કે સ્ત્રીઓને ગુલામીમાં સડાવવી! અમે તો 'સ્ત્રીસ્વાતંત્ર્ય'ના પૂરા હિમાયતી છીએ જ, પણ 'સ્વચ્છંદતા'ના નહિ જ. સ્ત્રીપુરુષનાં કાર્યક્ષેત્ર જુદાં છે. સ્ત્રી સર્જનહાર છે, પુરુષ કર્તાહર્તા છે. સ્ત્રી ગૃહરાણી છે, પુરુષ રાજા છે. કામની વહેંચણી દરેકની જુદી છે. શરીરબંધારણ બેઉનાં જુદાં છે, જે કસરત પુરુષને લાભદાયી હોય છે તે જ કસરત સ્ત્રીને નુકશાનકારક પણ હોય છે. એટલે કાર્યભેદ પણ રહેવાનો જ. પણ ઉપરની વસ્તુઓ દાખલ થશે એટલે ખેતીના કામમાં મદદરૂપ થતી સ્ત્રીઓ નિરુપયોગી થતાં તેમના કામના પૈસા ખેડૂતે ઊભા કરવા જ પડશે.

આમ ખેડૂત ચારે બાજુથી નવયુગનાં પડ્યંત્રોમાં સપડાતો જાય છે. એમાંથી એણે છૂટવાનો યત્ન કરવાનો છે. તે બીજાઓ ઉપર આધાર રાખીને નહિ, પણ પોતાના પગ ઉપર ઊભો રહીને જ ટટાર થશે. વાહનને માટે મોટર બસોથી ખેડૂતની અણમોસમની આવક ઉપર મોટો કાપ પડ્યો છે, તે તરફ સરકારે લક્ષ આપવું પડશે. રેતાળ રસ્તામાં જ્યાં ગાડાં, એક્કા, ડમણીઆં

માલ તેમજ માણસોની લઈ-જાવ કરવામાં ઉપયોગી થતાં હતાં, તેટલે અંશે તેમને નવરાશ વખતે રોજી મળતી હતી તે બંધ થઈ ગઈ, કારણ કે મોટર બસે તેની જગ્યા લીધી. જે પૈસો ખેડૂતના ઘરમાં જતો હતો, ગામમાંજ રહેતો હતો, તે પૈસો પેટ્રોલ ને મોટરબસના વપરાશથી પરદેશ જવા લાગ્યો. પરિણામે ખેડૂત કંગાલ બનતો જાય છે, મજૂરો ભૂખે મરતા થાય છે અને પરદેશોના લોક હિંદના ખેડુતોને અને મજૂરોને ભોગે માતબર થતા જાય છે.

અવદશાનાં અનેરાં કારણો ખેડૂત વાચકવર્ગ આગળ મૂક્યા બાદ એમાંથી છૂટવાના માર્ગો તરફ ખેડૂતજગતનું ધ્યાન જરૂર ખેંચવાનો છું જ. જ્યાં સુધી જમીન સારી રીતે ખેડાણવાળી થતી નથી ત્યાં સુધી વાવેતર સારું કર્યું હોય છતાં બરાબર પાકતું નથી, તેવીજ રીતે અવદશાનાં કારણોથી વાચકવર્ગની મનોવૃત્તિ જાગ્રત કરવી (ખેડનીજ)જ રહી.

નસીબને પનારે પડેલે ખેડૂતે નસીબ શું છે તેય સમજવું પડશે. નસીબનો આધાર લેઈ બેસી રહેવાથી, ભગવાન કરે તે ખરું એમ કહી કપાળે હાથ દેવાથી, સર્વ ઈશ્વિરાધીન છે એવી માન્યતાથી, કર્મમાં લખેલું છે તે બનવાનું જ એવી શ્રદ્ધાથી, ચાલુ સ્થિતિમાં સડવા સર્જાએલા છીએ એવી ગુલામી મનોવૃત્તિથીજ, ગઈ કાલનો જગતનો તાત આજ ભિખારી બનતો જાય છે. અને જેઓ માને છે કે નસીબ એક ધતિંગ છે, અજ્ઞાનને લૂંટવાનું સાધન છે, ગરીબોને નિચોવવાની ચાવી છે, ભોળી જનતાને ભોગવવાનું હથિયાર છે, ધર્મના ઓઠા નીચે છળવાનો માર્ગ છે, તીચો ઊંચાનો ખોરાક છે, તેઓ એ નસીબધારી શ્રમજીવીઓને જોખમે અને હિસાબે તાગડધિન્ના કરે કરે છે. છતાં નથી એમને ધર્મ ખાતો, નથી એમને ભગવાન પૂછતો, નથી એમને નસીબ ખાતું! એનું રહસ્ય ખેડૂતોએ સમજવાનું છે. શ્રમજીવીઓને પગ તળે કચરાતા રાખવા, તેમને માટે પસીનો ઉતારી ધનોપાર્જન કરવા, તેમણે ઊભો કરેલો બાઉ, તેનું જ નામ તેઓએ ભગવાન – ઈશ્વર – પરમેશ્વર–પ્રભુ – અનાથોના નાથ, એમ પાડેલું છે. ખેડૂતને વળગેલાં ને ચૂસતાં અનેક ભૂતોમાંનું મોટામાં મોટું ભૂત નસીબ – કર્મ – ઈશ્વરનું તેમની પાછળ લગાડી દેવામાં આવ્યું છે. કોઈએ લૂંટી લીધું તો 'નસીબમાં નહોતું તે ગયું,' એવી ભાવના ખેડૂતે છોડી દેવી પડશે. જગતના માનવી તરીકે શારીરિક શ્રમ કરવા છતાંય માનસિક શ્રમજીવીઓ પેઠે જીવવાનો તેને પણ અધિકાર છેજ એ એણે જાણવું પડશે. એ જાણ થતાં જ તેનું નિવારણ આપોઆપ જડી આવશે. પાણીને ગમે તેટલું રોકો, પણ તે જવાનો માર્ગ ખોળશેજ ખોળશે. ત્યા સુધીજ એ બંધાએલું રહેશે, જ્યાં

સુધી તેની સપાટી કરતાં બંધ ઊંચો દર્શે અને આવરો નહિ હોય. આવીજ રીતે ખેડૂતો માટે, શ્રમજીવીઓ માટે ઊંચા ગુલામીના બંધ બાંધી દીધા છે, શિક્ષણરૂપી આવરાને બંધ કરી દીધો છે. એટલે અજ્ઞાનાવસ્થામાં રાખીને એ ૮૦-૮૫ ટકા વર્ગને જેટલો દબાવાય તેટલો દબાવવો, નીચોવાય તેટલો નીચોવવો અને ઉપલે લૂંટારૂ વર્ગે લાડી વાડી ને ગાડીમાં મસ્ત બની મહેલાતોમાં મોજો માણવી! પણ આ વીસમી સદીમાં ઉપલો વર્ગ નહિ ચેતે અને ખેડૂતોને અવદશામાંથી નહિ ઉગારવા દે તો તેઓ યાદ રાખે કે તેમના દિવસો ભરાઇ ગયા છે. કારણ કે બોદલા લાકડા ઉપર બોજો વધતો જાય છે. અનહદ બોજો વધવાને કારણે બેઉ સમાજને પારાવાર નુકશાન થવાનું છે, માટે હજી વખતને ઓળખી સાધનસંપન્ન લોકોએ ખેડૂતોની વહારે ધાવાની જરૂર છે.

કેમ્પ, પૂના — મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---*---

## જાણવાજોગ

### ૧૩. બાળલગ્નપ્રતિબંધક કાયદો

ઇ. સ. ૧૯૨૯માં બાળલગ્ન પ્રતિબંધક કાયદો કરવામાં આવ્યો, તેને સને ૧૯૨૯નો ૧૯મો કાયદો કહેવામાં આવે છે. (સામાન્ય રીતે આ કાયદો 'સારડા' કાયદાને નામે ઓળખાય છે.) એ કાયદો સને ૧૯૩૦ના એપ્રિલ માસની પહેલી તારીખથી અમલમાં આવેલો છે. એ કાયદાની કેટલીક કલમોમાં ચાલુ સાલમાં સુધારોવધારો કરવામાં આવ્યો છે, તેને સને ૧૯૩૮નો સુધારેલો કાયદો કહેવામાં આવે છે. અમે અત્રે એ કાયદાની બધી કલમો, સુધારાવધારા સાથેની, પ્રગટ કરીએ છીએ:

૧ (૧) આ કાયદાને સને ૧૯૨૯નો બાળલગ્નપ્રતિબંધક કાયદો કહેવો.

(૨) એ કાયદો બ્રિટિશ બલુચિસ્તાન અને સંતાલ પરગણા સહિત આખા બ્રિટિશ હિન્દને લાગુ પડશે.

(અ) આ કાયદો હિંદુસ્તાનમાં ગમે તે જગાએ વસતા કોઇ પણ બ્રિટિશ પ્રજાજન અગર બ્રિટિશ રાજ્યના નોકરને લાગુ પાડવામાં આવશે.

(આ) આ કાયદો બ્રિટિશ રાજ્યની પ્રજાનો કોઇ પણ પ્રજાજન જે હિંદુસ્તાનનો વતની હશે અને હિંદુસ્તાનમાં ગમે તે જગાએ વસતો હશે તેને લાગુ પાડવામાં આવશે.[1]

---

[1] અર્થાત્, બ્રિટિશ રૈયતમાંનો કોઇ માણસ દેશી રાજ્યની હદમાં જઇ અગર હિંદુસ્તાનના કોઇ પણ પ્રાંતમાં આ ગુન્હો કરે તેને પણ આ કાયદો લાગુ પાડી શકાશે.

(૩) એ કાયદો તા. ૧લી એપ્રિલ ૧૯૩૦થી અમલમાં આવશે.

૨ (અ) આ કાયદા મુજબ 'બાળક'નો અર્થ જે વ્યક્તિ પુરુષ હોય તો ૧૮ વર્ષની નીચેની, અને સ્ત્રી હોય તો ૧૪ વર્ષની નીચેની ઉંમરની તે, એવો થાય છે.

(આ) 'બાળલગ્ન' એટલે જે લગ્નમાં કરાર કરનાર (વર અથવા કન્યા) એમાંથી એક વ્યક્તિ 'બાળક' હોય તે લગ્ન.

(ઇ) 'કરાર કરનાર વ્યક્તિ' એટલે લગ્નસંબંધથી જોડાતી અથવા જોડાવા માગતી બે વ્યક્તિમાંની ગમે તે એક.

(ઇ) 'સગીર' એટલે ૧૮ વર્ષની નીચેની ઉંમરની (સ્ત્રી અગર પુરુષ) કોઇ પણ વ્યક્તિ.

૩. ૧૮ વર્ષથી વધારે ઉંમરનો અને ૨૧ વર્ષથી ઓછી ઉંમરનો પુરુષ 'બાળલગ્ન' કરે તો તેને રૂા. ૧૦૦૦ સુધીના દંડની સજા થશે.

૪. ૨૧ વર્ષથી વધારે ઉંમરનો પુરુષ 'બાળલગ્ન' કરે તો તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂા. ૧૦૦૦ સુધીના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે.

૫. જે કોઇ 'બાળલગ્ન' કરે, તેનો વિધિ કરે અગર કરાવે, તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા બન્ને પ્રકારની સજા થશે. પરંતુ એ લગ્ન 'બાળલગ્ન' નથી એમ માનવાનું તેને કારણ હતું, એમ તે સાબીત કરે તો તેવી સજા નહિ થાય.

૬. (૧) એક સગીર (અઢાર વર્ષથી ઓછી) ઉંમરની વ્યક્તિ જ્યારે 'બાળલગ્ન' કરે ત્યારે એવી વ્યક્તિ જે માણસના કબજામાં માબાપ તરીકે, વાલી તરીકે અથવા બીજા કોઇ પણ કાયદેસર અગર ગેરકાયદે હકની રૂએ હોય, તે માણસ એવું લગ્ન થાય તે માટે કાંઇ કાર્ય કરે, અગર એવા લગ્નનો વિધિ કરવાની પરવાનગી આપે, અથવા એવા લગ્નનો વિધિ થતો અટકાવવા બેદરકારીથી નિષ્ફળ જાય, તો તેને એક મહિના સુધીની સાદી કેદની, અથવા રૂા. ૧૦૦૦ સુધીના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે.

પરંતુ કોઇ પણ સ્ત્રીને કેદની સજા કરી શકાશે નહિ.

(૨) આ કલમના ઉપયોગાર્થે ઊલટું સાબીત ન થાય ત્યાં સુધી, એમ માની લેવામાં આવશે કે જે સગીરે બાળલગ્ન કર્યું હોય, તો તેનો કબજો ધરાવનાર માણસ એવું લગ્ન અટકાવવામાં બેદરકારીથી નિષ્ફળ નીવડ્યો છે.

૭. સને ૧૮૯૭ના 'જનરલ ક્લોઝીઝ એક્ટ'ની ૨૫મી કલમમાં અથવા 'ઇન્ડીઅન પીનલ કોડ'ની ૬૪મી કલમમાં આ વિષે કાંઇ પણ વિધાન હોય

તે છતાં, આ કાયદાની ૩જી કલમની રૂએ અપરાધીને સજા કરનાર કોર્ટ એવો હુકમ નહિ કરી શકે કે અપરાધી દંડ ન આપે તો તેના બદલામાં અમુક વખત સુધી કેદની સજા ભોગવે.

૮. સને ૧૮૯૮ના 'ક્રિમિનલ પ્રોસીજર કોડ'ની ૧૯૦મી કલમમાં આ વિષે કાંઇ પણ વિધાન હોય છતાં, આ કાયદાની રૂએ થતા ગુના ધ્યાનમાં લેવાની, અગર તેમની તપાસ કરવાની, સત્તા પ્રેસીડન્સી મૅજિસ્ટ્રેટ અથવા ફર્સ્ટ ક્લાસ મૅજીસ્ટ્રેટની કોર્ટ સિવાય બીજી કોઇ કોર્ટને રહેશે નહિ.

૯. આ કાયદાની રૂએ થતા કોઇ પણ અપરાધ વિષે, જે લગ્નના સંબંધમાં એ અપરાધ થયો હોય તે લગ્ન થયાની તારીખથી એક વર્ષની અંદર ફરિયાદ નહિ થાય તો કોઇ પણ કોર્ટ તેની ચોકસાઇ કરી શકશે નહિ.

૧૦. આ કાયદાની રૂએ થતા ગુનાની ચોકસી કરનાર કોર્ટ સને ૧૮૯૮ના 'ક્રિમિનલ પ્રોસીજર કોડ'ની કલમ નં. ૨, ૩માં જણાવ્યા મુજબ ફરિયાદ કાઢી નહિ નાખે તો કાં તો એજ કોડની કલમ નં. ૨૦૨ મુજબ જાતે તપાસ કરશે અથવા પોતાના હાથ નીચેના પહેલા વર્ગના કોઇ મૅજિસ્ટ્રેટને એવી તપાસ કરવાનો હુકમ કરશે.

૧૧ (૧) આ કાયદાની રૂએ થતા ગુનાની, તે બાબતની ફરિયાદ મળ્યેથી, કોર્ટ ચોકસી કરે તે વખતે ફરિયાદીની તપાસ લીધા પછી અને આરોપીની હાજરી માટે ફરજ પાડનારો વિધિ કર્યા પહેલાં, કોઇ પણ વખતે, સને ૧૯૩૮ના 'ક્રિમિનલ પ્રોસીજર કોડ'ની ૨૫૦મી કલમ મુજબ આરોપીને કાંઇ પણ બદલો આપવાનો ફરિયાદી સામે હુકમ થાય તો તેની ખાત્રી તરીકે રૂા. ૧૦૦ સુધીની રકમનું જામીન સાથેનું અગર જામીન વિનાનું, બૉન્ડ આપવાની કોર્ટ ફરિયાદીને ફરજ પાડશે અને એવી ફરજ પાડવાનાં કારણો દફતરે નોંધાશે. આવી જામીનગીરી કોર્ટે ઠરાવેલા યોગ્ય સમયમાં નહિ આપવામાં આવે તો ફરિયાદ કાઢી નાખવામાં આવશે.

(૨) આ કલમ મુજબ લીધેલું બૉન્ડ સને ૧૮૯૮ના 'ક્રિમિનલ પ્રોસીજર કોડ'ની રૂએ લીધેલું બૉન્ડ ગણાશે અને તે માટે એ 'કોડ'ના ૪૨મા પ્રકરણમાં જણાવેલા વિધિ લાગુ પડશે.

૧૨ (૧) કોઇ ફરિયાદી તરફથી અગર બીજી રીતે મળેલી ખબર મુજબ, કોર્ટને સંતોષપૂર્વક ખાત્રી થાય કે આ કાયદાના ઉલ્લંઘનરૂપે 'બાળલગ્ન' કરવાની ગોઠવણ કરવામાં આવી છે, અગર તેની ગોઠવણ થવાની તૈયારી થઇ રહી છે, તો કોર્ટ આ કાયદાની કલમ ૩, ૪, ૫ અને ૬માં જણાવેલા કોઇ પણ માણસોને એવું લગ્ન કરતા અટકાવવા માટે મનાઇ હુકમ કાઢી શકશે.

(૨) જેની સામે મનાઈ હુકમ કાઢવાનો હોય તેને અગાઉથી કોર્ટ તરફથી નોટીસ આપવામાં આવે અને તેને એ મનાઇ હુકમ કાઢવાની વિરુદ્ધ પોતાની દલીલ રજુ કરવાની તક આપવામાં આવે, તે સિવાય કોર્ટ તરફથી ઉપર જણાવ્યા મુજબનો મનાઈ હુકમ કાઢી શકાશે નહિ.

(૩) કોર્ટ પોતાની મુનસફીથી અગર જેના ઉપર મનાઇ હુકમ કાઢવામાં આવ્યો હોય તેની અરજી ઉપરથી, ઉપર મુજબના મનાઈ હુકમમાં તે કોર્ટ યોગ્ય ફેરફાર કરી શકશે અગર તે મનાઈ હુકમ પાછો ખેંચી લેઇ શકશે.

(૪) આવી અરજી મળ્યેથી, તે અરજદારને પોતે જાતે અગર પોતાના વકીલ મારફત કોર્ટમાં હાજર થવાની વહેલી તક કોર્ટ તરફથી આપવામાં આવશે. ને જો તેની અરજી સંપૂર્ણ રીતે અગર તેમાંનો કેટલોક ભાગના નામંજુર કરવામાં આવશે તો તે નામંજુર કરવાનાં લેખી કારણો કોર્ટ દફતરે નોંધશે.

(૫) જે કોઇ માણસ, ઉપર મુજબનો મનાઈ હુકમ તેના ઉપર કાઢવામાં આવ્યો છે એમ જાણવા છતાં, તે મનાઇ હુકમનો ભંગ કરશે, તે ત્રણ માસ સુધીની સાદી અગર સખત કેદની અગર રૂા. ૧૦૦૦ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે અગર બન્ને પ્રકારની શિક્ષાને પાત્ર થશે.[૧]

('જ્યોતિર્ધર,' તા. ૪:૬:૧૯૩૮–સંપાદિત)

## ૧૪. હરિજનો અને સાર્વજનિક નિશાળો

મુંબઇ સરકારે નીચેનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું છે:

અત્યારના નિયમો અનુસાર સાર્વજનિક સંસ્થાઓના વહીવટ તળે ચાલતી અને સાર્વજનિક પૈસામાંથી નભતી સર્વે નિશાળો સર્વ વર્ગોના અને કોમોના વિદ્યાર્થીઓને માટે કશા ભેદભાવ વિના ખુલ્લી છે. સરકારી નિશાળોમાં આ નિયમનો કડકાઇથી અમલ થાય છે. (મ્યુનિસિપાલિટી કે લોકલ બોર્ડ જેવી) કોઇ પણ સ્થાનિક સત્તાને તેની કોઇ પણ નિશાળમાં, કોઇ બાળકને તેની નાતને કે કોમને કારણે, દાખલ કરવાની ના પાડવાની છૂટ નથી. આ નિયમના ભંગને માટે, કોઇ પણ સ્થાનિક સત્તાને અપાનાર કેળવણી માટેની સરકારી મદદની રકમમાંથી સજા તરીકે ઘટાડો થઇ શકે એમ છે. પણ અનુભવથી જણાયું છે કે હરિજનોનાં બાળકો સામેના પ્રતિબંધો દૂર કરનારા નિયમોનું

---

૧ સને ૧૯૨૯ના ૧૯મા કાયદા ઉપરાન્ત સને ૧૯૩૮નાં ૭મા તથા ૧૯મા કાયદાનો, એટલે છેક છેલ્લી સુધારેલી કલમોનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

હમેશાં પાલન થતું નથી. એમ જોવામાં આવ્યું છે કે હરિજન વિદ્યાર્થીઓને કેટલીક સ્થાનિક સત્તાઓ તરફથી ચાલતી નિશાળોમાં પ્રવેશની સીધી ના પાડવામાં આવે છે અથવા તેમને નિશાળે આવતાં રોકવામાં આવે છે. સરકારની પ્રસિદ્ધ નીતિ એ છે કે જે શિક્ષણસંસ્થાઓને સાર્વજનિક નાણાંમાંથી મદદ મળતી હોય તેમાં હરિજનોની સામે તેમની નાતને કારણે કશો ભેદભાવ રખાવો ન જોઈએ. એટલે, સ્થાનિક સત્તાઓ પાસે આ નીતિનો કડક અમલ કરાવવાના હેતુથી, સરકારે ૧૯૨૩ના મુંબઈના પ્રાથમિક કેળવણીના કાયદાની રૂએ એવી મતલબના એક નિયમનો ખરડો પ્રસિદ્ધ કર્યો છે કે જે નિશાળમાં કોઈ પણ વિદ્યાર્થીને તેની નાતને કે કોમને કારણે પ્રવેશની ના પાડવામાં આવે તે નિશાળને માટે તે સ્થાનિક સત્તાને બિલકુલ પૈસાની મદદ આપવામાં નહિ આવે. વળી આ નિયમના ખરડામાં એમ પણ જણાવેલું છે કે કોઈ નિશાળમાં હરિજન વિદ્યાર્થીઓ ખરેખર હાજરી આપતા નહિ હોય તો એમ માની લેવામાં આવશે કે એવા વિદ્યાર્થીઓને દાખલ કરવાની ના પાડવામાં આવે છે. એવા કોઈ વિદ્યાર્થી એ નિશાળના મકાનથી એક માઈલની અંદર રહેતા નથી એમ એ નિશાળનો વહીવટ કરનારું મંડળ કેળવણી ખાતાના ડિરેક્ટરને સંતોષ થાય એવી રીતે પુરવાર કરી બતાવે, અથવા તો એ નિશાળમાં એવા વિદ્યાર્થીઓ ન હોવાનાં બીજાં કંઈ સંતોષકારક કારણ આપે તો તેને આ નિયમમાંથી મુક્તિ આપવામાં આવશે.

('હરિજનબંધુ,' તા. ૧૨:૬:૧૯૩૮)

## ૧૫. ખેડૂત ભાઈઓને

હવે તમાકુનાં ધરૂ નાખવાનો વખત આવ્યો છે. કેટલાક ખેડૂતોએ તો ધરૂ નાખ્યાં પણ હશે. ખેડૂતો ગમે તેવું બી ના વાપરતાં ઉત્તમ જાતનું બી વાવતા થાય તે ઇચ્છવાજોગ છે. ચાલુ સાલે આણંદ તાલુકા ડેવલપમેન્ટ એસોશિયેશન તરફથી સારામાં સારી જાતનું 'કણીયા તમાકુનું' બી તેમજ તમાકુ નં. ૬નું શુદ્ધ બી પોતાની દેખરેખ નીચે તૈયાર કરાવી રાખ્યું છે. વધારે ખેડૂત ભાઈઓ તેનો લાભ લે, તેથી તેની કિંમત, શેરના ફક્ત ચાર આના જેવી નજીવી રાખવામાં આવી છે. તો જે ભાઈઓને તમાકુનું બી જોઈતું હોય તેઓએ આણંદ તાલુકા ડેવલપમેન્ટ એસોશિયેશનના એગ્રીકલ્ચરલ ઓવરશીઅરને આણંદ મળવું અગર લખવું.

આણંદ તાલુકા ડેવલપમેન્ટ એસોશિએશનના સર્વે સભાસદ ભાઈઓને ખબર આપવામાં આવે છે કે સદર એસોશિયેશનની વાર્ષિક સાધારણ સભા

તા. ૩ : ૭ : ૧૯૩૮ ને વાર રવિને રોજ બપોરના બે વાગ્યે આણંદ તાલુકા કચેરીમાં મળશે, તો તેમાં પધારવા તેઓ તસદી લેશે. તા. ૧૬ : ૬ : ૧૯૩૮

**D. S. Patel,**
મંત્રી, આણંદ તાલુકા ડેવલપમેન્ટ એસોશિયેશન

—*—

## ગ્રંથપરિચય

૫૮. **આપણો આર્થિક પ્રશ્ન** [એક સમાલોચના], જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથ–૧૮: લેખક–છગનલાલ નથુભાઈ જોષી; પૃષ્ઠ ૨૦ + ૨૭૧, કિંમત એક રૂપિયો. અંગ્રેજી રાજ્યના વહીવટથી આપણા દેશની અનેક પ્રકારે અવનતિ થઇ છે, તેવીજ રીતે આર્થિક પ્રકારે પણ અવનતિ થઇ છે. આપણને હવે અંગ્રેજોની ગુલામી કડવા લાગી છે અને તેથી આપણી અવદશાનું ભાન હવે આપણને આવવા લાગ્યું છે. એ ભાન કરાવતું સાહિત્ય પણ પ્રકટ થવા લાગ્યું છે. આપણી આર્થિક અવદશા કેવી ભયંકર છે, તેનું ભાન આ પુસ્તક અચ્છી રીતે કરાવે છે. એક વાર સોનાની થાળીઓમાં જમનાર હિંદ ઉપર અંગ્રેજ સરકાર આવી પડી અને તેણે દેશના ઉદ્યોગ તોડી પાડવાના ને એ રીતે દેશની કેડો ભાગી નાખવાના પ્રયત્ન શરૂ કરી દીધા. એક વાર ઢાકાનું મલમલ જગદ્વિખ્યાત હતું. તે "જ્યારે ગ્રેટબ્રિટનમાં જતું ત્યારે અંગ્રેજ લોકો તેના પર મુગ્ધ થઇ ગયા હતા. એ હિંદી મલમલને રોકવા માટે ઇંગ્લંડમાંસરકારે કાયદો કાઢી એવું જાહેર ફરમાન કાઢ્યું હતું કે હિંદી મલમલ જે કોઇ વાપરશે તેને અમુક માસની જેલની શિક્ષા થશે" (પૃષ્ઠ ૫૮). આથી આ દેશના ઉદ્યોગ ભાગવા માંડ્યા. પરિણામે ઈ. સ. ૧૯૧૧માં હિંદની કુલ વસતિના ૫·૬ ટકા ઉદ્યોગમાં હતા, તેના ૧૯૨૧માં ૪·૯ અને ૧૯૩૧માં ૪·૪ ટકા થઇ ગયા (૫૭). આમ ઉદ્યોગોમાંથી નીકળી ગએલા લોક કરે શું? બિચારા ખેતીમાં પડવા લાગ્યા. "પરિણામે ૧૮૮૧માં વસતિના ૬૧જ ટકા હિંદીઓ ખેતી પર ગુજરો કરતા તે ૧૯૩૧માં વધીને ૭૩ ટકા ખેતી પર જીવવા લાગ્યા છે" (૧૮૪). પણ ખેતી તો ખોટનોજ ધંધો છે, કશું ન સૂઝે ત્યારે ખેતી કરે એ અવદશા આજે ખેતીની થઇ પડી છે. "અત્યારે જે ખેતી, પૂરતો રોટલો ૭૦ ટકા વસતિને નથી આપી શકતી તે ધરતીમાતા પરથી ૨૦ ટકા વસતિનો બોજો ઘટાડી, આ માણસોએ ખેતી સિવાયના બીજા ઉપધંધા, ગૃહઉદ્યોગ યા મોટા હુન્નર-ઉદ્યોગ ધંધામાં પડી જવું જોઇએ" (૪૬). પણ કયો ઉદ્યોગ સરકારની

કૃપાએ દેશમાં કરી શકાય એમ છે? "રૂ ઘેર કાંતી પીંજીને ગામડામાં વણી ખાદી તૈયાર કરીએ તો ચાર આને વાર ખાદી મળે છે, તો જાપાનીઝ કાપડ દોઢ ને બે આને વાર મળે છે" (૫૮). એવી સ્થિતિમાં એ ગૃહઉદ્યોગ કે બીજો ઉદ્યોગ ચાલી શકેજ શી રીતે? આમ આપણે ચારે બાજુથી કેવા અંતરાઇ બેઠા છીએ, તેની વાતો આંકડા આપી આપીને આ પુસ્તકમાં વીગતવાર બતાવી છે. આમાંથી નીકળવાનો એકજ માર્ગ: બધાં ફાંફાં મારવાં છોડી સ્વરાજ્યપ્રાપ્તિ કરવી. એ વિના જીવતા રહેવાનો બીજો ઉપાય છેજ નહિ.

૫૯. જપજી [ગુરુ નાનકદેવકૃત], જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથ –૧૯: અનુવાદક–મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પૃષ્ઠ ૧૧+૭૨+૪૮, ગુરુ નાનકદેવની છબિ, કિંમત નવ આના. અનુવાદક શીખ ધર્મના ગંભીર અભ્યાસક છે. એ ધર્મના 'સુખમની' ગ્રંથનો એમનો અનુવાદ પ્રકટ થયા પછી આ બીજા ગ્રંથનો પદ્ય અનુવાદ છે. ગ્રંથની શરૂઆતમાં એમણે ૭૨ પૃષ્ઠમાં ગ્રંથનો પરિચય આપ્યો છે, એમાં એમનો એ ધર્મનો ગંભીર અભ્યાસ તરી આવે છે. અનુવાદમાં યોગ્ય લાગ્યું છે, ત્યાં વિવરણ આપ્યું છે; પણ અનુવાદમાંના કેટલાક શબ્દો સમજવા કઠણ પડે એવા છે, ત્યાં ટીપમાં અર્થ આપ્યા હોત અથવા ગ્રંથને અંતે સૂચિ મૂકીને એવા અર્થ આપ્યા હોય તો સરળ થાત. બધા સેશ્વર ધર્મોની પેઠે શીખ ધર્મ પણ 'ઇશ્વર છે' એ વાત માનવા માટે શ્રદ્ધાનોજ આશ્રય લેવા સૂચવે છે અને આ અનુવાદમાં પણ 'ઇશ્વર છે' એ વિષય ઉપર ગાંધીજીના વિચારો પરિશિષ્ટમાં આપ્યા છે, તેમાં એ પણ જણાવે છે કે હું "કબુલ કરું છું કે, બુદ્ધિથી તેમને (ઇશ્વરના અસ્તિત્વ વિષે) વિશ્વાસ બેસાડી આપવા મારી પાસે દલીલ નથી. શ્રદ્ધાશક્તિ બુદ્ધિશક્તિથી પર છે" (પૃષ્ઠ ૪૭). પણ હવે આ વિજ્ઞાનયુગમાં માત્ર શ્રદ્ધા ઉપર ચાલવું એ અશક્ય-વત્ છે. પં. જવાહરલાલ કહે છે: "ધર્મના પ્રદેશમાં બૌદ્ધિક ગુલામી મનોદશા તેના અનુયાયીઓ ઉપર લાદવામાં આવતી હતી, જ્યારે વિજ્ઞાનની પદ્ધતિથી બુદ્ધિ અને વિચારશક્તિ માટે સ્વતંત્રતાનો નવો પ્રદેશ ઉઘડ્યો હતો. આ બે વચ્ચે કદી મેળ મળી શકે નહિ. વિજ્ઞાન માણસોનાં મનની બારીઓને બંધ કરી આંધળી શ્રદ્ધાને કદી ઉત્તેજન ન આપી શકે. વિજ્ઞાને તો આસમાન ઉપર નજર નાખી તેને પોતાના અંકુશમાં લાવવા પ્રયાસ કરવો જોઇએ. એજ પ્રમાણે એણે નિર્ભયતાથી દોજખની ખાઇમાં પણ ડોકિયું કરવું જોઇએ... ધર્મે વિજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરી સત્યદર્શન માટે બુદ્ધિગ્રાહ્ય પ્રયોગ કરવા જોઇએ અને ધર્મને નામે આજ સુધી અર્થ વગરની જે ચર્ચાઓ ચાલી આવી છે તે પડતી મૂકવી જોઇએ" ('મુંબઇ સમાચાર,' તા. ૧૩:૬:'૩૮).

ઉપરના બંને પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ:

**યોગશાસ્ત્ર** (શ્રી હેમચંદ્રાચાર્યકૃત): સંપાદક તથા પ્રકાશક: ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મંત્રી, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ; પૃષ્ઠ ૬૪+૨૮૮, કિંમત એક રૂપિયો. પુસ્તકનું નામ સહેજ ભ્રામક છે. યોગશાસ્ત્ર સ્વાભાવિક રીતે પતંજલિયોગ સૂચવે છે, જ્યારે આ પુસ્તક તો જૈન કર્મકાણ્ડ, કંઇક અંશે તત્ત્વજ્ઞાન અને તેને માટે ઉપયોગી યમનિયમાદિની ચર્ચા કરે છે. યોગનો પ્રચલિત અર્થ આત્મા ને પરમાત્માના જોડાણનું સાધન વા રસ્તો છે, જ્યારે હેમચંદ્રાચાર્ય તેનો જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર એવો અર્થ કરે છે અને એ દષ્ટિબિંદુથી સમગ્ર પુસ્તક રચાએલું છે. ઉપોદ્ઘાતમાં એકરાર કર્યા પ્રમાણે તેમાં કંઇયે નવીન નથી, બધું જૈનશાસ્ત્રનાં પુસ્તકોમાંથી ભેગું કર્યું છે. ઉપોદ્ઘાતમાં તેનો બચાવ કરવામાં આવે છે કે કોઇ પુસ્તક કંઇયે નવીન આપતું નથી. પણ એ ભૂલવું ન જોઇએ કે દરેક પુસ્તક નવી દૃષ્ટિથી, નવી ભાવનાથી, અને અને નવી રીતે એક ને એક વસ્તુ રજૂ કરે છે. સાધારણ જૂની ઘરેડના માણસને એ કદાચ ઉપયોગી થાય, પણ તર્કનો સહેજ ઉપયોગ કરનારને તે રુચે એમ નથી, નીતિનો ઉપદેશ વા અમલ બીક દર્શાવી ન થઇ શકે, જ્યારે આ પુસ્તકમાં તો 'હિંસા કરનાર સાતમું નરક પ્રાપ્ત કરે છે,' 'વ્યભિચારી કે ચોરનો ઉપાય થઇ શકે, પણ જૂઠું બોલનારનો તો ઉપાય નથી' એવાં વાક્યો આવે છે, જે નિરાશાજનક છે. વળી નીતિથી ચાલનારને સ્વર્ગની લાલચ આપે છે. એ સ્વર્ગ પણ ભોગનાં સર્વ સાધનથી સંપન્ન છે એમ દર્શાવે છે. સ્ત્રીને તો પી તદ્દન નીચી ઉતારી પાડે છે ને તેને સર્વ દોષનું અને દુઃખનું મૂળ ગણે છે, જે ઇષ્ટ નથી. જૈન ધર્મે આપણને અહિંસાનો નવો જ રસ્તો સુઝાડ્યો છે, પણ તેમાં અહિંસાનો અતિરેક થાય છે. મધ, માખણ, બટાટા ન ખવાય, કારણ કે તેથી જંતુઓનો નાશ થાય. ઘરનું કામ, કડીઆનું કામ, લાકડાં કાપવાનું કામ, ગાડાં બનાવવાનું કામ વગેરે વર્જ્ય ગણાયું છે, કારણકે તે હિંસક છે; તો જૈનમૂર્તિ કે મંદિર ઘડાવવામાં તથા તેનું અર્ચનપૂજન કરવામાં ઘણા જીવોની હિંસા થાય, એ વાત શા માટે સ્વીકાર્ય નથી? એમાં અપવાદ શા માટે? અહિંસાનો સિદ્ધાન્ત સંપૂર્ણપણે પાળતો જૈન તો ન જીવી શકે કે ન મરી શકે. તીર્થંકરની શક્તિઓનું ગુણગાન પણ ઘણું અતિશયોક્તિભર્યું ને અસંભવિત લાગે છે. છતાંયે આ પુસ્તક, ગૃહસ્થાશ્રમીનો પણ યોગ સાધનામાં અધિકાર છે અને આ જમાનામાં પણ મોક્ષ સંભવિત છે, એ બે મુખ્ય સિદ્ધાન્તના પ્રતિપાદન માટે ઉપયોગી લેખી શકાય, અને એ મોક્ષ માટે નીતિની જે જરૂરિયાત દર્શાવી છે તે પણ યોગ્ય લેખાય. ઇશ્વરભાઇ

## પ્રસંગકથા

### પાટીદાર ભગિનીસમાજનાં મંત્રીનું અવસાન

પાટીદાર ભગિનીસમાજનાં મંત્રી બેન મણિબેન ગયા (જેઠ) માસમાં સુદિ ૧૧ને રોજ ક્ષયરોગને પરિણામે વડોદરામાં ગુજરી ગયાં, તેની સખેદ નોંધ લેવી પડે છે. પાટીદાર મંડળના પ્રમુખ ભાઇ મગનભાઇનાં એ બેન પુત્રી થાય. ૨૫ વર્ષની ઉમરે ભરજુવાનીમાં એ આશાભર્યાં બેન ચાલતાં થયાં!

### અનેકપત્ની લગ્ન

હિંદુ સમાજમાં અનેકપત્ની લગ્ન તો બહુ પ્રાચીન કાળથી થતાં આવ્યાં છે. પણ દુઃખનો વિષય તો એ છે કે આ સુધરેલા ગણાતા નવજુગમાં ભણેલાં સ્ત્રીપુરુષો એવાં લગ્ન કરે છે. પોતાની પ્રથમ વારની પ્રાકૃત પત્નીને તરછોડીને ભણેલા યુવકો નવી ચકચકિત સ્ત્રીઓને પરણી બેસે છે. અને વધારે દુઃખનો વિષય તો એ છે કે એવી ભણેલી સ્ત્રીઓ પતંગિયાંની પેઠે એવા નવયુવકો ઉપર મોહમૂઢ બનીને પોતાની એક બેનનો ભવ બાળવા તૈયાર થાય છે. આમ સ્ત્રીઓ જ સ્વજાતિનું રક્ષણ કરવાને બદલે તેનું ભક્ષણ કરવા તૈયાર થાય છે!

### श्री आर्यसमाज शरणं मम — ૧

પણ જે લગ્ન વિવર્ણ્ હોય છે અને પ્રતિલોમ હોય છે તે લગ્ન હિંદુ વિધિ પ્રમાણે કર્યાં હોય તો કાયદેસર ગણાતાં નથી. એ સ્થિતિમાં કેટલાક શીખ વિધિએ એવાં લગ્ન કરે છે. પણ શીખ લોકોએ એવાં સગવડીઆં લગ્ન સામે વિરોધ ઉઠાવ્યો. ત્યારે હાલ જ પસાર થએલો આર્યલગ્નનો કાયદો એવા લોકની વહારે ધાયો! સ્વામી દયાનંદ તો અનેકપત્ની કે અનેકપતિ લગ્નની સ્પષ્ટ રીતે વિરુદ્ધ છે, પણ આ નવા આર્યલગ્નના કાયદામાં એવાં લગ્નનો વિરોધ કરતી કોઇ કલમ દાખલ કરવામાં નથી આવી, એટલે એવા લોક એ લગ્નવિધિનું શરણું લે છે. હાલમાં જ અલ્લાહાબાદમાં શ્રી લાલનપ્રસાદ સિંહ, એમ. એ., ટી. ડી., નામે એક રાજપુત યુવકે પોતાનાં એક પત્ની જીવતાં છતાં શ્રી મનોરમાબેન નામે નાગર યુવતી સાથે આર્ય લગ્નવિધિએ લગ્ન કર્યું છે. બંને જણ વિલાયત સુધી ભણી આવ્યાં છે. એ લગ્નના જલસામાં "શ્રી ચિંતામણી, સર તેજ બહાદુર સપ્રુ, ઓન. શ્રી. પી. સપ્રુ, ન્યાયમૂર્તિ યુ. એસ. બાજપાઇ, પ્રો. અમરનાથ ઝા, શ્રીયુત અને શ્રીમતી ભોળાનાથ, ડૉ. ભટ્ટાચાર્ય વગેરે અલ્લાહાબાદનાં અનેક આગેવાન સ્ત્રીપુરુષોએ હાજરી આપી સહકાર આપ્યો એ ખરેખર આપણને દુઃખ ઉપજાવે એવી હકીકત છે" ('સ્ત્રીશક્તિ,' તા. ૫ઃ૬ઃ'૩૮). હજી આપણા દેશનાં અગ્રેસર સ્ત્રીપુરુષોને આવાં લગ્ન

નથી. વરવધૂ વચ્ચે ૧૦ વર્ષથી વધારે ઉમરનો તફાવત ન હોવો જોઇએ, એવા કાયદાનો ખરડો કોઇ સભાસદે વડી ધારાસભામાં લાવવો જોઇએ.

## લોકસેવકને ઘેર લગ્ન

રાજકીય ક્ષેત્રનું વાતાવરણ જેમ જેમ ગરમ થતું જાય છે, અન્ય ક્ષેત્રોનું —ખાસ કરીને સામાજિક ક્ષેત્રનું—વાતાવરણ તેમ તેમ ઓગળી જતું ને ઠંડું પડતું જાય છે એ તો ગમે તેને પણ દેખાયા વિના નહિ રહે. જીવનનાં સર્વ અંગો એકરસ છે અને એકને નિર્બળ રાખ્યે કે કર્યે સબળ અંગ પણ આખરે તો નિર્બળ પડવાનું છે. એવી રીતે સ્વરાજ્ય આવવાનું નથી ને આવશે તો ભોગવવા યોગ્ય થવાનું કે રહેવાનું નથી એ આપણે કદાપિ ન ભૂલવું જોઇએ. મલાતજના ભાઇ શામળભાઇ બહેચરભાઇ પટેલ આર્યસમાજી છે અને રાજકીય સેવાના જૂના જોગી છે, બંને સત્યાગ્રહ સંગ્રામમાં જેલ ભોગવી આવેલા. તેમના મોટા ભાઇ ઇશ્વરભાઇનાં પુત્રી બેન ઇંદ્રબાળાનાં લગ્ન બાકરોલના ભાઇ અંબાલાલ સાથે ગયા વૈશાખ વદિ ૧૧સને રોજ મલાતજમાં આર્યસમાજ વિધિએ થયાં. લગ્નના સર્વ રીતે કર્તાકારવતા ભાઇ શામળભાઇ જ હતા, માટે જ આ પ્રસંગકથા લખવી પડી છે. લગ્નમંડપમાં શુદ્ધ ખાદીનું નામનિશાન ન હતું, વિલાયતી નહિ તો મીલનું કાપડ હશે. લગ્નને દિવસે સવારે ત્રીશેક માણસની જાન ત્યાં ગઇ હતી. ભાઇ શામળભાઇએ 'તે શુભ પ્રસંગે સહકુટુંબ મિત્રમંડળ સહિત પધારવા' આશરે ૩૫૦ કંકોત્રીઓ મોકલેલી તેને અનુસરીને જે આવેલા, તેમાં ગાંધીસંપ્રદાયના કેટલાક મુખ્ય કાર્યકર્તાઓ ધ્યાન ખેંચતા હતા—એમાંના કોઇ કોઇ સહકુટુંબ પણ હતા. બપોરે સાદું ભોજન આપવામાં આવેલું, તેમાં બંને પક્ષનાં મળી જમનાર આશરે ૨૦૦ જણ હતાં. લગ્નક્રિયા પછી રાતના ભોજનમાં આશરે ૩૫૦ જમનાર હતાં, એ મિષ્ટ ભોજનને અંગે ગજી પત્રાળાં તેરેક વાનીઓથી ઘીચોઘીચ ભરાયાં હતાં. એ પ્રસંગે ભાઇ શામળભાઇએ જુદી જુદી સંસ્થાઓમાં રૂા. ૮૦ દાનમાં આપ્યા. આ બધી વસ્તુ-સ્થિતિ વિચારતાં એકંદર ખર્ચ કેટલું હશે તે કળી શકાય. ભાઇ શામળભાઇએ જે કંકોત્રીઓ લખેલી, તેથી રૂા. ૩૦૦ ચાંલ્લાના આવ્યા હશે, એ રકમ હિસાબમાં જમા બાજુએ પડે. છતાં વખતે દેવું કરવું પડ્યું હશે. સમાજસેવક દેશની પરાધીન દશામાં પોતાની આજુબાજુનાં ગરીબ ભાઇબેનને આવો દાખલો આપે અને તેમાં સત્યાગ્રહી મિત્રો તેમને સાથ આપે, ત્યારે તેઓ સ્વરાજ્ય પ્રાપ્ત કરી દેશને સ્વાધીન કરશે ત્યારે તેઓ શું શું નહિ કરે? ગાંધીજીની સ્વરાજ્યભાવના આવી હશે? બેશક આ લગ્નપ્રસંગની આટલી ઉધાર બાજુ જણાવ્યા પછી તેની

### સળી કરીને ખશી જવાની વૃત્તિ

આટઆટલી ફરિયાદો થાય છે, છતાં લોક બાળલગ્નો કર્યે જ જાય છે. એ વિષેની બાતમી ભાઇ વેણીભાઇ તરફ તેમ જ અહીં પણ આવ્યે જાય છે. પણ એ હકીકતો આપનાર ભાઇઓને ફરિયાદો સાબિત કરવાનાં સાધનો તથા કચેરીમાં તે પૂરવાર કરનાર સાક્ષીઓનાં નામ આપવાનું કહેવામાં આવે છે, ત્યારે તેઓ ખશી જાય છે. ગયા અંકની પ્રસંગકથામાં 'સલુણમાં બાળલગ્ન' થયાની હકીકત નોંધી છે. તે બાબતમાં પણ ઉપર પ્રમાણેની હકીકતો માગેલી, પણ બાતમી આપનારે જવાબ સુદ્ધાં આપ્યો નથી. બીજી રીતે પણ જોઇતી હકીકતો મળતી નથી. આ સ્થિતિમાં ફરિયાદો નથી થઇ શકતી એ ખેદનો વિષય છે. આપણા લોકની સળી કરીને ખશી જવાની અને અંગૂઠે કમાડ ઠેલવાની વૃત્તિ ક્યારે જશે? શૌર્યથી પ્રકટ થવાની ને આપણી નિર્બળતાઓનો નાશ કરવાની વૃત્તિ આપણામાં નહિ આવે ત્યાં સુધી આપણી ઉન્નતિ નથી જ.

### કાનમ-વાકળમાં સ્ત્રીકેળવણી

સરકારી યુનિવર્સિટીને ભણતરે આપણી અવનતિ કરી છે, એ તો હવે સાબિત થઇ ચૂક્યું છે, દેશના અનેક વિદ્વાનોએ પણ એ હકીકત સ્વીકારી છે. અને માટે તો એ યુનિવર્સિટીનાં પરિણામોની હું 'પાટીદાર'માં ભાગ્યે જ નોંધ લેઉં છું. પણ એની શાળાકોલેજોમાં ભણનારની કેળવણીની ભૂખ ઉઘડી છે એ તેજસ્પષ્ટ છે. કાનમ-વાકળ એ પ્રકારની યે સ્ત્રીકેળવણીમાં પછાત છે અને તેથી ત્યાંનાં એક બેન વિષે નોંધ લેવી ઇષ્ટ લાગે છે: વાકળના (તા. પાદરાના) સાધી ગામના ભાઇ લક્ષ્મીદાસ લલુભાઇ પટેલ વડોદરામાં વકીલાત કરે છે. તેમનાં પુત્રી બેન સવિતાબેન આ વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયાં છે. કાનમ-વાકળના આખા પ્રદેશમાં એ પરીક્ષા પાસ કરનાર પાટીદાર બેન એ પ્રથમ જ છે. એ બેન કોલેજમાં આગળ અભ્યાસ કરવા ઇચ્છે છે એમ જાણવામાં આવ્યું છે અને એ વાત સાચી હોય તો ભાઇ લક્ષ્મીદાસ પોતાની એ કુમારિકાને એ પ્રકારની સર્વ વ્યવસ્થા કરી આપશે એમ સકારણ માનું છું. અભ્યાસ કરનાર એ બેનને અને તે પ્રકારની અનુકૂળતા કરી આપનાર તેમના પિતાને ખરે જ ધન્યવાદ ઘટે છે. અંગ્રેજી કેળવણીએ બીજું કંઇ નહિ તો આપણને જાગ્રત કર્યા છે અને આપણી પરાધીનતાનું ભાન કરાવ્યું છે.

### "એ ધોલ ચોડી દીધી!

"કાંકય (કુંડલા), તા. ૨૧. કાંકય ગામમાં એક બ્રાહ્મણ બેને ધોરી માર્ગે એક સોનીના છોકરાને બરાબર પાઠ ભણાવી દીધો છે. એ સોનીનો છોકરો જરા વઠેલ છે. તેણે રસ્તે જતી એક બ્રાહ્મણ યુવતીનું કાંડું ઝાલી તેની પાસે અયોગ્ય

માગણી કરી. યુવતીએ છોકરાનું કાંડું સામેથી પકડી લેઇ તેને ઊભો રાખ્યો અને થડાથડ બે ધોલ લગાવી દીધી! યુવતી તરફથી આમ સીધો મેથીપાક મળતાં સોનીનો છોકરો નાશી ગયો. પાછળથી બાઇના પતિએ પણ એ છોકરાની બરાબર ખબર લીધી હતી" ('ગુજરાત સમાચાર,' તા. ૨૪ : ૫ : ૧૯૩૮).

"ચંપલથી નવાજ્યો

"અમરેલી, તા. ૨૬. અમરેલીમાં ગુંડાઓ અને નિર્લજ્જ બનતા જતા યુવાનોનું જોર હમણાં વધ્યું જણાય છે. થોડા દિવસ પહેલાં અત્રેની હાઇસ્કૂલના એક શિક્ષકે એક વિદ્યાર્થિની સાથે અડપલું કરતાં તે વિદ્યાર્થિનીએ એકદમ પોતાના પગમાંથી ચંપલ કાઢીને ચોડી દીધી હતી! આવી રીતે અપમાન થઇ ગયાથી પેલા ભાઇ રસ્તે પડી ગયા અને નવા યુગની નારીને છેડવાનું ભયંકર ફળ ચાખતા ગયા" ('ગુજરાત સમાચાર,' તા. ૨૮ : ૫ : ૧૯૩૮). આમ શિક્ષકજ વિદ્યાર્થિનીના શીલનો નાશ કરવા—વાડજ ચિભડાં ગળવા તૈયાર થાય ત્યારે તો પછી કહેવાનું જ કોને? અને ત્યારે બેનોએ શીલરક્ષણને હેતુએ —આત્મરક્ષણને હેતુએ એવા અધમોને સ્વાદ ચખાડવો એમાં કંઇ ખોટું નથી. સ્ત્રીજાતિ ઉપર માલકીપણાના ભોગવટાનો હક કરનાર પુરુષજાતિને એથી ભલે અપમાન લાગે, પણ હું તો એવી શૂરી વીરાંગનાઓને નમસ્કાર કરૂં છું.

"ધર્મશાળા ખુલ્લી મુકાઇ

"ખંભાતના વતની લેઉઆ પાટીદાર જ્ઞાતિના શ. મગનલાલ હરગોવિંદદાસનાં વિધવા પત્ની બાઇ વિજકોરે એક ધર્મશાળા બંધાવી, તે યાત્રાળુઓ માટે ખુલ્લી મુકાઇ છે. આ ધર્મશાળા ખુલ્લી મૂકવાની ક્રિયા અમદાવાદની એશિયાટીક વીમા કંપનીના મેનેજર મિ. ચંદ્રશંકર જી. ત્રિવેદીને હાથે એક ભવ્ય મેળાવડા સમક્ષ ચાલુ અઠવાડિયામાં કરવામાં આવી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં એ બાઇએ આજ સુધીમાં આશરે એક લાખ રૂપિયાની જુદાં જુદાં ધાર્મિક ખાતાંમાં કરેલી સખાવતો માટે તેમનાં વખાણ કર્યાં હતાં." ('ખેડાવર્તમાન, તા. ૮ : ૬ : '૩૮). ખરેજ એ બેનને આવાં મોટાં દાન માટે ધન્યવાદ ઘટે છે.

પ્રેતભોજન બંધ

(૧) ઓડના ભાઇ ચુનીભાઇ મુનદાસનાં માતુશ્રી ગયા વૈશાખમાં ગુજરી ગયાં. ભાઇ ચુનીભાઇએ તેમની પાછળ કાણુંમાંકણું બંધ રાખી હતી, પ્રેતભોજન જમાડયું નહોતું અને સંબંધીઓ તરફથી બારસોના રૂપિયા આવેલા તે પણ પાછા વાળેલા. (૨) આણંદ તાલુકાના ભરોડાના ભાઇ લલુભાઇ ગયા વૈશાખમાં અપુત્ર ગુજરી ગયા. તેમના જમાઇ તે ઓડના ભાઇ જમનાદાસ દાદાભાઇ

પટેલે તેમની પાછળ પ્રેતભોજન જમાડયું નહોતું ને તેમના સ્મરણાર્થે શાળા વગેરે સંસ્થાઓમાં રૂા. ૭૦૦ને આશરેનું દાન કર્યું. આ ભાઇઓને ધન્યવાદ ઘટે છે.

"રૂા. ૫૦૦નું ટ્રસ્ટ ફંડ

"નડીઆદના વતની અને કરજણમાં વકીલાત કરતા શ્રી. ઝવેરભાઇ કિશોરભાઇ પટેલે પોતાના કાકા સ્વ. શ્રી. મથુરભાઇ ઈશ્વરભાઇ પટેલના સ્મરણાર્થે રૂા. ૫૦૦નું ટ્રસ્ટ ફંડ ખેડા જિલ્લા હરિજન સેવક સંઘને આપ્યું છે. તેના વ્યાજનો ઉપયોગ હરિજન બાળકોને સ્લેટ, પેન તેમ જ ફી વગેરે આપવામાં કરવાનો છે" ('ખેડાવર્તમાન,' તા. ૮:૬:'૩૮). હરિજન ભાઇઓ પ્રત્યે સહાનુભૂતિ રાખનાર આ ભાઇ ઝવેરભાઇને ધન્યવાદ ઘટે છે. દો, દો, દાન દો, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

ભ્રમશોધન

ગયા વૈશાખના 'પાટીદાર'માં પૃષ્ઠ ૩૩૨ ઉપર 'બળવાના અનેક પ્રસંગ' વિષે પ્રસંગકથા છે. જુદે જુદે બે સ્થળેથી એકજ પ્રકારની હકીકત મળેલી, તે જ ઉતારી તેમાં જણાવેલું, કે "સોજીત્રાના પટેલ જુગલભાઇ શિવાભાઇ ધર્મજના પટેલ લાલાજી તુળશીભાઇની પુત્રી બેન કમળા સાથે લગ્ન કરવા આવનાર છે. કન્યાની ઉમર કરતાં વરની ઉમર ત્રણ ગણી એટલે કે ૪૫થી ૫૦ સુધીની છે." પણ ભાઇ જુગલભાઇ પોતેજ મને લખી જણાવે છે કે "મારી ઉમર વર્ષ ૩૪ પૂર્ણ થઇ ૩૫મું વર્ષ ચાલે છે." 'પાટીદાર'ની એ ભૂલભરી હકીકતથી એ ભાઇને જે કંઇ માનહાનિ થઇ હોય તેને માટે ક્ષમા માગું છું.

કોઇ બેનનો નનામો પત્ર

અહુણાજ 'કોઇ જ્ઞાનઋણી પુત્રીતુલ્ય એક બેન'નો લાંબો પત્ર મળ્યો છે. પત્રમાં એ બેને પોતાનું સ્પષ્ટ નામઠામ આપ્યું નથી. બીડેલો કાગળ પણ રેલ્વેમાં નાખ્યો છે, એટલે કઇ પોસ્ટ ઓફીસમાંથી ઉપડ્યો તે પણ જાણી શકાતું નથી. પત્રમાં મારા 'લગ્નપ્રપંચ' પુસ્તકની ખૂબ પ્રશંસા કરી છે અને પોતાની તથા પોતાના પતિની ઉન્નત ભાવનાઓ વર્ણવી છે. એ આખો પત્ર 'પાટીદાર'માં છપાય એમ એ બેન ઇચ્છે છે. પણ મારી જાણ માટે પણ જે ભાઇ કે બેન પોતાનું નામઠામ મને જણાવે નહિ તેના લેખ કે પત્ર 'પાટીદાર'માં લેઇ શકું નહિ. માટે 'પાટીદાર'નો આ અંક તે બેનના હાથમાં જાય અને આ પ્રસંગકથા એમના વાંચવામાં આવે તો તે મારી જાણ માટે તો પોતાનું નામઠામ મને જરૂર મોકલે, જેથી એ પત્ર 'પાટીદાર'માં છાપવાની વ્યવસ્થા થઇ શકે.

—*—

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ વર્ષ ૧૫ | આણંદ | શ્રાવણ અંક ૧૦

## ધારાળાના ગોર: રવિશંકર મહારાજ

[ચરોતર પ્રદેશના જે ભાઇઓએ વા બેનોએ અભ્યાસની ખાસ નિપુણતા મેળવી હોય અથવા સેવાનાં કાર્યોમાં ખાસ ખ્યાતિ મેળવી હોય તેમના જીવનપ્રસંગોની 'ચરોતર'માં નોંધ લેવાનો વહીવટ રાખ્યો છે. તે ધોરણે ચરોતરના અજ્ઞાત - હવે પ્રસિદ્ધ થએલા - તપસ્વી શ્રી. રવિશંકર મહારાજ, જેમના અસાધારણ ત્યાગ, સેવા, અને પરિશ્રમને પ્રતાપે ધારાળા જેવી પછાત અને ગુનેગાર ગણાતી કોમોમાં પણ પલટો આણ્યો છે, તેમના જીવનના કેટલાક પ્રસંગો 'ફુલછાબ,' તા. ૪ ફેબ્રુઆરી, ૧૯૩૮ના અંકમાંથી નીચે ઉતાર્યા છે. —**મોતીભાઇ ન. અમીન**]

* * *

ખેડા જિલ્લામાં મહી નદીના વખંભર કાંઠા ઉપર બહાદુર ધારાળાઓની વસતિ રહે છે. બહાદુર પણ ચોર, ડાકુ અને ખૂની: એમને સરકારી જેલો, ફટકા કે ફાંસીઓ વશ નથી કરી શક્યાં. પોલીસ ખાતાં એને પૂરાં ન પડ્યાં.

મહેમદાવાદનો એક બ્રાહ્મણ: ધંધે શિક્ષક, સંસ્કારે જૂનવાણી, અંગ્રેજીથી અણઅભડાયો; દુબળો ને સુકલકડી, ગામડિયો ને ગમારમાં ખપે તેવો. નામ એનું રવિશંકર. હત્યાઓની અહલ્યાઓ કરનાર ગાંધીજીને એ સાંપડ્યો. સૌ ગાંધીશિષ્યોથી નોખે માર્ગે એના પગની ડાંફો પડી.

૧૯૧૪નો એ રવિશંકર બામણો, આજના એ રવિશંકર મહારાજ. બાળ-બુદ્ધિ, ચોર, ડાકુ ને ગળાકાપુ ધારાળાઓના એ દાદા અને પરમેશ્વર. ગુનેગાર કોમના એ ગુરુ અને મુક્તિદાતા.

વડોદરાની અને જિલ્લાની પોલીસ આજે ગુનો ન પકડાય ત્યારે રવિશંકર મહારાજનું શરણું ગ્રહે છે. ફાંસીને ગાંચડેથી એ અપરાધીઓને ઉગારે છે. પોલીસને એ સુખે સૂવા આપે છે.

૨

સૌ એમને મા'રાજ કહે. અમને એ નામ તોછડું લાગ્યું. અમે એમને દાદા કહેતા અને હતા પણ અમારા દાદા જ. જેલમાં અમે 'બાળા' તરીકે ખપતા. અને અમને સાચવવા સુપ્રિંટેણ્ડેણ્ટે દાદાને અમારી વચ્ચે અમારી સંભાળ માટે મૂકેલા.

રોજ રાતે બૅરેક બંધ થાય અને અમે સૌ 'બાળા'ઓ દાદાની આસપાસ વીંટળાઇ વળીએ અને પછી દાદાજીની વાતો ચાલે. દાદાને વાતો કહેવા માટે થોડું બીજે ક્યાંય જવું પડે એમ હતું! તેમની પાસે તો પોતાના જ અનુભવોનો મોટો ભંડાર હતો. રોજ એમાંથી નવી નવી વાનગીઓ આપ્યા કરે.

મેં એક દિવસ દાદાને કહ્યું: 'આ બધા અનુભવો તમે લખી રાખ્યા છે? એમ થાય તો ઘણાને માર્ગદર્શક થઇ પડે એવા છે.'

'વાત સાચી. પણ મને લખવાનું ફાવે નહિ. હું તો એક ચિઠ્ઠી લખવા કરતાં બે ચાર ગાઉ ચાલીને મોઢે સમાચાર આપી આવું.' દાદાએ જવાબ આપ્યો.

દાદાએ પોતાનું મહાપર્વ શરૂ કર્યું. અમે સૌ વિસ્મયચિત્તે એનું શ્રવણ કરતા. હું એ પ્રસંગો જેલમાં કાગળ ઉપર ઉતારતો ગયો. એનું દળ તો એક નાનકડા ઇતિહાસ જેટલું બન્યું. હું હરખાતો હતો. આ એક વ્યક્તિનો ઇતિહાસ એક સમૂહની તવારીખ જેવો બનશે અને લોકસેવકોને એ માર્ગદર્શક બનશે. પણ જેલસત્તાવાળાઓને એમાં સંપૂર્ણ રાજદ્રોહની ગંધ આવી અને છૂટતી વખતે એ નોંધ મને ન મળી. પરિણામે એ જીવતા જીવનનું સાહિત્ય ઉધઇઓનો નાસ્તો થતો હશે.

પણ એ પ્રસંગોમાંથી સ્મરણ ઉપર જે જે જડાઇ ગયા છે એ છૂટક છૂટક મારી અધૂરી ભાષામાં ઉતારવા પ્રયાસ કરું છું.

૩

ગાંધીજી આફ્રિકેથી હિંદ પાછા ફર્યા. અને બેચાર વર્ષમાં તો એમનું નામ દેશને ખૂણે ખૂણે ગામડાંઓમાં પ્રસરી ગયું. કોઇ પ્રખર રાજકીય આગેવાન તરીકે નહિ, પણ એક સાધુચરિત મહાત્મા તરીકે.

દાદાએ પણ બાપુજીનાં એક મહાત્મા તરીકે નામ અને પ્રશંસા સાંભળ્યાં. ધારાળાના બેત્રણ જુવાનડા મિત્રોને લેઇ દાદા મહાત્માજીનાં દર્શન કરવા અમદાવાદ આવ્યા.

ઓરડીમાં પેસતાં જ સામે એક વ્યક્તિ બેઠેલી હતી. રુઆબદાર, પ્રભાવશાળી, સફેદ ખાદીનાં ઊજળાં દૂધ જેવાં કપડાં, નાકની દાંડલી ઉપર ચશ્માં અને સામે ટપાલનો મોટો ઢગલો.

એને મહાત્મા ગાંધી ધારી એમને બારણામાં પેસતાં જ પ્રણામ કરી દાદા અને એમના મિત્રો એમનાથી થોડે દૂર જઇને બેઠા.

બોલે તો શું? ક્યાંય સુધી એમના સામું જોતા બેઠા રહ્યા.

થોડી વારે શહેરના થોડા આગેવાન શહેરીઓ ગાંધીજીને મળવા આવ્યા. ઓરડીમાં પેઠા. એક ખૂણામાં એક સુકલકડી દેહ 'નવજીવન' માટે પોતાના પુરુષાર્થનું નવનીત – આત્માનો નીચોડ કાગળ ઉપર ઉતારી રહ્યો હતો. શહેરીઓ એમને નમન કરી એની પાસે બેઠા.

'ભોળા ભારી થયા. મહાત્માજી તો ઓલ્યા, આ નહિ.' દાદાને ભૂલ સમજાઇ. અને મોઢું ફેરવીને પ્રણામ કરી એની પાસે બેઠા.

દાદાએ 'નવજીવન' વાંચવું શરૂ કર્યું. અને ખરેખર ત્યારથી તેમનું નવજીવન શરૂ થયું. ત્યાર પહેલાં દાદા સુરત આર્યસમાજી હતા. નાની ખેડ હતી, યજમાનો હતા.

એમણે ગામમાં રેંટિયા શરૂ કર્યા. ખાદીનું કામ શરૂ કર્યું. પ્રસંગોપાત્ત ફરવા પણ માંડયું. એક વાર કસ્તુરબા સાથે કોઇ ગામમાં ફરવા ગએલા. કસ્તુરબાને તો એ ગામમાં ખાદીઉત્પત્તિનું કામ કેવું થઇ શકે તેમ છે એ જેવું હતું. ગામ ઘણું સારું હતું અને કામનો ઘણો અવકાશ હતો. કસ્તુરબાએ દાદાને કહ્યું: 'કેમ મારી સાથે અહીં રહેશો ને?'

દાદાએ ત્યારે ઘર છોડયું ન હતું; એમણે અશક્તિ બતાવી.

આજે પણ આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં દાદા કહે છે: 'મને ના પાડવા બદલ આજે પણ શરમ આવે છે. જો મેં એ દિવસે બાની ઇચ્છાને માન આપી ત્યાં કામ શરૂ કર્યું હોત તો ગામમાં કામ ખીલી નીકળત.'

૪

એક બહારવટીઆએ આ પ્રદેશમાં (ખેડા જિલ્લામાં) કાળો કેર વર્તાવ્યો. કાઠીઆવાડના જોગી જેવા બહારવટીઆમાં અને અહીંનામાં ફેર. કાઠીઆવાડના બહારવટીઆ ન્યાયને માટે, હકને માટે બહારવટાં ખેડતા. ચારિત્ર્યશુદ્ધિ એ એમનો પાયો ગણાતો. પણ આ તો મહાચોર – લૂંટારો. એકાદ ખૂન કર્યા પછી સમસ્યાએ ફાંસી તો મળવાની જ હતી એટલે નીકળ્યો બહારવટે.

લોકો ત્રાહિ ત્રાહિ પોકારી ગયા.

દાદાએ નિર્ણય કર્યો. આને કોઇ હિસાબે મળીને સમજાવવો જોઇએ.

એક દિવસ રાત્રે દાદા એક ગામથી બીજે ગામ જવા નીકળ્યા. અંધારીઆના દિવસ. એક ઘાટી ઝાડી. ચારે બાજુ સ્મશાનની શાન્તિ છવાઇ ગએલી.

દાદા ઉતાવળી ગતિએ ચાલ્યા જતા હતા, તેવામાં અચાનક એમની છાતી ઉપર એક પંજો પડ્યો અને દાદાને પાછા ધકેલવા લાગ્યો.

'પણ તું છો કોણ એ તો કે'?' દાદાએ શાન્તિથી પ્રશ્ન પૂછ્યો.

એ હતો બાજુના ગામનો એક ધારાળો જુવાન. રસ્તામાં બહારવટીઆનો પડાવ પડ્યો હતો. દાદા જાય તો જાનથીજ મારી નાખે. દાદાને એ રસ્તે જતા રોકવા માટે એણે એની છાતી ઉપર હાથ મૂકી પ્રયત્ન કર્યો. દાદાએ એને સમજાવી બહારવટીઆનો પત્તો મેળવી બહારવટીઆની દશ સાંધી. મહી નદીનાં ઊંડાં કોતરોમાં વ્યવસ્થિત લડાયક લશ્કરની છાવણી પેઠે કડક વ્યવસ્થા અને ચોકી હતાં. બધું વટાવી બહારવટીઆની પાસે પહોંચ્યા. પોતાનાજ ભાઇઓ ઉપર ત્રાસ ન ફેલાવવા ખૂબ મનાવ્યો. બહારવટીઆએ દલીલ કરી:

'પણ હું તો આપણા ભલા માટે કરૂં છું. સરકાર સામે ગાંધીજીએ લડાઇ માંડી છે. અમારેય એમને સાથ દેવો જોઇએ ને? અમે એને ડ્વરાવવાનો આ માર્ગ લીધો છે.'

'અરે ભલા માણસ! પણ તું સરકારને ડવરાવવા જતાં આપણા માણસોની ખો બોલાવછ એનું કાંઇ? ગાંધીજીનો મારગ સાવ નોખો. અને આ તારાં બારવટાંથી તો સામું ગાંધીજીનું કામ અધરૂં થવાનું.'

આ રીતે એને ખૂબ સમજાવ્યો. ગાંધીજીને મળવાની બહારવટીઆએ ઇચ્છા દર્શાવી. મુલાકાત ગોઠવી, પણ દરમિયાન બાપુજી પકડાઇ ગયા અને બહારવટીઆ મળી ન શક્યા. બહારવટીઆએ ત્યાર પછી ધાડ પાડીને વણકરોને ત્યાંથી ખાદીના તાકા લૂંટી એની ખાદીની ટોપીઓ સીવરાવી અને એની વહેંચણી કરેલી અને ત્યાર બાદ તે એક રમખાણમાં માર્યો ગયો.

બાપુજી બહારવટીઆને મળી તો ન શક્યા; પણ જેલમાં જતાં જતાં દાદાને આ કામમાં કામ કરવાની સલાહ આપતા ગયા. અને ત્યાર બાદ દાદાએ પણ ચોરલૂંટારાના વર્ગમાં અદ્ભુત કામ કર્યું.

૫

દાદાની સ્થિતિ હમેશાં પરિવ્રાજક જેવીજ રહી છે. જ્યાં લોકો મુશ્કેલીમાં આવ્યા એટલે દાદા હાજરજ છે, પછી ગમે તેવું કામ હોય. એક વખત દુષ્કાળ જેવી સ્થિતિ હતી. જિયારણના ભાવ ખૂબ વધી ગયા. એમાં વેપારીઓ પોતાનો અમર્યાદ નફો ચડાવવા લાગ્યા. ખેડૂતોની આંખો ચાર થવા લાગી. દાદાએ તુરત બે ગધેડાં ઉપાડ્યાં. શહેરમાં ગયા, લાગવગવાળા મોટા વેપારીઓ સાથે સોદો કર્યો. બે ગધેડાં ઉપર ચણા ભરી ગામડામાં આવ્યા અને સસ્તે

ભાવે બિયારણ વહેંચ્યું. એ થઇ રહ્યું એટલે બીજું લેઇ આવ્યા. આમ ૨૫૦ મણ જેટલું બિયારણ ગામડાંમાં વહેંચ્યું. લોકોમાં મા'રાજ! મા'રાજ! થઇ રહ્યું.

૬

દાદા એક ગામડામાં બેઠા હતા. ત્યાંથી કાર્યક્ષેત્ર ફેરવવાનું થયું. થેલી લેઇને ઊપડયા. એ તો ઊડતું પંખી, લીલું ભાળે ત્યાં બેસે, નહિ તો ઊડયા કરે. જ્યાં લોકોને જરૂરિયાત હોય, મુશ્કેલી હોય, દુઃખ હોય ત્યાં બેસે, લોકોનું દુઃખ પોતાનું કરી લે.

ચાલતાં ચાલતાં રાત્રે એક ગામડામાં વિસામો કર્યો. ચોરા ઉપર ઉતારો કર્યો. એમની લોકોમાં ભળી જવાની કળા તો અજબ છે. ગમે તેવા અજાણ્યા સમૂહમાં પણ દાદા પ્રવેશ કરે એટલે જાણે જુગજૂના કોઇ જાણીતા આપ્તજન મળ્યા.

અહીં પણ એમની પાસે ગામના ઠીક ઠીક લોકો ભેગા થઇને બેઠા હતા. વાતો ચાલતી હતી. ત્યાં તો ઢુબાંગ ઢુબાંગ ઢુબાંગ ••• ઢોલ ટીપાણો. થોડીવારે ફરી ટીપાણો. 'આ વળી આટલી મોડી રાતે શું?' દાદાએ પૂછ્યું.

'હાજરીનો ઢોલ'

'હાજરી શેની?'

'આ અમારૂં ગામ આખું ચોર ઠર્યું છે. બધાયની અત્યારે હાજરી નોંધાશે. દિવસમાં ત્રણ વાર હાજરી કરાવવાની. નાનાં ધાવણાં છોકરાં છાંડીને કોઇ માણસ બાકી નહિ રહે. સૌ આંઇ ભેળા થાશે.'

'અને ગામ ગમતરે જાવું હોય ત્યારે?'

'ત્યારે પરવાનગી મેળવવાની, મુખીપટેલનાં ખીસાં ભરવાનાં; એમ ને એમ પરવાનગી મળે નહિ.'

દાદા તો તાજુબીમાં ડુબી ગયાઃ 'આખું ગામ ચોર? પાંચ વર્ષનું છોકરૂં તેય ચોર? આખું ગામ જેલમાંજ કે બીજું કાંઇ?'

ધીરે ધીરે આખું ગામ ચોરામાં આવીને બેઠું. ડોસાડોસીઓ, જુવાન સ્ત્રીપુરુષો અને છોકરાં બધાંની મુખીએ હાજરી પુરી. ૪૦૦ માણસની વસતિમાં ૩૫૦ની હાજરી!

દાદાને તો 'અડે હી દ્વારકા' થઇ.

તેમણે લોકોને પૂછ્યું: 'શું કામ આ હાજરીનું આલ પેઠું?'

'બાપુ, કોઇ અળવીતરાઇ કર્યા વિના રયે નંઇ ને! અને એકને વાંકે આખા ગામ ઉપર દંડ.'

'અને આ લાકડું નીકળી જાય તો?'

'તો તો તમે અમારા પરમેશ્વર.'

'પણ ચોરી લૂંટ કાંઇ થાવું ન જોઇએ.'

'ન થાય. અમારૂં વચન ન જાય.'

'તમારો જામીન થાઉં. પણ પછી મારેજ મરવું ન પડે, હાં.'

'એમાં ન કહેવું પડે, મા'રાજ.'

દાદાએ બધી હકીકત મેળવી. સીધા વડોદરા ઊપડ્યા. પોલીસ અમલદારોની સારી ઓળખ હતી. ત્યાર પહેલાં પણ દાદાને આ ચોરલૂંટારાના વર્ગમાં કામ કરવા એમણે વિનંતી કરેલી.

દાદા એમની પાસે પહોંચ્યા. પોતાની જામીનગીરી ઉપર આ એક ગામની હાજરી કાઢી નાખવાની માગણી કરી.

'ભારે પડી જશે, હાં.'

'વાંધો નહિ. અખતરો કરવા દો. જો સફળ થાશે તો બધાય માણસોની હાજરી જશે. તમારે એનું ખર્ચ કેટલું છે! અને લોકોનું પતન કેટલું છે!

પોલીસ અમલદારે એ ગામની હાજરી રદ કરી. દાદા હુકમ મેળવી ગામ પાછા આવ્યા. લોકોએ ઉત્સવ માણ્યો.

ધીરે ધીરે કરતાં પાંચ હજાર જેટલા માણસો ઉપરથી આ રીતે હાજરીની ધુંસરી કઢાવી. આ પાંચે હજારના મનમાં દાદા પોતેજ પરમેશ્વર છે.

૭

પણ આ જવાબદારી ઓછી ન હતી. હાજરી નીકળ્યા પછી એક પણ ચોરી થાય એની જવાબદારી દાદાની હતી. અને એ કસોટીમાંથી પણ દાદાને પસાર થવું પડ્યું.

એક કોઇ સોદાગર ગધેડાં ઉપર તલના કોથળા લાદીને ચાલ્યો જતો હતો. ધારાળા ચોરીની કળામાં ભારે નિપુણ હતા. સોદાગરનું ધ્યાન ચૂકવી ચાલતા ગધેડા ઉપરથી થોડી ગુણો ઊપડી ગઇ.

સોદાગરે ગામમાં આવી ફોજદાર પાસે ફરીઆદ નોંધાવી. દાદાને પણ ખબર પડી.

બધાને સમજાવવાના પ્રયાસ કર્યા. ત્રણ ચાર દિવસ સુધી નામચીન ચોરને ત્યાં ફરી વળ્યા. કોઇએ જવાબ ન આપ્યો. દાદા પાસે બીજો માર્ગ ન રહ્યો. બધાને એકઠા કર્યા. પોતાની જવાબદારીનો ખ્યાલ આપ્યો અને જ્યાં સુધી ચોરી કરનાર ભાઇ એનો સ્વીકાર કરી ચોરીનો માલ પાછો ન આપે ત્યાં સુધી અનશન વ્રતની જાહેરાત કરી.

લોકો હેબત ખાઈ ગયા. એક શિવજીના મંદિરમાં દાદા શાન્તિથી ઉપવાસ ખેંચવા લાગ્યા. એક, બે, ચાર, સાત, આઠ ઉપવાસ થઈ ગયા છે. ભક્તજનો દાદાને શાતા ઉપજાવવા પ્રયાસ કરે છે.

એક દિવસ મોડી રાત્રે અંધારામાં બે જણાએ બુકાની બાંધી દાદાની ઓરડીમાં પ્રવેશ કર્યો. દાદા એકલા સૂતા હતા.

એક જણે દાદાનો અંગુઠો હલાવ્યો. દાદા બેઠા થયા. 'કેમ ભાઈ?'

એક જણ આગળ આવ્યો. દાદાના હાથમાં રૂ. ૫૦ની ચોકડી મૂકી.

'શેના ભાઈ?'

'આ પેલા તલ ચોરાણા છે ને? એના. તમે અમારે આંગણે ઉપવાસ કરો તો અમને બ્રહ્મહત્યા લાગે. તલ તો ચોરીને ખેતરમાં દાટયા'તા. બીજે દિ વરસાદ પડ્યો અને બધાય પલળી ગયા. એટલે સાવ નકામા ગયા. પણ આ એની કિંમતના રૂ. ૫૦ અને આ દૂધની ટબુડી. કરો પારણું.'

'ભાઈ, મારે રૂપીઆનું કામ નથી, માણસનું કામ છે. રૂપીઆ તો જેને કહું એ આમ દેવા તૈયાર થાય. મારે તો ગામમાં ચોરી ન જોઈએ. જેણે ચોરી કરી હોય એ મોઢું બતાવે. આપણા ગામને ભેળું કરી એમની પાસે ભૂલ સ્વીકારે અને ફરી ન કરવાની પ્રતિજ્ઞા લે. એ વિના ઉપવાસ ન છૂટે.'

બન્ને જણા નિરાશ થયા.

નવમો દિવસ, દસમો દિવસ; રાત પડી. ફરી બે બુકાનીદારે પ્રવેશ કર્યો. એક જણાએ બુકાનું છોડ્યું. દાદાના પગમાં પડ્યો, 'મા'રાજ! માફ કરો. નિરાંતે ઊંઘ આવતી નથી. આ તમારા ચરણમાં માથું મૂકું છું. મારવો ઉગારવો તમારા હાથમાં છે.'

દાદાએ દીવો કર્યો. જુવાનને ઓળખ્યો, 'તારો વાળ વાંકો નહિ થાવા દેઉં. પણ કાલે ગામનું પંચ ભેળું કરી એની રૂબરૂમાં એકરાર કરવાનો.'

'મા'રાજ, આટલાથી માફી આપો તો?'

'ના, એ ન બને.'

બીજે દિવસે ગામપંચ મળ્યું. ચોરી કરનારે એકરાર કર્યો. દાદાએ પારણું કર્યું. સોદાગરને પૂરતી કિંમત મળી.

૮

એક વખત કોઈ વેપારીની દુકાનમાંથી ઘીના ડબા ચોરાયા. એક વખત કોઈના ઘરમાંથી માંડવી ચોરાણી. આમ છૂટક છૂટક ચોરીઓ થઈ. અને ઘણી વાર દાદાને ચાર, આઠ, દસ, પંદર ઉપવાસ કરવા પડેલા. એક વખત તો

એક ગામમાં આઠ ઉપવાસ કર્યા. આઠમે દિવસે ચોર આવીને કબુલાત કરી ગયા. પારણું કરીને કોઇ અગત્યને કામે બાજુના ગામમાં ગયા, ત્યાં પણ ચોરી થઇ હોવાથી બીજેજ દિવસે પાછા ઉપવાસ શરૂ કરવા પડયા અને સાતમે દિવસે એનું પરિણામ આવ્યું.

રાજ્યનો નિયમ છે કે ચોરીના કામમાં પોલીસ સિવાય કોઇ ચોરેલા માલને કબજે લેઇ ન શકે. ચોરીને પ્રસંગે ફોજદારે તપાસ કરવામાં બાકી ન રાખી, પણ પત્તો ન ખાધો. અંતે દાદાના તપનો તાપ ચોર જીરવી ન શકયા અને દાદા પાસે કબુલાત કરી ચોરીનો માલ દાદાને ચરણે ધર્યો. ફોજદારને તો પોતાની આબરૂ ગઇ હોય એવું લાગ્યું. અને દાદા ઉપર ફોજદારીનો કેસ કરવાની પણ તૈયારી કરેલી.

૯

એક ગામમાં કોઇ ખૂન થયું હશે. ગામ ભારે ખટપટી. બે જબર પક્ષ પડી ગએલા. ગામના પટેલીઆઓએ વિરોધી પક્ષ ઉપર આળ ઓઢાડી એમને કોર્ટમાં ધકેલ્યા. જુઠી જુબાનીઓ પડી. ૭ જણાને ફાંસીની સજા ફરમાવાઇ. દાદા એ વખતે નાશિક જેલમાં. એ સમાચાર સાંભળ્યા અને દાદા સડક થઇ ગયા! નસીબજોગે થોડાજ વખતમાં મુદત પુરી થઇ અને છૂટા થયા. સીધા આ ગામમાં આવ્યા. બધી તપાસ કરી. સાચી હકીકત જાણી લીધી. સજા પામેલા સાતે ભાઇઓ નિર્દોષ છે એની ખાત્રી કરી લીધી. સીધા વડોદરા પહોંચ્યા. અમલદારોને મળ્યા, સાચી હકીકત જણાવી. ફરી કેસ ચાલ્યો. સાતે જણા નિર્દોષ છૂટયા!

ફાંસીની સજા પામેલા એ સાતે ભાઇઓ માટે તો દાદા ભગવાન ઠર્યા. અને પેલા પટેલીઆઓનો આખો પાસો ઊંધો પડ્યો એટલે એમને મન તો દાદા કાળ ઠર્યા.

દાદા એ ગામમાં દાખલ થયા. અને પટેલીઆનો રોષ ફાટી નીકળ્યો. નાનાં નાનાં છોકરાંને ચડાવ્યાં. દાદા બજારમાંથી નીકળ્યા. પાછળ છોકરાંનું ટોળું ધૂળ ઉડાડતું જાય, પથરા ફેંકતું જાય, ગાળોનો વરસાદ વરસાવતું જાય. છોકરાંઓને શું સમજાવવાં? હસતા હસતા દાદા આગળ ચાલ્યા.

એક ધારાળાને ત્યાં જઇ દાદાએ ઉતારો કર્યો. રાતે બધા ધારાળા દાદા પાસે એકઠા મળ્યા. દાદા ઉપરના વીતકની બધાને ખબર પડી. એક જુવાનનું લોહી તપી આવ્યું.

'મા'રાજ એક વાર, એક થોડીક વાર રજા આપોને તો બધાયની ગળચી મચડી નાખીએ.'

'અરે ગાંડીઆ એવું બોલાય નહ.' દાદાએ એને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો.

'પણ મા'રાજ! અમથા ય તે મોતના મોઢામાં તો ઓરાણાતા. તમે અમને જિવાડ્યા અને તમારે માથે કોડી એકના માણસ ગાળ કાઢી જાય? એક વાર હા પાડો એટલી વાર છે. તમે જોતા શે' ને બધાયની ડોકી મયડી નાખીએ.'

'આપણાથી એવું ના થાય ભાઇ. ડોકી મરડ્યે શો ફાયદો થવાનો અલ્યા તને? અને એમાં એનેય શો ફાયદો થવાનો? એને રીહ ચડે તે ગાળો ના આલે? સમજશે એટલે એની મેળે ટાઢા પડી જાહે.'

જુવાન માંડ માંડ શાન્ત પડ્યો. હિંસક, ચોર, લૂંટારા ઉપર દાદાની આ અસર.

૧૦

'બોલો, ગૂજરાત પોતાનો કેટલો ફાળો આપશે?' બાપુએ પૂછ્યું.

'જેટલો થાશે એટલો તો કરશું જ ના?' અબ્બાસબાપુએ જવાબ દીધો.

'થાશે એટલો નહિ. રકમ નક્કી કરો. અને ઓછો રહે એટલો ઘરમાંથી પૂરો કરો.' બાપુ હસી પડ્યા.

ગૂજરાત માટે રકમ મુકરર થઇ. અબ્બાસબાપુએ બાપુજીનું અનુકરણ કર્યું, સૌ કાર્યકર્તાઓને બોલાવી સૌને મુકરર રકમ સોંપી આપી.

દાદાને બોલાવી અબ્બાસબાપુએ પૂછ્યું. 'બોલો કેટલા રૂપીઆ એકઠા કરી આપશો?'

'પૈસાનું કામ મારૂં નહિ. બે પાંચ આંટા મારવા હોય તો મારી આવું. બાકી ગામડાંમાં વસતિને ખાવા ધાન નથી, એમાં પૈસા કોની પાસે માગુ?'

'ના, ના. પાંચ હજાર તો એકઠા કરી આવવા જ જોશે.' હુકમ થયો.

દાદા વિચારમાં પડ્યા. કોઇ દિવસ પાઇનું પણ ઉઘરાણું કર્યું નથી. પૈસા સિવાય જેટલાં થઇ શકે એટલાંજ કામ કર્યાં છે અને શીખ્યાં છે. બાપુનું વાક્ય મદદે આવ્યું. 'ઓછા રહે એ ઘરમાંથી પૂરા કરો.' દાદા સીધા ઘેર આવ્યા.

પત્નીને બોલાવ્યાં, વાત કરી. અને ઘરથી માલમિલકત બધું જો ફાળામાં આપી દઇએ તો રૂ. પાંચેક હજાર થઇ જાય તો થઇ જાય એમ જણાવ્યું.

પણ પુત્રોની માતા એકાએક આ કેમ સ્વીકારે?

'તમારે બાવા થાવું છે. છોકરાંને બાવા નથી થાવું.' સહચરીએ સીધો જવાબ દીધો.

દાદાની મુશ્કેલી વધી. ઘડીભર મૌન સેવી, ઊંડા ઊતરી બધું માપી લીધું. ગણતરી કરી લીધી અને પછી ધીરેથી બોલ્યા.

'જુઓ, મારે રૂા. ૫૦૦૦ એકઠા કરવા છે. મને એકઠા કરવા ફાવે નહિ.

મારું જે ગણાતું હોય એ મારે એમાં આપી દેવું જોઇએ. પણ મને અત્યારે ખબર પડે છે કે આ કંઇ મારું છે નહિ.'

'હું એવું કંઇ કહેતી નથી. પણ જે છે એ લૂંટાવી દેવું નથી. છોકરાંનો પણ વિચાર રાખવો જોઇએ ને?' પત્ની બોલ્યાં.

'ત્યારે મારી પાસે બે માર્ગ છે. તમારી પાસે બે પલાં છે. એક પલ્લામાં હું છું, અને બીજા પલ્લામાં ઘરબાર, છૈયાંછોકરાં વગેરે છે. તમે પસંદ કરી લો.'

પત્ની માટે ધર્મસંકટ ઊભું થયું. એમાંથી એક પણ ગળે ઊતરે એમ હતું નહિ. બોલી શકે એમ હતું નહિ. પતિભક્ત નારી વત્સલતાભરી માતા પાસે હારી ગયાં.

દાદાએ ઘરને સલામ કરી. રાષ્ટ્રને તિલક ફાળામાં પાંચ હજારને બદલે એક મહામૂલું રત્ન મળ્યું.

કોઇ ઇશ્વિરભક્તના જીવનને આપણી નજરે માપવાનો આપણો અધિકાર નથી. તુકારામ એના ઘર, પત્નીબાળક તરફ બેદરકાર રહે, ઘરમાં ખાવાના સાંસા હોય, છતા ઇશ્વિરધ્યાનમાંથી ચલિત નહોતા થતા.

૧૧

દાદાને મન લોકસેવા એ પ્રભુસેવા છે. અને એ સેવામાં તન્મય થએલા દાદા દેહધર્મ પ્રત્યે કેટલા બેદરકાર રહ્યા છે એ થોડા પ્રસંગો રજૂ કરવા જેવા છે. બીતાં બીતાં લખું છું કે એમને આપણી નજરે—સારાસારને વિવેકે માપવા નહિ. સહજ સ્વાભાવિકતા સિવાય એનું અનુકરણ કરવા નહિ, પણ એમના જીવનની મહત્તા માપવા.

દાદાએ જોડા સીવડાવ્યા. નવેનવા જોડા કોઇ ઉપાડી ગયું. બજેટમાં આવા ખર્ચને સ્થાન ન હતું. કાયમ માટે દાદાએ પગરખાં છોડ્યાં. દાદાના સ્વભાવમાં વેદીઆપણાનો કે ગંભીરતાનો ભાર નથી. એક દિવસ ભૂલમાં ને ભૂલમાં મેં કહ્યું: 'દાદા જોડા પહેરી લો.' દાદા કહે: 'હું જોડા કાઢતો જ નથી, રાત અને દિવસ પગમાં જ રાખું છું.'

* * *

દાદા હાથમાં દંડ રાખતા. અમદાવાદ ગયા હશે. દંડ હાથમાં અને એક ઘોડાગાડીવાળા સાથે સહેજ બોલવું થયું. ગુસ્સો આવ્યો. હાથમાં દંડ હતો, ઉપયોગ કરી લેવાની વૃત્તિ થઇ આવી. દંડને તિલાંજલિ આપી.

* * *

દાદાનું માનવું છે કે જેની સેવા કરતા હોઇએ એણે આપણું ખર્ચ

ઉપાડવું જોઇએ. દાદા ગામડાંમાં જાય, ધારાળાને ત્યાં ધામો નાખે. ધારાળાને બહુ ખર્ચ પોષાય તો નહિ, એટલે દાદા એકજ વખત જમે. અને તે ખીચડી. બીજું કંઇ નહિ. દરરોજ બપોરે જે ગામમાં હોય ત્યાં એક શેર ખીચડી રાંધી લે.

કોઇ કોઇ યજમાન દાદાને ઘી આપે. એક દિવસ એક ધારાળાના ઘરમાં ઘી નહિ. બિચારો વેપારીને ત્યાં જઇ દેવું કરીને ઘી લેઇ આવ્યો. આવા ગરીબ યજમાન ઉપર આ ભાર વધુ લાગ્યાથી દાદાએ કાયમનું ઘી છોડયું.

* * *

દાદા પાસે એક પાણીનો લોટો અને દોરી હતાં. એક દિવસ કોઇ ચોરી ગયું. કોઇ યજમાને બીજાં દોરીલોટો આપ્યાં. એ પણ કોઇ ચોરી ગયું. આવી ચોરી કરવાનું મન થાય એવી ચીજ મારે રાખવી શા માટે? તેમણે દોરીલોટો છોડ્યાં. અને પરિણામે એક બપોરે જમતી વખતે પાણી પીતા તે બીજે દિવસે બપોરે. જમવામાં માત્ર ખીચડી, લીલું શાક નહિ, ઘી નહિ, દૂધ નહિ. ઈશ્વરી નિયમમાંથી તો કોઇ મુક્ત ન હોઇ શકે. ભયંકર કોન્સ્ટીપેશન–બંધકોશનો રોગ થયો છે.

* * *

દાદાને મેં પૂછ્યું: 'દાદા છત્રી રાખો ખરા?'

'હવે,' દાદાએ કહ્યું, 'છત્રીની શી જરૂર? ભગવાને મઝાનો વોટરપ્રુફ કોટ આપ્યો છે ને? વરસાદ આવે એટલે પહેરણ કાઢી થેલીમાં નાખું. ધોતિયું છો પલળે. અને શરીર ઉપરથી તો પાણી રડી પડે. શરીર લુછએ એટલે હતા એવા ને એવા."

'દાદા, તમારૂં પરચુરણ ખર્ચ કેટલું આવે?' મેં એક દિવસ પૂછ્યું.

'મારે ખાવાનું તો કંઇ ખરચ નહિ. બાર માસમાં એક માસ એક ગામમાં સ્થિર બેસી મારાં લુગડાં પૂરતું કાંતી લઉં. બાકી મેં એક વાર હિસાબ રાખેલો. ટપાલ હજામત સાબુ બધું થઇને બાર મહિનામાં સાત આના ખર્ચ.'

## ૧૨

'આ બધા કામ પછી, તમારા આટલા વર્ષના પ્રયત્નો પછી, સ્પષ્ટ જોઇ શકાય એવું પરિણામ શું કહી શકાય, દાદા?'

દાદા કહે: 'એકે નોંધ ફાઇલ રાખી નથી. રાખવાની ઉપયોગિતા પણ શી છે? પણ પરિણામમાં તો એટલું ખરું કે જ્યાં પહેલાં સેંકડો ચોરી, લૂંટ, ખૂન, મારામારીના કેસ બનતા ત્યાં આજે વરસમાં ગણ્યાગાંઠ્યા કેસ

નોંધાય છે. હું પહેલાં એમને ઘેર જતો ત્યારે મારા ખાવા માટે તેઓને બજારમાંથી લાવીને આપવું પડતું. આજે ઘરમાંથી મારા ખાવા પુરતું તેઓ આપી શકે છે.'

'દાદા, આ દેશમાં આટલી બધી ચોરી છે એનું કારણ શું છે? અને તમારા ઉપવાસની એમના ઉપર શી અસર છે?' મેં એક-દિવસ પૂછ્યું.

દાદા કહે: 'પહેલાં તો હું કોઇ ચોરી કરે એ સાંખીજ શકતો નહિ. ઘણું કરીને એમને ચોરી કરતા અટકાવવા માટે ઉપવાસ નહોતો કરતો. પણ મનેજ એટલો આંચકો લાગતો કે એ સિવાય બીજો માર્ગ સૂઝતો નહિ. ઉપવાસથી ચોરી બંધ થઇ છે એમ ન કહી શકાય. **લોકોએ ચોરી બંધ કરી છે એનું કારણ તો તેમને મળેલ કેળવણી–સંસ્કાર છે.**

'અને આજે કોઇ ચોરી કરે તો મને પહેલાં જેટલું લાગી નથી આવતું. હું ગામડે ગામડું રખડ્યો છું. રાત અને દિવસ એ લોકોની વચ્ચે એમને ઘેર વીતાવી છે. એમના ઘરની–જીવનની ઝીણામાં ઝીણી વીગતથી વાકેફ થયો છું અને આજે મારે કહેવું જોઇએ કે તેઓ ચોરી કરે છે એમાં એમનો દોષ નથી.

'એક તો અહીં વસતિ બહુ ઘીચ અને જણ દીઠ જમીન બહુ ઓછી. એમાંયે ખાસ ધારાળા પાસે તો જમીન નહિ જેવીજ. ત્યારે એ ગુજરાન કરે શેના ઉપર? એ લોકો દૂઝણાં રાખે છે, પણ એનેયે ખવરાવવા જોઇએ ને? એટલે એ લોકો પાટીદારની જમીન વાવવા રાખે. અને વાવવામાં આ લોકો કેટલીક વાર જમીનની ઉપજ કરતાં પણ વધુ ગણોત આપતા હોય છે. આ સાંભળીને તમને આશ્ચર્ય થશે, પણ આ હકીકત છે. આ જમીન તેઓ ચોરી કરવાજ રાખે છે. જો થોડીઘણી ખેડ હોય તો સીમમાંથી ચોરીને ખડ અને બીજી વસ્તુ લાવવી હોય તો એનો પરવાનો મળી જાય. કોઇ શંકા પણ ન લાવે. ખેડ ન હોય અને સીમમાંથી ભારો બાંધીને લાવે તો તુરત પકડાઇ જવાય. આટલે કારણે એ લોકો વધુ ગણોત આપીને ખેડ કરે.

'અને આજે એમની પાસે બીજો કોઇ ઉદ્યોગ નથી. નથી એમનામાં સંસ્કાર, નથી નવા ઉદ્યોગ શોધવાની બુદ્ધિ કે આવડત, એટલે ચોરી એજ એમનો મહાઉદ્યોગ. બાળકને પણ નાનપણથી એનીજ તાલીમ મળે અને એમાં કેટલાક તો ભારે નિપુણ હોય છે.'

('ચરોતર,' એપ્રિલ ૧૯૩૮)

—x—

## સમાજનાં કલંક

"લલ્લુભગત, આ છોકરાને મૂકી આવો ને." અસહ્ય મારના ત્રાસથી બાળક આખો મહોલ્લો ગજાવી મૂકતો. પાડોશીઓની મગદૂર ન હતી કે મારનારને સલાહ આપવા જાય. 'ભૂંડાથી ભૂત નાસે' એમ સૌ કોઈ માનતું. પણ નિર્દોષ બાળકના દુઃખથી કોનું હૃદય ન પીગળે? અને તેથી લોકો ગામમાં સજ્જન ગણાતા લલ્લુભગતને તે બાળકને ક્યાંક મેલી આવી દુઃખમાંથી મુક્ત કરવાનું કહેતા.

"બાપજી! નમો નારાયણ!" લલ્લુભગત મહારાજના પગમાં પડતાં બોલ્યા. સાથે આણેલો છોકરો ત્રણેક વર્ષનો હતો. મહાત્માની દાઢી મૂછ અને ભભૂત લગાવેલા દેહ જોઇ તે થરથરી ઊઠ્યો.

"નમો નારાય..." મહાત્મા ભગતના નમસ્કારનો પાછો પ્રત્યુત્તર આપે તે પહેલાં પાસે ધબાક કરતો અવાજ થયો. સમાધિમાંથી મુનિ જાગે ને જુએ તેમ ત્યારે જ મહાત્માએ જોયું કે કોઈ દુઃખી જીવ નીચે પડ્યો હતો. "બેટા, ગભરાઇશ નહિ. તારે તો અહીં રહેવાનું છે." ભગતે નીચે પડેલા બાળકને ખોળામાં લેતાં કહ્યું:

"બાપજી! આ દુઃખી જીવને આશરો આપો."

"કોણ છે એ?" મહાત્માએ પૂછ્યું. લોકોની તેમના ઉપર સારી શ્રદ્ધા હતીઃ તેમની સાદાઇ જ તેમના આકર્ષણ માટે બસ હતી. નારાયણદેવનું મંદિર એટલે ધર્મનો એક સ્થંભ! મહાત્માના ઓરડામાં તો દુનિયા ન માને તેટલી સાદાઈ. લંગોટી અને તુંબીપાત્ર એ જ એમનાં સાધન. પોતાનું કામ જાતે કરે. મંદિરમાં ભલે મલીદા ઊડે, પણ તેમનો ખોરાક સાદો.

લલ્લુભગતે બાળકનો ઇતિહાસ જણાવ્યો. વિષ્ણુદત્ત મહાત્માએ બાળકનો હાથ જોવા માંડ્યો. હાથમાંની આડી ઉભી રેખાઓની મૂગી ભાષા સમજતા મહાત્માના મુખ ઉપર ઉત્સાહની આછી રેખાઓ ચમકતી હતી. તેમને બાળકનું ભાગ્ય મોટું લાગ્યું. પણ એમ ભાખેલાં ભવિષ્ય કેટલાં સાચાં પડ્યાં છે? કદાચ સાચાં પડતાં હોય તોપણ ભવિષ્યને જાણ્યા છતાં વ્યક્તિઓએ પોતાનો વિકાસ કેટલો સાધ્યો છે? આમ છે તોય કોણ ભવિષ્ય જાણવા નથી ઇચ્છતું?

ધર્મની ગાદીને અવિચળ રાખવા પોતાની પાછળ કોઇ વ્યક્તિ જોઇશે તો ખરી ને? આમ માની વિષ્ણુદત્ત મહાત્માએ બાળકને પોતાના હાથ નીચે ઉછેરી કેળવણી આપવા ધારી. ભગતને તો પોતાનું કામ સફળ થયું લાગ્યું. બાળક દુઃખમાંથી છૂટ્યો તેટલું જ તેમને તો બસ હતું. છેવટે ભગત બાળકને મૂકી ચાલ્યા ને બાળકે ચીસો પાડવા માંડી. એ ચીસ જે કતલખાનામાંથી

તે આવ્યો હતો તેના જેવી નિર્દય અને કરુણ ન હતી, પણ દરદી ડૉક્ટરની વાઢકાપથી દુઃખી ચીસ પાડે, પરંતુ તેની પાછળ આશીર્વાદ હોય તેવી હતી. રડતાં બાળકને તેનો આત્મા કહી રહ્યો હતો: 'રડ નહિ, આજથી તું દુઃખી મટી સુખી થયો છે.' અને બાળક સુખે ને આનંદે આંખ બંધ કરી પડ્યો રહ્યો.

* * *

ગામડાની વાત હતી. વલ્લભ કરીને ખેડૂત હતો. ૨૭ વર્ષનો થયો, પણ એકેય બાળક તેની અભાગી સ્ત્રીના ખોળામાં રમતું ન હતું. સ્ત્રીની ઉમર ૨૩ વર્ષની હતી. વલ્લભને પિતા ન હતા. માતા હતી ઘરડી અને સંસારથી થાકેલી. પણ થાકયે પગે તે આ લોકમાંથી સ્વર્ગલોકની જાત્રા કરવા નહોતી ઇચ્છતી. તેને તો થાક ઉતારીને નિરાંતે જવું હતું. અને એ થાક ત્યારે જ ઊતરે, જ્યારે તેનો દીકરો વલ્લભ પોતાના જતા પહેલાં દીકરાનો બાપ થાય. ૧૮ વર્ષનો છોકરો આજે દીકરાનો બાપ થાય છે, ૧૨ કે ૧૪ વર્ષની છોકરી શરમ મૂકીને મા થઇ બેસે છે! આવા વખતમાં ૨૭ વર્ષનો વલ્લભ બે ચાર છોકરાંનો નહિ, તો એકેય છોકરાનો બાપ ન હોય તે ડોસીનું દુઃખ ઓછું? 'વહુ જ ખરાબ પગલાંની, નહિ તો મારો દીકરો તો દેવ જેવો છે.' વરને વરની મા વખાણે તેમ ડોસી દીકરાને વખાણતી હતી. વખત કોઇની વાટ જુએ છે? એમ માની ડોસીએ દીકરાને માટે બીજી આણવાનો વિચાર કર્યો. એમની નાતમાં નાતરું કરવાનો વાંધો ન હતો. એકાદ બે છોકરાં થયાં હોય તેવી રાંડેલી મળે તો સારું કે પછી અવિશ્વાસનું કારણ નહિ. તપાસ કરી, બહુ દૂર નહિ પણ દશેક ગાઉ ઉપર એક સ્ત્રી હતી. રાંડેલી નહિ, પણ તેને ધણી જોડે ફાવતું ન હતું. લોકો કહેતા કે લાવવામાં વાંધો નથી. ડોસીએ ઘરડે ઘડપણ સાહસ કરવાની હિંમત કરી. વલ્લભ તો ગમે તેટલો મોટો હોય, પણ વડીલ આગળ એને શું બોલવાનું? મોટાં કહે એ ખરું. અને કદાચ ખોટું હોય તોપણ વડીલોના આશીર્વાદ આગળ ખોટું તેય ખરું થઇ જાય, એવો તેનો વિશ્વાસ હતો. દીકરો ૫૦ વર્ષનો હોય પણ વડીલ આગળ તો બાળક જ! અંધશ્રદ્ધા અને વડીલશાહીનું આ પ્રદર્શન! આવનાર સ્ત્રીને ત્રણેક વર્ષનો એક છોકરો હતો. પણ તેને પોતાની પહેલાં નહિ તો સાથે સ્વર્ગમાં લેઇ જવાની ડોસીમાં હિંમત હતી.

ગામમાંથી મર્દ ગણાતા દશેક માણસ માથે રાત વેઠી ગયા અને તે સ્ત્રીને છોકરા સાથે ઉઠાવી લાવ્યા. પછી તો ડોસીને નવી વહુ સાચી. જૂની વહુ ઉપર દુઃખનાં વાદળ ચઢી આવ્યાં. ન છૂટકે તેને છૂટાછેડા લેવા પડ્યા. કચવાતે મને, બળતે હૃદયે, આંસુ પાડતી આંખે અને લથડતે પગે દશ દશ વર્ષથી જેને

પોતાનું ઘર માન્યું હતું, જેને પોતાનો માણસ માન્યો હતો તે મૂકી પિયરમાં ગઇ. 'દીકરીના કરમમાં સુખ નહિ તે આપણે શું કરીએ?' માબાપે કહ્યું. લોકો વાતો કરતા: 'એય શું કરે બિચારો! દશ દશ વર્ષ થયાં પણ સારો દિવસ ન દીઠો, પછી કયાં સુધી વાટ જુએ? ખરૂં કહું, દરેક પરણે સારી આશાએ.' બધાંએ તેના ભાગ્યનો દોષ કાઢ્યો. ભૂંડો આ હિંદુ સંસાર!

ખરાબ પગલાંની વહુ ગઇ, સારાં પગલાંની આવી. હવે ફક્ત દુઃખ રહ્યું ડોસીને પેલા નાના છોકરાનું. સવાર પડે ને છોકરા ઉપર મારની ઝડીઓ પડે. બાળક ચીસોચીસ પાડે, પણ તેનું કોણ સાંભળે? "આ મોટો તારો છોકરો ન જોયો હોય તો, વાંક હોય તે કહેવુંય પડે. મારા ઘરમાં એમ ગમે તેમ નહિ ચાલે." ભૂલેચૂકે માતૃપ્રેમે ઉભરાતા હૃદયથી એની માતા ડોસીને કંઇ કહેતી તો ઉપરનો જવાબ મળતો. બિચારી નવી આવેલી સ્ત્રી કોને કહે? પહેલાંનો સંસાર સાંભર્યો. ગરીબ પણ કંકાસ વગરનું ઘર યાદ આવ્યું. પણ પોતાનું દુઃખ કોને કહે? લલુભગતને લોકો કહેતા કે આ છોકરાને કયાંક મૂકી આવો.

"ભગત!" ભગત પોતાના ખંડમાં માળા ફેરવતા બેઠા હતા ત્યાં કોઇ અજાણ્યો અવાજ આવ્યો. ભગત એટલે ભગવાનનું માણુસ, નાની વહૂઓ પણ તેમની લાજ કાઢતી નહિ. સ્ત્રી પાસે ગઇ. ભગતે ઊંચું જોયું.

"તમારે પગે પડું. મારા છોકરાને આ કસાઇના ઘરમાંથી છોડાવો. ભગવાન તમારૂં ભલું કરશે." સ્ત્રીએ આશીર્વાદ આપ્યો.

લલુભગતને ડોશીની વહૂની ને તેના દીકરાની દયા આવી. "બેન! હું લેઇ જઇશ." ભગતે વિષ્ણુદત્ત મહાત્માને ત્યાં એ દીકરાને લેઇ જવાનો વિચાર કરી જવાબ આપ્યો.

"બહુ દિવસ ન કાઢશો, નહિ તો મારો છોકરો જીવતો નહિ રહે."

"સારૂં."

"અને હું અહીં આવી હતી તે કોઇને કહેશો નહિ." જવાબની રાહ જોયા વિના સ્ત્રી ચાલતી થઇ.

ગામમાં વાત ચાલી કે ભગત તેને વિષ્ણુદત્તના મંદિરમાં મૂકી આવ્યા. વાત સાંભળી લોકો કંઈ કંઇ બોલ્યા: 'છૂટયો બિચારો. એ ઘરનું જવાકાળ છે.' પોતાનો બાળક જીવતો રહ્યો એ વિચારે તેની માતાને આનંદ થયો.

* * *

આજે નવી વહૂને આવ્યાં ત્રણ ત્રણ વર્ષ થયાં, પણ ડોસીનો થાક ન ઊતર્યો. વહાલા દીકરાનો તો શું પણ દીકરીનોય બાપ ન થયો. 'મારો વંશ

નહિ રહે? ડોસીને તો આ પ્રશ્નજ મૂંઝવી રહ્યો હતો. કુદરતની ધારણા ભલે તેને હાય ઘસતી કાઢવાની હોય, પણ ડોસીએ તો દીકરાનો દીકરો જોઇનેજ જવાનો નિશ્ચય કર્યો હતો. લખ્યા લેખ મિથ્યા ન થાય? ભગવાનનો લેખ મિથ્યા કરનાર પણ એક સ્ત્રીજ હતી એમ જાણી ડોસી પોતાનું સ્વપ્ન સફળ કરવા મથતી હોય તો કોણ જાણે? વલ્લભને પણ પોતાનું ભાગ્ય રુઠયું હોય એમ લાગ્યું. તેણે ખાનગી રીતે ઘણાય બાવાઓની અને ભુવાઓની બાધા રાખી હતી, પણ એમાંનું કંઇ નહિ. બાધાથી બધુંય મેળવાય એમ લોકો માને છે. સમાજમાં લાંચરુશ્વત બળવાન છે! દેવનેય લાંચથી ન દબાવાય? 'ખુશામદ ખુદાને પ્યારી છે.' પરમેશ્વરને પોતાના જેવો માની 'પરમેશ્વરને ઘેર કંઇ પાશેર માટીની ખોટ છે? પણ આપણા કરમમાં નહિ એટલે શું?' એમ માની વલ્લભે તો સંતોષ માન્યો. પણ જમાનાનાં ખાધેલ, જમનેય ભૂલાવે તેવાં અને લખ્યા લેખને મિથ્યા કરવા તૈયાર થએલાં ડોસી 'હાથંપગ ઝાલી બેસી રહે એવાં ન હતાં. એક છોકરો થએલો છે એટલે આ સ્ત્રીને છોકરું તો થવુંજ જોઇએ એમ ડોસીને અડગ શ્રદ્ધા હતી. હવે છેવટનો એકજ ઉપાય, આંખ આડા કાન કરવા! 'નાતરે આવેલીને વળી પાપપુણ્ય શું? બધાંને ઘેર શું થાય છે? આ જમાનામાં કોણ સતી છે?' વંશવૃદ્ધિમાં ઘેલાં બનેલાં ડોસીએ નવું નીતિશાસ્ત્ર રચી કાઢયું. સમાજમાં વંશવૃદ્ધિ માટે શા શા ઉપાય નથી લેવાતા? નિર્બળ, ભારરૂપ અને દુરાચારી પુત્ર પણ માબાપને મરણ પાછળ મોક્ષ અપાવનાર લાગે છે. આવી વંશવૃદ્ધિની કિંમત શી? તેમને ત્રીજી પેઢીએ તો કોઇ ઓળખતું નથી. 'જનની જણજે ભક્તજન કાં દાતા કાં શૂર, નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.' લોકો ઉપરનો દૂહો ગાય છે, પણ અમલમાં મૂકે છે?

"ભાભી! માની જાઓ ને." હિન્દુ સમાજમાં ભાભી એટલે અર્ધી પત્ની. ભાભી થઇ એટલે મર્યાદા ન હોય. સમાજની આ નીતિ! ચાણક્યનીતિને આંટી ખવરાવે એવી આપણા સમાજની નીતિ કોણ સમજે?

"હમણાં ડોસીને બૂમ પાડીશ." આવા ખરાબ માણસોને ઘરમાં પેસવા દેવાતા હતા તેજ તેને બિચારીને તો નહોતું ગમતું. પણ તેને કયાં ખબર હતી કે તેમાં કોની સંમતિ હતી?

"ડોસી તો જાણે છે. તેમના કહેવાથી તો હું અહીં આવ્યો છું." આવનારે પોતાનો પક્ષ સબળ હતો તે જણાવ્યું.

"નીકળ બહાર; નહિ તો..." એક અબળાની વિકરાળ મૂર્તિ સામે

પાપી કેટલો વખત ટકે? ધીરે પગલે તે બહાર નીકળી ગયો.

"આ મોટી સતીની પૂંછડી!" ડોસીને પોતાનો રહ્યો સહ્યો ઉપાય નિષ્ફળ જતાં મુખેથી બોલી જવાયું.

ડોસીની છેવટની આશા પણ નિરાશામાં પલટાઇ ગઇ. અને તે દિવસથી તે માંદગીના બિછાનામાં પટકાઇ પડી. 'ચાલ, તારો થાક અહીં ઊતરવાનો નથી.' જમના દૂતો જાણે તેના કાનમાં કહેતા હોય એમ તેને વારંવાર ભણકારા વાગવા લાગ્યા. મરતી વખતે ડોસીને કોઇએ કહ્યું કે તમારી જૂની વહુએ તો બીજાનું ઘર માંડયું અને છોકરાની મા પણ થઇ. 'રાંડે મારા દીકરાનું ઘર ના માંડયું.' મરતાં મરતા છેવટે ડોસી બોલી. પણ આટલેય વર્ષે તેને ન સમજાયું કે પોતાનો દીકરો જ ઘર માંડવા લાયક ન હતો. અને આજે પણ સમાજ આ સ્થિતિમાં કયારે પુરુષને નાલાયક માને છે? તેણે તો હમેશાં સ્ત્રીને જ નાલાયક માની છે. સમાજના જાતીય અજ્ઞાનનો આ નમુનો!

લોકો વાતો કરતા કે ડોસી ભૂત થઇને મહોલ્લામાં રાતે મોટેથી બૂમો પાડતી: 'મારા દીકરાનો વંશ ના રહ્યો?'

* * *

નારાયણદેવ મંદિરના ઢંગ આજે ફરી ગયા હતા. વિષ્ણુદત્ત મહાત્મા આજ ત્યાં ન હતા. તેમની ઓરડીનું અને સાદાઇનું નામનિશાન ન હતું. એ ગાદી ઉપર તો શંભુપ્રસાદ કરીને બાવીશેક વર્ષનો નવજુવાન મહારાજ હતો. વિષ્ણુદત્ત મહાત્મા એને પાંચ વર્ષનો મૂકીને, દેવલોકમાંથી તેડું આવ્યું તે, ચાલ્યા ગયા. પણ તે હવે અનાથ ન હતો, મંદિરના ગાદીનો વારસ હતો. લોભી ટ્રસ્ટીઓએ પોતાનો સ્વાર્થ સાધ્યો અને શંભુપ્રસાદને સ્વચ્છંદી બનાવ્યો. તેની વિલાસવૃત્તિ સારી રીતે વિકસી. આ ગાદી બીજા ધર્મની ગાદીઓની માફક સંસારીની ન હતી, પણ સમાજમાં બને છે એમ અંદરખાનેથી સંસારી હોય તો વાંધો નહિ. શંભુપ્રસાદ પોતે પણ પોતાના સમોવડીઆમાં સ્પષ્ટ કહેતો: 'તમારી સાથે સંસારમાં રહેવાનું અને અમે કંઇ મહાત્મા થઇ ગયા છીએ તે સંન્યાસીજીવન ગાળી શકીએ? વિધવાઓને જેમ ફરજિયાત વૈધવ્ય પાળવું પડે તેમ અમારે પણ • • •, ને વિધવાઓ પણ જેમ અંદરખાનેથી • • • તેમ અમે પણ • • •.' અંધ ભાવિક ભક્તો ધર્મગુરુને નામે પગમાં પડે અને ધર્મ પાળ્યાનું અભિમાન લે. એ તો ગાદી ઉપર હોય તેને પરમેશ્વર માને. ગુરુના દોષ જોવા એ તો પાપમાં પડવા જેવું માની ભક્તો જોયું ન જોયું કરતા.

"મહારાજે તો હવે હદ ઓળંગી." એક ભક્તે કહ્યું.

"કહે છે કે એ તો એની ભાભી છે." બીજાએ મહારાજના બચાવનું સાંભળેલું વાક્ય કહ્યું: "મહારાજને વળી ભાઇ શા ને ભાભી શી?"

"એની મા કોણ એ જ વિચાર કરીને, ઊભે ભાયડે નાશી આવેલી."

"લલ્લુભગત એને મહારાજ પાસે લાવ્યા. ન જોયું નાત, જાત કે ઘર. પછી તે શાના સારા નીકળે?" એક ભક્તે માતાના સંસ્કારની અસર જણાવી. પણ કોને વિચારવું હતું કે મંદિરમાં નાનપણમાં મળેલી કેળવણીનું એ ફળ હતું? અને છતાં એજ ભક્તો તેના પગમાં પડતાં અચકાતા નથી.

આજે શંભુપ્રસાદ ઉઘાડે છોગે મંદિરમાં સ્ત્રી રાખે છે. પરણીને નહિ, રખાત હોય તેમ. છતાં કોણ બોલી શકે? હિન્દુ સમાજ ધર્મનાં આવાં ધતિંગ પોષે તો પારકે પૈસે મલીદા ઉડાવનાર શા માટે ચૂકે? શંભુપ્રસાદ તો કહે છે કે 'દુનિયા ઝુકતી હૈ, ઝુકાને વાલા ચાહિયે.'

,,નેદ્રા, તા. પાદરા ઇશ્વર પેટલીકર

---

## 'પાટીદાર'

### ( ૮ ) ગુણદોષ—ચાલુ

ગયા આસોમાં વસોમાં એક 'પાખંડયજ્ઞ' થએલો. તે યજ્ઞ અટકાવવા વસોના યુવકોને પાનો ચઢાવવા માટે 'પાટીદાર'ના ભાદરવાના અંકમાં પ્રસંગકથા પ્રગટ થઇ હતી. "કોક કહેવાતો મહારાજ ••• કથા કરે છે, લોકને બાધાઓ આપે છે, માદળિયાં મંત્રી આપે છે ને જમણ ઠોકે છે. યજ્ઞની તૈયારીઓ ચાલી રહી છે. ••• યજ્ઞ થશે અને ગામના ચાર પાંચ હજાર રૂપિયાની ધૂળ થઇ જશે. આવા પાખંડયજ્ઞ અટકાવનાર કોઇ યુવકો વસોમાં છે કે હવે બધાય યુવકો અકાળવૃદ્ધ થઇ ગયા છે?" આ ટીકાના શબ્દોથી વસોના બધા યુવકોની તો ખબર નથી પણ કોઇ કોઇ યુવકોનાં લોહી તપી ગયાં. આંખો રાતી થઇ! પણ કોના ઉપર? પેલા 'પૂજ્યપાદ' મહારાજ ઉપર નહિ, પણ ઉપરની પ્રસંગકથાના જ લેખક ઉપર! અને આવા યુવકોનું ગર્વભર્યું પ્રતિનિધિત્વ લેઇ ભાઇ ચી. સુ. અમીને 'પાટીદાર'ના લેખકોની અને તેના તંત્રીની ખબર લેઇ નાખી. જુવાન જોધ જેવા યુવકોને અકાળવૃદ્ધ, ગામના અતિથિ 'પૂજ્યપાદ'ને 'કો'ક કહેવાતો મહારાજ' અને જેના ધૂમાડાના વમળમાં બેસી પ્રાચીનકાળે મોટા મહર્ષિઓ સ્વર્ગે જતા એવા પવિત્ર યજ્ઞને 'પાખંડયજ્ઞ' કહેવામાં આવે તો કોનું લોહી તપી ન ઉઠે!

ઉપરના પ્રસંગથી કેટલોક ઊહાપોહ થયો અને કેટલાંક ચર્ચાપત્ર પ્રગટ થયાં. બે વિરોધી પક્ષોએ પોતપોતાનાં મંતવ્યો પ્રસિદ્ધ કર્યાં. આવી પરિસ્થિતિમાં બંને પક્ષોની દલીલો ધ્યાનમાં લેઈ સ્વતંત્ર અને નિષ્પક્ષપાતપણે આ લેખમાળા લખાવી શરૂ થઇ. આ લેખમાં આપણે આ ચર્ચાપત્રનું મૂળ કારણ–ધર્મને નામે ચાલતા વહેમ, પાખંડ અને દંભ તરફ 'પાટીદાર'ની નીતિ સંબંધે ટૂંકામાં ચર્ચા કરીશું.

"... ભૂતકાળમાં કંઇજ પ્રયત્ન કર્યા વિના આવા પ્રસંગે પીકેટીંગ કે સત્યાગ્રહ જેવાં આકરાં પગલાં લેવાનું અમે ઉચિત કે યોગ્ય નથી માનતા. ... અમે આવી બાબતમાં લોકમત કેળવવા પ્રયત્ન કરીશું." આથી "કોઇ અમને 'અકાળ વૃદ્ધ' કે કંઇ કહે તો અમને અન્યાય થયો ગણીએ છીએ–" (આસો, પૃ. ૫૪૫થી). ભાઇ ચિમનભાઇના આ શબ્દો સાથે અમે સંપૂર્ણ સંમત થઇએ છીએ. અમારે માત્ર એટલુંજ જોવાનું રહે છે કે ઉક્ત યજ્ઞ અટકાવવાં નહિ, તો તેની સામે લોકમત કેળવવા વસોના યુવકોએ કયા સૌમ્ય ઉપાયો લીધા. આ ઉપાયો જો એજ અંકમાં પૃષ્ઠ ૫૫૬થી ૫૬૦ ઉપર પ્રગટ થએલી વિનંતીઓજ હોય–અને એમજ છે–તો તો શ્રી. નરસિંહભાઇ પોતાના શબ્દો પાછા ખેંચી લે છતાંય અમારે નવેસરથી વસોના બધા નહિ તો 'કેટલાક યુવકો'ને અકાળવૃદ્ધ કહેવા પડે છે. ભૂતકાળમાં પ્રયત્ન નથી થયા એ અમને કબુલ છે અને આ વખતે લોકમત કેળવવા જે કંઇ થાય તે શરૂઆત છે તેનું અમને ભાન છે. 'શરૂઆત'નો અર્થ એવો તો નજ થાય કે દૈન્યવૃત્તિથી આવી શરમભરેલી નિર્માલ્ય વિનંતીઓ કરવી. એ વિનંતીઓમાં ગામની ગરીબાઇ, લોકનો ડોળ અને કર્તવ્યાકર્તવ્યની લાંબી યાદી આપ્યા પછી આ પ્રમાણે ઉપસંહાર કર્યો છે: "ટૂંકમાં, આપે જે સંસારિક જીવનનો ત્યાગ ખરા જ્ઞાન પૂર્વક કરેલો હશે તો આપને જણાશે કે અમે અમારાં અજ્ઞાન અને ડોળને લઇને આપે ત્યાગ કરેલી વસ્તુઓ તરફ અમે આપને ખેંચી રહ્યા છીએ. તેમાંથી આપ અમને બચાવો અને તમે પણ બચો. ... બધું આપ સમજતાજ હશો એમ માની આ બાબતમાં યોગ્ય તે કરવા વિનંતિ કરી છે. તેમ કરવામાં આપનું તેમજ લોકોનું ભલું છે એ સમજી તેમ કરવા પ્રભુ આપને પ્રેરણા આપો!" આવી વિનંતીઓ પછી અમને યુવક શબ્દ ખૂબજ ખૂંચે છે; અને ત્યારે તો થાય છે કે વસોના બધા નહિ તો 'કેટલાક યુવકો' તો જરૂર અકાળવૃદ્ધ છે. આ તો એવી વાત થઇ કે દેવદાસીઓ અને પૂજારીઓની દેહભ્રષ્ટતાની ચોંકાવનારી હકીકત જાણવા છતાં પુત્રીનો પિતા મંદિરમાં જઇ પોતાની પુત્રી દેવને ચરણે ધરે એટલે કે પરોક્ષ રીતે પૂજારીઓને હવાલે કરે અને પૂજારીઓ

પાસે આશા રાખે: "બાપજી, તમે તો ભગવાનના ચરણુ સુધી પહોંચેલા છે. જ્ઞાની છે, પંડિત છે. તમે અમને એવો ઉપદેશ આપો કે અમે અમારી પુત્રીઓ દેવને ચરણે ધરીએ, છતાં ન તો તેઓ ભ્રષ્ટ થાય કે ન તો આપ. આપનામાં એવા ઉપદેશ ભર્યો ના હોય તો પ્રભુ આપને એના ઉપદેશની પ્રેરણા આપો. આપ જો સાચા પૂજારી હશો તો તમને એવી પ્રેરણા જરૂર થશે અને ત્યારે અમારી અજ્ઞાનતાથી અમે આપને ભ્રષ્ટ કરી રહ્યા છીએ, તેમાંથી આપ ઊગરશો અને અમને પણ ઉગારશો. એ આશાએ અમે અમારી પુત્રીઓ દેવનાં ભ્રષ્ટ મંદિરોમાં આપીએ છીએ." અફસોસ! પ્રાચીનકાળે યજ્ઞ ગમે તેટલા મંગલદાતા હશે, વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતાં વરસાદ લાવનારા હશે, યજ્ઞ કરનારા ઋષિઓ ગમે તેટલા તપસ્વી અને ત્રિકાળદર્શી હશે, પણ આજે તો લૌકિક ક્રિયાકાણ્ડથી થતા યજ્ઞની કોઇ રીતે જરૂર નથી એ વાત સ્વામી રામતીર્થ અને વિવેકાનંદ જેવા આધુનિક મહર્ષિઓએ સ્પષ્ટ શબ્દોમાં કહી છે. જેમ દેવદાસી સ્વીકારનારા પૂજારીઓ તેમ યજ્ઞ કરાવનારા ધૂર્ત અને ધંધાર્થી મહારાજો મૂઢ, અજ્ઞાન અને અંધ લોકસમાજને ચૂસી રહ્યા છે. પોતાને સુધારક અને યુવક કહેવડાવતા યુવાનો આવી વિનંતીઓ ઘડે તો તેમને દેવદાસીના જૂનવાણી વૃદ્ધ વડીલો સાથેજ સરખાવી શકાય.

વસોમાં કંઇ યજ્ઞની પ્રથમ શરૂઆત ન હતી. ભાદરણ, ધર્મજ; નાર અને કરમસદમાં જે થયું તેની પુનરાવૃત્તિથી ધૂર્તતાના અને પાખંડના પુરાવા મળી રહ્યા હતા, અથવા થોડીક તપાસથી મળી રહેત. આને બદલે મહારાજને સામેથી કહેવું કે "અમારા પૈસા વડે તમે જે કંઇ કરી રહ્યા છો તે બંધ કરવાનો તમેજ અમને ઉપદેશ આપો." આ તે કંઇ બનવા જોગ છે? આના જેવી આત્મવંચના બીજી કઇ હોઇ શકે? ભલા, સાધુને જો સાચેજ આ પસંદ ના હોય, અને તે ધૂતવા નહિ પણ નિઃસ્વાર્થ ઉપદેશ આપવાજ આવેલો હોય, તો પછી બીજાં ગામોમાં અને તે પ્રમાણે વસોમાં એકધારી લીલા કરેજ શા માટે?

આપણા દેશમાં ધર્મને નામે પાખંડની ખોટ નથી. ઓછાવત્તા પ્રમાણમાં તો જગતના બધા ધર્મોમાં પોપલીલા જોવામાં આવે છે. પણ આપણે તો આપણીજ વાત કરવી રહી. આપણાં મંદિરોમાં, હવેલીઓમાં અને ગાદીવાળા મહારાજોમાં ભ્રષ્ટતાનો પાર નથી. કોર્ટોમાં પણ તે પૂરવાર થઇ ચૂકેલી છે; અનેક ચોંકાવનારી હકીકતો બહાર આવેલી છે. આમ છતાં આપણે આ વાતોને નવી ગણીએ, સુધારાના કામની 'શરૂઆત' ગણીએ, તેના જેવું બીજું કયું દુર્ભાગ્ય

હોઇ શકે ? સુધારામાં અધીરાઇ નહિ ચાલે, સહિષ્ણુતા રાખવી જ પડશે એ અમે ભૂલી ગયા નથી. સોએ સો ટકા લોકમત કેળવાય એટલી અમને આશા કે ધીરજ નથી. એટલે કાયદો હાથમાં આવતાં લોકમત કેળવવા સાથે કાયદાનો અમલ પણ કરવો જ પડશે. અધીરાઇ ન રાખવાનો અમારો અર્થ એટલો જ છે કે સમાજમાં પ્રવર્તી રહેલાં અન્યાય, ત્રાસ અને દુઃખ જોઇને આપણે આપઘાત કરવાનો વિચાર ન કરીએ. સહિષ્ણુતાનો પણ અમારો અર્થ એટલો જ છે કે એવાં આચરણ કરનાર તરફ આવેશમાં આવી ન તો ગાળો દઇએ કે ન તો હિંસા કરીએ. આજે જ આખો સમાજ સુધરી જાય એવું ન બને એ સમજી લઇએ. આમ સમજવા સાથે આપણે સ્થિતિશીલ બેસી ન રહીએ; પ્રયત્નશીલ રહીએ. સામાજિક કુરિવાજોના અને ધાર્મિક વહેમ, દંભ અને પાખંડના નિવારણ માટે વ્યક્તિ પોતાના જીવનથી શરૂઆત કરે અને જેઓ લોકમત કેળવવા માટે વર્તમાનપત્રો, ભાષણો, શિક્ષણ અને સરકારી કાયદા દ્વારા પ્રયત્ન કરતા હોય તેમના તરફ સહાનુભૂતિ રાખે તો તે વ્યક્તિ અધીરાઇ વિના સહિષ્ણુતાથી પ્રયત્નશીલ છે એમ કહી શકાય. અફસોસની વાત એ છે કે આવી પ્રયત્નશીલ વ્યક્તિઓ આપણા સમાજમાં ભાગ્યે જ જોવા મળે છે. મોટે ભાગે તો સ્થિતિશીલ લોકો તરફથી લોકમત કેળવવાનાં સાધનોને ગૂંગળાવવાના જ વધુ પ્રયત્ન થાય છે. જ્ઞાતિને નૈતિક, આર્થિક અને સામાજિક અવનતિમાં ધકેલનારા પ્રસંગો ઉપર ટીકા કરવી એ પત્રકારની પવિત્ર ફરજ છે, એ તેનો હક છે. આમ ન કરવું અને તેમ ન કરવું એવો પત્રકારને ઉપદેશ આપવો એ તેના હક ઉપર ત્રાપ મારવા જેવું છે. હા, જો તે ફોજદારી કે દિવાની ગુનો કરી રહ્યો હોય તો તેના ઉપર કેસ ચલાવી શકાય છે. ટીકાથી લોક ઉશ્કેરાય એ વાત નવી નથી. સુધારા માટે ઘડાએલા સરકારી કાયદાઓ સામે પણ વિરોધ અને ઉશ્કેરાટ ક્યાં નથી?

અમે આ પ્રશ્નમાં 'પાટીદાર'ની નીતિને ટેકો આપીએ છીએ. અલબત તેની ભાષા ઘણી વખત છેક જ જાડી હોય છે તેમાં સુધારો થાય તો સારૂં.

બીજા પણ કેટલાક ધાર્મિક પ્રસંગો 'પાટીદાર'માં નોંધાયા છે. તે બધાને વીગતવાર ચર્ચવાની હવે જરૂર નથી. માત્ર થોડાક નમુના આપીએ છીએ. આણંદમાં એક વખત તુલસીવિવાહ થએલો. આમ તો બધાં મંદિરોમાં દર વરસે થાય છે, પણ ઉક્ત પ્રસંગમાં પુત્રીના લગ્ન જેટલી જ ધમાલ અને ખર્ચ થએલાં. ઠાકોરજી તરફથી બાવાઓ જાનમાં આવેલા અને ખર્ચ ઉપાડનારે તુલસીના પિતા બની ઠાકોરજીને મોટી પહેરામણી આપેલી. આ પ્રસંગ ઉપર 'પાટીદાર'માં ટીકા થએલી (વર્ષ ૨, પૃષ્ઠ ૭૯). ભાદરણમાં

પુરુષોત્તમ ભગવાનની પોપલીલા જાણીતી છે. 'રાસલીલામાં થયલું તોફાન' અને તે પછીના ફકરામાં એ લીલા ઉપર ટીકા પ્રસિદ્ધ થઇ છે (વર્ષ ૧૦, પૃષ્ઠ ૮૯–૯૦). 'ગ્રહણ નિમિત્તે કન્યાદાન–પત્નીદાન!' (વર્ષ ૧૦, પૃષ્ઠ ૫૬૯), નડીઆદમાં સંતરામનો મેળો, શેઠ માકુભાઇએ પાલીતાણાની જાત્રા કાઢીને કરેલો દશ લાખ રૂપીઆનો ધુમાડો: આવા પ્રસંગો ઉપર 'પાટીદાર'ની પ્રસંગકથામાં કડક ટીકા થઇ છે. અમે એ ટીકા સાથે સહમત છીએ. સનાતન ધર્મને (ખરું જોતાં પુરાતન ધર્મને) જીવતો રાખવા જેઓ ઇચ્છે છે તેમણે જાણી લેવું ઘટે છે કે એમાં દાખલ થએલાં અનિષ્ટ તત્ત્વોનો નાશ કરી તેની નવેસર પુનર્રચના કરવી જોઇશે. તો જ તેમનો એ વહાલો ધર્મ જીવતો રહેશે. એને સનાતન કહે એ જીવતો નહિ રહે, આન્તરિક ભ્રષ્ટતાથી જ એનો નાશ થશે. ઉદ્દામવાદીઓનું જોર વધતાં જીર્ણ થએલી એ ભ્રષ્ટ ધર્મસંસ્થાઓ નવરચના પામવાને બદલે તેમને–સમાજવાદીઓને–હાથે તેનો સમૂળો નાશ થશે.

એક વિશેષ પ્રસંગ નોંધવાની અત્રે જરૂર જણાય છે. પૂજ્ય મોતીભાઇ સાહેબે પોતાનાં માતુશ્રી હરખાબાના સ્ત્રીધનના એંકમાં પડેલા રૂપીઆ તેમની ઇચ્છા પ્રમાણે તેમના મૃત્યુ પછી પોતાને હાથે ગોસાંઇજી મહારાજને અર્પણ કર્યા, એ પ્રસંગની લાંબી નોંધ 'પાટીદાર'ના વર્ષ ૮, પૃષ્ઠ ૨૩૬થી ૨૩૮ ઉપર પ્રગટ થઇ હતી. પૂજ્ય મોતીભાઇ તરફથી એનો જવાબ પણ એ જ વર્ષના પૃષ્ઠ ૩૧૬–૩૨૨ ઉપર પ્રગટ થએલો. સુંદર પણ સ્વાભાવિક ભાષામાં જોરદાર દલીલોથી બંને લેખ લખાયા છે. એકમાં માતા કરતાંય અંતરાત્માને મોટો ગણવા આગ્રહ હતો. બીજામાં પોતાના કૃત્યનો બચાવ હતો; પોતાની એ નિર્બળતા નહોતી, પણ પ્રામાણિકપણે પોતાને એ જ લાગેલું. શ્રીનાથજીમાં રોજ થતા સેંકડોના રાજભોગથી થતા અપવ્યય અને ગાદીના મહારાજની ભ્રષ્ટતા જાણીતાં છે. પૂજ્ય મોતીભાઇને એની ખબર હતી અને છે. ખરેખર આ બહુ કસોટીનો પ્રસંગ છે. એમાં મુખ્યત્વે 'લાગણીનો પ્રશ્ન' છે. એ પ્રશ્ન ઉપર અમે એક જૂદા લેખમાં ખૂબ ઊહાપોહ કર્યો છે (વર્ષ ૧૪, પૃષ્ઠ ૪૮૧થી). આવા પ્રશ્નોમાં અમને લાગે છે કે અંગત ખુલાસો મેળવીને સંતોષ માન્યો હોત અને આખી ચર્ચા 'પાટીદાર'માં પ્રગટ ન થઇ હોત તો સારું. આગળ કહ્યાં તેવાં ધર્મને નામે ચાલતાં ધતિંગો ઉપર જ નોંધ લખાય તો ઓછું નથી. એક માણસે સુધારક હોવા છતાં ગંગાસ્નાન કેમ કર્યું, કે એકાદશી કે શનિવાર કેમ કર્યો તેના ઉપર ટીકા કરવા કરતાં કલમનું સમગ્ર બળ, અને માસિકની અમૂલ્ય જગા ધર્મને નામે ચાલતાં ધતિંગો વિરુદ્ધ વપરાય એ વધારે જરૂરનું છે. ધાર્મિક વિષયોમાં આમજનોની લાગણીનો સવાલ બહુ નાજુક છે. થોડા

વખત ઉપર ધાર્મિક વહેમ ઉપર લેખ લખનાર એક મિત્રનો હમણાંજ પત્ર મળ્યો છે કે તેમનાં માતુશ્રી ગંગાપૂજન કરાવવાનો આગ્રહ લેઇ બેઠાં છે અને પોને હવે મૂંઝાય છે. એ ભાઇને અમારો 'લાગણીનો પ્રશ્ન' એ લેખ તે વારે મવાલ લાગેલો. હવે એજ લખે છે કે કદાચ સિદ્ધાન્ત કરતાં લાગણી ચઢી જાય. એમણે આખરી નિર્ણય કેવો કર્યો તે અમને હજુ ખબર નથી.

ધાર્મિક પ્રશ્નમાં 'પાટીદાર'ના તંત્રીની એક રીતે તારીફ કર્યા વિના અમે રહી શકતા નથી, એટલે એ કરીનેજ આ લેખ પૂરો કરીશું. ધાર્મિક પ્રશ્નોમાં અમે અગાઉ કહ્યું તેમ ધર્મને નામે ચાલતાં ધતિંગો ઉપરજ તેમણે પ્રહારો કર્યા છે. કદીક સમાજશાસ્ત્રના વિષયમાં રામાયણ, મહાભારત, ઇત્યાદિ પૌરાણિક ઇતિહાસોમાંથી સ્ત્રીઓને થએલા અન્યાયોની નોંધ પોતાના મંતવ્યના સમર્થન માટે લીધી છે. પરંતુ પોતે નાસ્તિક હોવા છતાં 'પાટીદાર'ને કદી નાસ્તિક-મતપ્રચારક બનાવ્યું નથી. ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કે ઇનકાર માટે તેમણે 'પાટીદાર'માં ચર્ચા કરી નથી, આસ્તિકવાદીઓ હોવાને લીધેજ તેમની કદી ટીકા કરી નથી, એ સારૂંજ કર્યું છે. પત્રકારે પોતાની વિશિષ્ટ માન્યતાઓમાં તટસ્થ રહેવુંજ જોઇએ એમ નથી. પણ ઇશ્વરનો ઇનકાર એ અતિ ચર્ચાસ્પદ વસ્તુ છે એટલે તેને સમાજના શિક્ષણ માટે નીકળતા માસિકમાં સ્થાન ન મળે તેજ યોગ્ય છે. 'ઇશ્વરનો ઇનકાર' વિષે જુદું પુસ્તક એમણે લખ્યું છે એ બસ છે. નાસ્તિકતાના પ્રચાર માટે 'પાટીદાર'માં ચર્ચા કે નોંધ નથી આવતી અને ન આવે એજ ઠીક છે એમ અમારૂં માનવું છે.

બુકોબા (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## વિચિત્ર વહેમો

હિંદુ સંસારમાં ચોમેર વહેમનાં આવરણો નજરે ચઢે છે. આ વહેમો એટલા તો વિચિત્ર હોય છે કે તે માનવાને સમજુ વિચારશીલ માણસ તૈયાર ન થાય. તોપણ અફસોસની વાત છે કે આ વહેમોને આજના જૂનવાણી વર્ગથી માંડી શિક્ષિત યુવાનો યે માને છે—પાળે છે! આ છે આધુનિક શિક્ષણની નિષ્ફળતા.

આ સ્થિતિ છેક આજની નથી, તેમ કોઇ ધાર્મિક મંતવ્યો માંહેની પણ નથી. એટલે એક રીતે તે અક્ષમ્ય છે.

અજ્ઞાનને લીધે આ વહેમોને અક્ષત રાખવામાં આવ્યા છે. તેમાં પરિવર્તન લાવવાની અનિવાર્ય જરૂર છે. આજ પહેલાં અનેક વખત અનેક સુધારકોએ જોરશોરથી આ વસ્તુ આપણી સમક્ષ રજુ કરી છે, તેમાં છુપાએલી ભયંકરતા

સ્પષ્ટ સમજાતી છે. તોપણ આ જડતામાંથી, આ અજ્ઞાનતામાંથી, આ અંધકારમાંથી આપણે છૂટવા પામ્યા નથી!

આ વહેમોનો બચાવ કરતાં ઘણા, તે કાલગ્રસ્ત હોવાથી, તેમાં કાંઇક તથ્ય તો હોવુંજ જોઇએ એમ માને છે; ઘણા આ વહેમોના લાંબા બહોળા ફેલાવાને પ્રમાણ તરીકે સ્વીકારે છે; અને ઘણા તે વિષે પોતાના અનુભવો રજુ કરે છે!

હવે આપણે તે વહેમોમાંથી અમુકને તપાસીએ:

કોઇ શુભ હેતુ વ્યક્ત કરતાં, પરગામ જતાં અને કોઇ વખત સાધારણ પ્રસંગોમાં જો છીંક સાંભળવામાં આવે તો તેને ભયંકર અપશુકન માનવામાં આવે છે અને કોઇ વખત નિશ્ચિત કરેલું કાર્ય ઘણા છીંકશ્રદ્ધાળુઓ મુલતવી રાખે છે! આ તો આપણે ત્યાં એક સામાન્ય પ્રથા થઇ પડી છે: સુધારક માનસના વિદ્વાનો પણ આમાં ફસાએલા નજરે ચઢે છે! જ્યાં સુધારકો જ આ નબળાઇ જાણ્યે અજાણ્યે બતાવતા હોય, ત્યાં બિચારા અશિક્ષિત જૂનવાણી વર્ગનો શો દોષ?

અને છીંકથીયે ભયંકર માન્યતા છે શુકન–અપશુકનની! તેની સંપૂર્ણ યાદી કરવી અત્રે પાલવે તેમ નથી, તેમ કરતાં એક 'શુકનકોશ' તૈયાર થઇ જાય! ઘર બહાર નીકળતાં અમુક સામે મળે તો શુભ, અમુક મળે તો અશુભ. વિચિત્રતા તો એ છે કે બિચારી વિધવાને પણ અપશુકનિયાળ ગણવામાં આવી છે!

તેવીજ એક અંધ માન્યતા છે: પુરુષની ડાબી ને સ્ત્રીની જમણી આંખ ફરકતાં, કોઇ મહા ઉલ્કાપાત થવાનો હોય, જાણે ધરતીકંપનો આંચકો લાગવાનો હોય, એવી અચૂક માન્યતા આજેય પ્રવર્તે છે. અને તેથી વિરુદ્ધ ફરકતી આંખ માટે કંઇ કંઇ શુભ આગાહી માનવામાં આવે છે!

દોરા, ધાગા, ઇત્યાદિ વહેમોનાં ઢોંગધતિંગો તો હવે હદ ઓળંગી ગયાં છે. ઘણુંખરૂં આવા વહેમોને સમાજ પોષે છે, તેનું મુખ્ય કારણ અંધાનુકરણવૃત્તિ છે. દેખાદેખી આ વહેમો રૂઢ થતા જાય છે. અને 'કાગનું બેસવું ને તાડનું પડવું,' એ કહેવત પ્રમાણે કોઇ કોઇ વખત બનતું હોવાથી આ વહેમોને ઉત્તેજન મળે છે, તેથીજ આ વહેમોને પ્રમાણયુક્ત ગણવામાં આવે છે.

આજના સંક્રાન્તિકાળમાંયે જ્યારે આવા વહેમોને આપણે પોષાતા જોઇએ છીએ ત્યારે આપણી દયાજનક સ્થિતિ માટે ખરેખર ગ્લાનિ આવ્યા સિવાય રહેતી નથી. ઘણા સુધારક ભાઇઓ પોતે સુધરી ગયાનો દંભ કરી

પોતાને ઘેર વહેમોને છચે.ક. પોષે છે! પોતાના પુત્રની 'દૈવી રક્ષા.'–બાધા રાખે છે! બચાવમાં 'સ્ત્રીની હઠ રહી એટલે શું કરીએ?' એવો જવાબ આપે છે! પુત્રનો પિતા શનિવારે હજામત નહિ કરાવે!

'બાધા' સિવાયના ઉપર જણાવ્યા તે બધા વહેમો એકંદરે ખર્ચાળ નથી, એટલે તે માત્ર મૂર્ખાઈનું પ્રદર્શન કરાવે છે એટલું જ. ઉપરથી આમ લાગે છે, કારણ કે ઉપરથી એ વહેમ પાળનારને કશુંય આર્થિક નુકસાન જણાતું નથી. વાસ્તવિક રીતે તેમ નથી. વ્યાપારી જગતમાં તો આ વહેમોએ દાટ વાળ્યો હશે જ. 'જમણી ને ડાબી નાડી' અર્થાત્ શ્વાસોચ્છ્વાસનું માપ કાઢનાર વેપારીઓ જેણે જોયા હશે તે તો જાણતા જ હશે. છીંક સાંભળતાં, અપશુકન થતાં ને આંખ ફરકતાં શુભ–અશુભ સૂચવનારને મહાચિંતામાં ડુબેલાના ને આર્થિક નુકસાન પામેલાના સ્વાનુભાવો મેં તો સાંભળ્યા છે!

આ વહેમોથી નીપજતું બીજું અનિષ્ટ પરિણામ એ છે કે વહેમથી માનવી બીકણ ને બાયલો બની જાય છે!

બળિયા, અછબડા, શીતળા ને ઓરી, એ તો ઘરઘરના ભયંકર દેવ! મનુષ્યસ્વભાવ ભયભીત પ્રદેશમાં વિહાર કરે છે ત્યારે તેની ભાવના ને કલ્પના ક્યાં ને કેવા દોડે છે. તે કલ્પવું મુશ્કેલ છે. માનવીએ આ ભયંકર કલ્પના એટલે સુધી પ્રેરી છે કે તેમાંથી તેણે બીભત્સ મંત્રો, મૂઠ, વશીકરણવિદ્યા, ને અજાયબ પમાડે તેવાં વૈજ્ઞાનિક મૃત્યુકિરણો સુધી આજનો માનવી પહોંચ્યો છે. ફેર છે માત્ર સંસ્કૃતિનો ને સભ્યતાનો.

આપણે હિંદુઓ જ વહેમી છીએ તેવું નથી. સંસ્કૃતિનો ફાંકો રાખતા આજના સુધરેલા યુરોપને અમેરિકાથી લેઇ જપાન સુદ્ધાં વહેમી છે! ભાવાર્થ કે માનવસ્વભાવની સ્વાર્થવૃત્તિ અમર્યાદ છે. જ્યારે જ્યારે જે વહેમો પ્રચારમાં આવ્યા છે, ત્યારે ત્યારે તે સ્વાર્થી માનવપ્રકૃતિએ શોધ્યા છે અને બિચારી અંધશ્રદ્ધાળુ ધર્માન્ધ પ્રજાએ તેને પંપાળી પોષ્યા છે! આ માનવસ્વભાવ સચરાચર છે.

હજુ તે કેવા ને કેટલા કલ્પનાતરંગો દોડાવશે તે કહી શકાય નહિ. પણ તાન્ત્રિક પ્રયોગોને જગત જ્યાં સુધી સ્વીકારવા તૈયાર છે ત્યાં સુધી સ્થિતિ અટકાવી શકાય તેમ નથી. તાન્ત્રિક પ્રયોગોમાં શું સત્ય છે તે તત્ત્વજ્ઞાનીઓએ શોધ્યું નથી, તેની સિદ્ધિ કોઇએ જાણી નથી. તેનો બાહ્ય સ્વીકાર ઘણા કરે છે અને કરશે! પણ એટલું તો ચોક્કસ છે કે આ પ્રયોગો માનવસંસ્કૃતિના વિઘાતક છે, સામાજિક ઉન્નતિના શત્રુ છે. એ ધર્મને નામે અધર્મને અને સત્યને નામે અસત્યને ફેલાવનારા વ્યવસ્થિત પ્રયાસો છે. આ ભયંકર ષડ્યન્ત્રોથી

માનવસમાજે દૂર રહેવું જોઇએ, એટલું જ નહિ પણ તેથી બુદ્ધિનો હ્રાસ થતો અટકાવી નિર્ભય બનવું જોઇએ.

કોઇ એક કુમળું બાળક બળિયાના પ્રસિદ્ધ થએલા રોગમાં સપડાયું હોય, તેનાં અંગેઅંગમાં વ્યથા થતી હોય, તોપણ આજના અંધશ્રદ્ધાળુ ધર્માન્ધો કોઇ પણ સારા ચિકિત્સકની દવા ન કરાવતાં માત્ર બળિયાની બાધા રાખે છે! પરિણામે પરાધીન ભારતનાં કેટલાંયે લાડકડાં અકાળ અવસાન પામતાં હશે!

બળિયાના રોગીએ કોઇ પણ વૈદ્ય-ડૉકટરની દવા લેવાનો નિષેધ છે! આને ભક્તિ કહેવી કે ગાંડપણ?

અને વળી એવાં જ ભૂતાદિનાં ઢોંગધતિંગો. એકંદરે આ બધા વહેમમાંથી નીપજતાં પરિણામોથી કોઇ અજાણ્યું નથી. આમ છતાંય લખનારને અસભ્ય ગણવામાં આવે છે! જ્યારે તેજ સભ્યતાને નામે સમાજે કેટકેટલાં અનિષ્ટો પાળ્યાં છે-પાળે છે તે જુઓ. નજર, ટોક, ભૂત, ડાકણ, ઝંડ, દેવી, ઇત્યાદિને નામે કેટલાયે ભૂવાઓ રોજગાર ચલાવે છે! વર્ણવ્યવસ્થાને સંપૂર્ણ પાળતી કહેવાતી ઉચ્ચ કોમો આવા અધર્મના પંથમાં સહકારથી ભળે છે. માત્ર અંધ-શ્રદ્ધાનુંજ આ પરિણામ. કેટલીક વાતો હાસ્યજનક હોય છે અને કેટલીક તો કેવળ છેતરપિંડી હોય છે. પણ આ બધું વહેમી લોકોને સમજાતું નથી.

આપણો સમાજ હજી એટલો તો અંધકારમાં છે કે તેને સ્વચ્છ વાતાવરણનું ભાન પણ નથી. કુસંસ્કારથી જડાએલી કેટલાયે પ્રકારની અંધશ્રદ્ધા, કેટલાયે વહેમો તે માને છે. ખરૂં કારણ આપણી અજ્ઞાનતા છે. આપણને ધુતારાઓએ મૂર્ખ બનાવ્યા છે. અને એમ આપણે પૈસા સાથે બુદ્ધિનો દુરુપયોગ કરીએ છીએ. આજના સંક્રાન્તિકાળમાંયે આપણે તેજ જડતાને પોષીએ તો આપણી ઉન્નતિની આશા શી રાખી શકાય?

અને વધુ અજાયબી તો એ છે કે કેટલાક યુવાનો આ વહેમોને જાણે તે ખરાજ હોય તેમ તેમને શાસ્ત્રીય બતાવવા મંડી પડે છે! કેટલાક બહારથી વહેમોને ધિક્કારી હૃદયથી સ્વીકારે છે! અને કેટલાક બાપના કૂવામાં કૂદી પડવા જેવું અંધાનુકરણ કરે છે!

આવા અનેક વહેમોની ક્રમવાર સમાલોચના કરવી અશક્ય હોઇ ટૂંકમાંજ આપણે વહેમોનું સિંહાવલોકન કરીએ: વહેમો સમાજને તેમજ વ્યક્તિને નુકસાન કરે છે, એટલુંજ નહિ પણ વહેમથી સ્ત્રીઓ, જે સંસારની મુખ્ય શક્તિ છે તે માયકાંગલી, નિસ્તેજ ને બીકણ બની જાય છે. ખરેખર સ્ત્રીઓજ જ્યારે

એવી બને ત્યારે ભાવી સંતાનો ઉપર તેની કેવી અસર થાય? એ તો સ્વાભાવિક છે કે સુધારાનો ખરો સૂર સ્ત્રી છે.

વહેમોથી આપણે આર્થિક, શારીરિક તેમજ માનસિક અધોગતિ વહોરી લેઇએ છીએ. અનેક પ્રલોભનોમાં આંખ્ખ્ય કૂદી પડીએ છીએ. સુધારકો અનેક વાર આ પ્રશ્નને ઝીણવટથી ચર્ચી ગયા છે, પણ હજુ આ દિશામાં પ્રચાર કરવાની અનિવાર્ય જરૂર છે. દરેક ભાઇબેન આ સમજે ને આચારમાં મૂકે તો આ વહેમોની જડ ઉખેડી શકાય.

ઉત્તરસંડા રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## કંકુપાણીનો નહિ, પણ નક્કર ચાંલ્લો

**વસંતપંચમીથી** ભડળી નોમ સુધી દરેક હિંદુનાં—અને તે કામ સાથે ઘરોબો રાખતી ઇતર કોમોનાં—હૃદયમન કંકોતરીને દર્શને ચચણતાં રાખનાર 'ચાંલ્લો' એ 'સેટ'ની ચિનગારી છે.

બાંણી દિવાળીએ, કાલી નાતાલે, અને ચાંલ્લો લગ્નસરામાં—ખાસ કરીને મધ્યમ વર્ગને બિંદુયુક્ત ચિંતા સમાન લાગે છે.

ચાંલ્લો એ સામાજિક લેણદેણ હોવા છતાં ઘણી વાર મોટાઓને ખુશ કરવા નાનાઓનું નજરાણું—ખંડણી હોય છે. પહેલાં ચાંલ્લા લગ્નખર્ચ ઉકેલવામાં પુરાંત તરીકે વપરાતો, હાલમાં તો સ્વશાખ બતાવવા લગ્ન કરનાર મોટી ચાંલ્લાની રકમે ફુલાય છે. ઘણી વાર શ્રીમંતો ગરીબોનો ચાંલ્લો ઉપકાર કરતા હોય તેમ સ્વીકારે છે; પણ તે ગરીબને ત્યાં ટાણે પગલાં પાડતા નથી, તો ચાંલ્લો તો ક્યાંથી જ કરે? લેનેમેં લક્કડ ઔર દેનેમેં પત્થર!

કેટલાક શેઠો સેવકોને કામથી નીચોવી પ્રસંગે પોતાના મોભાને અયોગ્ય રકમ લખાવે છે; પરંતુ તે રકમ અખાત્રીજે લખાવી હોય તો દિવાળી ઉપર પણ આપે તો નસીબ!

ચાંલ્લાની બીકે કેટલાક કંકોતરીને કાળોત્રી સમજી વાંચતા જ નથી, તો કેટલાક બને તો એ અરસામાં બહારગામ જતા રહે છે. કેટલાક લગ્નપ્રસંગને ખાસ ભૂલી જઇ સીનેમામાં જઇ બેસે છે. માસિક ત્રીસની આવકે પાક્ષિક પચીસ રૂપિયા ચાંલ્લો કરવાનો આવે ત્યારે બિચારો શ્રમજીવી કરે પણ શું? જાણ્યાં લગ્ન અને પહોંચ્યા આશીર્વાદ, એમ મનમાં જ સમજી તે ઘરને ખૂણે બેસી રહેવામાં મોભો—આબરૂ માની લે ને!

ચાંલ્લાનું પ્રમાણ પણ અધેલીથી રૂપીઓ અને બે રૂપીઆ ચઢી ગયું છે, એટલે કેટલાક નૈતિક સમાજરક્ષણ વાળા પણ ચાંલ્લો કરવામાં પીછેહઠ કરે છે. કાકા, મામા, પાડોશી, જ્ઞાતિજન, ઓળખીતા, સહધંધાદારી, ઇત્યાદિ ઇત્યાદિને મર્યાદિત આવક ચાંલ્લાની રકમ ક્યાંથી પૂરી પાડી શકે? મંગલ મહોર જેવા સ્વસ્તિક કુમકુમના ચાંલ્લાને બદલે બે કે ચાર નક્કર રૌપ્ય સિક્કા ખીસ્સામાંથી નીકળવા આવે મંદીને સમયે દરેક ત્રેવડવાળાને આનાકાનીને હિંડોળે ચઢાવે જ!

ચાંલ્લો શ્રીમંતોને નથી નડતો, ગરીબોને તો તે સ્પર્શી શકતો જ નથી. પણ મધ્યમ વર્ગને આબરૂ-અસ્મિતા અને સહકાર માટે પજવતો એ લગ્નમાળાની સુવર્ણથાળીની લોહમેખ જેવો મંગલમાં કચવાટ ઉપજાવે એવો આંખપાટા જેવો છે. વરઘોડાના ટકા અને શ્રીફળ અને લગ્નની 'પ્રવીણભાઇ, પાવલી મૂકો,' જેવી બ્રહ્મદક્ષિણા જેવો તે આકરો લાગે છે. અત્યારની આર્થિક સંકડામણભર્યા જમાનામાં 'ચાંલ્લા'ની રકમ ક્રાન્તિ કે નાશ શું નથી માગતી? છતાં બધાં ક્ષેત્રોમાં ક્રાન્તિકારો નીકળ્યા છે અને આજ ક્ષેત્રમાં કેમ કોઇ નથી દેખાતું?

ચાંલ્લાને ચાર ચંદરવા નીચે પાડે એવો ધારો હાલમાં 'લગ્નભેટ'નો થવા માંડ્યો છે. પશ્ચિમને અને ઇસાઇ તેમજ પારસીને અનુકરણે લોકો પરણતાં વરવધૂને શક્તિ ઉપરાંત ભેટમાં, જીવનમાં નિરુપયોગી હોય એવાં—ચકચકતાં પુસ્તક, પાત્ર કે સુધરેલાં રમકડાં આપે છે. લોકૈષણા, અરે સ્વસંબંધ ડિમડિમ, એ જ આ ભેટ આપવાનો હેતુ સાધારણ રીતે માલમ પડે છે. બાલુભાઇ બેટરી આપે તો રમાગૌરી રેકર્ડ આપે. આ જોઇ સતુભાઇ 'સંતતિનિયમન'નાં સાધનો આપે અને અરવિંદા અસ્ત્રો ભેટ આપે! ફોટોફ્રેમ, અત્તરશીશી, ઘરેણાંની ખાલી પેટી, રકાબીપ્યાલા, રસેલી વીંટી કે ખોટાં લોલકિયાં લગ્નમાં ભેટનાં આકર્ષણો ગણાય છે! કદાચ ચાંલ્લાના ક્ષેત્રમાં એ બધાં ક્રાન્તિકારો કહેવડાવાનાં શોખીનો હશે!

ઘણી વાર ભેટ લેનાર ભેટ આપનારને તેની રાંક ભેટને લીધે જાહેર સમાજમાં હલકો પાડે છે. ભેટની લેણદેણ – વિનિમયને અભાવે પણ કેટલાક પક્ષો વચ્ચે સુપર્વદિને કચવાટ થાય છે અને તે ચિરંજીવ રહે છે. ગજા ઉપરાંત 'વાહવાહ' કહેવડાવી 'નામે નાયક થવા' મથતો ફૂલણજી ભેટનાં નાણાં દિવાળી સુધીમાં પણ ચૂકવી શકતો નથી. ઘણી વાર લગ્નાનંદમાં ભેટની કિંમત ચોરીમાં અમૂલ્ય બની જાય છે, અને છેવટે વખારે નંખાઇ કટાઇ જાય છે! સોનું, રૂપું, એવી સંગીન ધાતુની ભેટ આપવાની આપણી આર્થિક અશક્તિ પરદેશના ફૂટકળ માલવાળાને ખટાવે છે! તો આવી ભડકામણી લગ્નભેટ શા માટે? ઉપર્યુક્ત ચાંલ્લાના અને ભેટના રિવાજની તાર્કિક તુલનાએ એક જ તારવણી નીકળે છે કે:

ભર્ગ ભર્યું ઉપવીત ધરનાર બટુને કે પ્રભુતામાં પાદ પાડતાં વરવધૂને હાર્દિક હૃદયની એક જ આશિષની જરૂર છે કે 'શુભં ભવતુ.'

('પ્રજાબંધુ,' તા. ૧૨:૬:'૩૮) બળવંત ગૌ. સંઘવી

**નોંધ:** આ લેખ ઉપર જેને યોગ્ય ચર્ચા કરવી હોય તે લખી મોકલે.

તંત્રી

---*---

## જાણવાજોગ

## ૧૬. ખેતી, ઢોરઉછેર, ડેરી ને ઓલાદસુધારણાનું સંશોધન

**જાહેર સખાવત ફંડોમાંથી મળેલી મદદ:** ગૃહસચીવ ઓન. શ્રી. મુનશી આ યોજનાના અમલ અને જોઇતા ફંડ મેળવવામાં ખાસ રસ લઇ રહ્યા છે. આ ત્રણે સંસ્થાઓ માટે પૂરતાં ફંડ જાહેર સખાવતોમાંથી. મેળવવામાં મુંબઇ સરકાર સફળ થઇ છે. મુંબઇની વેપારી આલમમાં ખ્યાતિ મેળવનાર સ્વર્ગસ્થ શ્રી. મનસુખલાલ છગનલાલ દેસાઇ વીસ લાખથી વધુ રકમ જાહેર સખાવત માટે મૂકી ગયા હતા. એમ જણાય છે કે સ્વર્ગસ્થનાં વિધવા શ્રીમતી હીરાવંતીબાઇ મનસુખલાલને ઢોરઉછેર માટે સંસ્થા સ્થાપવા આ ફંડમાંથી સારી જેવી રકમ આપવાની વિનંતી કરવામાં આવી હતી અને તેમણે પણ મુંબઇ સરકારને ચરણે નવ લાખની ઉદાર ભેટ ધરી છે. આ સંસ્થાને સ્વર્ગસ્થ મનસુખલાલનું નામ આપવામાં આવશે અને ખેડા જિલ્લામાં આવેલા આણંદ શહેર પાસે તે ખોલવામાં આવશે. આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ ખેતીવાડી માટે એક ટેકનીકલ શાળા સ્થાપી ખેતીવાડીનું વિજ્ઞાન અને પ્રથાઓ વિષે, બગીચાઓ, ઢોરઉછેર, ડેરીઉદ્યોગ, અને આરોગ્યસુખાકારી અને ખીલવણીનું જ્ઞાન આપવાનો છે. ખેતીવાડી અને ગ્રામજીવનના વ્યવહારૂ પ્રશ્નોનો માર્ગ કાઢવા ઢોરઉછેર, ડેરી, અને ખેતીવાડીને લગતું સંશોધનકાર્ય પણ શાળામાં ચલાવવામાં આવશે.

**દુધાળાં ઢોરોની ઓલાદ સુધારવા શેઠ ગોએંકાની સખાવત:** મુંબઇના બીજા એક શાહસોદાગર શેઠ મુંગાલાલ ગોએંકાએ દુધાળી ગાયની ઉત્તમ ઓલાદવાળા ધણોની ખીલવણી માટે તેમજ તેમની સંખ્યા વધારી હિંદભરમાં તેના ફેલાવા માટે એક સંસ્થા સ્થાપવા ૭ લાખ રૂપીઆ આપ્યા છે. ઉત્તમ આખલા, સારા બળદો અને વધુ દૂધ દેતી ગાયોની ઓલાદ વધારી હિંદભરમાં તેમને પૂરાં પાડવાનો પ્રયાસ પણ આ સંસ્થા કરશે. ઢોરની ઓલાદ

અને તેમની ખોરાકીને લગતું સંશોધનકાર્ય અને અખતરાઓ પણ આ સંસ્થામાં થાય એવી આ દાનવીરની ઇચ્છા છે.

આ બંને સંસ્થાઓ એક જ સ્થળે સ્થાપવામાં આવશે. સરદારશ્રી વલ્લભભાઇ પટેલ, ગૃહસચિવ ઓન. શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રીમતી હીરાવંતી મનસુખલાલ, શ્રી. મગનદાસ બી. મહેતા, અને શ્રી. વાડીલાલ ડુંગરશી સ્વર્ગસ્થ શ્રી. મનસુખલાલ છગનલાલના ધર્માદા ફંડના હાલ ટ્રસ્ટીઓ છે.

**સરકાર સમક્ષ યોજનાઓ:** આ બંને સંસ્થાઓની યોજનાના સ્વીકાર અને અમલ માટે મુંબઇ સરકાર સમક્ષ તે ધરવામાં આવી છે. આ સંસ્થાઓ માટે હજારેક એકર જમીનની જરૂર પડશે.

એમ જણાય છે કે યોજનાના અમલ માટે ઢોરોની ઓલાદસુધારણા અને ડેરીનાં છારોડી અને સુરત ખાતેનાં સરકારી મથકો બંધ કરી તેમને આ સંસ્થાઓ સાથે ભેળવી દેવાની જરૂર પડશે. જમીનો, સાધનો, મિલકત અને વ્યવસ્થા તેમ જ આ સંસ્થાઓ ઉપરનો અંકુશ સરકારી અને બીનસરકારી સભ્યોના બનેલા એક સંયુક્ત વ્યવસ્થાપક બોર્ડને સોંપવામાં આવશે.

**૫૦ શિષ્યવૃત્તિઓ:** હાલની યોજના મુજબ આ સંસ્થાઓમાં તાલીમ લેતા આશરે પચાસેક જેટલા હિંદુ યુવાનોને શિષ્યવૃત્તિઓ આપવામાં આવશે. હિંદના તમામ ભાગોમાંથી આવતા વિદ્યાર્થીઓને તેમાં દાખલ કરવામાં આવશે. પાછળથી જરૂર પડ્યે હિંદુ ન હોય તેવા વિદ્યાર્થીઓને દાખલ કરવાની પરવાનગી મેળવવા હાઇ કોર્ટને અરજી કરવાની ટ્રસ્ટીઓને સત્તા અપાઇ છે.

ખેડૂત યુવાનો માટે 'ટૂંકો અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો છે. દર સત્રે સો સો વિદ્યાર્થીઓની ટુકડીઓને તાલીમ અપાશે, એટલે દર વર્ષે ૧૦૦૦ વિદ્યાર્થીઓને તાલીમ મળશે. આ ઉપરાંત પોસ્ટ ગ્રેજ્યુએટો માટે પણ ઢોર-ઉછેર, ડેરી, ઢોરની ઓલાદસુધારણા અને ખોરાકના સંશોધન માટે ખાસ અભ્યાસક્રમની જોગવાઇ કરવામાં આવશે.

સરકાર જો આ યોજનાનો સ્વીકાર કરે તો અને અત્યારે તે વિષે કોઇ જાતની શંકા રખાતી નથી તો બેએક વિદ્યાર્થીઓને અભ્યાસ માટે ડેન્માર્ક પણ મોકલવામાં આવશે. ડેન્માર્ક એક જ એવો દેશ છે, જ્યાં ઢોરઉછેરનો ઉદ્યોગ પરિપૂર્ણ બન્યો છે, એટલે ત્યાંનો અનુભવ અનેક રીતે ઉપયોગી નીવડવાનો સંભવ છે.

આ સંસ્થાઓ જ્યારે અસ્તિત્વમાં આવશે ત્યારે હિંદભરમાં તે પહેલી જ હશે; જોકે, દિલ્હીમાં લોર્ડ લિન્લીથ્ગોના આશ્રય નીચે આવી સંસ્થા ઊઘડવાની વાતો સંભળાય છે.

**સંસ્કૃત અભ્યાસ માટે:** શેઠ મુંગાલાલ ગોએંકાએ ઓન. શ્રી. કે. એમ. મુનશીને એક કેળવણીસંસ્થા ખોલવા બીજા બે લાખ રૂપીઆ આપ્યા છે. એમ જણાય છે કે સંસ્કૃત, હિંદી, ગુજરાતી અને તેની સાથે સંકળાએલી અન્ય ભાષાઓના અને સાહિત્યના અભ્યાસ માટે સંસ્થા ખોલવાની ગૃહસચિવે એક યોજના ઘડી કાઢી છે. ઉપર જણાવેલી ભાષાઓના પ્રચાર અને ફેલાવા માટે સંસ્થા કામ કરશે. આ સંસ્થા સંસ્કૃત ભાષાનું સંશોધન પણ કરશે. આ માટે વધુ ફંડની જોગવાઇ થઇ રહ્યાનું જણાવાય છે.

('જન્મભૂમિ', તા. ૩:૭:૧૯૩૮)

—*—

## પત્ર

### ૪. સાત ગામના ભાઇઓને

**પ્રિય ભાઇ!**

વિ. વિ. આપણું કન્યા આપવા લેવાનું ક્ષેત્ર દિવસે દિવસે ટૂંકું થતું જતું હોવાથી કન્યાઓ આપવામાં ઘણી મુશ્કેલ સ્થિતિમાં આપણે મુકાયા છીએ. તો એનો કંઇ રસ્તો કાઢવા આપણા સાત ગામોના ભાઇઓને વડતાલ મુકામે એકઠા કરી વિચાર કરવા મને કેટલાક અગ્રગણ્ય જ્ઞાતિબંધુઓ અને વડીલોએ આજ્ઞા કરવાથી આપને વિનંતી કરૂં છું કે:

૧. એકઠા થવાની જરૂર છે કે કેમ?

૨. વડતાલ એકઠા કરવા કંઇ અડચણ છે કે કેમ?

૩. દિવાળીની આજુબાજુના દિવસોમાં એકત્ર થવા આપ ઇચ્છો છો કે કેમ?

આ ત્રણ બાબત સંબંધી આપનો ચોકસ વિચાર મને જણાવવા તસ્દી લેશો તો આગળની તજવીજ કરૂં.

આશા રાખું છું કે આ કામમાં દરેકે દરેક ભાઇની સંમતિ અને સલાહ જોઇએ અને વ્યક્તિગત પત્ર લખી હકીકત મંગાવવાનું કામ મુશ્કેલ હોવાથી આપ આપના ગામના—આપના સંબંધીઓ, સ્નેહીઓ અને જ્ઞાતિહિતમાં રસ લેનારને આ મોકલેલી પત્રિકા પહોંચાડી મદદ કરી આભારી કરશો. બનતા સુધી તા. ૧૫:૭:'૩૮ સુધીમાં આપનો અભિપ્રાય મને લખી મોકલવા કૃપા કરશો એમ આશા છે, એજ વિનંતી.

લી. આપનો

તા. ૧:૭:'૩૮ — જ્ઞાતિસેવક,

ભાદરણ — વ્રજભાઇ વાઘજીભાઇ

**નોંધ:** 'બનતા સુધી તા. ૧૫:૭:'૩૮ સુધીમાં' અભિપ્રાય મોકલવાની ભાઈ વ્રજભાઇની વિનંતી છે અને તે મુદ્દત વીતી ગઇ છે, છતાં હજી સૌ ભાઇઓ પોતાનો અભિપ્રાય વેળાસર તેમને લખી મોકલે તો નિર્ણય ઉપર આવવાનું તેમને વધારે અનુકૂળ થાય. —તંત્રી

—*—

## ચર્ચાપત્ર

### ૭. લગ્નવિધિ

ભાઇ મગનભાઇએ ચૈત્રના 'પાટીદાર'માં આગળના અંકના 'લગ્નવિધિ'ના લેખ ઉપર જે 'જરા વધારે ખુલાસો' કર્યો છે, તે વિષ મારે કંઇક કહેવાનું છે.

**લગ્નપડીકું:** 'સામાજિક' વાંધો છે કે નહિ તે જાણવા 'લાઇન ક્લીઅર' માગવા લગ્નપડીકું મોકલવામાં આવે છે, એમ ભાઇ મગનભાઇનું માનવું છે. પણ સામાજિક વાંધો હોય તેવાં લગ્ન, જે સમૂહમાં રૂઢિને માન મળે છે તેમાં, ભાગ્યેજ જોડાય છે. અને સામાજિક વાંધા છતાં જો કદાચ લગ્ન જોડાય તો લગ્નપડીકાનો દિવસ આવે ત્યાં સુધી સમાજ ઠંડો થઇ બેસી રહે એમ માનવામાં કંઇક ભૂલ થતી લાગે છે. અને માની લો, કે સામાજિક વાંધાની 'લાઇન ક્લીઅર' માટે બ્રાહ્મણને મોકલવામાં આવે છે, તો તે 'લાઇન ક્લીઅર'નો જવાબ ત્રણ પૈસાનો કાર્ડ નથી લાવતું—લેઇ જતું? પછી આધુનિક સગવડોમાં બ્રાહ્મણને મોકલવાની કેઇક જરૂરિયાત છે?

**ગ્રહશાન્તિ:** આકાશના ગ્રહમંડળનો સૂક્ષ્મ અભ્યાસ પ્રાચીન કાળથી જ વિદ્વાનો કરતા આવ્યા છે. અને દૂરબીનની શોધ થયા બાદ, ગુરુત્વાકર્ષણના જ્ઞાનની સિદ્ધિ થયા પછી તો એ ગ્રહોનું અંતર અને અસરોનું જ્ઞાન પણ પ્રાપ્ત થયું છે. એ ગ્રહમંડળની અસર પૃથ્વી ઉપર, જીવજંતુ ઉપર તથા માનવી ઉપર પણ થાય છે. જેમ પૃથ્વી અચળ ભૂમિ—Terra Firma—નથી તેમ એ ગ્રહો પણ અચગ નથી, તેમજ તેમની અસર પણ અચળ નથી. તે અસર વખતો વખત બદલાતી હોય છે, તેનું પ્રમાણ ખગોળના કોઇ સારા પુસ્તક ઉપરથી મળી શકશે. ગ્રહશાન્તિ વખતે આ ગ્રહોને શાન્તિ આપવાની હોય છે, નહિ કે 'ઘરના ગ્રહો'ને શાન્તિ આપવાનો આ વિધિનો ઉદ્દેશ છે. આ વિધિ ઉત્પન્ન થયો હશે ત્યારે ભાઇ મગનભાઇ વર્ણવે છે તે પ્રમાણે, સમાજની કૌટુંબિક સ્થિતિ હોય એમ મારું માનવું નથી. તેમણે જે સ્થિતિનો ચિતાર આપ્યો છે તે હાલની કૌટુંબિક પરિસ્થિતિનો છે, જ્યારે વિધિ ઘણાજ પ્રાચીન

સંગયથી ઉદ્ભવ્યો છે. 'તેને (ઘરને) બદલે ગ્રહોની શાન્તિ કરવાનો રિવાજ પડી ગયો છે,' એમ ભાઇ મગનભાઇ કહે છે, એટલે એ એટલું તો માને છે જ કે અત્યારે ગૃહશાન્તિ નહિ પણ ગ્રહશાન્તિજ થાય છે. તો એ ભાઇ બતાવશે કે કયારે ને કેવી રીતે 'ગૃહશાન્તિ'માંથી 'ગ્રહશાન્તિ' થઇ ગઇ છે?

**ગણપતિ:** જડ ને ચેતન ગણનો પતિ (ગણ+ઇશ) ગણેશ અથવા ગણપતિ. 'એ દૃષ્ટિએ પૂજન થતું હોય તો ઠીક છે,' એમ ભાઇ મગનભાઇ માને છે. પણ પૂજામાં માનનાર તથા વિધિઓને અનુસરનાર હાલના સમાજનું માનસ પ્રતીક વિનાનું પૂજન કરી સંતોષાય એટલું કેળવાયું નથી. એટલે જો ભાઇ મગનભાઇ પૂજાની વિરુદ્ધ ન હોય તો 'ભીંતો ઉપર રંગના આડા અવળા હાથ મરાવી' જે પ્રતીક તૈયાર કરવામાં આવે તેનીજ પૂજાને 'ઠીક છે' એમ કહેવું જોઇએ.

ભાઇ મગનભાઇએ જૂના વિધિઓ માટે નવી ને તેય ભાવનાસંકુચિત ભૂમિકા લીધી છે. અમુક કુટુંબ કે અમુક સમાજ માટે એ વિધિઓ નહોતા ઉદ્ભવ્યા. હિંદના બીજા ઘણા સમાજોમાં તેનાં થોડાં ઘણાં તત્ત્વો હજીયે જોવામાં આવે છે, એટલે જ્યારે તે ઉદ્ભવ્યા હશે ત્યારે તે આખાયે સમૂહ માટે ઉદ્ભવેલા, પણ પાછળથી દરેક સમાજે પોતાને અનુકૂળ ફેરફારો કર્યા હોય એમ મારૂં માનવું છે.

કમ્પાલા (ઉગાણ્ડા) ઉમેદભાઇ ત્રિભુવનદાસ પટેલ

## ૮. પાટીદાર યુવક મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ

પાટીદાર યુવક મંડળ તરફથી ચાલતી સમાજસુધારાની પ્રવૃત્તિઓમાં મુખ્ય પ્રવૃત્તિ બાળલગ્નની બદી અટકાવવી એ છે. પાટીદાર યુવક મંડળ હમેશાં એકપક્ષી નિર્ણય તો નજ કરે, એવી સૌની માન્યતા છે. પણ લીંબાસીમાં થએલ બાળલગ્ન સાગે તેમણે કેસ કરીને પાટીદાર યુવક મંડળના સંચાલકો પક્ષપાતી છે, એવું સાબિત કરી આપ્યું છે.

હકીકત એવી છે કે લીંબાસીમાં બાળલગ્ન થવાનાં છે, એવી ખબર પાટીદાર યુવક મંડળના મંત્રી વેણીભાઇને મળી, એટલે તેમણે બંનેને નોટીસ આપી કે બાળલગ્ન થતું બંધ નહિ કરો તો શારદા બીલ મુજબ કાયદેસર પગલાં લેવામાં આવશે. આથી તા. ૧૨-૫-૩૭ના રોજ લીંબાસીના ભાઇઓ વેણીભાઇને નરસંડા મળ્યા. તેમને લીંબાસી ગામની પરિસ્થિતિથી વાકેફ કર્યા, ગામડાના લોકોની સ્થિતિ "કાશીના કરવત જેવી છે." આ હકીકત છ ગામના

ગણાતા કુળવાન લોકો નહિ સમજે. બેશક લીંબાસીના ભાઈઓએ બાળલગ્ન કરી શારદા ઍક્ટનો ભંગ કર્યો છે, તેના માટે કાયદેસર સજા પણ થવી જોઈએ. ભાઈ વેણીભાઈએ તે ભાઈઓને કહ્યું કે જ્યારે આવી પરિસ્થિતિ છે, તો કેસ નહિ કરૂં. પણ બીજી વ્યક્તિઓ તરફથી જ્યારે ફરિયાદ નહિ કરવાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેમણે લીંબાસીના બાળલગ્ન સંબંધી તા. ૨૨-૫-'૩૭ના રોજ નીચે મુજબનો પત્ર મને લખ્યો.

"લીંબાસીના બાળલગ્નોની મેં નોટીસો આપેલી, ત્યારબાદ બાબરભાઈનો કાગળ અને વલ્લવભાઈ જાતે આવી મને રૂબરૂમાં લિંબાસી ગામના લોકોની લગ્ન સંબંધી સ્થિતિ સમજાવી ગયેલા. તેથી મેં તેમને ફરિયાદ નહિ કરૂં એમ કહેલું; પરંતુ તે સંબંધમાં પાટીદાર મંડળ તરફથી શ્રી. નરસીભાઈ તરફથી મને (વેણીભાઈને) પત્ર મળ્યો છે કે "ફરિયાદ કરવાના નથી એ મોટી ભૂલ છે. જો ફરિયાદ થશે તો જ એ લોક કુળવાનોમાં કન્યા આપતા અટકશે. કુળવાનોમાં કન્યા દે છે, તેથી જ એ કોઈ ગોળમાં ભળતા નથી, ને એમના છોકરા પરણતા નથી, માટે પૈસા આપી બાળલગ્ન કરવાં પડે છે. આવા લોક ઉપર તો પ્રથમ ફરિયાદ કરવી જોઈએ, એ નહિ કરો તો કુળવાનશાહી પોષવાનો ને કન્યાવિક્રય તથા બાળલગ્નને ઉત્તેજન આપવાનો દોષ કરશો."

લીંબાસીના ભાઈઓને તા. ૧૨-૫-૩૭ના રોજ ખાત્રી મળેલી કે ફરિયાદ નહિ કરવામાં આવે એટલે તેમણે તા. ૧૮-૫-૩૭ના રોજ લગ્ન કરી દીધું. લગ્ન થઈ ગયા બાદ તા. ૨૨-૫-૩૭ના રોજ લખેલો ઉપર મુજબનો પત્ર મળ્યો. લગ્ન થતા પહેલાં ખબર આપી હોત તો લગ્ન અટકાવી શકાત. એટલે એક વખત વચન આપ્યા પછી ફરિયાદ કરવી એ પાટીદાર યુવક મંડળના મંત્રીને શોભતું નથી. શ્રી. નરસીભાઈ વેણીભાઈને ઉપરના પત્રમાં લખે છે, તે જરાય યોગ્ય નથી. કુળવાન કુળહીનની વાત એક બાજુએ મૂકો, પણ લીંબાસીના લોકોએ ગોળમાં ભળવાનો ઘણોય પ્રયત્ન કર્યો, છતાં કોઈ ગોળ સાથે ભળવાનું બની શક્યું નથી. કોઈ ગોળમાં ભળવાની વાત કરે તો કન્યાઓ આપો, ત્યારપછી ગોળમાં ભળો. પોતાના ગોળની કન્યાઓ લીંબાસી ગામને આપવા કોઈ ગામ તૈયાર નથી. ૭ ગામ કહો કે ૨૭ ગામ કહો, તેની સ્થિતિ કેવી છે, એ કોઈથી અજાણ્યું નથી. અંદર અંદર નાનાં વર્તુળ એવાં થતાં જાય છે, કે અમુક ગામ વગર કન્યાની લેવડદેવડ થતી નથી. હવે આ થયેલ બાળલગ્ન સંબંધી ફરિયાદ કરવી કે કેમ તેનો નિર્ણય કાર્યવાહક સમિતિ બોલાવીને કરવો એવું ઠર્યું. કાર્યવાહક મંડળ પણ આખરી નિર્ણય ન કરી

શકવાથી પૂ. ગાંધીજીની સલાહ આ બાબતમાં લેવી એવું ઠર્યું. આ કાર્યવાહક મંડળમાં લીંબાસીના કેસ સાથે આણંદનો કેસ પણ ચરચાયો હતો, છતાં લીંબાસીનો કેસ મહાત્માજીના નિર્ણય માટે મોકલ્યો, અને આણંદનો કેસ મોકલ્યો નથી. આ પક્ષપાત નહિ તો બીજું શું? આવાજ એક મિત્રાલના કેશમાં ફક્ત વર કન્યાના પિતાઓનેજ લેવામાં આવ્યા છે, જ્યારે લીંબાસીના કેસમાં બે બાળલગ્ન માટે બે વરના બે પિતાની સાથે કન્યા પક્ષનાં માતાપિતાને સામેલ રાખવાથી કુલ છ જણને આરોપી ઠરાવી ઉપરના હિસાબે કેટલો પક્ષપાત કર્યો છે, એ દેખાઇ આવે છે.

પૂજ્ય ગાંધીજીએ આ બાબતમાં નીચે પ્રમાણે જવાબ આપ્યો છે.

"૧. કોઇને નવ વરસની બાળા સાથે વિવાહ કરવાની સંમતિ તો નજ આપી શકાય, એવું કોઇએ કર્યું હોય તો તેના ઉપર કામ ન ચલાવીએ એ નોખી વસ્તુ છે, એ અનિવાર્ય પણ હોય.

"૨. જ્યાં જ્યાં સંભવે ત્યાં ત્યાં શારદા ઍક્ટનો અમલ પણ કરવો જોઇએ.

"૩. જે કઠીન સ્થિતિ લીંબાસી વગેરેની વર્ણવી તેવી સ્થિતિવાળાઓનો વિવાહ અનિવાર્ય ગણી ચલાવીએ, તો પણ એ બાળાની સાથે સંભોગ તો અસંભવિત હોવો જોઇએ, એટલે એ ઉમર લાયક ન થાય ત્યાં લગી સાસરે ન જઇ શકે. કદાચ નિર્વાહ ખાતર સાસરે જવું અનિવાર્ય ગણાતું હોય તો સ્ત્રીની સાથે શયન નજ થાય, સ્પર્શ સરખોય નજ થાય. આ નિયમનો અપવાદ કોઇ પણ સંજોગોમાં હું કલ્પી શકતો નથી.•

"૪. સાચો ઉપાય તો એ છે કે જાતજાતના વાડાઓ અને ગામો તોડવાં જોઇએ. એમાં પહેલ પ્રતિષ્ઠિત માણસોએ કરવી જોઇએ, એટલે કે ઇચ્છાપૂર્વક પોતાની દીકરીને પરજ્ઞાતિમાં આપવી ને આપવા સારૂ ઉછેરવી. આમ કરવામાં ધર્મ કે સંયમનો ભંગ છે, એમ માનવું મિથ્યા ભ્રમ છે. વાડાની બહાર જવામાં અધર્મ છે, એમ માનવું ભ્રમ છે. એ વાડામાં રહેવાને ખાતર બાળકીનાં લગ્ન કરવાં એ તો અધર્મ છે, પાપ છે અને અધમતા છે."

ઉપરના પત્રમાં સ્થાનિક પરિસ્થિતિ નહિ જાણવાને કારણે પૂજ્ય ગાંધીજી છેવટનો નિર્ણય આપી શકયા નથી, છતાં ઉપરના ત્રીજા પેરેગ્રાફમાં લીંબાસી માટે જે ઠરાવ આપ્યો છે, તે મુજબ પણ ન્યાય આપ્યો નથી.

એટલે મને એમ લાગે છે કે લીંબાસીના બાળલગ્ન સામે ફરિયાદ ન કરી હોત તો ઠીક થાત. ફરિયાદ નહિ કરવામાં આવે એવી ખાત્રી આપ્યા પછી લગ્ન થયું છે, એ પણ ફરિયાદ નહિ કરવા માટે સબળ કારણ હતું.

આ બાળલગ્ન માટે ફરિયાદ કરી એનું મને દુઃખ થતું નથી, પણ આણંદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. કરસનદાસના પુત્રનું બાળલગ્ન થયેલું છતાં ફરિયાદ ન કરી, તેનું વધારે દુઃખ છે. કાર્યવાહક મંડળ આગળ આ બાળલગ્ન સંબંધી ચર્ચા કરવામાં આવી હતી. ત્યારે એમ કહેવામાં આવ્યું કે ઘરમાં દસ વરસથી કોઇ સ્ત્રી નથી, અને રોટલાનું દુઃખ છે. કન્યાની સગવડ થઇ એટલે લગ્ન કરવું પડયું છે. આ બાળલગ્નમાં છોકરાની ઉમર ૧૫ વરસની છે અને કન્યાની ઉમર ૧૬ – ૧૭ વરસની છે, એટલે બાળલગ્ન ઉપરાંત કજોડું પણ છે. આ બાળલગ્ન સામે ફરિયાદ નહિ કરવાને કોઇ પણ જાતનું સબળ કારણ નહોતું. વરના પિતાશ્રી કરસનદાસભાઇને રોટલાના દુઃખના નિવારણ માટે આ બાળલગ્ન કરવું પડયું છે. તેના કરતાં જો કોઇ વિધવા સાથે પુનર્લગ્ન કરી રોટલાનું દુઃખ મટાડયું હોત તો તે બની શકે તેવું હતું. આ અનિવાર્ય ગણાય નહિ.

ઉપરની હકીકત ઉપરથી મને પોતાને સ્પષ્ટ લાગ્યું છે કે પાટીદાર યુવક મંડળ પક્ષપાતી હોવાનું સાબીત કરી આપ્યું છે.

**લીંબાસી,** તા. માતર **ઇશ્વરભાઇ જીવાભાઇ**

---

## ગ્રંથપરિચય

**૬૧. હિમાલયનો પ્રવાસ,** ચોથી આવૃત્તિ: પૃષ્ઠ ૨૪+૩૧૪, કિંમત બાર આના. આ પુસ્તકનો પરિચય આ માસિકના સં. ૧૯૯૦ના શ્રાવણના અંકમાં પૃષ્ઠ ૪૭૦ ઉપર આમ આપ્યો છે: "સં. ૧૯૮૧થી શરૂ કરીને લેખક ધીરે ધીરે આજે હિમાલયના પોતાના પ્રવાસનું વર્ણન કરી રહે છે. અને એ ધીરે ધીરે લખાએલું વર્ણન બહુ ટકેલ ભાવે લખાયું છે. એમની અવલોકન શક્તિનો લાભ આપણને ઠામ ઠામ મળ્યે જાય છે. જાત્રા કયે હેતુએ કેવી રીતે કરવી એ વિષેની લેખકની ભાવનાનું છેલ્લું પ્રકરણ 'ફલશ્રુતિ' ખાસ વાંચવા જેવું છે. 'જે કોઇ પ્રવાસરસિક ભાઇબેન આ પુસ્તક વાંચશે તે સૌ એમાંથી કોઇ ને કોઇ ફળ પામશેજ એમાં સંશય નથી." આ આવૃત્તિની શરૂઆતમાં 'જીવનની તાજગી' રૂપે ગ્રંથનો પરિચય આપ્યો છે તેમાં પૃષ્ઠ ૪ નીચે 'આર્ય' શબ્દનો ધાતુ 'અર્=ખેડવું' આપ્યો છે. મારી પાસેના સર્વ સંસ્કૃત શબ્દકોષોમાં એ શબ્દનો ધાતુ 'ઋ=જવું' આપ્યો છે અને અર્ ધાતુ તો કોઇ કોષમાં દેખાતો જ નથી! ગ્રંથમાં લેખકે પોતાના પ્રવાસમાર્ગનો નકશો આપ્યો હોત તો ગ્રંથ વધારે રસિક બનત.

૬૨. લોકમાતા [ભારતની નદીઓ], બીજી આવૃત્તિ: પૃષ્ઠ ૧૨૪, બે છબિઓ, કિંમત ચાર આના. આ પુસ્તકનો પરિચય આ માસિકના સં. ૧૯૯૦ના શ્રાવણના અંકમાં પૃષ્ઠ ૪૬૯ ઉપર આમ આપ્યો છે: "ભારતની નદીઓનાં દર્શન કરીને લેખકને કેવી લાગણી જાગેલી તેનું આમાં સુંદર ચિત્ર છે. લેખક દક્ષિણવાસી હોવા છતાં સુંદર ગુજરાતી ભાષા લખી શકે છે. પણ આટલા દિવસ સુધી જે ગુજરાતની નદીઓએ એમને અમૃતપાન કરાવ્યું છે, તેમણે એમના હૃદયમાં બહુ ઊર્મિ જગાડી દેખાતી નથી. પ્રકૃતિભક્તોને નદી-માતા પ્રત્યે શ્રદ્ધાભક્તિ જાગે એવું આ પુસ્તક છે. 'જોગનો ધોધ' વર્ણવતાં 'ચિડાયેલા' સાથી પ્રત્યે કંઇક વધારે સહનશીલતા દાખવી હોત તો 'ભયાનક રમણિયતા' (પૃ. ૧૦૨) ઓછી ન થાત!

ઉપરનાં બંને પુસ્તકના લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. બંને પુસ્તકમાં લેખકે પોતાની અતિશ્રદ્ધા પ્રદર્શિત કરી છે, અનેક સ્થળે પોતાની કાલ્પનિક ફીલસુફીથી અકલ્પ્ય ભાવનાઓ આરોપી છે ('હિમાલયનો પ્રવાસ,' પૃ. ૧૩૪, ૧૫૭ વગેરે). લેખનમાં લેખકને લાઘવ વિષે જરા યે શ્રદ્ધા નથી, મનમાં જેટલું આવે છે એટલું કાગળ ઉપર મૂકી દે છે. છતાં હાસ્યરસની જમાવટ એમનામાં સારી છે.

૬૩. ચીનનો અવાજ [ડિકિન્સનના 'અમર' પત્રો], જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા–૬: અનુવાદક–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ; પૃષ્ઠ ૮+૧૦૧, કિંમત આઠ આના. યુરોપે એશિયાની–એટલે ચીનની પણ–પ્રજાની શારીરિક અને માનસિક શક્તિનો અને સંસ્કૃતિનો કેમ નાશ કર્યો છે અને તેમાં કેટલે બધે અંશે હિંસાબળનો ને છળબળનો ઉપયોગ કર્યો છે તે આ પુસ્તકમાંના આઠ કાલ્પનિક પત્રો વાંચવાથી સારી રીતે સમજાશે. દીનબંધુ ઍન્ડ્રુસ અંગ્રેજ છે, છતાં હિંદીઓ ઉપરનો અંગ્રેજોનો જુલમ ન સહેવાયાથી એમણે પોતાના જાતભાઇઓ–અંગ્રેજો–વિરુદ્ધ હિંદને પક્ષે અવાજ ઉઠાવ્યો છે; બરાબર તેવી જ રીતે શ્રી. લોવેઝ ડિકિન્સન પોતે અંગ્રેજ છે, છતાં ચીનાઓ ઉપરનો યુરોપિયનોનો અને ખાસ કરીને અંગ્રેજોનો જુલમ ન સહેવાયાથી એમણે પોતાના જાતભાઇઓ–અંગ્રેજો વિરુદ્ધ એશિયાને–ખાસ કરીને ચીનને–પક્ષે અવાજ ઉઠાવવા Letters from John Chinaman નામે પુસ્તક લખી તેમાં આ આઠ પત્રો લખ્યા છે. જેમ શ્રી. ઍન્ડ્રુસે હિંદની, તેમ શ્રી. ડિકિન્સને ચીનની પ્રાચીન સંસ્કૃતિને પચાવી લીધી છે. યુરોપની ચકચકિત કેળવણી પામીને ત્યાંની સ્વાર્થમય ને હિંસાત્મક સંસ્કૃતિ સ્વીકારી અભિમાન લેનારા આપણા છીછરા ભણેલાઓ પૂર્વની સંસ્કૃતિ સમજવા માટે આ પુસ્તકના વિચારો

પચાવવા જરૂર પ્રયત્ન કરવો ઘટે. સૌ પૂર્વભક્તોએ પણ પુસ્તક વાંચવું ઘટે. ભાષાન્તરની ભાષા સરળ સુંદર ને સંસ્કારી છે.

ઉપરનાં ત્રણ પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**૬૪. આપણા દેશની સ્થિતિ** (સરકારની બંધીમાંથી છૂટેલો નિબંધ): કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના મરાઠી ઉપરથી અનુવાદક—ડૉ. સાકરલાલ તુ. યાજ્ઞિક; પ્રકાશક—મેનેજર, ચિત્રશાળા પ્રેસ, ૧૦૨૬ સદાશિવ પેઠ, પૂના ૨; પૃષ્ઠ ૫+૧૧૨, કિંમત આઠ આના. લોકમાન્ય ટિળકની પેઠે વિષ્ણુશાસ્ત્રી કડક ટીકાકાર હતા. આ નિબંધમાં પણ હિંદુસ્થાનમાંની બ્રિટિશ રાજ્યનીતિ સામે કડક ટીકાઓ છે. જોકે એમાંના વિચારો કરતાં આજે ગાંધીયુગના વિચારો બહુ આગળ વધી ગયા છે, છતાં તે કાળે—ઈ. સ. ૧૮૮૦-૮૧માં—નિબંધના વિચારો કડક ગણાતા. સરકાર તે વખતે તો કંઇ બોલેલી નહિ, પણ ૧૯૦૬માં બંગભંગને પરિણામે આખા દેશમાં દેશભક્તિનું ને રાજદ્રોહનું જે પ્રચંડ મોજું ઊછળેલું, તેથી સરકાર ભડકેલી ને ત્યારે અનેક પુસ્તકોની સાથે આ પણ પુસ્તકને જપ્ત કરેલું. હાલની મહાસભાની સરકારે અનેક પુસ્તકોની સાથે આ પણ પુસ્તક ઉપરની બંધી ઉઠાવી લીધી છે. સૌએ વાંચવા જેવા આ નિબંધ છે. અનુવાદની ગુજરાતી ભાષા ઉપર મૂળ મરાઠી ભાષાની અસર સ્પષ્ટ રીતે રહી ગઇ છે અને વળી પુસ્તકની છપાઇ પણ સારી નથી, ચિત્રશાળા પ્રેસને શોભા અપાવે એવી તો નથી જ.

**૬૫. ઉંબર બહાર,** મહારાષ્ટ્રના અજોડ નાટકકાર આચાર્ય પ્રહ્લાદ કેશવ અત્રેના મરાઠી 'ઘરાબાહેર'નો ગૂજરાતી અવતાર: અનુવાદક—મૂળશંકર પાધ્યા; પ્રકાશક—અમૃતલાલ નાનાલાલ પાધ્યા, અત્રે ગ્રંથમાળા કાર્યાલય, ૩૭૪, વેતાળ પેઠ, પૂના ૨; પૃષ્ઠ ૮+૧૦૭, બે છબિ, કિંમત રૂ. ૦-૧૨-૦. મૂળ મરાઠી નાટક લોકપ્રિય બનેલું છે અને ગુજરાતી અનુવાદ થોડે થોડે સુરતના 'પ્રતાપ' સાપ્તાહિક પત્રમાં પ્રસિદ્ધ થએલો. ગયે વર્ષે સુરત કોલેજમાં સ્નેહસંમેલનને અંગે આ નાટક ભજવાએલું એ જ એની સફળતા છે. હિંદુ સમાજમાં સ્ત્રીઓ પ્રત્યે કેવા અન્યાય અને પુરુષની કામવાસનાને પરિણામે કેવા પ્રપંચ પ્રવર્તી રહ્યા છે એનું આ ત્રણ અંકના નાટકમાં સુરેખ ને ઘાટીલું ચિત્ર આપ્યું છે. નવજુગની ભાવનાને અનુસરી સ્ત્રી સ્વતંત્ર રીતે પોતાનો ઉદરનિર્વાહ કરવા ઘર બહાર નીકળે તો આધુનિક ભ્રષ્ટ પુરુષસમાજની પ્રપંચજાળમાં તે કેમ ફસાઇ પડે છે, સેવાનું પ્રદર્શન કરનાર તથા મ્યુનિસિપાલીટીના અને એવી બીજી સંસ્થાઓના સભ્યો પોતાના હાથ નીચે નોકરી

કરતી શિક્ષિકાઓને કેમ ફસાવે છે, એનું સાચું ચિત્ર આમાં છે. આખા કુટુંબના અન્યાયથી ને જુલમથી ત્રાસીને ઉંબર બહાર નીકળી ગએલી સ્ત્રી પોતાના બાળકને કદાપિ ભૂલતી નથી, તેને જ કારણે પાછી, કુટુંબથી સ્વતંત્ર રીતે પણ, પતિથી ઘર માંડી બાળકને સોડમાં લેઇ બેસે છે. એ નારીસહજ સ્વભાવનું સુંદર ચિત્ર આમાં છે. નાટક એકંદરે કરુણારસિક છે. ગુજરાતી ભાષા સારી છે.

૬૬. બાળવિધવા, સ્ત્રીશક્તિ ગ્રંથમાળા ૬૯: લેખક–ચંપકલાલ છગનલાલ મોદી; પ્રકાશક–ઇશ્વિરલાલ એમ. વીમાવાળા, દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરત; પૃષ્ઠ ૨૭, કિંમત ૦–૨–૦. હિંદુ સમાજે વિધવાની–બાળવિધવાની પણ–સ્થિતિ અસહ્ય બનાવી મૂકી છે. કોઇ વિધવાને પુનર્લગ્ન કરવાની ઇચ્છા ન હોય, છતાં યે તેને સાસરિયાં તો શું પણ ભાઇભોજાઇ યે પોતાના ત્રાસથી તેને પુનર્લગ્ન કરવા ધકેલે છે. આ સ્થિતિનો ચિતાર આ નાનકડી વાર્તામાં આપ્યો છે. વાર્તામાં શરૂઆતથી જે કામોદ્દીપક વાતાવરણ મૂક્યું છે તેને બદલે સંયમી વાતાવરણ મૂક્યું હોત તો વધારે ઇષ્ટ થાત.

૬૭. લઘુ, ગાંડીવ કુમારમાળા–૧૧: લેખક–શ્રી 'રામ'; પ્રગટકર્તા–ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો, સુરત; પૃષ્ઠ ૧૨૨, કિંમત ૦–૧૦–૦. ગુજરાતી સાહિત્યમાં આ વિષયની આ જાતની કુમારકથા પહેલી જ લખાય છે એમ પ્રકાશકના નિવેદનમાં જે જણાવાયું છે તે સાચું છે. અને એથી જ આ કુમારકથા આવકારપાત્ર છે. એકબીજાની સાથે રહેવાથી છાત્રજીવનમાં જે મિત્રતા બંધાય છે અને એ મિત્રતાને પરિણામે જે ટોળીઓ બંધાઇ જાય છે, એ ટોળીઓ ઘણી વખત ગમ્મતને ખાતર અને ઘણી વાર એકબીજાને હેઠા ઉતારી પાડવા શું કરે છે એ પ્રસંગોનાં વર્ણનો સારાં છે. કોઈ બીજી જ રીતે આ પાત્રોની ગૂંથણી થાય, અને છાત્રજીવનને લગતા કોઇ એવા જ વિષયમાં જો આવી કથા ઉતારવામાં આવે તો તે શોભી ઊઠે અને ગુજરાતી સાહિત્યમાં આજે જે જાતની કથાઓની ઊણપ છે તે એનાથી પૂરાય. આ વિષયમાં હજી ઘણું જ થોડું આપણે ત્યાં લખાયું છે. બાકી આ કુમારકથા કિશોરો અને કુમારોને વાંચવી ગમે એવી છે. અને એમાં એમને મજા પણ આવશે. સો. ભા.

૬૮. અક્ષરમાળા: સંપાદક–નાગરદાસ ઈ. પટેલ,. ચિત્રકાર–જગમોહન મિસ્ત્રી, બાલવિનોદ કાર્યાલય, મલાડ; પૃ. ૧૦, કિંમત ૦–૫–૦. રૂપે, રંગે અને દેખાવે ચોપડી સારી છે અને એ રીતે બાળકોને તે ગમી જાય એવી છે. બાકી શિક્ષણની દૃષ્ટિએ તે બાળકોને આશીર્વાદ રૂપ થશે કે કેમ એ શંકા છે.

બાળકો હોંશેહોંશે આ ચોપડીનાં ચિત્રો ઉપરથી અક્ષરો શીખી જશે અને તેને તે આવડી જશે એમ માની શકાતું નથી. ચિત્રો બતાવીને બાળકોને અક્ષરોનો પરિચય આપવો એ જ ખરી રીતે સારૂં નથી. સીધી રીતે બાળક જો અક્ષરપરિચય મેળવી શકતું હોય તો એને લંગરનો 'લ' કહી અક્ષરપરિચય આપવાની કંઇ જરૂર? મંદબુદ્ધિ બાળકોને માટે કોઇ આવી ભલામણ કરે તો તે સમજી શકાય તેમ છે. પણ તેમ તો નથી જ. સંપાદકે અને ચિત્રકારે આ ચોપડીની પાછળ સારો એવો શ્રમ લીધો છે, પણ વિવિધ રંગોમાં ચિત્રો આપવા જતાં કયાંક એવાં કઢંગાં છપાઇ ગયાં છે કે મોટાંનેય તે ઓળખવાં મુશ્કેલ થઇ પડે છે, તો પછી બાળકોને માટે શું? દાખલા તરીકે જુઓ કબૂતર, ઢેલ, નારંગી, બિલાડી, મોર, ભુંડ, રીંછ, વાંદરો, સિંહ, વગેરેનાં ચિત્રો. બાકી બાળકોને જાતજાતનાં પ્રાણી, પંખી, ફૂલ વગેરેની ચિત્રાવલિઓ જોવાને માટે છપાય એ ઇચ્છવા જોગ છે અને આવકારપાત્ર છે. સો. ભા.

*

૨૦. શ્રી ગોહિલવાડી લેઉઆ જ્ઞાતિ વિદ્યાર્થી આશ્રમ, ભાવનગરઃ પત્રિકા નં. ૨૭, માર્ચ ૧૯૩૮.

—*—

## પ્રસંગકથા

### હિંદુ એકપત્ની વિવાહબીલ

"શેઠ ગોવિંદલાલ શિવલાલ મોતીલાલ કાઉન્સિલ ઓફ સ્ટેટમાં નીચેનું બીલ રજૂ કરવાના છેઃ કોઇ હિંદુએ પોતાની પત્નીની હયાતીમાં બીજી સ્ત્રી સાથે કરેલું લગ્ન નિષિદ્ધ ઠરાવવાની ને ગેરકાયદેસર જાહેર કરવાની જરૂર છે, તેથી નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છેઃ (૧) (क) આ કાયદો ૧૯૩૮નો હિંદુ એકપત્નીવિવાહનો કાયદો કહેવાશે. (ख) તે આખા બ્રિટિશ હિંદને લાગુ પડે છે, અને જે તારીખે ગવર્નર જનરલની સંમતિ મળે તે દિવસથી તે અમલમાં આવશે. (૨) આ કાયદાથી વિરોધી અથવા વિસંગત એવો હિંદુ કાયદાનો કે રૂઢિનો કોઇ નિયમ હોય તે છતાં, પોતાની પત્નીની હયાતીમાં કોઇ હિંદુએ બીજી સ્ત્રી સાથે કરેલું લગ્ન રદ ગણાશે, અને એવા લગ્નને હિંદી ફોજદારી કાયદાની ૪૯૪મી અને ૪૯૫મી કલમ લાગુ પડશે. જ્યાં કાયદા કે રૂઢિ વડે, હિંદુએ કરેલા લગ્નમાં લગ્નવિચ્છેદની છૂટ હોય અને યોગ્ય સત્તાધિકારીએ છૂટાછેડા આપ્યા હોય ત્યાં આ કલમ લાગુ પડશે નહિ. (૩) કોઇ હિંદુ ધર્માન્તર કરશે તે પછી પણ આ કાયદાની કલમો તેને લાગુ પડશે.

"ઉદ્દેશો ને કારણો: હિંદુ ધારાશાસ્ત્રીઓએ અને સમાજે અનેકપત્નીવિવાહ વિષે અણગમો બતાવ્યો છે, છતાં હિંદુ કાયદો પુરુષોને તેમની એક કે વધારે પત્ની જીવતી હોય તોપણ, ગમે તેટલી સ્ત્રીઓ પરણતાં અટકાવતો નથી. હિંદુ કાયદા પ્રમાણે પુરુષોને અપાએલી છૂટનો દુરુપયોગ થયાના ઘણા ભૂંડા દાખલા ગયાં થોડાંક વરસમાં જાણવામાં આવ્યા છે. આવી બદી વધતી અટકાવવા માટે, હિંદુઓમાં અનેકપત્નીવિવાહ પર અંકુશ મૂકવો એ ઇચ્છવા જોગ છે" ('હરિજનબંધુ,' તા. ૧૦:૭:'૩૮).

મુંબઇ ધારાસભામાં શ્રીમતી લીલાવતી મુનશી અને મદ્રાસ ધારાસભામાં શ્રીમતી રાધાબાઇ સુબારાયન પણ આવુંજ બીલ રજૂ કરવાનાં છે.

## હિંદુ સ્ત્રીઓને લગ્નવિચ્છેદનો હક આપનારૂં બીલ

ડૉ. દેશમુખ વડી ધારાસભામાં નીચેનું બીલ રજૂ કરવાના છે:

"હિંદુ સ્ત્રીઓને અમુક સંજોગોમાં લગ્નવિચ્છેદનો હક આપવાની જરૂર છે, તેથી નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છે:

"આ કાયદાને ૧૯૩૮નો હિંદુ સ્ત્રીઓને લગ્નવિચ્છેદનો હક આપનારો કાયદો કહેવામાં આવશે. તે આખા (બ્રિટિશ) હિંદને લાગુ પડશે. તે ... તારીખથી અમલમાં આવશે.

"લગ્નવિચ્છેદનો હક: ગમે તેવો ઊલટો રિવાજ કે કાયદો હોય તોપણ, નીચેના સંજોગોમાં વિવાહિત હિંદુ સ્ત્રીને લગ્નવિચ્છેદ માગવાનો હક રહેશે: જો તેના પતિમાં લગ્ન પછી ગમે ત્યારે, ન મટી શકે એવી નિર્વીર્યતા (નપુંસકત્વ) આવી જાય; અથવા, જો તેનો પતિ ધર્મ બદલે; અથવા, જો તેનો પતિ પ્રથમ લગ્ન કાયમ હોય તે દરમ્યાન, બીજી સ્ત્રી પરણે; અથવા, જો તેના પતિએ સતત ત્રણ વર્ષ સુધી તેનો ત્યાગ કર્યો હોય.

"ધ્યેય અને ઉદ્દેશો: હિંદુસ્તાનમાં એવા દાખલા ઘણી વાર બને છે, જેમાં પતિએ ઊભા કરેલા સંજોગોમાં પત્નીનું જીવન અસહ્ય બની જાય છે. હિંદુ પત્ની એ વ્યક્તિત્વ ધરાવનાર મનુષ્ય છે એમ સ્વીકારીને આ બીલનું ધ્યેય એમાંના કેટલાક સંજોગો દૂર કરવાનું છે" ('હરિજનબંધુ' તા. ૧૦:૭:'૩૮).

મુંબઇ ધારાસભામાં શ્રી. ભોગીલાલ લાલા પણ આવુંજ બીલ રજૂ કરવાના છે.

## લગ્નવિચ્છેદના બીલમાં ખામીઓ

લગ્નવિચ્છેદના કારણમાં હજી બીજાં પણ ઉમેરવાં જોઇએ: (૧) પતિ સાધુસંન્યાસી થઇ જાય, (૨) પત્ની તરફ નિર્દયતાથી વર્તતો હોય, (૩)

પત્નીનો કે તેનાં બાળકોનો નિર્વાહ કરવા અશક્ત હોય, (૪) રક્તપિત્ત કે એવા કોઇ ભયંકર ને ચેપી રોગથી પીડાતો હોય, અથવા (૫) વ્યભિચાર કે સૃષ્ટિક્રમ વિરુદ્ધ ગુનો કરવાની ટેવવાળો હોય. કારણ કે આ સંજોગોમાં પણ તેવા પતિ સાથેનું પત્નીનું લગ્નજીવન અસહ્ય થઇ પડે છે. આમાંનાં અથવા ઉપરના ખીલમાં જણાવેલાં કોઇ કારણો લગ્ન વખતે હોય છતાં તે છુપાવીને લગ્ન કર્યું હોય તોપણ સ્ત્રીને લગ્નવિચ્છેદનો હક મળવો જોઇએ.

## પુરુષને ન્યાય

સ્ત્રીને લગ્નવિચ્છેદનો હક આપવામાં આવે અને તેવો હક પુરુષને ન હોય તો તેને પણ અન્યાય થાય. કારણ કે અનેક પ્રસંગે ઉપરમાંનાં કેટલાંક દૂષણવાળી સ્ત્રી હોય તો તેના પતિનું પણ લગ્નજીવન અસહ્ય બની જાય. માટે ઉપરમાંનું કોઇ કારણ સ્ત્રીને લાગુ પડતું હોય તેવે પ્રસંગે પુરુષને પણ લગ્નવિચ્છેદનો અધિકાર મળવો જોઇએ. આજ સુધી પુરુષજાતિએ સ્ત્રીજાતિ પ્રત્યે અન્યાય આચર્યો છે, એજ કારણે હવે પુરુષજાતિ પ્રત્યે અન્યાય આચરવા ઘટે એ વિચારસરણી અધમ છે. પણ આજે પુરુષગૃહ સંસ્થા છે, એટલે સ્ત્રીને લગ્નવિચ્છેદ પછી પોતાનું ઘર નથી કે જીવનવ્યવહાર ચલાવવા તેની પાસે ધન નથી. એટલા માટે પુરુષ લગ્નવિચ્છેદ કરે તો સ્ત્રી પુનર્લગ્ન કરી બીજા પુરુષને આશ્રયે ... અથવા પોતાનાં જીવનવ્યવહારનાં સાધન પ્રાપ્ત કરે ત્યાં સુધી પુરુષની શક્તિ પ્રમાણે સ્ત્રીનો જીવનવ્યવહાર ચલાવવાની ફરજ પુરુષને માથે નાખવી જોઇએ.

## ગભરાવાનું કંઇ કારણ નથી

આવા કાયદા થાય તો પ્રાચીન હિંદુસમાજ સહેજે ખળભળી ઊઠે. પણ એમ ગભરાવાનું કંઇ કારણ નથી. સમાજના નીતિનિયમ કંઇ કુદરતી નથી કે સનાતન નથી. નદી સ્વાભાવિક રીતે પોતાનો માર્ગ શોધી લે છે, વારંવાર પોતેજ બદલે છે કે માનવી નહેરો કાઢી બદલે છે. વનમાં કે ખેતરમાં માણસ અનુકૂળતાએ પગથી કાઢે છે, વારંવાર પોતેજ બદલે છે કે સરકાર યોગ્ય માર્ગો બનાવે છે. તેમજ સમાજ પોતાના નીતિનિયમો બાંધે છે, વારંવાર પોતેજ બદલે છે કે સરકાર કાયદા કરીને બદલે છે. અને તેથી જુગજુગના સ્મૃતિકારોએ જે સ્મૃતિઓ રચી છે, તેમાં અનેક પ્રકારના ફેરફાર જોઇએ છીએ. ત્યારે હવે આજના જુગમાં એ નીતિનિયમો નજ ફરે એવું કંઇ નથી, તેમાં યોગ્ય ફેરફાર થવાજ જોઇએ અને એમ નવીન સ્મૃતિ રચાવીજ જોઇએ. સંસારમાં કશું ય સ્થિર કે અચળ નથી, જે ચલિત છે તેજ જીવે છે. વહેતી નદીનું જળ સ્વચ્છ રહે છે, ભરાઇ રહેલા તળાવનું કે ખાબોચિયાનું પાણી બગડીને ગંધાઇ ઊઠે છે.

માનવસમાજે પણ વહેતા રહેવું જોઇએ. ગયાં કેટલાંક સૈકાંથી હિંદુ સમાજ ખાબોચિયાના પાણી જેવો સ્થિર થઇ ગયાથી તો ગંધાઇ ઊઠ્યો છે. માટે એ ખાબોચિયાના બંધ તોડી તેનું પાણી વહેતું કરવામાંજ આપણી મુક્તિ છે. એવા વહનથી આપણે ગભરાઇ ઊઠવાનું કશુંય કારણ નથી.

## પાટીદાર કોમમાં પ્રશંસનીય લગ્ન

"કરજણ, તા. ૧૫. ઉપલા ગોળની કન્યા નીચલા ગોળમાં ઉતારવા પ્રયત્ન કરવો, એ પ્રકારના પાટીદાર પરિષદમાં દરબાર સાહેબ ગોપાળદાસને હસ્તે મુકાએલા ઠરાવને માન આપતું એક અનુકરણીય અને નોંધનીય લગ્ન પાટીદાર કોમમાં હમણાં વડોદરા મુકામે થઇ ગયું. અને લગ્નપ્રસંગમાં વડોદરા રાજ્ય પ્રજામંડળના આગેવાનો શ્રી. પ્રાણલાલ મુનશી, શ્રી. ચુનીલાલ શાહ, વગેરેએ હાજરી આપી વરઘોડીઆને શુભાશિષ પાઠવ્યા. વરનું નામ છે રાવજીભાઇ ધર્મદાસ, કન્યાનું નામ છે બેન ચંદ્રમણીબેન. ચંદ્રમણીના પિતા નરોત્તમદાસ-ભાઇ સોજીત્રાના છે, ભાઇ રાવજીભાઇના પિતા કંડારીના છે. પાટીદાર કોમમાં આ પહેલાં વીરસદ–કરમસદ તેમજ દરાપુરા–વીરસદનાં લગ્ન થયાં છે. પરંતુ આ લગ્ન બેન ચંદ્રમણીના માબાપની પૂરી સંમતિથી થયાં છે, એમને પોતાને ઘેર થયાં છે. આ લગ્નથી ચરોતર તથા કાનમનું લગ્નસંધાન થયું છે. ભાઇ રાવજીભાઇને પોતાના ગણાતા ગોળમાંથી કન્યા મળતી હતી, પરંતુ તેમણે ગોળ તોડીને અને જૂની રૂઢિઓને તોડીને આ લગ્ન કર્યું છે. કન્યાના પિતા નરોત્તમભાઇ ગાયકવાડી રાજ્યના શિકારખાતાના ઇન્સ્પેક્ટર છે" ('સંદેશ,' તા. ૧૫:૭:'૩૮).

## સુધારકનું જૂની રૂઢિએ લગ્ન

સાધીના ભાઇ ખુશાલભાઇ કાળિદાસ પટેલ મોભા રોડની વાકળ એ. વી. સ્કૂલના સ્થાપક, મંત્રી ને શિક્ષક છે; ત્યાંની વ્યાયામશાળા, છાત્રાલય, પુસ્તકાલય વગેરે સંસ્થાઓના મંત્રી છે; ઉત્સાહી સમાજસેવક ને સુધારક છે. તેમનું લગ્ન ગયા જેઠ સુદ ૧૨સને રોજ સિનોર થયું, તે કેવળ જૂની રૂઢિએ થયું. પોણો-સોએક માણસની જાન બે દિવસ રહી; જાનમાં મોટર ને વાજાં હતાં; વડીપાપડ, ગાગાંમાટલાં, વગેરે સૌ અબાજ લેવાયા. સાધીના ભાઇ વલ્લભભાઇ મૂળજીભાઇ પટેલ, જે હાલ ઘણું કરીને વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રચારક છે, તેમણે અને ભાઇ રામભાઇ જેઠાભાઇ પટેલ, જે એ શાળાના છાત્રાલયના ગૃહપતિ ને વ્યાયામશિક્ષક છે, તેમણે પણ આ લગ્નમાં નિરાંતે ભાગ લીધો. વધારે તો એ કે પોતાના સ્નેહીસંબંધીઓ ઉપરાંત પોતાની શાળાના વિદ્યાર્થીઓ

પાસેથી મળેલો ચાંલ્લો પણ સ્વીકાર્યો! વિદ્યાર્થીઓને આજથી આ સંસ્કાર! જૂની પ્રણાલીના લોક તો આમ જ કરતા આવ્યા છે, પણ સમાજશિક્ષક જ આમ રૂઢચીલામાં ચાલે ને વિદ્યાર્થીઓને કશુંય સારૂં ન શીખવે તો તો નિરાશા જ!

### ગોરને પ્રતાપે બાળલગ્ન અટક્યું

ઓડના એક ભાઇ કરજણ તાલુકાના હાંડોદ ગામની શાળાના હેડ માસ્તર છે. તેમની ઉમર ૪૫ વર્ષને આશરે છે. સમાજને અન્યાયે તેમને આજ સુધી કન્યા નહિ મળેલી, એટલે તેમને લગ્ન કરવાની ઇચ્છા તો સ્વાભાવિક રીતે જ થાય. છતાંયે તેમને યોગ્ય કોઇ ઉમર લાયક કન્યા ન મળી, એટલે જે કોઇ મળે તેની સાથે લગ્ન કરી લેવાની પણ તેમણે ઉત્કંઠા બતાવી. અને ચરોતરના કોઇ ગામનો પાટીદાર પોતાની ૧૨ વર્ષની કન્યા તેમને દેવા તૈયાર થયો. ગમે તે કારણે એમ ઠર્યું કે કન્યાને હાંડોદ લેઇ જઇ ત્યાં લગ્નવિધિ કરવો. આથી કન્યાને લેઇને તેનો પિતા કરજણ ગયો, કારણકે હાંડોદ જવાને એ સ્ટેશન અનુકૂળ છે. હાંડોદના ગોર દલપતરામ જદુરામ લગ્નવિધિ કરે એમ પણ ગોઠવ્યું. પણ કોઇક રીતે એ ગોરને ખબર પડી ગઇ કે કન્યાની ઉમર કાયદા વિરુદ્ધ ૧૨ વર્ષની છે, એટલે એમણે એ લગ્નવિધિ કરાવવાની ધસીને ના પાડી. કદાપિ ફરિયાદ થાય ને દંડ થાય તો તે ભરવા અગાઉથી જ રૂા. ૨૦૦ અનામત મૂકવા પણ લગ્નપક્ષ તૈયાર થયો, પણ ગોરે તો કાયદા વિરુદ્ધનું એ બાળલગ્ન કરવા ધસીને જ ના પાડી. આમ ગોરને પ્રતાપે એ બાળલગ્ન અટક્યું. ધન્ય છે એ ગોર દલપતરામને! દેશના બધા ગોર દલપતરામ જેવા હોય તો પળવારમાં બાળલગ્નની બદી બળી જાય.

### લીંબાસીમાં બાળલગ્ન કરનારને સજા

એ વિષે ગયા અંકમાં પૃષ્ઠ ૪૨૯ ઉપર પ્રસંગકથા લખી છે. આ અંકમાં પૃષ્ઠ ૪૬૫થી એ ફરિયાદ સંબંધે ભાઇ ઇશ્વરભાઇ છત્રાભાઇનું 'પાટીદાર યુવક મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ' વિષે ચર્ચાપત્ર છપાયું છે. તે સંબંધે મારે ખુલાસો કરવાનો હોય નહિ, પણ તેમાં મારે વિષે ઉલ્લેખ છે એટલે જ એ વિષે કંઇક લખું છું. એ ચર્ચાપત્રમાં જણાવ્યું છે કે "શ્રી. નરસીભાઇ તરફથી મને (વેણીભાઇને) પત્ર મળ્યો છે કે 'ફરિયાદ કરવાના નથી એ મોટી ભૂલ છે. જો ફરિયાદ થશે તો જ એ લોક કુળવાનોમાં કન્યા આપતા અટકશે. કુળવાનોમાં કન્યા દે છે, તેથી જ એ કોઇ ગોળમાં ભળતા નથી, ને એમના છોકરા પરણતા નથી, માટે પૈસા આપી બાળલગ્ન કરવાં પડે છે. આવા લોક ઉપર તો પ્રથમ ફરિયાદ કરવી જોઇએ, એ નહિ કરો તો કુળવાનશાહી

પોષવાનો ને કન્યાવિક્રય તથા બાળલગ્નને ઉત્તેજન આપવાનો દોષ કરશો." આ વાત સાચીજ છે, પણ એ ભાઇ લખે છે કે "શ્રી. નરસીભાઇ વેણીભાઇને ઉપરના પત્રમાં લખે છે, તે જરાય યોગ્ય નથી. કુળવાન કુળહીનની વાત બાજુએ મૂકો." શા માટે? કુળવાનમાં ખપવા કુળવાન ગણાતાં ગામના 'ટટના હીરા' મોટી રકમે ખરીદી લાવે, પણ ત્યાંથી તો તેમને કન્યા મળે નહિ. સરખામાં કન્યા દે નહિ, એટલે એ પણ એમને દે નહિ. પરિણામે પેલાં સરખાં વખાનાં માર્યાં ગોળ બાંધે, તોય તેમાં આવાં ભળે નહિ ને ગાંગડુ રહી જાય. આવાં કેટલાં ય ગાંગડુ ગામ છે, તેમને ગમે ત્યાંથી પૈસા આપીનેય કન્યા લાવવી પડે છે. ઓછા પૈસા આપવા પડે માટે બાળલગ્ન પણ કરવાં પડે છે. લીંબાસીનું બાળલગ્ન પણ આવુંજ.

### હજીયે ગોળમાં ભળો

એ ભાઇ લખે છે કે "લીંબાસીના લોકોએ ગોળમાં ભળવાનો ઘણોય પ્રયત્ન કર્યો, છતાં કોઇ ગોળ સાથે ભળવાનું બની શક્યું નથી. કોઇ ગોળમાં ભળવાની વાત કરે તો કન્યાઓ આપો, ત્યારપછી ગોળમાં ભળો. પોતાના ગોળની કન્યાઓ લીંબાસી ગામને આપવા કોઇ ગામ તૈયાર નથી." આ વાત છેકજ સ્વાભાવિક છે. જે ગોળને લીંબાસીને પોતાના ગોળમાં લેવાની ખાસ ગરજ ન હોય તે ગોળ લીંબાસીને કન્યા આપવાની શરૂઆત નજ કરે; કારણ કે એમ શરૂઆત કર્યા પછી પણ લીંબાસી ગોળમાં પોતાની કન્યા ન આપતાં 'ટટના હીરા'જ ખોળવા જાય તો શું કરવું? અને લીંબાસી એમ ન કરે તેની ખાતરી શી? માટે એ ખાતરી લેવા સારૂ તો ગમે તે ગોળ લીંબાસી પાસે એમ કન્યાની શરૂઆત કરવાની માગણી કરવાનોજ. અને એમ શરૂઆત કરીને કેટલાંક ગામ પોતાને અનુકૂળ પડતા ગોળમાં દાખલ થયાના દાખલા છે પણ ખરા. માટે લીંબાસીએ પોતાનાં સમોવડીઆં ગામના ગોળમાં દાખલ થવું હોય તો તે ગોળને ખાત્રી આપવા તે માગે તે કરવુંજ ઘટે. અને તોજ તેનો માર્ગ સરળ થવાનો છે. માટે હજીયે ગોળમાં ભળો. ગાંધીજીની અનુકૂળ શરત સ્વીકારવી ને બીજી તરછોડવી એ તે કંઇ ઇષ્ટ છે?

### અને એ તો કાયદા તે કાયદાજ

લીંબાસીને કે એવા કોઇ ગામને ગમે તેવી મુશ્કેલ પરિસ્થિતિ હોય, પણ તેનો કાયદામાં કોઇ અપવાદ નથી રાખ્યો. અને ત્યારે તો કાયદો તે કાયદોજ. અહુણાજ એવો એક પ્રસંગ બની ગયો: પશ્ચિમ ખાનદેશમાં બાળલગ્ન કર્યા માટે રામરતન સદાશિવ મારવાડી અને બાનાબાઇ ગુલાબચંદ

મારવાડી વિરુદ્ધ ફરિયાદ મંડાઇ. બંને આરોપીઓએ "પોતાનો ગુનો કબુલ્યો હતો. પણ વિદ્વાન મેજિસ્ટ્રેટે...જણાવ્યું હતું કે મારવાડી કોમની સંસારી હાલત અને રિવાજ તરફ જોતાં એ લગ્ન ડહાપણભર્યાં હતાં અને તે સગીરોના સરસ લાભમાં કરવામાં આવ્યાં હતાં. ...લગ્ન ધર્મ અને નીતિરીતિની રૂએ જોતાં સંપૂર્ણ હતાં અને આરોપીઓને તેવાં લગ્ન કરવાની તેમની કોમ તરફથી પરવાનગી હતી. મેજિસ્ટ્રેટે તેથી તેમને ચેતવણી આપી છોડી દીધાં હતાં. આની સામે સેસન્સ જડજે...રેફરંસ કર્યું. ...નામદાર એપેલેટ કોર્ટે... જણાવ્યું કે... આરોપીઓએ...બાળલગ્નના કાયદાની એ કલમનો ખુલ્લો ભંગ કર્યો છે. મેજિસ્ટ્રેટે જે જોવાનું હતું તે એજ હતું કે કાયદાની એ કલમનો ભંગ થયો છે કે નહિ, અને નહિ કે ધર્મ અને નીતિની રૂએ લગ્ન બરાબર હતાં. ધારા બાંધનારાઓએ એ બાળલગ્નનો કાયદો ધારાપોથીમાં મેલવાનું સામાજિક લાભ માટેજ હતું અને તેથી મેજિસ્ટ્રેટે જે મત બાંધ્યો છે તે ભૂલભર્યો છે. ...અમે તેટલા માટે પહેલા આરોપીને રૂ. ૧૦૦નો અને બીજા આરોપીને રૂ. ૫૦નો દંડ કરીએ છીએ અને દંડ નહિ ભરે તો દરેકને સાત દિવસના સખ્ત કેદની સજા ફરમાવીએ છીએ" ('મુંબઇ સમાચર,' તા. ૮:૭:'૩૮). આમ 'સામાજિક લાભ માટેજ' કરેલા કાયદા તો પાળ્યે જ આપણને લાભ છે એ આપણે સમજવુંજ રહ્યું.

## અને હવે તો લીંબાસી બાળલગ્ન નહિજ કરે

ભાઇ ઇશ્વરભાઇ લખે છે કે ફરિયાદ થશેજ એવી "લગ્ન થતા પહેલાં ખબર આપી હોત તો લગ્ન અટકાવી શકાત." અને માનો કે એવી ખબર આપ્યા વિના ફરિયાદ તો થઇ જ, બાળલગ્ન કરનારને સજા પણ થઇ. એટલે હવે તો એમણે જાણી લીધું હશે કે બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદો થશેજ. ત્યારે એ ભાઇ પોતે લખે છે એમ હવે તો લીંબાસીના લોક બાળલગ્ન કરવા તૈયાર થશે તોય એ અને એમના મતના ભાઇઓ એ બાળલગ્ન અટકાવી શકશે. ત્યારે આ ફરિયાદથી એ લાભ તો મોટો થયો કે હવે લીંબાસી ગામ બાળલગ્નમુક્ત થશે.

## ડબલ ગ્રેજ્યુએટ અધિકારીને ઘેર પ્રેતભોજન

ડાકોર પાસેના અજરપુરામાં અગાશી ઉપર ભાગી રાતે એક બાળા સાથે વૃદ્ધાવસ્થામાં લગ્ન કરી નાખનાર ધર્મજના ભાઇ અંબાલાલ કાળિદાસ પટેલ, બી. એ., એલએલ. બી., એમને કોણ ન ઓળખે? વડોદરા રાજ્યમાં એક વાર નાયબ સુબા અને હવે ત્યાંના નોંધણી, બારખલી વગેરે ખાતાંના અમલદાર છે, એટલે એ રાજ્યમાં તો એમને સૌ ઓળખે. તેમના વૃદ્ધ પિતાશ્રી કાળિદાસ એકાદ

માસ ઉપર ગુજરી ગયા. અને એવા વૃદ્ધ આટલી ઉમરે જગતની માયામાંથી છૂટે એના જેવો બીજો આનંદ કયો? એ આનંદ વ્યક્ત કરવા તેમના સુપુત્ર ભાઇ અંબાલાલે તેમની પાછળ લાંબું પહોળું પ્રેતભોજન જમાડયું: આખા ધર્મજના પાટીદારોને લાડુ જમાડયા; સોળમાને દિવસે ચોરાસી કરી બ્રહ્મભોજન જમાડયું, તે પ્રસંગે પણું કુટુંબીજનોને ને સગાંસંબંધીઓને લાડુ જમાડ્યા! પિતા ગુજરી ગયા ત્યારથી રોજ પુત્ર અંબાલાલે ભાગોળે જઇ ધાર્મિક, પણું ખરી રીતે તો વહેમી, ગણાતું શ્રાદ્ધ સરાવીને તેમને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કરાવેલાં! દુઃખની વાત એટલીજ હતી કે વડોદરામાં કોઇ આનંદપ્રસંગમાં રોકાઇ જવાયાને કારણે ભાઇ અંબાલાલથી મૃત્યુસમયે પિતાનું મુખ ન જોઇ શકાયું, પણ મૃત્યુ પછી તેમનું જીવન સફળ કરી પિતાને ધન્ય કર્યા. ધન્ય કાળિદાસ, ધન્ય અંબાલાલ! યુનિવર્સિટીના ભણેલા, સારી અમલદારી ઉપર ચઢેલા અને ધનસમર્થ લોક નવજુગની પ્રજાને આવું સુંદર દૃષ્ટાન્ત ન આપે તો બીજા કોની ગગદુર! આ પ્રસંગે ભાઇ અંબાલાલે પંદરસોક રૂપિયાનું પાણી કર્યું—ના, લાડુ કર્યા; ત્યારે એમણે કેટલી રકમ ધર્માદા કરીને ધર્મજના કે સમસ્ત સમાજના ઉપર ઉપકાર કર્યો તે કોઇ જણાવશે તો ઉપકાર સાથે પ્રસંગકથામાં નોંધ લેઇશ.

## પ્રેતભોજનને કારણે ચાંગામાં કુસંપ

ચાંગામાં બે બેરિસ્ટર છે: એક ભાઇ અંબાલાલ ભાઇલાલભાઇ પટેલ મોમ્બાસામાં વકીલાત કરે છે અને બીજા ભાઇ ચુનીભાઇ ભાઇલાલભાઇ પટેલ કંપાલામાં વકીલાત કરે છે, અને આ ભાઇ ચુનીભાઇ તો દોઢેક વર્ષ ઉપર પોતાની કન્યા બાળવર સાથે પરણાવી આ માસિકને પાને ચઢયા હતા. લગભગ તેજ અરસામાં ભાઇ અંબાલાલે પોતાના પિતા પાછળ પ્રેતભોજન નહિ કરવાને સંકલ્પે પિતાની હયાતીમાંજ રૂ. ૨૦૦૦ ગામની ધર્માદા સંસ્થાઓમાં દાન આપ્યાં હતા. ભાઇ ચુનીભાઇ ભાઇલાલભાઇનાં દાદી, એટલે ભાઇલાલભાઇ અમથાભાઇનાં માતુશ્રી અને ચુનીભાઇએ બાળવરને કન્યા આપી તેમાં તેમને પ્રોત્સાહન આપનાર તેમના પિત્રાઇ કાકા અને વડોદરાના જડજ ભાઇ ચતુરભાઇ નાથાભાઇ પટેલના પિતા તેવામાં ગુજરી ગયા, તેમની પાછળ પ્રેતભોજન તે વેળાએ તો ન જમાડ્યાં. થોડાજ સમયમાં વડોદરા રેસિડંસીના એક નિવૃત્ત અમલદાર ને ચાંગાના રહીશ ભાઇ તુળસીભાઇ લક્ષ્મીદાસ પટેલના કુટુંબનાં ૧૧ ઘરોએ, પ્રેતભોજન ન કરવાનો લેખી ઠરાવ કર્યો. પણ જાણે આ ઠરાવ ખૂંચ્યો હોય તેમ ભાઇ ચુનીભાઇના પિતા ભાઇલાલભાઇ અમથાભાઇ અને

ચતુરભાઇ નાથાભાઇના કુટુંબીઓ પોતાને ઘેર બાકી રહેલાં પ્રેતભોજન કરવા નીકળ્યા. કેટલોક વિરોધ છતાં ગામલોક તરફથી તેમને પ્રેતભોજનની પરવાનગી મળી, તેમણે પ્રેતભોજન જમાડ્યાં. પ્રેતભોજન ન કરવાની પ્રતિજ્ઞાવાળા દૃઢ રહ્યા ને પ્રેતભોજન ન જમ્યા. આથી પ્રેતભોજન કરનાર પક્ષ તેમના ઉપર ચિઢાયો, પ્રતિજ્ઞા કરનારના પક્ષમાં ફાટફૂટ પડાવી. આથી પરિણામે આખા ગામમાં કુસંપ ને ક્લેશ જામી ગયો છે. જ્યાં સુધી આપણી આવી સ્થિતિ છે ત્યાં સુધી જગતની કોઇ શક્તિ આપણો ઉદ્ધાર કરી શકનાર નથી એ આપણે ક્યારે સમજીશું?

**ફંડને નામે થતા ફંદ!**

લોકની ધાર્મિક શ્રદ્ધાનો લાભ લેઇ તેમને ધૂતવાનો ધંધો કરનારા હિંદમાં તો ઘણાય મળી આવે છે, પણ દરિયાપાર આફ્રિકામાં પણ એવા ધુતારા પહોંચી જાય છે અને ધાર્મિક ફંડને નામે સ્વાર્થી ફંદ રચે છે એ બહુ ખેદની વાત છે. મોમ્બાસાથી પ્રગટ થતા 'કેન્યા ડેલી મેલ'ના તા. ૧:૬:૩૮ના અંકમાં કંપાલાથી શ્રી. સનાતન ધર્મ મંડળના સેક્રેટરી ભાઇ સી. કે. જોષી, ગોધરાની શ્રી. ગોવર્ધન ગૌશાળા સાર્વજનિક જીવદયા સંસ્થાને નામે ફંડ ઉઘરાવનાર ધુતારા માળી કાનજી હરિભાઇએ સ્વાર્થી હેતુએ ફંડ ઉઘરાવ્યાની ને કંપાલામાં તેનું પોકળ ફૂટી જતાં પૈસા મૂકી નાશી ગયાંની હકીકત આપી છે. આવા લોક ફંડ ઉઘરાવવાની કળાને લીધે સારા પૈસા પેદા કરીને દેશમાં જતા રહે છે. માટે આવા લોકથી સૌએ ચેતવું ઘટે. અને આફ્રિકાના ભાઇઓએ તો પાકી ખાતરી વિના એવાને કંઇ આપવું નહિ. કોઇ સ્થાનિક સંસ્થાની કે વ્યક્તિની મારફતજ ફંડોની વ્યવસ્થા કરવી જોઇએ. હિંદની સંસ્થાઓએ પણ ફંડ માટે માણસ મોકલતાં વર્તમાનપત્રોમાં તે વિષે જાહેર વિનંતી કરવી ઘટે ને મોકલેલા માણસને આધારભૂત પ્રમાણપત્રો આપવાં ઘટે. ડા.

**વિસ્મરણશોધન**

ગયા અંકના પૃષ્ઠ ૪૩૦ ઉપર 'કાનમ–વાકળમાં સ્ત્રીકેળવણી' વિષેની પ્રસંગકથામાં જણાવ્યું છે કે "સાધી ગામનાં... બેન સવિતાબેન આ વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયાં છે. કાનમ–વાકળના આખા પ્રદેશમાં એ પરીક્ષા પાસ કરનાર પાટીદાર બેન એ પ્રથમ જ છે." પણ એ જ પરીક્ષા તો શું, જી. એ.ની પરીક્ષા આપી સ્નાતિકા થનાર પ્રથમ બેન તો સિનોરનાં બેન ભક્તિબેન ગોરધનભાઇ અમીન છે. એ પ્રસંગકથા લખતા પહેલાં ખંડું વખતથી આ હકીકત હું જાણતો હતો, પણ કોણ જાણે કેમ એ પ્રસંગકથા લખતી વખતેજ એ વાત હું વાસરી ગયો!

———*———

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** શ્રી. નારણભાઇ અને શ્રી. હરિભાઇની દેખરેખ નીચે શાળાના મકાનનું બાંધકામ ચાલી રહ્યું છે. આવતા કાર્તક કે માગશર માસમાં મકાન પૂરું થવા વકી છે. વિજળીનું 'વીરિંગ' છાત્રાલયના મકાનમાં થઇ ગયું છે, અને પાણી માટે ટાંકી પણ ચણાય છે; વિજળીનો પંપ ને મોટર વગેરે સાધનો આવી ગયાં છે, પરન્તુ વિજળીની કંપની તરફથી હજી સુધી વિજળીના તાર અહીં આણ્યા નહિ હોવાથી કામ ઢીલમાં પડ્યું છે.

વિદ્યાલય અને સંતરામની વચ્ચે નવ એકર જમીન છે, તે વિદ્યાલયને સરકારી રાહે મેળવી આપવા માટે સરકાર સાથે પત્રવ્યવહાર ચાલે છે. દિવાળી સુધીમાં તે જમીન મળી જશે તો મંડળ પાસેનું જે ભંડોળ શિલકમાં છે તે બધું જમીન લેવામાં વપરાઇ જશે. એટલે પછી વિદ્યાલય તેમજ બીજી ચાલુ પ્રવૃત્તિઓ માટે નાણાં નહિ રહે. આમ હોવાથી નાણાં તાત્કાળિક મેળવી લેવાની અનિવાર્ય જરૂર ઊભી થઇ છે. વિદ્યાલયમાં ભણતી વિદ્યાર્થિનીઓનાં પાલકોને મંડળનાં સભાસદ થવા અને પોતાની લાગવગથી દરેક પાલકે બબ્બે બીજા સભાસદ કરી આપવા માટે વિનંતી કરવામાં આવી છે. એનો ઠીક ઠીક ઉત્તર મળતો જાય છે. દાતાઓ, કન્યાકેળવણીની આ સંસ્થામાં દાન દેજો.

**વિદ્યાલય સમાચાર:** ઉનાળાની રજાઓ પૂરી થતાં તા. ૧૧:૬:'૩૮થી નવા વર્ષનું કામ શરૂ થઇ ગયું છે. નવા અભ્યાસક્રમ મુજબ પહેલીથી સાતમી શ્રેણી સુધીના વર્ગો ચાલે છે. હજી સંગીતશિક્ષિકા મેળવી શકાઇ નથી - મેળવવા પ્રયત્ન ચાલુ છે. શાળામાં વિદ્યાર્થિનીઓની સંખ્યા ૧૭૦ છે, તેમાંથી ૧૩૭ છાત્રાલયમાં રહે છે.

ગૌરીવ્રતના તહેવારોમાં શાળા ૧૧-૧૫થી ૨-૦ સુધી ચાલી હતી. તા. ૧૩:૭:'૩૮ને દિવસે મોટી વિદ્યાર્થિનીઓ શેઢી તરફ તથા નાની વિદ્યાર્થિનીઓ કુમ્મનાથ તરફ ફરવા ગઇ હતી.

જ્યોતિસંઘ વાળાં શ્રીમતી મૃદુલાબેન, સુરત વાળાં શ્રીમતી જ્યોત્સનાબેન શુકલ, તેમજ અમદાવાદની મ્યુનિસીપલ શાળાઓનાં સુપર્વાઇઝર તથા શ્રી. ઇંદુમતીબેન ચિમનલાલ શેઠ વિદ્યાલયની મુલાકાતે આવ્યાં હતાં.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૨૦:૪:'૩૮

**શરદ્બેન મજમુદાર**
**રાવજીભાઇ મણિભાઇ પટેલ**
મંત્રીઓ

## ફંડ

**ભેટ**

| | |
|---|---|
| શ્રી. ચતુરભાઇ ભાઇલાલભાઇ-પટેલ, મોગરી | |
| બે વિદ્યાર્થિનીઓને શિષ્યવૃત્તિ માટે | રૂા. ૨૦૦–૦–૦ |
| ,, ચુનીલાલ આઇ. પટેલ, મલાકા | ૧૦૦–૦–૦ |
| ,, શામળભાઇ ઝવેરભાઇ પટેલ, બોરસદ | |
| ચિ. ઇન્દ્રબાળાનાં લગ્નપ્રસંગે | ૧૧–૦–૦ |
| ,, વિમળાબેન પટેલ, ફીકુયુ, હા: શ્રી. નરસિંહભાઇ (શી. ૫=) | ૩–૫–૦ |
| ,, ડાહ્યાભાઇ મથુરભાઇ પટેલ, ભાદરણ | ૨–૦–૦ |
| ,, દલસુખરામ એ. જોષી, રાજકોટ | ૨–૦–૦ |
| ,, મંગળદાસ ત્રિભુવનદાસ પટેલ, ભરૂચ | ૨–૦–૦ |
| | ૩૨૦–૫–૦ |

**સભાસદ લવાજમ**

| | |
|---|---|
| શ્રી. સૌભાગ્યચંદ ચુનીલાલ શાહ, અગાસ | ૧૦૦–૦–૦ |
| ,, હિમાભાઇ હીરાભાઇ અમીન, જમશેદપુર | ૧૦૦–૦–૦ |
| ,, ગોવર્ધનભાઇ બાપુજીભાઇ પટેલ, આણંદ | ૧૨–૦–૦ |
| ,, શિવાભાઇ જેઠાભાઇ પટેલ, ભરૂચ | ૧૨–૦–૦ |
| ,, સોમાભાઇ છગનભાઇ પટેલ, સુણાવ | ૧૨–૦–૦ |
| ,, હીરાભાઇ ચતુરભાઇ પટેલ, નડિયાદ | ૧૨–૦–૦ |
| | ૨૪૮–૦–૦ |

| | |
|---|---|
| કુલ રૂા. | ૫૬૮–૫–૦ |
| ગયા વૈશાખ માસની પત્રિકા નં. ૧માં સ્વીકારાએલા | ૨૮૨૯૯–૫–૦ |
| કુલ રૂા. | ૨૮૮૬૭-૧૦-૦ |

ઉપરાન્ત નીચે મુજબ પુસ્તકો ભેટ મળ્યાં છે:

| | | |
|---|---|---|
| શ્રી. જેઠાલાલ ગાંધી | તરફથી | કૃપાલાનીના લેખો |
| ,, નગીનદાસ પારેખ | ,, | સત્તાવન |
| ,, ગુજરાત વિદ્યાપીઠ | ,, | નામાનાં મૂળતત્ત્વો |
| ,, નરહરિ પરીખ | ,, | નવલગ્રન્થાવલિ. |

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદ્બેન મજમુદાર માટે છાપી, તા. ૧૮:૭:'૩૮

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૪, વર્ષ ૧૫ | આણંદ | ભાદરવો અંક ૧૧

## પાપની પળોમાં

"ના ના, હવે મારીજ નાખવા દેને!"

"અરે, પણ જીવતા જીવને તે કંઇ મરાય?"

"હવે જીવતો ને ભીવતો! હજાર દોઢ હજાર રૂપિયા નકામાં ખર્ચી નાખવા તેના કરતાં આ એક મિનિટ કાળજું કઠણ કર્યું એટલે કામ પતી ગયું!"

"પણ . . . હજાર દોઢ હજાર રૂપિયા ખર્ચવા શું કામ? છોડી ક્યારે એવું કહે છે?"

"અરે, છોડી ભલે ન કહે; પણ છોડી આપણે ઘેર જન્મી એટલે શુ કર્યા વગર ચાલશે?

"આંણાના પૈસા આપવાના, સાટલીના આપવાનાં, ખાવા કરવાનાં, પૈઠણ ભરવી પડે, જાન જમાડવી પડે; આ બધી લપ કંઇ થોડી છે? સહેજે હજાર દોઢ હજાર રૂપિયા થઇ જાય!

"હજાર દોઢ હજાર રૂપિયા તે કંઇ એમ ને એમ આવે છે? એને વ્યાજે મૂક્યા હોય તો વરસે દહાડે સોએક રૂપિયા આવે, એમાથી બેઠાં બેઠાં ખવાય.

"આ તો હજાર દોઢ હજાર રૂપિયા ખર્ચીનેય આપણને શો લાભ? છોડી કામ કરશે તો પારકા ઘરનું, ઘર ઉઘાડું રાખશે તો બીજાનું! એમાં આપણે નાહકના શા સારૂ હેરાન થવું?"

"પણ આ બધું ખર્ચ ન કરીએ તો?"

"ખર્ચ ન કરીએ તો લોકમાં ખોટું દેખાય. એના કરતાં આ એકજ વાત પકડી હોય તો બધું દુઃખ જાય: આ હમણાં અફીણ ખવડાવું છું અને છોડીને રામશરણ પહોંચાડું છું. લોકને કહીશું કે છોડીને ન્યુમોનિયા થયો તે મરી ગઇ."

વડોદરા — શંકરભાઇ સોમાભાઇ પટેલ

## 'પાટીદાર'

### ૯. ઉપસંહાર

૧. આજના સંક્રાન્તિકાળમાં જ્ઞાતિને લગતાં સામાજિક માસિકોની નીતિ સ્પષ્ટ છે. જ્ઞાતિની હરેક રીતે ઉન્નતિ થાય એવો તેનો પ્રયત્ન હોય. જ્ઞાતિની સંકુચિત ભાવનાને બને એટલી વિશાળ કરવાનો તેનો પ્રયત્ન હોય. આ દૃષ્ટિએ સમાજની સુવ્યવસ્થાને જાણ્યે અજાણ્યે તોડનારા અને તેને આર્થિક અવદશામાં ધકેલનારા કુરિવાજો ઉપર, તેનું નૈતિક અધઃપતન લાવનારા ધાર્મિક વહેમો ઉપર અને જ્ઞાતિને સંકુચિત બનાવતી મર્યાદાઓને વધારે મર્યાદિત કરતી પ્રવૃત્તિઓ ઉપર આવે પત્રે મુક્તકલમે પ્રહાર કરવા જોઇએ. એ પ્રહારો કરવામાં ન હોય પક્ષાપક્ષી, ન હોય જુઠ્ઠી હકીકત કે ન હોય વ્યક્તિ અથવા સમાજ ઉપર અંગત રોષ. પત્રકારની પવિત્ર ફરજથી તે લખાતું હોય અને લોકશિક્ષણ તેનો હેતુ હોય; ખેતી, ઉદ્યોગ, વેપાર વગેરે જે તે જ્ઞાતિને સ્પર્શતા વિષયો ઉપર અભ્યાસપૂર્ણ લેખોને તેમાં સ્થાન મળતું હોય.

૨. પાટીદારના રિવાજો અને પ્રથાઓ ઇતર જ્ઞાતિઓ કરતાં કંઇક જુદાં છે. ઇતર જ્ઞાતિઓ સગવડ પ્રમાણે રિવાજો પાળે છે, સગવડ પ્રમાણે તેમાં ફેરફાર કરે છે અને શક્તિ પ્રમાણે ખર્ચે છે. પાટીદારના સ્વભાવમાં જ આ વસ્તુ નથી. આથી દુઃખી થવા છતાં તે તેને પકડી રહ્યો છે. ઉપલક જોતાં કેળવણી, સંસ્કાર, આબાદી જણાય છે; પણ સમગ્ર જ્ઞાતિનો તરસાળો કાઢતાં તે નિરક્ષર, દરિદ્ર અને કુપ્રથાઓથી હાથે કરીને દુઃખી થતી અજ્ઞાન અને મિથ્યાભિમાની પ્રજા છે. આવી આ જ્ઞાતિને પોતાના ઉત્કર્ષ માટે પોતાના મંડળની અને માસિક પત્રની અનિવાર્ય જરૂર છે.

૩. જ્ઞાતિના સામાજિક, આર્થિક અને આધ્યાત્મિક જીવનને સ્પર્શતા તમામ વિષયો ઉપર 'પાટીદાર'માં લેખો, વાર્તાઓ, ચર્ચાપત્રો, જાણવાજોગ હકીકતો, પુસ્તકોનાં વિવેચનો અને પ્રાસંગિક નોંધ લખાવાં જોઇએ. 'પાટીદાર'માં સામાજિક કુરિવાજો ઉપર વિશેષ લખાયું છે. આર્થિક અને આધ્યાત્મિક અવદશા ઉપર પણ તેટલો જ વિચાર થવો ઘટે છે. ખેતી અને ઉદ્યોગ ઉપર પણ ખૂબ લખાવું જોઇએ. કેવળ નિબંધાત્મક ન લખાતાં દરેક અંકમાં એક વાર્તાને સ્થાન મળે તે પણ ઇષ્ટ છે.

૪. કહે છે કે 'પાટીદાર'ની ભાષા આકરી છે. ન્યાયાધીશ જોસેફ આર્નોલ્ડના શબ્દો અમે ફરીથી યાદ કરીએ છીએ: "અનિષ્ટ અને જંગલી રિવાજોને ઉઘાડા પાડવા અને ધિક્કારી કાઢવા, નૈતિક પવિત્રતાને અને સામાજિક પ્રગતિને

જે રૂઢિરિવાજ અનુકૂળ નથી તેમના ઉપર પ્રહાર કરવા, એ પત્રકારનો અત્યંત આવશ્યક ધર્મ છે." આપણા દેશમાં અખબારોના હકને લોક હજુ જાણતા નથી એટલે તેઓ તંત્રીઓને પોતાની પવિત્ર ફરજ બજાવતાં રોકવા કે પત્રને ગૂંગળાવી મારી નાખવા પ્રયત્ન કરે છે. આ સ્થિતિ અસહ્ય છે. આ સ્થિતિ ધ્યાનમાં લેઇ અમારે કહેવું પડે છે કે શ્રી. નરસિંહભાઇ વિના બીજો કોઇ આ રીતે 'પાટીદાર' ચલાવી શકત કે કેમ તેની અમને શંકા છે. આકરી ભાષામાં તેમણે રજુ કરેલી અનેક સત્ય હકીકતો, શબ્દપ્રયોગો અને પ્રહારાત્મક ટીકાઓ પ્રત્યે અણગમો ઊભો થયો છે. અમારા મત પ્રમાણે પહેલા ફકરામાં બતાવેલી નીતિ પ્રત્યે દૃષ્ટિ રાખીને જો અને જ્યાં સુધી લખાશે તો અને ત્યાં સુધી કોઇનો ય ભય રાખવાની જરૂર નથી. અને એમ વર્તનાર તંત્રીને તો ભય હોય જ શેનો?

૫. આ આકરી ભાષા જેમને માટે લખાય તેમને તો તે ન જ ગમે. આથી તેઓ હકીકતને જુઠી કહી વગોવે છે, અસત્યનો અને અવિવેકનો દોષ આપે છે; એટલું જ નહિ પણ ઘણી વખત તો તેમને તેમાં અશ્લીલતા દેખાય છે. પ્રસંગો અંગત અને અપ્રસ્તુત હોય છે એવી પણ ફરિયાદ થાય છે.

અમને આ મોટો ઊહાપોહનો વિષય નથી જણાતો, પણ અનાયાસે ઊહાપોહ થયો છે ત્યારે તેના ઉપર વિચાર કરવાની જરૂર ઊભી થઇ છે. અમને એમાં દૃષ્ટિદોષ, વિચારદોષ જણાય છે. 'પાટીદાર' ઇરાદાપૂર્વક જુઠાણું ચલાવે છે કે તપાસ કર્યા વિના લખે છે એમ અમે માનતા નથી. પ્રામાણિક મતભેદ ધરાવવા દરેક સ્વતંત્ર છે, પણ લાગણીઓ ઉશ્કેરાય છે માટે ટીકાઓ ન લખાવી જોઇએ એ માન્યતા ભૂલભરેલી છે. ટીકાઓ અનિવાર્ય છે. કડક ટીકાઓ અસહિષ્ણુતાથી લખાય છે એ માન્યતા પણ ભૂલભરેલી છે. પત્રકાર પોતાની પવિત્ર ફરજ સમજીને લોકશિક્ષણના શુભ હેતુથી ઠંડે મગજે આકરી ભાષામાં ટીકાઓ લખે છે. ચરોતરની ભાષા જાડી છે એટલે ટીકા ધારવા કરતાં પણ આકરી બની જાય છે. અમે ઇચ્છીએ છીએ કે તેમાં સુધારો થાય અને તે ગાંધીજીના જેવી સાદી સાંસ્કારિક અને છતાં મર્મવેધક બને એવો પ્રયાસ થાય.

૬. 'પાટીદાર'ની નીતિ પક્ષપાત રહિત છે તેની નોંધ લેતાં અમને આનંદ થાય છે. ટીકાઓમાં તેણે એકસરખી કલમ ચલાવી છે. તંત્રીશ્રીએ પોતાના જ ભાઇના લગ્નપ્રસંગે લખેલી પ્રસંગકથા તેનો સચોટ પુરાવો છે.

સામાજિક ગુનાં માટે સરકારે કરેલી સજાઓ, પત્રકારે કરેલી ટીકાઓ, કે જાહેર સંસ્થાઓએ કરેલા ઠરાવો કોઇના અંગત જીવનમાં માથું મારનારા

કે અપ્રાસંગિક છે એમ કહેવું એ છેકજ ભૂલભરેલું છે. જેમ સરકાર કાયદાથી વ્યક્તિઓના આચરણની સીમા બાંધે છે અને ગેરકાયદેસર વર્તણુક માટે કેસ ચલાવી સજા કરે છે તેમ સમાજમાં સર્વાનુમતે નહિ તો શિષ્ટ પુરુષોને બહુમતે જે અનિષ્ટ છે, પાપ છે તેના ઉપર મહાજનોને, જાહેર સંસ્થાઓને અને પત્રકારોને ટીકા કરવાનો હક છે.

૭. આ હક ધર્મને નામે ચાલતાં ધતિંગ, વહેમ, દંભ અને અંધશ્રદ્ધા સુધી પણ પહોંચે છે. આ વિષયમાં 'પાટીદાર'ની નીતિ પ્રશંસનીય છે. 'પાટીદાર'ના તંત્રીએ માત્ર આ ધતિંગો વગેરે ઉપરજ પ્રહારો કર્યો છે. પોતાના પત્રમાં પોતાના અંગત વિચારો જણાવવા તેઓ છૂટા છે, છતાં અંગત વિચારોને—નાસ્તિકતાને—એમાં ભેળવ્યાં નથી. કલમનો આવો સંયમ થોડા પત્રકારોમાં હોય છે. તેમનું આવું વર્તન 'પાટીદાર' લોકોમાં અપ્રિય થઇ પડશે એવા ભયથી હશે એમ અમે માનતા નથી, પણ મૂળે ચર્ચાસ્પદ અને અનેકને મતે શંકાસ્પદ વિષયને જ્ઞાતિપત્રમાં ચર્ચવો એ અપ્રસ્તુત ગણાય એ જ કારણ છે.

૮. વિચારોમાં તો ઘણાયે યુવકો સુધારાનું માનસ ધરાવે છે. તેઓ તે પ્રમાણે વર્તી શકતા નથી એ તેમની નિર્બળતા ભલે ગણાય, પણ તેઓ ટીકાપાત્ર થતા નથી. પણ જ્યારે એ જ સિદ્ધાન્તો માણસ કલમ ચલાવી લેખ રૂપે કે વકતા બની ભાષણ રૂપે રજૂ કરે ત્યારે તેની પાસે તેવા વર્તનની આશા જરૂર રાખી શકાય. વિચાર, વાણી અને વર્તન, ત્રણેની એકરૂપતા એ જ સાચું જીવન છે." લખાણની અને વર્તનની એકવાક્યતા ન રહે તો તેથી સમાજની પ્રગતિ અટકે, એટલુંજ નહિ પણ તે પાછી પડે. મતભેદના પ્રશ્નોની અહીં વાત નથી. પણ જેને માટે બેમત નથી એવાં કુરિવાજો પ્રત્યે આપણું વર્તન સુધારક હોવુંજ જોઇએ.

૯. 'પાટીદાર' જ્ઞાતિમાસિક છે, છતાં તેમાં નાતની સંકુચિત ભાવના નથી. તેમાં આવતા લેખો હિંદુ સમાજશાસ્ત્રના અભ્યાસથી ભરેલા હોય છે. આથીજ ઘણા પાટીદારેતર પણ તેને વાંચવામાં રસ લે છે. એ જ નીતિએ પણ જરા મોટા પાયા ઉપર હિંદુ સમાજનું માસિક પ્રગટ થાય એ ઇચ્છવા યોગ્ય છે. શ્રી. નરસિંહભાઇએ પણ એ ઇચ્છા સેવેલી. પણ દમના વ્યાધિને લીધે અને વૃદ્ધાવસ્થાને લીધે એકલે હાથે એ કાર્ય માથે લેઇ શકેલા નહિ અને એ કામ ઉપાડવા લાગે એવો કોઇ સાથી મળેલો નહિ.

'પાટીદાર'ની વિશાળ ભાવના પ્રસંગકથામાંથી લીધેલા નીચેના ફકરામાં વ્યક્ત થાય છે: "'પાટીદાર' માસિકે રાષ્ટ્રીય એકતામાં ખીલીરૂપ થવા કદાપિ

એક પણ શબ્દ લખ્યો હોય તો બતાવો. નાતજાતના ખાડા પુરાય ને રાષ્ટ્રીય મેદાન સપાટ થાય એવી એની નીતિ છે. એટલા માટે એણે અનેક સુધારાની ભાવનાને પોષી છે. એણે વિવર્ણ લગ્ન કરનારને, અને એ રીતે નાતજાતને તોડનારને, અભિનંદન આપ્યાં છે; એણે નાતની શાળાની કે બોર્ડિંગ હાઉસની ભાવનાને વખોડી કાઢી છે. એ તો એમ માને છે કે આન્તર રાષ્ટ્રીય ભાવનાના માર્ગ સાફ કરનારી રાષ્ટ્રીય ભાવના પુણ્યરૂપ છે અને રાષ્ટ્રીય ભાવનાના માર્ગ સાફ કરનાર જ્ઞાતિ-પરિષદો અને -પત્રો પણ પુણ્યરૂપ છે. સ્વાર્થભાવનાને પોષનારી રાષ્ટ્રીયભાવના અને જ્ઞાતિભાવના પાપરૂપ છે. પાટીદાર 'પાટીદાર' મટી હિન્દુ અને હિન્દુ 'હિન્દુ' મટી મનુષ્ય થાય એ જ આ પત્રની ભાવના છે" (વર્ષ ૯, પૃષ્ઠ ૧૪૨). પાટીદાર જ્ઞાતિમાસિક છે, પણ આ દૃષ્ટિએ તેનો પ્રયાસ જ્ઞાતિને જ્ઞાતિમાંથી બહાર કાઢી વિશાળ બનાવવાનો છે.

૧૦. 'પાટીદાર'ની નીતિ બીજાં માસિકો માટે આદર્શ છે. સ્વીકારેલા સિદ્ધાન્તોને વળગી રહેવામાં 'પાટીદાર' હમેશ દૃઢ રહ્યું છે. એક જ દાખલો આપું: 'પાટીદાર' સંતતિનિરોધ માટે કૃત્રિમ ઉપાયોની વિરુદ્ધ છે. એવા ઉપાયો માટે દવાઓની જાહેરખબરો છાપવા 'પાટીદાર' ઉપર અનેક પત્રો આવે છે, છતાં સિદ્ધાન્તને ખાતર પૈસાનો લોભ જતો કરીને પણ એવી જાહેરખબરો એ લેતું નથી. અમે જોયું છે કે દારૂબંધી માટે દેશભરમાં પીકેટિંગ ચાલતું હતું ત્યારે પણ કેટલાંક રાષ્ટ્રીય પત્રોમાં વિલાયતી દારૂની જાહેરખબરો પ્રકટ થતી. અમે માનીએ છીએ કે ગરીબાઇને ભોગે પણ પત્રોએ આવી જાહેરાતો ન લેવી જોઇએ.

૧૧. સ્ત્રીઓમાં સામાજિક જાગ્રતિ લાવવા 'પાટીદાર' ઠીક ઠીક પ્રયત્નો કરી રહ્યું છે. એમને પ્રોત્સાહન આપવા એમના તરફથી આવતા લેખોને તે પ્રથમ સ્થાન આપે છે. ઇનામી નિબંધની યોજનાઓ પણ એવા જ હેતુથી યોજાય છે. સ્ત્રીકેળવણી માટે તેણે ઊંડી ધગશ બતાવી છે.

૧૨. કેટલાક પ્રશ્નો ઘણા ઉઠાવે છે, જેનું સમાધાન કરવા પ્રયત્ન કરી આ ઉપસંહાર પુરો કરીશું. પ્રશ્નો આ છે: "લગભગ પંદર વર્ષથી 'પાટીદાર' પ્રગટ થાય છે. નાતનાં દૂષણો ચીતરી તેને ખરાબ દેખાડે છે. પણ બતાવો તો ખરા નાતે પ્રગતિ કેટલી કરી? કયો સુધારો શક્ય બન્યો છે? ખારમાં બંધ રહ્યાં? બાળલગ્ન અટક્યાં? અલબત્ત અટક્યાં છે. તો તે શારદા એક્ટને લીધે–લોકમાનસ બદલાયું નથી. વિધવાઓની દશા સુધરી? વિધવાવિવાહ વધ્યા? ગોળ તુટ્યા? વૃદ્ધલગ્ન જેવાં અયોગ્ય લગ્ન અટક્યાં? અસલ સ્થિતિમાં સ્ત્રીઓને

છૂટાછેડાની છૂટ મળી? કયો સુધારો થયો? ઊલટું ભણેલાં છોકરાછોકરીઓના ભવાડા વધ્યા છે. બીજી જ્ઞાતિઓ આગળ પાટીદાર હલકા પડે છે. ત્યારે 'પાટીદાર'ની શી જરૂર છે?"

હા કે ના એટલા જ અક્ષરોમાં આ પ્રશ્નોના જવાબ આપવાના હોય, તો અમારે એ બધાય પ્રશ્નોના જવાબ પ્રશ્નકારને અનુકૂળ આપવા પડે. પણ જરા આગળ વધીને અમારે કહેવું જોઈએ કે એક માસિક પત્રના પ્રયત્નથી જ આ બધા સુધારા થઇ જવા જોઈએ અને જ્ઞાતિમાં સ્વર્ગ સ્થપાવું જોઈએ એવી આશા રાખવા જેટલા અમે મૂર્ખ નથી. લોકની અત્યંત જડ વૃત્તિઓ સામે કાયદાનો અમલ (દા. ત. શારદા ઍક્ટ) સફળ થતાં પણ વર્ષો જાય છે, તો એક માસિકના પ્રયત્નમાત્રથી અલાઉદ્દીનના જાદુઇ ફાનસની જેમ બધા સુધારા થઇ જાય એમ કેમ બને? પરિવર્તનમાં આવા સામાજિક માસિકનો ફાળો અવશ્ય હશે, પણ સંપૂર્ણ પરિવર્તન તો કેળવણીથી અને કાયદાના અમલથી જ શક્ય બનશે. સમગ્ર જ્ઞાતિનો અને હિંદુ સમાજનો વિચાર કરતાં 'પાટીદાર'નો અવાજ કેટલે પહોંચતો હશે? લોકસમાજના ૯૨ ટકા તો નિરક્ષર છે. બાકી રહેલા ભણેલામાંથી એટલા જ ટકા (૯૨ ટકા) બલ્કે એથીયે વિશેષ એવું જ માનસ ધરાવે છે. એ લોકોને 'પાટીદાર'નો અવાજ પહોંચે છે ખરો? હરગીજ નહિ. અહીં પૂર્વ આફ્રિકામાં તો લગભગ સોએ સો ટકા પાટીદારો લખી વાંચી જાણે છે, પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે એમાંથી પાંચ ટકા પણ 'પાટીદાર' વાંચે છે કે કેમ તેની અમને શંકા છે. તેઓ સિદ્ધાન્ત તરીકે સિદ્ધાન્તને સ્વીકારે છે, પણ અમલી કાર્ય બની શકે તેમ નથી એમ સ્પષ્ટ કહે છે. આજ સ્થિતિ—કદાચ કંઇક હળવે અંશે—દેશમાં વસતા ભણેલા વર્ગની છે. આ સ્થિતિમાં જ્ઞાતિનું પરિવર્તન કરી નાખવાનું 'પાટીદાર'નું શું ગજું?

ત્યારે 'પાટીદારે' શા માટે જીવવું?

કેળવણી, સાચી કેળવણી જ આપણામાં રહેલી જડતાઓનું ઉચ્છેદન કરી શકશે. કેળવણીનાં અનેક ક્ષેત્રો આ યુગમાં યોજાયાં છે. એમાં સૌથી મહત્ત્વનું અને અન્ય દેશોમાં ખૂબ પ્રચાર પામેલું ક્ષેત્ર તે વર્તમાનપત્ર છે. આપણે ત્યાં શાળાપાઠશાળાઓમાં પણ આપણા સમાજશાસ્ત્રનો અભ્યાસ છેક જ ઓછા પ્રમાણમાં કરાવવામાં આવે છે. એ દિશામાં પ્રબળ વેગથી કાર્ય કરે તેવાં વર્તમાનપત્રો પણ ઓછાં છે. કારણ કે નિરક્ષરતાને લીધે તે પોષાતાં નથી. આવી સ્થિતિમાં જે પત્રો એ દિશામાં કાર્ય કરી રહ્યાં છે તે અમૂલ્ય હોઈ

અત્યંત આવશ્યક છે. એમના પ્રયત્નથી કોઇ પ્રત્યક્ષ સુપરિણામ ભલે ન આવતું દેખાતું હોય, પણ ઊગતાં બાળકો ઉપર તેની અસર થયા વિના રહેશે નહિ. રીઢાં થઇ ગએલાં જૂનાં માનસ ઉપર ભલે તેની અસર ન થાય, પણ થોડાંક ઊગતાં બાળકોને નવસમાજના વિધાતા ઘડવાનું જો તે બળ આપશે, પ્રેરણા આપશે, તો ઓછું નથી. સાચી દિશાએ લોકમત કેળવવાનો 'પાટીદાર'નો અખંડ અને અવિરત પ્રયત્ન છે; પરિણામ ગમે તે આવ્યું હોય અને આવો, પણ 'પાટીદાર'ના જીવનની યથાર્થતા માટે એટલું બસ છે. સમાજમાં પ્રવર્તતા અન્યાયો—ખાસ કરીને સ્ત્રીઓ પ્રત્યેના અન્યાયો—'પાટીદાર' અત્યંત કરુણ ભાષામાં ગાય છે અને પીડકો ઉપર કલમનાં તાતાં તીર છોડે છે. આમ કરી તે માનવહૃદયમાં રહેલી કોમળ લાગણીઓમાં ઝણઝણાટ ઉપજાવે છે અને અન્યાયો, કુપ્રથાઓ, પીડકો પ્રત્યે ઘૃણા અને રોષ ઉપજાવે છે. આજે કેટલાક પ્રેતભોજનમાં ભાગ ન લેવાનો નિશ્ચય કરે છે, તેમને વૃદ્ધલગ્ન પ્રત્યે ઘૃણા ઊપજે છે, વિધવાઓ અને ત્યજાયલીઓને દુઃખે અંતરમાં લાહ્ય ઉઠે છે: આ બધું ભાવિ પરિવર્તનનાં સૂચક ચિહ્ન રૂપ છે. આજે નહિ તો કાલે યુવકો મોટા પાયા ઉપર કાર્ય કરશેજ. એ કાર્યનાં બીજ 'પાટીદાર' રોપી રહ્યું છે.

આ લેખમાળામાં જે પ્રશ્નોના જવાબો ન સમાતા હોય, તે પ્રશ્નોનું પણ એમાંથીજ સમાધાન મળી રહેશે એવી આશા છે. વર્તમાનપત્રો જ્યારે આ જમાનામાં એક સત્તાધારી અને જાહેર શિક્ષક રૂપ થઇ પડ્યાં છે ત્યારે આપણી જ્ઞાતિના આ નાનકડા માસિક પત્ર ઉપર જાણ્યે અજાણ્યે, દીર્ઘ વિચારને અભાવે અથવા કહો કે ઢાલની બીજી બાજુનું અજ્ઞાન હોવાથી જે આક્ષેપો, જે ટીકાઓ, જે પ્રહારો થતા અમારા જોવામાં આવ્યા તે બધાને ધ્યાનમાં લેઇ અમે અમારા તટસ્થ વિચારો આ લેખમાળામાં મૂક્યા છે. એના કમનસીબ લેખકની સાથે આ લેખમાળા પણ અનેક સ્થળે અથડાઇ હપ્તે હપ્તે લખાઇ છે, તેથી તેમાં ક્ષતિઓ હોવાનો સંભવ છે; છતાં વાચકો તે ક્ષમ્ય ગણશે એવી આશા સાથે આ લેખમાળા પૂરી કરીએ છીએ.

બુકોબા, પૂર્વ આફ્રિકા — ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

—*—

# આપણું દામ્પત્યજીવન

લગ્ન એટલે સ્ત્રી અને પુરુષની પરસ્પર સંયુક્ત થવાની વૃત્તિનું તાદૃશ્ય સ્વરૂપ. અને તે દ્વારાજ ગૃહસ્થાશ્રમના અનેક ધર્મોનું પાલન થાય છે. લગ્ન મનુષ્યકૃત છે; તેને ધર્મ, ઈશ્વર, સ્વર્ગ કે નરક સાથે કશોય સંબંધ નથી. કારણ કે સ્ત્રી અને પુરુષમાં કુદરતે સ્થાપન કરેલા માનસિક તંતુઓના વિકાસને યથાવત્ સંતુષ્ટ કરી– નિયમિત કરી– સમાજના, દેશના અને રાષ્ટ્રના વિકાસ અર્થે બુદ્ધિપૂર્વક કર્તવ્યપાલન કરવું એજ લગ્નજીવનનો સાચો ઉદ્દેશ છે. અને તેની ઉપરજ સંવનન, પ્રજનન, સંરક્ષણ, પોષણ અને શિક્ષણનો આધાર છે. વાત્સલ્ય, સ્નેહ અને ગૃહસ્થાશ્રમ તેનાં બીજાં સ્વરૂપ છે. એના સમર્થનમાં 'લગ્નપ્રપંચ' નામક ગ્રંથમાં અનેક સિદ્ધાન્તો રજુ થાય છે.

આજનું આપણું લગ્નજીવન ખૂબજ સંકુચિત બની ગયું છે. અમુક ગામ, અમુક કુટુંબ કે અમુકજ ગોળમાં કન્યાની આપ-લેની રૂઢિ પ્રવર્તે છે. અને આનું સીધું પરિણામ કજોડાંમાં નીપજે એ સ્વભાવિક છે. કજોડાનો સામાન્ય અર્થ વયફેરની દૃષ્ટિએજ ગણાય છે, પણ તે એક ભ્રમ છે. વયમાં ઝાઝો ફેર ન હોય છતાં આચારવિચાર, સંસ્કાર, ગુણદોષ, કળા, સ્વભાવ, વગેરેનાં અનેક કજોડાં ઘેરઘેર મળી આવશે. આની જો સરાસરી કાઢવામાં આવે તો બહુમતિ કજોડાંનીજ નીકળે. કોઇકજ દંપતી એવાં હશે, જેમના વિચારો, સંસ્કારો વગેરે સમાન હોય. અને તે સમાનતા પણ અકસ્માત્ રૂપેજ આવેલી હોય છે. એટલે તેને આદર્શલગ્નનું પરિણામ ગણી છાતી ફુલાવી ગૌરવ લેવાનું કંઇયે કારણ નથી.

સમાજનો ખરો આધાર નવલોહીઆળાં યુવકયુવતીઓ ઉપર છે. પણ એ યુવકયુવતીઓ આપણા રૂઢિપૂજક લગ્નની મર્યાદાને લીધે, લગ્ન થવા બાદ એવી પરિસ્થિતિમાં જકડાઇ જાય છે કે તેમની સર્વ શક્તિઓ કુંઠિત બની જાય છે. તેમણે સેવેલા મનોરથો, આદર્શો, મનોરાજ્યનાં સુખદ સ્વપ્નો એકદમ રૂઢિલગ્નના પાપથી અદૃશ્ય થઇ જાય છે. અને તેનું સીધું પરિણામ સમાજ અને રાષ્ટ્ર ઉપર થાય છે. એ સમાજ કે રાષ્ટ્ર કોઇ પણ કાળે ઉન્નતિ સાધી શકતો નથી, સારું પરિણામ તો શું પણ ચાલુ સ્થિતિ પણ સંભાળી શકતો નથી.

આજના આવા સંકુચિત લગ્નક્ષેત્રથી કેળવણી પામેલો યુવક પોતાના જેટલીજ કેળવણી પામેલી છેલ્લામાં છેલ્લી ઢબની પત્ની ઇચ્છતો હોય, ત્યારે તેને કર્મે આમજીવનની, પતિદેવને પ્રભુ માની પગ ધોઇ પીનારી, પત્ની મળે છે.

કોલેજના ભણતરનો રોગીઓ જુલીએટ કે સરસ્વતીચંદ્રની કુસુમ ખોળનારને ધર્મઘેલું, અભણ, મૂંગુ પ્રાણી મળી રહે છે.

બીજી બાજુએ પિતાને ઘેર ખૂબ જ આનંદથી લાડકોડમાં ઊછરેલી યુવતીને લગ્ન પછી કંજુસ અને રેઢિયાળ કે સંકુચિત વૃત્તિનો પતિ મળે છે, અને તેણે એ વાતાવરણમાં કૌમાર્યનો અભિલાષિત થનગનાટ ભૂલી જવો પડે છે. સાસુનણંદના કંકાસ એના કાનને બહેરા બનાવી મૂકે છે. સાસરામાં એના વિચાર, વર્તન, કેળવણી કે સંસ્કારથી તદ્દન વિરુદ્ધ જ વર્તવાની ગમે કે કમને પણ ફરજ પડે છે. આપણાં સંસ્કારી ગનાતાં લગ્નોનું આ પરિણામ. એ સ્થિતિમાં સમાજ કઇ ઉન્નતિ કેળવી શકે? કઇ પ્રજા ઉન્નત કે આદર્શ ભાવનાવાળી બની શકે? આપણી સ્થિતિ કઇ રીતે સુધરે? શો શો સુધારો કરવાથી ફાયદો થાય? શું શું ત્યાગ કરવા જેવું છે? જીવનવ્યવહારમાં શું શું નવું ઉમેરવાથી સમાજને કે રાષ્ટ્રને ફાયદો થાય અને તે કેવી રીતે ગોઠવવું? આ સૌ વિષયોનો અભ્યાસ તો શું પણ વિચાર કરવાનોય સમય નથી. વહેલી સવારથી તે મોડી રાત સુધીનો આપણો કાર્યક્રમ ગોઠવાઇ ગયો છે. વર્ષોથી એક જ ઢબે આપણે વર્તી રહ્યા છીએ અને તે જ ઘટમાળ રોજ ને રોજ ચાલ્યાં જ કરે છે, ત્યાં આપણી ઉન્નતિનો વિચાર સરખોયે કરવાને કયાંથી સમય હોય? આપણા સમાજની સ્ત્રીઓ મોટે ભાગે જ્ઞાનહીન છે. પોતાની ફરજોનું, પોતાના જીવનને અલૌકિક બનાવવાના માર્ગોનું સ્વપ્ન સરખું પણ તેમને સાંપડયું નથી. અને આનું મૂળભૂત કારણ પુરુષસમાજે રચેલી માયાજાળ છે. એમની આસપાસનું વાતાવરણ જ એવું બનાવી દીધું છે કે ઉન્નતિ જેવી વસ્તુની હસ્તીનો ખ્યાલ પણ ન આવે તો તે ઉન્નતિ કયારે થશે એ વિકટ પ્રશ્નનો જવાબ જ શો હોઇ શકે?

બાળપણથી જ માંડીને આપણે એની ગળચુથીમાં ગુલામી મૂકી છે. વનમાં વિહરનાર પક્ષીને જન્મતાંની સાથે જ પિંજરમાં પૂરી દેઇ ત્યાં જ તેને ઉછેરવામાં આવે તો પછી એ પક્ષીને ઊડતાં શી રીતે આવડે? ન જ આવડે. આજના સ્ત્રીસમાજની સ્થિતિ શૈશવકાળથી પિંજરમાં પૂરી મોટા કરેલા પક્ષી જેવી છે. 'અચરે અચરે રામ' બોલ્યા વિના તેની પાસે બીજો ઉપાય જ નથી. પુરુષ-સમાજની નિષ્ઠુર, સંકુચિત અને ક્રૂર મનોવૃત્તિનું સાચું સ્વરૂપ એ આજની સ્ત્રી.

દુનિયાના ઇતિહાસ તરફ દષ્ટિ કરતાં આપણે જોઇ શકીશું કે કોઇ પણ દેશની આઝાદી અકસ્માતરૂપે તેના ખોળામાં આવી પડી નથી. તેને માટે તો હજારો વર્ષ સુધી અનેક યાતનાઓ ભોગવવી પડી છે. આજના યુગપુરુષ ગાંધીજી તરફ દષ્ટિ કરતાં જોઇ શકીશું કે હિન્દની આઝાદી માટે કેટલાંય વર્ષો સુધી એ

ભયંકર તપશ્ચર્યા તપ્યા છે, એમણે અનેક પ્રયોગો કર્યા છે. હજારો દેશબંધુઓએ ને બેનોએ જેલ, લાઠી, બંદુક અને દંડની યાતનાઓ વેઠી છે. છતાં આઝાદી હજી આવી નથી. પંડિત જવાહરલાલનો આત્મભોગ અનોખો છે. સમસ્ત જીવનના મોજશોખો રાષ્ટ્રને માટે ભસ્મીભૂત કર્યા, છતાં તેમના યત્નો સફળ થયા નથી. અને હિંદી હિટ્લર વીર વલ્લભભાઇ ચોવીસે કલાક રાષ્ટ્રના વિચારો કરવા છતાંયે તેને આઝાદ બનાવી શકયા નથી. એ સૌના માર્ગમાં હજી અનેક મુશ્કેલીઓ ઊભી છે, જે રાષ્ટ્રની સ્વતંત્રતાના માર્ગની રૂકાવટ કરે છે. બીજા પણ દેશોની તરફ મીટ માંડતાં જોઇ શકાશે કે કરોડો માણસોએ લોહી રેડ્યા છતાં તેમને આઝાદી પ્રાપ્ત થઇ નથી. ત્યાં તો નવલોહીઆળાં અનેક યુવકયુવતીઓ સૈનિક તરીકે દાખલ થવાની અરજી પણ પોતાના લોહીથી લખે છે. ભોગની આટલી બધી ઉત્તમ ભાવનાને પરિણામે જ તેમના પ્રયત્નો સફળ નિવડે છે, તો હજારો વર્ષોથી ગુલામગીરીમાં સડતી હિન્દુ નારી આઝાદ બનવાનો, પુરુષ સમોવડી બની ભાવિના યુગસૃષ્ટાઓ ઘડવાનો વિચાર ઘરને અંધારે ખૂણે બેસી કરે તેનું પરિણામ શૂન્ય સિવાય બીજું શું આવે? એ તો દીવા જેવી વાત છે. આઝાદી કે સ્વતંત્રતા માટે તો યોગ્ય શિક્ષણની, જ્વલંત દિશાસૂચનની જરૂર છે. અખંડ ઉત્સાહ, અખૂટ ધૈર્ય, અનુપમ સાહસ, અદ્વિતીય શૌર્ય, પ્રબળ આત્મશ્રદ્ધા. પ્રખર ચિંતવનની અગત્ય છે.

આજની નારીને ઘરકુકડી, ગુલામડી અને બુદ્ધિજ્ઞાન વિનાની બુદ્ધી રાખવામાં પુરુષસમાજનો પ્રપંચ છે. કારણ કે તેને આજ્ઞાપાલક, ગાડરિયા પ્રવાહમાં ઘસડાતા પરાધીન જીવનમાં જ મઝા માણતી ગુલામડી જોઇએ છે. તેને પોતાની સેવા માટે આજની નારી, એ એક કલ્પાગરૂં, ભોળું, યંત્રવત્ કામ કરનારૂં મેઢું મળી ગયું છે. એટલે તેની બુદ્ધિ ખીલે, તેની ઉન્નતિ થાય, તે સ્વતંત્રપણે વિચાર કરતી થાય તો તેની સેવાથી મળતાં અનેક સુખો ઓછાં થાય; એ લાભ જતો કરવા આજનો પુરુષ તૈયાર નથી અને તેથી જ સ્ત્રીશિક્ષણ, સ્ત્રીસ્વાતંત્ર્ય, સમાનહક્કની આડે તે હાથ દેઇ ઊભો છે. માત્ર રાંધણકળા, સાફસુફી અને છાણવાસીદાની કેળવણીમાં જ સ્ત્રીને તેના જીવનનું હિત સમજાવી રહ્યો છે. આજની નારીએ આ સ્થિતિ સમજી લેવી જોઇએ અને પોતાનું શ્રેય પોતાની મેળે જ જાણી લેવું ઘટે. આજનો પુરુષ તેને ઉન્નતિના માર્ગ બતાવે એ વાત આકાશકુસુમવત્ છે.

સ્ત્રીની સેવા, ભક્તિ અને પગચંપી ઉપર રાચી રહેલે પુરુષે સમજી લેવું જોઇએ કે આજની યુવતી એ આવતી કાલનાં યુવકયુવતીની માતા છે. અને એ જ યુવકયુવતીઓ રાષ્ટ્રની કે સમાજની અનેરી આશા છે. તો આવતી કાલનાં

એ યુવકયુવતીઓમાં સંસ્કાર રેડવા પણ આજની નારીને સ્વતંત્રતાની અને શિક્ષણની જરૂર છે. તંદુરસ્ત, કેળવાયલી ને સંસ્કારી માતા પોતાના સૌભાગ્યભર્યા ઉત્સાહમાં તંદુરસ્ત અને અનેક આશાઓએ ભર્યા બાળકને ઉછેરે, તેનામાં નવજીવન રેડી સમાજને કે રાષ્ટ્રને માટે તેને તૈયાર કરે એના જેવું ભાવનામય જગતમાં બીજું નથી. એવા માતૃત્વને આકાર કરવું એ જ દામ્પત્યનો આદર્શ છે.

શિષ્ટ, સંસ્કારયુક્ત અને ભાવનાશાળી દામ્પત્યજીવન એજ નૂતન યુગની ઉષાનાં કિરણ છે. અને એ ઉષાને ફૂલેલી, પાંગરેલી, સુવાસિત બનાવી, અરુણને આહ્વાન આપવું એ જ ઉન્નતિની સાચી કર્તવ્યપરાયણતા છે. એ ભાવના જેટલે અંશે પૂરી થાય તેટલે અંશે સમાજની અને દેશની અલૌકિકતા થશે. જગજ્જનની માતાઓ જેવા ભાવ સેવે એવાજ ભાવો આવતી કાલની પ્રજામાં ઊતરે. સ્નેહબળ, સહૃદયતા, બુદ્ધિબળ, સાહસ, ધૈર્ય અથવા સુરતી, નિરાશા, કરુણા કે શોક વગેરે જે જે ગુણદોષો માતાઓમાં હોય તેવીજ વારસદાર ભાવિ પ્રજા બને. સ્ત્રીઓનું—જગજ્જનની માતાઓનું—આટલું મહત્ત્વ છે. સમાજની સંકુચિત મનોદશા ભલે તેને ન માને, પણ એટલું તો ચોક્કસ છે કે જ્યાં સુધી માતૃત્વ આદર્શ ન હોય ત્યાં સુધી પ્રજા આદર્શ બનવાની નથીજ. વીર પુરુષોનાં દૃષ્ટાન્તો યાદ કરીએ. નેપોલીઅન બોનાપાર્ટ, વોશિંગ્ટન, બિસ્માર્ક, લેનીન, ટ્રોટ્સ્કી, લિયો ટોલ્સ્ટોય, શિવાજી, સિકંદર, પ્રતાપ, ગાંધીજી, જવાહર કે બીજા અનેક વીરનરોનાં જીવનને મહાન બનાવનાર તેમની માતાઓજ હતી. અને તેનો સાફ સાફ એકરાર એ વીરોએ જાતેજ કર્યો છે. આવા માતૃત્વની અવગણના એટલે હૃદયની મલિન વૃત્તિ કે બીજું કંઇ?

આજનો યુગપુરુષ સમજાવે છે કે "જ્યાં સુધી સ્ત્રીઓ અભણ, અસંસ્કારી અને અબળા હશે ત્યાં સુધી સમાજનો પક્ષાઘાત મટવાનો નથી. જેમ બે ધાતુઓ બરાબર તપાવ્યા વિના એકરસ થતી નથી તેમ સ્ત્રી અને પુરુષ બન્ને પૂર્ણ કેળવણી પામ્યા વિના સારી પ્રજા નિપજાવી શકતાં નથી. અને તેથીજ આપણે સમાજમાં અર્ધવિકાસ અને પશુવૃત્તિ જોઈ શકીએ છીએ." ભાવિ સમાજને સુદૃઢ, સંસ્કારી અને મહાન બનાવવા પૂર્ણ પ્રેમભાવયુક્ત, વિશુદ્ધ અને જ્ઞાની દામ્પત્યની જરૂર છે અને તેમાંયે સ્ત્રીજાતિની કેળવણીની અને ઉન્નતિની ખાસ આવશ્યકતા છે. એ સ્થિતિ જ્યાં સુધી નહિ આવે, તે માટે બુદ્ધિપૂર્વક સક્રિય યત્નો અત્યારથીજ નહિ થાય ત્યાં સુધી રાષ્ટ્ર, પ્રજા કે સમાજની ઉન્નતિ નથીજ એ વાત નિર્વિવાદ છે.

સમાજનાં નવલોહીઆળાં યુવકયુવતી, તમે શું શું કરશો? સુજ્ઞેષુ किं बहुना?

વડોદરા

વજુભાઇ ભાઈલાલભાઇ પટેલ

# પાપનાં શિખર

**અપાઠની** એ અંધારી અમાવાસ્યા હતી. વાદળાંને ઓથે તારા સંતાયા હતા. તિમિરને ગાઢ બનાવતી નિશા પસાર થઇ રહી હતી. અને એના મોહપાશથી જગત નિદ્રાના ઘેનમાં પડ્યું હતું. નિશા ન સર્જી હોત તો? પ્રાણી આરામ વિના અટવાઇ મરત, પણ નિશાએ તો સંસારને આરામેય આપ્યો ને પાપેય આપ્યું. જગતનાં લગભગ બધાં પાપ નિશાના સામ્રાજ્યમાં નથી બનતાં? અને તેમાંય તિમિરના સર્જનથી તો પાપને પોષણ મળ્યું. પાપને નિશાએ પાળ્યું અને તિમિરે પોષ્યું.

'પુષ્પા! પુષ્પા!' નિદ્રાની કે જાગૃતિની અવસ્થા જાણવા માટેજ આ ઉચ્ચારણ હતું. નિદ્રાના ઘેનમાં પડેલી પુષ્પાએ એ ધીમો અવાજ ન સાંભળ્યો. તેનાં નસેનસ ધીમેથી શ્વાસ લેઇ રહ્યાં હતાં. ખાત્રી કરનારને સંતોષ થયો. વિષયમાં અંધ બનેલો માનવ પાપને શિખરે પહોંચવાની તૈયારીમાં હતો. એકજ પગથિયું બાકી હતું. અને તેમાંય વાતાવરણ ઉત્તેજન આપતું હતું.

બસ થઇ ચૂક્યું. એકને પાપે બે માનવ ભ્રષ્ટ થયાં. પુષ્પા જાગે ને સાવધ થાય તે પહેલાં તે ભ્રષ્ટ થઇ ચૂકી હતી. 'ગજબ થયો!' પુષ્પા વધુ ન બોલી શકી, ન હાલી શકી. તેને મૂર્છા આવી ગઇ. વાદળાંમાંથી પાણી ટપકવા લાગ્યું, જાણે કુદરતનું એ રુદન ન હોય! અને રુદનનાય પડઘા રૂપ વાદળાંએ ગર્જના કરી. પૃથ્વીનો પ્રલયકાળ હોય તેમ વાદળાંના આક્રમણથી વરસાદ તૂટી પડ્યો. નિદ્રાના ઘેનમાં પડેલું જગત સળવળ્યું. પણ પાપના ઘેનમાં પડેલી પુષ્પા જાગી ત્યારે તો વાદળાંય નહોતાં ને વરસાદેય નહોતો, નહોતું એ પાપમય નિશાનું સામ્રાજ્ય, પણ ત્યારે તો સૂર્યભગવાને સામ્રાજ્યનો દંડ હાથમાં લીધો હતો.

એના ઘરમાં એ, એની ગાંડી મા અને દુરાચારી પિતા, એમ ત્રણજ જણ હતાં, પુષ્પા તો અત્યાર સુધી પોતાના કાકા સાથે વિદેશમાં રહેતી હતી, એટલે એને સદ્ભાગ્યે એ સંસ્કારી બની શકી હતી. એમ પુત્રી પારકે ઘેર ક્યાં સુધી રહે? પુષ્પાએ યૌવનને આંગણે પગ મૂક્યો એટલે કાકાએ તેને સ્વદેશમાં પિતૃગૃહે મોકલી, યોગ્ય સાથી સાથે જીવન જોડવા અને સંસારમાં પ્રયાણ કરવા. પણ એના જીવનમાં શું લખ્યું હતું તે કોને ખબર?

પુષ્પા ઘેર આવી અને ગાંડપણમાંય માતા પુત્રીને દર્શને સુખી થઇ. પણ દુરાચારી પિતાને પુષ્પા એ પુત્રી અને પોતે તેનો પિતા એનું ભાન ન રહ્યું. એકાન્ત, નિશા અને તેમાંય અંધકારના આશ્રયથી તેનું ભ્રષ્ટ માનસ હૃદયમાં

પરિણમ્યું. આમ પુષ્પાને તો પિતૃગૃહ પાપગૃહ બની રહ્યું. અને આજના સમાજમાં પાપી પિતાનાં પાપ પુત્રી કોને કહે?

* * *

'મંગળા, કુટુંબનું નાક કપાય તેવું થયું છે.' સવિતાએ ખાનગી વાત શરૂ કરી.

'એના ઢંગ જ કહી આપે છે.' મંગળાએ પોતે જાણતી હોય તેમ જણાવ્યું.

'આજની છોકરીઓએ તો લાજ નેવે મૂકી. અને તેમાંય બહાર રખડેલાં, તેમની તો વાત કહેવા જેવી નથી.' સવિતાએ આજની છોકરીઓનું, તેમાંય પરદેશ ફરનાર છોકરીઓનું, માનસ વર્ણવ્યું.

'આ સુધર્યાં કહેવાય! ભાન જ ન મળે. બીજી હોય તો આટલી હદ સુધી આવવા દે? પોતાનામાં આવડત હોય તો ઘરનાંય શું જાણતાં હતાં.' મંગળાએ સમાજની નીતિ જણાવી. પાપ કરે તેમાં સમાજને વાંધો નથી, પણ પકડાઇ જાય તેમાંજ વાંધો છે.

'બાપ તો નફ્ટ અને મા ગાંડી, પછી કોને કહેવાનું?' સવિતાએ તેની સ્થિતિ બતાવી.

'એક ઉપાય છે. હું એમને કહીશ. તુંય ઘરમાં કહેજે ને.'

'ખરૂં છે. નહિ તો એના ઘરનું તો બળ્યું જે થવાનું હોય તે થાય, પણ આ તો કુટુંબમાંય કોઇ કન્યા ન આપે!' સવિતાએ કુટુંબની ભવિષ્યની કરુણાજનક સ્થિતિ બતાવી. પાપ અનિષ્ટ છે એમ માની થોડાક જ પાપ નહિ કરતા હોય, પણ સમાજ શું કહેશે, એ બીકે જ ઘણો ભાગ પાપ આચરતો અટકે છે. તેથી જ અનિષ્ટ કૃત્ય કરવા છતાં લોકો તેને છુપાવવાનું શીખ્યા. અને તેમાંય કન્યા મેળવવા માટે અમુક, સમાજમાં સારા દેખાવા માટે અમુક, એમ આગરૂ એટલે સારા કાર્યના ભાગ પાડ્યા. આથી સમાજમાં ખોટી મોટાઇ વધી. આત્માના અવાજને ઓળખવો અને તેને તાબે થવું એનું નામ ખરી માણસાઇ. પણ આજે એમાંનું શું છે?

જોતાંજ પુષ્પાના શરીરના ઢંગ બદલાએલા લાગતા હતા. નિર્દોષ અને હસમુખું વદન નિસ્તેજ અને ફિક્કું લાગતું હતું. તે કુમારી હોવા છતાં તેની સ્થિતિ જુદી હતી. એ સગર્ભા નહિ પણ કુગર્ભા બની હતી. તેની માનસિક મનોવેદના તેના સ્થૂલ શરીરને ક્ષીણ કરતી હતી. કુટુંબી જનોને આ સ્થિતિ અસહ્ય થઇ પડી. બધાં અંધારી રાતે અંધારા ખૂણામાં એકઠાં થયાં, ઉપાય શોધીને આવેલી આફતમાંથી મુક્ત થવા. પુષ્પા પારકે પાપે લજાતી, ગભરાતી અને કંપતી આવી.

'છોકરી! તેં તારૂં તો તારૂં પણ આખા કુટુંબનું નાક કાપ્યું. અમારે સમાજમાં મોઢું દેખાડવા જેવું ન રાખ્યું!' અધ્યક્ષ ગણાતા એક કુટુંબીએ કહ્યું.

પુષ્પા શું બોલે? તેના શરીરનો દેખાવ પાપની સાક્ષી પૂરતો હતો. આજની ન્યાયપદ્ધતિ તો સાક્ષી શોધે. સાક્ષી વિના લૂંટનાર છટકી જાય અને લૂંટાનાર ઊલટો શિક્ષા ભોગવે. પુષ્પા લૂંટાઇ નહોતી? અને છતાંય શિક્ષા તેના કપાળમાં લખાઇ હતી.

'તારા શરીરના ઢંગ જો. આટલુંય ભાન ન રહ્યું? કોઇને કહેવું તો હતું! પાપ કરતાં શરમ નથી આવતી અને પછી શાની શરમ?' બીજે સભ્યે વ્યાવહારિક ડહાપણ બતાવ્યું. સમાજમાં દૂષિત ગણાતી કેટલીય અબળાઓ કોને પાપે એ સ્થિતિ ભોગવે છે તે સમાજે જાણવાની દરકાર કરી છે? પણ સમાજ એટલે પુરુષો. પછી પુરુષો પોતાના દોષ ઉઘાડે કે ઢાંકે? એટલે પુરુષસમાજ પોતાના દોષ ઉપર ઢાંકપિછોડા કરી સ્ત્રીઓને અન્યાય કરતો આવ્યો છે. આથી એકહથ્થુ સત્તા ભોગવતો પુરુષસમાજ સ્ત્રીઓને હક્ક આપવા માગતો નથી, એટલે કચડાતે સ્ત્રીસમાજે તો પુરુષસમાજની એ સત્તા તોડયેજ છૂટકો.

'હવે કંઇ ઉપાય થાય એમ રહ્યું નથી.' આવા અનુભવથી પીઢ થએલાં એક વૃદ્ધ ડોસીમાએ અંતિમ અભિપ્રાય આપ્યો. સ્ત્રીજાતિયે સ્ત્રીનું દુઃખ નહિ સમજતી હોય? ગુલામને પોતાની અસહ્ય સ્થિતિનું ભાન હોય તો ગુલામી કરે? હિંદનો દરેક માનવી પોતાની ગુલામી દશા સમજે તો હિંદને પરાધીન રહેવું પડે? આમ કેટલીયે સદીઓના ગુલામી માનસથી ટેવાએલી સ્ત્રીજાતિ પોતાનેજ અન્યાય કરી રહી છે.

'તો તો છેવટે એકજ ઉપાય. બે ઘૂંટડા ગટગટાવી જાય!' સ્ત્રીઓના આવા મરણથી ટેવાઇ ગએલા એક સભ્યે ઉપાય સૂચવ્યો. સ્ત્રીનું મરણ સાંભળી 'સ્ત્રીઅવતારમાંથી છૂટી,' એમ સમાજ કયાં નથી કહેતો?

'લે આંખ મીંચી પી જા.' પૌત્રી જેવી પુષ્પાને અફીણનું પાણી આપતાં ડોસીને સહેજ પણ ક્ષોભ ન થયો. જાણે દરદીને ઔષધ ન આપતાં હોય! અને કહેવાતી પોલી આબરૂનું એ ઔષધજ હતું ને! પુષ્પાનો સંસ્કારી આત્મા કળકળી રહ્યો હતો, પણ દંભી સમાજ સમ્મુખ એણે આત્માનો સૂર ન કાઢયો. એ કળકળતા આત્માને શાન્ત કરવા તેણે ઝેરનું પાણી પેટમાં રેડયું. ખૂની કુટુંબીજનોને આબરૂ રહ્યાનો સંતોષ થયો. સમાજમાં આવા ખૂનીઓ તો કેટલાય છે!

પુષ્પા મોત પી નિષ્ઠુર સમાજમાંથી છૂટી માની પથારીમાં સૂતી. ઝેરનું જોર વ્યાપી ગયું હતું. મોંઢે ફીણના ફીસોટા આવ્યે જતા હતા. ગળામાંથી

ઘર્ર્ ઘર્ર્ અવાજ છૂટતો હતો. નિર્દોષ જીવનની આ અંતિમ પળો હતી. તેનો સંસ્કારી આત્મા અન્યાય સહન કરવા ન માગતો હોય તેમ તેણે દેહ તજ્યો ન હતો, ત્યાં તો કૂકડે સૂર્યભગવાનના પધારવાની છડી પોકારી. પાપને નિશાના સામ્રાજ્યમાં આટોપી લેવાનું ધારતા કુટુંબીજનો આવ્યા, પુષ્પાના દેહને અગ્નિસંસ્કાર કરવા. પતનની વળી અવધિ હોતી હશે? શ્વાસ લેતી પુષ્પાના દેહને સ્મશાનભૂમિ ઉપર સુવાડ્યો. પાપને શિખરે પહોંચેલો સમાજ તેના દેહમાંથી આત્મા મુક્ત થાય તેટલો વિલંબ સહે તેમ નં હતો. ચિતામાંથી જવાળા નીકળી અને આત્મા તેમાં થઇ અલોપ થયો.

'મારી પુષ્પા! મારી પુષ્પા!' ગાંડી માતાએ તો ઘણી બૂમો પાડી, પણ સમાજ ગાંડો ન હતો કે તે સાંભળે! પિતાના પાપનું નિવારણ પુત્રીના બલિદાનથી થયું. આમ પાપના પાયાથી ચણેલી આબરૂની ઇમારત કેટલો વખત ટકે?

પુષ્પા નિર્દોષ હતી અને સમાજના પાપનો ભોગ થઇ એમ દંભી સમાજ માનશે? કોણ કહી શકશે કે પુષ્પા નિર્દોષ નહોતી?

**નેદ્રા**, તા. પાદરા **ઈશ્વર પેટલીકર**

---*---

## રસોઇમાં માટીનાં વાસણ વાપરો

**હિંદની** સુવ્યવસ્થિતતાને આરે ઊભેલી સંસ્કૃતિના પ્રતીક સમાં મોહન-જો-ડેરોનાં ખંડિયેરો સિંધમાં જ્યારે હાથ આવ્યાં ત્યારે એમાંથી જડેલી વસ્તુઓમાં વિવિધ પ્રકારની ઉપયોગિતાનાં માટીનાં વાસણો સેંકડોની સંખ્યામાં ખોદી કાઢવામાં આવ્યાં હતાં. આ વાસણોમાંનાં કેટલાંક ચીનાઇ માટીનાં એટલે કે કાચને મળતી આવતી માટીના જેવી માટીનાં, સારી રીતે પકવેલાં નકસીદાર વાસણો હતાં. અને કેટલાંક દેશી સાદી માટીનાં ખાસ ચમકદાર નહિ એવાં, પણ સારી રીતે પકવેલાં રાંધવાના ઉપયોગનાં વાસણો હતાં. મોહન-જો-ડેરોનો કાળ આજથી ૪૫૦૦થી ૫૦૦૦ વર્ષનો જૂનો ગણાવવામાં આવે છે અને તેમાં તે વખતે પણ સંપૂર્ણ ગટરપદ્ધત્તિ, સ્વચ્છતા અને હવાપ્રકાશની દૃષ્ટિએ લગભગ સંપૂર્ણ એવાં ઘરો વગેરે બધું મળેલું છે. એ ઉપરથી એટલું તો વિધાન થઇ જ શકે અને એ કરવામાં પણ આવ્યું છે કે મોહન-જો-ડેરોનો કાળ હિંદી સંસ્કૃતિના મધ્યાહ્નકાળની બહુ જ નજીક હોવો જોઇએ.

હિંદ જ્યારે હજારો વર્ષ પહેલાં આબાદ અને બૌદ્ધિક વિકાસમાં સમસ્ત દુનિયાનું શિરોમણિ હતું ત્યારે હિંદી ધનવાનોના વૈભવની જગતભરમાં ઇર્ષ્યા થતી. હલકી ધાતુઓમાં ત્રાંબું અને કાંસું, અને બાકી સોનું અને રૂપું જ

હિંદી અમીરોના ઘરમાં દેખાતું અને આજે જેની જોડ નથી એવાં મહામૂલાં રત્નો, ગાલીચા, ફરસબંધી, સુખાસનો વગેરેમાં એ લોકો રાચતા.

પણ એ બધુંય છતાં એ અમીરોનું ભોજન તો માટીનાંજ વાસણોમાં રંધાતું! ધાતુઓની તે દિવસે એ લોકોને ખબર નહોતી એમ નથી. જ્યાં ધાતુનો ઉપયોગ કરવો જોઇએ ત્યાં તેઓ જરૂર કરતા. કાટજ ચઢે નહિ તેવો સમ્રાટ્ અશોકના સમયનો લોહસ્થંભ હજી આજે પણ હિંદી કારીગરોની શક્તિના પુરાવા સમો દુનિયાના વિદ્વાનમાં વિદ્વાન ધાતુશાસ્ત્રીઓને દંગ બનાવતો ખડો છે. એજ હિંદી ધાતુવિશારદોની સિદ્ધિ કેટલે સુધી પહોંચી હતી, એનો પણ પુરાવો છે. છતાં રસોઇ માટે હિંદીઓએ માટીનાંજ વાસણોનો આગ્રહ કેમ સેવ્યો હશે?

ઘણા ઘણા વૈજ્ઞાનિકોએ જુદે જુદે સમયે ધાતુનાં વાસણો કરતાં માટીનાં વાસણોના ચઢિયાતા ગુણોની પ્રશંસા કરી છે. ઘણી ઘણી સંસ્થાઓએ વૈજ્ઞાનિક શોધખોળો કરીને ધાતુનાં વાસણોથી માનવશરીરને કેટલું નુકસાન થાય છે તેના પુરાવાઓ રજુ કર્યા છે. હિંદભરમાંથી અનેક સ્થળોમાંથી ધાતુનાં વાસણમાં રંધાએલી વસ્તુઓ અમુક સમય પડી રહ્યા પછી ખાધાથી કે એવાજ બીજા કારણથી સેંકડો લોકો રોગગ્રસ્ત થઇ ગયાંના અને બેભાન બની ગયાના કે મરી ગયાના ચોંકાવનારા સમાચારો અખબારોને પાને ચઢ્યા છે. આ બધું એકત્રરીતે વિચારતાં જરૂર એટલું કલ્પી લેઇ શકાય તેમ છે કે પ્રાચીન હિંદમાં ધાતુનાં વાસણો કરતાં માટીનાં વાસણો વધુ આરોગ્યરક્ષનારાં અને એ દૃષ્ટિએ ચઢિયાતાં હોવાની ખાત્રી હોવાને લીધે જ્ઞાનપૂર્વક એનોજ ઉપયોગ સ્વીકારાયો હશે.

જસતનાં પતરાંનાં પીપો અને એવા પ્રકારનાં બીજાં પાત્રો તૈયાર થવા માંડ્યાં અને ગાડાં ભરીને ગામડાંમાં જવા લાગ્યાં તે પહેલાં શહેરોમાં અને ગામડાંઓમાં અનાજના કે બીજી વસ્તુઓના સંગ્રહ માટે માટીનાંજ પાત્રો, કોઠીઓનો વપરાશ હતો એ તો આપણા જમાનાની પણ સાંભરણની વાત છે. હજી સુધી ઘણાંય ઘરોમાં અનાજની માટીની કોઠીઓ, અથાણાંની પકવેલી માટીની બરણીઓ વગેરે મોજૂદ છે. પરંતુ સંસ્કારિતાના અને સગવડના ખોટા ખ્યાલોને પરિણામે એ બધી 'જૂનવાણી' વસ્તુઓનો નાશ થવા લાગ્યો છે અને તેની જગ્યાએ સ્પષ્ટ રીતે નુકશાન કરનારી ધાતુઓનાં પાત્રો વપરાવા લાગ્યાં છે. તદ્દન ગરીબ હોય તે માટીનાં 'હાંડલાં' વાપરે એવી એક માન્યતા ફેશનેબલ ગણાતા અને તદ્દન મધ્યમ વર્ગના લોકોમાં બંધાઇ ગઇ છે. બીજું

એક કારણ ધાતુનાં વાસણો તૂટી ફૂટી ન જાય તે લાભનું રહેલું છે, જે માટીનાં વાસણો છોડાવીને ધાતુનાં વાસણો તરફ પક્ષપાત દોરે છે.

માટીનાં વાસણનો શારીરિક દૃષ્ટિએ તો ચોક્કસ ફાયદો છે જ, પરંતુ દેશની આર્થિક દૃષ્ટિએ પણ ગામડાંનો એ ગૃહઉદ્યોગ ખીલવા દેવાનું જરૂરી અને ફાયદાકારક છે. કાચનાં વાસણો પ્યાલા, રકાબી અને બરણીઓ વગેરે બધું પરદેશથી આયાત થતાં અને બીજાં વાસણો ધાતુનાં વપરાવા લાગતાં, ગામડાંનો કુંભાર જે ધરતીને ખોળેથી સમૃદ્ધિ ઉલેચતો તે પૂરેપૂરો જમીનદોસ્ત બની ગયો છે. એનો ચાકડો સંસ્કૃતિ ચક્રની અવળી ગતિને લીધે ઊભો રહી ગયો છે અને એનો ધંધો ભૂલાતો જાય છે. એ સ્થિતિ દૂર કરવા ખાતર અને પ્રજાનું આરોગ્ય વધારવા ખાતર પણ માટીનાં વાસણો વાપરવાનું ફરી ચાલું થવું જોઇએ.

આરોગ્યની દૃષ્ટિએ કલાઇ કરેલાં પિત્તળનાં કે તાંબાના વાસણો આજ સુધી નુકસાનકારક મનાતાં નહોતાં. હજી પણ લાખો ઘરોમાં એ જ વાસણો રસોઇ માટે વપરાય છે. એલ્યુમિનિયમ ધાતુ શોધાઇ ત્યાર પછી છેલ્લાં દસબાર વર્ષથી એનો ઉપયોગ પણ રસોઇમાં થવા લાગ્યો છે ખરો; પરંતુ વૈજ્ઞાનિક શોધખોળો એમ જણાવે છે કે કલાઇમાં સીસાનું જે તત્ત્વ છે તેથી શરીરને ખૂબ નુકસાન થાય છે અને કલાઇ વગરનાં વાસણોનું નુકસાન તો જાણીતું જ છે. ખોરાકમાં ઝેર પ્રસરતાં એની તાત્કાલિક અસર ઊલટી, બેહોશી વગેરેમાં જ થાય છે એવું કંઇ નથી. શરીરની અંદરના અવયવો ઉપર થોડે થોડે કરતાં એની અસર થાય છે જ અને પરિણામે માનવજીવન ઉપર એની કાયમી અસર અમુક સમયે વર્તાવા માંડે છે. વજન ઓછું થવું, ટુંકું આયુષ્ય, ચામડીની પીળાશ અને ખરબચડાપણું, આંખોની તેજહીનતા, વગેરેમાંનું ઘણું ધાતુનાં વાસણોમાંની રસોઇને આભારી છે.

બેંગ્લોરના ઇન્ડીઅન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સના બાયોકેમિસ્ટ્રીના પ્રોફેસર ડૉ. સુબ્રહ્મણ્યમ્, મી. આર. વી. લક્ષ્મીરતને લખેલી "આરોગ્ય માટે માટીનાં વાસણો" નામની પુસ્તિકાના આમુખમાં લખતાં જણાવે છે કે "હિંદનાં જુદા જુદા ભાગોમાં જુદે જુદે નામે ઓળખાતા ઘણાય રોગો, ખોરાક રાંધવાના અગર સંગ્રહવાના ઉપયોગ માટે ધાતુનાં વાસણો વાપરવાની પદ્ધતિને જ સીધી કે આડકતરી રીતે આભારી છે એવી સાબિતી વધુ ને વધુ પ્રમાણમાં મળતી જ જાય છે. જ્યાં વધારે પડતા અમ્લ (acidic) અને ક્ષારોવાળા ખોરાકો રંધાય છે તેવા ભાગોમાં–દાખલા તરીકે દક્ષિણ હિંદમાં–તો ધાતુનાં વાસણોને લીધે ખોરાકનાં તત્ત્વોમાં થતાં બગાડ અને તેને લીધે તબિયત ઉપરની માઠી અસરનો

ભય વધારેમાં વધારે રહેલો છે."

ડૉ. સુબ્રહ્મણ્યમ્ એમ પણ કહે છે કે "એસિડિક ખોરાકો સસ્તાં ધાતુનાં વાસણોને તો તરત બગાડે છે, પણ મોટે ભાગે આખા હિંદમાં રસોઇનાં વાસણોની અંદર વાપરવામાં આવતી કલાઇ પણ એસિડ સામે ટકી શકતી નથી. કલાઇમાં મધ્યમ પ્રકારનું ઝેર તો છેજ, પણ ઘણી વાર ૯૦ ટકા સુધી એમાં સીસું હોવાને લીધે એ ભયંકર બને છે."

આવી રીતે એજ ઇન્સ્ટીટ્યુટના પ્રો. મુકરજીએ ધાતુનાં વાસણો ઉપર પ્રયોગો કર્યા પછી એવોજ અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે ધાતુનાં વાસણને બદલે માટીનાં વાસણમાં રાંધવું એ અનેક દરજ્જે વધારે તંદુરસ્તી બક્ષનારૂં છે.

આ રીતે વૈજ્ઞાનિક શોધખોળો સંસ્કૃતિએ ચલાવેલી ફેશન અને પાછળથી ઘર પૂછેલી ઘરગત્યુ ટેવને ખૂબ નુકસાનકારક ગણાવે છે, ત્યારે માટીનાં વાસણોનો ઉપયોગ હિંદમાં વધનો જાય એવા પ્રયત્નો થાય તો તેથી દેશને બેવડો લાભ થવાનો છે: તંદુરસ્તીનો અને ગ્રામઉદ્યોગને જીવતો બનાવવાનો. પરંતુ ધાતુનાં વાસણે આપણા મગજ ઉપર એવું સ્થાન જમાવ્યું છે કે માટીનાં વાસણની વાત જલદી ગળે ઊતરે તેમ નથી, છતાં એ તરફના પ્રયત્ન લાભકારક નીવડવાના છે એ તો ખરૂંજ છે.

('ગુજરાત સમાચાર' તા. ૪:૨:'૩૮)

---

## ડૉ. અંબાલાલ પી. એચ.ડી.નું ખેદજનક અવસાન

ગયા જુન માસની ૧લી તારીખે જિજ્ઞમાં (ઉગાપડા) ચરોતરના ડૉ. અંબાલાલ પટેલનું ત્રીસ વર્ષની નાની ઉમરે ન્યુમોનીઆથી અવસાન થયું. સદ્ગતના સાચા સ્નેહીઓને, જે તેમને સારા પ્રમાણમાં ઓળખી શક્યા હતા, તેમને આ સમાચાર જાણતાં અનહદ દુઃખ થયું કે ચરોતરની આ મહાવિદ્વાન વ્યક્તિ સમાજમાં પોતાના પ્રભાવની અને જ્ઞાનની છાપ પાડ્યા સિવાય અકાળે ચાલી ગઇ.

જગતમાં કોઇ કોઇ સાચેજ મહાન વ્યક્તિઓ કીર્તિ કે યશનો પ્રકાશ જોયા વિના રહી જાય છે. વિવિધ પ્રકારની હજારો વિટંબણા અને મુશ્કેલીઓ વટાવી સ્વાશ્રયી બની હિંમતભેર પ્રગતિનું નાવ હંકાર્યે રાખનાર વ્યક્તિઓ જવલ્લેજ હોય છે. આવી વ્યક્તિઓની પંક્તિમાં સ્વ. અંબાલાલનું સ્થાન ગણી શકાય તેમ છે.

ચરોતરના કેટલાયે પ્રગતિશીલ યુવકોને સદ્ગત અંબાલાલના જીવનમાંથી

કંઇ કંઇ પ્રોત્સાહન અને આશાનાં કિરણો મળી આવશે એ ઉદ્દેશથી આ ટૂંક નોંધ આપવા પ્રેરાયો છું.

વાચકને સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવશે કે આવી તે આ વળી કોણ વ્યક્તિ હતી, જેને વિષે હજુ સુધી કંઇ સાંભળ્યું કે જાણ્યું પણ નથી. આના જવાબમાં એટલું જ કહેવું બસ છે કે પૈસાદાર કે કહેવાતા કુળવાન બાપના દીકરા, કોઇ પણ જાતની ઝાઝી છત ન હોવા છતાં, સમાજમાં સહેજે ઓળખાય છે, અને કોઇ કોઇને તો પરાણે ઓળખવા પડે છે. પરંતુ સાચા જ્ઞાનથી ધનવાન અને સદ્ગુણી યુવક અંધકારમાંજ રહી જાય છે.

આજથી લગભગ ત્રીસ વર્ષ ઉપર સદ્ગત અંબાલાલ ડાહ્યાભાઇ પટેલનો જન્મ ભાદરણમાં તેમના મામાને ત્યાં થયો હતો. સદ્ગતે જગતનો પ્રકાશ જોયો તે પહેલાં તો તેમના પિતા આ જગત છોડી ચાલ્યા ગયા હતા. આ કારણે પોતાના ધર્મજ ગામમાં નહિ રહેતાં ભાદરણમાં પોતાનાં વિધવા માતુશ્રી સાથે મોસાળમાં રહી તેમણે મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો હતો.

વિદ્યાર્થી તરીકે તેમની કારકિર્દી ઘણી ઉજ્જ્વળ અને પ્રભાવશાળી હતી. તેનો પુરાવો હજુ પણ ભાદરણની ગુજરાતી અને અંગ્રેજી શાળાના શિક્ષકો સદ્ગતનાં ગુણગાન ગાતા ગાતા આપી શકે તેમ છે. વર્ગમાં હમેશાં પહેલે નંબરે પાસ થતા. ૧૩ વર્ષની નાજુક ઉમરે ચરોતરમાં મહાભારત ઉપર નિર્ણીત થએલા હરીફાઇ નિબંધમાં પહેલું પારિતોષિક મેળવ્યું હતું. તેમના શિક્ષકો તેમની અજોડ અને અગાધ માનસિક શક્તિ જોઇ વારંવાર તેમને ગણિત, સંસ્કૃત વગેરે વિષયો વર્ગના બીજા વિદ્યાર્થીઓને શીખવવાનું કામ સોંપતા. અંગ્રેજી પાંચમું ધોરણ ઉત્તીર્ણ થઇ તેઓ મેટ્રીકની પરીક્ષામાં બેઠા હતા અને શાળામાં ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજીમાં પ્રથમ આવ્યા હતા. આ ઉમર દરમિયાન ભાદરણના સાર્વજનિક પુસ્તકાલયનો તેમણે ખૂબ અભ્યાસ કર્યો હતો. સદ્ગતને કોઇ કોઇ તો તેમનામાં છુપાએલી કવિત્વશક્તિને લીધે 'જુગલ' કવિ તરીકે સંબોધતા. મૂળે યાદશક્તિ અતિતીક્ષ્ણ અને તેમાં વળી સતત અધ્યયનનું મિશ્રણ, આ હિસાબે ૧૭ વર્ષના વયમાં તેમણે જ્ઞાન રૂપી ધનનો ઘણો સારો સંચય કર્યો હતો.

સદ્ગત મને કહેતા કે મેટ્રીક પાસ કર્યા પછી કોલેજમાં જઇ ઉચ્ચ શિક્ષણ મેળવવાની તેમની ભારે ઉત્કંઠા હતી. ઓછી માનસિક શક્તિ ધરાવનારા પોતાના સહાધ્યાયી જ્યારે કોલેજોમાં જવા તૈયાર થયા ત્યારે તેમના દુઃખનો પાર ન રહ્યો. ગરીબાઇનો તીક્ષ્ણ ઘા આ વખતે તેમને એટલો બધો સાલ્યો કે તે

ત્રણ દિવસ સુધી બોર જેવડાં આંસુમાંજ પરિણમ્યો.

- કૉલેજમાં જવાનું નહિ બન્યાથી તેઓ ઇટોલા કન્યાગુરુકુલમાં અધ્યાપક. તરીકે જોડાયા. શિક્ષક તરીકે તેમણે સંગીન રીતે કાર્ય કર્યું હતું, જેની છાપ કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓ ઉપરથી ભૂંસાઇ નથી.

પાટીદાર સમાજના ભ્રષ્ટ રીતરિવાજો અને રૂઢિઓ પ્રત્યે તેમને અનહદ ઘૃણા હતી. તેમને ગમે તેમ પરણી પડવું નહોતું. આવા કંઇ કંઇ વિચારોને લીધે તેમણે સમાજથી સહેજ પણ ડર્યા સિવાય આન્તરજ્ઞાતીય ક્રાન્તિકારી લગ્ન કર્યું. લગ્નની પોતાની ઊંચા પ્રકારની ભાવના હોવાને કારણે આ લગ્ન એક સંસ્કારી, સુશીલ અને કેળવણી પામેલી પરજ્ઞાતિની કન્યા સાથે લગ્ન કર્યું.

લગ્ન પછી અનિવાર્ય સંજોગોને લીધે પતિપત્ની બન્ને આજીવિકા અર્થે હિંદથી જિંજા ઇન્ડીઅન સ્કૂલમાં શિક્ષક અને શિક્ષિકા તરીકે નીમણૂંક લેઇ ૧૯૨૮માં જિંજા (ઉગાન્ડા) આવ્યાં.

સમાજના સંઘમાંથી વિખુટા પડેલા સ્વ. અંબાલાલ કોઇની પણ હૂંફ કે મદદ સિવાય પોતાના જ્ઞાનદીપકની જ્યોત વધુ અધ્યયનથી ભપકવાળી બનાવતા ગયા. આફ્રિકા જેવા દેશમાં જ્યાં અધ્યયન માટે અનુકૂળ વાતાવરણની અપેક્ષા ન રાખી શકાય તેવા દેશમાં પણ અભ્યાસ પાછળ રાતદિવસ તનતોડ મહેનત કરી જ્ઞાનનો સંચય કરતા ગયા. કૉલેજમાં જવાની જે ઇચ્છા હિંદમાં આર્થિક સંજોગોને લીધે પાર ન પાડી શકયા તે ઇચ્છા પૂર્ણ કરવા ૧૯૩૨માં તેઓ વધુ અભ્યાસ અર્થે ફ્રાન્સ ગયા. બીજાના પૈસાની કે મદદની તેમને લેશ માત્ર ઇચ્છા નૃહોતી. જે કંઇ થોડી ઘણી રકમ પતિપત્નીએ પોતાના પગારમાંથી બચાવી હતી તે લેઇ તેઓ ગયા હતા. દોઢ વર્ષ તેઓ ફ્રાન્સમાં રહ્યા ત્યાં સુધીનું તેમનું ખર્ચ તેમનાં પત્ની બેન વીરમતીબેન પોતાના પગારમાંથી બચાવી મોકલતાં. લગ્નની સ્વ. અંબાલાલની પસંદગી કેવા ઊંચા પ્રકારની હતી તે તેમનાં પત્ની પોતાના પતિ માટેની જ્ઞાનની ધગસ અને ભાવના કેવી સેવી રહ્યાં હતાં તે પૂરાવા આપી શકે તેમ છે.

હિંદની યુનિવર્સિટીના મેટ્રીક પાસ થએલા વિદ્યાર્થીને ફ્રાન્સની યુનિવર્સિટીની પી. એચ.ડી. પરીક્ષાને માટે પરવાનગી મેળવવી એ સહેલી વાત નહોતી. કૉલેજના વિશ્વવિખ્યાત અધ્યાપકો ઉપર પોતાના જ્ઞાનની અને વ્યક્તિત્વની સચોટ છાપ પાડી સદ્દગત એ ડીગ્રી માટે મંજુરી મેળવી શકયા હતા. પી. એચ.ડી. માટે તેમના નિબંધ (Thesis) 'Contribution of the Rishis' ઉપર વાદ-વિવાદ અને પ્રશ્નોની પરંપરા પાંચ કલાક સુધી ચાલી, તે વખતે સદ્દગતે પોતાના

વિશાળ જ્ઞાનથી એકત્ર થએલા વિદ્વાનોને અને અધ્યાપકોને મુગ્ધ કરી નાખ્યા હતા. અને ત્યાર બાદ અધ્યાપકોએ અને પરીક્ષકોએ તેમનો નિબંધ ઉચ્ચ કોટીનો ઠરાવી તેમને પી. એચ.ડી.ની ડીગ્રી આપી હતી.

ફ્રાન્સથી પાછા આવ્યા બાદ તેઓ માડાગાસ્કરમાં માઝુંગા શહેરની ઈંડીઅન સ્કૂલની શાળાના હેડ માસ્તર તરીકે નિમાયા હતા. ત્યાં બારેક માસ કામ કરી જિંજા પાછા આવ્યા.

આટલેથી તેમની જ્ઞાનતૃષ્ણા પૂરી થઇ નહોતી. ભાષાશાસ્ત્રનો વિષય તેમને ઘણો પ્રિય હતો. તેઓ ફ્રેંચ, જર્મન, ગ્રીક, લેટીન, અરબી, પર્શિયન, હિન્દી, સંસ્કૃત, વગેરે ભાષાઓના ઘણા સારા અભ્યાસી હતા. તેમણે શબ્દશાસ્ત્ર (Philology) વિષય ઉપર ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો. આ શોખને લીધે તાજેતરમાં તેઓ દક્ષિણ આફ્રિકાની પ્રિટોરીઆ યુનિવર્સિટીની એમ. એ. ડીગ્રી માટે Philologyનો ખાસ અભ્યાસ કરી રહ્યા હતા. આ ડીગ્રી માટે તેમણે 'Devanagari, a World Script' (દેવનાગરી એ જગત્-લિપિ) એ નામનો એક સુંદર અને મનનીય નિબંધ તૈયાર કરી આ જુલાઇની ૨૮મીએ થનારી પરીક્ષામાં બેસવાના હતા. પરીક્ષા માટેની ફી પણ અપાઇ ચૂકી હતી. પરંતુ આ ઇચ્છા પરિપૂર્ણ થતા પહેલાં ઈશ્વરે એમને ઉપાડી લીધા. સદ્‌ગત મને કહેતા હતા કે આ નિબંધ કંઇ ડીગ્રીના મોહને વશ થઇ નથી લખ્યો, પરંતુ ખાલી હૃદય અંદરની ભૂખ તૃપ્ત કરવા જ લખ્યો છે. અને તેની એક એક લીટી પાછળ લોહીનાં બબ્બે ટીપાંની આહુતિ આપી છે. સદ્‌ગતનો ઉપર જણાવેલો Thesis મોડો વહેલો જનતાની સમક્ષ જાણ માટે છાપામાં કે પુસ્તકરૂપે બહાર પડશે.

અભ્યાસની આવી જલદ લગની લાગ્યાથી અને તે માટે અનહદ પરિશ્રમ કર્યાથી તેમનું શરીર એવું જર્જરિત થઇ ગયું હતું કે તે વધુ ભાર સહી લે તેમ નહોતું.

જગ્યાને અભાવે આ નોંધમાં કેટલાયે તેમના જીવનના વિવિધ પ્રસંગો કે અનુભવ આલેખી શકાશે નહિ. આ કારણથી તેમના આવેલા પત્રોમાંથી ખાલી એક જ સુંદર વિચાર તેમના જ શબ્દોમાં વાચક આગળ મૂકું છું.

સ્થૂલ લક્ષ્મી પ્રત્યે તેમને કેટલો ઓછો આદર હતો તે તેમના આ શબ્દો જણાવશેઃ "આજે પૈસાને જોતાં મને તેના ઉપર જરાએ પ્રેમ નથી થતો. લક્ષ્મી વિષ્ણુની દાસી રહે. લોકસંગ્રહના હેતુને જ્યાં સુધી તે પૂર્ણ કરે ત્યાં સુધી જ વંદનીય છે. વિષ્ણુથી છૂટાછેડા લીધેલી લક્ષ્મી આજની દુનિયામાં

ગમે ત્યાં વેશ્યાવૃત્તિ કરે છે અને અન્ય પાસે કરાવી રહી છે. વિચારની ઉચ્ચ ભૂમિકામાં વિહરનાર માટે ઉચ્ચતમ આદર્શની પ્રાપ્તિ પાછળ જે જીવન ખર્ચી નાખવા માગે છે તેને માટે દેશ અને કાળ, સમય અને સ્થિતિનાં દ્વિવિધ બંધનો તોડી જે સમષ્ટિજીવનના કેન્દ્રને વીંધવા માગે છે તેને માટે લક્ષ્મી જરા પણ આદરને પાત્ર રહેતી નથી."

આવા સાચા વિદ્વાન, સદ્‌ગુણી અને ઉચ્ચ સંસ્કૃતિ પામેલા ત્રીસ વર્ષના યુવકના અવસાનથી સમસ્ત સમાજને કેટલી ભારે ખોટ પડી છે તે વાચક સહેજે સમજી શકશે.

ખેદની વાત છે કે સમાજ આવી વિરલ વ્યક્તિને ન ઓળખી શક્યો કે ન કદર કરી શક્યો. જો સમાજ આવી વ્યક્તિઓને ઓળખે અથવા તેમના જીવનમાંથી કંઇક ગ્રહણ કરવા તત્પર થાય તો સમાજમાં જરૂર નવચેતન પ્રગટે.

નકુરૂ (કેન્યા) જશભાઇ મોતીભાઇ પટેલ

---

## સ્નેહલગ્નનો કરુણ અંત

### ( ૧ )

લગ્ન પછી સાતમે દિવસે પરણેતર સામે દાગીનાની ચોરીનો આરોપ મૂકી સર્ચ વૉરંટનો હુકમ મેળવવા મેદાનની પોલીસ કોર્ટમાં આગ્રાનો એક યુવાન વકીલ હાજર થયો હતો. આ અરજી મેજિસ્ટ્રેટ મી. ડી. એન. ડી. ખંડાલાવાળા સમક્ષ રજુ કરતાં જણાવ્યું હતું કે ઉતાવળે લગ્ન કરનારને પાછળથી પસ્તાવું પડે છે.

એમ જણાય છે કે આગ્રાના યુવાન વકીલ શ્રી. કૃષ્ણલાલે પોતાની અરજીમાં જણાવ્યું હતું કે મારી પરણેતર, જેની સાથે ગઇ તા. ૧૧મી જુલાઇએ લગ્ન થયાં હતાં, તે ગઇ કાલે જે હૉટેલમાં તેઓ ઊતર્યાં હતાં ત્યાંથી દાગીના, રોકડ, વગેરે લેઇ નાસી ગઇ હતી અને હવે મળેલી ખબર મુજબ તેણી પંજાબ નેશનલ હૉટેલમાં રહે છે. જો તેણી સામે જડતીનું વૉરંટ નહિ કાઢવામાં આવે તો તેણી નાસી જવા સંભવ છે. મેજિસ્ટ્રેટના સવાલના જવાબમાં ફરીઆદીએ જણાવ્યું કે ૧૧મી જુલાઇએ તેણી સાથે દિલ્હીમાં લગ્ન થયાં હતાં.

મેજિસ્ટ્રેટ: તમે મુંબઇમાં શા માટે આવ્યાં હતાં?

ફરિયાદી: અમે મુંબઇ તથા નાસિક જોવા આવ્યાં હતાં.

મેજિસ્ટ્રેટ: તમે છોકરીના બાપની સંમતિ લીધી હતી કે?

ફરિયાદી: છોકરીનો બાપ મરી ગયો છે, પણ તેણીની માં શીઆલકોટ ખાતે ગામડામાં રહે છે. છોકરી પુખ્ત ઉમરની હોવાથી તેણીની સંમતિની જરૂર નથી. આ લગ્ન દિલ્હી આર્યસમાજમાં થયાં હતાં.

મેજીસ્ટ્રેટના વધુ સવાલના જવાબમાં ફરિયાદીએ જણાવ્યું કે તેણી સાથે પહેલી ઓળખાણ લાહોર ખાતે પંદરેક દિવસ ઉપર થઇ હતી.

મેજિસ્ટ્રેટ: ઉતાવળે લગ્ન કરી પસ્તાવા જેવું થયું. નાશી જવાનું કારણ શું?

ફરિયાદી: તેણીએ રૂ. ૧૦૦ની કિંમતની સાડી માગી. મેં તે અપાવવા ના પાડી. આથી તે ગુસ્સે થઇ. હું હોટેલમાંથી રાત્રે ૮ વાગ્યે બહાર ગયો અને એક કલાક પછી પાછો આવ્યો ત્યારે તે ગુમ થએલી જણાઈ હતી, એટલું જ નહિ પણ મારી રોકડ રકમ તથા દાગીના પણ તેણી સાથે લેઇ ગઇ હતી. પાછળથી તપાસ કરતાં માલમ પડ્યું હતું કે તેણી પંજાબ નેશનલ હોટેલમાં ઊતરી હતી.

મેજિસ્ટ્રેટના વધુ સવાલના જવાબમાં ફરિયાદીએ જણાવ્યું કે અલ્લાહાબાદ યુનિવર્સિટીની લીગલ પ્રેકટીસનરની પરીક્ષા મેં પાસ કરી છે.

મેજિસ્ટ્રેટે જણાવ્યું કે આખા દેશમાં ફોજદારી કાયદો તો એક સરખો છે તે તમે જાણો છો. તેણી સામે દાગીનાની ચોરીનો આરોપ ટકી શકતો નથી. આ તો ઘરસંસારી કજિયો છે.

મેજિસ્ટ્રેટે ફરિયાદ કાઢી નાખતાં જણાવ્યું કે આ તો ઘરસંસારી ઝઘડો છે.

('મુંબઇ સમાચાર,' તા. ૨૧:૭:'૩૮)

( ૨ )

સ્નેહલગ્નના બનાવોમાં કોઇ કોઇ બનાવ કેવા ભયંકર પરિણામે લાવનારાં નીવડે છે અને એકબીજાને નજરે જોતાં મોહાન્ધ બની લગ્ન કરવા લલચાય છે, એને પરિણામે 'ઉતાવળા સો બાવરા' એ કહેતી પ્રમાણે એકબીજાના સ્વભાવથી પરિચિત પૂરેપૂરાં બન્યા સિવાય સ્નેહલગ્ન કરવાનું પરિણામ કેવું કરુણ રીતે આવે છે તે નીચેના બનાવથી દીવા જેવું ચોકખું દેખાઇ આવશે.

પંદર દિવસથી ઓળખાણમાં આવતાં અલ્લાહાબાદ યુનિવર્સિટીના એક વકીલે લાહોર ખાતે આર્યસમાજની આગેવાની હેઠળ વસંતકુંવર નામની એક છોકરી સાથે લગ્ન કર્યાં હતાં અને આ લગ્ન પછી તેઓ નાશીક અને મુંબઇ ફરવા માટે આવી લાગ્યાં અને અને મુંબઇની એક હોટેલમાં ઊતર્યાં હતાં, જ્યાં એક સાંજે વસંતકુંવરે સાડી માગતાં ધણીએ તેની રૂ. ૧૦૦ની કિંમતની

સાડી અપાવવા ના પાડતાં ધણીના બહાર ગયા પછી વસંતકુંવર તે હોટેલ છોડી પંજાબ નેશનલ હોટેલમાં જઈ રહી હતી. અને તે પછી તેણીના ધણી શ્રી. કૃષ્ણલાલે આ બનાવને અંગે મેદાનની પોલીસ કોર્ટમાં વડા પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટ મી. ખંડાલાવાળા સમક્ષ ફરિયાદ માંડતાં આ નવપરિણીત યુગલના ઘરસંસારના રમુજી કજીઆ વિષે ચર્ચા નીકળતાં કોર્ટમાં ભારે હસાહસ ફેલાઈ હતી, જે પછી ઉપલી ફરિયાદ મેજિસ્ટ્રેટે કાઢી નાખી હતી.

નવપરિણીત યુગલના પ્રેમની શરૂઆતમાંજ સાડીને અંગે વાંધો પડતાં તેઓનો સંસાર ખારો બન્યો હતો અને ગઈ કાલે તે પોતાની ધણીઆણીને ઉપલી હોટેલમાં લેઈ ગયો હતો. તેઓ વચ્ચે તકરાર થઈ હતી અને તે બાદ રૂમમાંથી બન્ને જણ બહાર નીકળ્યાં હતાં અને ફ્રીઅર રોડના રસ્તા ઉપર બન્ને જણ વચ્ચે બોલાચાલી થતી હતી અને વસંતકુંવર પોતાના ધણીને મારતી હતી, તેવામાં એમ કહેવાય છે કે શ્રી. કૃષ્ણલાલ મુનશી એકાએક ફૂટપાથ ઉપર બેસી ગયો હતો અને ધણીઆણી તેને મારતી હતી. આ બનાવ પોલીસ સિપાઈની નજરે પડતાં તે ત્યાં દોડી ગયો હતો અને બન્ને ધણીધણીઆણીને ઇજા થએલી હોવાથી તેમને સારવાર માટે હોસ્પીટલમાં ખસેડ્યાં હતાં. શ્રી. કૃષ્ણલાલ ગુપ્તા ઉર્ફે મુનશી હોસ્પીટલમાં જતાં રસ્તામાં મરણ પામ્યો હતો.

એમ કહેવાય છે કે શ્રી. કૃષ્ણલાલે કાંઈ પાઉડર ખાધો હતો. પોલીસની તપાસમાં મરનારની ટ્રંકમાંથી પાઉડરનું પડીકું મળી આવ્યું હતું. આ બનાવ સંબંધે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર ટેલરે વસંતકુંવરની ધરપકડ કરી હતી.

તેણીને મેદાનની પોલીસ કોર્ટમાં વડા પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટ મી. ખંડાલાવાળા સમક્ષ હાજર કરી પોલીસની વધુ તપાસ માટે સાત દિવસ પોલીસના કબજામાં રાખવા અરજ કરતાં જણાવ્યું હતું કે વસંતકુંવર અને મરનાર પંજાબ અમૃતસર હોટેલમાં તા. ૧૭મીએ ઊતર્યાં હતાં. તા. ૧૮મીએ તેણી મરનારથી જુદી પડી પંજાબ નેશનલ હોટેલમાં રહેવા ગઈ હતી. તે બાદ તેણી સામે રૂ. ૩૫૦ રોકડા અને દાગીના સંબંધે ફરિયાદ નોંધાવી હતી. તે પછી ફ્રીઅર રોડ ઉપર બન્ને જણ લાકડીઓથી મારામારી કરતાં હતાં. આ પછી કૃષ્ણલાલ મરણ પામ્યો હતો. મરનારના મરણનું કારણ નહિ જણાયાથી મરનારની હોજરીનો ભાગ કેમીકલ એનેલાઇઝર ઉપર મોકલાવી આપ્યો છે.

વસંતકુંવરને પોલીસના માનવા મુજબ પોલીસના કબજામાં રાખવા મેજિસ્ટ્રેટે હુકમ આપ્યો હતો.

('મુંબઈ સમાચાર,' તા. ૨૭:૭:'૩૮)

( ૩ )

શ્રી. કૃષ્ણલાલ ગુપ્તા નામના આગ્રાના એક વકીલ, જેનું ગયે શનિવારે બપોર પછી ફ્રીઅર રોડ ઉપર રસ્તા ઉપર તેની પત્ની વસંતકુંવર સાથે ગારામારી દરમ્યાન, એમ કહેવાય છે કે એકાએક તે ફૂટપાથ ઉપર બેસી ગયા પછી, મરણ નીપજ્યું હતું, તેની લાશ ઉપર આજે કોરોનરે જ્યુરી ભરી હતી.

આજે મરનારની લાશ ઓળખાવતાં વસંતકુંવરે જણાવ્યું કે હું હાલ પોલિસના કબજામાં છું. મરનાર મને નસાડી મુંબઇ લાવ્યો હતો. મરનાર સાથે મારાં લગ્ન થયાં નહોતાં. મરનાર સાથે તેણી કેવા સંજોગોમાં આવી હતી તે વિષે કોરોનરના સવાલના જવાબમાં વસંતકુંવરે જણાવ્યું કે ફરીદપુર સ્ટેટમાં મારો જન્મ થયો હતો. મારાં માબાપ મરી ગયાં હતાં, તે પછી આર્યસમાજ વાળા મારા વાલી બન્યા હતા અને મને લાહોરમાં આર્યસમાજ સ્કૂલમાં ભણવા મૂકી હતી. સમાજવાળાઓએ મને મરનાર ગુપ્તાને સોંપી હતી. તે મને દિલ્હી લેઇ ગયો હતો અને ત્યાંથી અમે મુંબઇ આવ્યાં હતાં.

મુંબઇની એક હોટેલમાં તા. ૧૮મી જુલાઇની રાત્રે મરનાર અને તેના મિત્રોએ દારૂ પીધો હતો અને તેઓ મને અનીતિનું જીવન ગાળવા કહેતાં મને તેમની સાથે ઝગડો થયો હતો. હું ત્યાંથી ચાલી નીકળી અને બીજી હોટેલમાં રહેવા ગઇ હતી. હું રહેતી હતી ત્યાં તા. ૨૫મીની બપોરે મરનાર આવ્યો અને મને તેની સાથે જવાનું કહ્યું હતું. મરનાર પાસે ચાકુ હતું. મેં જવા ના પાડતાં તે ચાકુ સાથે ધસી આવ્યો અને મારી આંગળી ઉપર એક ઘા કર્યો. તે પછી તે નીચે ઊતરવા મંડ્યો. હું તેની પાછળ ઊતરી. તે નીચે ઊતરી પંજાબ અમૃતસર હોટેલમાં ગયો અને લાકડી લેઇ આવ્યો અને મને ફટકા માર્યો. મેં લાકડી ખૂંચવી લીધી અને વળતો ફટકો માર્યો; એટલામાં તે જમીન ઉપર પડી ગયો. પોલિસે આવી પહોંચી અમને બંનેને ટેક્સીમાં બેસાડ્યાં. મરનાર ક્યારે મરણ પામ્યો તે મને ખબર નથી.

બાદ જ્યુરીની તપાસ મુલત્વી રહી હતી.

પોલિસે કૃષ્ણલાલના રૂમની તપાસ લેતાં વ્યાઘ્રચર્મ, સનંદ, ડાયરીઓ (કાગળો), એક પાઉડરનો ડબો, વગેરે ચીજો મળી આવી હતી. સનંદ ઉપર 'શ્રી. કૃષ્ણ ગુપ્તા' નામ લખેલું છે, જ્યાં અગાઉનું નામ 'શ્રી. કૃષ્ણલાલ મુનસી' નામ છે. વળી તેની ડાયરીમાં લખ્યા પ્રમાણે 'સ્વામી કૃષ્ણાનંદ બી. એ., એલ.એલ. બી.'નું નામ જોવામાં આવે છે. ડાયરીમાં ગુજરાતી ભજનો લખેલાં જોવામાં આવે છે.

મરનારનું મરણ શાથી નીપજ્યું તે જણાયું નથી. મરનાર સાથે વસંતકુંવરને

મારામારી ચાલતી હતી, તે વખતે તેણે કંઈ પાઉડર ખાધેલો કહેવાય છે જે બનાવ બીજા કેટલાકોએ જોયેલો. પણ કહેવાય છે મરનાર આવા સંજોગોમાં શાથી મરણ પામ્યો તે ચોક્કસ કહી શકાતું નથી.

('મુંબઈ સમાચાર,' તા. ૨૮:૭:'૩૮)

( ૪ )

શ્રી. કૃષ્ણલાલ ગુપ્તા નામનો આગ્રાનો એક વકીલ જે થોડુંક ઉપર પોતાની પત્ની સાથે મુંબઈ ખાતે આવ્યો હતો અને પોતાની ધણીઆણી વચ્ચે મારામારી દરમ્યાન તે એકાએક મરણ પામ્યો હતો, તેને લગતા બનાવ ઉપર જ્યુરીએ આપેલા પોટાશિયમ સાઇનાઇડનું ઝેર લેવાથી મરણ નીપજવાના અભિપ્રાય પછી પડદો પડ્યો હતો.

અમારા વાંચનારાઓને યાદ હશે કે ગઈ તા. ૧૪મીએ મરનાર શ્રી. કૃષ્ણલાલ ગુપ્તા વસંતકુંવર નામની એક યુવતી સાથે મુંબઈ આવી એક હોટેલમાં ઊતર્યો હતો અને ગઈ તા. ૧૮મીએ ગુપ્તાને છોડી વસંતકુંવર બીજી હોટેલમાં ચાલી ગઈ હતી. તે પછી મરનાર વસંતકુંવરને તેડવા માટે તે હોટેલમાં ગયો હતો અને બંને વચ્ચે કંઈ મારામારી થઈ હતી. રસ્તા ઉપર આ મારામારી ચાલતી હતી તેવામાં ગુપ્તાએ કંઈ સફેદ પદાર્થ ખાધો હતો, તે પછી એકાએક તે જમીન ઉપર તૂટી પડ્યો હતો. તે પછી તેને હોસ્પીટલમાં ખસેડતાં રસ્તામાં તેનું મરણ નીપજ્યું હતું.

મરનારની લાશ ઉપર કોરોનરે આજે જ્યુરીની વધુ તપાસ હાથ ધરી હતી.

મુનીર અહમદ ફતેહદીન નામના કૉલેજના એક વિદ્યાર્થીએ જુબાની આપતાં જણાવ્યું કે હું પંજાબ નેશનલ હોટેલમાં રહું છું. વસંતકુંવર મારી સામેની રૂમમાં રહેતી હતી. ગઈ તા. ૨૫મીને દિને બપોરે મરનાર તથા વસંતકુંવરને મેં દાદરો ઊતરતાં જોયાં. વસંતકુંવર બૂમો પાડતી હતી કે 'કોઈ બચાવો, કોઈ બચાવો!' તે પછી હું નીચે ઊતરી આવ્યો તો મરનાર તથા વસંતકુંવર બંને ફૂટપાથ ઉપર લડતાં હતાં, એકબીજાને તમાચા મારતાં હતાં. એટલામાં ટોળું જમા થયું. તેટલામાં મરનાર હોટેલમાં જઈ કંઈ ખાતો ખાતો પાછો આવ્યો. તેના હાથમાં લાકડી હતી અને મોંઢા ઉપર સફેદ પાઉડર જેવું લાગેલું હતું. મરનારે વસંતકુંવરને લાકડીથી ઝપાટવા માંડી એટલે તેણીએ લાકડી ખૂંચવી લેઈ તેને મારવા માંડ્યો. તેટલામાં મરનાર જમીન ઉપર બેસી ગયો. પોલીસ આવી પહોંચતાં આ બંનેને ટેક્સીમાં બેસાડી હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યાં.

પોલીસ ઇન્સ્પેક્ટર મી. ટેલરે જુબાની આપતાં જણાવ્યું કે મને આ બનાવની ખબર પડતાં હું ત્યાં જઈ પહોંચ્યો અને મરનારનું મોં તથા હોઠ

કોઇ ચીજથી દાઝેલાં જેવાં હતાં. સફેદ પાઉડર તેના હોઠ ઉપર ચોંટેલો હતો. મરનારના રૂમની ઝડતી લેતાં ટ્રામની એક ટીકીટમાં વીંટાળેલો તથા એક ગ્લાસમાં કેટલોક સફેદ પાઉડર મળ્યો હતો, જે કેમીકલ એનેલાઇઝર ઉપર મોકલવામાં આવ્યો હતો.

કેમીકલ એનેલાઇઝરની તપાસમાં માલમ પડયું હતું કે મજકુર પાઉડર પોટાશિયમ સાઇનાઇડ હતો. જુબાની ઉપરથી જ્યુરીએ અભિપ્રાય આપ્યો કે મરનારે આપઘાત કર્યો હતો.

વસંતકુંવર અને મરનાર વચ્ચે થએલી ઝપાઝપીને અંગે વસંતકુંવરની પોલીસે ધરપકડ કરી હતી, પણ મરનારનું કોઇના મારથી મ ણુ નીપજ્યું ન હતું એવો ડૉકટરી અભિપ્રાય હોવાથી વસંતકુંવરને લાહોરથી મુંબઇ લેઇ આવ્યા પછી મરનારની હયાતી બાદ વસંતકુંવરનું શું થાય એ સવાલ ઊભો થાય છે. આથી કોરોનરે આ સંબંધમાં વસંતકુંવરને કેટલાક સવાલો પૂછ્યા હતા. વસંતકુંવરે જણાવ્યું કે મુંબઇમાં તેનું કોઇ સંબંધી નહોતું.

કોરોનર: ત્યારે હવે તું કયાં જવા માગે છે?

જ: મારી મરજીમાં આવે ત્યાં.

સ: પંજાબ જવું છે કે કોઇ આશ્રમમાં?

જ: મારે પંજાબ પણ જવું નથી, તેમ આશ્રમમાં પણ નહિ.

સ: તારી પાસે કંઇ પૈસાટકા છે?

અત્રે તપાસ કરનાર અમલદારે જણાવ્યું હતું કે હાલ તેણી પોલીસના કબજામાં હતી ત્યારે નેશનલ હૉટેલના માલિક તરફથી તેની ખાવાપીવાની વ્યવસ્થા થતી હતી. તેની પાસે કંઇ પૈસાટકા નથી.

કોરોનરે વસંતકુંવરના ધારાશાસ્ત્રીને જણાવ્યું કે બાઇ હૉટેલમાં તો નિરાધાર છે. એ ઉમરલાયક છે એટલે ગમે ત્યાં જવાની એને છૂટ છે, પણ મુંબઇ શહેર એવું છે કે ત્યાં ફસાવાના પ્રસંગો ઘણા બનવા સંભવ છે.

કોરોનર: જો કોઇ સફેદ કપડાંવાળો ઉસ્તાદ મળી જશે તો તેણીનું જીવન બધું ધૂળધાણી કરી નાખશે, માટે તેણીને રેસ્કયુ હોમ અથવા કોઇ આશ્રમમાં મોકલવી ઠીક થઇ પડશે.

મી. આલવા: બની ગએલા બનાવોને પરિણામે તેણીનું મન હાલમાં અસ્થિર છે અને વળી તેણી પોલીસના કબજામાં છે, તથા તેણીનો છૂટકારો થયા પછી અને તેણી જરા શાન્ત બન્યા પછી તે વિષે વિચાર થઇ શકશે.

('મુંબઇ સમાચાર,' તા. ૮:૮:'૩૮)

—*—

# મારી નિરાશા

'પાટીદાર'ના ગયા અંકમાં પૃષ્ઠ ૪૬૩ ઉપર 'સાત ગામના ભાઈઓને' એ નામે મારી પત્રિકા છપાઇ છે, એ સંબંધે મારે નિરાશા સાથે જણાવવું પડે છે, કે:

મોટાં કુળવાન ગણાતાં બાર ગામોમાંનાં પાંચ છ ગામોને બીજાં સાત ગામોવાળા કન્યા આપતા નહિ હોવાથી અને તે ગામોમાં કન્યાઓની અછત થતી હોવાથી તેમજ તેમની કન્યાઓ મોટાં સાત ગામોમાં આપવા માટે મોં માગી પરઠણ આપવાથી કઢંગી સ્થિતિમાં મૂકાએલાં એ પાંચ છ ગામ આ સાત ગામોમાંથી છૂટાં પડી ગયાં. આ વાતને કેટલાંક વરસ થઇ ગયાં.

હવે આ જે સાત ગામો અલગ પડી ગયાં તેમની કન્યાઓ તે પાંચ છ ગામમાં કોઇ કોઇ વાર જતી, તે પણ તે ગામ છૂટાં પડ્યાને કારણે અટકી પડી. અને સાત ગામોમાંજ આપવાનું રહ્યું. તેમાં પોતાનું ગામ બાદ કરતાં છ ગામોમાંજ આપવાની ફરજ આવી પડી.

આ સાત ગામોવાળાઓને છૂટાં પડી ગએલાં એ પાંચ છ ગામોના આગેવાનો પોતાનો ગોળ છોડી, આગળ પડતા કહેવડાવવા, કન્યાઓ આપે છે; તે ઉપરાંત ચરોતરનાં બીજાં ગામો, કાનમ, વાકળ, દશકોશી, વગેરેની કન્યાઓ આવે છે. તેથી આ સાત ગામમાં કન્યાઓની સંખ્યા વધી પડી. કેટલીક કન્યાઓ તો વીસ વરસની ઉમર વટાવી ગઇ છતાં વર શોધ્યો મળતો નથી; અને લાગવગ તથા ખટપટ કરીને કન્યા આપવા પ્રયત્ન કરવા પડે, એ સ્થિતિમાં વરના બાપ માથા વગરની પરઠણ માગે! આમ સાત ગામોનું ક્ષેત્ર (કન્યા આપવા પૂરતું) ઘણુંજ સાંકડું થઇ ગયું અને ભારે મુશ્કેલી ઉભી થઇ. આ વાત ડાહ્યા સમજુ ભાઈઓના મનમાં રમી રહ્યા છતાં કોઇ ઉપાય શોધવા પ્રયત્ન થયો નથી.

થોડાક દિવસ ઉપર હું નડિયાદ મીશનના દવાખાનામાં ગયો ત્યારે નડિયાદના અગ્રગણ્ય દેસાઇ કુટુંબના શ્રીમાન્ ગોપાળદાસ વિહારીદાસ દેસાઇએ અને વસો વાળા શ્રીમાન્ દરબાર ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇએ સાત ગામોના ભાઈઓને, વિચાર કરી રસ્તો કાઢવા, એકઠા કરવાની તજવીજ કરવા મને સુચના કરી, જે વખતે ભાદરણના રા. રા. તુલસીભાઇ જકોરભાઇ અમીન પણ હાજર હતા.

મારા મનમાં આ વાત કેટલાક વખતથી ઘોળાતી હતી, તેમાં આ આગેવાનોનો સાથ મળ્યો જાણી રાજી થયો અને તે કામ ઉપાડી લેવા વિચાર કર્યો. દરબાર ગોપાળદાસે અને નડીઆદના રા. રા. જશભાઇ મકનદાસે

આ સભા વડતાલ ભરવામાં આવે તો સ્વાગતની બધી જવાબદારી અને ખર્ચ પોતે ઉપાડી લેવા કબુલ કર્યું.

તરત જ ભાદરણે આવી મેં પત્રિકાઓ ૫૨૫ છપાવી, જે 'પાટીદાર'ના ગયા અંકમાં પૃષ્ઠ ૪૬૩ ઉપર પ્રસિદ્ધ થઇ છે. સાત ગામોના ઘેર તથા બહાર-ગામ રહેતા વિચારકો, આગેવાનો, સુધારકો, વગેરેને ટપાલ માર્ગે અને કેટલાકને ખાસ માણસ મારફતે તે મોકલી સહીઓ લેવામાં આવી. તે પત્રિકાઓ તા. ૧:૭:'૩૮થી રવાના કરી. તા. ૧૫:૭:'૩૮ સુધીમાં જવાબ મોકલવા વિનંતી કરી. પણ તા. ૫:૮:'૩૮ સુધીમાં મે ગણ્યાગાંઠયા પચીસેક ભાઇઓના અભિપ્રાય આવ્યા કે વડતાલમાં એકત્ર થવાની જરૂર છે, અને દિવાળીમાં અથવા તે પહેલાંના દિવસમાં એકઠા થવા સાનુકૂળ છે.

પણ કયાં ૫૨૫ પત્રિકાઓ અને કયાં ૨૫ જવાબ? હવે મને મારો વિચાર અમલમાં મૂકવામાં ભારેમાં ભારે નિરાશા સાંપડી છે કે એકઠા થવા સંભવ નથી, એકઠા થવા ઇચ્છા નથી; અને ચાલતું રગસીઉં ગાડું ચાલે એમ જ ઘણાખરા ઇચ્છે છે. પ્રભુ આ ભાઇઓને સદ્‌બુદ્ધિ આપી વિનાશને પંથે જતા અટકાવી તેમને સન્માર્ગે લેઇ જવા પ્રેરણા કરે.

ભાદરણ, તા. ૫:૮:૧૯૩૮ વ્રજભાઇ વાઘજીભાઇ પટેલ

---

## જાણવાજોગ

### ૧૭. હરિજનોને સમાન હક

મુંબઇ સરકારે નીચે પ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કર્યું છે:

સરકારને એમ જણાવવામાં આવ્યું છે કે હરિજનોને કેટલીકવાર ભાડાનાં વાહનોમાં અને મોટરોમાં બેસવા દેવામાં આવતા નથી, અને કેટલીકવાર તેમને સમજાવીને ભાડાનાં વાહનોમાં દાખલ થતાં આડકતરી રીતે રોકવામાં આવે છે.

આ સંબંધમાં, મુંબઇ શહેરની બહારનાં જાહેર સ્થળોમાં ભાડે અપાતી કે ભાડે ફરતી મોટરોનું નિયંત્રણ કરવા માટેના નિયમોમાંના ૩૪મા તરફ પ્રજાનું ધ્યાન ખેંચવામાં આવે છે. આ નિયમમાં જણાવેલું છે કે કોઇ પણ હાંકનાર કે માલિક કે માલિકની નોકરી કરતો માણસ કોઇ પણ માણસને તેની નાતને કે કોમને કારણે તેને ટિકિટ વેચવાની ના નહિ પાડી શકે, અથવા તો જેની પાસે ટિકિટ હોય તેને ખાલી જગાએ બેસવા દેવાની ના નહિ પાડી શકે. એ જ નિયમોમાંના ૪૫મા નિયમ પ્રમાણે જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડન્ટોને એવી સત્તા આપવામાં આવેલી છે કે કોઇ પણ ભાડાનું વાહન હાંકનાર માલિક

કે તેનો નોકર આ નિયમનો અથવા એ નિયમની રૂએ કાઢેલાં હુકમોનો જરા પણ ભંગ કરે તો તે હાંકનાર કે માલિકનો પરવાનો તહકૂબ કરવો કે રદ કરવો.

સરકારે એવા હુકમો કાઢેલા છે કે ભાડાનાં વાહનોમાં ને મોટરોમાં હરિજનોની સામે કશો ભેદભાવ રાખવાની મનાઇ કરનારા જે નિયમો છે તેનું બરાબર પાલન થાય તેની તકેદારી જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડન્ટોએ રાખવી, અને એ નિયમોના ભંગના જે દાખલા તેમના ધ્યાન ઉપર લાવવામાં આવે તેમાં સખત પગલાં લેવાં.

સરકારને એમ પણ જણાવવામાં આવ્યું છે કે કેટલીક હોટેલો હરિજનોને જમાડવાની ના પાડે છે. સરકાર ઇચ્છે છે કે આહારવિહારનાં સાર્વજનિક સ્થળોમાં નાતને કે કોમને કારણે એવો કશો ભેદભાવ ન રખાવો જોઇએ. હવે એક નવો નિયમ કરવામાં આવેલો છે તેના તરફ પ્રજાનું ધ્યાન ખેંચવામાં આવે છે. એ નિયમ એવો છે કે પરવાનો લઇને સાર્વજનિક આહારવિહારનું સ્થાન ચલાવનાર કોઇ પણ માણસ કોઇ પણ હરિજનને, તે હરિજન હોવાને કારણે, પોતાના સ્થાનમાં પેસવા દેવાની ના નહિ પાડી શકે. ૧૯૦૨ના મુંબઇ શહેરના પોલીસ કાયદાની કલમ ૨૨ (૧) (ચ)ની રૂએ મુંબઇ શહેરના પોલીસ કમિશનરે અને — મુંબઇ શહેર સિવાયના ભાગોમાં ૧૮૯૦ના મુંબઇ જિલ્લા પોલીસ કાયદાની કલમ ૩૯ – કની રૂએ જિલ્લા મૅજિસ્ટ્રેટોએ સાર્વજનિક આહારવિહારનાં સ્થળો ચલાવવાની બાબતમાં કરેલા નિયમોમાં આ નિયમ દાખલ કરવાનો સરકારે ઠરાવ કરેલો છે. આ નિયમના ભંગને સારૂ આ નિયમો પ્રમાણે આપેલા પરવાના, પરવાના આપનાર અધિકારી રદ કરશે.

('હરિજનબંધુ,' તા. ૩૧:૭:૧૯૩૮).

## ૧૮. અસમાન લગ્નો અને અનેકપત્ની વિવાહ અટકાવવાની જોગવાઇ

મુંબઇ ધારાસભાની પૂનામાં શરૂ થનારી આગામી બેઠકમાં શ્રીમતી લીલાવતી મુનશી તરફથી અસમાન લગ્નોની અટકાયત કરનારૂં તેમ જ અનેકપત્ની વિવાહની અટકાયત કરનારૂં, એમ બે બીલો રજુ થનાર છે. એ બંને બીલોને લગતી વિગતો નીચે મુજબ છે. પહેલા બીલનો હેતુ ૪૫ વરસથી મોટી ઉમરના પુરુષોને ૧૮ વરસથી નાની ઉમરની છોકરીની સાથે લગ્ન કરતાં અટકાવવાનો છે.

આ બીલનાં કારણો અને ઉદ્દેશોમાં જણાવવામાં આવ્યું છે કે આ ઇલાકામાં ૪૫ વરસથી મોટી ઉમરના પુરુષોનાં સગીર ઉમરની છોકરીઓ સાથેના લગ્નનો રિવાજ ઘણો પ્રચલિત છે. અને આવાં અસમાન લગ્નો સામે લાંબા વખતથી પ્રજામત જાગ્રત થયો છે. આથી આ બીલ એવાં અસમાન લગ્નોને સજાપાત્ર અને 'કૉગ્નીઝેબલ' ગુનો ઠરાવવા માટે યોજવામાં આવ્યું છે.

આવી જાતના કાયદાઓ મ્હૈસુર, વડોદરા અને કોટાહ જેવાં દેશી રાજ્યોએ સ્વીકાર્યા છે.

આ બીલમાં આવાં અસમાન લગ્ન કરનાર વરરાજાને, કન્યાનાં વાલીને, લગ્નનો વિધિ કરાવનાર શાસ્ત્રીને તેમજ તેવાં લગ્નમાં મદદ કરનારાઓને સજા કરવાની જોગવાઇ કરવામાં આવી છે. બીલમાં અસમાન લગ્નની વ્યાખ્યા ૪૫ વરસથી વધુ ઉમરના પુરુષનાં ૧૮ વરસથી નાની ઉમરની છોકરી સાથેનાં લગ્ન તરીકે કરવામાં આવી છે.

શારદા એકટમાં રહી ગએલી છટકબારીઓ બંધ કરવાની આ બીલમાં જોગવાઇ કરવામાં આવી છે.

આવાં અસમાન લગ્નો માટેની સજા એક વરસની કેદ અથવા તો રૂા. ૧૦૦૦નો દંડ અથવા બંને સજા કરવાની જોગવાઇ આ બીલમાં કરવામાં આવી છે.

બીજા બીલનો હેતુ હિંદુઓને એક કરતાં વધુ પત્નીઓ કરતાં અટકાવનારો કાયદો કરવાને લગતો ખરડો રજુ કરવાનો છે.

આ ખરડાનાં કારણો અને ઉદ્દેશોમાં જણાવવામાં આવ્યું છે કે હવે વખત આવી પહોંચ્યો છે, જ્યારે હિંદુસમાજે સમયની સાથે આગળ વધવું જોઇએ. હિંદુ સમાજ હવે આવી જાતનો ખરડો દાખલ કરવા માટે પૂરતો આગળ વધ્યો છે. જો સ્ત્રીઓનો દરજ્જો પુરુષોના દરજ્જાના જેટલોજ વધારવો હોય તો એક કરતાં વધુ પત્નીઓ કરવાનો રિવાજ નાબુદ કરવોજ જોઇએ.

('જન્મભૂમિ,' તા. ૭:૮:'૩૮)

## ૧૯. વિદ્યાર્થીને સ્કોલરશીપ

આણંદ, ચકલાસી વગેરે ૨૭ ગામોના ગોળને પંચે, એ ગોળનાં ગામોના જે વિદ્યાર્થીઓ મુંબાઇ યુનિવર્સિટીના મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા હોય તે પૈકી જે વિદ્યાર્થી અગર વિદ્યાર્થિની સૌથી વધારે માર્ક મેળવે અને કોલેજમાં અભ્યાસ આગળ ચાલુ રાખે તેને વાર્ષિક રૂા. ૧૨૦ સ્કોલર્શીપ આપવાનો ઠરાવ કર્યો છે. તે ઠરાવ અનુસાર એ ગોળના જે વિદ્યાર્થીએ અગર વિદ્યાર્થિનીએ ગઇ મેટ્રિકની પરીક્ષામાં સૌથી વધુ માર્ક મેળવ્યા હોય અને કોલેજમાં અભ્યાસ ચાલુ રાખ્યો હોય તેને ઉપરની સ્કોલર્શીપ આપવાની છે. માટે તેવા વિદ્યાર્થીએ અગર વિદ્યાર્થિનીએ 'વકીલ અંબાલાલ લલુભાઇ પટેલ, ડૅ. પોસ્ટની બાજુમાં, નડીઆદ,' એ સરનામે તા. ૩૦ સપ્ટેમ્બર પહેલાં પોતાની અરજી મોકલી આપવી. ત્યારપછીની અરજી કરનારનો સ્કોલર્શીપ ઉપર હક રહેશે નહિ.

નરસંડા વેણીભાઇ પ્રભુદાસ પટેલ

## ૯. પાટીદાર મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ—૨

'પાટીદાર'ના ગયા અંકમાં પૃષ્ઠ ૪૬૫ ઉપર ઉપરના વિષય સંબંધે જે ચર્ચાપત્ર છપાયું છે તે વિષે હું નીચે પ્રમાણેની હકીકત જણાવું છું:

આણંદના પા. કરસનદાસ ભાઈજીભાઈના બાળલગ્ન બાબતમાં મીટીંગ બોલાવવા અને એ પ્રશ્ન સંબંધી પુનઃ વિચાર કરવા મેં ત્રણ ચાર વખત, નીચે પ્રમાણે પત્રો લખ્યા, અને તે સંબંધી કંઈજ દાદ મળી નહિ, એટલે હું પણ મંડળના સંચાલકોના અચોક્કસ વલણથી કંટાળી ગયો છું.

પ્રથમ કાર્યવાહક મંડળની સભા તા. ૩૦:૧૧:'૩૭ના રોજ મળી હતી. અરે ભૂલ થઈ, તે અગાઉ મળી હતી, ત્યારે પૂ. ગાંધીજીનો લીંબાસી વાળાં બાળલગ્નો ઉપર મત મંગાવવાનો ઠરાવ થયો હતો.

(૧) ત્યાર બાદ ૩૦:૧૧:'૩૭ના રોજ પૂજ્ય ગાંધીજીના જવાબ ઉપર નિર્ણય કરવા મંડળની સભા મળી હતી, અને તેમાં મેં સખ્ત વિરોધ કર્યો હતો કે, "ભલે તમે લીંબાસીવાળાં બાળલગ્નો સામે ફરિયાદો નોંધાવો; પણ આણંદના પા. કરસનદાસ ભાઈજીભાઈ ઉપર તો બે વખત નોંધાવો; એટલે કે લીંબાસીવાળાંની સરખામણીમાં આણંદના ગૃહસ્થ ઉપર તો જરૂર ફરિયાદ કરવી જ જોઈએ. અત્રે મિનિટબુક વાંચવામાં આવી, અને તેમાં પા. કરસનદાસના ઉપર ફરિયાદ ન કરવી, એવો આગલી મીટીંગમાં થયેલો—કહેવાતો—ઠરાવ નીકળ્યો નહિ. એટલે કારોબારીની સભાના પ્રમુખ સાહેબે તુરત જ મિનિટબુકમાં ઉમેરાવ્યું કે આગલી મીટીંગમાં તેમના ઉપર ફરિયાદ ન કરવી એવો ઠરાવ થઈ ગયો છે; એટલે મારી ચર્ચા કાનૂન બહાર છે. આ મારો પહેલો પ્રયાસ.

(૨) તા. ૩૦:૧૧:'૩૭ની મીટીંગ મળી તે જ દિવસે મેં મંડળના પ્રમુખ સાહેબ રા. મગનભાઈ શંકરભાઈ ઉપર બધી હકીકત લખી મોકલી, કારણકે તેઓશ્રી ઉપલી મીટીંગ વખતે હાજર નહોતા. તેમનો તા. ૪:૧૨:'૩૭નો જવાબ આ સાથે આપને જોવા બીડ્યો છે.

"શ્રી. ચતુરભાઈ કાલીદાસ પટેલ, આણંદ

"વડોદરાથી લિ. મગનભાઈ શંકરભાઈના ઘટીત. જત તમારો તારીખ ૩૦:૧૧:'૩૭નો પત્ર મળ્યો.

"તમે જે હકીકત લખી તે જાણી. એ બધી હકીકત મંત્રી ઉપર મોકલી આપો અને તે હવે પછીની મીટીંગમાં એ વસ્તુ રજુ કરે અને એના વિષે જે કરવું ઘટે તે યોગ્ય તે થઈ શકશે. એ જ.

"મગનભાઈ પટેલ"

આ મારો બીજો પ્રયાસ.

(૩), છેવટે રા. વેણીભાઇની સૂચનાથી મેં આ બાબત તા. ૧૧:૪:'૩૮ના રોજ બીજો વિરોધદર્શક પત્ર રા. શિવાભાઇ રણછોડભાઇ ઉપર લખ્યો, અને ફરિયાદ કરવાની મુદત વીતી જાય, તે પહેલાં આ બાબત ફરી ઉથલાવવા મીટીંગ બોલાવવા વિનંતિ કરી, જેનો જવાબ તા. ૧૩:૪'૩૮નો આ સાથે સામેલ છે.

"ભાઇશ્રી ચતુરભાઇ પટેલ,

"તમારો મારા ઉપરનો પત્ર મને ગઇ કાલે મળ્યો છે. જવાબમાં જણાવવાનું કે પાટીદાર મંડળની પરિષદ નજીકમાં ભરાવાની હોવાથી કારોબારી મંડળ બોલાવી શકાય તેમ નથી, તેમજ તમારા પત્ર સિવાય કોઇનો પત્ર નથી. એટલે વધારે માણસોની સહીઓથી રીકવીઝીશન આવે તો જ તાત્કાળિક સભા બોલાવાય. એટલે પરિષદ વખતે કારોબારીમાં કારોબારી મંડળ રજા આપે તો તમે ત્યાં એ બાબત ચર્ચશો એવી આશા છે.

"હજી પરિષદની તારીખો નક્કી થઇ શકી નથી. તમારી જરૂર તો એકાદ અઠવાડિયા પહેલાં પડશે. એટલે ત્રણેક દિવસમાં તારીખો નક્કી થશે, એટલે તમને જણાવીશ. પછી બોડ જવાનું થશે. તમારૂં સરનામું હવે મને આપતા રહેશો.

"શિવાભાઇ ર.-પટેલ,
"મંત્રી, પાટીદાર મંડળ."

આ મારો ત્રીજો પ્રયાસ.

મંડળનો કારોબાર રા. ભાઇ ઇશ્વરભાઇએ 'પક્ષપાતી' હોવાનું આરોપણ કર્યું છે, એ સીધી અને સાદી ભાષા છે. નહિ તો આ બંધારણીય જમાનામાં agenda ઉપર કયું કામ છે, અને કયું કામ out of order ઠરાવવું એની સત્તાવાળી પદ્ધતિઓ હોય, તેવી કાર્યવાહીમાં, એ તો પક્ષપાત નહિ; પણ સુજ્ઞજનોનો વિવેકવિચાર કહેવાય; બલ્કે ચાલાકી કહેવાય!

તા. ક. મારો ચોથો પ્રયાસ વડોદરાના સરનામે રા. મગનભાઇની સૂચના અનુસાર મંત્રીજી ઉપર લખેલો હરિપુરા મહાસભા પહેલાંનો પત્ર હતો. જે રા. મગનભાઇએ મને મોંઢામોંઢ કહેલું કે મેં તમારો પત્ર મંત્રીજી ઉપર રવાના કર્યો છે. પરંતુ તે પણ મીટીંગ વખતે ખોવાઇ ગયો હશે એમ જાહેર થયું.

ચતુરભાઇ કાળિદાસ

## ૧૦. પાટીદાર મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ—૩

'પાટીદાર'ના શ્રાવણના અંકના પૃષ્ઠ ૪૬૫થી 'પાટીદાર યુવક મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ' એ ઉપર લીંબાસીના ભાઇ ઇશ્વરભાઇ જીવાભાઇએ

લાંબુ ચર્ચાપત્ર આપ્યું છે. એટલા લંબાણમાં ઉતરવાનું હું કંઇ કારણ જોતો નથી, પણ એના મુખ્ય મુદ્દાઓના જવાબ આપુ છું:

૧. જે બાળલગ્નની વિરુદ્ધ ફરિયાદ કર્યાથી જનસમાજ ઉપર વધારે જરૂરી અસર થાય એવાંજ બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદ કરવી એવો મંડળનો સામાન્ય નિયમ છે. બાકી બાળલગ્નો તો એટલાં બધાં થાય છે કે તેને પહોંચી પણ ન શકાય, એવી સ્થિતિ છે,

૨. આણંદના ભાઇ કરસનદાસે પોતાના દીકરાનું બાળલગ્ન કરેલું, તેમાં વરનીજ ઉમર કાયદાથી કંઇક નાની છે. અને તેથી એ બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદ ન કરવામાં આવે તો એવા બાળલગ્નનું અનુકરણ થવાનો જરાય સંભવ નથી. આમ માનીને કાર્યવાહક મંડળે તેમની વિરુદ્ધ ફરિયાદ નહિ કરવાનું ઠરાવેલું.

૩. લીંબાસીના જે બે ભાઇઓએ બાળલગ્નો કરેલાં તેમાં વરકન્યા બંનેની ઉમર કાયદાથી નાની હતી. અને કન્યાઓની ઉમર તો એટલી બધી નાની હતી કે તેમના વિરુદ્ધ કેસ કરવોજ જોઇએ એમ રસ્તે જનારને પણ લાગે. તેમાંયે એક કન્યાની ઉમર તો આઠજ વર્ષની હતી, એટલે એ લગ્ન જો વડોદરા રાજ્યમાં થયું હોત તો એ લગ્નજ ફોક ગણાત! વળી ચર્ચાપત્રમાં એમણે આ બાળલગ્ન કરવાનાં જે કારણો દર્શાવેલાં છે એ કારણોએ જો ફરિયાદ ન માંડી હોત તો લીંબાસી અને તેના જેવાં બધાં ગામોના પાટીદારોને નાની કન્યાઓ સાથે લગ્ન કરવાની પરવાનગી આપ્યા જેવું થાત. આ લગ્ન વિરુદ્ધ ફરિયાદ કર્યાથી મંડળ એમ આશા રાખે છે કે આવાં બાળલગ્ન એવા ભાઇઓ હવેથી નહિજ કરે.

૪. ચર્ચાપત્રી છેવટમાં જણાવે છે કે કરસનદાસ ભાઇએ રોટલાને દુઃખે પોતાના દીકરાનું બાળલગ્ન કર્યું, "તેના કરતાં જો કોઇ વિધવા સાથે પુનર્લગ્ન કરી રોટલાનું દુઃખ મટાડયું હોત તો તે બની શકે તેવું હતું. આ અનિવાર્ય ગણાય નહિ." પણ કરસનદાસભાઇની દલીલ તો એજ છે કે પોતાને ઘરમાં ઓરમાયું લાવીને ઝગડો ઘાલવો નહોતો, તેથીજ વિધવા કે કન્યા સાથે એમણે લગ્ન કર્યું નહોતું. પણ લીંબાસીના ભાઇઓ પોતાનું કુળાભિમાન છોડીને અને એ રીતે મોટાં ગામોમાં કન્યા આપવાનો મોહ છોડીને પોતાના સરખાં કે સહેજ નમતાં ગામોના ગોળમાં દાખલ થઇ ગયા હોત તો પોતાના દીકરાઓ માટે પૈસા આપીનેય કન્યા મેળવવા આવાં ફાંફાં મારવાં ન પડ્યાં હોત અને આવાં બાળલગ્નનાં જોખમ વહોરવાં ન પડ્યાં હોત. આવી એમની કુપ્રથા તોડવાને માટે પણ એમના ઉપર ફરિયાદ કરવી દુરસ્ત હતી.

આ બધી વસ્તુસ્થિતિ ઉપર વિચાર કરીને કાર્યવાહક મંડળે પોતાનો ઠરાવ

કર્યો હતો. પણ એ ઠરાવથી લીંબાસીના ભાઈઓને અથવા તેમના જેવા માનસ વાળાને ઠરાવમાં પક્ષપાતી વલણ લાગ્યું હોય તો તેનો ઉપાય નથી.

આ ઠરાવ ફેરવવા માટે કાર્યવાહક મંડળના એક મંત્રી ભાઈ ચતુરભાઈ કાળિદાસ પટેલે મને કાગળ લખેલો. ઉપરનો ઠરાવ થયો તે સભામાં તે ભાઈ હાજર હતા, અને એમણે ચર્ચામાં સારી રીતે ભાગ લીધા પછીજ ઠરાવ થયો હતો; છતાં ફરી મીટિંગ બોલાવવાને નવું શું કારણ ઉપસ્થિત થયું હતું તે તેમણે પોતાના કાગળમાં જણાવ્યું નહોતું. તેમજ તેમના સિવાય બીજા કોઈનો પણ એ પ્રમાણે કાગળ નહોતો. એટલે મેં તેમને જવાબ આપેલો કે ફરી ખાસ સભા બોલાવવાને માટે રેકવીઝીશનની જરૂર છે. પણ ત્યાર પછી તેમણે કે કોઈએ રેકવીઝીશન મોકલ્યું નથી. એટલે મારાથી સભા બોલાવી શકાઈ નથી. વળી સભા બોલાવવાનો એમને આગ્રહ હતોજ તો તે પણ એક મંત્રી હતા અને પ્રમુખશ્રીને મળીને તેમણે સભા બોલાવવાની વ્યવસ્થા કરવી જોઈતી હતી.

શિવાભાઇ ર. પટેલ
મંત્રી, પાટીદાર મંડળ

## ૧૧. પાટીદાર મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ—૪

ગયા શ્રાવણ માસના 'પાટીદાર'ના અંકમાં પૃષ્ઠ ૪૬૫ ઉપર 'પાટીદાર યુવક મંડળના સંચાલકોનું પક્ષપાતી વલણ' એ મથાળાના ચર્ચાપત્રનો નીચે મુજબ જવાબ આપું છું:

લીંબાસીના બાળલગ્નનો કેસ મારી પાસે આવ્યો તેજ વખતે આણંદના બાળલગ્નનો કેસ પણ મારી પાસે આવેલો; પરંતુ ફરિયાદ માંડવા જેટલી હકીકત, પુરાવા અને સર્ટીફીકેટો મારી પાસે આવેલાં નહિ. તે દરમ્યાન બંને કેસવાળા મારી ઉપર સદરહુ કેસોની ફરિયાદ નહિ કરવા ઘણાં દબાણ લાવેલા. આણંદના કેસમાં મને લાગેલું કે આ કેસ આણંદ મ્યુનીસિપાલીટીના પ્રમુખનો છે, તે કેસ ન કરવો એ યોગ્ય નથી; તેથી મેં કહેલું કે ફરિયાદ ન કરવી એ મારાથી બનશે નહિ અને પાટીદાર મંડળના કાર્યવાહક મંડળ ઠરાવ કરી મને ના પાડે નહિ ત્યાં સુધી મારાથી ફરિયાદ નહિ કરવાનું બનશે નહિ. હું હમેશાં એવા વિચારનો છું કે હજારો બાળલગ્ન થાય છે તે બધાં બાળલગ્નોની ફરીઆદો કરવાનું પહોંચી શકાય નહિ. જેમને પરાણે કન્યા ગળે છે. તેમના ઉપર ફરીઆદ ન થાય તો સારું. તેથી લીંબાસીના કેસના સંબંધમાં મેં તેમને કહેલું કે લીંબાસી ગામના સંજોગ જોતાં મારાથી બનશે તો ફરીઆદ નહિ કરું. પરંતુ મેં તે બાળલગ્ન સંબંધે નોટીસો આપી વર્તમાનપત્રોમાં

ખબર આપેલી, તે ઉપરથી પાટીદાર મંડળના એક સભ્ય શ્રી. નરસિંહભાઈએ મને લખેલું કે લીંબાસીની ફરીઆદ કરવાના છો કે કેમ? તે ફરીઆદ નહિ કરવાના મેં મારા વિચારો જણાવેલા, તેના જવાબમાં તેમણે મને જણાવેલું કે તમો જ્યાં સુધી આવી ફરીઆદો નહિ કરો ત્યાં સુધી તે સમોવડીઆં ગામોમાં કન્યા આપતા નહિ થાય ને તેથી બાળલગ્ન કરતા નહિ અટકે. આથી મેં લીંબાસી શ્રી. ઈશ્વરભાઈને તે કાગળની નકલ સાથે લખ્યું કે મારી આ સ્થિતિ છે, માટે આપ પાટીદાર મંડળના કાર્યવાહક મંડળને આપની હકીકત જણાવો. કાર્યવાહક મંડળ આજ્ઞા કરશે તે મુજબ હું વર્તીશ.

આથી આણંદ અને લીંબાસી બંને કેસોની અરજીઓ કાર્યવાહક મંડળ પાસે ગઈ. કાર્યવાહક મંડળે મીટીંગ બોલાવી. બંનેની હકીકત કાર્યવાહક મંડળે સાંભળી. આ વખતે શ્રી ઈશ્વરભાઈ હાજર હતા, તેમણે પણ પોતાની દલીલો ફરીઆદ નહિ કરવા માટે રજુ કરી. આણંદની ફરીઆદ ન કરવી એમ ઠર્યું. લીંબાસીની ફરીઆદ માટે મહાત્મા ગાંધીજીના અભિપ્રાય માટે મોકલવા ઠર્યું અને તે કામ શ્રી. રાવજીભાઈ મણિભાઈને સોંપાયું. તેમણે બચાવપક્ષની દલીલો સાથે લખ્યું અને તે સંબંધમાં મહાત્માજીનો અભિપ્રાય આવ્યો. તે અભિપ્રાય ધ્યાનમાં રાખી છેવટનો ઠરાવ કરવાને ફરીથી કાર્યવાહક મંડળની મીટીંગ બોલાવી. તેમાં એ અભિપ્રાય રજુ થયો અને ઘણી ચર્ચા ચાલી. ૯ સભ્યો હાજર હતા, તે પૈકી ફક્ત શ્રી ભગવાનદાસ કાશીભાઈએ ફરીઆદ નહિ કરવા અભિપ્રાય આપ્યો, બાકીના ૮ સભ્યોએ ફરીઆદ કરવાની તરફેણમાં મત આપ્યો. આ વખતે પણ ઈશ્વરભાઈ વગેરે લીંબાસીના ભાઈઓ હાજર હતા. તેમણે પોતાની દલીલો રજુ કરી, છતાં ફરીઆદ કરવી એમ ઠર્યું. મારે તો કાર્યવાહક મંડળની આજ્ઞા મુજબ વર્તવું જોઈએ, એથીજ મેં ફરીઆદ કરી હતી; મેં કોઈ જાતનું પક્ષપાતી વલણ લીધું નથી.

વળી તેજ ચર્ચાપત્રમાં ભાઈ ઈશ્વરભાઈ જણાવે છે કે લીંબાસીના બંને કેસોમાં કન્યાની માતાઓને પણ આરોપીમાં લીધી છે, પરંતુ મિત્રાલના કેસમાં કન્યાની માતાને આરોપીમાં લીધી નથી, એ પણ પક્ષપાત કર્યો છે. તેના જવાબમાં જણાવું છું કે લીંબાસીના કેસમાં કન્યાની માતા અને પિતા અને વરના પિતા, એ રીતે ત્રણ તોહોમતદારોનાં નામ લખ્યાં છે, પણ વરની માતાનું નામ તોહોમતદારમાં લીધું નથી. પરંતુ મિત્રાલના કેસમાં ફરીઆદ અરજીમાં વરની માતા, પિતા આફ્રિકા હોવાથી વાલી તરીકે દાદા, અને કન્યાની માતા તથા પિતા, એ રીતે ૪ જણને આરોપી ગણી ખેડાના ડિ.

મૅજિસ્ટ્રેટને ફરીઆદ આપેલી. તેની પ્રાથમિક તપાસ થઇ ત્યાર બાદ વર અને કન્યા બંનેની માતાનાં નામ ડિસ્ટ્રિકટ મૅજિસ્ટ્રેટે કમી કર્યાં હતાં. આ બાબતની ખાત્રી શ્રી. ઇશ્વિરભાઇ મારી પાસે ફરીઆદ અરજી છે તે ઉપરથી અગર ડિસ્ટ્રિકટ મૅજિસ્ટ્રેટની કૉર્ટમાંથી કરી લેશે. મારું અંતઃકરણ જેમને પરાણે કન્યાઓ મળે છે તેમને બને તેટલી રાહત આપવી એમ માની ભાઇ ઇશ્વિરભાઇના દબાણથી લીંબાસીના કેસમાં વરની માતાનું નામ તો તોહોમતદારમાં લીધેલું નહિ.

ખરી રીતે તો શ્રી. ઇશ્વરભાઇ આ બંને કેસોની બધી સ્થિતિ જાણે છે, છતાં પોતેજ આ ચર્ચાપત્ર લખવામાં પક્ષપાત કર્યો છે, તેથી દિલગીર છું.

નરસંડા વેણીભાઇ પ્રભુદાસ પટેલ

---

## ગ્રંથપરિચય

૬૯. **સંકટની શોધમાં,** ગાંડીવ કુમારમાળા—૧૨ : લખનાર—ભીમભાઇ દેસાઇ; પૃષ્ઠ ૧૬૭, કિંમત ૧–૨–૦. આ કલ્પનાકથામાં ગુજરાતી યુવકે સંટકની શોધમાં આફ્રિકા જઇ કેવાં ભયંકર સાહસ ખેડયાં તેનાં રોમાંચક વર્ણન છે. પણ એ કલ્પનાઓમાં આફ્રિકાની ભૂગોળ વિષે પણ કલ્પનાઓ જ કરી લેખકે પોતાનું અજ્ઞાન પ્રકટ કર્યું છે : (૧) ક્રાન્તિપ્રસાદનું સરનામું અનંત પાસે આમ લખાવ્યું છેઃ 'ઉગાંડા, મોમ્બાસા, પૂર્વઆફ્રિકા' (પૃષ્ઠ ૧૧)! કયાં મોમ્બાસા ને કયાં ઉગાંડા! (૨) નુડસબર્ગ (પૃષ્ઠ ૧૪) નામે કોઇ સ્ટેશન આખી ઉગાણ્ડા રેલવેમાં નથી. (૩) 'મોમ્બાસાની પશ્ચિમે લગભગ સાડાત્રણુસો' જેટલે જ દૂર ઉગાંડા (પૃ. ૧૫)? લગભગ ૭૦૦ માઇલ થાય. (૪) અમુક સ્ટેશનેથી 'બેય જણુ કિસ્રમૂ તરફ ઉપડતી, વિકટોરિયા ન્યાઝાની હદ પર ઉભેલી, સ્ટીમરમાં ચડી બેઠા' (પૃ. ૬૬). કિસુમુથી તો સ્ટીમર ઉપડે, પણ અમુક સ્ટેશનેથી કિસુમુ તરફ સ્ટીમર કેવી! (૫) અને પછી 'કિસ્રમૂ આગળ સ્ટીમરે લંગર નાખ્યું' (પૃ. ૬૭)! (૬) 'મ્યાન્ઝાથી ટબારોર' (પૃ. ૬૮) નહિ, પણ 'મ્વાંઝાથી ટબોરા' જોઇએ. (૭) 'ઉગાન્ડાના સ્ટેશન પર' (પૃ. ૯૫), એનો અર્થ શો? ઉગાણ્ડા કોઇ ગામ કે શહેર નથી, પણ પ્રદેશ છે. એમ તો કોઇ 'કચ્છના કે કાઠિયાવાડના સ્ટેશન પર' પણ લખી શકે! આમ લેખકે આફ્રિકાની ભૂગોળનું છેકજ અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે! વળી રેલવેના કંઇ પણ અનુભવ વિનાના અનંતને એકદમ સ્ટેશન માસ્તર બનાવી દીધો છે (પૃ. ૩૦). અને વળી સ્ટેશન ઉપર કોઇ પોર્ટર પણ નહિ (પૃ. ૩૧). સવારે આવેલી ગાડીમાંથી

પાણી લેવાનું ભૂલી ગયેલા, તેનું ભાન છેક રાતે જમવા બેઠા ત્યારેજ આવ્યું. ત્યાં સુધી 'તેઓએ ગપ્પાં હાંક્યાં' (પૃ. ૩૨), આખો દિવસ પાણી પીવાની તરસ પણ કોઈને લાગી નહિ! આરબોએ કે હિંદીઓએ મોટાં શહેરોમાં કૂવા ખોદાવ્યા છે, છતાંયે ત્યાંનાં નિર્જન જંગલોમાં લેખક કૂવા (પૃ. ૩૩, ૯૧) હોવાનું જણાવે છે! આખી ઉગાણ્ડા રેલ્વે વિષુવવૃત્તની પાસે પાસે જાય છે; છતાં મોમ્બાસા દ્વીપ છોડીને પહેલેજ સ્ટેશને જતાં ૧૯૨ ફીટ જેટલે ઊંચે જાય છે, અને છેક ૭૩૯૦ ફીટ ઊંચે જઇ વિક્ટોરિયા ન્યાંઝા સરોવરે આવતાં સમુદ્રસપાટીથી ૩૭૫૯ ફીટ જેટલે ઊંચે હોય છે. આ સ્થિતિમાં આખી રેલવેના પ્રદેશમાં બારે માસ ઠંડી પડે છે, છતાં લેખક જણાવે છે કે જે સ્ટેશને અનંત સ્ટેશન માસ્તર હતો ત્યાં 'ચોમેરથી ઊની લૂ વરસતી હતી.' ત્યાંના 'જેવી ગરમી જગતના બીજા કોઇ ભાગોમાં ભાગ્યે જ હશે' (પૃ. ૪૫). અનંત અને 'અલ્વારિસ પ્રવાસમાં કોઇ મજૂર પણ લેતા નહિ, ત્યારે તંબુ (પૃ. ૬૯) વગેરે સાથેનો અસબાબ ઊંચકતું કોણ? અંધારી લાંબી ગુફામાં કેટલુંય ચાલ્યા પછી અનંતને ગુફામાંજ નદી મળી આવે (પૃ. ૧૩૦), એ કેટલું આશ્ચર્ય! આમ લેખક ગમે તેવી વાતો ગમે તેમ છાંટયેજ ગયા છે! સંકટ કે સાહસ તો કોઇ સાધ્યને માટે હોય, પણ જાણે એ જ સાધ્ય હોય તેમ બીજા કંઇ પણ સાધ્ય વિના જ લેખકે 'સંકટની શોધમાં' સાહસ ખેડાવ્યાં છે! આમાંથી યુવકો શી પ્રેરણા પામે? આના કરતાં તો વિક્ટોરિયા ન્યાંઝા સરોવરને શોધનાર કર્નલ સ્પેકની કે ધ્રુવપ્રદેશમાં અથવા એવરેસ્ટ ઉપર પહોંચવાનો પ્રયત્ન કરનાર વીરોની સત્ય ઘટનાકથા લખી હોત તો લાભ થાત. અંતે લેખક પૂછે છે: 'આ ચોપડી તમને ગમી? ગમી હોય તો એને વિષે તમારા પાંચેક મિત્રોને વાત કરજો બને. તો પંદરને.' ઉત્તરમાં જણાવું કે 'મને ન ગમી, કોઇને એ વિષે વાત ન કરું. મોંઘી કિંમતને માટે તો ખાસ.'

૭૦. **જોતીઓ સરદાર**, ગાંડીવ કુમારમાળા—૧૩: લખનાર—શ્રી. વસંત શુક્લ; પૃષ્ઠ ૧૮+૨૧૨. કિંમત દોઢ રૂપિયો, પૂઠા ઉપર જોતીઆ સરદારનું ચિત્ર આપ્યું છે. ગુજરાતની ભૂમિ શૌર્યથી તથા વીરતાથી વંચિત નથી એ પૂરવાર કરતો ભાઇ મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટનો 'ગુજરાતનું શૂરાતન અને વીર રસનું સાહિત્ય' નામનો નિબંધ પુસ્તકમાં આપ્યો છે. પંચમહાલ જિલ્લાના જોતીઆ નામને ભીલે અમલદારોના અમાનુષી અત્યાચાર સામે માથું ઊંચું કરી, બહારવટું લેઇ સરકારને તોબા પોકરાવી તેની આ વાર્તા છે. જોતીઆનું શૌર્ય, નીતિપ્રેમ તથા ઉદારતા બીજા મશહુર બહારવટિયા જેવાં જ છે. કુમારોને

વાંચવાયોગ્ય આ પુસ્તક છે. ભાષાની બરાબર કાળજી રાખી, જોડણીની ભૂલો માટે શુદ્ધિપત્ર આપ્યું હોત તો ઠીક થાત. કાન્તા

ઉપરનાં બંને પુસ્તકોના પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો સુરત.

**૭૧. લહેરી લુંટારો,** વીસમી સદી ગ્રંથમાલા—૪: લેખક—ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પૃષ્ઠ ૧૮૧, બે ચિત્રો, કિંમત ૧૨ આના. આ ડિટેક્ટિવ વાર્તા છે. વાર્તાનું મુખ્ય પાત્ર 'લહેરી લુંટારો' એક સિદ્ધાન્તવાદી બદમાશ છે. યુગનું પ્રતિબિંબ સાહિત્યમાં પડે છે અને તે પ્રમાણે આ લૂંટારો પણ ચુસ્ત અહિંસક છે. ભારેમાં ભારે લૂંટ ચલાવવા છતાં કોઇનું કદી ખૂન કરતો નથી. તેનો બીજો સિદ્ધાન્ત 'મારવો તો મીર, ફકીર તો નહિજ' તે છે. લૂંટારો પીઠ પાછળ ઘા કરનારો નથી. આગળથી ચેતવણી મોકલાવ્યા બાદ લૂંટ ચલાવે છે, એટલે અમુક અંશે તેની લૂંટ પ્રામાણિક છે. બીજા એક ઉમદા બદમાશને ઉમેરી વાર્તાને ઠીક ઠીક રસિક બનાવી છે. ડિટેક્ટિવ વાતમાં રહેવો જોઇએ તેવો સંપૂર્ણ ભેદ અંત સુધી આ વાર્તામાં નથી જળવાઇ રહેતો; પણ સાથે સાથે અવાસ્તવિક્તાના તત્ત્વથી અમુક અંશે વાર્તા મુક્ત પણ છે. ડિટેક્ટિવ વાર્તા તરીકે ગૂજરાતી સાહિત્યમાં કંઇક સ્થાન પ્રાપ્ત કરે તેવું પુસ્તક છે.

**૭૨. વસંતકુમારી યાને પ્રોફેસરની પત્ની,** વીસમી સદી ગ્રંથમાળા—૫: લેખક—મોઝીલો માસ્તર; પૃષ્ઠ ૧૨૨, મૂલ્ય છ આના. આ પુસ્તકને તેના મુખપૃષ્ઠ ઉપર 'એક રસભરી નવલકથા' તરીકે ઓળખાવ્યું છે. આગગાડીમાં મુસાફરી કરતાં 'સુડા બહોતેરી,' 'મડાપચીસી' કે બીજી સુવાર્તાઓનાં ઘણાં રસિક વાચકો મળી આવે છે; અને તે પ્રમાણે આ 'એક રસભરી નવલકથા'નાં રસિક વાચકો જરૂર મળી આવે. છાપવાની કળા નીકળ્યા પછી ભારેમાં ભારે નુકશાન એ થયું છે કે કચરપટ્ટીમાં નાખવા જેવાં પુસ્તકોનો બોજો જગત ઉપર ખૂબ વધી ગયો છે. સૌને જે કાંઇ મનમાં આવે તે લખીને ભારે સેવા કરી હોય તેવી શાન્તિ અનુભવે છે. આ લેખકે પણ પોતાના નવરાશના સમયનો સદુપયોગ કરી સમાજસેવા કર્યા જેટલી મહાતૃપ્તિ મેળવી છે. વાર્તાનું વસ્તુ કોલેજમાં ભણેલી અર્ધદગ્ધ વ્યક્તિઓની પ્રણયકથા છે.

ઉપરના બન્ને પુસ્તકોના પ્રકાશક—નવીરોશની કાર્યાલય, ૩૫ હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ; બૂકસેલર—વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની ટ્રામ જંકશન, મુંબઇ ૩. કાન્તા

૭૩. ફળવાડીની ખીલવણી; (૭૪) ફુલવાડીની ખીલવણી: બન્ને પુસ્તકના લેખક અને પ્રકાશક—અંબાલાલ મોતીભાઇ પટેલ, બી. એજી., એફ. આર. એચ. એસ., પટેલ ફાર્મ અને નર્સરી, ઉદવાડા સ્ટેશન; દરેકનાં પૃષ્ઠ ૧૪૯, દરેકની કિંમત રૂા. ૦—૧૨—૦. સદરહુ પુસ્તકોમાં લેખકે ફુલઝાડ અને ફળઝાડ માટે જમીનની પસંદગી કરવા સંબંધે તથા ખાતરના પ્રકાર અને કયું કયું ખાતર કયા કયા ફુલ- અને ફળ-ઝાડને માફક આવે છે અને તે ખાતરો સસ્તાં પડે તેવું બતાવવામાં આવ્યું છે; વળી લેખક બી. એજી., એફ. આર. એચ. એસ.ની બ્રિટિશ ડીગ્રી ધરાવે છે, છતાં અજાણ્યાં વિલાયતી મોંઘાં ખાતરો નહિ વાપરવા ભલામણ કરી પોતાનો અનુભવ નિખાલસતાથી જણાવી ખેડૂતો ઉપર ઉપકાર કર્યો છે. ફળઝાડોની વૃદ્ધિ કરવાના સંબંધમાં (૧) ગુટી બાંધવાની રીત, (૨) દાબની રીત, (૩) કટકાની રીત, (૪) આંખ ચડાવવાની રીત અને (૫) કલમ કરવાની રીત સાધારણ માણસો પણ કરી શકે તેવી રીતે જણાવવામાં આવ્યું છે. ફુલઝાડોની ફેરવણી, ઝાડપાનની છાંટણી, કુંડાંમાં ઝાડપાન ઉછેરવાનાં કારણો અને રીત, કુંડાના ઝાડની ફેરબદલી, વગેરે યોગ્ય રીતે જણાવવામાં આવ્યું છે. ગુલાબ ઉછેરવા માટે જમીનની પસંદગી, તેને માફક ખાતર, છાંટણી, પાણી પાવું, વગેરે ગુલાબની જાતવાર બતાવવામાં આવ્યું છે. ઉધઇ, મસી, વગેરે જંતુઓ અને છારીઆ રોગના ઉપાયો પણ યોગ્ય રીતે જણાવવામાં આવ્યા છે. ચંપા, મોગરા, વેલ અને વિલાયતી ફુલો વગેરેની જાતોનું વર્ણન પણ સારી રીતે કરવામાં આવ્યું છે. બંગલાઓ પાછળના બગીચા માટે જમીનનું લેવલિંગ, બગીચાના રસ્તા બનાવવાની રીત, ફુલઝાડ, ફળઝાડ, શાકભાજી, વેલો, વગેરે કઇ કઇ જગ્યાએ રોપવું અને બગીચાના રસ્તા ઉપરની કમાનો ફરતી વાડ કરવી, વગેરે એક સાધારણ માણસ બંગલા પાછળ સુંદર બગીચો, બીજા નિષ્ણાતની મદદ વગર સદરહુ પુસ્તક વાંચવાથી, બનાવી શકે તેવી રીતે જણાવવામાં આવ્યું છે. એકંદરે ફુલવાડીની અને ફળવાડીની ખીલવણીનાં આ પુસ્તક સામાન્ય ખેડૂતો વાંચે તો તેમાંથી (૧) જમીનના પ્રકાર, (૨) ફળઝાડના ઉછેરની રીત, (૩) ફળઝાડની છાંટણી, (૪) ગોડ પાડવો, (૫) ખાતરના પ્રકાર, (૬) કઇ મોસમમાં કયાં ઝાડપાનને કયું ખાતર આપવું, (૬) પાણી કેટલું અને ક્યારે પાવું. (૭) ઉધઇ, મસી અને બીજા જંતુઓ ઝાડપાનને નુકસાન કરે તેનો કઇ રીતે બચાવ કરવો, વગેરે ઘણું શીખવાનું અને જાણવાનું મળે તેવાં આ પુસ્તક હોવાથી દરેક ખેડૂતે વાંચવાં જોઇએ અને બાગાયત ખેતી કરનાર ખેડૂતોએ તો અવશ્ય વાંચવાં જોઇએ. આવાં પુસ્તકોનો ખેડૂતોમાં પ્રચાર કરવાની ઘણી જરૂર છે, પરંતુ દરેક પુસ્તકની કિંમત રૂા.

૦-૧૨-૦ પ્રમાણમાં વધારે ગણાય. આવા આર્થિક તંગીના વખતમાં આટલી મોંઘી કિંમતે સામાન્ય ખેડૂત આ પુસ્તકો ખરીદી શકે નહિ, માટે આવાં પુસ્તકોનો લાભ સામાન્ય ખેડૂત લેઇ શકે તે માટે કમાણીની દૃષ્ટિ છોડી દેઇ, પડતર કિંમતે પુસ્તકો વેચાય એમ બનતું કરવા લેખકને ભલામણ કરું છું.

વેણીભાઇ

---

## પ્રસંગકથા

### ડૉ. અંબાલાલ પટેલનું અવસાન

ધર્મજના ભાઇ અંબાલાલ ડાહ્યાભાઇ પટેલનું અવસાન ઉગાણડામાં જિન્જા ગામે ગઇ તા. ૧ઃ૬ઃ'૩૮ને રોજ થયું. તે સમાચાર મને મોડા મળ્યા અને તેથી આ અંકમાં તે વિષે પ્રસંગકથા લખવાનો હતો, પણ તેવામાં તેમના મિત્ર ભાઇ જશભાઇ મોતીભાઇ પટેલનો લેખ નકુરૂથી આવ્યો તે આ અંકમાં પૃષ્ઠ ૪૯૮થી છપાયો છે. એ લેખ ઉપરથી તેમની જ્ઞાનપિપાસા અને પ્રતિભા જણાઇ આવશે. હું તેમના કંઇક પરિચયમાં આવેલો. એ લેખમાં જણાવ્યું જ છે કે "કોલેજમાં જવાનું નહિ બન્યાથી તેઓ ધટોલા કન્યાગુરુકુલના અધ્યાપક તરીકે જોડાયા." ત્યાં તેમને એક ખ્રિસ્તી બેન સાથે પરિચય થયો. તે બેને હિંદુ ધર્મ સ્વીકાર્યો અને પોતાનું નામ 'વીરમતી' રાખ્યું. ભાઇ અંબાલાલે પછી એ બેન વીરમતી સાથે સુરતમાં લગ્ન કર્યું, પણ ખેદનો વિષય એ બન્યો કે તેમના જે મિત્રે એ લગ્નની કંકોત્રી છપાવી તે મિત્ર જ છેવટની ઘડીએ ફસકી ગયા ને લગ્નક્રિયા વખતે હાજર ન રહ્યા! માડાગાસ્કરથી અહીં આવ્યા પછી એમણે 'વૈદિક સંસ્કૃતિ' નામે નાનકડું પુસ્તક લખ્યું. પછીથી આફ્રિકે ગયા પછી અમદાવાદમાં નવી નીકળનારી કોલેજમાં ફ્રેન્ચ ભાષાના પ્રોફેસરની જગા મેળવવાનો પ્રયત્ન કરતા હતા, પણ તુરત જ તે વિચાર માંડી વાળી વધારે અભ્યાસ કરવા એમણે ફરી ફ્રાન્સ જવાનો નિર્ણય કર્યો. પણ છેવટે તો એ ચાલ્યા ગયા અને સમાજે એ વણવિકસ્યું ફૂલ ખોયું. ભલાં બેન વીરમતી હજી જિન્જામાં જ છે, એમને હું શા શબ્દોમાં આશ્વાસન આપી શકું?

### 'પાટીદાર કોમમાં પ્રશંસનીય લગ્ન'

'પાટીદાર કોમમાં પ્રશંસનીય લગ્ન' વિષે ગયા અંકમાં પૃષ્ઠ ૪૭૫ ઉપર પ્રસંગકથા છે. તા. ૧૫ઃ૭ઃ'૩૮ના 'સંદેશ'માં એ હકીકત વાંચી અને બીજે જ દિવસે 'પ્રસંગકથા' છાપખાનામાં આપવાની, એટલે એને વિષે આમ કે તેમ નોંધ લખ્યા વિના 'સંદેશ'માં આવેલી હકીકતનો ઉતારો કરી લીધો. ત્યાર

પછી તપાસ કરતાં કંઇક વિપરીતજ વાત જણાઇ: એ લગ્નમાં કન્યા બેન ચંદ્રમણિ ને પોતાના પિતા ભાઇ નરોત્તમદાસ નરસિંહભાઇ પટેલનાં ઔરસ નહિ, પણ અનૌરસ પુત્રી છે. એથી વધારે ઊંડી ને ગંદી વાતો અહીં જણાવવી ગમતી નથી. ભાઇ નરોત્તમદાસ સોજીત્રાના છે, એમ 'સંદેશ'માં જણાવ્યું છે; સોજીત્રામાં તેમને વિષે તપાસ કરતાં, ત્યાં તો કોઇ એમને ઓળખતું ય નથી. ભાઇ નરોત્તમદાસને ખાનગી પત્ર લખી એ બધા વિષે હકીકત પૂછી, પણ તેમણે તો કંઇ જવાબજ નથી આપ્યો. એટલે 'સંદેશ'ના ખબરપત્રીએ એમ જે લખ્યું છે કે "ઉપલા ગોળની કન્યા નીચલા ગોળમાં ઉતારવા પ્રયત્ન કરવો," એ રીતે "આ લગ્નથી ચરોતર તથા કાનમનું લગ્નસંધાન થયું છે," એ માત્ર ખોટી ગપ છે, જો કે તેમ થાય તો મને તો ખૂબ આનંદ થાય. અને જાણે કાનમથી ચરોતર ઊતરતું ગણાતું હોય, એમ કંડારીના એ."ભાઇ રાવજીભાઇને પોતાના ગણાતા ગોળમાંથી કન્યા મળતી હતી. પરંતુ ગોળ તોડીને અને જૂની રૂઢિઓને તોડીને આ લગ્ન કર્યું છે," તે જાણે ભાઇ રાવજીભાઇએ ધાડ મારી હોય એમ જે એ ખબરપત્રી લખે છે તે તો છેક દંભ છે. આ કંઇ 'પાટીદાર કોમમાં પ્રશંસનીય લગ્ન' નથી; અને ભાઇ રાવજીભાઇએ અંદરની હકીકતો જાણ્યા વિના આ લગ્ન કર્યું હોય તો એ જરૂર છેતરાયા છે, પણ બધું જાણ્યા છતાં આ લગ્ન કર્યું હોય તો એક અનૌરસ કન્યાનો સ્વીકાર કર્યા માટે તેમને જરૂર ધન્યવાદ ઘટે છે.

### કુળાભિમાનનું હીણું પરિણામ

મેં ઉપર જણાવ્યું છેજ કે ચરોતર તથા કાનમનું લગ્નસંધાન થાય, એટલે કે ચરોતરના પાટીદારો પોતાની કન્યાએ કાનમ વગેરે પ્રદેશોમાં આપતા "થાય તો મને તો ખૂબ આનંદ થાય." પણ ચરોતરના કુળવાનોને એમ કરવા જતાં તેમનું મિથ્યા કુળાભિમાન કાંડું પકડીને અટકાવી દેઇ ઊભા રાખે છે. બાકી આમ તો એ કુળહીન ગણાતા પ્રદેશોમાં કુળાભિમાન ચરોતર કરતાંયે કેટલીક વખતે રૂપેગુણેવિદ્યાએ સાચા કુલીન વર મળી શકે એમ છે. પણ ચરોતરના કુળાભિમાનને કારણે વિષમ પરિણામ આવ્યું છે: ચરોતરમાંય કુળવાન ને મોટાં ગણાતાં ગામોએ પોતે કુળહીન ગણી નાખેલાં નાનાં ગામોને કન્યા આપવી બંધ કરી, જોકે એ ગામોની કન્યાએ લેવી તો ચાલુ રાખી. આમ પોતાની કન્યાએ ચાલી જાય છતાં પોતાને મળે નહિ, એથી વાંઢા મરવું પડે એ દુઃખે નાનાં ગામોએ આત્મરક્ષણને અર્થે મોટાં ગામોનો બહિષ્કાર કરી પોતાના ગોળ બાંધવા માંડયા. આમ ગોળ બંધાતાં બંધાતાં અને બહિષ્કાર થતાં થતાં છેવટે બાર ગામનો બહિષ્કૃત ચોકો–ગોળ રહ્યો.

તેમાંયે પાછાં કુળહીન ગણાતાં પાંચ છ ગામોને પણ એજ અનુભવ થયો અને તેમણે કુળવાન મનાતાં સાત ગામોનો બહિષ્કાર થયો. દુઃખ તો એ છે કે પોતાના ગોળ બાંધ્યા છતાં એમાંના પોતાને કુળવાન માનતા લોકોએ પેલાં સાત ગામને કન્યાઓ આપવી ચાલુ રાખી, એ સાત ગામ તો પોતાના ગોળ બહાર ને તેમાંયે અમુક કુટુંબો બહાર કન્યાઓ આપે નહિ. પરિણામ એ થયું કે તેમાં કન્યાઓની સંખ્યા વધી; વરની અછત થઇ ગઈ, વળી તેથી પરિણામ એ થયું કે વરવિક્રયના ભાવ ચઢી ગયા, ભણેલાઓ પણ પોતાના ભણતરની કે વિલાયત ભણવા જવાની કિંમત તેમાં ઉમેરતા થયા!

## 'મારી નિરાશા'

આ સ્થિતિમાં એ સાત ગામના લોક મૂંઝાવા લાગ્યા, પણ શું કરવું એ કોઇને મૂઝે નહિ. કેટલાક સમજુ ભાઇઓ રસ્તો શોધવાના પ્રયત્ન કરે છે. એવો એક પ્રયત્ન ભાદરણના ભાઈ વ્રજભાઇ વાઘજીભાઇએ કર્યો: મૂંઝાએલા સાત ગામના ભાઇઓ વડતાલ એકઠા થઇને કંઇક માર્ગ કાઢે તો સારૂં, એટલા માટે અભિપ્રાયો મેળવવા સારૂ આશરે ૫૦૦ જણ ઉપર છાપેલો પત્ર એમણે મોકલ્યો, જે ગયા અંકમાં પૃષ્ઠ ૪૬૩ ઉપર છપાયો છે. પણ જાણે કોઇને મૂંઝવણુ જ નથી એમ માત્ર પચીશેક જણે તેનો ઉત્તર વાળ્યો. આથી ભાઇ વ્રજભાઇ નિરાશ થયા, તેમનો 'મારી નિરાશા' એ લેખ આ અંકમાં પૃષ્ઠ ૫૦૮થી છપાયો છે. તે વાંચવાથી તેમની નિરાશાનું સવિસ્તર કારણ સમજાશે. સાચી વાત આમ છે: પાટીદાર સમાજના શરીર ઉપર કુલાભિમાનનું ભયંકર ગુમડું થયું છે, તેનું ઝેર વ્યાપતું વ્યાપતું છેક ટોચે સાત ગામમાં આવી રહ્યું છે. ત્યાંજ નસ્તર મૂકયા વિના એ ગુમડું ફાટવાનું નથી ને સમસ્ત ગુમડું નષ્ટ થવાનું નથી. એ લોક એક બાજુથી નીચેના ગોળમાંથી કન્યા લાવી કન્યાસંખ્યા વધારતા જાય છે ને બીજી બાજુથી લગ્નક્ષેત્ર સંકડાયાની બૂમ મારતા જાય છે! ત્યારે એ સાત ગામના લોક નીચેના ગોળમાંથી પૈસાજ માટે કન્યા લાવતા નહિ અટકે અને સાથે સાથે ત્યાંના યોગ્ય વરને પોતાની કન્યા દેતા નહિ થાય ત્યાં સુધી આ પરિસ્થિતિનો કોઇ ઉકેલજ નથી; પછી વડતાલ મળો કે કાશી મળો, દિવાળી ઉપર મળો કે સમાજની મૃત્યુહોળી પછી મળો!

## મહેસુલી રાહત

"અમદાવાદ, ગુરુવાર, ખેડૂતોને સાંથ અને તગાવીમાં મોટી રકમની રાહત આપવાને અંગે એક પરિપત્ર મહાસભાવાદી સરકાર તરફથી જિલ્લાઓના કલેકટરોને તાજેતરમાં મોકલવામાં આવ્યાના ભરોસાપાત્ર સમાચાર મળ્યા છે. એ

પરિપત્રમાં કલેક્ટરોને એમ જણાવવામાં આવ્યું છે કે જે ખેડૂતોનું તા. ૩૧મી ઑગસ્ટ સુધીમાં તગાવી લેણું વસુલ આવ્યું નથી તે ખેડૂતો પાસેથી તા. ૩૧મી પછી તગાવી લેણું વસુલ લેવાનું આવતી સાલ ઉપર મુલતવી રાખવું. આ સાથે સાંથની બાબતમાં કલેક્ટરોને એવી સૂચના કરવામાં આવી છે કે ચોમાસામાં સાંથનાં હુકમનામાં વસુલ કરવાં નહિ, તેમજ નાના ખાતેદારોને રાહત આપવા માટેના કાનુનનો અમલ હોય ત્યાં સુધી ગણોતીઆની સ્થાવર મિલકત જપ્ત કરીને વસુલાત કરવી નહિ. એમ જણાય છે કે કલેક્ટરોને એવું પણ જણાવવામાં આવ્યું છે જે ઇનામદારોને લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૮ મુજબ છૂટછાટ આપવામાં આવી છે તેમને પણ આ લાગુ પાડવામાં આવે છે. મહાસભાવાદી સરકારના આ ફરમાનને પરિણામે ખેડૂતોને ભારે રાહત મળશે અને ચોમાસામાં હાડમારીઓ સહન કરવાની રહેશે નહિ" ('ગુજરાત સમાચાર,' તા. ૧૯:૮:'૩૮).

### હરિજનોને સમાન હક

'હરિજનોને સમાન હક' આપવાનું જે જાહેરનામું મહાસભાવાદી સરકારે પ્રસિદ્ધ કર્યું છે તે આ અંકમાં પૃષ્ઠ ૫૦૯થી છાપ્યું છે. તેમાં હરિજનોને મોટરોમાં બેસતાં અટકાવનાર મોટરવાળાના પરવાના લેઇ લેવાનો જે હુકમ કર્યો છે તે યોગ્ય જ થયું છે. એટલું જ નહિ પણ સરકારી મદદ પામતી ધર્મશાળાઓ, પુસ્તકાલયો અને સરકારી પરવાના ધરાવતી નાટકશાળાઓ વગેરે સર્વ સાર્વજનિક સંસ્થાઓનો હરિજનોને સવર્ણોની પેઠે ઉપયોગ કરવાનો સમાન હક મળવો જ જોઇએ, અસ્પૃશ્યતાનાં એમની વિરુદ્ધનાં સર્વે બંધનો તૂટવાં જ જોઇએ.

### હોટેલપ્રવેશ અને સહભોજન

એ જાહેરનામાના બીજા ભાગમાં હરિજનોને હોટેલ પ્રવેશ કરતાં અટકાવનાર હોટેલોના પરવાના રદ કરવાનો હુકમ છે. આ હુકમ મને ખૂંચ્યો છે. અસ્પૃશ્યોની સાથે ભોજન કરવામાં હું પાપ નથી જ સમજતો, સ. ૧૯૦૧થી મારા રસોડામાંથી એ ભેદ ટળી ગયો છે, છેલ્લાં પાંચ છ વર્ષમાં કેટલાય હરિજન શિક્ષકો મારા રસોડામાં બેસીને જમ્યા છે. પણ કાયદાએ મારા એકલાનો નહિ, પણ સમસ્ત હિંદુ પ્રજાનો વિચાર કરવો ઘટે. હિંદુઓમાં સ્પર્શાસ્પર્શના પ્રશ્ન કરતાં રોટીવહેવારનો આકરો છે અને રોટીવહેવારના કરતાં બેટીવહેવારનો વધારે આકરો છે. અને મહાસભાની હાલની પ્રતિજ્ઞા સ્પર્શાસ્પર્શના ભેદ તોડવાની છે, નહિ કે રોટીવહેવારના અને બેટીવહેવારના ભેદ તોડવાની. આ સ્થિતિમાં

હરિજનોને પગલે પગલે સમાનતા આપતા જઇએ તો રસ્તો સરળ થાય. હજી જ્યાં સ્પર્શાસ્પર્શના ભેદ બરાબર તૂટયા નથી, ત્યાં રોટીવહેવારના ભેદ તોડવા પ્રયત્ન કરીએ તો સ્થિતિ વિષમ થઇ પડે.

**જાહેરનામાની અપૂર્ણતા**

વળી હિંદુ હોટેલોમાં હરિજનોએ બીજા સવર્ણોને સૂગ ન ચઢે એવેજ વેશે જવા વિષે એ જાહેરનામામાં કશીયે સૂચનાઓ નથી. એ તો સારૂં થયું કે અમદાવાદમાં 'મહાગુજરાત દલિત (હરિજન) સમાજ'ના પ્રમુખશ્રી. મૂળદાસ ભૂધરદાસજી વૈશ્યે એવું સૂચનાપત્ર કાઢીને હોટેલમાં જતા હરિજનોને ચેતવ્યાં છે અને સ્વચ્છતા, વર્તન, વિનય, વગેરે વિષે સૂચનાઓ કરી છે. પણ આ સૂચનાઓ તો ખાનગી છે, એ કંઇ સરકારી નિયમો નથી. એ ખાનગી સૂચનાઓને અવગણી કોઇ ભંગીભાઇ મળનો રોપલો લેઇને કે બહાર મૂકીને પણ હોટેલમાં પેસે તો ગંદકીભર્યા એ ભાઇને પેસતાં હોટેલનો માલિક અટકાવી શકે? અટકાવે તો આ જાહેરનામા પ્રમાણે એનો પરવાનો ન જાય? કેટલાક માને છે કે હોટેલો તો રોગનાં ઘર છે, તે હરિજનોના પ્રવેશથી બંધ થાય તો પાપ જાય. પણ હોટેલો જો ભયંકર હોય તો એને સીધે કાયદે બંધ કરવી ઘટે, આમ આડકતરા ઉપાય શા માટે? અને ચાની હોટેલો નિરર્થક હોય, વખતે ભયંકર પણ હોય; છતાં જમવાની વીશીઓ વિના તો આ જમાનામાં ચાલે એમ છેજ નહિ, કારણકે શહેરોમાં કામધંધો કરવા અનેકને એકલા રહેવું પડે છે, તેમણે વીશી વિના ખાવું કયાં? અને એમની સાથે ગમે તેવા ગંદા હરિજન જમવા બેસે એ તેમને પાલવે પણ કેમ? ત્યારે સ્વચ્છતા, વ્યવસ્થા, સુજનતા વગેરેના નિયમ ઉમેરીને જાહેરનામું પૂર્ણ કરવું જોઇતું હતું, જેથી હિંદુ સવર્ણોનો ઊહાપોહ કંઇક કમી થાય.

**મહાત્માજીની દલીલો**

તા. ૭:૮:'૩૮ના 'હરિજનબંધુ'માં મહાત્માજી 'હિંદુ હોટેલ ને હરિજન' વિષે લેખ લખતાં જણાવે છે કે વીશીવાળાઓ "કૉંગ્રેસવાળા હોય—ને હોવા જોઇએ—તો તેઓ અસ્પૃશ્યતાને અધર્મ માનતા હોવા જોઇએ. અને જો તેમ હોય તો એ સ્પષ્ટ છે કે તેઓ હડતાળ પાડીને અધર્મ આચરી રહ્યા છે." વીશીવાળાઓ કૉંગ્રેસવાળા 'હોવા જોઇએ' એમ શા માટે માની લેવું? અને અસ્પૃશ્યતાને અધર્મ માનનારા રોટીવહેવારના ને બેટીવહેવારના ભેદને પણ અધર્મ માનતા હોવા જોઇએ એમ પણ શા માટે માની લેવું? અને ત્યારે રોટી-વહેવારની ફરજ પાડનાર જાહેરનામાને પરિણામે તેઓ હડતાલ પાડે તોયે શું એમ કહેવાય કે "એ સ્પષ્ટ છે કે તેઓ હડતાળ પાડીને અધર્મ આચરી રહ્યા છે"?

**આભડછેટ**

મહાત્માજી કહે છે કે "અખા ભગતે જ આપણને શીખવ્યું છે કે 'આભડછેટ અદકેરું અંગ' છે, ને અદકેરું અંગ તો કાપી નાંખ્યે જ લાભ હોય." જોકે ઘણાને હાથેપગે છઠ્ઠી આંગળી હોય છે તે અદકેરું જ અંગ છે, તે 'કાપી નાંખ્યે જ લાભ હોય,' એમ તેઓ માનતા નથી; છતાં લાભ હોય તોયે અખા ભગતે આભડછેટમાં અસ્પૃશ્યતાનો જ સમાવેશ કર્યો છે, રોટીવહેવારનો અને બેટીવહેવારનો નહિ જ. "આજ તો ચોમેર હિંદુઓ અનેક જગ્યાએ ભોજન કરે છે. ત્યાં તેઓને ધર્મ નથી નડતો." કારણકે ધર્મથી જેની સાથે જમવાને તેઓ નિષિદ્ધ માને છે તેમની સાથે તેઓ ક્યાંય નથી જમતા. અને આજે અનેક બ્રાહ્મણ, વાણિયા સાથે પણ બેસીને નથી જમતા, વીશીમાં પણ. "ઇરાની હોટેલોમાં તેઓ જાય છે. અંગ્રેજી હોટેલોમાં છૂટથી જાય છે. ત્યાં હરિજનોને કશા પ્રકારની અડચણ નથી આવતી." કારણકે ઇરાની અને અંગ્રેજી હોટેલોમાં જનાર એવો બાધ માનતા નથી, માટે જ જેઓ બાધ માને છે તેમને પણ એવો બાધ છોડીને હરિજનો સાથે બેશીને જમવાનો કાયદાથી બળાત્કાર કરવો? તમે કહેશો કે એ તો ધર્મને નામે વહેમ છે. ખરું, પણ કોઇ ને કોઇ વહેમથી જગતમાં કોણ મુક્ત છે? દારૂનિષેધના સરઘસમાં દારૂના રાક્ષસનું પૂતળું બાળ્યું એ મૂર્તિને માનવાનો વહેમ નહિ? મારા જેવા નાસ્તિક તો કહે છે જ કે આસ્તિકો ઇશ્વરને માને છે એ પણ વહેમ છે. માટે ઇશ્વરનો વહેમ કાઢી નાખવા ને સૌને નાસ્તિક બનાવવા કાયદાથી બળાત્કાર કરવાનો મને શો અધિકાર છે? ઉપદેશથી ને પ્રચારથી થાય એટલું તો પ્રથમ કરવું જોઇએ.

**મંદિરપ્રવેશ**

મહાત્માજી કહે છે: "હરિજન પોતાની જાત બતાવ્યા તિલક કરી, માળા પહેરી, સાફ વેશે વીશીઓમાં જાય તેને કોણ અટકાવે? તેની જાત કઇ રીતે જાણી શકાય? એવી રીતે ઘણા હરિજનો વીશીઓમાં જાય છે એમાં શંકા નથી. ત્યારે શું માત્ર સરકારે પોતાના કાયદાનો અમલ કર્યાનો હુકમ કાઢ્યો એ જ ગુનાને સારૂ હડતાળ? જેઓ અસ્પૃશ્યતાને ધર્મ માનનારા છે તેઓ જો ખરેખર પોતાનો ધર્મ પાળવા ઇચ્છે તો તેઓએ વીશીઓમાં જવાનું બંધ કરવું જોઇએ." સાચે જ અનેક હરિજનો વેશ છુપાવીને વીશીઓમાં જાય છે; અને સરકારે કાયદો કર્યો એ ગુનાને સારૂ નહિ, પણ હરિજનો પ્રકટ વેશે વીશીઓમાં જાય તોયે હડતાળ તો પડે. વળી મહાત્માજી દલીલ વિસ્તારીએ: અનેક હરિજનો જાત છુપાવીને, મહાત્માજીએ બતાવ્યું એમ ભગતવેશે અનેક મંદિરોમાં દર્શન કરી આવે છે; ત્યારે તો હરિજનોને મંદિરપ્રવેશના અધિકાર

આપવાનું જાહેરનામું આજે જ પ્રસિદ્ધ કરી નાખવું ઘટે. પછી મહાત્માજી કહી શકશે કે 'જેઓ અસ્પૃશ્યતાને ધર્મ માનનારા છે તેઓ જો ખરેખર પોતાનો ધર્મ પાળવા ઇચ્છે તો તેઓએ' મંદિરોમાં 'જવાનું બંધ કરવું જોઇએ'!

આત્મપરીક્ષણ

અસ્પૃશ્યતાનિવારણને પ્રસંગે લોકમાં ખૂબ પ્રચાર કર્યો હતો. વીશીપ્રવેશ —સહભોજન—સંબંધે આપણે કંઇયે પ્રચાર નથી જ કર્યો. પ્રથમથી મહાત્માજીની સૂચના છે કે જે મહાસભાવાદીઓ નોકર રાખી શકે છે તેમણે હરિજન નોકર રાખવો. કેટલાએ રાખ્યા? અને આ તો વળી સહભોજનનો પ્રશ્ન છે, ત્યારે તો જે મહાસભાવાદીઓ રસોઇઆ રાખી શકતા હોય તેમણે હરિજન રસોઇઆ રાખવા ઘટે. પૂર્વપ્રચાર માટે કેટલાએ રાખ્યા? કોઇ પણ સમિતિમાં રખાતા હોય ત્યાં હરિજન નોકર કે રસોઇયા રાખ્યા છે? જાહેર હરિજનસહભોજન ગોઠવવાં જોઇએ, હરિજનો પાસે વીશીઓ ખોલાવી તેમાં આપણે મહાસભાવાદીઓએ જમવા જવું જોઇએ. ઠેઠ હરિજનને ભંગી હરિજનનો સ્પર્શ ને તેની સાથે સહભોજન કરતા કરવું જોઇએ. આવો કે કોઇ પણ પ્રકારનો પૂર્વપ્રચાર કર્યા વિના જ જૂના વિચારોના હિંદુઓ ઉપર સત્તાને બળે બળાત્કાર કરવો એ તે અહિંસા છે? જાહેરનામાનું તત્ત્વ કેવળ સાચું છે, પણ મહાસભા સરકાર કાલે જ જાણે ઊડી જવાની હોય તેમ પ્રજાને સુધારી નાખવાની આટલી ઉતાવળ શી? એથી તો વર્ગવિગ્રહ થાય. અને એથી જ અમાનઉલ્લાને અફઘાનિસ્તાનની ગાદી છોડવી પડી હતી. કેટલાક સુધારા એકે સપાટે ન કરીએ તો સ્થિતિ વણસે, કેટલાક સુધારા એકદમ કરીએ તો વણસે. આ સુધારો બીજા પ્રકારનો છે, માટે ધીરે ધીરે પગલાં માંડીએ. કેટલીક વખત થડ કાપ્યે ડાળાં સાથે આખું ઝાડ તૂટી પડે; પણ કેટલીક વાર ઝાડ એવું જ હોય કે થડ કાપતાં આખું ઝાડ કાપનાર ઉપર પડી તેને દાબી દે; અને ત્યાં તો સલામત માર્ગ એ જ છે કે પ્રથમ ડાળાં કાપી પછી જ થડ કાપવું.

અસમાન લગ્નો અટકાવવાનું બીલ

આ અંકના પૃષ્ઠ ૫૧૦ ઉપર અસમાનલગ્નો અટકાવવાના શ્રીમતી લીલાવતી મુનશીના બીલ વિષે હકીકત છાપી છે: "બીલમાં અસમાન લગ્નની વ્યાખ્યા ૪૫ વરસથી વધુ ઉમરના પુરુષનાં ૧૮ વર્ષથી નાની ઉમરની છોકરી સાથેનાં લગ્ન તરીકે કરવામાં આવી છે." ત્યારે તો ૧૪ વર્ષની કન્યા સાથે ૪૪ વરસના પુરુષનું અને ૧૯ વર્ષની કન્યા સાથે ૭૦ કે તેથીયે મોટા પુરુષનું લગ્ન તે અસમાન નહિ ગણાય, એમ જ ને? અરે, ખરી રીતે વરકન્યા વચ્ચેની

ઉમરમાં ૧૦થી વધારે વર્ષનો તફાવત હોય તે બધાં અસમાન લગ્ન ગણાવાં જોઇએ: પછી ૭૦ વર્ષના યુવકને લગ્ન કરવું હોય તો તે ૬૦ વર્ષની જુવાન કન્યા કે વિધવા શોધી કાઢે! બેન લીલાવતી, સ્ત્રીહિતમાં હજીયે આવાં પોલાં કેમ રહો છો?

**પીજમાં પ્રેતભોજન બંધ**

પીજના ભાઇ શનાભાઇ ઉત્તમભાઇ પટેલ અંકલેશ્વરની વોકેશનલ ટ્રેનિંગ સ્કૂલમાં શિક્ષક છે. તેમનાં પત્ની તા. ૭:૭:૩૮ને રોજ ગુજરી ગયાં. એ ભાઇએ પીજ જઇને રોવાકૂટવાનું ને કાણમોકાણ બંધ રાખવાની વ્યવસ્થા કરી. પ્રેતભોજન નહિ કરવાની વ્યવસ્થા કરી તે અંકલેશ્વર ગયા. પાછળથી વૃદ્ધ રૂઢિચુસ્ત પિતાએ પ્રેતભોજનની તૈયારી કરવા માંડી, તે વાત જાણી ભાઇ શનાભાઇ પીજ ગયા. પિતાને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ તે ન સમજ્યા; એટલે ભાઇ શનાભાઇએ પીકેટિંગ સુદ્ધાંની તૈયારી બતાવી. પિતા ગંભીર સ્થિતિ સમજી ગયા ને એમ પ્રેતભોજન બંધ રહ્યું. એ ભાઇએ પત્નીના પુણ્યાર્થે પીજની શાળાના વિદ્યાર્થીઓને રૂ. ૧૦-૧૫ કપડાં પુસ્તકો માટે અને વિનાલવાજમે બેનોને 'પાટીદાર' આપવાના ફંડમાં રૂ. ૫ આપ્યા છે. વળી ગામના સાર્વજનિક હિત માટે રૂ. ૪૦-૫૦ ખર્ચવા નિર્ણય કર્યો છે. સમાજની સામે થઇને અનિષ્ટ રૂઢિ બંધ કરનાર આ હૃદયબળિયા શિક્ષકભાઈને ધન્યવાદ ઘટે છે.

**વસોમાં દાન**

"વસો ગામમાં સરકારી દવાખાનાની સાથે એક પ્રસૂતિગૃહ સ્થપાય અને તેને પોતાનાં પત્ની કુનીબાનું નામ જોડાય તે શરતે, મુંબઇમાં વેપાર અર્થે રહેતા શ્રી. ઉમેદભાઇ ઝવેરભાઇ પટેલે રૂ. ૧૨૦૦૦ આપવાનું સ્વીકાર્યું છે; તે માટે ભાઇ ઉમેદભાઇને અને ખાસ કરીને તેમનાં પત્ની કુનીબાને અમે ખાસ અભિનંદન આપીએ છીએ. ઉપરની રકમમાં વસો સુધરાઇ રૂ. ૪૦૦૦ અને વડોદરા પ્રાન્તપંચાયત બીજા રૂ. ૪૦૦૦ આપશે, એટલે રૂ. ૨૦૦૦૦ની આ રકમમાં બીજા રૂ. ૨૦૦૦૦ સરકાર ઉમેરી રૂ. ૪૦૦૦૦માં વસો પ્રસૂતિગૃહનું મકાન બંધાવશે ને તેનો કાયમને માટે નિભાવ પણ કરશે" ('ખેડા વર્તમાન,' તા. ૨૦:૭:'૩૮). "ધંધાર્થે અમદાવાદમાં રહેતા વસોના વતની શ્રીયુત દાદુભાઇ મૂળજીભાઇ અમીને પોતાનાં પત્ની ગંગાબાનું નામ મકાન સાથે જોડાય તેવી શરતે વસોમાં કન્યાશાળાના મકાન માટે રૂ. ૫૦૦૦ આપવાનું જાહેર કર્યું છે" ('ચરોતર,' ઓગસ્ટ '૩૮). બંને દાતાઓને ધન્યવાદ!

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૪ વર્ષ ૧૫ | આણંદ | આસો અંક ૧૨


## શારદાનાં માબાપ

૧

શારદાએ કહ્યું: "બા, હું બાળવર્ગમાં પાસ થઇ છું. માસ્તરે પહેલી ચોપડી મંગાવવા પાંચ પૈસા માગ્યા છે."

"તે બા નહિ મળે. એમ કંઇ ચોપડીઓના પૈસા વરસી જતા નથી!" શારદાની બાએ કહ્યું.

૨

"બાપુ, શારદા ઘણા વખતથી માંદી છે. એને તાવ ઊતરતો જ નથી. આપણે એને શહેરમાં દાક્તરને બતાવવા લેઇ જઇશું?" શારદાના ભાઇએ પોતાના બાપાને કહ્યું.

"અરે, એ તો એમ ને એમ મટી જશે! દાક્તરને પૈસા ક્યાંથી આપવા?" શારદાના બાપાએ કહ્યું.

૩

"મારી નિશાળમાંથી આજે બધાંને બાગમાં ફરવા લેઇ જવાનાં છે. સૌને ઘેરથી નાસ્તો લેતાં આવવા એને જણાવ્યું છે. બા, તું મને નાસ્તો કરી આપીશ?" શારદાએ પોતાની બાને કહ્યું.

"જા જા હવે નાસ્તાવાળી! તારી બેનને કંઇ કામધંધો છે? આ બધાંને લેઇ ચાલ્યાં બાગમાં! જાઓ બાગમાં જવું હોય તો, નહિ તો પડો ઘરમાં! એમ નાસ્તો નહિ મળે." શારદાની બાએ કહ્યું.

૪

"બાપુ, આપણા ગામમાં ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીની કન્યાશાળા છે. શારદાએ છ ધોરણ તો પૂરાં કરી દીધાં હવે એને નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં

મૂકીએ તો? ત્યાં બહુ ખર્ચ નથી આવતું: વર્ષે સો રૂપિયા આવે છે. શારદા એકેક વર્ષ ત્યાં રહે તો એને ઘણો લાભ થાય." શારદાના ભાઈએ પોતાના બાપાને આજીજી કરી.

"હવે લાભ ને બાભ! એવા બસો રૂપિયા લાવવા ક્યાંથી?" શારદાના બાપાએ જવાબ આપ્યો.

૫

વાજાં વાગતાં હતાં. ઢોલ ઢબુકતા હતાં ખાસો મોટો મંડપ બાંધ્યો હતો. સો દોઢસો જનૈયા જમતા હતા. પચીસ પચાસ નોતરિયા પણ આવેલા હતા. કુટુંબીઓનો અને વસવાયાનો તો પાર નહોતો. ઘીની વાઢીઓ ઠલવાતી હતી. લૂગડાંજણસોનો ઝાકઝમાળ પણ કંઈ ઓછો નહોતો.

મેં પૂછ્યું: "આ બધું શું છે?"

કોઈ કહે: 'એ તો શારદાનું લગન છે."

૬

મને થયું: "આ બધા પૈસા આવ્યા ક્યાંથી? શારદાનાં માબાપ પાસે તો પૈસા હતા જ નહિ!"

વડોદરા · શંકરભાઈ સોમાભાઈ પટેલ

—*—

## સુધારાનો અનર્થ

સુધારાનો અનર્થ થતો આપણે રોજ જોઈએ છીએ. સુધારાને વખોડનારાઓની નજરે સુધારાને નામે પોષાતો કોઈ દોષ જોવામા આવે એટલે બસ, એ દોષ માથે મધળા સુધારા અને સુધારકોની એ ખબર લેઈ નાખે છે. વિધવાવિવાહમાં ક્યાક જો એમાથી એકની બેવફાઈ જોવામાં આવે, કોઈ ભાવનાશાળી માબાપે કેળવણી આપવા મોટી કરેલી દીકરી કમનસીબે કુમાર્ગે ચઢી જાય, અથવા પરણાવ્યા પછી તેમનાં લગ્નજીવન સુખી ન હોય તો એ વિધવાવિવાહ કરનારના કે માબાપના પછી સોગ મળ્યા સમજવા. આ તો કંઈક ઠીક છે, કારણ કે દોષ જોવામાં આવે એટલે લોકો વાત કર્યા વિના ન રહે. સુધારકોના ધૈર્યની એમાં કસોટી છે. એથી ઊલટું દોષ વિના ટીકાઓ ન સંભવે એમ નથી. કોઈ બારમું ન કરનાર યુવકે કોઈ વખત મિત્રોને મિજબાની આપી હોય, લગ્નમાં નાત ન જમાડનારે કોઈ વખત (અહીં 'કોઈ વખત' એટલે જે તે પ્રસંગ પછી તરત નહિ, પણ જીવનમાં ગમે તે વખતે કદીક) મિત્રોને

અને આમજનોને મિજબાની આપી હોય તો તેની ટીકા થયા વિના રહેવાની જ નહિ. આ સ્થિતિ અસહ્ય છતાં સુધારકે તે સહી લેવી પડે તેમ છે.

આથી ઊલટું જેને સુધારો ન કહી શકાય પણ કેવળ સ્વચ્છંદતા જ કહેવાય, તેને પણ સુધારો અને સુધારકનાં કાર્ય કહી વખોડવામાં આવે છે. જેમ ઘૂમટો ખરાબ છે તેમ સ્ત્રી કે પુરુષ માટે લજ્જાનો અભાવ પણ ખરાબ છે. ખરું કહીએ તો લજ્જા–મર્યાદા (સંસ્કૃત હ્રી) એ તો માનવીમાં રહેલો ઊંચો ગુણ છે, એ તેનું ભૂષણ મનાયું છે. સુધારાને નામે ઘૂમટાને ત્યજનાર આ ગુણ ન ધરાવે તો તે કેવળ સ્વચ્છંદતાને પોષે છે. એને સુધારો ન કહેવાય. ઘૂમટાને પકડી રાખનારાઓ આની નિંદા કરે એ વ્યાજબી છે, પણ તેથી સુધારાને દોષ દેઇ શકાશે નહિ તેમ જ ઘૂમટો વ્યાજબી ઠરશે નહિ. ઘૂમટો એ જંગલી રિવાજ છે, એમ ગાંધીજીએ આત્મકથામાં એક સ્થળે કહ્યું છે. ઘૂમટો ત્યજવો એ સુધારો છે, પણ વર્તનની સ્વચ્છંદતામાં જોવામાં આવતો લજ્જાનો અભાવ એ સુધારાનો અનર્થ છે. ઘૂમટાના હિમાયતીઓ આ અનર્થને આધારે ઘૂમટાનો બચાવ કરે એ વ્યર્થ છે. બીજી તરફ સુધારકે વધુ સાવધાન થવાની જરૂર છે. તે જેમ ઘૂમટાનો વિરોધ કરે છે તેમ જ અને તેટલા જ બળપૂર્વક તેણે સુધારાને નામે પોષાતી સ્વચ્છંદતાનો પણ વિરોધ કરવો જોઇએ. અલબત, સ્ત્રીપુરુષનાં સેવાનાં સદ્કાર્યોમાં લોકને ખોટી શંકાઓ અને વાતો કરવાની ટેવ પડેલી હોય છે; પોતાની સ્થિતિ માટે સાવધાન રહેતાં સ્ત્રીપુરુષોએ એની પરવા કરવી જોઇએ નહિ. •

આવું જ કંઇક ફેશનમાં પડેલાં સ્ત્રીપુરુષો વિષે જોવામાં આવે છે. ગામડાંના લોકને મન તો એ સુધરેલાં ગણાય. એમના ભવાડા, એમનું સ્વચ્છંદીપણું, એમનું પોલ આ ગામડીઆઓને ત્રાસ અને ઘૃણા ઉપજાવે છે. એ લોકો જૂનીને સ્થળે નવી નાજુક વસ્તુઓને વસાવે છે, ભજનને બદલે નાટકનાં હલકાં ગાયન લલકારે છે, સાદાં અને જાડાં કપડાંને બદલે બારીક અને ફેન્સી કપડાં પહેરે છે, હુક્કાને બદલે સફેદ સીગારેટ પીએ છે અને સુધારો જ્યાં ઘરેણાં ઓછાં કરવા માગે છે ત્યાં આ લોકો નાજુક અને ફેન્સી ઘડાવે છે. નવાઇની વાત તો એ છે કે આવા લોક પોતાને સુધારક કહેવડાવે છે અને સુધારકમાં ખપાવે છે. ગામડાંનાં ઘરેણાંમાં ઘડાઇ જુજ હોય છે અને નગદ માલ વધારે હોય છે. સરખા ભાવમાં વેચતાં એના ૯૦થી ૯૫ ટકા નાણાં સારી રીતે ઊપજે છે. એથી ઊલટું નવાં ઘરેણાંમાં ત્રાંબુ, મીનાકારી અને ઘડાઇના ઊંચા દરને લીધે વેચવા જતાં ૫૦ ટકા માંડ જડે છે. આવા જ લોક જે સુધારાનાં ગીત ગાનાર

હોય છે તો જૂના રિવાજોને પકડી રાખનારા લોકને સ્વાભાવિક રીતે સુધારામાં જોખમ જણાય છે. તેમને સુધારાની સમગ્ર વાતજ સૂગ ઉપજાવે છે. આનંદની વાત છે કે ગાંધીયુગમાં આ સ્થિતિ કંઇક હળવી થઇ છે, છતાં તે નાબુદ નથી થઇ.

સુધારાને નામે નવાં દૂષણો લાવનારને કોઇ સુધારક કહેવાની ભૂલ ન કરે. સામાજિક કુરિવાજોથી જાણ્યે અજાણ્યે પોતાનું અહિત કરી રહેલા લોક એક બાજુ, અને પશ્ચિમનું અંધ અનુકરણ કરી સ્વચ્છંદી બનતા લોક બીજી બાજુ. એ બે વર્ગની વચ્ચે સાદું અને પવિત્ર જીવન ગાળતાં અને સુધારક માનસ ધરાવતાં સ્ત્રીપુરુષો છે અને એજ સુધારાનો સાચો દાખલો પાડી શકે તેમ છે. જેમ કુધારો તેમ સુધારાને નામે સ્વચ્છંદતા અથવા વિપથગામી જીવન બંને નિંદ્ય છે, ત્યાજ્ય છે. એને સુધારો ગણી સાથે સાચા સુધારાને પણ વખોડવો એ સુધારાનો અનર્થ છે.

સુધારો સૃષ્ટિના મંડાણ સાથેજ ઊતરી આવ્યો છે. યુગે યુગે સમાજના સાધુપુરુષોને સમાજજીવનમાં જે જે ફેરફારો કરવા યોગ્ય લાગ્યા તે તે ફેરફારો એજ સુધારો. મનુએ સમાજની વ્યવસ્થાના અનેક નિયમો ઘડ્યા. એની વિરુદ્ધ વર્તનારા, એનો વિરોધ કરનારા તે વખતે નહોતા એમ ન હતું. શિષ્ટાચારથી વિરુદ્ધ વર્તન એ પાપ અને તેની સજા તે નરક. આજે આપણે માનીએ છીએ કે આ યુગને અનુકૂળ નિયમો આપણે ઘડીએ તેનાથી વિરુદ્ધ વર્તનાર સમાજનો દ્રોહ કરે છે, તેની વ્યવસ્થાને બગાડે છે અને તેટલે અંશે નરક ઊભું કરે છે. મનુને માંસભક્ષણમાં દોષ ન જણાયો, ન દારૂમાં. પણ પછીના યુગમાં એ મહાપાપ મનાયું. પારાવાર હિંસા સામે ભગવાન બુદ્ધે અહિંસાનો બોધ આપ્યો. તે કાળે એ મોટો સુધારો હતો અને તેનો વિરોધ કરનાર ઓછા ન હતા. આજે પણ બંગાળમાં પશુયજ્ઞ બંધ કરવા ભગીરથ પ્રયત્નો થઇ રહ્યા છે.

સામાજિક સુધારાનું પણ આમજ છે. એ કાળે જે નિષિદ્ધ હતું તે આજે વિહિત મનાય છે; જે વિહિત હતું તે આજે નિષિદ્ધ મનાય છે. કેટલાક વિષયો ચર્ચાના ને ઝઘડાના છે. સુધારક નવેસર વિચાર કરી વિહિત અને નિષિદ્ધ નક્કી કરશે. સ્પર્શાસ્પર્શ વિષે ગમે તેટલો ઊહાપોહ થયા છતાં દયાનંદે, વિવેકાનંદે અને રામતીર્થે અસ્પૃશ્યતાનો વિરોધ કરેલો અને ગાંધીજી તેને માટે પોતાની કાયા ઘસી રહ્યા છે. વિધવાવિવાહ ક્યારેયે નિષિદ્ધ હતો એવો આધાર મળતો નથી. આજેયે હિંદુસમાજમાં વિધવાવિવાહનું પ્રમાણ ઓછું નથી. એજ બતાવે છે કે એ નિષિદ્ધ ન હતો, નથી; માત્ર કુલીન વિધવા માટે એ બળાત્કારે નિષિદ્ધ રહ્યો છે. બાળલગ્ન આજ સુધી સામાન્ય હતાં, પણ હવે લોકશિક્ષણને અને કાયદાને બળે ઝપાટાબંધ એનો નાશ થવા લાગ્યો છે.

નવા કુધારાઓને સુધારા તરીકે વર્ણવવા એ સુધારાનો અનર્થ છે. એ ગમે તે દિશામાંથી આવતા હોય, ભણેલો વર્ગ લાવતો હોય કે અભણ, તેનો વિરોધ કુરિવાજોના જેટલો જ થવો જોઇએ. જૂનવાણી લોકને એમ તો ન જ લાગવું જોઇએ કે એ સુધારાને નામે પોષાય છે. એમને એ સ્પષ્ટ સમજાવવું જોઇએ કે એ પણ કુધારો છે અને સુધારાને એની સાથે કશી લેવા દેવા નથી.

આમ છતાં દૂધમાં માત્ર પોરા જ જોવાની જેમને ટેવ હોય તેમને પહોંચી વળવાનો અત્રે ઉલ્લેખ નથી. જ્ઞાતિભોજન ન આપનાર જિંદગીમાં કદીક બીજા ત્રીજા પ્રસંગો વખતે મિત્રોને ભોજન આપે તો તે દોષપાત્ર નથી, છતાં તેની ટીકા થાય તો તેનો જવાબ આપવો વ્યર્થ છે. આપણે જીવનમાંથી ઉત્સવો નાબુદ કરવા નથી, પણ આપણે તો તેને આપણી સ્થિતિ પ્રમાણે સાદા અને મરજીઆત બનાવવા છે. ઉત્સવો માનવજીવનમાં ઉલ્લાસ લાવે છે. એ એવાં ન હોવા જોઇએ કે તેની તૈયારીથી માંડી અંત સુધી એ ઉજાગરા, શ્રમ અને ત્રાસ આપનારા હોય; યજમાન અને મહેમાન સૌને સરખો આનંદ મળે તો જ ઉત્સવ સાર્થક થાય. આજે આપણાં લગ્નમાં અને બીજા ઉત્સવોમાં આથી ઊલટી સ્થિતિ છે. ઉત્સવ અને પર્વ વિના સમાજજીવન નથી. તે વિના સમાજજીવન અને તેથી વ્યક્તિજીવન અસહ્ય છે. પણ આ ઉત્સવોના અનર્થો (ફરજિઆત જ્ઞાતિભોજન)જ આજે સમાજને પ્રાણઘાતક થઇ પડ્યા છે. આપણો વિરોધ આ અનર્થો પ્રત્યે છે.

સુધારામાં દોષ જોવામાં આવે અને તેથી પછી તે વ્યક્તિગત પ્રસંગ નિંદ્ય અને તેથી ગભરાવાની જરૂર નથી. એ અનિવાર્ય છે. કન્યાવિદ્યાલયમાં એકાદ કમનસીબ બનાવ બનવા પામે તેથી તે સંસ્થા કે કન્યાકેળવણી તદ્દન બંધ કરવાની વાત કરીએ તો તે મૂર્ખાઇ છે, કેવળ સામાજિક આપઘાત છે. સહશિક્ષણની સંસ્થા માટે પણ આમ જ સમજવું. દોષનિવારણ માટે વિશેષ જાગૃતિ રાખવામાં આવે તો ઉન્નતિ જ છે. કોઇ પુનર્વિવાહ નિષ્ફળ નિવડે, લગ્નક્ષેત્ર (ગોળ) બહાર જનાર કોઇકને પસ્તાવાનો વખત આવે, બાળકને બળીઆ નીકળવા છતાં બાધા ન રાખનારને બાળક ખોવાનો વખત આવે, તેથી સુધારાને વખોડવો તે અજ્ઞાન છે. એથી આપણી સ્થિતિ સુધરવાની નથી. સુધારકે આમ વખોડાવા છતાં સાવધાનીથી પ્રસ્થાન કરવું જોઇશે.

સુધારાના અનેક અનર્થો સામે સાચે સુધારકે પોતાની પ્રતિષ્ઠા બેસાડવી જોઇશે. આજનો ભણેલો વર્ગ આ અનર્થોથી પર નથી. પશ્ચિમની સભ્યતાના કેટલાક વિકૃત અંશોને જ આપણા યુવકોએ જીવનમાં ઉતાર્યા છે; આથી તેમનું

સ્વાભાવિક જીવન હોમાઇ ગયું છે. દાખલા તરીકે: સીનેમાની ઊંચા પ્રકારની ફિલ્મો જોવી ભલે વિહિત હોય, પણ આજે તો યુવકોને સીનેમાની ઘેલછા લાગી છે અને વિશેષે તો હલકી અભિરુચિ પોષાય તેવીની. ઘરમાં ફરતાં માબેનને સાંભળતાં 'તુમીને મુઝકો પ્રેમ શિખાયા' એ ઉક્તિ ગાતાં મેં કેટલાંય બાળકોને જોયાં છે. આ વિષય ફિલ્મ અને સેન્સર બોર્ડને લગતો અને બહુ ચર્ચાસ્પદ હોઇ અત્રે અપ્રસ્તુત છે. મારે બતાવવાનું એ છે કે આજના સમાજજીવનમાં સામાન્ય જણાતી બાબતોમાં પણ અનર્થોનો પ્રવેશ થઇ રહ્યો છે અને તે સુધારાને નામે. આથી તેનો વિરોધ થવો ઘટે છે.

જેમ વડીલો પ્રત્યેની લાગણીનો પ્રશ્ન સુધારાના વેગને હળવો કરે છે તેમજ આ કહેવાતા સુધારાયુક્ત નવા જમાનાની કેટલીક બદીઓથી ભરેલું સ્વચ્છંદી જીવન ગાળતાં યુવકયુવતીઓ પણ સુધારાના વેગને રૂંધી રહ્યાં છે. એથી સમાજની એકંદર પ્રગતિ અટકી પડી છે. સુધારકે અથવા આજની સ્થિતિમાં કહો કે રાષ્ટ્રીય સરકારે—મહાસભાની સરકારે એનો ભગીરથ વિરોધ કરવાનો છે. કેવળ રાજકીય અને આર્થિકજ નહિ પણ સામાજિક વિકાસ અને ઉન્નતિ માટે પણ તેમણે પ્રયાસ કરવાનો છે. તે માટે તપાસસમિતિઓ નીમી પાકી યોજનાઓ ઘડવી જોઇશે. સ્વાધીનતા એટલે સર્વાંગવિકાસ.

બુકોબા (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

—*—

## કાનમના પાટીદાર બંધુઓને

**ગુજરાતની** મનોહર ભૂમિમાં ચરોતર, વાકળ અને કાનમ, આ ત્રણ કુદરતી મુખ્ય ભાગો આવેલા છે. ચરોતર અને વાકળ કરતાં કાનમના પાટીદાર જમીન જાગીરમાં સમૃદ્ધ છે. છતાંયે ચરોતર અને વાકળ કરતાં એકંદરે કાનમમાં બેકારીએ વધુ પ્રમાણમાં પગપેસારો કરેલો જણાય છે.

કાનમના પાટીદારો જાતમહેનત વડે પોતાની જમીનમાંથી દર વર્ષે અઢળક કપાસ પકવે છે, છતાંયે નાણાંભીડ દિનપ્રતિદિન વધતી જ જાય છે. તેનું કારણ તે એમ દર્શાવે છે કે ભાવની મંદીને લીધે ખેતીમાંથી કંઇ પાલવતું નથી.

અલબત્ત, એમનું કહેવું અત્યારના સંજોગોમાં કંઇક અંશે ખરું લાગે છે. પરંતુ ભાવની મંદી તો છેલ્લાં પાંચ સાત વર્ષથી જ આવી છે. તે પહેલાંનાં વર્ષોમાં ખેડૂતોએ ૩૦૦થી ૪૦૦ સુધીના ભાવો લીધા છે, એમ તે પોતેજ કબુલ કરે છે. છતાં દરેક ખેડૂતને માથે હજારોનાં દેવાં લદાઇ રહ્યાં છે એ પણ આશ્ચર્યકારક ઘટના છે!

આ પાટીદારોની અત્યારની વિષમ સ્થિતિ દષ્ટિગોચર થવાનું કારણ તેમના વિલાસ અને બીનજરૂરી ખર્ચ છે એમ મારી માન્યતા છે.

કાનમના પાટીદારો લગ્ન પાછળ લખલૂંટ ખર્ચ કરે છે. ચરોતરનાં ગામોમાં જેમ કુળવાનશાહી માનસ ધરાવનાર લોક કન્યાના પિતા પાસે અઢળક દ્રવ્યની ઇચ્છાઓ રાખે છે, તેમ આ પ્રદેશમાં કન્યાના પિતાઓ છોકરાના પિતા પાસે મોં માગ્યા દામ મેળવે છે. આમ કન્યાવિક્રયની અનિષ્ટ બદી કાનગમાં મજબુત જામી ગએલી છે અને તેને લીધે છોકરાના બાપને હજારો ઉપરની રકમો ચુકવવી પડે છે. ખરેખર પાટીદારો આવે પ્રસંગે તેમ કરવામાં પીછેહઠ નથીજ કરતા.

અત્યારની કઢંગી પરિસ્થિતિમાં પણ પુત્રને પરણાવી પોતે પોતાની ફરજ બજાવી છે એમ સંતોષ મેળવનાર આ પ્રદેશના પાટીદારો પાછળની સ્થિતિનો જરા પણ ખ્યાલ કરતા નથી અને પોતાની જમીનજાગીરોને ગીરો યા વેચાણ કરીને પણ પોતાના પુત્રોને પરણાવવા તત્પર બને છે. છેવટે પોતે લેણદારોની ચૂસણનીતિમાં સપડાઇ ખરાબ દશાને પાત્ર બને છે.

હજારો રૂપિયા આપી પુત્રોને પરણાવનાર માબાપો લગ્ન વખતે બીજાં પણ ખોટાં ખર્ચ કરતાં અચકાતા નથી. તેવ પ્રસંગે વાજાં, મોટરો, ઘોડાગાડી કે ઘોડાડંકો, ઇત્યાદિ ખોટા ઠાઠ કરવામાં નાણાં બરબાદ કરે છે.

કેટલીક વખતે તો કન્યાનાં માબાપ પણ છોકરાનાં માબાપ પાસે ઉપર જણાવેલો ભપકો કરવા માટે આગ્રહપૂર્વક શરત કબુલ કરાવે છે અને જો તે પ્રમાણે કરવામાં ન આવે તો લગ્ન વખતે અણસમજુ માબાપ હરેક રીતે વિઘ્ન નાખી હેરાન પણ કરે છે.

ઘણા અણસમજુ યુવાનો પોતાના લગ્ન માટે મોટર, વાજાં કે ઘોડાગાડી પોતાનાં માબાપ પાસે ફરજિયાત મંગાવે છે, તે સિવાય પરણવા ન જવાની ગાંડી હઠ પણ પકડે છે અને માબાપોને નકામા ખર્ચના બોજામાં ઉતારે છે.

ઉપર કહ્યું તેમ પૈસા ખર્ચી છોકરાઓને પરણાવનાર દેવાદાર બને છે, એટલુંજ નહિ પણ કન્યાની પાછળ પૈસા ખર્ચી જાણનાર પણ વધારે પડતો ખર્ચ કરે છે. પોતાની સ્થિતિ અનુસાર સગો ન ખોળતાં, પોતે પોતાના જ્ઞાતિબંધુઓ કરતાં ઊંચો છે એવી મોટાઇની ખોટી માન્યતા ધરાવનાર લોક કુળવાન છોકરો ખોળી લાવે છે ને તેને પોતાની કન્યા ઉપરાંત મનમાની પરઠણો આપે છે.

આમ કન્યાવિક્રય કરનાર તથા ન કરનાર, બંને દેવાના દાસ બને છે અને પોતાની તેમજ પોતાનાં સંતાનોની સ્થિતિ વિષમ બનાવે છે.

કાનમના પાટીદારો લગ્નમાંજ આવો વધુ પડતો ખર્ચ કરે છે એમ નથી, પ્રેતભોજનમાં પણ તે બેહદ ખર્ચ કરતાં તે અચકાતા નથી. કાનમમાં પ્રેતભોજનની ખરાબ પ્રણાલિકા ઘણીજ સજ્જડ ઘર કરી રહી છે. પ્રેતભોજન ન કરવું એવી સલાહને તે નિરસ્કારપૂર્વક હસી કાઢે છે. માબાપ પાછળ આખા ગામને કે અમુક રીતે ભોજન આપવુંજ જોઇએ એમ તે માને છે. જો તે પ્રમાણે ખર્ચ ન કરે તો પોતાના મોભાની ઊણપ તેમને લાગે છે.

કાનમમાં તો પ્રેતભોજનના હિમાયતીઓ, ન કરનાર પાસે ફુલાવીને કે દમદાટી આપીને પણ ફરજિયાત પ્રેતભોજન કરાવે છે. આવે પ્રસંગે પ્રેતભોજન ન કરનારને પણ પોતાની મરજી વિરુદ્ધ કરવું પડે છે. તેની પાસે સાધન ન હોય તો મિલકત વેડફીને પણ ભોજન આપવું પડે છે.

કેટલાક ભાઇઓ પોતાની વાહવાહ કહેવડાવવા માટે દેવાદાર બનીને પણ પ્રેતભોજન ધામધૂમથી આપે છે. પણ તે સમજતા નથી કે આ તો આખી જિંદગીનું દુઃખ પોતે ઊભું કરે છે. ખાનાર તો એ દિવસ વાહવાહ કરશે, પછી તો આપણી દુઃખદ સ્થિતિ જોઇ ઉપરથી ડામ દેવા પણ ચૂકશે નહિ. અરે! કેટલાક વિઘ્નસંતોષી માણસો તો આપણે કપરા સંજોગોમાં આવી પડીએ તેવી યુક્તિપ્રયુક્તિઓ ઊભી કરતાં પણ અચકાતા નથી.

કાનમ પ્રદેશમાં બાળલગ્ન અને પ્રેતભોજન પાછળ વધારે પ્રમાણમાં ખર્ચ કરવાનો અંધ મોહ જણાય છે, તેનું કારણ માત્ર એજ કે ત્યાં કેળવણીની ઊણપ વધુ પ્રમાણમાં છે.

ચરોતર અને વાકળ કરતાં કાનમમાં કેળવણી ઘણીજ ઓછી છે. આ પ્રદેશમાં ચરોતર જેવી એક પણ શિક્ષણસંસ્થા દષ્ટિગોચર થતી નથી. આમ હોવાનું કારણ એજ કે કાનમના પાટીદારો પાસે જમીનનું પ્રમાણ વધારે છે ને તેઓ પોતાનું જીવન ખેતી ઉપરજ નિભાવી રાખવાની ભાવના મજબૂત રાખે છે.

પોતાનાં બાળકોને પ્રાથમિક શિક્ષણ મળે એટલાથીજ તે સંતોષ માને છે. ઊંચી કેળવણી તરફ તે સદા દુર્લક્ષજ આપે છે. તેમનું કહેવું એમ હોય છે કે જમીન ઘણી છે, ખેતી કરશે; વધારે ભણીને આપણે ક્યાં નોકરી મેળવવી છે? આમ તે સદા સંતોષ પામી ઊંચી કેળવણીથી પોતાનાં બાળકોને વિમુખ રાખે છે. નોકરી કરવા માટેજ વિશેષ શિક્ષણ પ્રાપ્ત કરવું એ તેમની ગંભીર ભૂલભરી માન્યતા છે.

ચરોતરની માફક કાનમના પાટીદારો પોતાનાં બાળકોને પરદેશગમન કરાવતા નથી, પોતાની આંખથી બાળકોને દૂર કરવા તેમને રુચતું નથી. પરિણામે તેમની બુદ્ધિનો જોઇતો વિકાસ થતો નથી.

. કાનમનાં પાટીદાર બંધુઓને હું વિજ્ઞપ્તિ કરૂં છું, કે "તમે જે જૂના રીતરિવાજોને વળગી રહ્યા છો તેને તિલાંજલિ આપો અને આધુનિક રીતરિવાજોને અપનાવવા તત્પર બનો. લગ્નોના બેહુદા ખર્ચ ઘટાડીને ઘણીજ સાદાઈથી લગ્નો કરો અને પ્રેતભોજનની ખરાબ બદીને સદાને માટે દફનાવી દો.

"તમો સર્વ બંધુઓ લગ્ન અને પ્રેતભોજન પાછળ જેટલાં નાણાં ખર્ચો છો, તેનાથી ત્રીજે ભાગનાં પણ નાણાં તમે તમારાં બાળકોની કેળવણી પાછળ ખર્ચશો તો ભવિષ્યની પ્રજાને તમે આશીર્વાદરૂપ થઇ પડશો. અને તમારા પ્રદેશમાં ધીમે ધીમે શિક્ષણની સુંદર સંસ્થાઓ પણ સ્થાપી શકશો.

"જ્યાં સુધી તમે ચાલુ સમયને ઓળખશો નહિ ત્યાં સુધી તમે તમારૂં અને તમારી પ્રજાનું ભાવી આદર્શમય બનાવી શકશો નહિ. માટે તમે જાગો, ચેતન મેળવો, દીર્ઘદષ્ટિ રાખો અને આધુનિક રિવાજોને માન આપતાં શીખો.

"જેમ ચરોતરમાં દિનપ્રતિદિન આધુનિક રીતરિવાજોને યુવાનોએ અપનાવવા માંડયા છે, તેવીજ રીતે તમે પણ સંગઠન કરી જૂના ને હાનિજનક રિવાજોને તિલાંજલિ આપો તથા નવા ને હિતજનક રીતરિવાજો પોષી તેનું વિશાળ વૃક્ષ બનાવો અને તેની શીતળ છાયામાં બેસી સુખી બનો. એજ પ્રાર્થના."

ત્રાવટ (તા. કરજણ) રણછોડભાઇ ઝવેરભાઇ પટેલ

---*---

## રિવાજ

આપણા હિંદુ સમાજમાં 'રિવાજ'ને નામે કેટલો જુલમ ચાલી રહ્યો છે? રિવાજ એટલે ધારો. અને રૂઢ થએલો ધારો એટલે રૂઢિ. કેટલાયે પ્રકારના રિવાજો આપણે ત્યાં રૂઢ થએલા છે. હવે તો તેમાં તાત્કાળિક પરિવર્તન કરવાની જરૂર છે.

વિરુદ્ધ પક્ષ ફાવે તેવી દલીલોથી બચાવ કરે, તોપણ આજે પ્રવર્તી રહેલી અંધાધૂંધી જતાવે છે કે આ રિવાજો આદર્શભ્રષ્ટ થઇ પતિત બની ચૂકયા છે.

. ઉત્ક્રાન્તિકાળનો એક સ્વાભાવિક નિયમ છે કે પરિવર્તન નિયમિત ક્રમસ્વરૂપો બદલ્યેજ જાય, પછી ભલે તે પરિવર્તન વાસ્તવિક ન પણ હોય. ત્યારે આ રૂઢ થએલા રિવાજો કેમ ન બદલાય?

. 'આપણા વડવાઓ આગ કરતા હતા, અને તેમજ આપણે કરવું જોઇએ.' આવું આપણે વિરુદ્ધ પક્ષે સાંભળીએ છીએ. તેઓએ જાણવું ઘટે કે આપણા વડવાઓએ આજનાં વૈજ્ઞાનિક સાધનો કયાં જોયાં હતાં? તેઓ તો અંગરખાં

ચઢાવતા હતા, તમે અંગરખાં પહેરવા તૈયાર છો? આ હતું અને તેજ રહે, એ દલીલ નકામી છે તેમજ અજ્ઞાનતાનો નમુનો છે. આપણી સ્થિતિ સુધારવા આપણે આગેકૂચ કરવીજ જોઇશે. તેમાં અનેક વિઘ્નો, વિટમ્બણા આવશે. અને તે બધાં ધૈર્યથી સહન કરી આપણે પ્રસ્થાન કરવાનું છે. તે માટે અત્રે આપણે કેટલાક રૂઢિગ્રસ્ત થએલા રિવાજો તપાસીએ:

કોઇ પણ સામાજિક કર્મકાણ્ડ, ધાર્મિક વિધિ, ઇત્યાદિમાં જૂના રિવાજો પરિવર્તન માગે છેજ. અલબત્ત, તે સુધારાનેયે મર્યાદા હોય તેમાં નુકસાન નથી. આપણે ત્યાં વિવાહ, બારમું અને એવા શુભ કે અશુભ પ્રસંગોમાં તરેહવાર ને વિચિત્ર રિવાજો છે, જેવા કે: કુટુંબને જમાડવાનો રિવાજ, સાસુસસરાએ જમાઇને આપવાનો રિવાજ, સાળાએ બનેવીને આપવાનો રિવાજ, મામાએ ભાણાભાણીને આપવાનો રિવાજ, વગેરે.

ઉપર જણાવ્યા તે સિવાય પણ કેટલાયે પ્રકારના હાનિજનક રિવાજો મોજૂદ છે, અને તે પણ આ ગાંધીયુગમાં!

આ બધામાં 'આપવાનો' અર્થ લક્ષ્મી આપવાનો છે, અર્થાત્ પૈસા આપીને પ્રેમ ખરીદવાનો નુસખો!

આ રિવાજોએ કેટલોયે દાટ વાળ્યો છે! નિર્ધન કુટુમ્બો તોબાહ પોકારે છે! જેમને ખાવાનાયે સાંસા છે તેમને કેવી સ્થિતિમાંથી પસાર થવું પડતું હશે?

કુટુમ્બને જમાડવાનો રિવાજ, વસવાયાંને આપવાનો રિવાજ, બ્રાહ્મણોને દક્ષિણા દેવાનો રિવાજ, એ બધાં થોડીઘણી મરામત માગે છે. તેમાં અપવાદ છે. પણ આપણી કૌટુમ્બિક ભાવના તો છેકજ વિષમ બની ગઇ છે.

એક રીતે, આ બધા રિવાજો પોતાની મર્યાદામાં રહે ત્યાં સુધી તો ઠીક છે. પણ એ શરૂઆતમાં આદર્શથી રચાયા, પછી આદર્શને ચૂકી ભ્રષ્ટ થઇ ગયા છે. દિનપ્રતિદિન તેમાં નૂતનત્વ ઉમેરાતુંજ જાય છે!

પ્રથમ મનુભગવાને પણ કંઇક એટલે ગાય જેવું ચોપગું જાનવર, જમાઇએ કન્યાના પિતાને આપવા ઠરાવ્યું. કાળે કાળે તેનું અંતિમ ધ્યેય રાક્ષસી કન્યાવિક્રયમાં પરિણમ્યું છે! આપણા હિંદુ સંસારમાં મનુ જેવા એક નહિ પણ હજારો મનુઓ થઇ ગયા છે અને તે દરેકે કંઇ ને કંઇ નવું ઉમેર્યું છે! આજની પ્રચલિત રૂઢિઓ પણ આનેજ આભારી છે.

હવે આપણે એવા રૂઢ થએલા ને અનિષ્ટ પરિણામ ઉપજાવતા કેટલાક રિવાજો તપાસીએ:

ચાંલ્લો: આ પ્રથા કાંઇ અકારણ હસ્તીમાં આવી હોય તેમ લાગતું નથી.

તેનો શુભ હેતુ અત્યારે તો જણાતો નથી, એટલું જ નહિ પણ તે રિવાજ એટલો તો ભયંકર બન્યો છે કે તેને માટે કેટલાંયે હૃદયો કારમી કંગાલિયત, હૃદયદ્રાવક વિચારવેદના, આર્થિક સંકડામણ, વગેરે અનુભવે છે, અને તેયે આદર્શને જ નામે! આદર્શની કેવી ક્રૂર મશ્કરી!

એકંદરે ચાંલ્લાનો રિવાજ રૂઢ થઇ ગયો છે. આપવું ને લેવું એ વ્યાવહારિક સંબંધ યોગ્ય છે, પણ વ્યષ્ટિ-સમષ્ટિની સમતુલા આજે આ જમાનામાં તો અસંભવિત છે.

'આપવું' ને 'લેવું,' એ બેઉ ભિન્ન છે. સમર્પક પ્રેમભાવનાના દૈવી આદર્શથી અર્પે તેજ ગ્રહણ કરવા યોગ્ય; યાચિત વસ્તુ સમર્પક શુદ્ધ ભાવથી આપે તોજ તે ગ્રહવા યોગ્ય. આજે આ પવિત્ર ભાવનાઓ અસ્ત પામી છે ને જ્યાં ત્યાં સ્વાર્થી માનસ નજરે છે! મરજિયાત જેવું કશું રહ્યું નથી, બધુંય ફરજિયાત; કેમ જાણે કાયદો જ ના હોય!

બધા વિધિમાં ચાંલ્લાવિધિ એ વધુ અગત્યનો આપણી સમક્ષ છે. આ ચાંલ્લા આપનાર વ્યક્તિઓમાં પણ ભેદ સમાયો છે. કૌટુમ્બિક સંબંધીઓ અને અન્ય સ્નેહીસંબંધીઓ, એમ બે ભાગ છે. મુખ્યત્વે કૌટુમ્બિક સંબંધીઓ ઉછીના વ્યવહાર ગણે છે, પણ સ્નેહીઓ અને તેમાંયે ખાસ કરી 'મામા' તો બદલા વગર એક વેઠ રૂપે ચાંલ્લો કરે છે! એની સ્થિતિ સારી હોય તો તો ઠીક છે, પણ નિર્ધન અને ખાસ કરીને કુળવાન મામાઓ બિચારા કડવો અનુભવ અનુભવે છે! વાસ્તવિકતાને નામે આ કેવો અત્યાચાર! અને તે પણ એક આદર્શ રિવાજને નામે! હવે આજના આ વિકરાળ જમાનામાં 'મામા'એ તો નિવૃત્તિ લેવી જ ઘટે.

ઘણા પૂછે છે કે જેમની સ્થિતિ સારી ન હોય, તે શા માટે ગજા ઉપરાંત દોડે છે? આમ પૂછવું સહેલું છે, પણ સામાજિક વિટમ્બણાઓ એ એવી તો જંજાળ હોય છે કે તેમાંથી છૂટવું અસંભવિત નહિ તો અશક્ય તો બનેજ છે. અર્ધસુધારકો કહે છે: પૈસા ખૂટતાં આ પ્રથાઓ આપોઆપ બંધ થઇ જશે. આ લોકોએ જાણવું ઘટે કે આજનાં પ્રેમભોજનો સહિસલામત અભંગ ઊભાં છે, અને ત્યારે આ પ્રથાઓ ને તેના સંયોજકો કંટાળશે?

માતાપિતાએ પુત્રીને આપવાનો રિવાજ: આપણા હિંદુ સંસારમાં પુત્રીને વારસાહક આપવામાં આવતો નથી, પણ બદલામાં આડકતરી રીતે પુત્રીને, જો સધન માતાપિતાઓ હોય તો, વારસાહક કરતાં વિશેષ મળી રહે છે! અને હલકી વૃત્તિનાં માબાપોને બાદ કરતાં લગભગ સારાયે સમાજમાં

કારણકે એમાં શ્રમ છીનવી લેવાતો નથી. પણ નળ, ચક્કી ને હલરે તો સામાન્ય રીતે માનવોના અને ખાસ કરીને સ્ત્રીસમાજના પ્રાણ જ હરી લીધા છે, તે વડોદરા રાજ્યની કોર્ટને પગથિયે વકીલાત કરનારાને તેમ જ ખુશામતની ખુરશી શોભાવનારાને શી રીતે સમજાવી શકાય? બહુમતીના વિરોધને ઠોકરે મારવો અને નળ લાવવા, એટલે શ્રમજીવીઓને મફત મળતાં સાધનો છીનવી લેઈને તેમને ફોગટ મળતી વસ્તુઓ માટે મૂડી રોકીને તેના વ્યાજની ભરપાઈ કરવા શ્રમજીવીઓએ પૈસો પેદા કરવા રહ્યો, એમ જ ને?

નળ, ચક્કી, હલર, આ ત્રણ વસ્તુઓ માટે આજ કૂવા, કૂઈ ને વાવને લીધે તેમ જ ઘરમાં ઘંટી અને ખાંયણીઓ હોવાને સબબે સાધારણ જનસમાજને પૈસો ખર્ચવો પડતો નથી. તેઓને બાર માસે રૂ. ૧૦ પાણીના, રૂ. ૧૨ દળામણના, રૂ. ૮ ખંડામણના મળી રૂ. ૩૦ રોકડા, મૂળાના પૈતા જેવા કમાવા પડશે, અથવા તેમની પેદાશમાંથી એટલા ઓછા થશે. એટલે ગામના મૂઠીભર લોકો માટે બહુજન સમાજે આંતરડાં તોડીને કમાવું અથવા પેટે પાટા બાંધી ક્ષયરોગના ભોગ થઈ નળ, ચક્કી, હલરના પૈસા ઊભા કરવા, એમ જ ને?

હમણાં મારી પાસે પડેલા આંકડા પ્રમાણે પેટલાદ તાલુકાના ભડકદ ગામને લેઈએ: ત્યાં આરામથી રહેતાં કુટુંબ ફક્ત ૬ ટકા છે, જેમ તેમ ગુજરાન ચલાવતાં કુટુંબો ૩૦ ટકા છે અને ગુજરાન પણ નહિ ચલાવી શકે એવાં ૬૪ ટકા કુટુંબ છે. હવે આ ગામમાં કોઈ નળની વાત કરે તો ૬ ટકાને પાલવે, પણ ૯૪ ટકાને ન પાલવે એ ઉઘાડું હોવા છતાં કોઈ નળ, ચક્કી, હલરની યોજના આણે તો હું તો એને સુધારાને નામે ગામને ગરદન મારવાના અકસીર કિમિયાનો ઉપયોગ કરે છે એમ જ કહીશ.

વસો-ધર્મજમાં બહુ બહુ તો એશઆરામથી જીવતો વર્ગ ૧૦ ટકાથી વધારે નહિ હોય (કોઈ આંકડા આપશે તો આભાર માનીશ). આવા વર્ગનાં બૈરાં પાણીનાં બેડાં વાળી ન લે, લસરકે ઘડો ખેંચી યે ન શકે, તો સાંબેલું તો ઉપાડી ચાનાંજ શકે! ત્યારે તેમને માટે નળ, ચક્કી, હલરની જરૂર ખરી, ખરી ને ખરીજ. પણ જે નેવું ટકાને પાણી ભરવું, દળવું અને ખાંડવું કે છડવું એ તો નર્યો ખેલ છે; શારીરિક બાંધો મજબુત રાખવાની, સુવાણીની પીડામાંથી મુક્ત રહેવાની અને પ્રસૂતિને વખતે સુરક્ષિતપણે બાળકનો જન્મ આપવાની નૈસર્ગિક સરળતા છે અને એને માટે એક પાઈ પણ પડે નહિ, એમનું શું? નળના ખાંધિયા આનો વિચાર શાન્ત મગજે કદી કરે છે ખરા કે?

નળની આવશ્યકતા જતાવવામાં કેટલાક સ્વાર્થસાધુઓ આંકડાની જાળ પાથરે છે, પણ અમારી દષ્ટિએ તો આંકડાની જરૂરજ નથી. બે રૂપીઆ પડતા હોય તોય નળ ન જોઇએ. ગામડામાં જ્યાં ગટરોનું સાધન નહિ ત્યાં નળ, ચક્કી, હલર, આ ત્રણે ચીજો જેમ જેમ દાખલ થશે તેમ તેમ ગંદકી, બિમારી ને ડાકટરો વધશે અને એ બધાંને માટે જનસમાજને – શ્રમજીવીઓને રોકડું નાણું કમાવું પડશે. આ કમાઇ માટે કોઇ યોજના ઘડાય છે? ખેડૂતે પકવેલા માલનો ભાવ બમણો ઊપજે એવી ધરખમ યોજના કોઇ આંકે છે? આ તો થશે એમ કે અત્યારે હિંદના દરેક ખેડૂતને માથે રૂા. ૪૨ દેવું છે તેમાં એટલો વધારોજ થશે.

દેશની વસતિના છેલા આંકડા જોતાં, ૧૮૯૧માં ખેતી ઉપર આધાર રાખનારના ૬૧ ટકા હતા, જ્યારે ૧૯૨૧માં ૭૩ ટકા થયા છે. ત્યાર પછી વધ્યા છે, પણ ઘટ્યા નથી. આ દષ્ટિએ પણ ગામડાંમાં પાણીના નળ દોષિત ઠરે છે. એમ કહેવામાં આવે છે કે એ નળ ફરજિયાત નહિ પણ મરજિયાત રહેશે. આ સામે અમારી દલીલ એવી છે કે જેમ બેંકો સ્થાપિત થવાથી શરાફો તૂટવા લાગ્યા છે તેમ વૉટર-વર્ક્સ ઊભાં થવાથી ગામના કૂવા-કૂઇ ને વાવનાં પાણી ખેંચાઇ જવાનાં. હાથે પાણી ભરનાર પછી જશે ક્યાં! ગામના કૂવા-કૂઇનાં પાણી બંધ કરવાના આડા માર્ગ લેવા, તેમને મળતી મફત સગવડ છીનવી લેવી અને પછી કહેવું કે નળ મરજિયાત છે, ફરજિયાત નથી! એવી દલીલ કરનારની તો અમારે દયાજ ખાવી રહી, કારણ કે એ તો ભણેલાની ભૂલો છે.

વસોમાં મારો ભાઇ સુધરાઇમાં સભાસદ છે તે એકલો (સભ્ય તરીકે) વિરોધ કરે છે. ધર્મજમાં ઘણા ભાઇઓ વિરોધ કરે છે. તેઓ ભાદરણ-સોજીત્રાના કડવા અનુભવો વર્ણવે છે, છતાં વડોદરાના ભૂદેવોને કાને એ અવાજ નથી જતો એ નવાઇ લાગે છે! મને લાગે છે ત્યાં સુધી હું કહેતાં ડરતો નથી કે નળનો મોહ તો કેટલાક કુળવાન ગણાતા નરદેવોના મગજનો ભ્રમ છે, કારણ કે "જો જો, છોડીને કંઇ કહેતા! એને તો મોટે ગામ નાખવી છે!" મારી સાથે રહેતા ૨૭ ગોળના એક ભાઇના કહેવા પ્રમાણે મારું અનુમાન ખરું છે. એમના ગોળમાં નદીનાં પાણી ભરવાનાં હોય ત્યાં છોડીઓ નાખતા પહેલાં કન્યાનો બાપ વિચાર કરે છે, તેમ તો ૭ ગામના પાટીદારોનું થવા નથી બેઠું ને, કે "કૂવે, કૂઇએ, વાવે પાણી ભરવા મારી છોડીને નાખતા ના." "નળ જો જો, નળ!" મારો આક્ષેપ પાટીદાર ને તેમાંય જેઓનાં બૈરાંથી શેકેલો પાપડ ભાગી શકાતો નથી તેવાઓ માટે 'નળની ભલામણ' કરવા બાબતનો છે.

ભાઈ જેમનાં બૈરાં ધમકે એટું લાવતાં હોય, પરોઢીએ કૂઇએ જઇ મીઠા પાણીનાં પાણીઆરાં ભરી દેતાં હોય તેમને નળ જોઇતા જ નથી, તો ઉપરના વર્ગને જોઇએ છે એની કોણ ના પાડી શકે એમ છે? અને તેટલા માટે ગામને ગળે નળ બાંધવા એ કયાંનો ન્યાય?

પહેલાં ગામડાની વસતિના પ્રમાણમાં બેકાબાઝી લોકોના ટકા લો, શ્રમજીવીઓના ટકા ગણો ને પછી મફત મળતા માલને એકત્રિત કરી પૈસા પડાવી તેમને ગળે બાંધવાનો યત્ન કરો કે જે તેમનો ટેકો હોય. પૈસાને જોરે સાધારણ વિરોધને ન ગણકારતાં જો ગામડામાં નળ દાખલ થશે તો ભાવી સ્ત્રીઓના શાપ એમ જ વરસશે કે "એમનું 'ઉછેદિયું' કેમ ન ગયું કે વારસામાં નિર્માલ્ય બાળકો જન્માવવાનું હતભાગ્ય અમારે માથે મારી, નૈસર્ગિક વ્યાયામશાળાઓને તાળાં માર્યા ને છીનવી લીધી!" ત્યારે જ ખરું ભાન થવાનું છે. સુધારાની ટોચ ઉપર બેસીને આ લખાણ લખું છું, છતાં મને નળ, ચક્કી, હલર, એમાં ગામડાનો સુધારો દેખાતો નથી, પણ તેમને લૂંટવાનો ધંધો દેખાય છે ને તેય ધનેજ નહિ પરંતુ મને અને તને પણ! એકલો પૈસાનો જ સવાલ હોત તો હું વિરોધ ન કરત, પણ પૈસા સાથે સ્ત્રીઓનાં ભૂષણ છીનવી લેવાય છે એ સામે મારો વાંધો છે.

ઘંટી, પાણી, ને ખાયણીઆ પાછળ સ્ત્રીઓનો જેટલો વખત જાય છે તેટલો વખત સ્ત્રીઓ શામાં ગાળશે? એ ત્રણ સાધનોના ઉપયોગ કરતાં તેમનાં શરીર ઘાટીલાં, મજબુત રહે છે તે નિર્માલ્ય, માટીના ઢેપા જેવાં થઇ જશે એની ફીકર છે કંઇ? બહારગામ રહેતા દરેકને અનુભવ હશે કે ઘરમાં ઘાટી જોઇએ. રામા વગર તો ચાલે જ નહિ, પછી ભલેને ભાયડો રૂપીઆ બાર પગાર લાવતો હોય! આવા વિદેશવાસી લોકો જ્યારે વતને જાય ત્યારે તેમને પડતી અડચણો દૂર કરવા માટે પાણીના નળ, ચક્કી ને હલરો દાખલ કરાતાં હોય તો એ તો મરવા પહેલાં ઘોર ખોદી મૂકવા જેવું થાય છે. બહુજન સમાજ, જે શ્રમ ઉપર જ જીવે છે, જે શ્રમ એ જ એમની મૂડી છે, બચત છે, એ એમની પાસેથી છીનવી લેવાનો ગંભીર આરોપ મૂકતાં હું જરાય અચકાતો નથી, પછી એ કુળવાનનો ટટકો હોય કે ગામની પાછલી પરવાડનો સાધારણ પાટીદાર હોય કે ઇતર વર્ગનો નબીરો હોય!

મોટા કૂવા ઉપર પાણીનો પંપ મુકાયો કે ગામના બીજા કૂવા, કૂઇ કે વાવનાં પાણી ખેંચાયા વગર રહેતાં નથી, એના દાખલા મારી પાસે મોજુદ છે. જ્યાં સુધી આપણે ગામડાં ને તેમની આર્થિક સ્થિતિ ગફ્રમપણે સુધારી ન શકીએ,

તેમની પેદાશમાં–કમાણીમાં ઓછે દરે–ઓછી મહેનતે વધારો ન કરાવી શકીએ, તેમના દેવામાં દર વરસે કંઇ ને કંઇ કપાત થાય એમ ન કરીએ, તેમને પૂરતી કેળવણી મળે એવો પ્રબંધ ન કરીએ, ત્યાં સુધી તેમને મફત મળતાં સાધન છીનવી લેઇ તેને બદલે 'એકાખાઉ'ઓ માટે પૈસા ભેગા કરવા તેમને ફરજ પાડવી ને મફત મળતી વસ્તુ વેચાતી લેવા ફરજ પાડવી એના જેવું પાપ અને સામાજિક ગુનો બીજો કયો છે તે કોઇ નળશાસ્ત્રી જણાવી શકશે ખરા કે? સ્વાતંત્ર્યયુગના જમાનામાં–વ્યક્તિસ્વાતંત્ર્યના પ્રબળ વાતાવરણમાં આખાય ગામને 'વૉટર વર્ક્સ'ની ગુલામી નીચે લાવવાની બુદ્ધિ ગામડાંમાં સૂઝે છે જ કેમ તે સમજવું કઠણ છે. સો ઘરના ગામડામાં પણ નળ, ચક્કી, હલર, વીજળી જોવાને હું વસો-ધર્મજના પાટીદારો કરતાંયે ઉતાવળીઓ છું; પણ આજની કંગાલ દશામાં નહિ. એ ગામમાં કોઇ ભૂખ્યું ન સૂતું હોય, ઉત્પન્ન કરેલો માલ મોં માગ્યે દામે ઊંચકાઇ જતો હોય, સોએ સો ટકા વર્ગ વાંચી જાણે એવો હોય, માથે પાઇનું દેવું ન હોય ને પાણી, ઘંટી, ખાંયણીઆ જેવી કસરતોને બંધ કરી બીજી કસરતોના અખાડા ઉઘાડવા ભરપૂર નાણાંની રેલમછેલ હોય અથવા સ્ત્રીઓને અંગકસરત મળે એવી યોજનાઓ ઘડવાને માટે જોઇતાં સાધન હોય તો જરૂર બધાં વાનાં પાલવે. પણ પાશેરમાં પહેલી જ પૂણીના વાંધા હોય ત્યાં મને લાગે છે કે નળની યોજના એ તો દેડકાના પ્રાણ લેતી વખતે કાગડાને હસવું આવે એના જેવી છે.

સ્ત્રીઓના સમાન હક માટે કોઇ શંકા ન લાવે. સ્ત્રીપુરુષનું શરીરબંધારણ સમાન નથી. સ્ત્રી અને પુરુષનાં શરીરબંધારણ જુદા જુદા ક્ષેત્રમાં વિચરવા માટે છે. તેમના પોતાના ક્ષેત્રમાં તેમને જરાયે ગુલામી ન હોવી જોઇએ. પુરુષ જેટલો પોતાના ક્ષેત્રમાં સ્વતંત્રતા ઇચ્છે છે તેટલી સ્ત્રીને તેના પોતાના ક્ષેત્રમાં મળવી જ જોઇએ. બાકી સમાનતાનો–સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદતામાં પ્રવર્તતો હોય તો તે અમને માન્ય નથી. કોઇ પણ યુગમાં, કોઇ પણ બંધારણમાં કાર્યક્ષેત્રના વિભાગ (Division of Labour) તો પડવાના જ પડવાના, એ ન્યાયે એ ગૃહરાણી જ નહિ પણ સામ્રાજ્ઞી હોવી જોઇએ; પુરુષે તેમાં ડખલ કરવી નહિ અને એના ક્ષેત્રમાં વિચારવાનો એને પુરુષ જેટલો જ હક હોવો જોઇએ. જ્યાં પુરુષ જઇ શકતો હોય ત્યાં સ્ત્રીની હિંમત હોય તોય ન જઇ શકે એ યોગ્ય નથી. એટલે જવાબમાં હું સ્ત્રીસ્વાતંત્ર્ય ઉપર તરાપ મારું છું, સ્ત્રીને રસોડામાં જ ગૂંગળાવી મારી નાખવા માંગું છું, એમ કોઇ દલીલ કરવા હિંમત ન કરે. જેમ કૂવા ઉપર કામ કરનાર કોસીઓ 'એ...રામ આવે'

કરી માળાના મણકા ગણે ને ઓલાબુમાંના માણસ તેટલાજ વખત વરતને હિંડોળે બસે બેસે, પણ છટકું લેતાં ઊંચોનીચો થાય; તેમ સ્ત્રીઓ એમના વ્યવસાય માટે પાણી, ઘંટી, ખાંયણીઓ કરે તેમાં નવાઈ કે ઉપકાર નથી. ટેનીસ, ક્રિકેટ કે હોકી રમનારી સ્ત્રીઓનાં બાળકો સાથે નિયમિત પાણી, ઘંટી, ખાંયણીઓ કરનારનાં બાળકોને સરખાવો તો આંખો આગળ સાચી સ્થિતિ તરી આવશે. સ્ત્રી આટો બાંધે તો પુરુષ વણે ને એક ચઢવે તો બીજી ઉતારે એમાં સમાનતા નથી. પુરુષને ઉઘાડે છોગે ફરવા ચરવા જોઈએ ને સ્ત્રીને ઘૂમટો લાજ કાઢી (રાખીને નહિ) ચાલવું પડે, એ સમાજવાળાએ સ્ત્રી-સ્વાતંત્ર્ય, સમાનતા માટે નળની ભલામણની દલીલ ન જ કરવી. મારી સામે પડેલી પત્રિકાઓમાં એક પણ દલીલ મને એમ માનવાને કારણ નથી આપતી કે નળની આવશ્યકતા માટે જરા પણ ટેકો આપવો. દલીલોને એમાં સ્થાન જ નથી.

ખર્ચના આંકડા ઉપર મારામારી કરવા કરતાં વસો-ધર્મજના નળ વિરોધક લોકોની ફરજ છે કે તેઓ તેવો જ વિરોધ ઉપલા અધિકારી વર્ગ સાથે કરતા રહે અને 'વૉટર વર્ક્સ' નાખ્યા પછી ગામના કૂવા, કૂઈ, વાવનાં પાણી નહિ ખેંચાઈ જાય તેની બાંહેધરી પહેલી માગે.

ગામડાંમાં નળ એટલે આરોગ્યનો કટ્ટો શત્રુ, ઠેર ઠેર પાણીનાં ખાબોચિયાં ને મચ્છરનો ઉપદ્રવ. તેમ છતાં કદાચ મોટી ગટરો નંખાય તોય એ ઉપર વર્ણવેલાં કારણોને માટે જ નળનો વિચાર પણ ગામડાના લોકોમાં ન આવવા દેવો જોઈએ. પણ પાંચ દશ હજાર કે અઢાર હજાર પરઠણ માગનારાના ગામમાં નળ ન હોય તો કદાચ 'વર'ને બદલે 'નળ'ને પૂછનારો પાછો જાય એવા એવા ડરથી જો 'નળ'ની યોજના યોજાતી હોય તો હવે તેવો વર્ગ સમજે કે તેમના દિવસો ભરાતા જાય છે. નહિ સમજે તો તેઓ પોતાના પગ ઉપર ભલે ઘા કરે, પણ બીજાઓની મુશ્કેલીઓ ન વધારે એ જ એમણે ગામભાઈ તરીકે નહિ તો સુશિક્ષિત તરીકે તો જરૂર જોવાનું છે. રક્ષકને બદલે ભક્ષક તો તેઓ ન જ બને એવી ઇચ્છા ગામસેવક રાખે, એ પૂરવી એમની ફરજ છે જ. એમાં જ એમનું અને એમના ભાઈઓનું તેમજ સમસ્ત સમાજનું હિત સચવાએલું છે.

૩૭૫, પૂના ભગનભાઈ ઈશ્વરભાઈ પટેલ

---*---

## વિચારવા યોગ્ય વાતો

પાટીદાર યુવક મંડળમાં આધેડ ઉંમરના ભાઇઓ દાખલ નહિ થઇ શકવાથી 'પાટીદાર મંડળ' નામ રાખવામાં આવ્યું. પાટીદાર મંડળ થયા પછી શીશી કાર્યવાહી થઇ તે જાણવામાં આવ્યું નથી. સુધારાનું કામ આગળ વધે છે કે પાછળ પડે છે, તેનો તરસાળો કાઢવો જોઇએ. પાટીદાર મંડળ હસ્તીમાં આવ્યા પછી આપણે આગળ વધી શકતા ન હોઇએ તો ફરીથી પાટીદાર યુવક મંડળ હસ્તીમાં આવવું જોઇએ. મોટર અને ઍરોપ્લેનના જમાનામાં દગશિયું ગાડું કામમાં આવી શકે નહિ. સુધારાની ધગશ આધેડ ભાઇઓ કરતાં યુવકયુવતીઓમાં વિશેષ રહે છે અને રહેવાની જ. શહેરે શહેર અને ગામે ગામ તનમનથી અને ધગશથી કામ કરનાર દસ દસ પાંચ પાંચ યુવકયુવતીઓ શોધી કાઢી તેમને સુધારાને કામે લગાડવાની પેરવી આપણું મધ્યસ્થ પાટીદાર મંડળ અગર પાટીદાર યુવક મંડળ અગર પાટીદાર યુવતી મંડળ કરે તો કામ સહેલાઇથી આગળ ધપી શકે. હસવું અને લોટ ફાકવો એ બને સાથે ન બને. કેટલોક વખત સ્વાર્થને કોરાણે મૂકીને કેડ કસવી જોઇએ. મંડળોની કાર્યવાહક સમિતિ થોડા દિવસ ફાજલ પાડી દરેક તાલુકાનાં મુખ્ય ગામોમાં તાલુકા મંડળો ઊભાં કરે, અને તાલુકા મંડળો દરેક ગામે આવાં મંડળો સ્થાપવાની પેરવી કરે. મંડળો સ્થાપી દરેક મંડળ મુખ્ય મંડળે બનાવેલા નિયમો અને આજ્ઞાઓ અનુસાર કામ સતત જારી રાખે અને દર માસે કેટલું કામ કર્યું તેની યાદી તાલુકા મંડળો મારફતે મધ્યસ્થ મંડળને મોકલે. આ કાર્યવાહી ઉપર મધ્યસ્થ મંડળ તાલુકા મંડળોનું ધ્યાન દોરે—ટીકાઓ કરી, ઊણપ બતાવી તેમજ કામનાં વખાણ કરી; અને તાલુકા મંડળો તેજ પ્રમાણે ગામ મંડળોનું ધ્યાન દોરે તો મારા ધારવા પ્રમાણે સુધારામાં આપણે આગળ વધી શકીએ. સાલની આખરે જ્યારે આપણાં મંડળોના સભાસદો ભેગા મળે ત્યારે નફાતોટાનો હિસાબ નીકળે અને જ્યાં વધતા હોઇએ તેની નોંધ લેઇએ અને પાછળ પડતા હોઇએ ત્યાં ઊણપો બતાવી આગળ વધવા માટે પ્રેરણા આપતા રહીએ તો કામ સરળ થઇ જાય. આ કામને માટે દરેક મંડળના સભાસદો દરરોજ માત્ર એક એક કલાક કામ કરે તોપણ ઘણું કામ કરી શકે; હાં, જરૂર પડે વધારે કલાક કામ આપે તો ઘણું સારૂં. સમાજ સુધારો એ પણ સ્વરાજ્યનું એક નાનું સનું અંગ નથી.

આ બાબતમાં એક વાત ખાસ ધ્યાન રાખવા જેવી એ છે કે ધગશવાળા કાર્યકરો આપમેળે ઊર્મિથી બહાર આવે અને આપણે એમની જ ઇચ્છાથી

એમને મંડળોના પ્રમુખો, મંત્રીઓ અને કાર્યવાહક સમિતિના સભાસદો નીમીએ.

દરેક ગામનાં મંડળો વાર્ષિક એક એક આનાના સભાસદ બનાવે:અને તે ભંડોળમાંથી પત્રિકાઓ વગેરેનો ખર્ચ કરે. મધ્યસ્થ મંડળો એક એક ભંડોળ-સમિતિ નામે અને કોષાધ્યક્ષ એવાં ભાઇબેનોને ચૂંટે કે ભંડોળ એકઠું કરવામાં જનતા ઉપર જેનો પ્રભાવ અને શરમ પડતાં હોય. આ સમિતિ ઉઘરાણું કરી ભંડોળ એકઠું કરે અને શોધી વિચારી સુધારા વધારા પાછળ ખર્ચ કરવા માટે કાર્યવાહક સમિતિને જ્યારે જ્યારે જોઇએ ત્યારે ત્યારે તેમાંથી પૈસા આપે.

હવે સુધારા વધારાની બાબત વિચારીએ:

પાટીદારોની જાતો, દરેક જાતિની વસતિના આંકડા, તેમને એકમેકના સંસર્ગમાં લાવવાના પ્રયત્નો, બધા એક કુટુંબ બની રહે તેવા પ્રયત્નો, પાટીદારોની બસો વરસ પહેલાંની, સો વરસ પહેલાંની, પચાસ વરસ પહેલાંની અને હાલની સરખામણી—કઇ કઇ બાબતોમાં આગળ વધ્યા તેમજ કઇ કઇ બાબતોમાં પાછળ પડ્યા તેનો તરસાળો કાઢી સમાજ આગળ મૂકવો.

લગ્નના પહેલાંના તથા હાલના રિવાજો—ક્યાં ક્યાં આપણે આગળ વધ્યા; ક્યાં ક્યાં પાછળ પડ્યા તેનો તરસાળો, કેવાં લગ્નથી આપણે સુખી થઇએ તે બાબત ચર્ચા અને નિર્ણય. ખર્ચાળ લગ્નથી આપણે આગળ વધીએ કે બીનખર્ચાળથી તે વિષે ચર્ચા, કુળવાનશાહી કેમ બંધાઇ, તે આપણને ફાયદો કરે છે કે ગેરફાયદો—ગેરફાયદો કરતી હોય તો તેને તોડવાના પ્રયત્નો ધીરજથી, મોહાશથી કે તલવારની ધારે કરવા તે વિષે ચર્ચા અને નિર્ણય.

તેજ પ્રમાણે મરણ સંબંધે રિવાજો, પહેલાંના અને હાલના; મરણ પાછળનાં ખરચોથી થતી પાયમાલી, કુટુંબકેળવણીમાં આવતી અગવડો, ઓહાખાઉ થવાની દાનત વગેરે ઉપર ચર્ચાને અંતે પાટીદાર સમાજમાં એક પણ મરણાનંદ (?) જમણવારોથી ન ઉજવાય તેવો બંદોબસ્ત કરવા 'દેહ પાડીશ અગર કાર્ય સાધીશ'ની પ્રતિજ્ઞાથી મંગળાચરણ.

બીજા રીતરિવાજો, પહેલાંના અને હાલના; ખરાબ રિવાજો ક્યા ક્યા છે અને તેને બદલે સારા રિવાજો કેવા હોવા જોઇએ તેની સમાજને માહિતી.

વ્યવસાયો, પહેલાંના અને હાલના; કાઢી નાખવા જેવા ક્યા ક્યા અને નવા દાખલ કરવા જેવા ક્યા ક્યા—ફાયદાની, તનમનની કેળવણીની અને દીર્ઘાયુષ્યની દૃષ્ટિએ.

આ સિવાય ઉદારતા—બખીલાઇ, કરકસર—ઉડાઉપણું, કાર્યદક્ષતા—બોઘાપણું, ભોળપણુ—વિચક્ષણતા, પ્રામાણિકતા—ચોટ્ટાઇ, ક્રોધ—શાન્તિ, દ્વેષ-

બુદ્ધિ–ભલાઇ, દંભ–નિખાલસતા, વગેરે જે આપણાં ગુણદોષો તેના ઉપર ચર્ચા, ઊહાપોહ અને દોરવણી.

હવે ચોકખી દીવા જેવી વિચારવા યોગ્ય વાત એટલી કે આપણે ઊંઘતા નહિ જાગીએ, સુતા નહિ ઉઠીએ, ઉઠયા નહિ ચાલીએ, ચાલ્યા નહિ દોડીએ, દોડ્યા નહિ ઊડીએ અને માયકાંગલા બની બાયલાના જેવી વાતો કરીશું તો આપણાથી કંઇ નહિ થાય. હાથ ઉપર લીધેલા કામને તનમનથી; હોંશથી, ઉમંગથી, ઊર્મિથી; ધગશથી સતત વળગી રમીશું તો મને તો એવું એક પણ કામ નથી દેખાતું, જે આપણે ન કરી શકીએ. નેપોલીઅનના શબ્દકોષમાં નકાર હોય તોજ પાટીદારની પ્રતિજ્ઞામાં ઊણપ હોય, માટે વીરાંગનાના વીરજાયાઓ, બહાર મેદાને પડો અને પ્રતિજ્ઞાઓ લો કે:

कार्यं साधयामि देहं वा पातयामि।

અજમેર, તા. ૨૫–૮–'૩૮ શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---

## નિરાશ થવાની જરૂર નથી!

ગયા 'પાટીદાર'ના અંકમાં ભાદરણના શ્રી. વ્રજભાઇ વાઘજીભાઇ 'મારી નિરાશા' નામના લખાણમાં પોતાનું દુઃખ વ્યક્ત કરી નિરાશ થયા છે. શ્રી. વ્રજભાઇએ એમ નિરાશ થવાની કાંઇ જરૂર નથી. તેમની યોજના પ્રમાણે તેમણે લખેલા પત્રો પૈકી ઘણાના જવાબ મળ્યા હોત, અને તે પ્રમાણે કોઇ પણ સ્થળે ભેગા થઇ ભાવી હિતનો નિર્ણય કર્યો હોત, તો પાટીદારનું કલ્યાણ થાત. પણ જે સમાજમાં શ્રી. વ્રજભાઇ જન્મ્યા છે અને જે સમાજનો લાભ તેમણે આજ દિન સુધી લીધો છે, તે સમાજ એટલો બધો સુંવાળો કે સરળ નથી, એ શ્રી. વ્રજભાઇ પોતે કયાં નથી જાણતા? જેને માટે એ નિરાશ થાય છે, તે પૈકીનાજ તે પોતે છે. છતાં તેમના જેવોનાં અંતર ચક્ષુ ખુલે એવી ક્ષણ પ્રાપ્ત થાય, તો એ ક્ષણ ધન્ય કહેવાય. અને એ માટે નિરાશ થવાનું ન હોય. શ્રી. વ્રજભાઇએ જે ઉદ્‌ગારો કાઢયા છે, અને જે પ્રયત્ન કર્યો છે, તેને હું સાચા દિલના માનું છું. અને તેમ હોય, તો નિરાશ થવાને બદલે તે પ્રયત્ન સફળ શી રીતે થાય, તેનોજ વિચાર કરવાનો રહે છે. પ્રત્યાઘાતી વિચારોથી જકડાએલો સમાજ આમ વિનવણીઓથી જાગતો નથી, તેમ તેને ભાંડવાથી પણ સળવળતો નથી. તેને જગાડવાના અને તે પ્રત્યાઘાતી

વિચારોમાંથી તેને મુક્ત કરવાના બે રસ્તા છેઃ

૧. સમાજને હિતકારી વિચારો માટે તૈયાર કરી એકસામટો પલટો આપવાનો.

૨. પ્રત્યાઘાતી વિચારો સામે વ્યક્તિગત બંડ કરવાનો.

(૧) જ્યારે સમાજમાં સાચી કેળવણીનો ફેલાવો હોય, તે કેળવણીથી સમાજ પોતાનું આત્મનિરીક્ષણ કરી શકે એવી શક્તિ તેણે મેળવી હોય, મિથ્યાભિમાન ગળી જઇ તેને નમ્રતા અને સ્વભાન પ્રાપ્ત થયાં હોય, વ્યક્તિ પોતાના સ્વાર્થ ખાતર સમાજને અધોગતિમાં ધકેલી દેવાની નીચ વૃત્તિનો ત્યાગ કરતાં શીખી હોય, ત્યારે સમાજ સમષ્ટિ રૂપે પોતાના જીવનકલ્યાણનાં ભાવ્ય રચવા પ્રયત્ન આદરે છે. પણ હાલની પરિસ્થિતિ તેથી ઊલટી જ છે. જે કેળવણી પાટીદાર સમાજના ભણેલાઓને મળેલી છે, તેથી તેઓ વધુ મિથ્યાભિમાની બન્યા છે, વધુ સ્વાર્થી બન્યા છે અને તેઓએ પોતાને મળેલી કેળવણીનો ઉપયોગ પોતાની ન્યાતને મોટી માનવા મનાવવામાં જ કર્યો છે, એમ આપણે બધાયે જોઇએ છીએ. કોઇ વિરલ અપવાદ હશે, પણ ત્યારે વિરોધીઓના બળ નીચે તે છવાઇ ગયા હશે. એટલે આવી દશામાં સમષ્ટિના પ્રયત્નથી કોમનું કલ્યાણ થાય એવી આશા નિરાશાને ઉત્પન્ન કરાવે, એ સ્વાભાવિક છે. ત્યારે બીજી રીત તપાસીએ.

(૨) બીજી રીત પ્રત્યાઘાતી વિચારો સામે વ્યક્તિગત બંડ ઉઠાવવાની છે. આપણે આપણો દીકરો પૈસાને કારણે કે અન્ય કારણે ગમે ત્યાં પરણાવીએ તેમાં કુળહીનતા આડે આવતી નથી, ફક્ત દીકરીને પરણાવવામાં નાના મોટા કુળનો કે ગામનો વિચાર કરવાનો હોય છે.

કુળનો વિચાર—ખ્યાલ સ્વમાનની ભાવનામાંથી ઊભો થયો છે. વળી બીજી માન્યતા એ હોય છે કે દીકરીને કુળવાનને ઘેર દેવાથી તે સુખી થાય છે. એટલે દીકરી દેવામાં બે મૂળ વસ્તુઓનો વિચાર કરવાનો રહ્યો. એક દીકરીનાં માબાપોનું સ્વમાન, અને બીજું દીકરીનું સુખ. આ બે વસ્તુઓ સચવાય તો તેમાં બધું હિત સમાઇ જાય. એટલે કે પોતાની સાથેનો સંબંધ પ્રેમથી વધાવી લે એવાને ત્યાં દીકરીના બાપે પોતાની દીકરી દેવી. વધારે પૈસા મેળવવાની આશાથી કે ફક્ત પોતાને ઘેર ઉચ્ચ કુટુંબની કન્યા આવે છે, એવી ભાવનાથી પ્રેરાએલાને ઘેર પોતાની દીકરી આપવી નહિ. પૈસા આગળ ધરી તેના ઢગલા અગર અન્ય લાલચ પાછળ પોતાની કન્યાને રાખી જે કન્યા આપે છે, તે ગુલામી મનોદશા વાળો અકુલીન ગણાય. એમાં હીનતા છે.

બીજી વાત દીકરીના સુખની વાત. અને એમાં તો દીકરીની સંમતિની

વાત છે. દીકરીનું હૈયું હરખાય અને તેની આંખ ઠરે, એવા લાયક છોકરા સાથે તેની સામાન્ય સ્થિતિ, તેના કુટુંબની સુસંસ્કારિતા, વગેરે જોઇ દીકરી દેવી. આમ દરેક ગૃહસ્થ સ્વમાન અને દીકરીનું સુખ, એ બે મુદ્દા સાચવે તો બસ છે. પણ પૈસાને ભોગે કુળ શોધનારાં દીકરીનાં માબાપ જેવાં મૂર્ખ અને કુળહીન બીજું કોણ હોઇ શકે? પછી પરિણામ આવે છે, કે વરવિક્રય કરીને કુળવાન બનનારા માબાપોને કન્યાવિક્રય કરી પૈસા મેળવવામાં કુળનો ઉપયોગ કરવાનો સમય પ્રાપ્ત થાય છે. એ તો સ્વાભાવિક પરિણામ છે. અને જાણે છે તેઓ સમજી શકશે કે મોટાં ગણાતાં ૭ ગામમાં કુળવાન ગણાની કેટલીક વ્યક્તિઓએ તેવી શરૂઆત કરી દીધી છે પણ ખરી.

આ વિષયમાં વધુ લખવાની હાલ તુરત જરૂર નથી. મારૂં કહેવું તો એ છે કે શ્રી. વ્રજભાઇ જેવા વયોવૃદ્ધ કે યુવાન, જેઓને આ પ્રત્યાઘાતી સમાજનો પ્રતિબંધ ન ગમતો હોય, તેમણે સર્વેએ તેની સામે બંડ કરવું. પંદર વીસ વરસ ઉપર પાટીદાર યુવકોએ ત્રણ દિવસને બદલે બે દિવસ જાનમાં રહેવાનું બંડ શરૂ કર્યું. સમાજે તે સમયે માન્યું નહોતું. તે તો તેવા વ્રતધારીઓને ગાળો ભાંડતા હતા. પણ હવે શું જુઓ છો? જાણે ત્રીજા દિવસની જાનનું સ્વપ્નું હોય, તેમ થઇ ગયું છે. બારમાંની પણ એજ દશા થોડાંક વરસોમાં આપણે જોઇશું. તેવીજ રીતે ગોળ તોડવાની શરૂઆત થવી જોઇએ. એને માટે બે સુવર્ણ મંત્રો છે.

૧. જ્યાં આપણી દીકરી પરણાવવાને તૈયાર ન હોઇએ, ત્યાંથી આપણા દીકરા માટે કન્યા લાવવી નહિ.

૨. દિનપ્રતિદિન સમાજના હિતની ખાતર પણ પોતાથી ઊતરતા મનાતા ગોળમાં પોતાની કન્યાને, તેનું હિત થાય તેવું પાત્રસ્થળ જોઇને, પરણાવવી.

આ બે મુદ્દાઓ સમાજ કબુલ ન કરે, તો તેની રજા લેવાની રાહ જોવી નહિ. હું માનું છું, કે હાલનું પાટીદાર મંડળ તેવાં બંડને વધાવી લેશે. જેની ઇચ્છા સમાજની ક્રૂર ઘંટીમાં પિસાતાં પોતાની જાતને અને બાળકોને બચાવવાની હોય, તેમણે પાટીદાર મંડળમાં જોડાઇને આગળ ધપવું. શ્રી. વ્રજભાઇ અને તેમના જેવા અન્ય વિચારકોને હું આમંત્રણ આપું છું. તેમાંજ તેમનું અને પાટીદાર સમાજનું કલ્યાણ છે. પ્રભુ તેમને તેવું આત્મબળ આપે!

સોજીત્રા રાવજીભાઇ મણિભાઇ પટેલ

# પત્ર

## ૫. નિરાશામાં આશા

પૂજ્યશ્રી વ્રજભાઇ

ગોળને વિકસિત કરવા વડતાલ મુકામે ભેગા થવા 'સાત ગામના પાટીદારોને' વિનંતી કરતી આપની પત્રિકા શ્રાવણ માસના 'પાટીદાર'ના અંકમાં પૃષ્ઠ ૪૬૩ ઉપર વાંચી હતી. ત્યારે સાહસિક, બુદ્ધિમાન અને કોઇ પણ કાર્યમાં આગળ પડી કાર્ય કરવાની આપની ધગશ જોઇ ઘણો આનંદ થયો હતો અને એ વિષયમાં કંઇક થશે એવી આશા રાખી હતી. પણ ભાદરવા માસના પૃષ્ઠ ૫૦૮ ઉપર 'મારી નિરાશા'નો આપનો લેખ વાંચ્યો ત્યારે એ આશાઓ પત્તાંના બંગલાની માફક તૂટી પડી અને ખેદ થયો.

આપણા કાર્યમાં બીજાઓ સાથ આપે તોજ આપણું કાર્ય થાય એવો નિયમ નથી. આપણે આપણી શક્તિ, આપણી બુદ્ધિ, આપણી આત્મશ્રદ્ધા ઉપર ઝઝૂમ્યેજ છુટકો. હિન્દી કોંગ્રેસની શરૂઆતમાં માત્ર દેખાવ ખાતર બહારથી માણસો બોલાવી બેસાડવા પડતા. આજે કરોડો માણસો એની પ્રવૃત્તિમાં રસ લેઇ રહ્યા છે એ શું બતાવે છે? 'મારી નિરાશા'નો પત્ર પ્રગટ કરી 'સમાજ સાથ આપતો નથી, તો આપણે શું? આપણે બનતું બધું કરીએ છીએ' એમ બોલીને શાન્ત બેસી રહેવાથી કોઇ પણ રીતે આપણી ફરજ ઓછી થતી નથી, કર્તવ્યપરાયણતા ઘટતી નથી. અનેક નિરાશાઓમાં આશાનું તત્ત્વ નજર સમક્ષ રાખી આપણા યત્નો સિદ્ધ થાય ત્યાં સુધી ચાલુ રાખવા, લોકમત કેળવાય તેવું પ્રચાર કાર્ય હમેશાં ચાલુ રાખવું એજ આપણી ફરજ, આપણો પુરુષાર્થ, આપણી સિદ્ધિનો સાચો રાહ.

'પાટીદાર' માસિકનુંજ ઉદાહરણ લેઇએ: તેના શૈશવકાળમાં તેને માટે કોઇનેય રસ નહોતો, કોઇનેય તે વાંચવાની પડી નહોતી. પણ શ્રી. નરસિંહભાઇના અનેક પ્રયત્નોએ તેને પ્રાણ આપી, એને ચેતનવંતું બનાવી જ્ઞાતિપ્રિય-સમાજપ્રિય-બનાવ્યું છે. અને આજે લગભગ ઘેરે ઘેર રસપૂર્વક વંચાઇ રહ્યું છે.

આપનું જીવન પણ શ્રી. નરસિંહભાઇના જીવનની માફક અનેક વિવિધતાભરી પ્રવૃત્તિઓથી વ્યક્ત થયેલું છે. જીવનની અનેક મુશ્કેલીઓ ભરી પરિસ્થિતિમાંથી પસાર થઇ રાજ્યને અને ગામને તેમજ જ્ઞાતિને લાભ આપ્યો છે. કર્તવ્ય-પરાયણતા અને અખંડ ઉત્સાહ જેવાં તત્ત્વો જેના જીવનમાં જીવતાં જાગતાં પડ્યાં હોય, તે વ્યક્તિ કોઇ પણ કામ હાથમાં લે તો પાર ઉતારેજ એમાં

શંકાને સ્થાન નથી. આપના આ કાર્યમાં કઇ મુશ્કેલ પરિસ્થિતિએ આપને નિરાશ કર્યા તે સમજાતું નથી. હું આશા રાખું છું કે એક નહિ તો બીજી રીતે પણ આપે એ કાર્યની પ્રવૃત્તિ ચાલુ રાખીજ હશે.

કુલીન પાટીદાર સમાજનું ઝેર દિનપ્રતિદિન વધતુંજ જાય છે. સાપને દૂધ પાવાથી પણ ઝેરજ વધે. આજનો કુલીન સમાજ ઝેરી સાપ થઇ બેઠો છે અને નિરંતર ઝેર વધાર્યેજ જાય છે. પોતાની પ્રગતિ થાય એવું એક પણ કાર્ય કરવા આજે એ તૈયાર નથી. એ તો પડ્યો પડ્યો શિકાર આવ્યે ફૂંફાડો મારી, ગળી જઇ તેનો નાશજ કરે છે. સુષુપ્તિમાં પડ્યા રહેવા છતાં પણ જો શિકાર મળતો હોય તો તે આળસનો ત્યાગ શા માટે કરે? ગમે તેટલી હાડછેડ કરવામાં આવે તોપણ શા માટે તે જાગે? દેડકાં ગળી સુષુપ્તિમાં પડેલા ઝેરી સાપ અને કુલીન સમાજમાં ઝાઝો ફેર નથી. એટલે એને સુષુપ્ત અવસ્થામાંથી જગાડી,-કોઇને પણ દંશ ન દે એવા નિર્જન જગોએ ખસેડવો ઘટે, ન ખસે તો તેનો નાશ કરવો ઘટે, અને નાશ ન થાય તો તેની સમીપ કોઇ શિકાર ન જાય તેવો પ્રબંધ થવો ઘટે. એ સિવાય કલ્યાણનો બીજો માર્ગ નથી.

આજનો કુલીન સમાજ એ પુરુષસમાજ છે. એ કુલીનતા પુરુષોએ સર્જેલી સુંદર સૃષ્ટિ નથી, પણ પોતાનીજ બેનદીકરી કે વહૂઓનાં ઊનાં આંસુથી અને કકળતા લોહીથી ચણેલી ઇમારત છે. એની દીવાલની એકે એક ઈંટમાં અનેક સ્ત્રીજીવનનાં કકળતાં લોહી અને હૃદયની ગંભીર વ્યથાઓ ભર્યાં છે. પોતાની પુત્રીને માથે ઝઝૂમી રહેલાં અનેક વાદળોના વાતાવરણને ફેડવાની આજના પુરુષને તમન્ના નથી. એવી કુલીનતા એટલે નારીજીવનનો નિચોડ અને માતૃહૃદયની મૃત્યુશય્યા ઉપર રંગરાગ. એ કુલીનતા એટલે દીકરીઓનાં દિલ અને વહૂઓનાં વાત્સલ્યભર્યાં હૃદય ઉપર તાણ્ડવનૃત્ય. કુલીનતાનો કિલ્લો એટલે અનેક ગભરૂ બેનદીકરીઓને રૂપીઆના ખણખણાટ, વાજિંત્રોના સૂરની મિલાવટ અને દેવોના સાક્ષ્યના આડંબર નીચે આહુતિ આપવાની ક્રૂર શ્મશાનભૂમિ. એ શ્મશાનભૂમિને રંગરાગથી વિભૂષિત કરી, આનંદિત જનાવી પ્રતિવર્ષે અનેક અણજાણ યુવતીઓની આહુતિઓ અપાય છે. એમનાજ આત્મભોગોથી આજની કુલીનતા પોષાઇ છે—ઉછેરાઇ છે અને તેમનેજ કારણે એ કુલીન સમાજને પરદણ, દાપાં, ચાંલ્લા અને બીજાં અનેક સુખભોગનાં સાધનો સાંપડ્યાં છે.

જેના રક્તથી કુલીનતા જન્મી, જેના લોહીથી એ પોષાઇ, જેનાં છૂપાં આંસુથી એ ટકી, જેમના આપઘાતોથી એ સચવાઇ રહી, જેમનાં અકાળ મૃત્યુથીજ એ ઉછેરાઇ છે, એ નારીજીવનની—માતૃહૃદયની ગંભીર, ન્યાયી અને

નિષ્પક્ષપાત સમસ્યાઓનો ઉકેલ કરી તેમના ગુણોનું મૂલ્યાંકન કરવા, તેમનાં દુઃખોનો વિચાર સદ્ભાગે કરવા આજે કોઈ માડીજાયો રંગરાગના અને સત્તાના કેફમાંથી જાગીને જોવા પણ તૈયાર નથી! આનું જ નામ સાચી કુલીનતા! આનું જ નામ માતૃપુજા! આનું જ નામ દેવીપૂજન!

બીજાં કાર્યોમાં આગેવાની, રાજાની ખુરશી લેવા પહેલ, ભાષણો કરવામાં ભપકાદાર, સભાસદ બનવામાં સૌથી આગળ; આબરૂ ખાતર આલમ રખડે, પૈસા ખાતર પરદેશ વેઠે; પણ પોતાના જ ઘરનું દુઃખ ફેડવાનો, પોતાની સગવડ વધારવાનો પ્રસંગ આવે ત્યારે ઊંઘ! ભીડ પડે પણ ઊંઘ ન ઊડે એ તો નાશની નિશાની અને પાપનું પ્રથમ પગથિયું કે બીજું કંઈ? આ સૌ સ્થિતિ આપ સમજી શકો તેમ છો. અને તેથી જ આપની પ્રગટ થએલી નિરાશામાં ચેતન-ચિણગારી મૂકવાનો મારો નમ્ર યત્ન નિષ્ફળ નહિ જાય એવી અખંડ આશા છે.

આપણે ઉપર જોયું તેમ આજનો પુરુષસમાજ આ વાત સ્વીકારવા તૈયાર નહિ હોય. હું ઇચ્છું છું કે આ પ્રશ્ન પુરુષો માથે લેવા તૈયાર ન હોય તો જે સ્ત્રીજાતિને એ કુલાકુલની ભઠ્ઠીમાં સિઝાઈ જવું પડે છે તેમને માટે આ પ્રશ્ન અતિઆવશ્યક છે. કારણ કે એ સંકુચિત ગોળએકડાઓએ જ ભયંકર કારસ્થાનો રચી નારીજીવનની ક્રૂર મશ્કરી કરી છે. પુરુષસમાજ આગળ આ પ્રશ્ન ધરવો એ ગર્દભને સાકર ખવડાવવા સમાન છે. મારી આપને નમ્ર વિનંતી છે કે આ પ્રશ્ન સ્ત્રીજાતિના ઉદ્ધારનો છે એટલે તે પ્રશ્નનો ઉકેલ સ્ત્રીજાતિ જ કરી શકે એવા કાર્યક્રમ આપ ગોઠવો. આજની સ્ત્રી કર્તવ્યપરાયણ બની છે, એને દિશાસૂચનની જ જરૂર છે. આપ એ દિશાસૂચન માટે અખંડ ઉત્સાહ રેડનારી, જ્વલંત પ્રચારકાર્યની રૂપરેખા દોરી કર્તવ્યપરાયણ બનાય ત્યાં સુધીના કાર્યક્રમનો વ્યુહ ગોઠવો, તો જ સમાજમાંથી 'કુલીનતાનો રાક્ષસ' નષ્ટ થશે.

આપ આપની અનુભવી બુદ્ધિ, શક્તિ અને સમસ્ત જીવનનો સેવાભાવનો ઉપયોગ આપણી જ બેનદીકરીઓનાં દુઃખી હૃદય ઉપર ઊભેલી એ કુલીનતાની ઇમારતના પાયા જડમૂળથી જ ઉખેડી નાખવામાં કરો. એમના આશીર્વાદ અનેક વર્ષો સુધી સુવાસ આપી અમરત્વ અર્પશે. બેશક 'રાજમિત્ર'નો કે 'રાજરત્ન'નો ઇલ્કાબ તેથી નહિ મળે, પણ એ આશિષ અમૂલ્ય હશે, અલૌકિક હશે.

પ્રભુ આપનાં કાર્યોમાં બળ આપે એ જ અભ્યર્થના.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।

વડોદરા, વજુભાઈ ભાઈલાલભાઈ પટેલ

તા. ૬ : ૯ : '૩૮ (ભાદરણ)

## ૬. કૌમારવ્રતની પ્રતિમા

કુમારી કમળાબેન,

ગયા માહ ભાસના 'પાટીદાર'માં '૭ ગામવાળાની ભયંકર ભૂલ' વિષે તમારો લખેલો લેખ મારા એક મિત્ર દ્વારા વાંચવાનો લાભ થોડાક વખત ઉપર મને મળ્યો. તમોએ તેમાં ૭ ગામના વડીલ વર્ગને સીધો પ્રશ્ન પૂછ્યો છે કે તમારી વહાલી પુત્રીઓની દયાજનક સ્થિતિ સુધારવાને તથા તેમને ઉન્નતિને શિખરે ચઢાવવાને કેવાં પગલાં લેશો. એક બાજુથી તમો એ પ્રશ્ન પૂછો છો અને બીજી બાજુ તે પ્રશ્નનો જવાબ મળે તે પહેલાં પ્રતિજ્ઞા કરો છો કે "જ્યાં સુધી મારા ગામની કન્યાઓની–મારી બેનોની– આવી કરુણાજનક સ્થિતિ છે ત્યાં સુધી મારે મારા વિવાહ સંબંધે મનમાં સંકલ્પ સરખો પણ ન કરવો. મારી બેનોના સુખને માટે મારા સુખનો હું ભોગ આપુ છું." તમારો આખો લેખ વાંચ્યા પછીથી, તમોએ પૂછેલા પ્રશ્ન બાબતમાં તથા તમારી પ્રતિજ્ઞા બાબતમાં મારા વિચારો લખી જણાવવાનું મને સ્ફુર્યું અને તે નીચે મુજબ છે.

આખી પાટીદાર કોમ એક પિતાની પ્રજા છે. દિનપ્રતિદિન તેણે વિરાટરૂપ ધારણ કર્યું. જેમ જેમ તેની સંખ્યા વધતી ગઇ તેમ તેમ તે પોતાના વતનથી દૂર કમાવા અર્થે જતી ગઇ. આખરે તેમનો કુટુંબકબીલો એટલો બધો વધ્યો કે તેમને જૂનાં સગાંવહાલાંના સાથ વગર ચાલવા લાગ્યું. તેઓ જ્યાં વસ્યા ત્યાં તેમણે કાયમનું થાણું નાખ્યું. સંબંધ પણ પોતાનાથી નજીક વસતા આજુબાજુના ગામોમાં બાંધવા માંડ્યા, ક્રિયાખર્ચ પણ ત્યાંજ કરવા લાગ્યા. અને આખરે તેઓ પોતાને ત્યાંના જ વતની કહેવડાવવા લાગ્યા. જ્યાં તેમણે કન્યાઓની આપ લે વધુ પ્રમાણમાં કરી તે ગોળના તેઓ ગણાવા લાગ્યા. વર્ષો જતાં તે ગોળ મજબુત બન્યા, બંધારણ બંધાયાં અને બંધારણ તોડનારને પંચ તરફથી શિક્ષા થવા લાગી. આવી રીતે અત્યારે ગણાતાં ૭ ગામ, બાર ગામ, સત્તાવીસ ગામ, દશક્રોશી, કાનમ વગેરે વગેરે ગોળ બંધાયા.

જોકે ગોળ બંધાયા, પરંતુ ૭ ગામની અગર તો બાર ગામની બહાર વસતા બીજાઓને પોતાના અસલ જન્મસ્થાનનું સ્મરણ ભૂંસાયું નહિ અને તેથી તેઓમાંના કોઇ કોઇ પોતાની અસલ જન્મભૂમિમાં કન્યા આપી અભિમાન લેવા લાગ્યા. વળી કંઇક અંશે ૭ ગામવાળા વિદ્યામાં ને ધનમાં બીજાઓ કરતાં આગળ પણ વધ્યા. સૌ પોતાની પુત્રીઓને સુખી ઘરમાં પરણાવી સુખી

જોવા ઇચ્છે, અને એના ઇચ્છાથી પણ કેટલાક પોતાના ગોળ બહાર નીકળી પોતાની કન્યાઓ ૭ ગામમાં આપવા લાગ્યા. શરૂઆતમાં ૭ ગામવાળાઓ બીજા ગોળોમાં આગેવાન ગણાતાં કુટુંબોમાં પોતાની પુત્રીઓ આપતા હતા, ધીમે ધીમે તેમને આપવી બંધ કરી, પણ તેમની કન્યાઓ લેવી ચાલુ રાખી. આનું પરિણામ આજની – કુળવાનશાહી. જેમ જેમ બીજા ગોળવાળા પોતાના બંધારણને તોડીને ૭ ગામમાં પોતાની કન્યાઓ આપતા ગયા તેમ તેમ ૭ ગામવાળાને લાગતું ગયું કે બંધારણ તોડીને તથા તેથી થતી શિક્ષા ભોગવીને પણ તેઓ પોતાની કન્યાઓ આપણને આપી અભિમાન લે છે તો જરૂર તેમના આગળ ૭ ગામવાળાની કિંમત વધારે છે. અને આખરે પરિણામ એ આવ્યું કે ૭ ગામવાળાઓ કુળવાનશાહીને શિખરે પહોંચ્યા અને બાકીનાને તે શિખર ઉપર જોવાને ઊંચી ડોક કરી ગરદન દુખાડવી રહી. અત્યારે તેનું પરિણામ એટલે સુધી પહોંચ્યું કે કન્યાઓ આપવા જતી વખતે રૂપીઆની ઢગલીઓ કરવી પડે છે. કેટલીક વખત તો જો એક ત્રાજવામાં રૂપીઆ મૂકવામાં આવે અને બીજા ત્રાજવામાં વિવાહ કરેલા યુવકને બેસાડવામાં આવે તો રૂપીઆનું ત્રાજવું નમે! કોઇ પૂછશે કે આવડી મોટી રકમ શા માટે અને શાની લેવામાં આવે છે. મને તો એમ લાગે છે કે એક ત્રાજવામાં ૭ ગામના યુવકની કુળવાનશાહી અને બીજા ત્રાજવામાં કન્યાના કુળની કુળહીનતા મુકાય છે. પછીથી ત્રાજવું ઊંચું કરવામાં આવે છે. જેટલા પ્રમાણમાં કન્યાનું ત્રાજવું ઊંચું જાય તેટલા પ્રમાણમાં ધન મૂકી ત્રાજવાની દાંડી સરખી કરવામાં આવે છે. આવી રીતે કન્યાપક્ષને સરખી દાંડીએ કરીને સમાન સાથે સંબંધ બાંધવો એવા વિચારના આપણા ૭ ગામના મુરબ્બીઓ પરઠણ લેઇને સામાને તે સંબંધ પૂરતો જ સમાન બનાવી કન્યા લે છે. જ્યાં સુધી પોતાની જાતને બીજા કરતાં હલકા માનનારા છે ત્યાં સુધી કુળવાનશાહી ટકી રહેવાની અને તે ધોરણ ઉપર રચાએલી તે કુળવાનશાહીને ઉખેડી શકવાની કોઇની પણ તાકાત હોય એવું અત્યારે ભાસતું નથી.

કુળવાનશાહીને ટકાવી રાખનાર અનેક કારણોમાં પ્રજોત્પત્તિ પણ એક કારણ મનાય. અત્યારે છોકરા કરતાં છોકરીઓનું જન્મપ્રમાણ વધારે છે એવું મારું માનવું છે. પરંતુ જો તમારા લેખ પ્રમાણે હું કબુલ થાઉં કે છોકરા અને છોકરીઓનું જન્મપ્રમાણ સરખું છે, તો પછી કન્યાઓની સ્થિતિ અત્યારે ખરાબ શાથી? સરખા પ્રમાણમાં યુવક અને યુવતીઓ હોવા છતાં કન્યાઓને માટે યોગ્ય વર શોધવામાં મુશ્કેલીઓ પડે છે તેનું કારણ એ જ કે આપણા

મુરબ્બીઓ પોતાના પુત્રોને માટે ૭ ગામની બહારથી પરદેણને લોભે કન્યાઓ લાવે છે, એટલે જેટલા યુવકો ગામડેથી કન્યાઓ લાવે છે તેટલા યુવકોની ૭ ગામમાં ખોટ પડે છે, અને તેથી અત્યારે કુંવારા યુવકો કરતાં કુંવારી કન્યાઓ વધારે છે. જ્યારે આવી સ્થિતિ હોય ત્યારે શું પરિણામ નીપજે? જ્યારે બજારમાં વસ્તુ થોડી હોય અને ખરીદનાર વધારે હોય ત્યારે શું થાય? વસ્તુની કિંમત વેપારી મનફાવતી ઉપજાવી શકે: આવું જ બન્યું ૭ ગામના યુવકોની બાબતમાં. યુવકોની કિંમત વધી અને કન્યાઓની કિંમત ઘટી. જ્યારે કુંવારા યુવકોનું અને કુંવારી યુવતીઓનું પ્રમાણ આવું વિષમ હોય ત્યારે તો એમ જ બને કે કેટલીક યુવતીઓએ મને કે કમને કુંવારી રહેવું પડે અગર તો કોઇ સધવા ઉપર શોક થવા પરણવું પડે. અત્યારે બનવા પણ એમ જ બેઠું છે. કેટલાક મુરબ્બીઓ વરને અભાવે પોતાની કન્યાઓને શોક ઉપર આપે છે. ૭ ગામમાં યુવક કરતાં યુવતીઓનું પ્રમાણ વધારે હોવાથી યુવકોની કિંમત વધી, જ્યારે બીજા ગોળોમાંથી કન્યાઓ ૭ ગામમાં આવ્યાથી તેમને ત્યાં કન્યાઓનું પ્રમાણ યુવકો કરતાં ઓછું થયું અને આથી ત્યાં કન્યાઓની કિંમત વધી. પરિણામે જ્યાં યુવકોની કિંમત વધી ત્યાં વરવિક્રય થવા લાગ્યા અને જ્યાં કન્યાઓની કિંમત વધી ત્યાં કન્યાવિક્રય થવા લાગ્યા. આથી ૭ ગામમાં 'છોડીઓ ગધેડે ગવાય' છે અને ગામડાંમાં 'છોકરા ગધેડે ગવાય' છે!

આ સ્થિતિમાં માનો કે તમારી પ્રતિજ્ઞાથી ૭ ગામના પાષાણહૃદય મુરબ્બીઓનાં દિલ પીગળ્યાં અને તેથી તેમનો હૃદયપલટો થયો તોપણ શું? અત્યારે યુવકો કરતાં યુવતીઓનું જે પ્રમાણ વધી ગયું છે તે કોઇ પણ ઇલાજથી સરખું થશે? અત્યાર સુધીનું પ્રમાણ તો કોઇ પણ હિસાબે સરખું થાય જ નહિ. જો પ્રમાણ સરખું થાય જ નહિ તો પછી કન્યાઓની સ્થિતિ સુધરે કેવી રીતે? જ્યારે કન્યાઓની સ્થિતિ સુધરે નહિ ત્યારે તમારી પ્રતિજ્ઞા જીવનભરની જ થઇ પડે! પરંતુ તમારી પ્રતિજ્ઞા વાચતાં તો એવું માલમ પડે છે કે તમો આખી જિંદગી કુંવારાં રહેવા ઇચ્છતાં નથી. તમે તો તમારી બેનોની સ્થિતિ સુધરે તો લગ્નમંથાથી જોડાવા ઇચ્છો છો. તમોએ તમારા લેખમાં એવો આંકડો પણ બતાવ્યો નથી કે અમુક સંખ્યામાં મારા ગામની કન્યાઓ પરણી જાય એટલે બેનોની દશા સુધરી ગણાય.

તમો જરૂર જાણતાં હશો કે ઘણાખરા કુળવાનો ઘણે ભાગે વ્યવહારકુશળ હોય છે. તેઓ ચોરે ને ચૌટે બેસી ઘરનું ખાઇને ભાંજગડ કરનારા પણ હોય છે. તેઓનો મુખ્ય ધંધો ડહેલે બેસીને હુકો પીવાનો અને ભાંગેડ઼

કરવાનો હોય છે. કુળવાનો મોટા પ્રમાણમાં બેઠાખાઉ હોય છે. બેઠાખાઉ માણસોની (બાપદાદા તરફથી વારસામાં આવેલી) મિલકત આવી રીતે ક્યાં સુધી પહોંચે? જ્યારે ધન ખૂટે ત્યારે તેમણે ધનપ્રાપ્તિ માટે શું કરવું? કાં તો કમાવું અગર તો દેવું કરવું. આટલી મોટી ઉમરે તેમને કમાવું પાલવે નહિ, એટલે તેમણે બીજો રસ્તો ધોળા ઉપર કાળું કરવાનો અખત્યાર કર્યો. દેવાં પણ પુષ્કળ વધ્યાં. બીજી બાજુ કન્યાઓનું પ્રમાણ વધ્યું, એટલે તેમને પોતાના છોકરાની પરઠણ ઉપજાવવાનું સૂઝ્યું. જેમ જેમ દેવાં વધ્યાં તેમ તેમ દેવાંના પ્રમાણમાં જ પરઠણનું પ્રમાણ વધાર્યું.

૭ ગામમાં પહેલાં પરઠણમાં રૂા. ૩૦૧ લેવાનો રિવાજ હતો, પરંતુ અત્યારે તો ૭ ગામવાળાને સરખા જ કુળમાં કન્યા આપવા જતાં રૂપીઆની કોથળીઓ ઠાલવવી પડે છે. આ બધો પ્રતાપ ગામડાંની કન્યાઓનો છે. તેમના શુભ આગમનથી તમારી આવી સ્થિતિ થઇ પડી. આપણા મુરબ્બીઓ કદાચ માનતા હશે કે અમે અમારી કુળવાનશાહીની કિંમત લેઇએ છીએ, તો આજથી પચીસ વર્ષ પહેલાં તે કિંમત લેવાનું કેમ સૂઝેલું નહિ! મારું તો માનવું છે કે તેમને તેમની કુળવાનશાહીની કિંમત નથી ઉપજતી, પરંતુ યુવકોની અક્કલને લીધે તેમને તેમની આબરૂ કેરીના ભાવ ઊપજે છે. જો અત્યારના ગોળ ના હોત અને પાટીદારની કન્યા પાટીદારમાં ગમે ત્યાં પરણાવવામાં આવતી હોત તો જરૂર તેમને ખબર પડત કે કેટલી પરઠણ તેમની કુળવાનશાહીની ઊપજે છે! પરંતુ ગોળ એટલા મજબૂત બંધાયા છે કે એક પિતાની પ્રજા હોવા છતાં ઊંચનીચના ભેદ પડી ગયા છે. અને જ્યાં સુધી બીજા ગોળની કન્યાઓ ૭ ગામમાં આવશે ત્યાં સુધી કુળવાનશાહીની ભયંકર ઇમારતનો એક કાંકરો પણ ખરી શકવાનો નથી. જે કુળવાનો બેઠાખાઉ હોવાથી પૈસે તંગી ભોગવી રહ્યા છે તેઓ શું પરઠણ લેવાની મૂકી દેશે? શું તેઓ વરવિક્રય કરવાનો મૂકી દેઇ પોતાના તથા પોતાની પ્રજાના ધનાધિકાર ઉપર છરી મૂકવા તૈયાર થશે? જે કુળવાનો દેવાના દરિયામાં ડૂબી રહ્યા છે તેમની પાસેથી હૃદયપલટાની જે આશા રાખી તમે પ્રતિજ્ઞા કરી છે તે આશા તમારી ફળીભૂત થશે? તેમની પાસેથી આશા રાખવી કેવળ વ્યર્થ છે, આકાશના પુષ્પ સમાન છે. તેમની કન્યાઓની આથી ગમે ખરાબ દશા થાય, તોપણ તેમનો હૃદયપલટો કાંઇ હિરગ થાય એવું મને તો લાગતું નથી. કદાચ ગણ્યાગાંઠ્યા કુળવાનો, જેઓ પૈસે ટકે સુખી હોય, તેઓ કદાચ તમારી પ્રતિજ્ઞા તરફ જુએ, ગરીબ બિચારી કન્યાઓની દયાજનક દશા તરફ દૃષ્ટિ કરે, પરંતુ બધા તો નજ જુએ. અને

જ્યાં સુધી ૭ ગામના પાટીદારો જેમ પોતાની કન્યાઓ ૭ ગામ બહાર આપતા નથી તેમ પોતાના બધા પુત્રો ૭ ગામ બહાર ના પરણાવવાનો નિશ્ચય ના કરે ત્યાં સુધી તે પ્રશ્નનો કોઇ દિવસ ઉકેલ આવેજ નહિ. આ બધું બનવું મુશ્કેલ છે. મને પોતાને લાગે છે કે તમે પ્રતિજ્ઞા કરવામાં ઉતાવળ કરી છે. જો કન્યાઓની દશા સુધરે જ નહિ તો પછી તમારે આજીવન બ્રહ્મચર્ય પાળીને પોતાની બેનોની સેવા જ કરવાની રહી.

ખરેખર તમારી પ્રતિજ્ઞાથી એટલું તો કબુલ કરું છું જ કે ૭ ગામની કન્યાઓની દશા જોઇને તમારું હૃદય કકળી ઉઠયું છે, તેમના દુઃખમાં તમે ભાગીદારી નંખાવી રહ્યાં છો. પણ આ પાષાણહૃદય પિતાઓના હૃદયપલટા કરાવવાની ગણત્રીમાં તમારી ભૂલ થઇ છે. મને તમારો આ પ્રયત્ન નિષ્ફળ જાય તેવું લાગે છે. તમો તેમનો હૃદયપલટો કરાવો તેમના કરતાં તેમના પાપનું પ્રાયશ્ચિત કરો તો તેમના હૃદયમાં દયાનાં અંકુરો ઊગશે એવું લાગે છે. તુમને કદાચ લાગશે કે તેમના કયા પાપનું મારે પ્રાયશ્ચિત કરવું અને તેનું કેવી જાતનું પ્રાયશ્ચિત્ત કરવું !

શું એક પિતાની પાટીદાર કોમ હોવા છતાં તેમાં ઊંચનીચના ભેદ ગણવા એ પાપ નથી? એક બાપને બે પુત્રો હોય, તેમાંનો એક પોતાના ગામમાં રહેતો હોય અને બીજો આફ્રિકા રહેતો હોય. ત્યારે શું જન્મભૂમિમાં રહેનારને કુલીન અને બહારદેશ જનારને કુલહીન ગણશો? અત્યારે આ ગણત્રી ગણાતી નથી, તો પછી પહેલાં કેટલાંક વર્ષો ઉપર આથી વિરુદ્ધ ગણત્રી ગણી કુલીન અને કુલહીનનું ધોરણ બંધાયું છે તે આપણા મુરબ્બીઓની ભૂલ થઇ નથી? શું તે ભૂલ સુધારવાને અત્યારના યુવકોએ અને યુવતીઓએ પ્રયત્ન ના કરવો જોઇએ? શું જેમની કન્યા લાવવી તેમના પુત્રોને કન્યા ના આપવી? ન આપવામાં તેમના પુત્રોને અન્યાય થતો નથી? ખરેખર તે અઘોર પાપ છે. આપણા અન્યાયી મુરબ્બીઓની દશા ભગીરથના વડવાઓના જેવી નહિ થાય? ભગીરથે જેમ તેમ કરીને ભાગીરથીને સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આણી, પોતાના પિતૃઓને શાપમાંથી મુક્ત કર્યા, તેમ અત્યારનાં યુવકયુવતીઓએ પોતાના પિતૃઓની ભૂલને સુધારી લેવા પ્રયત્ન કરી તેમને તેમના દોષમાંથી મુક્તિ અપાવવી ના જોઇએ?

આ દોષનું પ્રાયશ્ચિત્ત તેમની માફી માગ્યે ના થઇ શકે, પરંતુ તેમને આપણા સરખા કુળવાન ગણીને સ્વતંત્ર યુવતીઓએ તે ગામોમાંથી પોતાને યોગ્ય યુવક પસંદ કરી તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવું. આથી યુવતીઓ સમાજની બે પ્રકારની સેવા કરી શકશેઃ એક તો તેમના (કુળહીનો) પ્રત્યે થએલા અત્યાર

સુધીના અન્યાયનું પ્રાયશ્ચિત્ત થાય અને બીજું અત્યારે કન્યાઓ આપવામાં જે મુશ્કેલી ઉપસ્થિત થઇ છે તે મુશ્કેલીમાંથી પોતાના વડીલોને કાઢવાનો માર્ગ દેખાડાય. આથી પાટીદાર કોમ વિશાળ અને અને વિશાળ બનતાં વરવિક્રય અને કન્યાવિક્રય રૂપી મહાપાપો જે આપણા મુરબ્બીઓ કરી રહ્યા છે તેમાંથી તેમને બચાવી શકાય.

જે મુરબ્બીઓ પોતાના પુત્રોને પગરખુને લોભે ગામડે પરણાવી પોતાનીજ પુત્રીઓનું જીવન કઢંગી દશામાં મૂકી રહ્યા છે તે વડીલો પાસેથી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અને સમાજને ઉન્નતિને શિખરે ચઢાવવા તેઓ કંઇક કરશે, કંઇક કરશે, એવી આશા રાખી તેમના મોં સામે તાકી રહેવું તે કેવળ નિરર્થક છે. સમાજને શિખરે ચઢવા સ્ત્રીજાતિનો પોતાનોજ પુરુષાર્થ કામમાં લાગશે. જો પુરુષવર્ગ કંઇ કરે તેમ હોત તો તેમની પુત્રીઓની છેક આટલી કફોડી દશા થઇ ત્યાં સુધી તેઓ બેસી રહ્યા હોત? તમે જાતેજ વિચાર કરોને કે તેમણે પોતાનીજ કેટલી ઉન્નતિ કરી છે? અને કરવા પ્રયત્ન પણ કેટલો કર્યો છે? જ્યારે તેમણે પોતાની ઉન્નતિ કરવા કંઇ કર્યું નથી તો તે પોતાની પુત્રીઓને માટે શું કરવાના છે? તેમની પાસે કોઇ પણ જાતની આશા રાખવી વ્યર્થ છે. જો સ્ત્રીઓ પોતાની ઉન્નતિ ઇચ્છતી હોય તો તેમણે જાતેજ કેડ કસવી પડશે, છ ગામની કન્યાઓએ પોતાના વડીલો સામે બંધારણીય બળવો જગાડવો પડશે; ત્યારેજ આ મુશ્કેલીનો કંઇક અંત આવશે.

હું આશા રાખું છું કે તમો કૌમારવ્રત ધારણ કરીને પાષાણહૃદય પિતાઓનો ક્યારે હૃદયપલટો થાય અને તમારી બેનોની દશા ક્યારે સુધરે તે જીવનપર્યંત જોયા કરો, તેના કરતાં અન્યાયી મુરબ્બીઓના પાપનું પ્રાયશ્ચિત્ત કરીને છ ગામની કન્યાઓનાં માર્ગદર્શક બનો.

લખાવાડ, નડિયાદ — રાવજીભાઇ મૂળજીભાઇ પટેલ

—*—

## ચર્ચાપત્ર

### ૧૨. ખેડા જિલ્લા બોર્ડ ધ્યાન આપશે કે?

#### આ તે ફરજિયાત કે મરજિયાત?

થોડાક દિવસ ઉપર પેપરમાં વાંચવામાં આવ્યું કે ખેતીને નુકશાન કરતાં રોઝનો નાશ કરવા માટે આણંદ તાલુકા ખેડુતમંડળે ખેડા જિલ્લા ડિસ્ટ્રિક્ટ બોર્ડ પાસે કંઇક મદદ માગી હતી, તે બાબત એ બોર્ડે ઠરાવ્યું કે ફરજિયાત

કામ કરવાનાં હોય ત્યાં સુધી આવાં મરજિયાત કામમાં મદદ મળી શકશે નહિ.

ખરેખર મને જણાવતાં દિલગીરી થાય છે કે બોર્ડના અધિકારીઓને ખેડૂતોને પડતાં દુઃખનો ખ્યાલ ક્યાંથી હોય! અને કદાચ હોય તો અહિંસાના સિદ્ધાન્તોને પણ કેમ અળગા કરાય! વળી તે દરખાસ્તને સર્વે મેમ્બરોએ વધાવી લેઇ સર્વાનુમતે મંજુર કરી. હું એમ પૂછું છું કે ખેડૂતોને પડતી દુઃખની ઝડીઓનો, અણધારી આફતોનો ખ્યાલ બોર્ડે કદી કર્યો છે? એમના દુઃખનો ખ્યાલ એ બોર્ડને કે બોર્ડની ખુરશી શોભાવતા અમલદારોને ક્યાંથી આવે? એક બાજુ હિમ, બીજી બાજુ કુદરત અને ત્રીજી બાજુ આવાં પ્રાણીઓ ખેડૂતની અને ખેતીની પાયમાલી કરે છે. છતાં આવી આવી અનેક મુશ્કેલીઓ અને હાડમારીઓ સહન કરતો બિચારો ખેડૂત હમેશાં જગતની ભાવજીની સેવા કરવા ખડેપગે ઊભો જ હોય છે, તો પછી તેના માર્ગમાં અંતરાયરૂપ વિઘ્નોનો નાશ કરવો ઉચિત નથી? બોર્ડ પાસે જે સાધન છે, સત્તા છે તે સાધન, સત્તા અને અધિકાર ખેડૂતની હાડમારીઓ દૂર કરવામાં, તેનો માર્ગ સરળ કરવામાં, તેની પ્રગતિને ઉત્તેજન આપવામાં સહાયભૂત ના જ નીવડવાનાં હોય તો પછી તેવી મનાતી પ્રજાકીય સંસ્થાઓ કોને માટે? શા માટે? ગરીબ ખેડૂતના પૈસાથી પોષાતી ને નભતી, તેમના જ ઉદ્ધારાર્થે ઉન્નતિ સાધવાના સાધનરૂપ ગણાતી પ્રજાકીય સંસ્થાઓએ ખેડૂતના પ્રશ્નને, શ્રમજીવીઓની હાડમારીઓને, કુદરતી સંકટોને હઠાવવાના પ્રયાસોને અગ્રસ્થાન આપવું ઘટે છે. અને આવી અનિવાર્ય જરૂરીઆતને માટે મરજિયાત કે ફરજિયાતનો પ્રશ્ન શોભે જ નહિ, તેને માટે આવી શંકાઓ જ ઉઠાવવી ઘટે નહિ. રોઝનિવારણનો પ્રશ્ન પણ અત્યારે તો ખેડૂત આલમને ખરેખર મૂંઝવણરૂપ થઇ પડ્યો છે. અને આવા અંતરાયોને દૂર કરવા માટે બને તેટલા બધાય પ્રયાસો કર્યા સિવાય છુટકો જ નથી. અને સાચું તો એ જ કે જિલ્લાબોર્ડ જેવી પ્રજાકીય અને અપૂર્વ સત્તા ધરાવતી સંસ્થાએ જ ખાસ કરીને આ પ્રશ્નને ઉપાડી લેવો જોઇએ અને ખેડૂત આલમને આવી મુશ્કેલીઓથી મુક્ત કરવી જોઇએ. તો પછી કોઇ સંસ્થા રોઝનિવારણનો પ્રશ્ન હાથ લેવા ઉત્સુક હોય અને તેને માટે તેની અમુક પ્રમાણમાં તૈયારી પણ હોય તો તેને ઉત્તેજન આપવું એ પ્રજાકીય સંસ્થાઓની પહેલી જ ફરજ છે, એમ સૌ કોઇ કબુલ કરશે.

આ બાબત કદાચ એમ બન્યું હોય કે સેન્ટ્રલ બોર્ડના હુકમના શિસ્ત-પાલન અનુસાર આ બોર્ડ આ બાબત ડેવેલપમેન્ટ એસોશીએશનને સહકાર આપવાનું ઉચિત ન ધાર્યું હોય, છતાં પણ ખેડૂત જનતાના સામાન્ય હિત

ખાતર પણ જિલ્લાબોર્ડે સેન્ટ્રલ બોર્ડને આ બાબત સ્પેશીઅલ રેફરન્સ કરી તે બાબત મંજુરી મેળવી લેવી ઘટે છે.

આશા છે કે આપણી કોંગ્રેસવાદી જિલ્લાબોર્ડ આ પ્રશ્નને ફરી હાથ ઉપર લેઇ પોતાથી બનતી મદદ કરી ખેડૂતસંસ્થાઓની કાર્યશક્તિને અને ધગશને જરૂર ઉત્તેજન આપશે.

બોરીઆવી પુરૂષોત્તમ ભાઇલાલભાઈ પટેલ

---

## જાણવાજોગ

### ૨૦. ખૂંટી કલમ વિષે સૂચના

#### આંબાનાં ઝાડોને સુધારવાની યોજના

'દેશી આંબા જે તદ્દન ફળતા નથી અગર જેનું ફળ તદ્દન નાનું થઇ ગયું છે, તે ઝાડ ખેડૂતોને ભારરૂપ થઇ પડે છે. એવા આંબાનાં ઝાડોને ખૂંટી કલમ કરી સુધારવા માટે આણંદ તાલુકા ખેડૂતમંડળ તરફથી છેલ્લાં ત્રણચાર વર્ષથી યોજના હાથ ધરવામાં આવી છે. ચાલુ સાલે પણ તેવાં ઝાડોને ખૂંટી કલમો કરવાનું શરૂ કર્યું છે.

ખૂંટી કલમો ખાસ કરીને શ્રાવણ માસમાં થઇ શકે છે. ખૂંટી કલમોનો દર ઝાડ દીઠ ફક્ત રૂા. ૦-૪-૦ રાખવામાં આવ્યો છે અને બાકીનો ખર્ચ એસોસીએશન તરફથી આપવામાં આવે છે. ખૂંટી કલમ કદાચ નિષ્ફળ જાય તોપણ આંબાના ઝાડને નુકસાન થતું નથી. પરંતુ ખૂંટી કલમ કર્યા બાદ તેની સંભાળ ખાસ રાખવી જોઇએ. ચાલુ સાલે જે ભાઇઓએ આંબાને ખૂંટી કલમો કરાવી છે તેઓએ આંબાની માવજત નીચે મુજબ કરવી, જેથી ખૂંટીઓનું ફૂટવાનું પ્રમાણ ઘણુંજ સારૂં આવશેઃ

(૧) આંબાના થડને ઉધઇ લાગે નહિ તે દરરોજ જોવું. કલમથી નીચેના ભાગને દીકામાળી, સોનાગેરૂ અને દિવેલનું મિશ્રણ લગાડવું, જેથી થડ ઉપર ઉધઇ લાગે નહિ.

(૨) કલમોની ઉપર તડકો આવે નહિ તેટલા માટે ચારે બાજુ છાંયો કરવો. આંબાને ગોળ ફરતાં ખરસાંડીનાં વાડોલાં કર્યાં હોય તો ઘણાં સારાં. જો તડકો અગર ગરમ પવન આવે તો મારેલી ખૂંટીઓ સુકાઇ જવા સંભવ છે.

(૩) વરસાદ ના આવે તો ખૂંટીઓને દરરોજ દિવસમાં ત્રણ વખત

બપોરના પાણી છાંટવું. કલમ ફૂટયા પછી જંતુઓ તે કુમળી ડુંકોને અને પાનને ખાય નહિ તે ખાસ તપાસતા રહેવું.

(૪) કલમ વીસ દિવસે ફૂટે છે. બરોબર ફૂટયા બાદ એટલે લગભગ બે માસ પછી ઝાડ ઉપરનાં ડાળાં ધીમે ધીમે આછાં કરવાં. જેમ ઝાડનાં ડાળાં આછાં કરશો, તેમ કલમ વધતી જશે. છેવટે થડ ઉપરનાં બધાં ડાળાં કાપ્યા બાદ થડ પણ કરવતી વડે કાપવું. ડાળાં અને થડ કાપવામાં ખાસ સંભાળ રાખવી, જેથી ડાળ કલમ ઉપર આવી પડે નહિ, નહિ તો ફૂટેલી કલમો ફાંસાઇ પડવા સંભવ છે. પાંચ છ માસ પછી ખૂંટી મારેલા ભાગ ઉપર લગભગ અરધો ફૂટ ઊંચાઇ રાખી થડ કાપવું.

(૫) જે કલમો ફૂટે તેને થડ સાથે અગર ટેકા સાથે બાંધવાં, જેથી કલમ સીધી ફૂટી ઊંચી જાય.

આવી રીતે ખૂંટી મારેલી કલમોને લગભગ ચારપાંચ વર્ષે ફળ આવે છે. વધુ મહિતી માટે મંડળના ઓવરશીઅરને લખવું અથવા મળવું.

| | |
|---|---|
| **કાન્તિલાલ એન. પંડ્યા,** | **ભગવાનદાસ પટેલ,** |
| ખેતીવાડી ઓવરશીઅર, | ઓનરરી સેક્રેટરી, |
| તા. ડે. એ., આણંદ | તા. ડે. એ., આણંદ |

———*———

## નાતનું સરવૈયું

આ માસે વિક્રમ સંવતનું ૧૯૯૪મું વર્ષ પૂરૂં થાય છે અને સાથેજ આ માસિક પત્રનું ૧૫મું વર્ષ પૂરૂં થાય છે. ત્યારે રવૈયા પ્રમાણે નાતનું સરવૈયું કાઢી જોઇએ. એથી, આ વર્ષમાં નાત કેટલી વધી, કેટલી પાછી પડી, એના જમાઉધારના તરસાળા જડે.

છેલ્લાં કેટલાંક વર્ષથી યુવકોનું સંગઠિત બળ તૂટવાથી સામાજિક પ્રગતિ અટકી પડી છે, પ્રેતભોજન સામે પણ સંગઠિત બળથી વિરોધ થઇ શકતો નથી અને આ વર્ષે પણ પ્રેતભોજન થયે ગયાં છે. એમ તો અનેક થયાં હશે, પણ દિલને ખટકે એવાં એક બેનો ઉલ્લેખ કરીએ: સ. ૧૯૮૮માં ધર્મજમાં એક પ્રેતભોજન થયું, ત્યારે "જમણને દિવસે ૨૮૫ વિદ્યાર્થીઓએ જમણમાં ભાગ ન લીધો, અને ઘણાએ તો લાંઘણ પણ કર્યું. આ વિદ્યાર્થીઓને ધન્યવાદ ઘટે છે." જે ધર્મજના વિદ્યાર્થીઓએ આવા 'સુંદર સત્યાગ્રહ' માટે ગાંધીજીના ઉપર પ્રમાણેના ધન્યવાદ લીધા, તેજ ધર્મજમાં આજે દશ વર્ષ પછી ત્યાંના

થવાનો ભય લાગે ને ઠેકાણે આવે તો કોણ જાણે!

ગુણનાં કજોડાંલગ્નની તો ગણત્રી કોણ કાઢી શકે? પણ ઉમરનાં કજોડાં-લગ્ન તો આ વર્ષે પણ થયાં હશે. છતાં એવાં કજોડાં લગ્ન અટકાવવાનો પ્રયત્ન આ વર્ષે પણ પાટીદાર મંડળના મંત્રી ભાઈ વેણીભાઇએ કર્યો છે: ઓડના રહીશ અને ખંભોળજ ગુજરાતી શાળાના હેડ માસ્તર ભાઇ સોમાભાઇ પ્રભુદાસ પટેલ ૫૧ વર્ષની ઉંમરે સારસાના ભાઇ જવેરભાઇ ઈશ્વરભાઇનાં ૧૫ વર્ષનાં કુમળી કન્યા સાથે લગ્ન કરવા નીકળ્યા. ભાઇ વેણીભાઇએ એ લગ્ન વિરુદ્ધ મનાઇ હુકમ મેળવવા અને પોતાને કન્યાના વાલી નીમવા કચેરીમાં અરજી કરી. તે પ્રમાણે તા. ૨૯ : ૪ : '૩૮ને રોજ મનાઇ હુકમ નીકળ્યો. સુનાવણીને રોજ, તા. ૩ : ૫ : '૩૮ને રોજ, વરરાજાએ અને કન્યાપિતાએ કચેરીમાં હાજર રહી જાહેર કરવું પડ્યું કે એ લગ્ન અમે નહિ કરીએ. ઓડના બીજા એક ભાઇ કરજણ તાલુકાના હાંડોદ ગામની શાળાના હેડ માસ્તર છે. તે ૪૫ વર્ષની ઉમરે ચરોતરના કોઇ ગામની ૧૨ વર્ષની કન્યાને પરણવા તૈયાર થયા. કન્યાપિતા પોતાની કન્યાને લેઇ હાંડોદ ગયા. લગ્નવિધિની તૈયારી થઇ, પણ ગોરે જ એ બાળલગ્ન કરાવવાની ના પાડી ને તેથી એ બાળલગ્ન અટકી પડ્યું. ખરે જ એ ગોરને ધન્યવાદ ઘટે છે.

પણ આ વર્ષેય બાળલગ્ન તો થયાં છે. અજરપુરા, આમોદ, કરમસદ, પાણેયા, પાળજ, બોરીઆવી, ભેટાસી, મિત્રાલ, લીંબાસી, હેરંજ વગેરે ગામોમાં બાળલગ્ન થવાની ખબર મળતાં, કેટલાકને પાટીદાર મંડળના મંત્રી ભાઇ વેણીભાઇએ અગાઉથી નોટીસો આપી થતાં બાળલગ્ન અટકાવેલાં, છતાં જે બાળલગ્ન થયાં તેમના ઉપર કચેરીમાં ફરિયાદ કરી તેમને સજા કરાવી છે. આ વિષે ભાઇ વેણીભાઇ સદાજાગ્રત રહી આ સુંદર કાર્ય કરી રહ્યા છે. તેમને એ માટે જરૂર ધન્યવાદ ઘટે છે.

લગ્નની ધામધૂમ અને ખર્ચ ઓછાં થવાની આ વિકટ સમયમાં બહુ જ જરૂર છે. લોકસેવકોએ પોતાને ઘેર પ્રસંગ આવ્યે આજુબાજુના ભાઇઓને દાખલો આપવા ધામધૂમ અને ખર્ચ ઓછાં કરવાં જોઇએ. પણ એ લોકસેવકો પણ બીજાને શાબ્દિક ઉપદેશ આપવા છતાં પોતાને ઘેર પ્રસંગ આવ્યે પહોળા થઇ બેસે છે! મલાતજના ભાઇ શામળભાઇ બહેચરભાઇ પટેલે પોતાની ભત્રિજીના લગ્નપ્રસંગમાં, મોભારોડની વાડળ એ. વી. સ્કૂલના સ્થાપક મંત્રી ને શિક્ષક તે સાધીના ભાઇ ખુશાલભાઇ કાળિદાસ પટેલે પોતાને લગ્નપ્રસંગે અને વરણામાના ભાઇ ચિમનભાઇ હરિભાઇ અમીને ત્યાંના ભાઇ ભાઇલાલભાઇ જોરાભાઇ અમીનના પુત્રના બાળલગ્નપ્રસંગમાં ખૂબ ધામધૂમ કરેલી. આવા સમાજનેતાઓ

પોતાના શાબ્દિક ઉપદેશથી સમાજ ઉપર શી અસર પાડી શકે?

પરંતુ આ વર્ષે સાદાઈથી પણ લગ્ન થયાં છે. બ્રાહ્મણગામના ભાઈ નાગરદાસ હ. પટેલ મલાડમાં રહે છે. તેમણે પોતાનાં પુત્રી બેન કમળાબેનનું લગ્ન સોજીત્રાના, પણ હાલ કંપાલામાં રહેતા ભાઈ ગગનભાઈ લહુભાઈ સાથે કર્યું. લગ્નવિધિ બ્રાહ્મણગામમાં નહિ, પણ મલાડમાં છેક જ સાદાઈથી કરાવ્યો. ૨૦ માણસની જાન એક દિવસ રહી પાછી ફરેલી. એ લગ્નમાં કંઈ પણ લેવડદેવડ થએલી નહિ. આવા સુંદર અને સાદા લગનથી સમાજ ઉપર સારો દાખલો બેસાડવા માટે એ ભાઈઓને ધન્યવાદ ઘટે છે.

ઊછેરેલા કણઝરીમાં પણ મૂળે નારના ભાઈ શંકરભાઈ બી. પટેલે જલાલપુર તાલુકાના પુણી ગામનાં એક વિધવા બેન સાથે પુનર્લગ્ન કર્યું.

બે બેનોએ પિતાની ઇચ્છા વિરુદ્ધ પોતાનાં લગ્ન પોતાની મેળે કરી લીધાં છે—સ્વયંવર કરી લીધા છે: (૧) કરમસદના પણ હાલ નૈરોબીમાં રહેતા ભાઈ પુરુષોત્તમ મોતીભાઈ કરમસદકરનાં પુત્રી બેન સુભદ્રાબેને અમદાવાદમાં ત્યાંના સમાજવાદી કાર્યકર્તા ભાઈ ભોગીલાલ ગાંધી સાથે લગ્ન કર્યાં છે. ભાઈ ભોગીલાલ ગાંધી નાતે વાણિયા હોવાથી આ લગ્ન આન્તરજ્ઞાતીય પણ કહી શકાય. બેન સુભદ્રાબેનના કાકાનાં પુત્રી બેન શાન્તાબેને પણ બે વર્ષ ઉપર અમદાવાદમાં ભાઈ ચંદ્રવદન શુક્લ સાથે આન્તરજ્ઞાતીય લગ્ન કર્યું હતું. (૨) મુંબઈના પ્રખ્યાત ડૉ. પુરુષોત્તમદાસ ટી. પટેલનાં પુત્રી સરલાબેને પિતાની ઇચ્છા વિરુદ્ધ ધર્મજના ભાઈ મતિલાલ તુલસીદાસ પટેલ સાથે મુંબઈમાં લગ્ન કર્યાં હતાં. આ બન્ને લગ્નમાં તો સાદાઈ હોય જ, એમાં નવાઈ નથી.

આમ હવે પાટીદાર બેનો પણ હિંમત દાખવી બંડ કરતી થઈ છે. બેશક એ બંડમાં કલ્યાણવૃત્તિ હોવી જ જોઈએ, તે વિના પોતાનો ને સમાજનો નાશ જ છે. અને છતાં હિંમત કેળવવાની તો જરૂર છે જ. સંદેસરનાં સત્તર અઢાર વર્ષનાં બેન સોનાબેને પોતાના દારૂડીઆ ને સ્વચ્છંદી પતિ રેવનદાસ ખુશાલભાઈ પટેલને ઘરની મિલકત રેંફેદે નહિ કરવાની નોટીસ આપી છે. બેશક આવી નૈતિક હિંમત સ્ત્રીઓમાં આવે એ ખાસ જરૂરનું છે,

કુળવાનશાહીને પરિણામે કુળવાન ગામોમાં કન્યાઓ દેવાનું ક્ષેત્ર બહુ સંકડાઈ ગયું છે અને તેથી કન્યાઓની સ્થિતિ અતિકરુણ થતી જાય છે. એ સ્થિતિ જોઈ ભાદરણનાં બેન કમળાબેન નારાયણભાઈ પટેલે, કુળવાનશાહી તૂટી કન્યાઓની દશા સુધરે નહિ ત્યાં સુધી કૌમારવ્રત પાળવાની પ્રતિજ્ઞા કરી છે. હવે કન્યાકેળવણી વધતી જાય છે અને તેમને જો સાચી કેળવણી મળશે તો પોતાના પિતાઓ પોતાની સ્થિતિ નહિ સુધારે તો તેની વાટ જોયા વિના

પોતેજ બંડ કરીને પોતાની ઉન્નતિના માર્ગ શોધી લેશે. કુળવાનો એ વાત સમજે.

એજ ભાદરણના ભાઇ વ્રજભાઇ વાઘજીભાઇ પટેલે, કુળવાનો સમાજીને એ વિષે કંઇ માર્ગ કાઢે એટલા માટે તેમને વડતાલ એકઠા થવા વિષે પત્રિકા કાઢી મોકલી. પણ જાહુ આશાજનક ઉત્તર ન મળ્યાથી ભાઇ વ્રજભાઇને નિરાશા ઊપજી છે. આ વાત સ્પષ્ટ કહે છે કે હજી કુળવાનોને સાચી સ્થિતિ સમજી કલ્યાણમાર્ગ શોધવાની પડી નથી. પણ ભાઇ વ્રજભાઇએ અને તેમના જેવા બીજા ભાઇઓએ તો વારંવાર પ્રયત્નો કરવા જ પડશે, નિરાશ થયે પાલવશે નહિ જ.

અને આપણાં 'પાટીદારમંડળ' અને 'પાટીદાર ભગિનીસમાજ' તો આજે મરવાની આળસે જ જીવતાં જ રહ્યાં છે. બે વર્ષ ઉપર ડાકોરમાં પરિષદ ભર્યા પછી તેના કાર્યકર્તાઓ સોડ તાણીને સૂતા છે. ઊર્મિના દિવસોમાં, બીજું કંઇ કામ ન હોવાથી, મંડળો સ્થપાય એની બીજી શી દશા હોય! વળી આવતા કાર્તકમાં ઓડમાં પરિષદ ભરાવાની છે, તેમાં કોણ જાણે શા યે મોર ચરાશે? અથવા એ હિંસાત્મક શબ્દ ન વાપરીએ તો કહીએ કે કોણ જાણે શાંય ઘોળકાં ઘોળાશે!

પણ આપણે સદ્‌ભાગ્યે આજે આપણા ઉપર મહાસભાવાદી સરકાર રાજ્ય કરે છે, તેણે સમાજની ઉન્નતિ અર્થે કાયદા કરવા માંડ્યા છે: હિંદુ સ્ત્રીને છૂટાછેડા કરવાના હક, હિંદુ સ્ત્રીને વારસાહક, એકપત્ની લગ્ન, અસમાન લગ્ન ઉપર પ્રતિબંધ, હરિજનોને સમાનતાના હક અને એવા બીજા સામાજિક કાયદા કરવા તેણે ધાર્યા છે. અને ત્યારે પશુ જેવો આપણો માનવસમાજ કાયદાની લાતો વિના સીધો ચાલવાનો નથી એમ જ ને?

અને આપણી આર્થિક અવદશાનું તો કહેવુંજ શું? સારે નરસે પ્રસંગે ગમે તેવા જમણવારોના જલસા કરીએ, ગમે તેટલાં ઊજળાં કપડાં પહેરીને ફરાફર કરીએ, પણ સમગ્ર નાતની તો આર્થિક અવદશા જ ધીરે ધીરે થયા કરે છે. નાત એકંદરે તો ખેડૂત, અને ખેડૂતની અવદશાનો તે કંઇ પાર છે? આ વર્ષે વરસાદ તો કંઇક ઠીક છે, પણ છેવટનો એક વરસાદ ન પડે તો ખેડૂતને સંકટ આવી પડે અને જો શિયાળામાં હિમ પડ્યું તો તો થઇ જ રહ્યું! પણ ખેડૂતની સ્થિતિ કંઇક ઠેકાણે રાખવા માટે પણ આજની મહાસભાવાદી સરકાર કંઇક કરી રહી છે: તેણે મહેસુલમાં ને ખેડૂતના કરજમાં રાહત આપવાની, સત્યાગ્રહમાં જપ્ત થએલી જમીનો જે તે ખેડૂતને પાછી આપવાની, ખેતીને ભેલાડતાં રોઝનો નાશ કરવાની, દારૂ પીવાતો બંધ કરવાની અને એવી બીજી યોજનાઓ કરી છે. જોકે વડોદરા રાજ્યમાં ધનીઆવીનાં હરણો તો સ્વચ્છંદે એ રાજ્યના ખેડૂતોની ખેતી ભેલાડયેજ જાય છે.

પણ માગ્યા વિના તો મા યે ન પીરસે. ખેડૂતનાં દુઃખ સરકારને જાહેર કરવા અને ખેડૂતોએ પોતે ઊભાં કરેલાં પોતાનાં દુઃખ ફેડવાના પ્રયત્ન કરવા ખેડા જિલ્લામાં 'ખેડૂતમંડળ' સ્થપાયું છે, પણ તેણે આખા વર્ષમાં કશું ય કર્યું દેખાતું નથી. હવે એણે 'ખેડૂતપત્રિકા' કાઢી પ્રચારકાર્ય કરવાનો નિર્ણય કર્યો છે. શું પરિણામ આવે છે તે જોઈએ.

ખંભાતના વતની લેઉઆ પાટીદાર ભાઈ મગનલાલ હરગોવિંદદાસનાં વિધવા પત્ની બેન જીતકોરે એક ધર્મશાળા બંધાવીને યાત્રાળુ માટે ખુલ્લી મુકી છે. આ બેને આજ સુધીમાં આશરે એક લાખ રૂપિયાનું જુદાં જુદાં ધાર્મિક ખાતાંમાં દાન આપ્યું છે. ભાદરણના રહીશ, પણ મુંબઈમાં વેપાર કરતા એક ભાઈએ, પોતાનું નામ પ્રકટ ન કરવાની ઇચ્છા દર્શાવીને, નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને, તેના વિદ્યાલયનું મકાન બાંધવા માટે રૂા. ૨૫૦૦૦નું દાન આપ્યું છે. વળી તેજ સંસ્થામાં પાણીની કાયમી સગવડ કરવાને નડિઆદના રહીશ, જામનગર રાજ્યના રેવેન્યુ દિવાન, ભાઈ ગોકુળભાઈ બાપુજીભાઈ દેસાઈએ પોતાનાં માતુશ્રી લાડબાઈબાના સ્મરણાર્થે રૂા. ૨૦૦૦નું દાન આપ્યું છે. વસો ગામમાં સરકારી દવાખાનાની સાથે એક પ્રસૂતિગૃહ સ્થપાય અને તેને પોતાનાં પત્ની ફુલીબાનું નામ જોડાય એ શરતે, ત્યાંના રહીશ અને મુંબઈમાં વેપાર અર્થે રહેતા ભાઈ ઉમેદભાઈ ઝવેરભાઈ પટેલે રૂા. ૧૨૦૦૦ આપવાનું સ્વીકાર્યું છે. વળી ત્યાંનાજ રહીશ અને ધંધા અર્થે અમદાવાદમાં રહેતા ભાઈ દાદુભાઈ મૂળજીભાઈ અમીને પોતાનાં પત્ની ગંગાબાનું નામ મકાન સાથે જોડાય એવી શરતે વસોમાં કન્યાશાળાના મકાન માટે રૂા. ૫૦૦૦ આપવાનું જાહેર કર્યું છે. ચિત્રકળા પ્રદર્શનને સહાયતા કરવા વીરસદના ભાઈ ભાઈલાલભાઈ દાજીભાઈ અમીને ચરોતર એજ્યુકેશન સોસાયટીને રૂા. ૧૦૦૦ આપવાનું જાહેર કર્યું છે. ભાદરણ ઉદ્યોગાલયના શરૂઆતના ખર્ચ માટે ત્યાંના રહીશ ભાઈ મગનભાઈ શંકરભાઈ પટેલે રૂા. ૯૦૦ આપ્યા છે. નડીઆદના રહીશ અને કરમસદમાં વકીલાત કરતા ભાઈ ઝવેરભાઈ કિશોરભાઈ પટેલે હરિજન બાળકોને સ્લેટ, પેન, ફી વગેરે આપવા માટે ખેડા જિલ્લા હરિજન સંઘને રૂા. ૫૦૦નું ટ્રસ્ટફંડ આપ્યું છે.

ખાસ ફંડમાંથી બેનોને વિનાલવાજમ તથા પાટીદાર ભગિનીસમાજના ફંડમાંથી બેનોને ઓછે લવાજમે તેમજ સામાન્ય ફંડમાંથી વિદ્યાર્થીઓને ને ગુજરાતી શાળાના શિક્ષકોને રૂા. ૧ામાં 'પાટીદાર' આપવાની યોજના ચાલુ રહી છે.

આ વર્ષનું આપણી નાતનું આ સરવૈયું. વાચક વિચારી લે કે આપણે કેટલું આગળ વધ્યા, કેટલું પાછળ પડ્યા. અને એ વિચારી આવતે વર્ષે કંઈક તો આગળ વધવાનો નિશ્ચય કરીએ જ.

## નડીઆદ કરમસદમાં થએલું બાળલગ્ન

નડીઆદના ભાઇ પુરુષોત્તમ અંબાલાલ દેસાઇનાં પંદરેક વર્ષનાં દીકરી બેન વિમળાબેનનું બાળલગ્ન કરમસદના ભાઇ આશાભાઇ શંકરભાઇ પટેલનાં ૧૧-૧૨ વર્ષના દીકરા ભાઇ મનુભાઇ સાથે નડીઆદમાં તા. ૩:૫:૧૯૩૮ને રોજ કરવામાં આવ્યું હતું. તે બાળલગ્ન કરી શારદા ઍક્ટનો ભંગ કર્યા બદલ ફરિયાદ કેમ ના કરવી તે માટે યોગ્ય ખુલાસો કરવા વરકન્યાના પિતા, કન્યાનાં માતા તથા વિધિ કરાવનાર ગોર નટવરલાલ પુરુષોત્તમને ગુજરાત પાટીદાર મંડળના મંત્રી ભાઇ વેણીભાઇ પ્રભુદાસ પટેલે નોટીસો આપી છે. વળી નડીઆદના ભાઇ મણિભાઇ ઉર્ફે ગોરધનભાઇ નાનાભાઇ પટેલના ૧૬ વરસના દીકરા ભાઇ મનુભાઇનું બાળલગ્ન કરમસદના ભાઇ શિવાભાઇ જવેરભાઇ પટેલનાં દીકરી બેન વિમળાબેન સાથે તા. ૬:૧૨:૩૭ને રોજ કરમસદમાં કરવામાં આવ્યું હતું, તે બાળલગ્ન કરી શારદા ઍક્ટનો ભંગ કર્યા બદલ ફરિયાદ કેમ ના કરવી તે માટે યોગ્ય ખુલાસો કરવા વરકન્યાના પિતા અને કન્યાનાં માતા બેન મણિબેન તથા વિધિ કરાવનાર કરમસદના ગોર રામશંકર મુગટરામને પણ તેમણે નોટીસો આપી છે.

## બાળલગ્ન અટકાવવાના ઉપાય

બાળલગ્ન કર્યા બદલ આટઆટલી ફરિયાદો થાય છે અને તેમાં એવાં બાળલગ્ન કરનારા દંડાય છે છતાં લોક બાળલગ્ન કર્યે જ જાય છે. તેઓ પોતાનાં બાળકોનું હિત હજીયે સમજતા નથી. ફરિયાદ કરવામાં પણ અનેક મુશ્કેલીઓ નડે છે, કારણ કે તેમાં અનેક હકીકતો સાબિત કરવી પડે છે. પ્રથમ તો લગ્ન થયું છે કે નહિ તે જ સાબિત કરવું પડે છે. એને માટે લગ્નની કંકોત્રીઓ પુરાવામાં મુકાય તોય કેટલાંક ઉસ્તાદ માબાપ દલીલ કરે છે કે તે તિથિએ લગ્ન બંધ રાખ્યાં હતાં, માટે તે કંકોત્રી રદ કરી હતી. આવી ફરિયાદોમાં સેવાભાવે ફરિયાદ કરનારને સરકારે અનુકૂળતા કરી આપવી ઘટે અને જન્મમરણની જેમ નોંધ રખાય છે તેમજ લગ્નની પણ નોંધ સરકારી દફતરે રાખવાની યોજના કરવી ઘટે. વળી બાળલગ્ન કરાવનાર ગોરને જો કેદની સજા કરવાનું ઠરાવવામાં આવે તો અનેક બાળલગ્ન અટકી પડે. વળી થનાર લગ્નનાં વરકન્યાની, જન્મમરણના પત્રકમાં નોંધાએલી ઉમર રજુ કરવાની ફરજ પાડવામાં આવે અને તેમાં વરકન્યા કાયદાની દૃષ્ટિએ બાળક નથી એવી ખાત્રી થયે જ તેમને લગ્ન કરવાની પરવાનગી આપવામાં

આવે એવું ઠરાવવામાં આવે તો લગભગ બધાં બાળલગ્ન અટકી જાય. પણ બાળલગ્ન એકેવારે અટકાવી દેવાનો એકમાત્ર સફળ માર્ગ તો એ જ છે કે કાયદે કરેલાં બાળલગ્નને કાયદેથી જ રદબાતલ ગણવાં, તેમને લગ્ન જ ન ગણવાં.

## જપ્ત થએલી જમીનો પાછી આવે છે!

સ. ૧૯૩૦ના અને સ. ૧૯૩૨ના સત્યાગ્રહસંગ્રામમાં ભાગ લેનાર અનેક ખેડૂતોની જમીનો તે વખતની સરકારે જપ્ત કરીને દેશદ્રોહીઓને વેચી દીધી હતી. હવે તો મહાસભાની સરકાર આપણા ઉપર રાજ્ય કરે છે, તેણે એ જમીનો પોતે ખરીદી લેઇ તે દેશપ્રેમી ખેડૂતોને પાછી આપવાનો સંકલ્પ કર્યો છે. જમીન ખરીદનારને સરકારે સમજાવી જોયા પણ સોનાં જેવી જમીનો પાણીને મૂલે પચાવી પડેલા તે એમ કંઇ પાછી આપે? વાતા વાયરાની દિશા પણ એ લોક ન સમજ્યા, ત્યારે હાલ સરકાર કાયદો કરવા તૈયાર થઇ છે, એટલે દાયદાને જોરે એ જમીનો વેચેલી કિંમતે ખરીદી લેશે અને હવે થોડા જ વખતમાં એ જમીનો ખેડૂતોને પાછી મળશે. બેશક અત્યારના કબજાદારોએ એ જમીનો સુધારવા જે કંઇ ખર્ચ કર્યો હશે ને તેમને સરકાર મજરે આપશે અને વળી ખરીદકિંમત ઉપર ચાર આના લેખે વ્યાજ આપશે એવું લાગે છે. વ્યાજ તો ન જ આપવું ઘટે, કારણ કે તેમણે સસ્તી કિંમતે ખરીદેલી એ જમીનમાંથી એટલી બધી પેદાશ ખાધી હશે કે તેમને ઘણું યે વ્યાજ મળ્યું હશે.

## ગણોતબીલ

જમીનદારો પોતાની જમીનો ખેડૂતોને સાંથે આપી ખેડાવે છે, તે સાંથ ખેડૂતોને બહુ ભારે પડે છે, બાર મહિના સખ્ત મજૂરી કર્યા છતાંયે તેના ઘરમાં ખાવાનો દાણો રહેતો નથી. જમીનદારો પૂછશે કે એવો ખોટનો ધંધો ત્યારે ખેડૂતો કરે છે શું કરવા? પણ ખેડૂત ખેતી ન કરે તો બીજું કરેય શું? આપણે સૌ જાણીએ છીએ કે આજે બાળકોને અંગ્રેજી ભણાવીને ગ્રેજ્યુએટ કરવાં તેય આખરે તો ખોટનો ધંધો છે, અને છતાંયે આપણે બુદ્ધિશાળી ગણાતા લોક ભણાવ્યે જઇએ છીએ ને વળી વિલાયત ભણવા મોકલીને એથીયે ભારે ખોટનો ધંધો કરીએ છીએ! ત્યારે બિચારો ખેડૂત ખેતી ન કરે તો કરે શું? આ સ્થિતિમાં ખેડૂતની ખોટ ઓછી કરવા આજે મહાસભાની સરકાર ગણોત ઉપર અંકુશ મૂકવાનો કાયદો કરી—જમીનદારો ઉપર અંકુશ મૂકવાનો કાયદો કરવાનું વિચારી રહી છે. પણ એ કાયદો નહેરોવાળી ૩૩ કે તેથી વધારે એકરના જમીનના અને સામાન્ય ૧૦૦ કે એથી વધારે એકરના જમીનના માલેકોને જ લાગુ કરવાનો હોય એવું લાગે છે. પણ એવા મોટા જમીનદારો દેશમાં છે કેટલા? તેમના ગણોતિયા ૨૧,૧૧૦ છે, ત્યારે કુલ ગણોતિયા ખેડૂત તો ૨૨,૯૧,૪૧૫ છે! એટલે

એ કાયદાનો લાભ બહુ થોડા જ ખેડૂતોને – એક ટકા કરતાં પણ ઓછા ખેડૂતોને – મળશે. ત્યારે કાયદો તો સૌ જમીનદારોને લાગુ પાડવો જોઇએ. પછી જે જમીનદારોને પોતાની જમીન એમ ખેડવા ખેડૂતને આપવી ન પાલવે તે પોતે ખેડી લે. વળી જમીનદારોની જમીનો ખેડૂત સુધારવાના પ્રયત્ન કરીને વધારે લાભ ઉઠાવવા પ્રયત્ન કરે, એટલા માટે તે જમીનો તે ખેડૂતો પાસેથી અમુક વર્ષ સુધી પાછી ન લેઇ શકે અને છતાં સાંથ પણ ન વધારી શકે એવો કાયદો પણ થવો જોઇએ. વધારે સાંથ લેવા બીજા ખેડૂતને આપવાની દાનતથી ને ખેડૂતો પાસેથી, પોતે ખેડવી છે એવે બહાને, તે જમીનો લેઇ લેનાર જમીનદારો ઉપર એવો અંકુશ મૂકવો કે તે ખેડૂતે જેટલાં વર્ષ તે જમીન ખેડી હોય તેટલાં વર્ષ તો જમીનદારે તે જમીન પોતે ખેડવી જ જોઇએ.

### ખેડે તેની જમીન

પણ સૌથી સાચો કાયદો તો એવો જોઇએ કે જે ખેડે તેની જ જમીન. એથી આળસુ જમીનદારોનો ખેડાખાઉ વર્ગ નાબુદ થશે ને તેઓ કામ કરશે. એટલે દેશના જનબળનો ને તેથી ધનબળનો થતો અપવ્યય અટકશે. વળી ખેડૂત સમજતો થશે કે મારા શ્રમનો લાભ મને જ મળવાનો છે, એટલે એ મન મૂકીને શ્રમ કરતો થશે. એ કાયદો આજે જ કરવો આકરો લાગતો હોય તો એમ કરવું કે દરેક પ્રદેશમાં જમીનની પેદાશ પ્રમાણે દરેક કુટુંબના નિર્વાહ માટે જમીનનું કદ નક્કી કરવું. માનો કે અમુક પ્રદેશમાં એક કુટુંબના નિર્વાહ માટે ૧૫ વીઘાં જમીનની જરૂર છે, તો એથી ઓછી જમીનને એકત્ર કરી ૧૫ વીઘાંની પાટી બનાવવી. ૧૫ વીઘાંની પાટીના ફરી વિભાગ ન પડવા દેવા અને નવી ખરીદીને એથી મોટી પાટી થવા ન દેવી. મોટા જમીનદારોની જમીનના ટૂકડા ૧૫ વીઘાંની પાટી સુધી થવા દેવા, પણ એથી નાના ન થવા દેવા. આમ ધીરે ધીરે બધા ખેડૂતોને ખેડવાની જમીન મળી રહેશે અને જમીનદારોનો વર્ગ નીકળી જશે. જતે દિવસે ઠરાવવું તો એવું કે ખેડે તેની જ જમીન.

### ખેડૂતનાં ખર્ચ ઉપર અંકુશ

ખેડૂતને આસમાની સુલતાની સંકટો તો છે જ, પણ તેમાંયે પોતે ફુલણજી-વેડા કરીને લગ્નમરણને પ્રસંગે ખોટાં ખર્ચ કરી પોતાની ઉપર દેવાના ડુંગર ખડકે છે અને પછી એ દેવાના ડુંગર નીચે એ એવો તો દબાય છે કે તેમાંથી તે ને તેના વંશજો નીકળવા પામતા નથી. પાટીદારોની આ અવદશા આજે જાણીતી છે. પોતે પોતાની અને પોતાના વંશજોની ઉપર કૃપા કરીને આવાં ખર્ચ ઉપર એ અંકુશ ન મૂકે તો સરકારે પોતાની એ પ્રજા ઉપર કૃપા કરીને તેમના ઉપર કાયદાથી અંકુશ મૂકવો ઘટે. પાટીદારોમાં આજે વરવિક્રયની

કિંમત બહુ વધી ગઇ છે ને કેટલેક પ્રસંગે તો વરપિતાઓ પોતાને મળેલી પરઠણ કરતાં પણ આબરૂ વધારવા મોટા આંકડો દેખાડે છે। ત્યારે સરકારે એવું ઠરાવવું ઘટે કે કન્યાપિતા જેટલી પરઠણ વરપિતાને આપે તેથી અર્ધી સરકારને પણ તેણે આપવી, અને વરપિતાએ જે પરઠણ કન્યાપિતા પાસેથી લીધી હોય તેમાંથી અર્ધી સરકારને તેણે આપી દેવી. આથી પરઠણના ભાવ તુરત ઊતરી જશે. વળી લગ્નમરણને પ્રસંગે પ્રજાજન મોટા મોટા વરા કરીને દેશ-ધનનો અપવ્યય કરે છે તેના ઉપર પણ સરકારે અંકુશ મૂકવો ઘટે. લગ્નના જમણમાં પચીશેક પત્રાવળીને બાદ કરીને સર્વે પત્રાવળી ઉપર ચાર આના અને મરણના જમણમાં સર્વે પત્રાવળી ઉપર બે આના કર લેવાનો ઠરાવવો. આ સૌમાંથી જે ઉત્પન્ન થાય તે પ્રજાનાં બાળકોની કેળવણી ઉપર ખર્ચાય. આમ દારૂનિષેધથી સરકારને જતી ખોટ વસુલ થશે. વળી દારૂની પેદાશમાંથી સરકાર કેળવણી આપે છે એવું દેવાતું કલંક બંધ થશે ને કહેવાશે કે પ્રજાના લગ્નમરણની પેદાશમાંથી પ્રજાનાં બાળકો ભણે છે.

### પ્રૌઢકેળવણી

વળી આજે દેશમાં અક્ષરજ્ઞાનની એવી સ્થિતિ છે કે આખા દેશમાં સેંકડે નવદશ ટકા વસતિ અક્ષરજ્ઞાન પામેલી છે. જનસમાજનું અજ્ઞાન ટાળવાને માટે અક્ષરજ્ઞાનનો ખૂબ પ્રચાર કરવો જોઇશે. આજની મહાસભાની સરકારે તેને માટે ખર્ચ કરવું ઠરાવ્યું છે, પણ લોકલબોર્ડોએ હજી તેનો લાભ લેવાનું શરૂ શરૂ કર્યું નથી. ક્રમમાં ક્રમ લોકલબોર્ડની જ્યાં જ્યાં શાળાઓ હાલ છે, ત્યાં ત્યાં એ શાળાઓનાં શિક્ષકોને કંઇક મહેનતાણું આપીને રાત્રીવર્ગો કાઢવા ઘટે. ગામમાંથી કોઇ ભણેલી બેન સ્વીકારે તો તેને પણ યોગ્ય પગાર આપી તેમની દ્વારા સ્ત્રીવર્ગ ચલાવવા, એ વર્ગોમાં ગામની સ્ત્રીઓ ઘરકામથી પરવારી પાછલે પહોર એક બે કલાક એ સ્ત્રીવર્ગમાં જાય. એ વર્ગોમાં પ્રૌઢ પુરુષો અને સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ઉપરાંત બીજું ઘણુંક જ્ઞાન પામે. વળી એવાં ગામે યોગ્ય પુસ્તકો વાંચવા માટે સ્ત્રીપુરુષોને મળી શકે એવી પણ યોજના થવી ઘટે. જ્યાં સર્વત્ર મફત અને ફરજિયાત કેળવણી નહિ થાય ત્યાં સુધી અક્ષરજ્ઞાનનો ઝડપભેર પ્રચાર થવો અશક્ય છે, છતાંયે સંજોગો અનુસાર જેટલું થાય એટલું કરી છૂટવું એ તો આપણો ધર્મ રહ્યો.

### દારૂનિષેધ

મોટે ભાગે પાટીદાર ખેડૂતો તો દારૂ નથી પીતા, પણ બીજા અનેક ખેડૂતો અને મજૂરો પીએ છે. એથી તન-મન-ધનનો નાશ થાય છે એ હવે સમજાવવા જેવી વાત રહી નથી. મહાસભાની સરકારે દારૂના દુર્ગુણનો નાશ

કરવાનું બીડું ઝડપ્યું છે અને આ ઇલાકાનાં અનેક સ્થળોને દારૂનિષેધનો કાયદો લાગુ કર્યો છે. અમદાવાદ અને બીજાં સ્થળોએ એ કાયદો સફળ થયો છે ને તેથી લોકજીવનને બહુ લાભ થયો છે. ગુજરાતના પાંચ જિલ્લામાંથી ખેડા જિલ્લા સિવાય બાકીના ચારેય જિલ્લામાં કોઇ ને કોઇ સ્થળે એ કાયદાનો લાભ લેવા માંડયો છે; ત્યારે ખેડા જિલ્લાએ એ કાયદો પોતાને લાગુ કરવા કેમ ઇચ્છયું નથી એ સમજાતું નથી. શું ખેડા જિલ્લામાં કોઇ દારૂ પીતા જ નથી, અથવા પીતા હોય તો એ એવા રીઢા દારૂડિયા થઇ ગયા છે કે તે કાયદાના બાપનેય ન ગાંઠે? છે શું? જિલ્લાના અગ્રેસર કાર્યકર્તા કંઇ વિચારશે?

### મહાસભાવાદી સરકાર એટલે જાણે ઘરની સરકાર!

મહાસભાવાદી સરકારે પ્રજાહિતના કાયદા કરવા માંડયા છે અને એ રીતે લોકને રાહત આપવા માંડી છે. તે ઉપરથી કેટલાક લોક એમ સમજતા થયા છે કે મહાસભાવાદી સરકાર એટલે જાણે ઘરની સરકાર! જેમણે મહાસભાના સંકટસમયમાં—સત્યાગ્રહસંગ્રામના સમયમાં—મહાસભાને સહાય થવા એક તણખલુંય તોડયું નહોતું, જે કેટલાક તો મહાસભાનો માર્ગ વિકટ કરવાને તેમાં ખીલા ઠોકતા હતા, તે આજે મહાસભાવાદી બની જઇ નજીવી બાબતોમાં પણ આ સરકારને અરજીઓ કરે છે: "સાહેબ, આજે સવારે ગામમાંનું અમુક કૂતરૂં મારા છોકરાને કરડયું, મુખીને ને પોલીસને કૂતરાં વશ ન રાખ્યા માટે સજા કરો." "સાહેબ, મારા છોકરાને પરીક્ષામાં નાપાસ કર્યો, એ પરીક્ષકને બરતરફ કરો." આ સિવાય પ્રધાનોને જાણે બીજું કામ જ નહિ હોય! લોકોએ સમજવું જોઇએ કે આજે પ્રધાનો પોતાનો વિકટ માર્ગ મુશ્કેલીએ કાપી રહ્યા છે, તેમનો માર્ગ આવી નકામી અરજીઓ કરીને વધારે વિકટ કરવો ન ઘટે. અને પ્રધાનોએ પણ આવી નકામી અરજીઓને, ફાઇલે કરી તે ફાઇલો દળદાર ન કરતાં, કચરાના ખાડાને સ્વાધીન કરવી ઘટે.

### સંતપુરૂષને ગાળ!

માનવીમાં અનેક નિર્બળતા વસી રહી છે, પણ તે અનુકૂળ સંજોગો આવ્યે જ પ્રકટ થાય છે. મહાસભાને પ્રજાનો બળવાન ટેકો મળ્યો અને તેથી દેશના સાત પ્રાન્તનાં પ્રધાનવટાં લેઇ શકી. પણ એ પ્રધાનો પ્રજાને નાના નાના લાભ આપવામાં પડ્યા ને પરિણામે અંગ્રેજ સરકારે આપેલું બંધારણ તોડવાનું મહાસભાનું વ્રત ચૂકયા. વળી સાથે માનવીમાં વસી રહેલી નિર્બળતા પણ પ્રકટ થઇ. સત્તાની અભિલાષા અને તેનો સ્વાર્થલાભ લેવાની હીનવૃત્તિ પણ ઠેઠ ઉપરથી નીચે સુધી જાગ્રત થઇ. એ હીનવૃત્તિ આપણી રાજ્ય કરવાની

નાલાયકી સાબિત કરે છે, પણ અનુભવે તેનાં કડવાં ફળ ચાખ્યા પછી એ હીનવૃત્તિ ઘસાશે ય ખરી, એવી આશા રાખીએ. પણ એ હીનવૃત્તિ જ્યારે અંતિમ સીમાએ પહોંચે ત્યારે તો બહુ ભયંકર પરિણામ આવે મધ્ય પ્રાન્તોમાં બે વિભાગ: મહારાષ્ટ્ર અને મહાકોશલ. મહારાષ્ટ્રવાસી ડૉ. ખરે એ પ્રાન્તોના મુખ્ય પ્રધાન બન્યા, પણ તેમને એ હીનવૃત્તિને પરિણામે મહાકોશલના પ્રધાનો સાથે બન્યું નહિ. પરિણામે એમણે એવું વર્તન ચલાવ્યું કે મહાસભા મહાસમિતિએ તેમને મુખ્યપ્રધાન પદેથી ઉતારી પાડ્યા ને તેમને સ્થાને મહાકોશલવાસીને મૂક્યા. એ નિર્ણય ફેરવવા મહારાષ્ટ્રીઓએ મહાત્માજીને વિનવ્યા, પણ તેમણે તે ઠરાવને યોગ્ય માન્યો. આથી મહારાષ્ટ્રીઓ ગુસ્સે થઇ ગયા છે. પછી પ્રસંગ એવો બન્યો કે વર્ધાઆશ્રમમાં કાકા કાલેલકર વગેરે ૭ મહારાષ્ટ્રીઓએ એક દિવસ નીરો પીધો, તેથી તેમને કોલેરા લાગ્યો ને તેમાંના ત્રણનાં મરણ થયાં. આ બનાવનો પણ દોષ મહાત્માજી ઉપર ઢોળીને 'વિવિધવૃત્ત' વગેરે કેટલાક મહારાષ્ટ્રીય વર્તમાનપત્રોએ તેમને 'ખૂની' અને તેથી યે હલકટ શબ્દોથી ગાળો ભાંડવી શરૂ કરી દીધી છે. ક્યાં જગદ્વંદ્ય એ સંતપુરુષ અને ક્યાં હીનવૃત્તિ આ માનવીઓ! કાકા કાલેલકર વગેરેએ આશ્રમવાસી થઇને નીરો પીધો જ શું કરવા એ તો એ કોઇ પૂછતા જ નથી! પ્રજા ઉપર રાજ્ય કરવાની અને તેમને ઉન્નત માર્ગે દોરવાની આ આપણી યોગ્યતા?

### શ્રી ગંગારામ ખન્નાના ખુનનો પ્રયત્ન

અમદાવાદની હિંદુ સભાના મંત્રી શ્રી ગંગારામ ખૂબ સુંદર સમાજસેવા કરી રહ્યા છે. તેમણે અનેક નિરાધાર સ્ત્રીઓની સેવા કરી છે, મુસલમાનોને હાથે સપડાઇ ગએલી હિંદુ સ્ત્રીઓને અને એક મુસલમાન સ્ત્રીને પણ બચાવી છે. ભ્રષ્ટમાનસ મુસલમાનો આથી એમને ભયંકર શત્રુ માનવા લાગ્યા ને તેમને પોતાના ભ્રષ્ટ માર્ગમાંથી કાંટારૂપ માની ખસેડવા વિચારવા લાગ્યા. એવી એક હિંદુ સ્ત્રીને ભ્રષ્ટ કરનાર મુસલમાન ઉપર કચેરીમાં કેસ ચાલતો હતો, તે પ્રસંગે એ કચેરીમાં જતા હતા ત્યારે અમદાવાદમાં ધોળે દિવસે મુસ્લીમ લીગના એક સભ્યે તેમનું ખુન કરવા તેમના ઉપર ઘા ઉપર ઘા કર્યા. લોક ધસી આવ્યા, તે મુસલમાન પકડાઇ ગયો, પણ ભાઇ ગંગારામ ઘવાયા ને તેમને દવાખાનામાં લેઇ જવા પડ્યા. હવે તેમને એવું સારૂં થયું છે, કે તે દવાખાનામાંથી ઘેર આવી શક્યા છે. પણ ખેદની વાત એ છે કે મુસ્લીમ લીગે કે કોઇ મુસ્લીમ આગેવાને આ અપકૃત્ય માટે જાહેર દિલગીરી દર્શાવી નથી. મુસલમાનોનું માનસ કેવું છે તે એ વાત સ્પષ્ટ પ્રકટ કરે છે. મહાસભાની કોઇ સમિતિએ કે અગ્રેસરે પણ આને

વિષે એક શબ્દ ઉચ્ચાર્યો નથી. હિંદુઓના સંકટને એમ અવગણે ને મુસલમાનોને 'બાપબાપા' કર્યે હિંદુ-મુસ્લીમ ઐક્ય સધાશે એમ જો મહાસભા માનતી હોય તો એ તો ઝાંઝવાનું જળ સમજજો! અને સાચી વાત તો એ છે કે હિંદુઓ પોતેજ શરીરે ને આત્માએ બળવાન નહિ બને ત્યાં સુધી સમસ્ત વિશ્વમાં એમનું રક્ષણ કરનાર કોઇ નથી, ના નથીજ. અમદાવાદની હિંદુ પ્રજાએ સરઘસને આકારે દવાખાનામાંથી શ્રી. ખન્નાને ઘેર આણી જે આનંદ વ્યક્ત કર્યો છે તે સાબિત કરે છે કે હિંદુઓમાં હજી જીવનબળ છેજ.

### સર્કસની ક્રૂરતા

આપણે હિંદુઓ એક પ્રકારે દયાળુ ગણાઇએ; હિંસાવૃત્તિથી કંપીએ, પણ જેમાં લોહી પડે એવી પ્રકટ હિંસાવૃત્તિથીજ. બાકી આપણા સામાજિક આચારોમાં તો આપણે હિંસાથી લદબદ થઇ રહ્યા છીએ, તે આપણી સ્ત્રીજાતિ અને ખાસ કરીને વિધવાજાતિ પ્રત્યેના આપણા આચારનું પૃથક્કરણ કર્યે તુરત સમજાશે. પર્વને પ્રસંગે ગાયને કપાળે આપણે ચાંલ્લા કરીએ ને ગળે ફૂલમાળા ચઢાવીએ, પણ પછી તેની સાથે એવો વ્યવહાર રાખીએ કે તે રિબાઇ રિબાઇને મરે. ગાયને આમ રિબાવી રિબાવીને મારનાર આપણે હિંદુઓ પોતાને અહિંસક કહીએ ને તેનો એક ઝટકે પ્રાણ લેનાર મુસલમાનને હિંસક કહીએ! સર્કસના ખેલ જોવામાં આપણે ખરૂ આનંદ માનીએ છીએ. પણ તેમાં ખેલ કરતાં પ્રાણીઓને ને બાળકોને કેવી ક્રૂરતાથી તેના માલેકો ખેલ શિખવે છે ને કેવો ખોરાક આપે છે તે આપણે કદી વિચારીએ છીએ? તેમને ખેલ શિખવવામાં માલેકો અતિશય ક્રૂરતા વાપરે છે અને તે પ્રાણીઓ અને બાળકો જીવતાં રહી શકે ને માલેકોને કમાવી શકે એટલોજ ખોરાક આપે છે. આ હું પ્રત્યક્ષ અનુભવથી લખું છું. કોઇ કહેશે કે આપણે તો પૈસા આપીને સર્કસના ખેલ જોઇએ છીએ, એ ક્રૂરતાનું પાપ હોય તો તેના માલેકને લાગે. પણ આપણુ જોનારજ ન હોઇએ તો એ ક્રૂર ધધો તેના માલેકો કરેજ શા માટે? માંસ ખાનાર ન હોય તો સમાજમાં ખાટકી હોયજ શાનો?

### સાર્વજનિક શાળાઓ અને હરિજન વિદ્યાર્થીઓ

ખેડાજિલ્લા લોકલબોર્ડના સ્કૂલ એડ્મિનિસ્ટ્રેટીવ ઓફીસર તરફથી આ મતલબનું પરિપત્ર દરેક શાળા તરફ મોકલ્યું છે: "હાલમાં ડીરેકટર ઓફ ઇન્ફર્મેશન તરફથી સૂચીપત્ર બહાર પડેલું છે તે ઉપરથી સર્વે શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે સરકારે માન્ય કરેલી શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓ નહિ હોય તો એમ માનવાને કારણ રહેશે કે શિક્ષકો આડકતરી રીતે અગર ગામના માણસોને પડખે રહી આ વર્ગના વિદ્યાર્થીઓને દાખલ કરતા નથી.

માટે તાકીદ આપવામાં આવે છે કે ગામમાં અને ગામથી એક ગાઉની અંદર હરિજનનિવાસ હોય ત્યાં જઈ, જરૂર પડયે સ્કૂલ કમીટીના મેમ્બરો અથવા ગામના અગ્રગણ્ય ગૃહસ્થો સાથે જઈ, તે લોકોને સમજાવી બની શકે તેટલા વિદ્યાર્થીઓ નિશાળમાં ભણવા આવે તેવી વ્યવસ્થા કરવી. તે ભાઈઓને જણાવવું કે તેમનાં બાળકો પાસેથી ફી લેવાની નથી; પણ નિયમિત હાજર રહેશે તો માસિક સ્કોલર્શીપ આપવા બોર્ડે ગોઠવણ કરી છે તે મળશે. તે ઉપરાંત નાણાંની સગવડ હશે તો પાઠ્યપુસ્તકો પણ આપવા ગોઠવણ થશે. સબબ જેમ બને તેમ વધુ હરિજનોનાં બાળકો શાળામાં આવતાં થાય તેવી ગોઠવણ કરવી. ગામલોક તરફથી સીધી કે આડકતરી રીતે ખલેલ કરવામાં આવે તો તેમને ખબર આપવી કે મહેરબાન ડીરેક્ટર સાહેબના હુકમ મુજબ તેમને ગામેથી શાળા હમેશને માટે ઉઠાડી લેવામાં આવશે. શાળાઓમાં દાખલ થએલાં બાળકોને સવર્ણ કોમના વિદ્યાર્થીઓથી જુદા બેસાડવામાં આવે છે તે ઇચ્છવાજોગ નથી. સબબ બધા વિદ્યાર્થીઓને તેમના નંબર મુજબ સાથે જ બેસાડવા. છતાં માલુમ પડશે કે તે જુદા બેસાડે છે તો તે વર્ગશિક્ષક તેમજ હેડ માસ્તર શિક્ષાને પાત્ર થશે. જે શાળામાં હરિજન વિદ્યાર્થી, ગામમાં તે લોકોની વસતિ હોવા છતાં, નહિ હોય તે શાળાઓના શિક્ષકોએ હરિજન બાળકો દાખલ કરવા કોઈ પણ જાતનો પ્રયત્ન કર્યો નથી તેમ માની લેવામાં આવશે."

આ પરિપત્રને આધારે, હાલમાં બે ત્રણ શાળાઓ, ગામલોકે ખલેલ કર્યાથી, બંધ કરવાના હુકમ છૂટયા છે એવા સમાચાર મળ્યા છે.

**લેખક ભાઈબેનોને**

ગયા અંકમાં 'પાટીદાર' વિષેના લેખમાં ભાઈ ડાહ્યાભાઈએ લખ્યું છે કે: "'પાટીદાર'માં સામાજિક કુરિવાજો ઉપર વિશેષ લખાયું છે. આર્થિક અને આધ્યાત્મિક અવદશા ઉપર પણ તેટલો જ વિચાર થવો ઘટે છે. ખેતી અને ઉદ્યોગ ઉપર પણ ખૂબ લખાવું જોઈએ. કેવળ નિબંધાત્મક ન લખતાં દરેક અંકમાં એક વાર્તાને સ્થાન મળે તે પણ ઇષ્ટ છે." આ સૂચના કેવળ વ્યાજબી છે. યુવાન લેખકલેખિકાઓમાં આજકાલ શિથિલતા આવી ગઈ છે, આ આખા વર્ષમાં બેનોના બે જ લેખો છપાયા છે, એ દુઃખની વાત છે. તેમણે જાણવું જોઈએ કે પ્રગતિયુગ તો જુવાનિયાંના હાથમાં છે. માટે શિથિલતા છોડી સમાજની ઉન્નતિને અર્થે લેખકો, જોઈએ તો બંડખોર પણ, કલમ ચલાવે, સૌ સમાજકલ્યાણના પોતપોતાના વિષય ઉપર લખે અને એ રીતે સમાજસેવા કરે એવી આશા રાખું છું.

———*———

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

તા. ૪:૯:'૩૮ને રોજ વ્યવસ્થાપક સમિતિની સભા મળી હતી. તેમાં શ્રી. રાવજીભાઇ મ. પટેલ, શ્રી. દેસાઈભાઇ નાથાભાઇ પટેલ, શ્રી ભોગીલાલ ચોકસી ને શ્રી. શરદ્બેન મજમુદાર, એ ચારની એક સમિતિ વિદ્યાલય માટે નાણાં એકઠાં કરવાની યોજના ઘડી કાઢવા માટે; અને શ્રી. દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન, શ્રી. ભીખાભાઇ કુબેરભાઇ પટેલ શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ, શ્રી. સુભદ્રાબેન ચીમનલાલ શ્રોફ અને શ્રી. શરદ્બેન મજમુદાર, એ પાંચની બીજી સમિતિ વિદ્યાલયની સાતમી શ્રેણીનું શાળાન્ત પ્રમાણપત્ર કેવું આપવું, વગેરે નક્કી કરી આગામી સભામાં તેની યોજના રજુ કરવા માટે નીમવામાં આવી છે. શિક્ષકોની આકસ્મિક રજાઓ વર્ષે ૧૫ દિવસની હતી તે વધારીને ૨૦ દિવસની કરવામાં આવી છે.

જે જમીન સરકારી રાહે મેળવવાની છે તેને માટે સરકારે નોટીસો કાઢી દીધી છે. મંડળ પાસે હાલ જે જમીન છે તેની મહેસુલમાફી માટે સરકાર સાથે પત્રવ્યવહાર શરૂ થયે એક વર્ષ થયું છે, છતાં હજુ એ બાબતમાં સરકારના ખેતરના નિર્ણયની કશી ખબર મળી નથી.

## વિદ્યાલય સમાચાર

તા. ૧લી ઑગસ્ટે ટિળકજયંતી ઊજવવામાં આવી હતી. તે દિવસે શ્રી. ચંદુલાલ ડૉકટરે વિદ્યાર્થિનીઓને લોકમાન્ય ટિળકના જીવનરહસ્ય અને કાર્યદક્ષતા સમજાવ્યાં હતાં.

શીતળાસાતમી, કૃષ્ણજયંતી અને પારણાના દિવસોમાં રજા પાડી ખાસ કાર્યક્રમ ઊજવ્યો હતો; તેમજ પ્રવેશક, પહેલી, બીજી, ત્રીજી ને ચોથી શ્રેણીની બેનો શિક્ષકો સાથે વડતાલમાં એક દિવસ ગાળી આવી હતી; તેજ પ્રમાણે પાંચમી શ્રેણીની બેનો ડભાણ અને છઠ્ઠી શ્રેણીની બેનો અલિંદ્રા ગામે જઇ આવી હતી.

**ગાંધી જયંતી:** તા. ૨૧મી સપ્ટેમ્બરથી બીજી ઑકટોબર સુધી ગાંધીજયંતીના દિવસો છે, એમાંથી વિદ્યાલયે રેંટિયાબારસનો દિવસ ખાસ સ્ત્રીદિન તરીકે ઊજવવાનો નક્કી કર્યો છે.

**મુલાકાતો:** વિદ્યાલયની મુલાકાત લેનારમાં શ્રી. ચંદુલાલ ડૉકટર અને દિ. બ. અંબાશંકર મલજી એ મુખ્ય હતા.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૮:૯:'૩૮

શરદ્બેન મજમુદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ.

## ફંડ

**ભેટ**

| | | |
|---|---|---|
| હિ. બ. અંબાશંકર ગલજી | ભરૂચ | ૫૦-૦-૦ |
| શ્રી. સોમાભાઇ ગોવર્ધનભાઇ અમીન | ઊંઝા | ૨૫-૦-૦ |
| સદ્‌ગત ડૉ. અંબાલાલ ડાહ્યાભાઇ પટેલના પુણ્યાર્થે તેમનાં પત્ની બેન વીરમતી તરફથી, જિન્જ (શિ. ૨૦=) | | ૧૩-૪-૦ |
| શ્રી. ખંડુભાઇ દયાભાઇના પુણ્યાર્થે | નવસારી | ૫-૦-૦ |
| ,, લાલજીભાઇ અમરસી સોની | બાવળા | ૫-૦-૦ |
| ,, હરિલાલ હરજીવનદાસ મોદી | વેજાલ્પુર | ૩-૦-૦ |
| | | ૧૦૧-૪-૦ |

**સભાસદ લવાજમ**

| | | |
|---|---|---|
| શ્રી. કાળિદાસ ગંગળભાઇ પટેલ | કરમાલા | ૧૦૦-૦-૦ |
| ,, છોટાભાઇ લલુભાઇ | ,, | ૧૦૦-૦-૦ |
| ,, છીબુભાઇ કેશવજી | રંગુન | ૧૨-૦-૦ |
| ,, જશભાઇ જ. પટેલ | સુરત | ૧૨-૧-૦ |
| ,, ડાહ્યાભાઇ ફકીરભાઇ પટેલ | ફ્લિન્ડીની | ૧૨-૦-૦ |
| ,, નરોત્તમદાસ નિકમદાસ ,, | ભરૂચ | ૧૨-૦-૦ |
| ,, પરમાનંદ જાદવજી ગાંધી | અમદાવાદ | ૧૨-૦-૦ |
| ,, મણિભાઇ ધોરીભાઇ પટેલ | ગોરવાસા | ૧૨-૦-૦ |
| ,, મણિભાઇ શંકરભાઇ ,, | ફ્લિન્ડીની | ૧૨-૦-૦ |
| ,, મુળજીભાઇ બી. પટેલ | ભરૂચ | ૧૨-૦-૦ |
| ,, હરિભાઇ રેવનદાસ પટેલ | મર્મજ | ૧૨-૦-૦ |
| | | ૩૦૮-૦-૦ |

કુલ રૂા. ૪૦૯-૪-૦

ગયા શ્રાવણ માસની પત્રિકા નં. ૨માં સ્વીકારાએલા ૨૮૮૬૭-૧૦-૦

કુલ રૂા. ૨૯૨૭૬-૧૪-૦

ઉપરાંત કલકત્તાના શ્રી. ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ તરફથી 'ગાહિત-ભિખ્ખુ અખંડાનંદજી'ની બાર નકલો અને સામરખાના શ્રી. પુરુષોત્તમ નાથા-પટેલ તરફથી સુરણ મણ ૨ તથા આદુ શેર ૫ મળ્યાં છે.

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. શરદ્‌બેન મજમુદાર માટે છાપી, તા. ૧૯:૯:'૩૮

# પાટીદાર

સંવત ૧૯૯૪ વર્ષ ૧૫

## લેખસૂચિ

## લેખસૂચિ

---*---

# લેખકસૂચિ

ચાહતાં શીખો, નહિ કે કુળની દૃષ્ટિએ. કુળની દૃષ્ટિ સંકુચિત છે, પણ જીવનની દૃષ્ટિ અપરિમિત છે.

કુળવાન થવાના વિચારોથી દૃઢ વ્યક્તિત્વનો વિકાસ કરવાની શક્તિ પણ નથી આવતી. પછી કાર્યસ્વતંત્રતા તો ક્યાંથીજ આવે? સમાજની દરેક વ્યક્તિને સ્વતંત્ર વિચારોને ને સ્વતંત્ર કાર્યને અમલમાં મૂકવાનો હક્ક છે. પછીથી સમાજને પંથે ચાલવાની શી જરૂર?

યુવકસમાજમાં સ્વતંત્ર વિચારોને અભાવે, મહાન બુદ્ધિ હોવા છતાં, તેઓ અનિશ્ચિત રહી વિલંબમાં અને વિચારમાંજ કીમતી વર્ષો ગુમાવે છે. શું માનવજીવન અને મનુષ્યની શક્તિઓ એટલી બધી સસ્તી છે કે કુળ બાંધવામાં સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાને વશ થઇ જીવનને ખર્ચી નાખે છે? મહાન શક્તિ ધરાવનાર આશાજનક તરુણને પોતાની શક્તિની પ્રતીતિ હોય, પરંતુ પોતે કુળને લીધે તથા ખોટા ખર્ચના કરજના બોજા તળે બહુ દબાઇ ગએલો હોવાથી અથવા મુક્ત ન થઇ શકાય એવી રીતે બીજી સ્વરચિત શૃંખલાઓથી બંધાઇ ગએલો હોવાથી તે પોતાની શક્તિ લાભદાયક રીતે વાપરવાની સંધિ મેળવી શકતો ન હોય અને પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડી શકતો ન હોય તેના કરતાં વિશેષ શોકજનક બીજું શું હોઇ શકે! પોતે સ્વતંત્ર માનવી હોવાને બદલે તે પોતાની સામાજિક ગૂંચવણ ભરેલી સ્થિતિનો ગુલામ બની જાય છે. તમારી જાતને સ્વતંત્ર રાખો, તમારા પુરુષત્વને કે તમારા સ્ત્રીત્વને ભ્રષ્ટ કરે એવી સર્વ પ્રકારની સાંસારિક ગૂંચવણોથી દૂર રહો. ગૂંચવણ ગમે તે પ્રકારની હોય, પરંતુ તે એક જાતની કેદ છે અને તે ઐચ્છિક હોવાથી કાંઇ ઓછી ભયંકર નથી. જો તમારૂં મસ્તિષ્ક અનાશ્રિત, તમારૂં મન બોજારહિત, તમારા હાથ અને તમારી સર્વ શક્તિઓ મુક્ત હશે તો તમે થોડે દ્રવ્યે અથવા કદાચ કિંચિત્ દ્રવ્ય વિના પણ મહાન કાર્ય કરી શકશો. પરંતુ જો તમે સમાજના રિવાજો પાળવાથી કરજના બોજા નીચે કચડાતા હો, તો તમારી ઇચ્છા પ્રમાણે કામ કરવાને સ્વતંત્ર નહિ રહો. તમે કુળના આ ભાર નીચે હશો અને જેમની સાથે તમે ગુંચવણ ભરેલો સંબંધ બાંધ્યો હશે, તેમને લીધે તમે આમથી તેમ અથડાતા હશો તો તમે વિશેષ કાર્ય કરી શકશો નહિ, કેમકે એવા સંજોગોમાં તમે સ્વતંત્ર મનુષ્ય નથી, પરંતુ બદ્ધ મનુષ્ય – ગુલામ – છો.

ભૌતિક પદાર્થોની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ સાથે કુળને ભલે સંબંધ હોય, પણ આત્માની અવનતિ કે ઉન્નતિને કંઇ તે સાથે ખાસ સંબંધ નથી. તેનો સંબંધ અંદર રહેલા ભાવો સાથે છે.

જીવનમાં સૌથી મહત્ત્વની બાબતોમાં એક બાબત એ છે કે નાની નાની વસ્તુઓમાં ઘણું બળ રહેલું છે, અને તેને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું છે; એક વિના દશ કે સો બની શકતા નથી, ત્યારે હલકા કુટુંબના મનુષ્યને ધિક્કારવો એ મૂર્ખતાભરેલું અને અયોગ્ય કૃત્ય છે. એક એકલો માણસ ક્ષુલ્લક અને વિસાત વિનાનો હશે, પરંતુ જ્યારે એક એક કરીને ઘણા માણસો એકત્ર થાય છે ત્યારે તેઓ ઘણા બળવાન બને છે.

સમાજને પૂરતું શિક્ષણ મળશે એટલે તેનું બુદ્ધિબળ વધશે. જુબર્ટ કહે છે કે "સમર્થ બુદ્ધિ મહાન કાર્યનો પ્રારંભ કરે છે, પણ માત્ર પરિશ્રમજ તેને પાર પાર પાડે છે." સખ્ત પરિશ્રમમાંજ હમેશાં વિશ્રાન્તિ અને પ્રોત્સાહન રહેલાં હોય છે.

પાટીદાર સમાજના કહેવાતા ને કહેવડાવતા કુળવાનને ત્યાંજ મડો હોય છે. પછીથી મામુલી જેવી સ્થિતિવાળામાં કેવી રીતે સુધારાની જાગૃતિ આવે? પહેલાં કહેવાતા કુળવાન સુધરશે તો મધ્યમ વર્ગના તેમના ભાઇઓ તો જરૂર સુધરશે. તેમાંજ કુળવાનોનું શ્રેય ને જીવનનું સાધ્ય ગણાશે. સમાજમાં દરેક વ્યક્તિ સ્વતંત્ર છે. શા માટે તેની સ્વતંત્રતા કચડી નાખવામાં આવે છે? સ્વતંત્રતાનો ઉપભોગ જીવનના વિકાસ ઉપર આધાર રાખે છે, નહિ કે કુળના વિચારોથી.

લગ્નના ખોટા રિવાજોથી અથવા બીજા ઘણા કુરિવાજોથી કુળ શોભતું નથી. મરણ પાછળ ધામધૂમ કરી આખું ગામ જમાડવામાં લોક મહત્તા સમજે છે. કેટલી અધમતા! સમાજને જ્યારે પૂરતું શિક્ષણ પણ નથી મળી રહેતું, ત્યારે કહેવાતા કુળવાન પૈસાના ધુમાડા કરી પોતે 'અદમ' સેવે છે. આપણા કુરિવાજો સાધારણ કુટુંબનાં મનુષ્યોનું લોહી ચૂસી લે છે. કુળવાન થવામાં દીકરીને લગ્નપ્રસંગે પોતાનું છાપરૂં વેચવા તત્પર થનાર પોતાનાં બાળકોની કેળવણી પાછળ એક પાઇ પણ ન ખરચે. તે સમજે છે કે તેનું કુળ છાપરૂં વેચવાથી હમેશાં ટકી રહેશે. મારા જેવા ઘણા યુવકોને કેળવણી અધુરી મળી હશે. કારણ એકજ છે કે રાક્ષસી રિવાજોના મોહમાં પડી પૈસા ઉડાવવામાં આવે છે. પછી શાનો બાળકોને જીવનમાં રસ રહે? તો આવા રાક્ષસરૂપી રિવાજોને નાબુદ કરી નાખવા એ જનસમાજનું ને ખાસ કરીને યુવકોનું કર્તવ્ય છે.

સમાજ, હવે સુધર, સુધર ને બસ સુધર!

કમ્પાલા, ઉગાણ્ડા ચંદુલાલ ચતુરભાઇ પટેલ

---